## અનુક્રમણિકા

# પરિચય

કુર્આન અલ્લાહનો ગ્રંથ છે. તે પોતાની મૂળ અરબી ભાષામાં સંપૂર્ણ સુરક્ષિત છે. આવા ગ્રંથનો અનુવાદ કદાપિ મૂળ ગ્રંથનો વિકલ્પ બની શકતો નથી. કુર્આનના અનુવાદનો ઉદ્દેશ્ય જે લોકો તેને નથી સમજી શકતા તેઓ સરળતાથી સમજી શકે એ રીતે તેને માત્ર સરળ બનાવવાનો છે. પરંતુ તેનો અર્થ એ નથી કે જે વ્યક્તિ અરબી ભાષા ન જાણતો હોય, તે કુર્આનને સમજી શકતો નથી. કુર્આન, અરબી ભાષા ન જાણતા વ્યક્તિ માટે પણ એક બોધદાયક ગ્રંથ છે. કુર્આન પ્રત્યક્ષ રૂપે અરબી ભાષામાં છે, પરંતુ હકીકત એ છે કે તે પ્રાકૃતિક ભાષામાં છે, અર્થાત્ એ ભાષા જેમાં અલ્લાહે સર્જન વખતે તમામ મનુષ્યોને પ્રત્યક્ષ સંબોધન કર્યું હતું. આ સંબોધન દરેક સ્ત્રી અને પુરુષના અંદર સહજ રૂપે હંમેશા વિદ્યમાન રહે છે. તેથી કુર્આન પ્રત્યેક મનુષ્ય માટે એક બોધદાયક ગ્રંથ છે, કોઈના માટે ચેતન રૂપમાં અને કોઈના માટે અચેતન રૂપમાં.

આ વાસ્તવિકતાનો કુર્આનમાં આ રીતે ઉલ્લેખ છે : ''આ સ્પષ્ટ આયતો છે એ લોકોના હૃદયમાં જેમને જ્ઞાન પ્રદાન કરવામાં આવ્યું છે.'' (૨૯:૪૯)

આનો અર્થ એ છે કે કુર્આન જે આકાશી વાસ્તવિકતાને ચેતનાની ભાષામાં બતાવી રહ્યું છે, તે સહજ ભાષામાં પહેલાંથી મનુષ્યના અંદર છે. તેથી કુર્આનનો સંદેશ મનુષ્ય માટે કોઈ અજાણ્યો સંદેશ નથી, બલ્કે તે એ જ જ્ઞાનની એક શાબ્દિક અભિવ્યક્તિ છે, જેનાથી મનુષ્ય પ્રકૃતિના સ્તરે પહેલાંથી જ પરિચિત છે.

કુર્આનમાં દર્શાવવામાં આવ્યું છે કે જે મનુષ્યો પછીના યુગોમાં પેદા થઈ રહ્યા છે, તે સૌનું સર્જન આરંભિક રૂપે આદમના સર્જનના સમયે જ કરી દેવામાં આવ્યું હતું. તે વખતે અલ્લાહે એ માનવ-આત્માઓથી પ્રત્યક્ષ સંબોધન કર્યું. આ સંદર્ભે કુર્આનમાં આ પ્રમાણે વર્ણન છે –

‘‘અને જ્યારે તારા પાલનહારે આદમના સંતાનોની પીઠમાંથી તેમની સંતતિને કાઢી અને તેમને સાક્ષી ઠરાવ્યા હતા સ્વયં તેમનાં ઉપર કે, ‘‘શું હું તમારો પાલનહાર નથી ?’’ તેમણે કહ્યું, હા, અમે સ્વીકારીએ છીએ. આ એટલા માટે થયું કે ક્યાંક તમે કયામતના દિવસે કહેવા લાગો કે અમને તો આ વાતની ખબર જ ન હતી.’’ (૭:૧૭૨)

અલ્લાહ અને તેના બંદા (દાસ) વચ્ચે એક અન્ય ચર્ચાનો ઉલ્લેખ પણ કુર્આનમાં આ પ્રમાણે છે –

‘‘અમે ‘અમાનત’ (ઐચ્છિક કર્મ)ને આકાશો અને ધરતી અને પહાડો સમક્ષ પ્રસ્તુત કરી, તો તેમણે તેને ઉઠાવવાથી ઈન્કાર કર્યો અને તેનાથી ડરી ગયા અને મનુષ્યએ તેને અર્થાત્ ‘અમાનત’ને ઉઠાવી લીધી. નિઃસંદેહ, તે અત્યાચારી અને અજ્ઞાની હતો.’’ (૩૩:૭૨)

આ બંને આયતોથી જાણકારી મળે છે કે સર્જનના પ્રારંભે અલ્લાહે સૌ મનુષ્યોને પ્રત્યક્ષ રૂપે સંબોધન કર્યું હતું. આ સંબોધનમાં જે વાત કહેવામાં આવી હતી, તે તમામ મનુષ્યોના અચેતનમાં સુરક્ષિત કરી દેવામાં આવી. આનો અર્થ એ થયો કે અલ્લાહની જે વાણીને મનુષ્ય કુર્આનના રૂપમાં વાંચી રહ્યો છે, આનાથી પહેલાં પ્રત્યક્ષ રૂપે અલ્લાહના સંબોધન હેઠળ તે એ વાણીને સાંભળી અને સમજી ચૂક્યો છે. કુર્આન, મનુષ્ય માટે એક જ્ઞાત વાતને જાણવું છે, ન કે કોઈ અજ્ઞાત કે અજાણી વાતને અચાનક સાંભળવું. વાસ્તવિકતા એ છે કે કુર્આન માનવીની ચેતનાનું પ્રાગટ્ય (Unfolding) છે.

આ વાતને સામે રાખવામાં આવે તો એ જાણવું મુશ્કેલ નથી કે કુર્આનને સમજવા માટે કુર્આનનો અનુવાદ પણ એક પર્યાપ્ત માધ્યમની હેસિયત ધરાવે છે. જે વ્યક્તિની પ્રકૃતિ જીવંત હોય, જેણે પોતાને ઉત્તરકાલીન અર્થાત્ પછીની કન્ડિશનિંગ (Later Conditioning)થી બચાવ્યો હોય, તે જ્યારે

કુર્આનનો અનુવાદ વાંચશે તો તેના મનમાં એ ચેતાતંતુઓ ખુલી જશે જ્યાં સર્જનના સમયે કરવામાં આવેલ અલ્લાહનું સંબોધન પહેલાંથી સુરક્ષિત છે. 'અલસ્તુ બિરબ્બિકુમ' (શું હું તમારો રબ અર્થાત્ પ્રભુ-પાલનહાર નથી ? - કુર્આન,૭:૧૭૨)ની પ્રતિજ્ઞા જો અલ્લાહનું પહેલું સંબોધન છે, તો કુર્આન અલ્લાહનું બીજું સંબોધન છે. બંને એક-બીજા માટે પુષ્ટિની હેસિયત ધરાવે છે. જો કોઈ વ્યક્તિ અરબી ભાષા ન જાણતો હોય, અથવા ઓછી જાણતો હોય અને તે કેવળ કુર્આનનો અનુવાદ વાંચવાની સ્થિતિમાં હોય, તો તેણે કુર્આનના બોધ વિશે નિરાશ ન થવું જોઈએ. કુર્આનની આ માનવ-ધારણા વર્તમાન યુગમાં એક વૈજ્ઞાનિક તથ્ય બની ચૂકી છે. વર્તમાન યુગમાં Genetic (આનુવંશિક) કોડનું વિજ્ઞાન અને Anthropology (માનવ-વિજ્ઞાન)નું અધ્યયન, બંને કુર્આનના આ દૃષ્ટિકોણની સંપૂર્ણપણે પુષ્ટિ કરે છે.

## કુર્આન, અલ્લાહનો અંતિમ ગ્રંથ

કુર્આન અલ્લાહનો અંતિમ ગ્રંથ છે, જે ઈસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ને પ્રદાન કરવામાં આવ્યો. કુર્આન એક સંકલિત પુસ્તક કે સંગ્રહના રૂપમાં અવતરિત કરવામાં નથી આવ્યું, બલ્કે તે ૨૩ વર્ષના સમયગાળામાં ભિન્ન-ભિન્ન અંશોના રૂપમાં અવતરિત કરવામાં આવ્યું છે. ઈસ્લામના પયગંબર મક્કા શહેરમાં હતા, ત્યારે ઈ.સ.૬૧૦ માં કુર્આનનો પહેલો ભાગ અવતરિત થયો. તે પછી નિરંતર તેના વિભિન્ન ભાગો આપ પર અવતરિત થતા રહ્યા. કુર્આનનો અંતિમ ભાગ આપ પર ઈ.સ.૬૩૨ માં અવતરિત થયો, ત્યારે આપ મદીના શહેરમાં હતા. કુર્આનનું આ અવતરણ ફરિશ્તા જિબ્રઈલના માધ્યમથી થતું હતું. અંતે સ્વયં ફરિશ્તા જિબ્રઈલના નિર્દેશાનુસાર કુર્આનના વિભિન્ન અંશોને એક ગ્રંથના રૂપમાં સંકલિત કરવામાં આવ્યા.

કુર્આનમાં કુલ ૧૧૪ સૂરઃઓ છે. અમુક સૂરઃઓ મોટી છે અને અમુક

નાની. આયતોની કુલ સંખ્યા ૬૨૩૬ છે. તિલાવત (પઠન)ની સુવિધા માટે કુર્આનને ત્રીસ ભાગ અને સાત મંજિલના રૂપમાં વહેંચી દેવામાં આવેલ છે. કુર્આન સાતમી સદીના પ્રથમ ચતુર્થાંશમાં અવતરિત થયું. તે વખતે કાગળનું સંશોધન થઈ ચૂક્યું હતું. આ કાગળ કેટલાક વિશેષ વૃક્ષોના રેસાઓમાંથી લઈને હસ્ત-ઉદ્યોગના રૂપમાં બનાવવામાં આવતો હતો. તેને 'પપાયરસ' (Papyrus) કહેવામાં આવે છે. કુર્આનનો કોઈ અંશ જ્યારે પણ અવતરિત થતો, તો તેને એ કાગળ પર લખી લેવામાં આવતો હતો, જેને અરબી ભાષામાં 'કિરતાસ' કહેવામાં આવે છે. તેના સાથે-સાથે લોકો કુર્આનને પોતાની સ્મૃતિમાં સુરક્ષિત કરી લેતા હતા, કેમ કે તે વખતે કુર્આન જ એક માત્ર ઈસ્લામી સાહિત્ય હતું. કુર્આનને નમાઝોમાં પઢવામાં આવતું હતું અને ઈસ્લામ તરફ આમંત્રિત કરવા માટે તેને લોકો સમક્ષ પઢીને સંભળાવવામાં આવતું હતું. આમ, કુર્આન, એકી સાથે, લખવામાં પણ આવતું રહ્યું અને તેને કંઠસ્થ પણ કરવામાં આવતું રહ્યું.

ઈસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ના અંતિમ જીવન-કાળ સુધી કુર્આનને સુરક્ષિત કરવાની આ જ પદ્ધતિ પ્રચલિત રહી. આપનું મૃત્યુ ઈ.સ.૬૩૨ માં થયું, તે પછી અબૂબક્ર સિદ્દીક رضي الله عنه ઈસ્લામના પ્રથમ ખલીફા બન્યા. તેમણે નિયમિત રૂપે પોતાની દેખરેખમાં કુર્આનના ગ્રંથની એક સંકલિત પ્રત બનાવડાવી. આ જ પ્રત પ્રાચીન કાળના કાગળ અથવા કિરતાસ પર બનાવવામાં આવી હતી. કુર્આનની આ પ્રતના ગ્રંથની સાઈઝ ચોરસ હતી. તેથી તેને 'રબઆ' (Square) કહેવામાં આવતું હતું. આમ, કુર્આન પ્રથમ ખલીફાના યુગમાં ગ્રંથના રૂપમાં સુરક્ષિત થઈ ગયું. ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન બિન અફ્ફાન رضي الله عنه ના યુગમાં આ ગ્રંથવાળા કુર્આનની વધારે નકલો તૈયાર કરવામાં આવી અને તેને વિભિન્ન નગરોમાં મોકલી દેવામાં આવી.

આ પ્રતો નગરની જુમ્આ મસ્જિદોમાં ઉપલબ્ધ રહેતી હતી. લોકો તેને પઢતા પણ હતા અને તેનાથી વધારાની નકલો પણ તૈયાર કરતા હતા.

કુર્આનને લખવાનો આ ક્રમ ૧૯મી સદી સુધી ચાલુ રહ્યો. ૧૯મી સદીમાં પ્રિન્ટિંગ પ્રેસની શોધ થઈ અને તેના સાથે જ કાગળ પણ આધુનિક ઔદ્યોગિક રીતે વધારે પ્રમાણમાં તૈયાર કરવામાં આવવા લાગ્યો. આ પ્રમાણે ૧૯મી સદીમાં કુર્આન નિયમિત રૂપે પ્રિન્ટિંગ પ્રેસ દ્વારા છાપવાનું શરૂ થઈ ગયું. છાપવાની પદ્ધતિઓમાં નિરંતર વિકાસ થતો રહ્યો. તેના સાથે જ કુર્આનની મુદ્રિત પ્રતો પણ વધારે ઉત્કૃષ્ટ રીતે તૈયાર થવા લાગી. જ્યારે કુર્આનની મુદ્રિત પ્રતો આ રીતે સામાન્ય થઈ ગઈ, તો હવે તે દરેક ઘરમાં, દરેક મસ્જિદમાં, દરેક પુસ્તકાલયમાં અને બજારોમાં એ રીતે મોટી સંખ્યામાં ઉપલબ્ધ છે કે દરેક મનુષ્ય જુદી-જુદી ભાષામાં કુર્આનની છપાયેલ સુંદર પ્રતો પ્રાપ્ત કરી શકે છે, ચાહે તે ધરતીના કોઈપણ ભાગમાં હોય.

## સૃષ્ટિના નિર્માણની અલ્લાહની યોજના

દરેક પુસ્તકનો એક વિષય (Subject) હોય છે. કુર્આનનો વિષય એ છે કે સૃષ્ટિના નિર્માણની અલ્લાહની યોજના (Creation Plan of God)થી મનુષ્યને માહિતગાર કરવામાં આવે, અર્થાત્ મનુષ્યને એ બતાવવામાં આવે કે અલ્લાહે આ સૃષ્ટિ કેમ બનાવી છે, મનુષ્યને આ ધરતી પર વસાવવાનો ઉદ્દેશ્ય શું છે, મૃત્યુ પહેલાના જીવન-કાળમાં મનુષ્યથી શું અપેક્ષિત છે, અને મૃત્યુ પછીના જીવનમાં મનુષ્યની સાથે શું થવાનું છે. મનુષ્ય એક અમર સર્જન છે. તેની જીવન-યાત્રા મૃત્યુ પછી પણ ચાલુ રહે છે. કુર્આન આ સંપૂર્ણ જીવન-યાત્રા માટે એક માર્ગદર્શક ગ્રંથની હેસિયત ધરાવે છે. મનુષ્યને આ વાસ્તવિકતાથી માહિતગાર કરવો એ જ કુર્આનનો ઉદ્દેશ્ય છે અને આ જ કુર્આનની ચર્ચાનો વિષય છે.

અલ્લાહે મનુષ્યને એક અમર સર્જનની હેસિયતથી પેદા કર્યો. પછી જીવન-કાળને બે ભાગોમાં વહેંચી નાખ્યો. તેનો ખૂબ નાનો ભાગ મૃત્યુથી પહેલાના સમયમાં રાખ્યો અને તેનો ખૂબ મોટો ભાગ મૃત્યુ પછીના જીવન માટે રાખ્યો. મૃત્યુ પહેલાનો જે સમયગાળો છે, તે પરીક્ષા-કાળ છે અને મૃત્યુ પછીનો જે સમયગાળો છે તે પરીક્ષાના પરિણામ અનુસાર, સારું કે ખરાબ પરિણામ મેળવવાનો. કુર્આન, જીવનની આ જ વાસ્તવિકતાનો પરિચય આપતા એક ગ્રંથની હેસિયત ધરાવે છે.

કુર્આન એક રીતે 'ઉપકારક' (ઈશ્વર) તરફથી ઈનામનું અનુસ્મરણ છે. અલ્લાહે મનુષ્યને વિશિષ્ટ ગુણોની સાથે પેદા કર્યો છે. પછી તેને પૃથ્વી જેવા ગ્રહ પર વસાવ્યો, જ્યાં મનુષ્ય માટે દરેક પ્રકારની જીવન-રક્ષક વ્યવસ્થા (Life Support System) ઉપલબ્ધ છે. કુર્આનનો ઉદ્દેશ્ય એ છે કે મનુષ્ય, પ્રકૃતિનાં આ ઉપકારોથી લાભાન્વિત થવાની સાથે 'ઉપકારક'ને યાદ રાખે, તે ઉપકારોના રચયિતા પર આસ્થા રાખે. કૃપાઓનો ઉપયોગ કરતાં કૃપાળુને માનવું અને તેના તકાદાઓને પૂરા કરવાં એ જ સદેવ રહેનારી જન્નતનું પ્રમાણપત્ર (Certificate) છે; અને કૃપાઓ અને ઉપકારોનો ઉપયોગ કરતાં કૃપાળુ અને ઉપકારકને ભૂલી જવું, મનુષ્યને નર્કને પાત્ર બનાવી દે છે. કુર્આન વાસ્તવમાં આ જ સૌથી મોટી હકીકતનું અનુસ્મરણ છે.

તમે કુર્આનને પઢશો તો તેમાં વારંવાર એ પ્રકારનું વર્ણન જોશો કે તે અલ્લાહે અવતરિત કરેલ વાણી (Word of God) છે. પ્રત્યક્ષ રૂપે આ એક સામાન્ય વાત છે, પરંતુ જ્યારે તેને તુલનાત્મક રીતે જોવામાં આવે તો ખ્યાલ આવશે કે આ અત્યંત અસાધારણ વાત છે. દુનિયામાં અનેક પુસ્તકો છે, જેના વિશે લોકોની માન્યતા છે કે તે પવિત્ર પુસ્તક છે. પરંતુ કુર્આન સિવાય કોઈપણ પવિત્ર પુસ્તકમાં તમને એ લખેલું જોવા નહીં મળે કે તે

ઈશ્વરીય વાણી છે. આ પ્રકારનું વર્ણન અપવાદરૂપે માત્ર કુર્આનમાં છે. કુર્આનમાં આ પ્રકારનું વર્ણન હોવું, તેના વાચકને એક આરંભિક બિંદુ (Starting Point) આપે છે. તે કુર્આનનું અધ્યયન એક અપવાદરૂપ ગ્રંથની હેસિયતે કરે છે, ન કે સામાન્ય માનવ-રચિત પુસ્તકના રૂપમાં.

કુર્આનની શૈલી પણ એક અનોખી શૈલી છે. સાધારણ માનવ-રચિત પુસ્તકોની રીત એ છે કે તેમાં વસ્તુઓ લેખન-ક્રમની સાથે લખેલી હોય છે. તેમાં 'એ-ટુ-ઝેડ' સુધી ક્રમબદ્ધ રીતે વસ્તુઓનું વર્ણન કરવામાં આવે છે. પરંતુ કુર્આનમાં આ પ્રકારની શૈલી નથી. સામાન્ય વ્યક્તિને પ્રત્યક્ષ રીતે કુર્આન એક અક્રમબદ્ધ વાણી પ્રતીત થાય છે, પરંતુ વાસ્તવિક રૂપે જોવામાં આવે તો તે એક અત્યંત વ્યવસ્થિત અને ક્રમબદ્ધ વાણી લાગશે. કુર્આનની વર્ણન-શૈલી વિશે એ કહેવું સાચું હશે કે તેની શૈલી રાજવી અને ભવ્ય છે. કુર્આનને પઢતાં એવું પ્રતીત થાય છે કે જાણે તેનો લેખક એક સર્વોચ્ચ સ્થાને છે, જ્યાંથી તે સમગ્ર માનવ-જાતને જોઈ રહ્યો છે, સમગ્ર માનવ-જાત તેનો પોતાનો મામલો (Concern) છે, તે પોતાના સર્વોપરી સ્થાનથી સંપૂર્ણ માનવ-જાતને સંબોધન કરી રહ્યો છે; જો કે આ સંબોધન વખતે તે ક્યારેક એક સમૂહ તરફ વળી જાય છે અને ક્યારેક બીજા સમૂહ તરફ.

કુર્આનનું એક વિશિષ્ટ પાસુ એ પણ છે કે તેનો વાચક કોઈપણ ક્ષણે તેના લેખકથી સંપર્ક (Consult) કરી શકે છે. કુર્આનનો લેખક અલ્લાહ છે. તે એક જીવંત હસ્તી છે. તે સંપૂર્ણ માનવ-જાત પર વ્યાપ્ત છે. તે કોઈપણ મધ્યસ્થી કે માધ્યમ વગર માનવીની વાતને સાંભળે છે અને તેનો જવાબ આપે છે. તેથી કુર્આનના વાચક માટે પ્રતિક્ષણ એ સંભવ છે કે તે અલ્લાહથી સંપર્ક સ્થાપિત કરી શકે. તે અલ્લાહને પૂછે અને અલ્લાહથી પોતાના પ્રશ્નોનો જવાબ પ્રાપ્ત કરી લે.

જે લોકો માત્ર મીડિયાના માધ્યમથી કુર્આનને જાણે છે, તેઓ સામાન્ય રીતે એવું સમજે છે કે કુર્આન જિહાદનો ગ્રંથ છે અને જિહાદ, તેમનાં દષ્ટિકોણ અનુસાર નામ છે હિંસાના માધ્યમથી પોતાના ઉદ્દેશ્યને પ્રાપ્ત કરવું. પરંતુ આ કેવળ ગેરસમજ અને ભ્રમણા છે. જે વ્યક્તિ પણ કુર્આનને પ્રત્યક્ષ રૂપે વાંચશે, તેના માટે એ સમજવું મુશ્કેલ નહીં હોય કે કુર્આનનો હિંસાથી કોઈ સંબંધ નથી. કુર્આન પૂર્ણ રૂપે શાંતિનું પુસ્તક છે, તે હિંસાનું પુસ્તક કદાપિ નથી.

## જિહાદ શું છે ?

એ એક હકીકત છે કે કુર્આનની શિક્ષાઓમાં એક શિક્ષા એ પણ છે, જેને 'જિહાદ' કહેવામાં આવે છે. પરંતુ જિહાદ શાંતિપૂર્ણ પ્રયાસનું નામ છે, ન કે કોઈ હિંસાત્મક કાર્યવાહી. કુર્આનમાં બતાવવામાં આવેલ જિહાદની ધારણા કુર્આનની આ આયતથી જાણવા મળે છે – ''અને આના (અર્થાત્ કુર્આનના) માધ્યમથી તમે તેમનાં સાથે જિહાદ કરો.'' (૨૫:૫૨)

કુર્આનની આ આયતમાં, કુર્આનના માધ્યમથી જિહાદ કરવાની શિક્ષા આપવામાં આવી છે. સ્પષ્ટ છે કે કુર્આન કોઈ હથિયાર નથી, કુર્આન એક વૈચારિક પુસ્તક છે. કુર્આન, અલ્લાહની વિચારધારા (Ideology)નો પરિચય છે. તેનાથી કુર્આનમાં બતાવવામાં આવેલ જિહાદની ધારણા સ્પષ્ટ રૂપે જાણવા મળે છે. કુર્આન અનુસાર જિહાદ વાસ્તવમાં શાંતિપૂર્ણ વૈચારિક સંઘર્ષ (Peaceful Ideological Struggle)નું નામ છે. આ વૈચારિક સંઘર્ષનું લક્ષ્ય કુર્આનમાં એ બતાવવામાં આવ્યું છે કે કુર્આનનો સંદેશ લોકોનાં હૃદયમાં ઉતરી જાય.(૪:૫૩)

આ આયત અનુસાર કુર્આનનું અપેક્ષિત કથન એ છે, જે 'કૌલે બલીગ' (અર્થપૂર્ણ આકર્ષક કથન) હોય, અર્થાત્ એવી વાણી જે લોકોનાં મનને સંબોધિત કરે, જે લોકોને સંતુષ્ટ કરનારી હોય, જેના માધ્યમથી લોકોને

કુર્આનની સચ્ચાઈ પર વિશ્વાસ પેદા થાય, જેના માધ્યમથી લોકોના અંદર વૈચારિક ક્રાંતિ ઉત્પન્ન થઈ જાય. આ કુર્આનનું મિશન છે, અને આ પ્રકારનું વૈચારિક મિશન માત્ર તર્કો અને દલીલોના માધ્યમથી પૂરું થઈ શકે છે. હિંસા અથવા અન્ય કોઈ સશસ્ત્ર કાર્યવાહીના માધ્યમથી આ લક્ષ્યને પ્રાપ્ત કરવું સંભવ નથી.

એ સાચું છે કે કુર્આનમાં કેટલીક એવી આયતો છે, જે 'કિતાલ' (યુદ્ધ)ની પરવાનગી આપે છે. પરંતુ આ આયતો માત્ર યુદ્ધ-સ્થિતિ માટે છે. તે માત્ર આક્રમણના સમયે બચાવના અર્થમાં છે. રક્ષાત્મક યુદ્ધ સિવાય, કોઈ યુદ્ધ ઈસ્લામમાં વૈધ નથી. આ રક્ષાત્મક યુદ્ધ પણ માત્ર એક સ્થાપિત રાજ્ય (Established State) કરી શકે છે. રાજ્ય સિવાય કોઈપણ વ્યક્તિ અથવા સંગઠનને જિહાદ છેડવાની પરવાનગી નથી.

## કુર્આન – એક આવાહક પુસ્તક

કુર્આનને સમજવા માટે એક મહત્ત્વપૂર્ણ વાત એ છે કે કુર્આન કોઈ કાનૂની પુસ્તક નથી. કુર્આન એક 'દાવતી' (આવાહક, આમંત્રણ આપતું) પુસ્તક છે. કુર્આનની વર્ણન-શૈલી કાનૂની નથી, બલ્કે 'દાવતી' છે. કાનૂનની ભાષા કોઈ વસ્તુનું નિર્ધારણ કરનારી ભાષા હોય છે. કાનૂની લેખનમાં વસ્તુઓ શાબ્દિક રૂપે અપેક્ષિત હોય છે, જ્યારે 'દાવતી' લેખનનો મામલો આવો નથી. 'દાવતી' લેખનમાં તેના અર્થ પર વિશેષ ભાર મૂકવામાં આવે છે. 'દાવતી' પુસ્તકમાં શબ્દોની હેસિયત માત્ર એક માધ્યમની થઈ જાય છે, જ્યારે કે કાનૂની પુસ્તકમાં શબ્દો સ્વયં પોતાનામાં અપેક્ષિત બની જાય છે.

આનું એક પાસુ એ છે કે 'દાવતી' લેખનમાં વિશેષરૂપે ઉદ્દેશ્યને પ્રાપ્ત કરવા માટે તીવ્રતાની શૈલીને અપનાવવામાં આવે છે. 'દાવતી' લેખનમાં એવા શબ્દોનો પ્રયોગ કરવામાં આવે છે જે પ્રત્યક્ષ રૂપે અત્યંત કઠોર પ્રતીત

થાય છે, પરંતુ તે કઠોરતા વિવેકશીલતા પર આધારિત હોય છે. આવી કોઈ વાણીમાં કઠોરતાને જોઈને તેને કાનૂની કઠોરતાના અર્થમાં લેવું, સરાસર અણસમજની વાત હશે. આ જ વિવેકશીલતાનું એ પરિણામ છે કે 'દાવતી' વાણીમાં મહદ્અંશે એવું હોય છે કે તેમાં એક વાત એવી કહેવામાં આવે છે જે કાનૂની શૈલીની રીતે અત્યંત કઠોર જણાય છે, પરંતુ 'દાવતી' શૈલીની રીતે તે માત્ર જાગૃત કરવા કે પ્રેરિત કરવા માટે હોય છે. તે માત્ર એટલા માટે હોય છે કે વ્યક્તિની પ્રકૃતિને જગાડવામાં આવે, તેના અંદર છુપાયેલ ભાવનાઓ અને સંવેદનાઓને ઉત્પ્રેરિત કરવામાં આવે. એક ઉદાહરણથી તેની સ્પષ્ટતા થાય છે :

ઈસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ના જમાનામાં બદ્ર (હિજરી સન ૨)નું યુદ્ધ થયું. આ યુદ્ધ આપ ﷺ એ બચાવ માટે કર્યું હતું. આ યુદ્ધમાં આપનો વિજય થયો હતો. યુદ્ધ પછી આપ ﷺ એ વિરોધીના સિત્તેર માણસોને કેદ પકડી લીધા. તે પછી આ લોકો યુદ્ધ-કેદીઓની હેસિયતે મદીના લાવવામાં આવ્યા. આ ઘટના વિશે કુર્આનમાં આ આયત ઉતરી : ''કોઈ પયગંબર માટે એ ઉચિત નથી કે તેના પાસે કેદીઓ હોય, જ્યાં સુધી તેઓ આ ધરતીમાં ખુનામરકી ન કરી લે.'' (૮:૬૭)

આ આયતના શબ્દોને જો કાનૂની અર્થમાં લેવામાં આવે તો આનો અર્થ એ થશે કે યુદ્ધ-કેદીઓને અનિવાર્ય રૂપે મારી નાખવામાં આવે. જેમ કે આપણે જાણીએ છીએ કે આ યુદ્ધ-કેદીઓ કુર્આનના અવતરણ વખતે સંપૂર્ણપણે પયગંબર મુહમ્મદ ﷺ ના નિયંત્રણમાં હતા. આવી સ્થિતિમાં આ આયત જો કાનૂની ભાષામાં હોત તો તેમાં એવા શબ્દો હોવા જોઈતા હતા કે જે ૭૦ કેદીઓને તમે યુદ્ધના મેદાનમાંથી પકડીને મદીના લાવ્યા છો, તે બધા જ પોતાના અપરાધના કારણે ગરદન ઉડાવી દેવા યોગ્ય છે, તેથી તાત્કાલિક

તેમને કતલ કરીને તેમને સમાપ્ત કરી નાખો. પરંતુ ન કુર્આનમાં આવી આયત અવતરિત થઈ અને ન અલ્લાહના પયગંબર ﷺ એ આ આયતને કાનૂની સમજીને તેનું શબ્દસઃ પાલન કર્યું.

આ ઘટના સ્પષ્ટ રૂપે બતાવે છે કે આ આયત પોતાના દેખીતા શબ્દો અનુસાર અપેક્ષિત ન હતી, બલ્કે તે પોતાની વાસ્તવિકતાના અનુસાર અપેક્ષિત હતી. ભાષાની કઠોરતાનો આ મામલો હતો, જે એટલા માટે હતો કે યુદ્ધ-કેદીઓની અંદર પોતાની સુધારણાની ભાવના ઉત્પન્ન થાય. બીજા શબ્દોમાં એ કે કુર્આનની ઉપરની આયતમાં જે વાત હતી તે કોઈ કાનૂની આદેશ ન હતો, બલ્કે તે માત્ર પ્રહારની ભાષા (Language of Hammering) હતી. આ આયતનો અર્થ અપરાધીઓની સુધારણા હતી, ન કે અપરાધીઓની હત્યા. તેથી એ કેદીઓમાંથી મોટાભાગના લોકો પાછળથી ઈસ્લામમાં દાખલ થઈ ગયા. ઉદાહરણ રૂપે સુહૈલ બિન અમ્ર વગેરે.

## કરવાનું કામ

જે લોકો કુર્આનના માધ્યમથી સચ્ચાઈની શોધ કરે, તેમને કુર્આન કામ કરવાનો બે સુત્રીય કાર્યક્રમ આપે છે. એક, પોતાના જીવનમાં અલ્લાહના માર્ગદર્શનનું સંપૂર્ણપણે પાલન અને બીજો, મનુષ્યોને આ જ્ઞાત દિવ્ય માર્ગદર્શનથી માહિતગાર કરવા. અલ્લાહના માર્ગદર્શનના પાલનનો આરંભ, પ્રત્યક્ષ જ્ઞાન અથવા ઈશ્વરીય વાસ્તવિકતાની શોધથી થાય છે. એક વ્યક્તિ જ્યારે કુર્આનના માધ્યમથી સચ્ચાઈની શોધ કરે છે, તો તેના અંદર એક મનોવૈજ્ઞાનિક ક્રાંતિ ઉત્પન્ન થાય છે. તેનાં વિચારો અને સમજણ બદલાઈ જાય છે. તેના ઈચ્છવા અને ન ઈચ્છવાના માપદંડો બદલાઈ જાય છે. તેનું જીવન અંદરથી લઈને બહાર સુધી એક નવા દિવ્ય નક્શામાં ઢળી જાય છે.

અલ્લાહના પ્રત્યક્ષ જ્ઞાનની આ અભિવ્યક્તિ જે સ્વરૂપોમાં થાય છે, તેને

'ઝિક્ર' (અનુસ્મરણ) અને 'ઇબાદત' (ઉપાસના) તથા 'અખ્લાકે હુસ્ના' (ઉત્તમ આચરણ) અને 'તકવા' (ઈશપરાયણ જીવન) જેવા શબ્દોમાં પ્રસ્તુત કરવામાં આવેલ છે. સત્યની શોધ કોઈ મીકેનિકલ શોધ નથી. સત્યની શોધ જીવનની વાસ્તવિકતાની શોધ છે, અને જે વ્યક્તિને જીવનની વાસ્તવિકતાનું પ્રત્યક્ષ જ્ઞાન થઈ જાય તે સ્વયં પોતાની પ્રકૃતિના આધારે એક નવો જ મનુષ્ય બની જાય છે. સત્યની શોધ કોઈ મનુષ્ય માટે એક જન્મ પછી બીજો જન્મ લેવા જેવું છે. આ નવું જીવન એક એવા વિકાસશીલ વૃક્ષ જેવું છે જે હંમેશા ફૂલતુંફાલતું રહે છે, જેની વિકાસની યાત્રા સમાપ્ત નથી થતી.

કુર્આનના માધ્યમથી જે લોકો સત્યની શોધ કરે, તેમનાં વ્યવહારિક કાર્યક્રમનો બીજો ભાગ એ છે જેને કુર્આનમાં અલ્લાહ તરફ આહવાન્ કે આમંત્રણ કહેવામાં આવેલ છે, અર્થાત્ દિવ્ય સત્યથી બીજાઓને માહિતગાર કરવા. આ સંપૂર્ણ સમર્પણ (Dedication)ની માંગ કરે છે. આ જ સંદર્ભમાં તેને 'જિહાદ' કહેવામાં આવેલ છે.

કુર્આન મુજબ જિહાદ પૂર્ણ રૂપે એક અરાજનૈતિક (Non-political) પ્રક્રિયા છે. આવાહકનું જિહાદનું લક્ષ્ય મનુષ્યના હૃદયને અને તેના મનને બદલવાનું છે, અને હૃદય અને મનમાં પરિવર્તન માત્ર શાંતિપૂર્ણ પ્રચારના માધ્યમથી થાય છે, ન કે કોઈ બળજબરી કે હિંસાત્મક કાર્યના માધ્યમથી.

કુર્આનનો અપેક્ષિત મનુષ્ય ઈશનિષ્ઠ મનુષ્ય છે (૩:૭૯), અર્થાત્ એ મનુષ્ય જે આ જગતમાં અલ્લાહવાળો મનુષ્ય બને, જે પાલનહાર તરફ એકાગ્ર રહીને જીવન વ્યતીત કરે. પાલનહારનો પ્રિય મનુષ્ય બનવાની આ જ પ્રક્રિયાને કુર્આનમાં 'તઝકિયા'(શુદ્ધિ) કહે છે. (૨:૧૨૯) કુર્આન અનુસાર જન્નત એ જ લોકો માટે છે, જેઓ આ જગતમાં પોતાની શુદ્ધિ કરે, જેઓ 'મુઝક્કા' (શુદ્ધ) મનુષ્ય બનીને આગળના જીવનમાં પ્રવેશ કરે.(તા-હા, ૭૬)

'તઝકિયા'નો અર્થ છે - શુદ્ધિ (Purification), અર્થાત્ પોતાના વ્યક્તિત્વને અનિચ્છનીય વસ્તુઓથી બચાવવું. વ્યક્તિત્વને પવિત્ર કરવાની આ પ્રક્રિયા એક નિરંતર પ્રક્રિયા છે, તે કદાપિ સમાપ્ત થતી નથી. કુર્આનને માનવાવાળા (આસ્થાવાન) લોકોના અંદર આ પ્રક્રિયા તેમનાં જીવનની અંતિમ ક્ષણ સુધી ચાલુ રહે છે.

હકીકત એ છે કે પ્રત્યેક મનુષ્ય પોતાના જન્મ અનુસાર, મૂળ પ્રકૃતિ પર જન્મે છે. જન્મ અનુસાર પ્રત્યેક મનુષ્ય 'મિસ્ટર નેચર' (Mr. Nature) હોય છે, પરંતુ જીવનમાં પ્રતિદિન એવા અનુભવો સામે આવે છે, જે તેના પ્રાકૃતિક વ્યક્તિત્વ પર નકારાત્મક ડાઘાઓ બનાવતા રહે છે. ક્રોધ, દ્વેષ અને ઈર્ષ્યા તેમજ લાલચ, ભેદભાવ અને ઘમંડ તેમજ અસ્વીકારોક્તિ, અને વેરભાવના, આ બધાં એ નકારાત્મક ડાઘાઓ છે, જે મનુષ્યના પ્રાકૃતિક વ્યક્તિત્વને દૂષિત કરતા રહે છે. આવી સ્થિતિમાં પ્રત્યેક સ્ત્રી અને પુરુષે એ કરવું જોઈએ કે તે આત્મ-નિરીક્ષણ (Introspection)ના માધ્યમથી પોતાનું શુદ્ધિકરણ કરતો રહે, તે પોતાના મનમાં જોવા મળતા દૂષિત વ્યક્તિત્વને પ્રાકૃતિક વ્યક્તિત્વ બનાવતો રહે. દરેક વ્યક્તિનું વાતાવરણ તેને એક અનુબંધિત (Conditioned) મનુષ્ય બનાવી દે છે. હવે દરેક વ્યક્તિએ એ કરવાનું છે કે તે Deconditioning (અનુબંધિત સ્થિતિમાંથી પાછા નીકળવું)ના માધ્યમથી પોતાને ફરી 'મિ. નેચર' બનાવે. આ જ 'મિ.નેચર'નું કુર્આની નામ 'મુત્તકી' (ઈશનિષ્ઠ વ્યક્તિ) કે અલ્લાહનો પ્રિય મનુષ્ય છે.

વહીદુદ્દીન ખાં
skhan@goodwordbooks.com

## ૧. સૂરઃ અલ-ફાતિહા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, જે સમગ્ર સંસાર-જગતનો રબ (પ્રભુ-પાલનહાર) છે. (૨) અત્યંત કૃપાળુ અને દયાળુ છે. (૩) ન્યાયના દિવસનો સ્વામી છે. (૪) અમે તારી જ ઉપાસના કરીએ છીએ અને તારાથી જ મદદ ચાહીએ છીએ. (૫) અમને સીધો માર્ગ બતાવ. (૬) એ લોકોનો માર્ગ જેમના પર તેં કૃપા કરી. (૭) એ લોકોનો માર્ગ નહીં જેમના પર તારો પ્રકોપ ઉતર્યો, અને ન એ લોકોનો માર્ગ જેઓ (સીધા) માર્ગથી ભટકી ગયા.

## ૨. સૂરઃ અલ-બકરહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલિફ-લામ-મીમ. (૨) આ અલ્લાહનો ગ્રંથ છે, તેમાં કોઈ સંદેહ નથી, માર્ગદર્શન છે ડર રાખનારાઓ માટે, (૩) જેઓ વિશ્વાસ કરે છે જોયા વિના અને નમાઝ સ્થાપિત કરે છે, અને જે કંઈ અમે તેમને પ્રદાન કર્યું છે, તેઓ તેમાંથી ખર્ચ કરે છે, (૪) અને જેઓ ઈમાન લાવે છે એ વસ્તુ પર જે તમારા પર અવતરિત થયેલ છે (કુર્આન) અને જે તમારા પહેલાં અવતરિત કરવામાં આવેલ, અને તેઓ આખિરત (પરલોક) પર વિશ્વાસ કરે છે. (૫) આ જ લોકો પોતાના પ્રભુ-પાલનહારના માર્ગને પામ્યા છે અને તેઓ જ સફળતા પ્રાપ્ત કરવાવાળા છે.

(૬) જે લોકોએ (આ વાતોની) અવજ્ઞા કરી, તેમના માટે સમાન છે કે તમે તેમને ડરાવો કે ન ડરાવો, તેઓ માનવાવાળા નથી. (૭) અલ્લાહે તેમના હૃદયો પર અને તેમના કાનો પર મહોર લગાવી દીધી છે, અને તેમની આંખો પર પરદો છે, અને તેમના માટે કઠોર યાતના છે, (૮) અને લોકોમાં કેટલાક એવાં પણ છે, જેઓ કહે છે કે અમે ઈમાન લાવ્યા અલ્લાહ પર અને આખિરત

(પરલોક)ના દિવસ પર, જો કે તેઓ ઈમાનવાળા નથી. (૯) તેઓ અલ્લાહને અને ઈમાનવાળાઓને ધોકો આપવા માગે છે, પરંતુ તેઓ કેવળ સ્વયં પોતાને ધોકો આપી રહ્યા છે અને તેમને તેનું ભાન નથી. (૧૦) તેમના હૃદયોમાં રોગ છે, તો અલ્લાહે તેમના રોગને ઓર વધારી દીધો, અને તેમના માટે પીડાદાયક યાતના છે, એટલા માટે કે તેઓ જૂઠ બોલતા હતા, (૧૧) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે જમીનમાં બગાડ પેદા ન કરો, તો તેઓ જવાબ આપે છે કે અમે તો સુધારણા કરવાવાળા છીએ. (૧૨) સાવધાન ! આ જ લોકો બગાડ પેદા કરનારાં છે, પરંતુ તેઓ સમજતા નથી, (૧૩) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે તમે પણ એ જ રીતે ઈમાન લઈ આવો, જે રીતે અન્ય લોકો ઈમાન લઈ આવ્યા છે, તો કહે છે કે શું અમે એ રીતે ઈમાન લાવીએ જે રીતે મૂર્ખ લોકો ઈમાન લાવ્યા છે. સાવધાન ! મૂર્ખ તો આ લોકો જ છે, પરંતુ તેઓ નથી જાણતા, (૧૪) અને જ્યારે તેઓ ઈમાનવાળાઓને મળે છે તો કહે છે કે અમે ઈમાન લાવ્યા, અને જ્યારે પોતાના શૈતાનોની સભાઓમાં પહોંચે છે તો કહે છે કે અમે તમારા સાથે છીએ, અમે તો કેવળ મજાક કરીએ છીએ. (૧૫) ખરેખર અલ્લાહ તેમની હાંસી ઉડાવી રહ્યો છે અને તે તેમને તેમના વિદ્રોહમાં ઢીલ આપી રહ્યો છે. તેઓ ભટકતા ફરી રહ્યા છે. (૧૬) આ એ લોકો છે, જેમણે સન્માર્ગના બદલામાં પથભ્રષ્ટતા ખરીદી, તો તેમનો વેપાર લાભપ્રદ સાબિત ન થયો, અને તેઓ સન્માર્ગ પ્રાપ્ત કરવાવાળા ન બન્યા.

(૧૭) તેમનું દૃષ્ટાંત એવું છે, જાણે એક વ્યક્તિએ આગ સળગાવી. જ્યારે આગે તેના આસપાસને પ્રકાશિત કરી દીધું, તો અલ્લાહે તેમની આંખોની દૃષ્ટિ છીનવી લીધી અને તેમને અંધકારમાં છોડી દીધા કે તેમને કંઈ દેખાતું નથી. (૧૮) તેઓ બહેરા છે, મૂંગા છે, આંધળા છે. હવે તેઓ (સન્માર્ગ તરફ) પાછા ફરવાવાળા નથી, (૧૯) અથવા તેમનું દૃષ્ટાંત એવું છે, જાણે આકાશમાંથી

વરસાદ થઈ રહ્યો છે, તેમાં અંધકાર પણ હોય અને કડાકાઓ અને ચમકારાઓ પણ. તેઓ કડાકાથી ડરીને મૃત્યુથી બચવા માટે પોતાની આંગળીઓ પોતાના કાનોમાં ખોસી રહ્યા છે. જો કે અલ્લાહે ઈન્કાર કરનારાઓને પોતાના ઘેરામાં લઈ રાખ્યા છે. (૨૦) નજીક છે કે વીજળી તેમની દૃષ્ટિને છીનવી લે. જ્યારે પણ તેમના ઉપર વીજળી ચમકે છે, તેમાં તેઓ ચાલી નીકળે છે અને જ્યારે તેમના ઉપર અંધારું અચાનક છવાઈ જાય છે તો તેઓ રોકાઈ જાય છે, અને જો અલ્લાહ ઈચ્છે તો તેમનાં કાન અને તેમની આંખોને છીનવી લે. અલ્લાહ નિશ્ચિતપણે દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે.

(૨૧) હે લોકો ! પોતાના રબની ઈબાદત (ઉપાસના) કરો, જેણે તમને પેદા કર્યા અને એ લોકોને પણ જેઓ તમારાથી પહેલા વિતી ચૂક્યા છે, જેથી તમે દોજખ (નર્ક)થી બચી જાઓ. (૨૨) એ હસ્તી, જેણે ધરતીને તમારા માટે પાથરણું બનાવી અને આકાશને છત બનાવ્યું, અને ઉતાર્યું આકાશમાંથી પાણી અને તેનાથી પેદા કર્યા ફળ તમારા ખોરાક માટે. બસ, તમે કોઈને પણ અલ્લાહના સમકક્ષ ન ઠરાવો, જ્યારે કે તમે જાણો છો. (૨૩) જો તમે આ વાણી (કુર્આન) વિશે શંકામાં છો, જે અમે અમારા બંદા ઉપર અવતરિત કરી છે, તો લાવો તેના જેવી એક સૂરઃ અને બોલાવી લો પોતાના મદદગારોને પણ અલ્લાહ સિવાય, જો તમે સાચા છો. (૨૪) બસ, જો તમે આ ન કરી શકો અને કદાપિ નહીં કરી શકો, તો ડરો એ આગથી, જેનું ઈંધણ બનશે માનવી અને પથ્થર. એ તૈયાર કરવામાં આવી છે ઈન્કાર કરનારાઓ માટે, (૨૫) અને ખુશખબર આપી દો એ લોકોને જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા, એ વાતની કે તેમના માટે એવાં બાગ છે જેના નીચે નહેરો વહી રહી હશે. જ્યારે પણ તેમને આ બાગોમાંથી કોઈ ફળ ખાવા માટે મળશે, તો તેઓ કહેશે : આ એ જ છે, જે આનાથી પહેલા અમને આપવામાં આવ્યા હતા, અને મળશે તેમને

એક-બીજાથી મળતા આવતા, અને તેમના માટે ત્યાં પવિત્ર જોડાઓ હશે, અને તેઓ તેમાં હંમેશા રહેશે.

(૨૬) અલ્લાહ એ વાતથી નથી શરમાતો કે તે મચ્છરના ઉદાહરણનું વર્ણન કરે અથવા તેનાથી પણ કોઈ નાની વસ્તુનું. પછી જેઓ ઈમાનવાળા છે, તેઓ જાણે છે કે તે સત્ય છે તેમના રબ (પ્રભુ-પાલનહાર) તરફથી, અને જેઓ ઈન્કાર કરવાવાળાં છે તેઓ કહે છે કે આ ઉદાહરણને વર્ણવીને અલ્લાહે શું ઈચ્છ્યું છે. અલ્લાહ તેના દ્વારા ઘણા લોકોને પથભ્રષ્ટ કરે છે અને ઘણા લોકોને આનાથી સન્માર્ગ બતાવે છે, અને તે પથભ્રષ્ટ કરે છે એ લોકોને જેઓ અવજ્ઞા કરવાવાળાં છે. (૨૭) જેઓ અલ્લાહ સાથે કરેલ કરારને, તેને કર્યા પછી તોડે છે અને એ વસ્તુને તોડે છે જેને અલ્લાહે જોડવાનો આદેશ આપ્યો છે અને જમીનમાં બગાડ ઊભો કરે છે, આ જ લોકો છે નુકસાન ઉઠાવનારાં. (૨૮) તમે કેવી રીતે અલ્લાહનો ઈન્કાર કરો છો, જ્યારે કે તમે નિર્જીવ હતા, તો તેણે તમને જીવન પ્રદાન કર્યું, પછી તે તમને મૃત્યુ આપશે, પછી જીવતા કરશે, પછી તમને તેના જ તરફ પાછા ફેરવવામાં આવશે. (૨૯) એ જ છે, જેણે તમારા માટે એ બધું જ પેદા કર્યું, જે ધરતીમાં છે, પછી આકાશ તરફ ધ્યાન આપ્યું અને સાત આકાશો બરાબર કર્યા, અને તે દરેક વસ્તુનું જ્ઞાન રાખે છે.

(૩૦) અને જ્યારે તારા રબે (પ્રભુએ) ફરિશ્તાઓને કહ્યું કે હું ધરતીમાં એક ઉત્તરાધિકારી (ખલીફા) બનાવવાનો છું. ફરિશ્તાઓએ કહ્યું : શું તું ધરતીમાં એવા લોકોને વસાવીશ, જેઓ તેમાં બગાડ ઊભો કરે અને લોહી વહાવે, અને અમે તો છીએ જ તારી પ્રશંસા કરવાવાળા અને તારી પવિત્રતાનું વર્ણન કરવાવાળા. અલ્લાહે કહ્યું : હું જાણું છું, તે તમે નથી જાણતા, (૩૧) અને અલ્લાહે શીખવાડી દીધા આદમને બધા નામો, પછી તેમને ફરિશ્તાઓની સામે પ્રસ્તુત કર્યા અને કહ્યું કે જો તમે સાચા છો તો મને એ લોકોના નામ બતાવો.

(૩૨) ફરિશ્તાઓએ કહ્યું કે તું પવિત્ર છે. અમે તો એ જ જાણીએ છીએ જે તમે અમને બતાવ્યું. નિઃશંક, તું જ જ્ઞાની અને તત્ત્વદર્શી છે. (૩૩) અલ્લાહે કહ્યું : હે આદમ ! તેમને બતાવો એ લોકોના નામ. તો જ્યારે આદમે બતાવ્યા તેમને એ લોકોના નામ, તો અલ્લાહે કહ્યું : શું મેં તમને ન હતું કહ્યું કે આકાશો અને ધરતીના રહસ્યો હું જ જાણું છું, અને મને ખબર છે જે તમે જાહેર કરો છો અને જે તમે છુપાવો છો.

(૩૪) અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો (દંડવત) કરો, તો તેમણે સિજદો કર્યો, પરંતુ ઈબલીસે ન કર્યો. તેણે ઈન્કાર કર્યો અને અહંકાર કર્યો અને ઈન્કાર કરનારાઓ (અવજ્ઞાકારીઓ)માં સામેલ થઈ ગયો. (૩૫) અને અમે કહ્યું : હે આદમ ! તમે અને તમારી પત્ની બંને જન્નત (સ્વર્ગ)માં રહો અને તેમાંથી ખાવ જેટલી ઈચ્છા હોય, જ્યાંથી ઈચ્છો, અને આ વૃક્ષની નજીક ન જજો, નહિં તો તમે અત્યાચારીઓમાંથી થઈ જશો. (૩૬) પછી શૈતાને આ વૃક્ષ દ્વારા બંનેને વિચલિત કરી દીધા અને તેમને આ વૈભવી જીવનમાંથી કાઢી દીધા જેમાં તેઓ હતા, અને અમે કહ્યું : તમે સૌ ઉતરી જાઓ અહીંથી. તમે એક-બીજાના દુશ્મન હશો, અને તમારા માટે ધરતી પર રોકાવાનું અને કામ ચલાવવાનું છે એક મુદ્દત સુધી. (૩૭) પછી આદમે શીખી લીધા પોતાના રબના કેટલાક બોલ (શબ્દો) તો અલ્લાહે તેના તરફ ધ્યાન આપ્યું. નિઃશંક, તે તૌબા (પ્રાયશ્ચિત) કબૂલ કરવાવાળો, દયાળુ છે. (૩૮) અમે કહ્યું : તમે સૌ અહીંથી ઉતરો. પછી જ્યારે તમારા પાસે મારા તરફથી કોઈ માર્ગદર્શન આવે, તો જે લોકો મારા માર્ગદર્શનનું અનુસરણ કરશે, તેમના માટે ન કોઈ ભય હશે અને ન તેઓ દુઃખી થશે, (૩૯) અને જે લોકો ઈન્કાર કરશે અને અમારી નિશાનીઓને ખોટી ઠેરવશે તો એ જ લોકો નર્કવાસી હશે, તેઓ તેમાં હંમેશા રહેશે.

(૪૦) હે ઈસરાઈલની સંતાન ! યાદ કરો મારા એ ઉપકારને જે મેં તમારા પર કર્યો, અને મારા વચનને પૂરું કરો, હું તમારા વચનને પૂરું કરીશ અને મારો જ ડર રાખો, (૪૧) અને ઈમાન લાવો એ વસ્તુ પર જે મેં અવતરિત કરી છે, પુષ્ટિ કરી રહી છે એ વસ્તુની જે તમારા પાસે છે, અને તમે સૌથી પહેલા ઈન્કાર કરનારા ન બનો, અને મારી આયતો પર થોડી કિંમત ન લો, અને મારાથી ડરો, (૪૨) સત્યમાં અસત્યની ભેળસેળ ન કરો અને સત્યને ન છુપાવો, જ્યારે કે તમે જાણો છો, (૪૩) અને નમાઝ સ્થાપિત કરો અને ઝકાત અદા કરો અને ઝુકવાવાળાઓની સાથે ઝૂકી જાઓ. (૪૪) તમે લોકોને સદ્કાર્ય કરવાનું કહો છો અને પોતાને ભૂલી જાઓ છો, જ્યારે કે તમે ગ્રંથ વાંચો છો, શું તમે સમજતા નથી ? (૪૫) અને મદદ માગો ધૈર્ય અને નમાઝ વડે અને નિઃશંક, તે ભારે બોજ છે, પરંતુ એ લોકો પર નહીં જેઓ ડરવાવાળા છે, (૪૬) જેઓ આશા રાખે છે કે તેમને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ને મળવાનું છે અને તેમને તેના જ તરફ પાછા ફરવાનું છે.

(૪૭) હે ઈસરાઈલની સંતાન ! મારા એ ઉપકારને યાદ કરો, જે મેં તમારા પર કર્યો અને એ વાતને કે મેં તમને દુનિયાના લોકો પર શ્રેષ્ઠતા આપી, (૪૭) અને ડરો એ દિવસથી કે કોઈ વ્યક્તિ કોઈ બીજા વ્યક્તિને કંઈ કામ નહીં લાગે, ન તેના તરફથી કોઈ ભલામણનો સ્વીકાર કરવામાં આવશે, અને ન બદલામાં તેનાથી કંઈ લેવામાં આવશે અને ન તેમની કોઈ મદદ કરવામાં આવશે, (૪૯) અને (યાદ કરો) જ્યારે અમે તમને ફિરઔન (તત્કાલીન ઈજિપ્તના બાદશાહ)ના લોકોથી મુક્તિ અપાવી. તે તમને ઘણી તકલીફ આપતો હતો. તમારા પુત્રોને મારી નાખતો હતો અને તમારી સ્ત્રીઓને જીવતી રાખતો હતો, અને તેમાં તમારા પ્રભુ-પાલનહાર તરફથી ભારે પરીક્ષા હતી. (૫૦) અને જ્યારે સમુદ્રને ચીરીને તમને પાર કરાવ્યા. પછી બચાવ્યા તમને,

અને ડૂબાડી દીધા ફિરઔનના લોકોને અને તમે જોઈ રહ્યા હતા. (૫૧) અને જ્યારે અમે (પયગંબર) મૂસાને વચન આપ્યું ચાળીસ દિવસ-રાતનું. પછી તમે ત્યારબાદ વાછરડાને ઉપાસ્ય બનાવી લીધો અને તમે અત્યાચારી હતા. (૫૨) પછી અમે તત્પશ્ચાત્ તમને માફ કરી દીધા, જેથી તમે આભારી બનો.

(૫૩) અને જ્યારે અમે મૂસાને ગ્રંથ પ્રદાન કર્યો અને નિર્ણય કરવાવાળી વસ્તુ, જેથી તમે સન્માર્ગ પામો. (૫૪) અને જ્યારે મૂસાએ પોતાની જાતિને કહ્યું કે, હે મારી જાતિના લોકો ! તમે વાછરડાને ઉપાસ્ય બનાવીને પોતાની જાત પર અત્યાચાર કર્યો છે. હવે પોતાના પેદા કરવાવાળા તરફ ધ્યાન કરો અને પોતાના અપરાધીઓને પોતાના હાથે કતલ કરો. આ તમારા માટે તમારા પેદા કરવાવાળાની દૃષ્ટિએ વધારે ઉત્તમ છે. તો અલ્લાહે તમારી તૌબા (પ્રાયશ્ચિત)નો સ્વીકાર કરી લીધો. નિઃશંક, એ જ તૌબાનો સ્વીકાર કરવાવાળો અને દયાળુ છે. (૫૫) અને જ્યારે તમે કહ્યું કે, હે મૂસા ! અમે તમારો વિશ્વાસ નહીં કરીએ, જ્યાં સુધી અમે અલ્લાહને સામે ન જોઈ લઈએ, તો તમને વીજળીએ ઝડપી લીધા અને તમે જોઈ રહ્યા હતા. (૫૬) પછી અમે તમારાં મૃત્યુ પછી તમને ઉઠાવ્યા, જેથી તમે આભારી બનો. (૫૭) અને અમે તમારા ઉપર વાદળોનો છાંયડો કર્યો અને તમારા પર 'મન' અને 'સલવા' ઉતાર્યું. ખાવ પવિત્ર અને શુદ્ધ વસ્તુઓમાંથી જે અમે તમને પ્રદાન કરી છે અને તેમણે અમારું કોઈ નુકસાન નથી કર્યું, તેઓ પોતાનું જ નુકસાન કરતા રહ્યા.

(૫૮) અને જ્યારે અમે કહ્યું કે દાખલ થઈ જાઓ આ શહેરમાં અને ખાવ એમાંથી જ્યાંથી ઇચ્છો, જેટલું ઇચ્છો, અને દાખલ થાઓ દરવાજામાંથી માથું ઝુકાવીને અને કહો કે, હે પાલનહાર ! અમારી ભૂલોને માફ કરી દે. અમે તમારી ભૂલોને માફ કરી દઈશું અને સદ્કાર્ય કરવાવાળાઓને વધારે પણ આપીશું. (૫૯) તો તેમણે બદલી નાખી એ વાતને જે તેમને કહેવામાં આવી

હતી બીજી વાતથી. આના પર અમે એ લોકોના ઉપર જેમણે અત્યાચાર કર્યો, તેમની અવજ્ઞાના કારણે, આકાશમાંથી યાતના ઉતારી. (૬૦) અને જ્યારે મૂસાએ પોતાની જાતિ માટે પાણી માંગ્યું, તો અમે કહ્યું, પોતાની લાઠી પથ્થર પર મારો, તો તેમાંથી ફૂટી નીકળ્યા બાર ઝરણા. દરેક સમૂહે પોત-પોતાનો ઘાટ ઓળખી લીધો. ખાવ-પીવો અલ્લાહની રોજીમાંથી અને જમીનમાં બગાડ ઊભો કરનારાં બનીને ન ફરો. (૬૧) અને જ્યારે તમે કહ્યું, હે મૂસા ! અમે એક જ પ્રકારના ભોજન પર સંતોષ નથી કરી શકતા. પોતાના રબને અમારા માટે પોકારો કે તે કાઢે અમારા માટે જમીનમાંથી જે ઊગે છે - શાકભાજી અને કાકડી અને ઘઉં અને મસૂર અને ડુંગળી. મૂસાએ કહ્યું, શું તમે એક ઉત્તમ વસ્તુના બદલામાં હલકી અને મામૂલી વસ્તુ લેવા માંગો છો ? કોઈ શહેરમાં જાઓ તો તમને મળશે એ વસ્તુ જે તમે માંગો છો; અને નાખી દેવામાં આવ્યા તેમના પર અપમાન અને નિર્ધનતા, અને તેઓ અલ્લાહના પ્રકોપને પાત્ર બની ગયા. આવું એ કારણસર થયું કે તેઓ અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કરતા હતા અને પયગંબરોની અકારણ હત્યા કરતા હતા. આ એટલા માટે કે તેમણે અવજ્ઞા કરી અને તેઓ હદમાં રહેતા ન હતા.

(૬૨) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને જે લોકો યહૂદી બની ગયા અને ખ્રિસ્તી અને સાબી, તેમાંથી જે વ્યક્તિ ઈમાન લાવ્યો અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર અને તેણે સદ્કાર્યો કર્યા, તો તેના માટે તેના પ્રભુ-પાલનહાર પાસે વળતર છે, અને તેમના માટે ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી થશે.

(૬૩) જ્યારે અમે તમારા પાસેથી તમારું વચન લીધું અને તૂર પહાડને તમારા ઉપર ઉઠાવ્યો. પકડો આ વસ્તુને જે અમે તમને પ્રદાન કરી છે મજબૂતીની સાથે, અને જે કંઈ તેમાં છે તેને યાદ રાખો, જેથી તમે બચી શકો. (૬૪) તે

પછી તમે તેનાથી ફરી ગયા. જો અલ્લાહની કૃપા અને તેની દયા ન હોત, તો અવશ્ય તમે નાશ પામતા. (૬૫) અને તે લોકોનો અહેવાલ તમે જાણો છો જેમણે 'સબ્ત' (શનિવાર)ના મામલામાં અલ્લાહના આદેશનું ઉલ્લંઘન કર્યું, તો અમે તેમને કહ્યું કે તમે લોકો અપમાનિત વાંદરા બની જાઓ. (૬૬) પછી અમે તેમને બોધપાઠ બનાવી દીધા એ લોકો માટે જેઓ તેના સામે હતા અને એ લોકો માટે જેઓ તેના પછી આવ્યા, અને આમાં અમે શિખામણ મૂકી દીધી ડર રાખવાવાળાઓ માટે.

(૬૭) અને જ્યારે મૂસાએ પોતાની જાતિને કહ્યું કે અલ્લાહ તમને આદેશ આપે છે કે તમે એક 'બકરહ' (ગાય) ઝબેહ કરો. તેમણે કહ્યું : શું તમે અમારા સાથે મજાક કરી રહ્યા છો ? મૂસાએ કહ્યું કે હું અલ્લાહનું શરણ માંગું છું કે હું આવો અણસમજ બનું. (૬૮) તેમણે કહ્યું : પોતાના રબને નિવેદન કરો કે તે અમને જણાવે કે તે ગાય કેવી હોય ? મૂસાએ કહ્યું : અલ્લાહ ફરમાવે છે કે તે ગાય ન વૃદ્ધ હોય, ન બચ્ચું, તેના વચ્ચેની હોય. હવે કરી નાખો જે કંઈ તમને આદેશ મળ્યો છે. (૬૯) તેમણે કહ્યું : પોતાના રબને દરખાસ્ત કરો કે તે બતાવે કે તેનો રંગ કેવો હોય ? મૂસાએ કહ્યું : અલ્લાહ ફરમાવે છે કે તે ઘેરા પીળા રંગની હોય, જોવાવાળાઓને સારી લાગતી હોય. (૭૦) તેમણે કહ્યું : પોતાના રબથી નિવેદન કરો કે તે અમને જણાવે કે તે કેવી હોય ? કેમ કે ગાયમાં અમને સંદેહ થઈ ગયો છે, અને અલ્લાહે ઇચ્છ્યું તો અમે રસ્તો પામી લઈશું. (૭૧) મૂસાએ કહ્યું : અલ્લાહ ફરમાવે છે કે તે એવી ગાય હોય કે મહેનત કરવાવાળી ન હોય, જમીનને ખેડવાવાળી અને ખેતીઓને પાણી સિંચવાવાળી ન હોય. તે હૃષ્ટપુષ્ટ-તંદુરસ્ત હોય, તેમાં કોઈ ખોડખાંપણ ન હોય. તેમણે કહ્યું : હવે તમે ચોખ્ખી વાત કહી. પછી તેમણે તેને ઝબેહ કરી, અને તેઓ ઝબેહ કરે એવા લાગતા ન હતા. (૭૨) અને જ્યારે તમે એક માણસને મારી નાખ્યો,

પછી એક-બીજા પર તેઓ આરોપ મૂકતા રહ્યા, જ્યારે કે અલ્લાહ જાહેર કરી દેવા માગતો હતો, જે કંઈ તમે છુપાવવા માગતા હતા. (૭૩) બસ, અમે આદેશ આપ્યો કે મારો આ મડદાને તેના એક ટુકડાથી. આ રીતે જીવંત કરે છે અલ્લાહ મૃતને, અને તે તમને પોતાની નિશાનીઓ બતાવે છે, જેથી તમે સમજો.

(૭૪) ત્યારબાદ તમારાં હૃદય કઠોર થઈ ગયા. બસ, તે પથ્થર જેવા થઈ ગયા અથવા તેનાથી પણ વધારે કઠણ. પથ્થરોમાં કેટલાક એવા પણ હોય છે જેમાંથી નહેરો ફૂટી નીકળે છે. કેટલાક પથ્થરો ફાટી જાય છે અને તેમાંથી પાણી નીકળી આવે છે, અને કેટલાક પથ્થરો એવાં પણ હોય છે જે અલ્લાહના ડરથી નીચે પડી જાય છે, અને અલ્લાહ તેનાથી અજાણ નથી જે તમે કરો છો.

(૭૫) શું તમે એ આશા રાખો છો કે આ યહૂદીઓ તમારા કહેવાથી ઈમાન લઈ આવશે, જ્યારે કે તેમનામાંથી કેટલાક લોકો એવાં છે કે તેઓ અલ્લાહની વાણી સાંભળતા હતાં અને ત્યારબાદ તેને બદલી નાખતા હતાં સમજ્યા પછી, અને તેઓ જાણતા હતા. (૭૬) જ્યારે તેઓ ઈમાનવાળાઓથી મળે છે તો કહે છે કે અમે ઈમાન લઈ આવ્યા છીએ, અને જ્યારે પરસ્પર એક-બીજાને મળે છે તો કહે છે : શું તમે એમને એ વાતો બતાવો છો જે અલ્લાહે તમારા પર ખોલી દીધી છે કે તેઓ તમારા વિરુદ્ધ તમારા પાલનહારની પાસે તમારાથી તર્ક-વિતર્ક કરે. શું તમે સમજતા નથી. (૭૭) શું તેઓ નથી જાણતા કે અલ્લાહને ખબર છે, જેને તેઓ છુપાવે છે અને જેને તેઓ જાહેર કરે છે.

(૭૮) અને તે લોકોમાં અભણ છે જેઓ નથી જાણતા ગ્રંથને, પરંતુ માત્ર અભિલાષાઓ. તેમના પાસે કલ્પનાઓ સિવાય કંઈ નથી. (૭૯) આમ, વિનાશ છે એ લોકો માટે જેઓ પોતાના હાથે ગ્રંથ લખે છે, પછી કહે છે કે આ અલ્લાહ તરફથી છે, જેથી તેના દ્વારા થોડી પૂંજી પ્રાપ્ત કરી લે, આમ, ખરાબી

છે એ વસ્તુના કારણે જે તેમનાં હાથોએ લખી, અને તેમના માટે ખરાબી છે પોતાની આ કમાણીથી. (૮૦) અને તેઓ કહે છે કે અમને નર્કની આગ સ્પર્શશે નહીં, પરંતુ ગણતરીના થોડાક દિવસ. કહો, શું તમે અલ્લાહ પાસેથી કોઈ વચન લઈ લીધું છે કે અલ્લાહ પોતાના વચનનું ઉલ્લંઘન નહીં કરે, અથવા અલ્લાહ માટે એવી વાત કહો છો જે તમે નથી જાણતા. (૮૧) હા, જેણે કોઈ બૂરાઈ કરી અને તેના ગુનાએ તેને પોતાના ઘેરામાં લઈ લીધા, તો એ જ લોકો નર્કવાળા છે. તેઓ તેમાં હંમેશા રહેશે, (૮૨) અને જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા, તેઓ જન્નતવાળા લોકો છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

(૮૩) અને જ્યારે અમે ઈસરાઈલની સંતાન પાસેથી વચન લીધું કે તમે અલ્લાહ સિવાય કોઈની ઈબાદત (ઉપાસના) નહીં કરો અને સદ્વ્યવહાર કરશો માતા-પિતા સાથે, નજીકના સગાઓ સાથે, અનાથો અને ગરીબો સાથે, અને એ કે લોકો સાથે સારી વાત કહો, અને નમાઝ સ્થાપિત કરો અને ઝકાત અદા કરો. પછી તમે તેનાથી ફરી ગયા સિવાય થોડા લોકોના, અને તમે સ્વીકાર કરીને તેનાથી હટી જનારા લોકો છો.

(૮૪) અને જ્યારે અમે તમારા પાસેથી એ વચન લીધું કે તમે પોતાના લોકોનું લોહી નહીં વહાવો, અને પોતાના લોકોને પોતાની વસ્તીઓમાંથી કાઢી નહીં મૂકો. પછી તમે સ્વીકાર કર્યો અને તમે તેના સાક્ષી છો. (૮૫) પછી તમે જ છો કે પોતાના લોકોની હત્યા કરો છો અને પોતાના જ એક સમૂહને તેમની વસ્તીઓમાંથી કાઢી મૂકો છો. તેમના વિરુદ્ધ તેમના દુશ્મનોની મદદ કરો છો ગુના અને અત્યાચારની સાથે. પછી જો તેઓ તમારા પાસે કેદ થઈને આવે છે તો તમે ફિદયા (અર્થ-દંડ) આપીને તેમને છોડાવી લો છો, જ્યારે કે સ્વયં તેમને નિર્વાસિત કરવું તમારા પર હરામ (અવૈધ) હતું. શું તમે અલ્લાહના ગ્રંથના એક હિસ્સાને માનો છો અને એક હિસ્સાનો ઈન્કાર કરો છો ? બસ,

તમારામાંથી જે લોકો આવું કરે, તેમની સજા એના સિવાય શું છે કે તેઓ દુનિયાના જીવનમાં અપમાનિત થાય અને કયામતના દિવસે તેમને કઠોર યાતનામાં નાખી દેવામાં આવે, અને અલ્લાહ એ વસ્તુથી અજાણ નથી જે તમે કરી રહ્યા છો. (૮૬) આ જ એ લોકો છે જેમણે આખિરત (પરલોક)ના બદલે દુનિયાનું જીવન ખરીદ્યું. બસ, ન તેમની યાતના હળવી કરવામાં આવશે અને ન તેમને મદદ પહોંચશે.

(૮૭) અને અમે મૂસાને ગ્રંથ આપ્યો અને ત્યારબાદ એક-પછી-એક રસૂલો (ઈશદૂતો) મોકલ્યા, અને મરયમના પુત્ર ઈસાને ખુલ્લી નિશાનીઓ આપી અને પવિત્ર આત્માથી તેમની સહાયતા કરી. તો જ્યારે પણ કોઈ ઈશદૂત તમારા પાસે એ વસ્તુ લઈને આવ્યો, જે તમારા દિલને પસંદ ન હતી, તો તમે અહંકાર કર્યો. પછી એક સમૂહને ખોટો ઠેરવ્યો અને એક સમૂહને મારી નાખ્યો. (૮૮) અને યહૂદીઓ કહે છે કે અમારા હૃદય બંધ છે. નહીં, બલ્કે અલ્લાહે તેમના ઈન્કારના કારણે તેમના પર ફિટકાર કરી દીધી છે. તેથી તેઓ ભાગ્યે જ ઈમાન લાવે છે. (૮૯) અને જ્યારે આવ્યો અલ્લાહ તરફથી તેમના પાસે એક ગ્રંથ, જે પુષ્ટિ કરવાવાળો છે જે તેમના પાસે છે અને તેઓ પહેલાંથી જ ઈન્કાર કરનારાઓ પર વિજયની યાચના કરતા હતા. પછી જ્યારે આવી તેમના પાસે એ વસ્તુ જેને તેમણે ઓળખી લીધી હતી, તો તેમણે તેનો ઈન્કાર કરી દીધો. બસ, અલ્લાહની ફિટકાર છે ઈન્કાર કરનારાઓ પર. (૯૦) કેવી ખરાબ છે એ વસ્તુ જેનાથી તેમણે પોતાના પ્રાણોનો સોદો કર્યો કે તેઓ ઈન્કાર કરી રહ્યા છે અલ્લાહે અવતરિત કરેલ વાણીનો, એ જીદના કારણે કે અલ્લાહ પોતાની કૃપા પોતાના બંદાઓમાંથી જેના પર ઇચ્છે અવતરિત કરે. આમ, તેઓ પ્રકોપ પર પ્રકોપ કમાઈને લાવ્યા અને ઈન્કાર કરનારાઓ માટે અપમાનતિ કરનાર યાતના છે.

(૯૧) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આ વાણી પર ઈમાન લાવો, જે અલ્લાહે અવતરિત કરી છે, તો તેઓ કહે છે કે અમે તેના પર ઈમાન રાખીએ છીએ જે અમારા પર અવતરિત થયું છે, અને તેઓ એ વાણીનો ઈન્કાર કરે છે જે તેમના પછી આવેલ છે, જ્યારે કે તે સત્ય છે અને પુષ્ટિ કરવાવાળી છે એની જે તેમના પાસે છે. કહો, જો તમે ઈમાનવાળા છો, તો તમે આનાથી પહેલા અલ્લાહના પયગંબરોની હત્યા કેમ કરતા રહ્યા છો ? (૯૨) અને મૂસા તમારા પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યા. પછી તમે તેમના પાછળ વાછરડાને ઉપાસ્ય બનાવી લીધો અને તમે અત્યાચાર કરવાવાળા છો. (૯૩) અને જ્યારે અમે તમારા પાસેથી વચન લીધું અને તૂર પહાડને તમારા પર ઊભો કર્યો, જે આદેશ અમે તમને આપ્યો છે તેને દૃઢતાથી પકડો અને સાંભળો. તેમણે કહ્યું : અમે સાંભળ્યું અને અમે ન માન્યું, અને તેમના ઈન્કારના કારણે વાછરડું તેમના મનો-મસ્તિષ્કમાં વસી ગયું. કહો, જો તમે ઈમાનવાળા છો તો કેવી ખરાબ છે એ વસ્તુ જે તમારું ઈમાન તમને શીખવાડે છે. (૯૪) કહો, જો અલ્લાહના ત્યાં આખિરતનું ઘર વિશેષ રૂપે તમારા માટે છે બીજાઓને છોડીને, તો તમે મૃત્યુની કામના કરો જો તમે સાચા છો. (૯૫) પરંતુ તેઓ કદાપિ તેની કામના નહીં કરે, એ કારણસર જે તેઓ પોતાના આગળ મોકલી ચૂક્યા છે, અને અલ્લાહ સારી રીતે જાણે છે અત્યાચારીઓને. (૯૬) અને તમે તેમને જીવનના સૌથી વધારે લોભી જોશો, એ લોકોથી પણ વધારે જેઓ અનેકેશ્વરવાદી (મુશ્રિક) છે. તેમાંથી પ્રત્યેક એવું ઇચ્છે છે કે હજાર વર્ષનું આયુષ્ય મેળવે, જો કે એટલુ જીવવું પણ તેમને યાતનાની નથી બચાવી શકતું, અને અલ્લાહ જોઈ રહ્યો છે જે કંઈ તેઓ કરી રહ્યા છે.

(૯૭) કહો કે જે કોઈ જિબ્રઈલ (અલ્લાહની વાણી ઈશદૂતને પહોંચાડનાર ફરિશ્તા)નો વિરોધી છે, તો તેણે આ વાણીને તમારા હૃદય પર અલ્લાહના

આદેશથી અવતરિત કરેલ છે, તેઓ પુષ્ટિ કરવાવાળા છે તેની જે તેમના આગળ છે અને એ માર્ગદર્શન અને ખુશખબર છે ઈમાનવાળાઓ માટે. (૯૮) જે કોઈ દુશ્મન હોય અલ્લાહનો અને તેના ફરિશ્તાઓનો અને તેના ઈશદૂતોનો અને જિબ્રઈલ અને મીકાઈલનો, તો અલ્લાહ એવા ઈન્કાર કરનારાઓનો દુશ્મન છે. (૯૯) અને અમે તમારા ઉપર સ્પષ્ટ નિશાનીઓ ઉતારી અને કોઈ તેનો ઈન્કાર નથી કરતું, પરંતુ એ જ લોકો જેઓ હદ પાર કરી જનારા છે. (૧૦૦) શું જ્યારે પણ તેઓ કોઈ વચન આપશે, તો તેમનો એક સમૂહ તેને તોડી નાખશે, બલ્કે તેમના પૈકી મોટાભાગના લોકો ઈમાન નથી રાખતા. (૧૦૧) અને જ્યારે તેમના પાસે અલ્લાહ તરફથી એક ઈશદૂત આવ્યો જે પુષ્ટિ કરવાવાળો હતો એ વસ્તુની, જે તેમના પાસે છે, તો એ લોકોએ, જેમને ગ્રંથ આપવામાં આવ્યો હતો, અલ્લાહના ગ્રંથને એ રીતે પીઠ પાછળ ફેંકી દીધો જાણે તેઓ તેને જાણતા જ નથી.

(૧૦૨) અને તેઓ એ વસ્તુના પાછળ પડી ગયા જેને શૈતાનો સુલૈમાનના રાજ્યનું નામ લઈને પઢતા હતા, જ્યારે કે સુલૈમાને કુફ્ર ન હતું કર્યું, બલ્કે એ શૈતાનો હતા જેમણે કુફ્ર કર્યું. તેઓ લોકોને જાદૂ શીખવાડતા હતા, અને તેઓ એ વસ્તુમાં લિપ્ત થઈ ગયા હતા જે બેબિલોનમાં બે ફરિશ્તાઓ - હારૂત અને મારૂત - પર અવતરિત કરવામાં આવી હતી, જ્યારે કે તેમની સ્થિતિ એ હતી કે જ્યારે પણ તેઓ કોઈને પોતાનું આ કૌશલ્ય શીખવાડતા, તો તેને કહી દેતા કે અમે તો પરીક્ષા માટે છીએ. હવે તમે ઈન્કાર કરનારાં ન બનો. પરંતુ તેઓ તેમનાથી એ વસ્તુ શિખતા જેનાથી પુરુષ અને તેની સ્ત્રી વચ્ચે જુદાઈ થઈ જાય, જ્યારે કે તેઓ અલ્લાહના હુકમ વગર તેનાથી કોઈનું કંઈ બગાડી શકતા ન હતા, અને તેઓ એવી વસ્તુ શિખતા જે તેમને નુકસાન પહોંચાડે અને લાભ ન પહોંચાડે, અને તેઓ જાણતા હતા કે જે કોઈ આ વસ્તુને ખરીદશે, આખિરત

(પરલોક)માં તેનો કોઈ હિસ્સો નહીં હોય. કેવી ખરાબ વસ્તુ છે જેના બદલામાં તેમણે પોતાના પ્રાણોને વેચી નાખ્યા. કદાચ, તેઓ આને સમજતા. (૧૦૩) અને જો તેઓ ઈમાનવાળા બનતા અને ઈશભય અપનાવતા, તો અલ્લાહનો બદલો તેમના માટે ઉત્તમ હતો, કદાચ તેઓ આને સમજતા.

(૧૦૪) હે ઈમાનવાળાઓ ! તમે 'રાઈના' (અર્થાત્ અમારા તરફ પણ ધ્યાન આપો. અવજ્ઞાકારીઓ આ વાક્યને બદલીને 'રાઈના' અર્થાત્ અમારા ગોવાળ કહેતા હતા) ન કહો, બલ્કે 'ઉન્ઝુરના' (અમારા તરફ ધ્યાન કરો) કહો અને સાંભળો, અને ઇન્કાર કરનારાઓ માટે પીડાદાયક સજા છે. (૧૦૫) જે લોકોએ ઇન્કાર કર્યો, ચાહે ગ્રંથવાળા હોય કે અનેકેશ્વરવાદીઓ, તેઓ નથી ઇચ્છતા કે તમારા ઉપર તમારા પ્રભુ-પાલનહાર તરફથી કોઈ ભલાઈ ઉતરે, અને અલ્લાહ જેને ઇચ્છે, પોતાની દયા માટે પસંદ કરી લે છે. અલ્લાહ પરમ્ કૃપાળુ છે. (૧૦૬) અમે જે આયતને નિરસ્ત કરી દઈએ છીએ અથવા ભુલાવી દઈએ છીએ, તો તેનાથી ઉત્તમ અથવા તેના સમાન બીજી આયત લાવીએ છીએ. શું તમે નથી જાણતા કે અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે. (૧૦૭) શું તમે નથી જાણતા કે અલ્લાહ માટે જ આકાશો અને ધરતીનું સામ્રાજ્ય છે, અને તમારા માટે અલ્લાહ સિવાય ન કોઈ મિત્ર છે અને ન કોઈ મદદગાર. (૧૦૮) શું તમે ઇચ્છો છો કે પોતાના પયગંબરથી પ્રશ્નો કરો, જે રીતે આનાથી પહેલા મૂસાથી પ્રશ્નો કરવામાં આવ્યા, અને જે વ્યક્તિએ ઈમાનને ઇન્કારમાં બદલી નાખ્યું, તે નિશ્ચિતપણે સન્માર્ગથી ભટકી ગયો.

(૧૦૯) ઘણા ગ્રંથવાળા, સત્ય તેમના સામે આવી ગયું છે છતાં, પોતાની ઈર્ષ્યાના કારણે, હૃદયપૂર્વક એવું ઇચ્છે છે કે તમારા ઈમાનવાળા બની ગયા પછી તેઓ કોઈપણ રીતે તમને ફરી ઇન્કાર કરવાવાળા બનાવી દે. બસ, માફ કરો અને દરગુજર કરો, ત્યાં સુધી કે અલ્લાહનો નિર્ણય આવી જાય. નિઃશંક,

અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે. (૧૧૦) અને નમાઝ સ્થાપિત કરો અને ઝકાત અદા કરો, અને જે ભલાઈ તમે પોતાના માટે આગળ મોકલશો, તેને તમે અલ્લાહની પાસે જોશો. જે કંઈ તમે કરો છો, અલ્લાહ નિશ્ચિતપણે તેને જોઈ રહ્યો છે. (૧૧૧) અને તેઓ કહે છે કે જન્નતમાં કેવળ એ જ લોકો જશે, જેઓ યહૂદી હોય અથવા ખ્રિસ્તી હોય. આ માત્ર તેમની અભિલાષાઓ છે. કહો કે લાવો પોતાની દલીલ જો તમે સાચા છો. (૧૧૨) બલ્કે જેણે પોતાની જાતને અલ્લાહને સમર્પિત કરી દીધી અને તે નિષ્ઠાવાન અને નિખાલસ પણ છે, તો એવા વ્યક્તિ માટે વળતર છે તેના રબ (પ્રભુ-પાલનહાર) પાસે, તેમના માટે ન કોઈ ભય છે અને ન કોઈ દુઃખ.

(૧૧૩) અને યહૂદીઓએ કહ્યું કે ખ્રિસ્તીઓ કોઈ વસ્તુ પર નથી અને ખ્રિસ્તીઓ કહે છે કે યહૂદીઓ કોઈ વસ્તુ પર નથી, અને સૌ આકાશી ગ્રંથ વાંચે છે. એ જ રીતે એ લોકોએ કહ્યું, જેમના પાસે જ્ઞાન નથી તેમના જેવી જ વાત. બસ, અલ્લાહ કયામતના દિવસે આ વાતોનો નિર્ણય કરશે જેમાં આ લોકો ઝઘડી રહ્યા હતા, (૧૧૪) અને તેનાથી વધારે અત્યાચારી બીજો કોણ હશે જે અલ્લાહની મસ્જિદોને એનાથી રોકે કે ત્યાં અલ્લાહના નામનું સ્મરણ કરવામાં આવે અને તેને વેરાન કરવાની કોશિશ કરે. તેમની સ્થિતિ તો એવી હોવી જોઈતી હતી કે મસ્જિદોમાં અલ્લાહથી ડરતા-ડરતા દાખલ થાય. તેમના માટે દુનિયામાં અપમાન છે અને આખિરતમાં તેમના માટે ભારે યાતના છે, (૧૧૫) અને પૂર્વ અને પશ્ચિમ અલ્લાહ માટે જ છે. તમે જે તરફ રૂખ કરો તેના તરફ જ છે. નિશ્ચિતપણે અલ્લાહ ખૂબ વિશાળ-હૃદયી અને ઉદાર છે, જ્ઞાની છે. (૧૧૬) અને તેઓ કહે છે કે અલ્લાહે પુત્ર બનાવ્યો છે. તે આનાથી પવિત્ર છે, બલ્કે આકાશો અને ધરતીમાં જે કંઈ છે બધું જ તેનું છે. તેનાં જ આજ્ઞાંકિત છે સૌ. (૧૧૭) તે આકાશો અને ધરતીને અસ્તિત્વમાં લાવનાર

છે. તે જ્યારે કોઈ કામ કરવાનું નક્કી કરી લે છે, તો બસ, તેના માટે ફરમાવી દે છે કે 'થઈ જા', તો તે થઈ જાય છે.

(૧૧૮) અને જે લોકો જ્ઞાન નથી રાખતા, તેમણે કહ્યું : અલ્લાહ કેમ વાત નથી કરતો અમારાથી ? અથવા અમારા પાસે કોઈ નિશાની કેમ નથી આવતી ? આવી જ રીતે તેમના અગાઉના લોકો પણ આમના જેવી જ વાત કરી ચૂક્યા છે, આ સૌના હૃદય એક જેવા છે. અમે પ્રસ્તુત કરી દીધી છે નિશાનીઓ એ લોકો માટે જેઓ વિશ્વાસ કરવાવાળા છે. (૧૧૯) અમે તમને સાચી વાત લઈને મોકલ્યા છે, ખુશખબર સંભળાવનાર અને ડરાવનાર બનાવીને, અને તમારાથી નર્કમાં જવાવાળાઓ વિશે કોઈ પૂછપરછ નહીં થાય. (૧૨૦) અને યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કદાપિ તમારાથી રાજી નહીં થાય, જ્યાં સુધી તમે તેમના પંથના અનુયાયી ન બની જાઓ. તમે કહો કે જે માર્ગ અલ્લાહ બતાવે છે એ જ સાચો માર્ગ છે, અને આ જ્ઞાન પછી જે તમને પહોંચી ચૂક્યું છે, તમે તેમની ઇચ્છાઓનું અનુસરણ કર્યું, તો અલ્લાહ વિરુદ્ધ ન તમારો કોઈ મિત્ર હશે અને ન કોઈ મદદગાર. (૧૨૧) જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે તેઓ તેને વાંચે છે જે રીતે વાંચવાનો તેનો હક છે, આવા જ લોકો ઈમાન લાવે છે તેના પર, અને જેઓ તેનો ઇન્કાર કરે તો એ જ લોકો નુકસાનમાં રહેવાવાળા છે.

(૧૨૨) હે ઇસરાઈલની સંતાન ! મારા એ ઉપકારને યાદ કરો, જે મેં તમારા પર કર્યો અને એ વાતને કે મેં તમને સમગ્ર જગતવાસીઓ પર શ્રેષ્ઠતા પ્રદાન કરી. (૧૨૩) અને એ દિવસથી ડરો જેમાં કોઈ વ્યક્તિ કોઈ અન્ય વ્યક્તિને કંઈ કામ નહીં લાગે અને ન કોઈના તરફથી કોઈ વળતર સ્વીકારવામાં આવશે અને કોઈને કોઈ ભલામણ લાભ નહીં પહોંચાડે અને ન ક્યાંયથી તેમને કોઈ મદદ પહોંચશે. (૧૨૪) અને જ્યારે ઇબ્રાહીમની તેના રબે કેટલીક વાતોમાં પરીક્ષા કરી, તો તેણે તેને પૂરી કરીને બતાવી. અલ્લાહે કહ્યું : હું તમને

સૌ લોકોના ઈમામ (પથ-પ્રદર્શક) બનાવીશ. ઈબ્રાહીમે કહ્યું : અને મારી સંતાનમાંથી પણ ? અલ્લાહે કહ્યું : મારું વચન અત્યાચારીઓ માટે નથી.

(૧૨૫) અને જ્યારે અમે કાબાને લોકોના એકત્ર થવાની જગ્યા અને શાંતિનું સ્થળ ઠરાવ્યું, અને આદેશ આપ્યો કે 'મકામે ઈબ્રાહીમ' (ઈબ્રાહીમની જગ્યા)ને નમાઝ પઢવાની જગ્યા બનાવી લો, અને ઈબ્રાહીમ અને ઈસ્માઈલને તાકીદ કરી કે મારા ઘરને તવાફ (પરિક્રમા) કરનારાં, એ'તિકાફ (એકાંતવાસ) કરનારાં અને રુકૂઅ અને સિજદો કરનારાં માટે પવિત્ર રાખો. (૧૨૬) અને જ્યારે ઈબ્રાહીમે કહ્યું કે, હે મારા પાલનહાર ! આ શહેરને શાંતિનું શહેર બનાવી દે અને તેના રહેવાસીઓને, જેઓ તેમાંથી અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખે, ફળોની રોજી પ્રદાન કર. અલ્લાહે કહ્યું : જે ઈન્કાર કરશે, હું તેને પણ થોડા દિવસ લાભ આપીશ. પછી તેને આગની યાતના તરફ ધકેલી દઈશ અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

(૧૨૭) અને જ્યારે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ બૈતુલ્લાહની દીવાલો ઉઠાવી રહ્યા હતા અને એમ કહેતા જતા હતા કે, હે અમારા માલિક ! સ્વીકાર કરી લે અમારાથી, ચોક્કસ તું જ સાંભળનાર, જાણવાવાળો છે. (૧૨૮) હે અમારા પાલનહાર ! અમને તારા આજ્ઞાંકિત બનાવ અને અમારાં વંશમાંથી પોતાનો એક આજ્ઞાંકિત સમુદાય ઉઠાવ, અને અમને તારી બંદગીની પદ્ધતિઓ બતાવ અને અમને માફ કરી દે, તું માફ કરવાવાળો, દયાળુ છે. (૧૨૯) હે અમારા માલિક ! અને તેમનામાંથી જ એક રસૂલ (ઈશદૂત) ઉઠાવ, જે તેમને તારી આયતો સંભળાવે અને તેમને ગ્રંથ અને તત્ત્વદર્શિતાનું શિક્ષણ આપે અને તેમનો 'તઝકિયા' (આત્મ-શુદ્ધિ અને વિકાસ) કરે. નિઃશંક, તું પ્રભુત્વશાળી, તત્ત્વદર્શી છે.

(૧૩૦) અને કોણ છે જે ઈબ્રાહીમના દીન (ધર્મ)ને પસંદ ન કરે,પરંતુ

એ જેણે પોતાને મૂર્ખ બનાવી લીધો હોય, જ્યારે કે અમે તેને દુનિયામાં ચૂંટી લીધો હતો અને આખિરતમાં તે સત્કર્મીઓમાંથી હશે. (૧૩૧) જ્યારે તેના રબે કહ્યું કે પોતાને સમર્પિત કરી દો, તો તેણે કહ્યું : મેં મારી જાતને સૃષ્ટિના પ્રભુ-પાલનહારને સમર્પિત કરી દીધી. (૧૩૨) અને આની જ શિખામણ આપી ઈબ્રાહીમે પોતાની સંતાનને અને આની જ શિખામણ આપી યાકૂબે પોતાની સંતાનને કે, હે મારા પુત્રો ! અલ્લાહે તમારા માટે આ જ દીન (ધર્મ)ને પસંદ કર્યો છે. બસ, ઈમાન સિવાય કોઈ અન્ય સ્થિતિમાં તમને મૃત્યુ ન આવે. (૧૩૩) શું તમે ઉપસ્થિત હતા જ્યારે યાકૂબના મૃત્યુનો સમય આવ્યો. જ્યારે તેણે પોતાના પુત્રોને કહ્યું કે મારા પછી તમે કોની ઉપાસના કરશો? તેમણે કહ્યું : અમે એ જ ખુદાની ઉપાસના કરીશું જેની ઉપાસના તમે અને તમારા પૂર્વજો ઈબ્રાહીમ, ઈસ્માઈલ અને ઈસ્હાક કરતા હતા. એ જ એક ઉપાસ્ય છે અને અમે તેના જ આજ્ઞાંકિત છીએ. (૧૩૪) આ એક 'ઉમ્મત' (સમુદાય) હતી જે વિતી ગઈ. તેને એ જ મળશે જે તેણે કમાવ્યું અને તમને એ જ મળશે જે તમે કમાવ્યું, અને તમારાથી તેમના કાર્યો વિશે પૂછપરછ નહીં થાય.

(૧૩૫) અને તેઓ કહે છે કે યહૂદી કે ખ્રિસ્તી બની જાઓ, તો માર્ગદર્શન પ્રાપ્ત કરશો. કહો કે નહીં, બલ્કે અમે તો અનુસરણ કરીએ છીએ ઈબ્રાહીમના દીન (ધર્મ)નું, જેઓ અલ્લાહ માટે એકાગ્ર હતા અને તેઓ અનેકેશ્વરવાદી ન હતા. (૧૩૬) કહો, અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા અને એ વસ્તુ પર ઈમાન લાવ્યા, જે અમારા તરફ અવતરિત કરવામાં આવી અને એના ઉપર પણ જે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક અને યાકૂબ અને તેમનાં સંતાનો પર અવતરિત કરવામાં આવી, અને જે મૂસા અને ઈસાને અને સૌ પયગંબરોને જે મળ્યું પોતાના રબ (પાલનહાર) તરફથી. અમે તેમનામાંથી કોઈના દરમ્યાન ભેદ નથી કરતા અને અમે અલ્લાહના જ આજ્ઞાંકિત છીએ. (૧૩૭) પછી જો

તેઓ ઈમાન લાવે જે રીતે તમે ઈમાન લાવ્યા છો, તો નિઃશંક તેઓ સન્માર્ગ પામી ગયા અને જો તેઓ ફરી ગયા તો પછી તેઓ જીદ પર છે. બસ, તમારા તરફથી અલ્લાહ તેમના માટે પૂરતો છે અને તે સાંભળનાર, જાણવાવાળો છે. (૧૩૮) કહો, અમે અપનાવ્યો અલ્લાહનો રંગ, અને અલ્લાહના રંગથી કોનો રંગ સારો છે, અને અમે તેની જ બંદગી કરવાવાળા છીએ. (૧૩૯) કહો, શું તમે અલ્લાહ વિશે અમારા સાથે વિવાદ કરો છો , જ્યારે કે તે અમારો પણ રબ (પ્રભુ-પાલનહાર) છે અને તમારો પણ રબ છે. અમારા માટે અમારા કર્મો છે અને તમારા માટે તમારા કર્મો, અને અમે વિશુદ્ધપણે તેના માટે જ છીએ. (૧૪૦) શું તમે એમ કહો છો કે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક અને યાકૂબ અને તેમના સંતાનો સૌ યહૂદી કે ખ્રિસ્તી હતા ? કહો કે તમે વધારે જાણો છો કે અલ્લાહ ? અને તેનાથી વધારે અત્યાચારી બીજો કોણ હશે જે એ સાક્ષીને છુપાવે, જે અલ્લાહ તરફથી તેના પાસે આવેલી છે, અને જે કંઈ તમે કરો છો તેનાથી અલ્લાહ અજાણ નથી. (૧૪૧) આ એક ઉમ્મત (સમુદાય) હતી, જે વિતી ગઈ. તેને એ જ મળશે જે તેણે કમાવ્યું અને તમને એ જ મળશે જે તમે કમાવ્યું, અને તમારાથી તેમણે જે કંઈ કર્યું છે તેની પૂછપરછ નહીં થાય.

★**(૧૪૨) હવે મૂર્ખ લોકો કહેશે કે મુસલમાનોને કઈ વસ્તુએ તેમના** કિબ્લાથી ફેરવી દીધા. કહો કે પૂર્વ અને પશ્ચિમ અલ્લાહના જ છે. તે જેને ઇચ્છે છે સન્માર્ગ બતાવે છે. (૧૪૩) અને એ જ રીતે અમે તમને મધ્યમમાર્ગી ઉમ્મત (સમુદાય) બનાવી દીધા, જેથી તમે બતાવનારા હોવ લોકો પર અને રસૂલ (ઈશદૂત મુહમ્મદ) હોય તમારા પર બતાવનાર, અને જે કિબ્લા પર તમે હતા, અમે તેને કેવળ એટલા માટે ઠરાવ્યો હતો કે અમે જાણી લઈએ કે કોણ રસૂલ (ઈશદૂત મુહમ્મદ)નું અનુસરણ કરે છે અને કોણ તેનાથી ઉલ્ટા પગે ફરી જાય છે, અને નિઃશંક આ વાત ભારે છે, પરંતુ એ લોકો પર જેમને અલ્લાહે સન્માર્ગ

બતાવી દીધો છે, અને અલ્લાહ એવો નથી કે તમારા ઈમાનને નષ્ટ કરી દે. નિઃશંક, અલ્લાહ લોકો સાથે પ્રેમ કરવાવાળો, મહેરબાન છે.

(૧૪૪) અમે તમારા ચહેરાને વારંવાર આકાશ તરફ ઉઠતા જોઈ રહ્યા છીએ. બસ, અમે તમને એ જ કિબ્લા તરફ ફેરવી દઈશું, જેને તમે પસંદ કરો છો. હવે પોતાનો ચહેરો મસ્જિદે-હરામ તરફ ફેરવી દો અને તમે જ્યાં પણ હોવ,પોતાના ચહેરાને તેના જ તરફ કરો, અને ગ્રંથવાળાઓ સારી રીતે જાણે છે કે આ સત્ય છે અને તેમના રબ તરફથી છે, અને અલ્લાહ અજાણ નથી એનાથી જે તેઓ કરી રહ્યા છે. (૧૪૫) અને જો તમે આ ગ્રંથવાળાઓની સામે તમામ દલીલો પ્રસ્તુત કરો, તો પણ તેઓ તમારા કિબ્લાને નહીં માને અને ન તમે તેમના કિબ્લાનું અનુસરણ કરી શકો છો, અને ન સ્વયં તેઓ એક-બીજાના કિબ્લાને માને છે. એ જ્ઞાન પછી જે તમારા પાસે આવી ચૂક્યું છે, જો તમે તેમની ઇચ્છાઓનું અનુસરણ કરશો તો ચોક્કસ તમે અત્યાચારીઓમાંથી બની જશો. (૧૪૬) જેમને અમે ગ્રંથ આપ્યો છે, તેઓ તેને એવી રીતે ઓળખે છે, જે રીતે તેઓ પોતાના પુત્રોને ઓળખે છે, અને તેમાંથી એક જૂથ સત્યને છુપાવી રહ્યું છે, જ્યારે કે તે તેને જાણે છે. સત્ય એ છે જે તારો રબ કહે. (૧૪૭) બસ, તમે કદાપિ સંદેહ કરનારાઓમાંથી ન બનજો.

(૧૪૮) દરેક માટે એક દિશા છે, જે તરફ તે ચહેરો કરે છે. બસ, તમે ભલાઈઓ તરફ દોડો. તમે જ્યાં પણ હશો, અલ્લાહ તમને સૌને લઈ આવશે. નિઃશંક, અલ્લાહ બધું જ કરી શકે છે. (૧૪૯) અને તમે જ્યાંથી પણ નીકળો, પોતાનો ચહેરો મસ્જિદે-હરામ તરફ કરી લો. નિઃશંક, આ સત્ય છે, તમારા રબ તરફથી છે, અને જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેનાથી અજાણ નથી. (૧૫૦) અને તમે જ્યાંથી પણ નીકળો, પોતાનો ચહેરો મસ્જિદે-હરામ તરફ કરો અને તમે જ્યાં પણ હોવ, પોતાનો ચહેરો તેના જ તરફ રાખો, જેથી લોકો

પાસે તમારા વિશે કોઈ તર્ક બાકી ન રહે, સિવાય એ લોકોના જેઓ અન્યાયી છે. બસ, તમે તેમનાથી ન ડરો, અને મારાથી ડરો, અને જેથી હું મારી કૃપા તમારા પર પરિપૂર્ણ કરી દઉં, અને જેથી તમે સન્માર્ગ પામો. (૧૫૧) જે રીતે અમે તમારા દરમ્યાન એક રસૂલ (ઈશદૂત) તમારામાંથી જ મોકલ્યો, જે તમને મારી આયતો વાંચીને સંભળાવે છે અને તમને પવિત્ર કરે છે અને તમને ગ્રંથ અને તત્ત્વદર્શિતાની શિક્ષા આપે છે, અને તમને એ વસ્તુ શીખવાડે છે જેને તમે જાણતા ન હતા. (૧૫૨) બસ, તમે મને યાદ કરો, હું તમને યાદ કરીશ, અને મારો ઉપકાર માનો, મારી કૃતઘ્નતા ન કરો.

(૧૫૩) હે ઈમાનવાળાઓ ! ધૈર્ય અને નમાઝથી મદદ પ્રાપ્ત કરો. ચોક્કસ અલ્લાહ ધૈર્ય કરનારાઓની સાથે છે. (૧૫૪) અને જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા જાય, તેમને મૃત ન કહો, બલ્કે તેઓ જીવંત છે, પરંતુ તમને ખબર નથી. (૧૫૫) અને અવશ્ય તમને અજમાવવામાં આવશે થોડાક ભય અને ભૂખથી અને ધન અને પ્રાણ અને ફળોના નુકસાનથી, અને દૃઢ રહેનારાઓને ખુશખબર આપી દો, (૧૫૬) જેમની સ્થિતિ એ છે કે જ્યારે તેમને કોઈ મુસીબત પહોંચે છે તો તેઓ કહે છે : અમે અલ્લાહના છીએ અને અમે તેના જ તરફ પાછા ફરવાના છીએ. (૧૫૭) આ જ લોકો છે જેમના પર તેમના રબની વિશેષ કૃપા છે અને દયા છે, અને આ જ લોકો છે જેઓ સન્માર્ગ પર છે.

(૧૫૮) સફા અને મરવા, નિઃશંક અલ્લાહની યાદગારોમાંથી છે. હવે જે વ્યક્તિ બૈતુલ્લાહની હજ કરે અથવા ઉમરા કરે, તો તેના માટે કોઈ વાંધો નથી કે તે તેનો તવાફ (પરિક્રમા) કરે અને જે કોઈ શોખથી કોઈ નેકી કરે, તો અલ્લાહ કદરદાન છે, જાણવાવાળો છે. (૧૫૯) જે લોકો છુપાવે છે અમારી અવતરિત કરેલ ખુલ્લી નિશાનીઓને અને અમારાં માર્ગદર્શનને, એ પછી કે

અમે તેને લોકો માટે ગ્રંથમાં સ્પષ્ટ કરી ચૂક્યા છીએ, તો એ જ લોકો છે, જેમના ઉપર અલ્લાહ ફિટકાર કરે છે અને તેમના ઉપર ફિટકાર કરવાવાળાં ફિટકાર કરે છે. (૧૬૦) અલબત્ત, જેમણે તૌબા (પ્રાયશ્ચિત) કરી અને સુધારણા કરી લીધી અને સ્પષ્ટ રૂપે તેનું વર્ણન કરી દીધું, તો તેમને હું માફ કરી દઈશ અને હું છું માફ કરવાવાળો, મહેરબાન. (૧૬૧) નિઃશંક, જે લોકોએ ઈન્કાર કર્યો અને તેઓ એ જ સ્થિતિમાં મૃત્યુ પામ્યા, તો એ જ લોકો છે કે તેમના ઉપર અલ્લાહની અને ફરિશ્તાઓની અને લોકોની, સૌની ફિટકાર છે. (૧૬૨) એ જ સ્થિતિમાં તેઓ હંમેશા રહેશે. તેમના ઉપરથી યાતના હળવી કરવામાં નહીં આવે અને ન તેમને ઢીલ આપવામાં આવશે.

(૧૬૩) અને તમારો ઉપાસ્ય માત્ર એક જ ઉપાસ્ય છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. (૧૬૪) તે અત્યંત મહેરબાન છે, અત્યંત દયાળુ છે. નિઃશંક, આકાશો અને ધરતીની રચનામાં અને રાત અને દિવસના પરિવર્તનમાં અને એ નૌકાઓમાં જે મનુષ્યોને કામ આવનાર વસ્તુઓને લઈને સમુદ્રમાં ચાલે છે, અને એ પાણીમાં જેને અલ્લાહે આકાશમાંથી ઉતાર્યું, પછી તેનાથી મૃત જમીનને જીવન પ્રદાન કર્યું, અને તેણે જમીનમાં દરેક પ્રકારનાં જાનવરો ફેલાવી દીધા, અને હવાઓના પ્રસરણમાં અને વાદળોમાં જે આકાશ અને જમીનની વચ્ચે આજ્ઞાધીન છે, એ લોકો માટે નિશાનીઓ છે, જેઓ બુદ્ધિથી કામ લે છે.

(૧૬૫) અને અમુક લોકો એવાં છે, જેઓ અલ્લાહ સિવાય બીજાઓને તેના સમકક્ષ ઠરાવે છે. તેમના સાથે એવો પ્રેમ રાખે છે જેવો પ્રેમ અલ્લાહથી રાખવો જોઈએ, અને જેઓ ઈમાનવાળાં છે તેઓ સૌથી વધારે અલ્લાહથી પ્રેમ રાખનારા છે, અને જો અત્યાચારીઓ એ સમયને જોઈ લે જ્યારે યાતનાનો સામનો કરશે કે શક્તિ સંપૂર્ણપણે અલ્લાહની છે અને અલ્લાહ ખૂબ જ કઠોર યાતના આપવાવાળો છે. (૧૬૬) જ્યારે એ લોકો જેમના કહેવા પર બીજાઓ

ચાલતા હતા, એ લોકોથી અલગ થઈ જશે જેઓ તેમના કહેવા પર ચાલતા હતા. યાતના તેમના સામે હશે અને તેમની દરેક બાજુથી સંબંધો તૂટી ગયા હશે. (૧૬૭) એ લોકો જેઓ પાછળ ચાલતા હતા, કહેશે : કદાચ ! અમને દુનિયામાં પાછા જવાની તક મળી જતી તો અમે પણ તેમનાથી અલગ થઈ જતા, જે રીતે તેઓ અમારાથી અલગ થઈ ગયા. આમ, અલ્લાહ તેમને તેમના કાર્યોને મનસ્તાપ બનાવીને દેખાડશે, અને તેઓ આગમાંથી નીકળી નહીં શકે.

(૧૬૮) લોકો ! જમીનની વસ્તુઓમાંથી હલાલ (વૈધ), પવિત્ર અને શુદ્ધ વસ્તુઓ ખાઓ અને શૈતાનના પદચિહ્નો પર ન ચાલો. નિઃશંક, તે તમારો ખુલ્લો દુશ્મન છે. (૧૬૯) તે તમને કેવળ ખરાબ કાર્યો અને નિર્લજ્જતાની શિખામણ આપે છે, અને એ વાતની કે તમે અલ્લાહ સાથે એવી વાતો જોડો જેના વિશે તમને કોઈ જ્ઞાન નથી. (૧૭૦) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે એના પર ચાલો જે અલ્લાહે અવતરિત કરેલ છે, તો તેઓ કહે છે કે અમે તો તેના પર ચાલીશું જેના પર અમે અમારા બાપ-દાદાઓને જોયા છે. શું એ સ્થિતિમાં પણ કે તેમનાં બાપ-દાદાઓ ન બુદ્ધિ રાખતા હોય અને ન સન્માર્ગને જાણતા હોય ?

(૧૭૧) અને આ ઈન્કાર કરનારાઓનું ઉદાહરણ એવું છે, જાણે કોઈ વ્યક્તિ એવા પશુની પાછળ બૂમો પાડી રહ્યો હોય જે બોલાવવા અને પોકારવા સિવાય કંઈ ન સાંભળતું હોય ! આ લોકો બહેરા છે, મૂંગા છે, આંધળા છે, તેઓ કંઈ નથી સાંભળતા.

(૧૭૨) હે ઈમાનવાળાઓ ! અમારી પ્રદાન કરેલ પવિત્ર વસ્તુઓને ખાઓ અને અલ્લાહનો આભાર માનો, જો તમે તેની ઈબાદત કરવાવાળા છો. (૧૭૩) અલ્લાહે તમારા માટે હરામ (અવૈધ) કરેલ છે માત્ર મુડદાલ (મૃત)ને, અને લોહીને અને ડુક્કરના માંસને, અને જેના પર અલ્લાહ સિવાય કોઈ

અન્યનું નામ લેવામાં આવ્યું હોય. પછી જો કોઈ વ્યક્તિ મજબૂર થઈ જાય, તે ઈચ્છુક ન હોય અને ન હદથી આગળ વધી જનારો હોય, તો તેના પર કોઈ ગુનો નથી. નિઃશંક, અલ્લાહ ક્ષમા કરવાવાળો, મહેરબાન છે. (૧૭૪) જે લોકો એ વસ્તુને છુપાવે છે જે અલ્લાહે પોતાના ગ્રંથમાં અવતરિત કરેલ છે અને તેના બદલામાં થોડી કિંમત લે છે, તેઓ પોતાના પેટમાં કેવળ આગ ભરી રહ્યા છે. કયામતના દિવસે અલ્લાહ ન તેમના સાથે વાત કરશે અને ન તેમને પવિત્ર કરશે અને તેમના માટે પીડાદાયક યાતના છે. (૧૭૫) આ એ લોકો છે, જેમણે માર્ગદર્શનના બદલામાં પથભ્રષ્ટતાનો સોદો કર્યો અને બક્ષિસના બદલામાં યાતનાનો, તો કેવી હિંમત છે તેમની કે આગને સહન કરવા તૈયાર છે ! (૧૭૬) આવું એટલા માટે કે અલ્લાહે પોતાના ગ્રંથને બરાબર અવતરિત કર્યો, પરંતુ જે લોકોએ ગ્રંથમાં અનેક માર્ગો (મતભેદો) કાઢી લીધા, તેઓ હઠાગ્રહમાં દૂર નીકળી ગયા.

(૧૭૭) નેકી (પુણ્ય) એ નથી કે તમે તમારા ચહેરાં પૂર્વ અને પશ્ચિમ તરફ કરી લો, બલ્કે નેકી એ છે કે મનુષ્ય ઈમાન લાવે અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર અને ફરિશ્તાઓ પર અને ગ્રંથ પર અને પયગંબરો પર, અને ધન આપે અલ્લાહના પ્રેમમાં સગાવહાલાઓને અને અનાથોને અને વંચિતોને અને મુસાફરોને અને માંગવાવાળાઓને અને ગરદનો (ગુલામોને) છોડાવવામાં, અને નમાઝ સ્થાપિત કરે અને ઝકાત અદા કરે અને જ્યારે વચન આપે તો તેને પૂરું કરે, અને ધૈર્ય કરે કઠિનાઈ અને તકલીફમાં અને યુદ્ધ વખતે. આ જ લોકો છે જેઓ સાચા નીકળ્યા અને આ જ છે ડર રાખવાવાળાં.

(૧૭૮) હે ઈમાનવાળાઓ ! તમારા પર જેમની હત્યા કરવામાં આવી છે તેનો ‘કિસાસ’ (હત્યાનો બદલો) લેવાનું અનિવાર્ય કરવામાં આવે છે. સ્વતંત્ર વ્યક્તિના બદલામાં સ્વતંત્ર વ્યક્તિ, ગુલામ (દાસ)ના બદલામાં ગુલામ, સ્ત્રીના

બદલામાં સ્ત્રી. પછી જેને તેના ભાઈ તરફથી કંઈક માફી મળી જાય, તો તે સામાન્ય પ્રચલનનું અનુસરણ કરે અને સારી રીતે તેને અદા કરે. આ તમારા રબ તરફથી સુવિધા અને મહેરબાની છે. હવે આના પછી પણ જે વ્યક્તિ અતિરેક કરે, તેના માટે પીડાદાયક યાતના છે. (૧૭૯) અને હે બુદ્ધિશાળીઓ ! 'કિસાસ'માં તમારા માટે જીવન છે, જેથી તમે બચી શકો. (૧૮૦) તમારા પર અનિવાર્ય કરવામાં આવે છે કે જ્યારે તમારામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય અને તેણે પોતાના પાછળ સંપત્તિ મૂકી હોય, તો તે સામાન્ય રીત અનુસાર વસિયત કરી દે પોતાના માતા-પિતા માટે અને પોતાના નજીકના સગાવહાલાઓ માટે. આ જરૂરી છે અલ્લાહથી ડરનારાઓ માટે. (૧૮૧) પછી જે કોઈ વસિયતને સાંભળ્યા પછી તેને બદલી નાખે, તો તેનું પાપ (ગુનો) તેના શિરે હશે જેણે તેને બદલી નાખી. ચોક્કસ, અલ્લાહ સાંભળવાવાળો અને જાણવાવાળો છે. (૧૮૨) અલબત્ત, જેને વસિયત કરનાર વિશે એ આશંકા હોય કે તેણે પક્ષપાત કે હકનું હનન કર્યું છે અને તે પરસ્પર સુલેહ કરાવી દે, તો તેના માટે કોઈ ગુનો નથી. અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે.

(૧૮૩) હે ઈમાનવાળાઓ ! તમારા પર રોઝા 'ફર્ઝ' (અનિવાર્ય) કરવામાં આવ્યા, જે રીતે તમારાથી અગાઉના લોકો પર અનિવાર્ય કરવામાં આવ્યા હતા, જેથી તમે ઈશભય રાખનારાં-સંયમી બનો. (૧૮૪) ગણતરીના અમુક દિવસો. પછી તમારામાંથી જે કોઈ બીમાર હોય કે મુસાફરીમાં હોય, તો તે બીજા દિવસોમાં સંખ્યા પૂરી કરી લે, અને જો કોઈ કષ્ટસહિત સહન કરી શકે, તો (તેની ભરપાઈ) એક રોઝાનો બદલો એક ગરીબનું ભોજન છે. જે કોઈ વધારે ભલાઈ કરે તો તે તેના માટે ઉત્તમ છે, અને તમે રોઝા રાખો તો તે તમારા માટે વધારે સારું છે, જો તમે જાણો. (૧૮૫) રમઝાનનો મહિનો, જેમાં કુર્આન અવતરિત કરવામાં આવ્યું, (જે) માર્ગદર્શન છે લોકો માટે અને સ્પષ્ટ

નિશાનીઓ છે રસ્તાની તેમજ સત્ય અને અસત્ય વચ્ચે નિર્ણય કરવાવાળું. બસ, તમારામાંથી જે કોઈ આ મહિનાને પામે, તે તેના રોઝા રાખે અને જે બીમાર હોય કે મુસાફરીમાં હોય, તો તે બીજા દિવસોમાં સંખ્યા પૂરી કરી લે. અલ્લાહ તમારા માટે સરળતા ઈચ્છે છે, તે તમારા પર સખ્તાઈ કરવા નથી ચાહતો, અને એટલા માટે કે તમે સંખ્યા પૂરી કરી લો અને અલ્લાહની મહાનતાનું વર્ણન કરો, એ વાત પર કે તેણે તમને માર્ગ બતાવ્યો અને એટલા માટે કે તમે તેના આભારી અને કૃતજ્ઞ બનો.

(૧૮૬) અને જ્યારે મારા બંદાઓ તમને મારા વિશે પૂછે, તો હું નજીક છું. પોકારનારની પોકારનો જવાબ આપું છું, જ્યારે તે મને પોકારે છે. તો તેણે મારા આદેશનું પાલન કરવું જોઈએ અને મારા પર વિશ્વાસ કરે, જેથી તે માર્ગદર્શન પામે. (૧૮૭) તમારા માટે રોઝાની રાત્રે પોતાની પત્નીઓથી સહવાસ જાઈઝ (વૈધ) કરવામાં આવ્યો. તે તમારા માટે પોશાક છે અને તમે તેમના માટે પોશાક છો. અલ્લાહે જાણ્યું કે તમે પોતાની જાત સાથે અપ્રમાણિકતા આચરી રહ્યા હતા, તો તેણે તમારા પર કૃપા કરી અને તમને માફ કરી દીધા. તો હવે તમે તેમને મળો અને ઈચ્છો જે અલ્લાહે તમારા માટે લખી દીધું છે, અને ખાવ અને પીવો, ત્યાં સુધી કે સવારની સફેદ ધાર કાળી ધારથી સ્પષ્ટ અલગ થઈને દેખાઈ જાય. પછી પૂરો કરો રોઝો રાત સુધી, અને જ્યારે તમે મસ્જિદમાં 'એ'તિકાફ' (અલ્લાહના સ્મરણ માટે એકાંતવાસ)માં હોવ તો પત્નીઓ સાથે સહવાસ ન કરો. આ અલ્લાહની સીમાઓ છે, તો તેના નજીક ન જાઓ. આ રીતે અલ્લાહ પોતાની આયતો લોકો માટે વર્ણવે છે, જેથી તેઓ બચે. (૧૮૮) અને તમે પરસ્પર એક-બીજાનું ધન અનુચિત રીતે ન ખાવ અને ન તેને અધિકારીઓ (પ્રશાસકો) સુધી પહોંચાડો, જેથી બીજાઓના ધનનો કોઈ ભાગ ગુનાહિત રીતે ખાઈ જાઓ, જ્યારે કે તમે તેને જાણો છો.

(૧૮૯) તેઓ તમને ચંદ્ર (ની વધ-ઘટ) વિશે પૂછે છે. કહો કે તે જુદા-જુદા સમય અને તિથિઓનું નિર્ધારણ છે લોકો માટે અને હજ માટે, અને નેકી (સદાચાર) એ નથી કે તમે ઘરોમાં આવો છત ઉપરથી, બલ્કે નેકી એ છે કે વ્યક્તિ સંયમી (ઈશનિષ્ઠ) બને, અને ઘરોમાં તેના દરવાજાઓમાંથી આવો અને અલ્લાહથી ડરો, જેથી તમે સફળતા પામો, અને અલ્લાહના માર્ગમાં એ લોકોથી લડો, જેઓ લડે છે તમારાથી. (૧૯૦) અને અતિરેક ન કરો. અલ્લાહ અતિરેક કરનારાઓને પસંદ કરતો નથી. (૧૯૧) અને મારો એ લોકોને જ્યાં પણ મળે અને કાઢી મૂકો તેમને જ્યાંથી તેમણે તમને કાઢી મૂક્યા છે, અને 'ફિત્નો' (ઉપદ્રવ) હત્યાથી વધારે ખરાબ છે, અને તેમના સાથે મસ્જિદે-હરામની પાસે ન લડો, જ્યાં સુધી કે તેઓ તમારાથી એ જગ્યામાં યુદ્ધ શરૂ ન કરી દે. બસ, જો તેઓ તમારાથી યુદ્ધ શરૂ કરી દે, તો તેમને કતલ કરો. આ જ સજા છે અવજ્ઞાકારીઓની. (૧૯૨) પછી જો તેઓ અટકી જાય, તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૧૯૩) અને તેમના સાથે યુદ્ધ કરો, ત્યાં સુધી કે ઉપદ્રવ બાકી ન રહે અને દીન (ધર્મ) અલ્લાહનો થઈ જાય, પછી જો તેઓ અટકી જાય તો તેના પછી સખ્તાઈ નથી, પરંતુ અત્યાચારીઓ માટે.

(૧૯૪) હુરમતવાળો (પ્રતિષ્ઠિત) મહિનો, પ્રતિષ્ઠિત મહિનાનો બદલો છે, અને હુરમતોનો પણ 'કિસાસ' (બદલો) છે. તેથી જેણે તમારા પર અતિરેક કર્યો, તમે પણ તેમના સાથે અતિરેક કરો, જેવો તેમણે તમારા પર અતિરેક કર્યો છે, અને અલ્લાહથી ડરો અને જાણી લો કે અલ્લાહ તેનાથી ડરવાવાળા-સંયમી લોકોની સાથે છે. (૧૯૫) અને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો અને પોતાને વિનાશમાં ન નાખો, અને કામ ભલી રીતે કરો. નિઃશંક, અલ્લાહ ભલી રીતે કામ કરનારાઓને પસંદ કરે છે.

(૧૯૬) અને પૂરાં કરો હજ અને ઉમરા અલ્લાહ માટે. પછી જ્યારે તમે

ઘર જાઓ, તો જે કુરબાનીનું પશુ ઉપલબ્ધ હોય, તે પ્રસ્તુત કરી દો અને પોતાના માથાને ન મુંડાવો જ્યાં સુધી કુરબાની પોતાના ઠેકાણે ન પહોંચી જાય. તમારામાંથી જે બીમાર હોય કે તેના માથામાં કોઈ તકલીફ હોય, તો તે 'ફિદયા' (પ્રતિફળ) આપે રોઝા કે સદકા (દાન) કે કુરબાનીનો. જ્યારે શાંતિની સ્થિતિ હોય અને કોઈ વ્યક્તિ હજ સુધી ઉમરાનો લાભ પ્રાપ્ત કરવા માગે તો તે કુરબાની પ્રસ્તુત કરે જે તેને ઉપલબ્ધ થાય. પછી જેને ઉપલબ્ધ ન થાય તો તે હજના દિવસોમાં ત્રણ દિવસનાં રોઝા રાખે અને સાત દિવસના રોઝા જ્યારે તમે ઘર પાછા ફરો. આ પૂરા દસ થયા. આ એ વ્યક્તિ માટે છે જેનો પરિવાર મસ્જિદે-હરામ પાસે વસેલો ન હોય. અલ્લાહથી ડરો અને જાણી લો કે અલ્લાહ કઠોર યાતના આપવાવાળો છે. (૧૯૭) હજના નિર્ધારિત મહિનાઓ છે. બસ, જેણે હજનો નિર્ધાર કરી લીધો, તો પછી તેણે હજ દરમ્યાન ન કોઈ અશ્લીલ વાત કરવાની છે અને ન ગુનાની અને ન લડાઈ-ઝઘડાની, અને જે સદ્કાર્ય તમે કરશો, અલ્લાહને તેની ખબર પડી જશે, અને તમે ભાથું સાથે લઈ લો, સૌથી શ્રેષ્ઠ ભાથું તકવા (ઈશભય અને સંયમ)નું ભાથું છે, અને હે બુદ્ધિશાળીઓ ! મારાથી ડરો.

(૧૯૮) એમાં કોઈ ગુનો નથી કે તમે પોતાના રબની કૃપા શોધો. પછી જ્યારે તમે લોકો અરફાતથી પાછા ફરો, તો અલ્લાહનું સ્મરણ કરો 'મશ્અરે હરામ' (પવિત્ર સ્થળ મુઝદલિફા)ના નજીક, અને તેને યાદ કરો જે રીતે અલ્લાહે બતાવેલ છે. આનાથી પહેલાં તમે ચોક્કસ માર્ગ ભૂલી ગયેલાં લોકોમાંથી હતા. (૧૯૯) પછી તવાફ માટે ચાલો જ્યાંથી બધા લોકો ચાલે અને અલ્લાહથી માફી માંગો. ચોક્કસ અલ્લાહ ક્ષમાશીલ, દયા કરવાવાળો છે. (૨૦૦) પછી જ્યારે તમે પોતાની હજના તમામ કાર્યો પૂરા કરી લો, તો અલ્લાહને યાદ કરો જે રીતે તમે પહેલાં તમારા બાપ-દાદાઓને યાદ કરતા

હતા, બલ્કે તેનાથી પણ વધારે. (૨૦૧) અને કોઈ વ્યક્તિ છે જે કહે છે કે, હે અમારા રબ ! અમને દુનિયામાં પણ ભલાઈ પ્રદાન કર અને આખિરત (પરલોક)માં પણ ભલાઈ પ્રદાન કર, અને અમને આગની યાતનાથી બચાવ. (૨૦૨) આ જ લોકો માટે હિસ્સો છે તેમણે કરેલ કર્મોનો, અને અલ્લાહ જલ્દી હિસાબ લેવાવાળો છે. (૨૦૩) અને અલ્લાહને યાદ કરો નિર્ધારિત દિવસોમાં. પછી જે વ્યક્તિ ઉતાવળ કરીને બે દિવસમાં મક્કા પાછો આવી જાય તેના પર કોઈ ગુનો નથી અને જે વ્યક્તિ રોકાઈ જાય તેના પર પણ કોઈ ગુનો નથી. આ તેના માટે છે જે અલ્લાહથી ડરે, અને અલ્લાહથી ડરતા રહો અને બરાબર જાણી લો કે તમે તેના જ પાસે એકત્ર કરવામાં આવશો.

(૨૦૪) અને લોકોમાંથી કોઈ છે કે તેની વાત દુનિયામાં તમને સારી લાગે છે અને તે પોતાના મનની વાત માટે અલ્લાહને સાક્ષી બનાવે છે, જ્યારે કે તે મોટો ઝઘડાળુ છે. (૨૦૫) અને જ્યારે તે પીઠ ફેરવે છે તો તે એ વાતની કોશિશમાં રહે છે કે જમીનમાં બગાડ અને ઉપદ્રવ ફેલાવે અને ખેતીઓ અને પ્રાણોને નષ્ટ કરે, જ્યારે કે અલ્લાહ બગાડ અને ઉપદ્રવને પસંદ કરતો નથી. (૨૦૬) અને જ્યારે તેને કહેવામાં આવે છે કે અલ્લાહથી ડરો, તો અહંકાર તેને પાપ ઉપર મક્કમ કરી નાખે છે. બસ, આવા વ્યક્તિ માટે નર્ક પર્યાપ્ત છે અને તે ખૂબ ખરાબ ઠેકાણું છે, (૨૦૭) અને લોકોમાંથી કોઈ છે કે અલ્લાહની પ્રસન્નતાની શોધમાં પોતાનો જીવ ખપાવી નાખે છે અને અલ્લાહ પોતાના બંદાઓ પર અત્યંત મહેરબાન છે.

(૨૦૮) હે ઈમાનવાળાઓ ! ઈસ્લામમાં પૂરેપૂરા દાખલ થઈ જાવ અને શૈતાનનું અનુકરણ ન કરો, તે તમારો ખુલ્લો દુશ્મન છે. (૨૦૯) જો તમે ભ્રષ્ટ થઈ જાઓ એ પછી કે તમારા પાસે સ્પષ્ટ દલીલો આવી ચૂકી છે, તો જાણી લો કે અલ્લાહ પ્રભુત્વશાળી, તત્ત્વદર્શી છે. (૨૧૦) શું લોકો એ વાતની રાહ જોઈ

રહ્યા છે કે અલ્લાહ વાદળોની છત્રછાયામાં આવે અને ફરિશ્તાઓ પણ આવી જાય અને મામલાનો નિર્ણય કરી નાખવામાં આવે ? અને તમામ મામલાઓ અલ્લાહ તરફ જ ફેરવવામાં આવે છે. (૨૧૧) ઈસરાઈલની સંતાનથી પૂછો, અમે તેમને કેટલી ખુલ્લી નિશાનીઓ આપી ? અને જે વ્યક્તિ અલ્લાહની કૃપાને બદલી નાખે, જ્યારે કે તે તેના પાસે આવી ચૂકી હોય, તો અલ્લાહ ચોક્કસ કઠોર સજા આપવાવાળો છે. (૨૧૨) આકર્ષક બનાવી દેવામાં આવ્યું છે દુનિયાનું જીવન એ લોકોની નજરમાં જેઓ ઇન્કાર કરનારા છે અને તેઓ ઈમાનવાળાઓ પર હસે છે, જો કે જેઓ ઈશભય રાખનારાં અને સંયમી છે તેઓ કયામતના દિવસે તેમની સરખામણીમાં ઉચ્ચ પદો પર હશે, અને અલ્લાહ જેને ઇચ્છે છે બેસુમાર રોજી આપી દે છે.

(૨૧૩) લોકો એક 'ઉમ્મત' (સમુદાય) હતા. તેમણે મતભેદ કર્યો, તો અલ્લાહે પયગંબરોને મોકલ્યા ખુશખબર આપવાવાળા અને ડરાવનાર, અને તેમના સાથે અવતરિત કર્યો ગ્રંથ સત્યની સાથે, જેથી તે નિર્ણય કરી દે એ વાતોનો જેમાં લોકો મતભેદ કરી રહ્યા છે, અને મતભેદો એ જ લોકોએ કર્યા જેમને સત્ય આપવામાં આવ્યું હતું, એ પછી કે તેમના પાસે સ્પષ્ટ માર્ગદર્શન આવી ચૂક્યું હતું, પરસ્પર હઠાગ્રહને કારણે. બસ, અલ્લાહે પોતાની પ્રેરણાથી સત્યના મામલામાં ઈમાનવાળાઓને સન્માર્ગ દેખાડ્યો, જેમાં તેઓ ઝઘડી રહ્યા હતા અને અલ્લાહ જેને ઇચ્છે છે સન્માર્ગ બતાવી દે છે. (૨૧૪) શું તમે એમ સમજી લીધું છે કે તમે જન્નતમાં દાખલ થઈ જશો, જ્યારે કે હજુ તમારા પર એ પરિસ્થિતિ વિતી જ નથી જે તમારાથી અગાઉના લોકો પર વિતી હતી. તેમને કઠિનાઈઓ અને તકલીફો પહોંચી અને તેમને હચમચાવી નાખવામાં આવ્યા, ત્યાં સુધી કે પયગંબર અને તેમના સાથે ઈમાન લાવનારાઓ પોકારી ઉઠ્યા કે અલ્લાહની મદદ ક્યારે આવશે ? યાદ રાખો, અલ્લાહની મદદ સમીપ છે.

(૨૧૫) લોકો તમને પૂછે છે કે તેઓ શું ખર્ચ કરે ? કહી દો કે જે ધન તમે ખર્ચ કરશો, તો તેમાં હક છે તમારા માતા-પિતાનો અને સગાવહાલાઓનો અને અનાથોનો અને વંચિતોનો અને મુસાફરોનો, અને જે ભલાઈ તમે કરશો તેની અલ્લાહને ખબર છે. (૨૧૬) તમારા માટે યુદ્ધનો આદેશ થયો છે અને તે તમને ભારે પ્રતીત થાય છે. સંભવ છે કે તમે એક વસ્તુને નાપસંદ કરો અને તે તમારા માટે સારી હોય, અને સંભવ છે કે તમે એક વસ્તુને પસંદ કરો અને તે તમારા માટે ખરાબ હોય, અને અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા.

(૨૧૭) લોકો તમને હુરમતવાળા (પ્રતિષ્ઠિત) મહિનાઓ વિશે પૂછે છે કે તેમાં લડવું કેવું છે ? કહી દો કે તેમાં લડવુ ખૂબ ખરાબ છે. પરંતુ અલ્લાહના માર્ગથી રોકવું અને તેની અવજ્ઞા કરવી અને મસ્જિદે-હરામથી રોકવું અને તેના લોકોને ત્યાંથી કાઢવા, અલ્લાહની દૃષ્ટિએ તેનાથી પણ વધારે ખરાબ છે, અને ફિત્ના (ઉપદ્રવ)થી વધારે ખરાબ બૂરાઈ છે, અને આ લોકો તમારા સાથે બરાબર લડતા રહેશે, ત્યાં સુધી કે તેઓ તમને તમારા દીન (ધર્મ)થી ફેરવી દે જો તમારા પર કાબૂ પ્રાપ્ત કરી લે, અને તમારામાંથી જે કોઈ પોતાના દીનથી ફરી જાય અને ઇન્કારની હાલતમાં મૃત્યુ પામે, તો એવા લોકોના કર્મો વ્યર્થ થઈ ગયા, આલોકમાં પણ અને પરલોકમાં પણ, અને તેઓ આગમાં પડવાવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૨૧૮) એ લોકો જેઓ ઈમાન લાવ્યા અને જેમણે હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં જિહાદ (તનતોડ સંઘર્ષ) કર્યો, તેઓ અલ્લાહની દયાના ઉમેદવાર છે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૨૧૯) લોકો તમને દારૂ અને જુગાર વિશે પૂછે છે. કહી દો કે આ બંને વસ્તુઓમાં મોટો ગુનો છે અને (જો કે) લોકો માટે થોડાંક લાભ પણ છે, અને તેનો ગુનો ખૂબ વધારે છે તેમના લાભથી, અને તેઓ તમને પૂછે છે કે તેઓ

શું ખર્ચ કરે. કહી દો કે જે જરૂરતથી વધારે હોય. આ રીતે અલ્લાહ તમારા માટે આદેશોનું વર્ણન કરે છે, જેથી તમે ધ્યાન આપો (૨૨૦) દુનિયા અને આખિરતના મામલામાં, અને તેઓ તમને અનાથો વિશે પૂછે છે. કહી દો કે જેમાં તેમનું કલ્યાણ હોય તે ઉત્તમ છે, અને જો તમે તેમને પોતાની સાથે સામેલ કરી લો તો તેઓ તમારા ભાઈ છે, અને અલ્લાહ જાણે છે કે કોણ બગાડ પેદા કરનાર છે અને કોણ સુધારણા કરનાર, અને જો અલ્લાહ ઇચ્છે તો તમને મુશ્કેલીમાં નાખી દેતો. અલ્લાહ પ્રભુત્વશાળી, તત્ત્વદર્શી છે.

(૨૨૧) અને મુશ્રિક (અનેકેશ્વરવાદી) સ્ત્રીઓથી નિકાહ ન કરો જ્યાં સુધી તેઓ ઈમાન ન લાવે, અને ઈમાનવાળી દાસી વધારે ઉત્તમ છે એક મુશ્રિક સ્ત્રીથી, ચાહે તે તમને સારી લાગતી હોય; અને પોતાની સ્ત્રીઓને મુશ્રિક પુરુષોના નિકાહમાં ન આપો જ્યાં સુધી તેઓ ઈમાન ન લાવે. ઈમાનવાળો દાસ વધારે ઉત્તમ છે એક સ્વતંત્ર મુશ્રિક પુરુષથી, ચાહે તે તમને સારો લાગતો હોય. આ લોકો આગ તરફ બોલાવે છે અને અલ્લાહ જન્નત અને પોતાની કૃપા તરફ બોલાવે છે. તે પોતાના આદેશોને સ્પષ્ટ રૂપે વર્ણવે છે, જેથી તેઓ બોધપાઠ ગ્રહણ કરે. (૨૨૨) અને તેઓ તમને માસિક-ધર્મનો આદેશ પૂછે છે. કહી દો કે તે એક અસ્વચ્છતા (ની સ્થિતિ) છે. તેમાં સ્ત્રીઓથી અલગ રહો (સહવાસ ન કરો), અને જ્યાં સુધી તેઓ પવિત્ર ન થઈ જાય તેમના નજીક ન જાઓ (સહવાસ ન કરો). પછી જ્યારે તેઓ સારી રીતે પવિત્ર થઈ જાય તો એ રીતે તેમના પાસે જાઓ જેનો આદેશ અલ્લાહે તમને આપ્યો છે. અલ્લાહ મિત્ર રાખે છે પ્રાયશ્ચિત કરનારાઓને અને પવિત્ર રહેનારાઓને. (૨૨૩) તમારી સ્ત્રીઓ તમારી ખેતી છે. બસ, પોતાની ખેતીમાં જે રીતે ઇચ્છો, જાઓ અને પોતાના માટે આગળ મોકલો અને અલ્લાહથી ડરો અને જાણી લો કે તમારે અવશ્ય તેને મળવાનું છે, અને ઈમાનવાળાઓને ખુશખબર સંભળાવી દો.

(૨૨૪) અને અલ્લાહને પોતાની સોગંદો માટે બહાનું ન બનાવો કે તમે ભલાઈ ન કરો, સંયમ ન દાખવો અને લોકો વચ્ચે સુલેહ ન કરાવો. અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે. (૨૨૫) અલ્લાહ તમારી નિરુદ્દેશ્ય સોગંદો માટે તમને નથી પકડતો, બલ્કે તે એ કાર્ય માટે પકડ કરે છે જે તમારાં હૃદયો કરે છે, અને અલ્લાહ ક્ષમાશીલ, સહનશીલ છે. (૨૨૬) જે લોકો પોતાની પત્નીઓને ન મળવાના સોગંદ ખાઈ લે, તેમનાં માટે ચાર મહિના સુધીની મહેતલ છે. પછી જો તેઓ 'રુજૂઅ' કરી લે (અર્થાત પોતાની પત્નીઓ તરફ પાછા વળે), તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૨૨૭) અને જો તેઓ તલાકનો નિર્ણય કરે, તો ચોક્કસ અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે. (૨૨૮) અને તલાક આપેલ સ્ત્રીઓ પોતાને ત્રણ માસિક-ધર્મ સુધી રોકી રાખે, અને જો અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન રાખે છે તો તેમના માટે જાઈઝ (યોગ્ય) નથી કે તેઓ એ વસ્તુને છુપાવે જે અલ્લાહે પેદા કરેલ છે તેમના પેટમાં, અને એ દરમ્યાન તેમનાં પતિઓ તેમને ફરી પાછી બોલાવવાનો અધિકાર રાખે છે જો તેઓ સુલેહ કરવા માંગે, અને આ સ્ત્રીઓ માટે સામાન્ય નિયમાનુસાર એ જ પ્રકારનાં હકો છે જે રીતે સામાન્ય નિયમા-નુસાર તેમના શિરે જવાબદારીઓ છે, અને પુરુષોનું સ્થાન તેમની તુલનામાં થોડુંક વધારે છે, અને અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૨૨૯) તલાક બે વાર છે. પછી કાં તો કાનૂન અનુસાર રાખી લેવું છે, અથવા ભલી રીતે વિદાય કરી દેવું, અને તમારા માટે એ જાઈઝ (વૈધ) નથી કે તમે જે કંઈ સ્ત્રીઓને આપ્યું છે તેમાંથી કંઈક લઈ લો, પરંતુ એ કે બંનેને ભય હોય કે તેઓ અલ્લાહની સીમાઓ પર મક્કમ નહીં રહી શકે. પછી જો તમને એ ડર હોય કે બંને અલ્લાહની સીમાઓનું પાલન નહીં કરી શકે, તો બંને પર ગુનો નથી એ ધનમાં જેને સ્ત્રી ફિદયા (અર્થ-દંડ)માં આપી દે. આ અલ્લાહની

સીમાઓ છે, તો તેનાથી બહાર ન નીકળો, અને જે વ્યક્તિ અલ્લાહની સીમાઓનું ઉલ્લંઘન કરે, તો એ જ લોકો અત્યાચારી છે. (૨૩૦) પછી જો તે તેને તલાક આપી દે, તો તેના પછી તે સ્ત્રી તેના માટે હલાલ (વૈધ) નથી ત્યાં સુધી કે તે કોઈ અન્ય પુરુષ સાથે નિકાહ ન કરે. પછી જો તે પુરુષ તેને તલાક આપી દે તો ગુનો નથી આ બંને પર કે ફરી મળી જાય એ શરતે કે તેમને અલ્લાહની સીમાઓ પર કાયમ રહેવાની આશા હોય. આ ઈશ્વરીય નિયમો છે, જેને તે વર્ણવી રહ્યો છે એ લોકો માટે જેઓ બુદ્ધિશાળી છે. (૨૩૧) અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દો અને તેણીઓ તેમની ઇદ્દત સુધી પહોંચી જાય, તો તેમને નિયમાનુસાર રાખી લો અથવા નિયમાનુસાર વિદાય કરી દો, અને તકલીફ આપવાના આશયથી ન રોકો, જેથી તેમના પર અત્યાચાર કરો, અને જે આવું કરશે, તેણે પોતાનું ઘણું જ ખરાબ કર્યું, અને અલ્લાહની આયતોને રમત ન બનાવો, અને યાદ કરો પોતાના પર અલ્લાહની કૃપાને અને એ ગ્રંથ અને ડહાપણને જે તેણે તમારી શિખામણ માટે અવતરિત કરેલ છે, અને અલ્લાહથી ડરો અને જાણી લો કે અલ્લાહ દરેક વસ્તુથી માહિતગાર છે.

(૨૩૨) અને જ્યારે તમે પોતાની સ્ત્રીઓને તલાક આપી દો અને તેણીઓ પોતાની ઇદ્દત પૂરી કરી લે, તો તેમને ન રોકો કે તેણીઓ પોતાના પતિઓથી નિકાહ કરી લે, જ્યારે કે તેઓ નિયમાનુસાર પરસ્પર રાજી થઈ જાય. આ શીખ આપવામાં આવે છે એ વ્યક્તિને જે તમારામાંથી અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર વિશ્વાસ રાખતો હોય. આ તમારા માટે વધારે પવિત્ર તેમજ સ્પષ્ટ અને શિષ્ટ રીત છે, અને અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા. (૨૩૩) અને માતાઓ પોતાના બાળકને પૂરેપૂરા બે વર્ષ સુધી દૂધ પીવડાવે, એ લોકો માટે જેઓ સંપૂર્ણ મુદ્દત સુધી દૂધ પીવડાવવા ચાહે, અને જેનું બાળક છે તેના શિરે છે એ માતાઓનું ભરણ-પોષણ અને કપડાં સામાન્ય નિયમ અનુસાર.

કોઈને આદેશ આપવામાં આવતો નથી, પરંતુ તેની સહન-શક્તિ અનુસાર. ન કોઈ માતાને તેના બાળક માટે તકલીફ આપવામાં આવે અને ન કોઈ પિતાને તેના બાળકના કારણે, અને આ જ જવાબદારી વારસદાર પર પણ છે. પછી જો બંને પરસ્પર સંમતિ અને સલાહ-મસલતથી દૂધ છોડાવવા માગે તો બંને પર કોઈ ગુનો નથી, અને જો તમે ઈચ્છો કે પોતાના બાળકને કોઈ અન્યથી દૂધ પીવડાવો ત્યારે પણ તમારા પર કોઈ ગુનો નથી, એ શરતે કે તમે નિયમાનુસાર એ અદા કરી દો જે તમે તેમને આપવા નક્કી કરેલ હતું, અને અલ્લાહથી ડરો અને જાણી લો કે જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેને જોઈ રહ્યો છે.

(૨૩૪) અને તમારામાંથી જે લોકો મૃત્યુ પામે અને પત્નીઓ છોડીને જાય, તે પત્નીઓ પોતાને ચાર મહિના દસ દિવસ સુધી રોકી રાખે. પછી જ્યારે તેઓ પોતાની મુદ્દત પૂરી કરી લે, તો જે કંઈ તેઓ પોતાની જાત વિશે નિયમાનુસાર કરે તેનો તમારા પર કોઈ ગુનો નથી, અને અલ્લાહ તમારા કાર્યોથી સારી રીતે માહિતગાર છે. (૨૩૫) અને તમારા માટે એ વાતમાં કોઈ ગુનો નથી કે આ સ્ત્રીઓને (લગ્નનો) સંદેશ આપવામાં કોઈ વાત સંકેતના રૂપમાં કહો અથવા પોતાના મનમાં છુપાવી રાખો. અલ્લાહને ખબર છે કે તમને તેનું ધ્યાન અવશ્ય આવશે. પરંતુ છૂપી રીતે તેમના સાથે કોલ-કરાર ન કરો. તમે તેમના સાથે માત્ર નિયમાનુસાર કોઈ વાત કરી શકો છો, અને નિકાહનો ઈરાદો ત્યાં સુધી ન કરો જ્યાં સુધી નિર્ધારિત મુદ્દત સમાપ્ત ન થઈ જાય, અને જાણી લો કે અલ્લાહ જાણે છે જે કંઈ તમારા હૃદયોમાં છે. બસ, તેનાથી ડરો અને જાણી લો કે અલ્લાહ ક્ષમાશીલ અને સહનશીલ છે. (૨૩૬) જો તમે સ્ત્રીઓને એવી સ્થિતિમાં તલાક આપો કે ન તેમને તમે સ્પર્શ કર્યો છે અને ન તેમના માટે કોઈ મહ્ર નક્કી કરેલ છે, તો તેમની મહ્ર વિશે તમારી કોઈ જવાબદારી નથી. અલબત્ત, તેમને સામાન્ય રીત અનુસાર કંઈ સામાન આપી દો, ક્ષમતા રાખતા વ્યક્તિ પર તેની

હેસિયત અનુસાર છે અને ક્ષમતા ન રાખતા વ્યક્તિ પર તેની હેસિયત અનુસાર. આ ભલાઈ કરનાર વ્યક્તિઓ પર અનિવાર્ય છે. (૨૩૭) અને જો તમે તલાક આપો એ પહેલા કે તેમને સ્પર્શ કરો અને તમે તેમના માટે કોઈ મહ્ર પણ નક્કી કરી ચૂક્યા છો, તો જેટલી મહ્ર તમે નક્કી કરી હોય તેની અડધી અદા કરી દો, સિવાય કે તે માફ કરી દે, અથવા તે પુરુષ માફ કરી દે જેના હાથમાં નિકાહનું બંધન છે, અને તમારું માફ કરી દેવું તકવા (ઈશભય અને સંયમ)થી વધારે નજીક છે, અને પરસ્પર ઉપકાર કરવાથી ગફલત ન કરો. જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને જોઈ રહ્યો છે.

(૨૩૮) ચુસ્ત પાલન કરો નમાઝોનું અને ચુસ્ત પાલન કરો વચ્ચેની નમાઝનું, (૨૩૯) અને ઊભા થઈ જાઓ અલ્લાહ સમક્ષ આજીજીપૂર્વક. જો તમને આશંકા હોય તો પગપાળા અથવા સવારી પર પઢી લો. પછી જ્યારે શાંતિની સ્થિતિ ઉપલબ્ધ થઈ જાય તો અલ્લાહને એ રીતે યાદ કરો જે તેણે તમને શીખવાડ્યું છે, જેને તમે ન હતા જાણતા. (૨૪૦) અને તમારા પૈકી જે લોકો મૃત્યુ પામે અને પત્નીઓ છોડી રહ્યા હોય, તેઓ પોતાની પત્નીઓ વિશે વસિયત કરી દે કે એક વર્ષ સુધી તેમને ઘરમાં રાખીને ખર્ચ આપવામાં આવે. પછી જો તેણીઓ સ્વયં ઘર છોડી દે તો જે કંઈ તેણીઓ પોતાની જાત વિશે નિયમાનુસાર કરે, તેનો તમારા પર કોઈ આરોપ નથી. અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૨૪૧) અને જે સ્ત્રીઓને તલાક આપવામાં આવી છે તેમને પણ નિયમાનુસાર ખર્ચ આપવાનો છે. આ અનિવાર્ય છે અલ્લાહથી ડરનારા લોકો માટે. (૨૪૨) આ રીતે અલ્લાહ તમારા માટે પોતાના આદેશોને સ્પષ્ટ રૂપે વર્ણવે છે, જેથી તમે સમજો.

(૨૪૩) શું તમે એ લોકોને નથી જોયા, જેઓ પોતાના ઘરોમાંથી મૃત્યુના ડરથી ભાગી ગયા અને તેઓ હજારોની સંખ્યામાં હતા. તો અલ્લાહે તેમને

કહ્યું, મરી જાઓ. પછી અલ્લાહે તેમને જીવંત કર્યા. નિઃશંક, અલ્લાહ લોકો પર કૃપા કરવાવાળો છે. પરંતુ મોટાભાગના લોકો આભાર વ્યક્ત નથી કરતા. (૨૪૪) અને અલ્લાહના માર્ગમાં લડો અને જાણી લો કે અલ્લાહ સાંભળનાર, સર્વજ્ઞ છે. (૨૪૫) કોણ છે જે અલ્લાહને કર્ઝે-હસન (ઉત્તમ ઋણ) આપે કે અલ્લાહ તેને વધારીને અનેકગણું કરી નાખે, અને અલ્લાહ જ તંગી પેદા કરે છે અને સંપન્નતા પણ, અને તમે સૌ તેના જ તરફ પાછા ફેરવવામાં આવશો.

(૨૪૬) શું તમે (પયગંબર) મૂસા પછી ઈસરાઈલની સંતાનના સરદારોને નથી જોયા, જ્યારે કે તેમણે પોતાના પયગંબરને કહ્યું કે અમારા માટે એક બાદશાહ નિયુક્ત કરી દો, જેથી અમે અલ્લાહના માર્ગમાં લડીએ. પયગંબરે જવાબ આપ્યો : એવું ન થાય કે તમને યુદ્ધનો આદેશ આપવામાં આવે ત્યારે યુદ્ધ ન કરો. તેમણે કહ્યું કે કેવી રીતે થઈ શકે છે કે અમે યુદ્ધ ન કરીએ અલ્લાહના માર્ગમાં, જ્યારે કે અમને અમારા ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા છે અને અમારા બાળકોથી અલગ કરી નાખવામાં આવ્યા છે ? પછી જ્યારે યુદ્ધનો આદેશ થયો તો થોડા લોકો સિવાય સૌ ફરી ગયા, અને અલ્લાહ જાલિમોને સારી રીતે જાણે છે. (૨૪૭) અને તેમના પયગંબરે તેમને કહ્યું : અલ્લાહે તાલૂતને તમારા માટે બાદશાહ નિયુક્ત કર્યો છે. તેમણે કહ્યું કે આને અમારા પર બાદશાહી કેવી રીતે મળી શકે છે, જ્યારે કે તેની સરખામણીમાં અમે બાદશાહીના વધારે હકદાર છીએ, અને તેના પાસે વધારે ધનદોલત પણ નથી. પયગંબરે કહ્યું કે અલ્લાહે તમારી સરખામણીમાં તેને પસંદ કર્યો છે તથા જ્ઞાન અને શરીર (સૌષ્ઠવ) તેને વધારે પ્રદાન કરેલ છે, અને અલ્લાહ પોતાનું રાજ્ય જેને ઈચ્છે છે, આપે છે. અલ્લાહ ખૂબ ઉદાર છે, સર્વજ્ઞ છે. (૨૪૮) અને તેમના પયગંબરે તેમને કહ્યું કે તાલૂતના બાદશાહ હોવાની નિશાની એ છે કે તમારા પાસે એ સંદૂક આવી જશે, જેમાં તમારા પ્રભુ-પાલનહાર તરફથી તમારા માટે

સાંત્વના છે અને મૂસા અને હારૂનના ઉત્તરાધિકારીઓએ મૂકેલ યાદગારો છે. આ સંદૂકને ફરિશ્તાઓ લઈને આવશે. તેમાં તમારા માટે મોટી નિશાની છે, જો તમે વિશ્વાસ રાખનારાં છો.

(૨૪૯) પછી જ્યારે તાલૂત સૈન્યને લઈને નીકળ્યો, તો તેણે કહ્યું : અલ્લાહ તમને એક નદી વડે અજમાવશે. બસ, જેણે તેનું પાણી પીધું તે મારો સાથી નથી અને જેણે તેને ન ચાખ્યું તે મારો સાથી છે, સિવાય કે કોઈ પોતાના હાથથી ખોબા જેટલું લઈ લે. તો તેમણે તેમાંથી ખૂબ (પાણી) પીધું થોડાંક લોકો સિવાય. પછી જ્યારે તાલૂત અને જેઓ તેના સાથે ઈમાન પર અડગ રહ્યા હતા, નદી પાર કરી ચૂક્યા, તો તે લોકો બોલ્યા કે આજે જાલૂત અને તેના સૈન્યથી લડવાની અમારી શક્તિ નથી. જે લોકો એ જાણતા હતા કે તેઓ અલ્લાહથી મળવાના છે, તેમણે કહ્યું કે કેટલાય નાના સમૂહો અલ્લાહના આદેશથી મોટા સમૂહો પર વર્ચસ્વશાળી રહ્યા છે, અને અલ્લાહ ધૈર્ય કરનારાઓની સાથે છે, (૨૫૦) અને જ્યારે જાલૂત અને તેના સૈન્યથી તેમનો સામનો થયો, તો તેમણે કહ્યું : હે અમારા પાલનહાર ! અમારા પર ધૈર્યની વર્ષા કર અને અમારા કદમ જમાવી દે અને આ ઈન્કાર કરનારાઓ સામે અમારી સહાયતા કર.

(૨૫૧) પછી તેમણે અલ્લાહના આદેશથી તેમને પરાજય આપ્યો, અને દાઊદે જાલૂતને મારી નાખ્યો, અને અલ્લાહે દાઊદને રાજ્ય અને બુદ્ધિમત્તા પ્રદાન કરી અને જે વસ્તુઓનું ઈચ્છ્યું, જ્ઞાન આપ્યું, અને જો અલ્લાહ કેટલાક લોકોને કેટલાક વડે દૂર ન કરતો રહે, તો ધરતી બગાડ અને ઉપદ્રવથી ભરાઈ જાય. પરંતુ અલ્લાહ દુનિયાવાળાઓ પર મોટી કૃપા કરવાવાળો છે.

(૨૫૨) આ અલ્લાહની આયતો છે, જે અમે તમને સ્પષ્ટ રૂપે સંભળાવીએ છીએ, અને નિઃસંદેહ તમે પયગંબરો પૈકી છો. ★ **(૨૫૩) આ પયગંબરોમાંથી** કેટલાકને અમે કેટલાક પર શ્રેષ્ઠતા પ્રદાન કરી છે. તેમનામાંથી કેટલાકની સાથે

અલ્લાહે વાર્તાલાપ કર્યો, અને કેટલાકના દરજ્જાઓ ઉચ્ચ કર્યા, અને અમે ઈસા બિન મરયમને ખુલ્લી નિશાનીઓ આપી અને અમે તેમની મદદ રૂહુલ-કુદુસ (પવિત્ર આત્મા) વડે કરી, અને જો અલ્લાહ ઇચ્છતો તો તેમના પછી આવનારા લોકો સ્પષ્ટ આદેશ આવી ગયા પછી ન લડતા, પરંતુ તેમણે મતભેદ કર્યો. પછી તેમનામાંથી કોઈ ઈમાન લાવ્યું અને કોઈએ ઇન્કાર કર્યો, અને જો અલ્લાહ ઇચ્છતો તો તેઓ ન લડતા, પરંતુ અલ્લાહ જે ઇચ્છે છે તે કરે છે.

(૨૫૪) હે ઈમાનવાળાઓ ! ખર્ચ કરો એ વસ્તુઓમાંથી જે અમે તમને પ્રદાન કરી છે, એ દિવસ આવે તે પહેલા જેમાં ન ખરીદ-વેચાણ છે અને ન મિત્રતા, ન ભલામણ, અને જેઓ અવજ્ઞાકારીઓ છે તેઓ જ અત્યાચાર કરનારાં છે. (૨૫૫) અલ્લાહ, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે જીવંત છે, સૌને સંભાળનાર. તેને ન ઊંઘ આવે છે, ન નિદ્રા. તેનું જ છે જે કંઈ આકાશોમાં અને ધરતીમાં છે. કોણ છે જે તેના પાસે તેની પરવાનગી વગર ભલામણ કરે. તે જાણે છે જે કંઈ તેમના આગળ છે અને જે કંઈ તેમના પાછળ છે, અને તેઓ તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુને પામી શકતા નથી, પરંતુ જે તે ઇચ્છે. તેની સત્તા આકાશો અને ધરતી પર છવાયેલી છે. તે થાકતો નથી તેને સંભાળવાથી, અને એ જ છે ઉચ્ચ દરજ્જાવાળો, મહાન. (૨૫૬) દીન (ધર્મ)ના મામલામાં કોઈ બળજબરી નથી. માર્ગદર્શન, પથભ્રષ્ટતાથી અલગ થઈ ચૂક્યું છે. બસ, જે વ્યક્તિ શૈતાનનો ઇન્કાર કરે અને અલ્લાહ પર ઈમાન લાવે તેણે એવો મજબૂત સહારો પકડી લીધો જે તૂટવાવાળો નથી, અને અલ્લાહ સાંભળનાર અને જાણવાવાળો છે. (૨૫૭) અલ્લાહ કામ બનાવવાવાળો છે ઈમાનવાળાઓનાં, તે તેમને અંધકારમાંથી કાઢીને પ્રકાશ તરફ લાવે છે, અને જેમણે ઇન્કાર કર્યો તેમનાં મિત્રો શૈતાન છે, તે તેમને પ્રકાશમાંથી કાઢીને અંધકાર તરફ લઈ જાય છે. આ આગમાં જનારા લોકો છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

(૨૫૮) શું તમે તેને નથી જોયો, જેણે ઇબ્રાહીમથી તેના રબ (પ્રભુ-પાલનહાર) વિશે વિવાદ કર્યો, કેમ કે અલ્લાહે તેને સત્તા પ્રદાન કરી હતી. જ્યારે ઇબ્રાહીમે કહ્યું કે મારો રબ એ છે જે જીવાડે છે અને મારે છે. તે બોલ્યો કે હું પણ જીવાડું છું અને મારું છું. ઇબ્રાહીમે કહ્યું કે અલ્લાહ સૂર્યને પૂર્વમાંથી કાઢે છે, તમે તેને પશ્ચિમમાંથી કાઢી બતાવો. ત્યારે તે ઇન્કાર કરનાર સ્તબ્ધ થઈ ગયો, અને અલ્લાહ અત્યાચારીઓને માર્ગ બતાવતો નથી.

(૨૫૯) અથવા એ વ્યક્તિ જે એક વસ્તીમાંથી પસાર થયો, અને તે વસ્તી પોતાની છતો પર ઊંધી પડેલી હતી. તેણે કહ્યું : નાશ પામ્યા પછી અલ્લાહ આ વસ્તીને કેવી રીતે સજીવન કરશે ? પછી અલ્લાહે તેના પર એકસો વર્ષ સુધી મૃતાવસ્થા વ્યાપ્ત કરી દીધી. પછી તેને સજીવન કર્યો. અલ્લાહે પૂછ્યું : તમે કેટલી વાર આ સ્થિતિમાં રહ્યા ? તેણે કહ્યું કે એક દિવસ અથવા એક દિવસથી કંઈક ઓછી વાર સુધી. અલ્લાહે કહ્યું : ના, બલ્કે તમે એકસો વર્ષ રહ્યા છો. હવે તમે પોતાની ખાવા-પીવાની વસ્તુઓને જુઓ કે તે સડી નથી અને પોતાના ગધેડાને જુઓ, અને એટલા માટે કે અમે તમને એક નિશાની બનાવી દઈએ લોકો માટે, અને હાડકાઓ તરફ જુઓ, કેવી રીતે અમે તેનો ઢાંચો ઊભો કરીએ છીએ, પછી તેના પર માંસ ચઢાવીએ છીએ. બસ, જ્યારે તેના પર સ્પષ્ટ થઈ ગયું તો કહ્યું, હું જાણું છું કે નિઃશંક અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે. (૨૬૦) અને જ્યારે ઇબ્રાહીમે કહ્યું કે, હે મારા પાલનહાર ! મને બતાવી દે કે તું મડદાઓને કઈ રીતે સજીવન કરીશ. અલ્લાહે કહ્યું : શું તમને વિશ્વાસ નથી ? ઇબ્રાહીમે કહ્યું : કેમ નહીં, પરંતુ એટલા માટે કે મારા હૃદયને સાંત્વના પ્રાપ્ત થઈ જાય. ફરમાવ્યું : તમે ચાર પક્ષીઓ લો અને તેમને પોતાના સાથે હળાવી-મળાવી લો. પછી તેમાંથી દરેકને એક-એક પહાડી પર મૂકી દો. પછી તેમને બોલાવો. તે તમારા પાસે દોડતાં આવી જશે, અને જાણી

લો કે અલ્લાહ પ્રભુત્વશાળી, તત્ત્વદર્શી છે.

(૨૬૧) જે લોકો પોતાના ધનને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે તેમનું ઉદાહરણ એવું છે, જાણે એક દાણો હોય, જેનાથી સાત ડુંડા નીકળે, દરેક ડુંડામાં એકસો દાણા હોય, અને અલ્લાહ વૃદ્ધિ પ્રદાન કરે છે જેના માટે ઇચ્છે છે, અને અલ્લાહ ખૂબ ઉદાર છે, સર્વજ્ઞ છે. (૨૬૨) જે લોકો પોતાના ધનને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, ત્યારબાદ ખર્ચ કર્યા પછી ન ઉપકાર જતાવે છે અને ન તકલીફ આપે છે, તેમના માટે તેમના રબ પાસે તેનું વળતર છે, અને તેમના માટે ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી થશે. (૨૬૩) ઉચિત વાત કહી દેવી અને દરગુજર કરી દેવું એ દાનથી વધારે ઉત્તમ છે જેના પછી કષ્ટ આપવાનું હોય, અને અલ્લાહ અનપેક્ષિત-નિસ્પૃહ છે, અત્યંત ઉદાર છે. (૨૬૪) હે ઈમાનવાળાઓ ! ઉપકાર જતાવીને અને કષ્ટ આપીને પોતાના દાનને વ્યર્થ ન કરો, જે રીતે એ વ્યક્તિ જે પોતાનું ધન દેખાડવા ખાતર ખર્ચ કરે છે અને તે અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન નથી રાખતો. બસ, આનું દૃષ્ટાંત એવું છે, જાણે એક ખડક હોય, જેના પર થોડીક માટી હોય, પછી તેના પર ભારે વરસાદ પડે અને તે તેને તદ્દન સાફ કરી નાખે. આવા લોકોને પોતાની કમાણી કંઈ જ હાથ નહીં લાગે, અને અલ્લાહ અવજ્ઞાકારીઓને માર્ગ બતાવતો નથી.

(૨૬૫) અને એ લોકોનું દૃષ્ટાંત જેઓ પોતાના ધનને અલ્લાહની પ્રસન્નતા કાજે અને પોતાના મનની દૃઢતા માટે ખર્ચ કરે છે, એક બગીચાની જેમ છે, જે ઊંચાઈ પર હોય. તેના પર જોરથી વરસાદ પડે તો તેના ફળની ઉપજ બમણી થઈ ગઈ, અને જો જોરથી વરસાદ ન પડે તો હળવી વર્ષા પણ પર્યાપ્ત છે, અને જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને જોઈ રહ્યો છે. (૨૬૬) શું તમારામાંથી કોઈ વ્યક્તિ એ પસંદ કરે છે કે તેના પાસે ખજૂરો અને દ્રાક્ષનો

એક બગીચો હોય, તેના નીચે નહેરો વહી રહી હોય. તેમાં તેના માટે દરેક પ્રકારનાં ફળો હોય, અને તે વૃદ્ધ થઈ જાય અને તેના બાળકો હજુ અશક્ત હોય. ત્યારે આ બગીચા પર એક ચક્રવાત આવે, જેમાં આગ હોય. પછી તે બગીચો બળી જાય. અલ્લાહ આ રીતે તમારા માટે ખોલી-ખોલીને નિશાનીઓ વર્ણવે છે, જેથી તમે વિચારો.

(૨૬૭) હે ઈમાનવાળાઓ ! ખર્ચ કરો ઉત્તમ વસ્તુને પોતાની કમાણીમાંથી અને તેમાંથી જે અમે જમીનમાં તમારા માટે ઉત્પન્ન કર્યું છે, તેમજ નકામી અને ખરાબ વસ્તુનો ઈરાદો ન કરો કે તેમાંથી ખર્ચ કરો, જ્યારે કે તમે સ્વયં તેને લેવાનું પસંદ ન કરો, સિવાય કે દુર્લક્ષ કરી જાઓ, અને જાણી લો કે અલ્લાહ નિરપેક્ષ અને નિસ્પૃહ છે, ખૂબીઓવાળો છે. (૨૬૮) શૈતાન તમને નિર્ધનતાથી ડરાવે છે અને ખરાબ વાતની શીખ આપે છે, અને અલ્લાહ વચન આપે છે પોતાની બક્ષિસનું અને કૃપાનું, અને અલ્લાહ ખૂબ ઉદાર છે, જાણવાવાળો છે. (૨૬૯) તે જેને ઈચ્છે છે હિકમત (તત્ત્વદર્શિતા) આપી દે છે, અને જેને હિકમત મળી તેને મોટી દોલત મળી ગઈ, અને શિખામણ એ જ લોકો પ્રાપ્ત કરે છે જેઓ બુદ્ધિશાળી છે.

(૨૭૦) અને તમે જે ખર્ચ કરો છો અથવા જે 'નઝર' (માનતા) માનો છો તેને અલ્લાહ જાણે છે અને અત્યાચારીઓનો કોઈ સહાયક નથી. (૨૭૧) જો તમે તમારું દાન જાહેર કરીને આપો તો પણ સારું છે અને જો તમે તેને છુપાવીને જરૂરતમંદોને આપો તો તમારા માટે વધારે સારું છે, અને અલ્લાહ તમારા ગુનાઓને દૂર કરી દેશે અને અલ્લાહ તમારાં કર્મોથી માહિતગાર છે. (૨૭૨) આમને સન્માર્ગ પર લાવવું તમારું દાયિત્વ નથી, બલ્કે અલ્લાહ જેને ઈચ્છે છે માર્ગદર્શન આપે છે, અને જે ધન તમે ખર્ચ કરશો પોતાના માટે જ કરશો, અને તમે ખર્ચ ન કરો પરંતુ અલ્લાહની પ્રસન્નતા માટે, અને તમે જે

ધન ખર્ચ કરશો તે તમને પૂરું કરી આપવામાં આવશે અને તમારા માટે તેમાં કોઈ કમી નહીં કરવામાં આવે. (૨૭૩) દાન એ જરૂરતમંદ લોકો માટે છે જેઓ અલ્લાહના માર્ગમાં ઘેરાઈ ગયા છે અને જમીનમાં દોડધૂપ નથી કરી શકતા. અજાણ વ્યક્તિ તેમને ધનવાન સમજે છે તેમના ન માંગવાના કારણે. તમે તેમને તેમના ચહેરાથી ઓળખી શકો છો. તેઓ લોકોના પાછળ પડી જઈને માંગતા નથી, અને જે ધન તમે ખર્ચ કરશો તે અલ્લાહને ખબર છે. (૨૭૪) જે લોકો પોતાનું ધન રાત અને દિવસ, છૂપી રીતે અને જાહેરમાં ખર્ચ કરે છે, તેમના માટે તેમના રબ (પ્રભુ-પાલનહાર)ની પાસે વળતર છે, અને તેમના માટે ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી થશે.

(૨૭૫) જે લોકો વ્યાજ ખાય છે, તેઓ કયામતમાં નહીં ઉઠે, પરંતુ એ વ્યક્તિની જેમ જેને શૈતાને સ્પર્શ કરીને ઘેલો અને પાગલ બનાવી દીધો હોય. આ એટલા માટે કે તેમણે કહ્યું કે વેપાર કરવો પણ એવું જ છે જેમ કે વ્યાજ લેવું. જો કે અલ્લાહે વેપારને હલાલ (વૈધ) ઠરાવ્યું છે અને વ્યાજને હરામ (અવૈધ) કરેલ છે. પછી જે વ્યક્તિના પાસે તેના પ્રભુ-પાલનહાર તરફથી શિખામણ પહોંચી અને તે અટકી ગયો, તો જે કંઈ તે લઈ ચૂક્યો તે તેના માટે છે, અને તેનો મામલો અલ્લાહને સુપ્રત છે, અને જે વ્યક્તિ ફરી એવું જ કરે તો એ જ લોકો નર્કવાસી છે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૨૭૬) અલ્લાહ વ્યાજને ઘટાડે છે અને દાનને વધારે છે, અને અલ્લાહ પસંદ નથી કરતો કૃતઘ્ન અને અપકારી લોકોને અને ગુનેગારોને. (૨૭૭) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને સત્કર્મો કર્યા અને નમાઝની પાબંદી કરી અને ઝકાત અદા કરી, તેમના માટે તેમનું વળતર છે તેમના રબ પાસે. તેમના માટે ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી થશે.

(૨૭૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને જે વ્યાજ બાકી રહી

ગયું છે તેને છોડી દો, જો તમે મોમિન (અલ્લાહમાં આસ્થા ધરાવો) છો. (૨૭૯) જો તમે આવું નથી કરતા તો અલ્લાહ અને તેના રસૂલ (ઇશદૂત) તરફથી લડાઈ માટે સાવધાન થઈ જાઓ, અને જો તમે તૌબા (પ્રાયશ્ચિત) કરી લો તો મૂળ રકમ (મુદ્દલ)ના તમે હકદાર છો. ન તમે કોઈના સાથે અન્યાય કરો અને ન તમારા સાથે અન્યાય થાય. (૨૮૦) અને જો કોઈ વ્યક્તિ નાણાકીય સંકટમાં હોય તો તેની સંપન્નતા સુધી મહેતલ આપો, અને જો તમે માફ કરી દો તો તે તમારા માટે વધારે ઉત્તમ છે, જો તમે સમજો. (૨૮૧) અને એ દિવસથી ડરો જે દિવસે તમને અલ્લાહ તરફ પાછા લઈ જવામાં આવશે. પછી દરેક વ્યક્તિને તેણે કરેલ કાર્યોનો પૂરેપૂરો બદલો મળી જશે, અને કોઈના પર રજભાર અન્યાય અને અત્યાચાર નહીં થાય.

(૨૮૨) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે કોઈ નિર્ધારિત મુદ્દત માટે ઉધાર લેવડ-દેવડ કરો, તો તેને લખી રાખવાનું રાખો, અને તે લખે તમારા પૈકી કોઈ લખનાર ન્યાયની સાથે, અને લખનાર લખવાનો ઈન્કાર ન કરે. જે રીતે અલ્લાહે તેને શીખવાડ્યું હોય એ રીતે તેણે લખવું જોઈએ, અને એ વ્યક્તિ લખાવે જેનો હક હોય, અને તે ડરે અલ્લાહથી જે તેનો રબ (પ્રભુ-પાલનહાર) છે, અને તેમાં કોઈ ઘટાડો ન કરે, અને એ વ્યક્તિ જેનો હક છે અણસમજ હોય અથવા અશક્ત હોય અથવા સ્વયં લખાવવાની શક્તિ ન ધરાવતો હોય તો તેનો વાલી (સંરક્ષક) ન્યાયની સાથે લખાવી દે, અને પોતાના પુરુષોમાંથી બે માણસોને સાક્ષી બનાવી લો, અને જો બે પુરુષો ન હોય તો પછી એક પુરુષ અને બે સ્ત્રીઓ એ લોકોમાંથી જેમને તમે પસંદ કરો છો, જેથી જો એક સ્ત્રી ભૂલી જાય તો બીજી સ્ત્રી તેને યાદ દેવડાવી દે, અને સાક્ષી ઈન્કાર ન કરે જ્યારે તેને બોલાવવામાં આવે, અને મામલો નાનો હોય કે મોટો, સમયાવધિના નિર્ધારણની સાથે તેને લખવામાં આળસ અને નિષ્કાળજી ન દાખવો. આ લખી

લેવું અલ્લાહની નજીક વધારે ન્યાય-સંગત છે અને સાક્ષીને વધારે વિશ્વસનીય રાખવાવાળું છે, અને (તેનાથી) સંભવિત અપેક્ષા એ છે કે તમે શંકામાં ન પડો. પરંતુ જો કોઈ વ્યવહાર રૂબરૂ અને હાથોહાથ હોય જેની તમે પરસ્પર લેવડ-દેવડ કરતા હોવ છો, તો તમારા પર કોઈ આરોપ નથી કે તમે તેને ન લખો. પરંતુ જ્યારે આ વ્યવહાર કરો તો સાક્ષી બનાવી લેવાનું રાખો, અને કોઈ લખવાવાળાને કે સાક્ષીને તકલીફ પહોંચાડવામાં ન આવે, અને જો આવું કરશો તો આ તમારા માટે ગુનાની વાત હશે, અને અલ્લાહથી ડરો, અલ્લાહ તમને શીખવાડી રહ્યો છે અને અલ્લાહ દરેક વસ્તુને જાણે છે. (૨૮૩) અને જો તમે સફરમાં હોવ અને કોઈ લખવાવાળો ન મળે તો ગીરો મૂકવાની વસ્તુ કબજામાં આપી દેવામાં આવે, અને જો તમારામાંથી કોઈ એક વ્યક્તિ બીજા વ્યક્તિનો વિશ્વાસ કરતો હોય તો જે વ્યક્તિ પર વિશ્વાસ મૂકવામાં આવ્યો હોય, તેણે વિશ્વાસને પૂરો કરવો જોઈએ, અને અલ્લાહથી ડરવું જોઈએ જે તેનો રબ છે, અને સાક્ષીને ન છુપાવો અને જે વ્યક્તિ છુપાવે તેનું હૃદય ગુનેગાર હશે, અને જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને જાણવાવાળો છે.

(૨૮૪) અલ્લાહનું છે જે કંઈ આકાશોમાં છે અને જે ધરતીમાં છે. તમે તમારા મનની વાતો જાહેર કરો કે છુપાવો, અલ્લાહ તમારાથી હિસાબ લઈ લેશે. પછી જેને ઇચ્છશે માફ કરી દેશે અને જેને ઇચ્છશે સજા આપશે, અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૨૮૫) રસૂલ (ઈશદૂત) ઈમાન લાવ્યો છે એ વસ્તુ પર જે તેના રબ તરફથી અવતરિત થયેલ છે, અને મુસલમાનો પણ તેના પર ઈમાન લાવ્યા છે. સૌ ઈમાન લાવ્યા છે અલ્લાહ પર અને તેના ફરિશ્તાઓ પર અને તેના ગ્રંથો પર અને તેના રસૂલો (ઈશદૂતો) પર. અમે તેના રસૂલોમાંથી કોઈ વચ્ચે ભેદ કરતા નથી, અને કહીએ છીએ કે અમે સાંભળ્યું અને માન્યું, અમે તારી ક્ષમા માગીએ છીએ હે અમારા

પાલનહાર ! અને તારા જ તરફ પાછા ફરવાનું છે. (૨૮૬) અલ્લાહ કોઈના ઉપર જવાબદારીનો બોજ નથી નાખતો પરંતુ તેની ક્ષમતા અને સહનશક્તિ અનુસાર. તેને એ જ મળશે જેની તેણે કમાણી કરી અને તેના પર એ જ પડશે જે તેણે કર્યું. હે અમારા પાલનહાર ! અમને ન પકડ જો અમે ભૂલી જઈએ અથવા અમારાથી કોઈ કસૂર થઈ જાય. હે અમારા માલિક ! અમારા પર એ બોજ ન નાખ જેવો બોજ તેં નાખ્યો હતો અમારાથી અગાઉના લોકો પર. હે અમારા રબ ! અમારા પાસે એ ન ઉઠાવડાવ જેની શક્તિ અમારામાં નથી, અને દરગુજર કર અમારાથી, અને અમને ક્ષમા કરી દે અને અમારા પર દયા કર. તું જ અમારો કાર્યસાધક છે. બસ, કાફિરો (ઈન્કાર કરનારાઓ)ની સામે અમારી સહાયતા કર.

## ૩. સૂરઃ આલે ઈમરાન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-મીમ. (૨) અલ્લાહ, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, જીવંત અને સૌને સંભાળનાર. (૩) તેણે તમારા પર ગ્રંથ અવતરિત કર્યો સત્યની સાથે, પુષ્ટિ કરનાર છે એ વસ્તુની જે તેનાથી અગાઉ આવી ચૂકી છે, અને તેણે તૌરાત અને ઈંજીલ અવતરિત કર્યા, (૪) આનાથી પહેલા લોકોના માર્ગદર્શન માટે, અને અલ્લાહે ફુરકાન (કસોટી) અવતરિત કર્યું. નિઃશંક, જે લોકોએ અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કર્યો, તેમના માટે કઠોર યાતના છે અને અલ્લાહ પ્રભુત્વશાળી છે, બદલો લેવાવાળો છે. (૫) નિઃશંક, અલ્લાહથી કોઈ વસ્તુ છૂપી નથી, ન ધરતીમાં અને ન આકાશમાં. (૬) એ જ તમારું રૂપ અને આકાર બનાવે છે માતાના પેટમાં, જે રીતે ઈચ્છે છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૭) એ જ છે જેણે તમારા પર ગ્રંથ અવતરિત કર્યો. તેમાં કેટલીક આયતો 'મુહકમ' (સ્પષ્ટ અને સટીક અર્થ ધરાવતી) છે, તે ગ્રંથનું મૂળ છે, અને બીજી આયતો 'મુતશાબિહ' (સૂચક અને ગર્ભિત અર્થ ધરાવતી) છે. હવે જેના હૃદયમાં વક્રતા છે તેઓ ફિત્ના (ઉપદ્રવ)ની શોધમાં અને તેના અર્થની ખોજમાં 'મુતશાબિહ' આયતોના પાછળ પડી જાય છે, જો કે તેનો અર્થ અલ્લાહ સિવાય કોઈ નથી જાણતું,; અને જે લોકો દૃઢ જ્ઞાન ધરાવે છે તેઓ કહે છે કે અમે તેના પર ઈમાન લાવ્યા, બધું જ અમારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી છે, અને શિખામણ એ જ લોકો સ્વીકારે છે જેઓ બુદ્ધિશાળી છે. (૮) હે અમારા માલિક ! અમારા હૃદયોને વક્ર ન કર જ્યારે કે તું અમને માર્ગદર્શન આપી ચૂક્યો, અને અમને પોતાની પાસેથી દયા પ્રદાન કર. નિઃશંક, તું જ બધું પ્રદાન કરવાવાળો છે. (૯) હે અમારા પાલનહાર ! તું એકત્ર કરવાવાળો છે લોકોને એક દિવસ, જેમાં કોઈ શંકા નથી. નિઃસંદેહ, અલ્લાહ વચનભંગ કરવાવાળો નથી.

(૧૦) નિઃશંક, જે લોકોએ ઇન્કાર કર્યો, તેમનું ધન અને તેમની સંતાન અલ્લાહ વિરુદ્ધ તેમને કંઈ કામ નહીં લાગે, અને આ જ લોકો આગનું ઈંધણ બનશે. (૧૧) તેમનું પરિણામ એવું જ હશે જેવું ફિરઔનવાળાઓનું અને તેનાથી અગાઉના લોકોનું આવ્યું હતું. તેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી. તેના પર અલ્લાહે તેમના ગુનાઓના કારણે તેમને ઝડપી લીધા, અને અલ્લાહ કઠોર સજા આપનાર છે. (૧૨) ઈન્કાર કરનારાઓને કહી દો કે હવે તમને પરાજિત કરવામાં આવશે અને જહન્નમ તરફ એકઠાં કરીને લઈ જવામાં આવશે અને જહન્નમ ખૂબ જ ખરાબ ઠેકાણું છે. (૧૩) નિઃશંક, તમારા માટે નિશાની છે એ બે જૂથોમાં જેમની વચ્ચે (બદ્રમાં) અથડામણ થઈ. એક જૂથ અલ્લાહના માર્ગમાં લડી રહ્યું હતું અને બીજું ઈન્કાર કરનાર હતું. આ ઈન્કાર

કરનારાઓ ખુલ્લી આંખોથી તેમને બમણા જોઈ રહ્યા હતા, અને અલ્લાહ જેને ઈચ્છે છે પોતાની મદદથી બળ પૂરું પાડે છે. આમાં દૃષ્ટિવાનો માટે મોટો બોધપાઠ છે.

(૧૪) લોકો માટે આકર્ષક બનાવી દેવામાં આવેલ છે પ્રેમ ઈચ્છાઓનો – સ્ત્રીઓ, પુત્રો, સોના-ચાંદીના ઢગલા, નિશાનીવાળા ઘોડાઓ, ઢોર-ઢાંખર અને ખેતી. આ દુનિયાના જીવનની સામગ્રી છે, અને અલ્લાહની પાસે ઉત્તમ ઠેકાણું છે. (૧૫) કહો, શું હું તમને બતાવું આનાથી ઉત્તમ વસ્તુ ? એ લોકો માટે જેઓ અલ્લાહથી ડરે છે તેમનાં રબની પાસે બગીચા છે જેના નીચે નહેરો વહી રહી હશે. તેઓ તેમાં હંમેશા રહેશે, અને પવિત્ર-શીલવાન પત્નીઓ હશે અને અલ્લાહની પ્રસન્નતા હશે, અને અલ્લાહની નજરમાં છે તેના બંદાઓ, (૧૬) જેઓ કહે છે – હે અમારા માલિક ! અમે ઈમાન લાવ્યા. બસ, તું અમારા ગુનાઓને માફ કરી દે અને અમને આગની યાતનાથી બચાવી લે. (૧૭) તેઓ ધૈર્ય કરવાવાળા છે અને સાચા છે, આજ્ઞાંકિત છે અને ખર્ચ કરવાવાળા છે અને પાછલી રાત્રિમાં ક્ષમાયાચના કરવાવાળા છે.

(૧૮) અલ્લાહ સાક્ષી છે અને ફરિશ્તાઓની અને જ્ઞાનવાળાઓની કે અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે ન્યાયની સ્થાપના કરવાવાળો છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૧૯) દીન (ધર્મ) અલ્લાહની દૃષ્ટિએ કેવળ ઈસ્લામ છે, અને ગ્રંથવાળાઓએ તેમાં જે મતભેદ કર્યો તે પરસ્પરના હઠાગ્રહના કારણે કર્યો, તેના પછી કે તેમને સત્ય-જ્ઞાન પહોંચી ચૂક્યું હતું, અને જે અલ્લાહની આયતોનો ઈન્કાર કરે, તો અલ્લાહ નિશ્ચિતપણે ત્વરીત હિસાબ લેવાવાળો છે. (૨૦) પછી જો તેઓ તમારાથી આ અંગે વિવાદ કરે તો તેમને કહી દો કે હું મારું રૂખ અલ્લાહ તરફ કરી ચૂક્યો અને જે મારા અનુયાયીઓ છે તેઓ પણ, અને ગ્રંથવાળાઓને અને નિરક્ષરો

(જેઓ ગ્રંથવાળા નથી) તેમને પૂછો કે શું તમે પણ આવી જ રીતે ઈસ્લામ લાવો છો ? જો તેઓ ઈસ્લામ સ્વીકારે તો તેમણે સન્માર્ગ પામી લીધો, અને જો તેઓ ફરી જાય તો તમારા પર માત્ર પહોંચાડી દેવાની જવાબદારી છે, અને અલ્લાહની નજરમાં છે તેના બંદાઓ. (૨૧) જે લોકો અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કરે છે અને પયગંબરોની નાહક (અનુચિત) હત્યા કરે છે અને એ લોકોને મારી નાખે છે જેઓ લોકોમાં ન્યાયનું આહવાન્ લઈને ઉઠે છે, તેમને એક પીડાદાયક સજાની શુભસૂચના આપી દો. (૨૨) આ જ એ લોકો છે જેમનાં કર્મો દુનિયા અને આખિરત (પરલોક)માં વ્યર્થ થઈ ગયા અને તેમનો કોઈ મદદગાર નથી.

(૨૩) શું તમે એ લોકોને નથી જોયા, જેમને અલ્લાહે ગ્રંથનો એક ભાગ આપ્યો હતો ? તેમને અલ્લાહના ગ્રંથ તરફ બોલાવવામાં આવી રહ્યા હતા કે તેઓ તેમના દરમ્યાન નિર્ણય કરે. પછી તેમનું એક જૂથ મોઢું ફેરવી લે છે અવગણના કરીને. (૨૪) આવું એટલા માટે કે તેઓ કહે છે કે અમને કદાપિ આગ સ્પર્શશે નહીં ગણ્યા-ગાંઠ્યા દિવસો સિવાય, અને તેમની બનાવેલ વાતોએ તેમને તેમના ધર્મ વિશે ધોકામાં નાખી દીધા છે. (૨૫) પછી એ વખતે શું થશે જ્યારે અમે તેમને એકઠાં કરીશું એક દિવસ, જેના આવવામાં કોઈ સંદેહ નથી અને દરેક વ્યક્તિને, તેણે જે કંઈ કર્યું છે તેનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને તેમના સાથે અન્યાય અને અત્યાચાર કરવામાં નહીં આવે. (૨૬) તમે કહો, હે અલ્લાહ ! રાજ્યના માલિક ! તું જેને ઈચ્છે રાજ્ય પ્રદાન કરે અને જેનાથી ઈચ્છે રાજ્ય છીનવી લે, અને તું જેને ઈચ્છે ઈજ્જત પ્રદાન કરે અને જેને ઈચ્છે અપમાનિત કરે. તારા હાથમાં છે તમામ ખૂબીઓ. નિઃશંક, તું દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે. (૨૭) તું રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે, અને તું નિર્જીવથી સજીવને કાઢે છે

અને સજીવથી નિર્જીવને કાઢે છે, અને તું જેને ઇચ્છે છે અપાર રોજી આપે છે.

(૨૮) ઈમાનવાળાઓએ ઈમાનવાળાઓને છોડીને ઇન્કાર કરનારાઓને મિત્ર ન બનાવવા જોઈએ, અને જે વ્યક્તિ આવું કરશે તો અલ્લાહથી તેનો કોઈ સંબંધ નથી, પરંતુ એવી સ્થિતિમાં કે તમે તેમનાથી બચવા ચાહો, અને અલ્લાહ તમને ડરાવે છે પોતાની જાતથી, અને અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે. (૨૯) કહી દો કે જે કંઈ તમારા હૃદયોમાં છે તેને છુપાવો કે જાહેર કરો, અલ્લાહ તેને જાણે છે, અને તે જાણે છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૩૦) જે દિવસે દરેક વ્યક્તિ પોતે કરેલ ભલાઈને પોતાની સામે ઉપસ્થિત જોશે અને જે બૂરાઈ કરી હશે તેને પણ, એ દિવસે દરેક વ્યક્તિ એવું ઇચ્છશે કે કાશ ! હજુ આ દિવસ આનાથી ખૂબ દૂર હોત ! અને અલ્લાહ તમને ડરાવે છે પોતાની જાતથી, અને અલ્લાહ પોતાનાં બદાઓ પર ખૂબ મહેરબાન છે. (૩૧) કહો, જો તમે અલ્લાહથી પ્રેમ કરો છો, તો મારું અનુસરણ કરો,અલ્લાહ તમને પ્રેમ કરશે અને તમારા ગુનાઓને માફ કરી દેશે. અલ્લાહ મોટો ક્ષમાશીલ, મોટો મહેરબાન છે. (૩૨) કહો કે અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને રસૂલ (ઈશદૂત)નું. પછી જો તેઓ અવગણના કરે તો અલ્લાહ ઇન્કાર કરનારાઓને મિત્ર નથી રાખતો.

(૩૩) નિઃસંદેહ, અલ્લાહે આદમને અને નૂહને અને ઇબ્રાહીમની સંતાનને અને ઇમરાનની સંતાનને તમામ જગતોમાં ચૂંટી લીધા છે. (૩૪) આ એક-બીજાની સંતાન છે, અને અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે. (૩૫) જ્યારે ઈમરાનની પત્નીએ કહ્યું, હે મારા માલિક ! મેં સમર્પિત કર્યું તારા માટે જે મારા પેટમાં છે, તેને સ્વતંત્ર રાખવામાં આવશે. બસ, તું તેનો સ્વીકાર કર. નિઃશંક, તું સાંભળનાર, જાણવાવાળો છે. (૩૬) પછી જ્યારે તેણે જન્મ આપ્યો, તો

તેણે કહ્યું, હે મારા માલિક ! મેં તો બાળકીને જન્મ આપ્યો છે, અને અલ્લાહ સારી રીતે જાણે છે કે તેણે શું જણ્યું છે, અને છોકરો નથી હોતો છોકરીની જેમ, અને મેં તેનું નામ મરયમ રાખ્યું છે અને હું તેને અને તેની સંતાનને તિરસ્કૃત શૈતાનથી તારા શરણમાં આપું છું. (૩૭) આમ, તેના પ્રભુ-પાલનહારે તેનો ઉત્તમ રીતે સ્વીકાર કર્યો અને તેનું ઉમદા પાલન-પોષણ કર્યું અને ઝકરિયાને તેનો સંરક્ષક બનાવ્યો. જ્યારે ક્યારેક ઝકરિયા તેમના પાસે ઓરડામાં આવતો, તો તે ત્યાં રોજી (ભોજન-સામગ્રી) જોતો. તેણે પૂછ્યું, હે મરયમ ! આ વસ્તુઓ તમને ક્યાંથી મળે છે ? મરયમે કહ્યું, આ અલ્લાહની પાસેથી મળે છે. નિઃશંક, અલ્લાહ જેને ઇચ્છે છે અપાર રોજી પ્રદાન કરી દે છે. (૩૮) તે વખતે ઝકરિયાએ પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ને પોકાર્યો. તેણે કહ્યું, હે મારા માલિક ! મને તારા પાસેથી સુશીલ સંતાન પ્રદાન કર. નિઃસંદેહ, તું દુઆ સાંભળવાવાળો છે. (૩૯) પછી ફરિશ્તાઓએ તેને પોકાર્યો જ્યારે કે તે ઓરડામાં ઊભો નમાઝ પઢી રહ્યો હતો કે અલ્લાહ તને યાહ્યાની શુભસૂચના આપે છે, જે અલ્લાહની વાણી (કલિમતુલ્લાહ)ની પુષ્ટિ કરનાર હશે અને પયગંબર હશે સદાચારીઓમાંથી. (૪૦) ઝકરિયાએ કહ્યું, હે મારા માલિક ! મને છોકરો કેવી રીતે થશે, જ્યારે કે હું વૃદ્ધ થઈ ચૂક્યો છું અને મારી પત્ની વાંઝણી છે. ફરમાવ્યું : આવી જ રીતે અલ્લાહ આપે છે, જે તે ઇચ્છે છે. (૪૧) ઝકરિયાએ કહ્યું, હે મારા માલિક ! મારા માટે કોઈ નિશાની નિર્ધારિત કરી દે. કહ્યું : તમારા માટે નિશાની એ છે કે તમે ત્રણ દિવસ સુધી લોકો સાથે વાત નહીં કરી શકો, પરંતુ ઈશારાથી, અને પોતાના રબને પુષ્કળ યાદ કરતા રહો અને સવાર-સાંજ તેની તસ્બીહ (ગુણગાન) કરો, (૪૨) અને જ્યારે ફરિશ્તાઓએ કહ્યું, હે મરયમ ! અલ્લાહે તમને ચૂંટી લીધા અને તમને પવિત્ર કર્યા અને તમને સમસ્ત દુનિયાની સ્ત્રીઓની તુલનામાં પસંદ કરી લીધા છે. (૪૩) હે મરયમ ! પોતાના રબનું આજ્ઞાપાલન

કરો અને સિજદા કરો અને રુકૂઅ કરનારાઓની સાથે રુકૂઅ કરો. (૪૪) આ અદૃશ્યની વાતો છે જે અમે તમને વહી (સંચેતના) કરી રહ્યા છીએ અને તમે તેમના પાસે ઉપસ્થિત ન હતા જ્યારે તેઓ પોતાની ચિઠ્ઠીઓ નાખી રહ્યા હતા કે કોણ મરયમની સરપરસ્તી (સંરક્ષણ) કરે, અને ન તમે તે વખતે તેમના પાસે ઉપસ્થિત હતા જ્યારે તેઓ પરસ્પર ઝઘડી રહ્યા હતા.

(૪૫) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું, હે મરયમ ! અલ્લાહ તમને શુભસૂચના આપે છે પોતાના તરફથી એક 'કલિમા'ની. તેનું નામ મસીહ ઈસા બિન મરયમ (મરયમના પુત્ર ઈસા મસીહ) હશે. તે દુનિયા અને આખિરત (પરલોક)માં ઉચ્ચ પદવાળો હશે અને અલ્લાહના નિકટવર્તી બંદાઓમાંથી હશે. (૪૬) તે લોકો સાથે વાતો કરશે જ્યારે માતાના ખોળામાં હશે અને જ્યારે પુખ્ત વયનો હશે, અને તે સદાચારીઓમાંથી હશે. (૪૭) મરયમે કહ્યું, હે મારા માલિક ! મને કેવી રીતે બાળક થશે, જ્યારે કે કોઈ પુરુષે મને હાથ લગાવ્યો નથી ? ફરમાવ્યું : આવી જ રીતે અલ્લાહ પેદા કરે છે જે ઇચ્છે છે. જ્યારે તે કોઈ કાર્યનો નિર્ણય કરે છે તો તેને કહે છે કે 'થઈ જા' અને તે થઈ જાય છે. (૪૮) અને અલ્લાહ તેને ગ્રંથ અને તત્ત્વદર્શિતા અને તૌરાત અને ઈંજિલ શિખવાડશે, (૪૯) અને તે રસૂલ (ઈશદૂત) હશે બની ઈસરાઈલ તરફ કે હું તમારા પાસે તમારા પ્રભુ-પાલનહારની નિશાની લઈને આવ્યો છું. હું તમારા માટે માટીમાંથી પક્ષી જેવું રૂપ બનાવું છું, પછી તેમાં ફૂંક મારું છું તો તે અલ્લાહની આજ્ઞાથી ખરેખર પક્ષી બની જાય છે, અને હું અલ્લાહની આજ્ઞાથી જન્મજાત આંધળા અને કોઢવાળાને સારો કરું છું, અને હું અલ્લાહની આજ્ઞાથી મડદાંને સજીવ કરું છું, અને હું બતાવું છું કે તમે શું ખાઓ છો અને પોતાના ઘરોમાં શું સંગ્રહ કરો છો. નિઃશંક, આમાં તમારા માટે નિશાની છે જો તમે ઈમાન રાખો છો, (૫૦) અને હું પુષ્ટિ કરવાવાળો છું તૌરાતની જે મારાથી પહેલાંની છે

અને હું એટલા માટે આવ્યો છું કે કેટલીક એ વસ્તુઓને તમારા માટે હલાલ (વૈધ) ઠરાવું જે તમારા માટે હરામ (અવૈધ) કરી દેવામાં આવી હતી, અને હું તમારા પાસે તમારા રબ તરફથી નિશાની લઈને આવ્યો છું. બસ, તમે અલ્લાહથી ડરો અને મારું અનુસરણ કરો. (૫૧) નિઃશંક, અલ્લાહ મારો રબ છે અને તમારો પણ. બસ, તેની ઉપાસના કરો, આ જ સન્માર્ગ છે.

(૫૨) પછી જ્યારે ઈસાએ તેમનો ઈન્કાર જોયો, તો કહ્યું કે કોણ મારો મદદગાર બને છે અલ્લાહના માર્ગમાં ? હવારીઓ (સાથીઓ)એ કહ્યું કે અમે છીએ અલ્લાહના મદદગાર. અમે ઈમાન લાવ્યા છીએ અલ્લાહ પર અને તમે સાક્ષી રહો કે અમે આજ્ઞાંકિત (મુસ્લિમ) છીએ. (૫૩) હે અમારા રબ ! અમે ઈમાન લાવ્યા એ વસ્તુ પર જે તેં અવતરિત કરી અને અમે પયગંબરનું અનુસરણ કર્યું. બસ, તું લખી લે અમને સાક્ષી આપનારાઓમાં. (૫૪) અને તેમણે ગુપ્ત યુક્તિઓ કરી, અને અલ્લાહે પણ ગુપ્ત યુક્તિઓ કરી અને અલ્લાહ સૌથી ઉત્તમ યુક્તિ કરવાવાળો છે. (૫૫) જ્યારે અલ્લાહે કહ્યું કે હે ઈસા ! હું તમને પાછો બોલાવી લેવાનો છું અને તમને મારા તરફ ઉઠાવી લેવાનો છું અને જે લોકોએ ઈન્કાર કર્યો છે તેમનાથી તમને પવિત્ર કરવાનો છું અને જેઓ તમારા અનુયાયી છે તેમને કયામત સુધી એ લોકો પર પ્રભુત્વ આપવાનો છું જેમણે તમારો ઈન્કાર કર્યો છે. પછી મારા તરફ સૌ પાછા ફરશે. બસ, હું તમારા દરમ્યાન એ વસ્તુઓ વિશે નિર્ણય કરીશ જેમાં તમે ઝઘડતા હતા. (૫૬) પછી જે લોકો ઈન્કાર કરનારાં બન્યા તેમને કઠોર યાતના આપીશ દુનિયામાં અને આખિરત (પરલોક)માં અને તેમનો કોઈ મદદગાર નહીં હોય, (૫૭) અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કર્મો કર્યા તેમને અલ્લાહ તેમનું પૂરેપૂરું વળતર આપશે અને અલ્લાહ અત્યાચારીઓને મિત્ર નથી રાખતો. (૫૮) આ અમે તમને સંભળાવીએ છીએ અમારી આયતો અને તત્ત્વદર્શિતાની ડહાપણભરી વાતો.

(૫૯) નિઃસંદેહ, ઈસાનું દૃષ્ટાંત અલ્લાહના નજીક આદમના દૃષ્ટાંત જેવું છે. અલ્લાહે તેનું માટીથી સર્જન કર્યું. પછી તેને કહ્યું કે 'થઈ જા', તો તે થઈ ગયો. (૬૦) સત્ય વાત છે તારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી. બસ, તમે ન બની જાઓ શંકા કરનારાઓમાંથી. (૬૧) પછી જેઓ આ વિશે તમારા સાથે વાદ-વિવાદ કરે, એ પછી કે તમારા પાસે જ્ઞાન આવી ચૂક્યું છે, તો તેમને કહો કે આવો, આપણે બોલાવીએ અમારા પુત્રોને અને તમારા પુત્રોને, અમારી સ્ત્રીઓને અને તમારી સ્ત્રીઓને, અને અમે અને તમે સ્વયં પણ એકઠાં થઈએ. પછી આપણે મળીને દુઆ કરીએ કે જે જૂઠો હોય તેના પર અલ્લાહની ફિટકાર થાય. (૬૨) નિઃશંક, આ સાચું વર્ણન છે, અને અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી. અને અલ્લાહ જ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૬૩) પછી જો તેઓ સ્વીકાર ન કરે, તો અલ્લાહ ઉપદ્રવકારીઓને જાણે છે.

(૬૪) કહો, હે ગ્રંથવાળાઓ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) ! આવો, એક એવી વાત તરફ જે અમારા અને તમારા વચ્ચે નિશ્ચિત, નિર્વિવાદ અને સમાન છે કે આપણે અલ્લાહ સિવાય કોઈની ઇબાદત (ઉપાસના અને પૂજાઅર્ચના) ન કરીએ અને અલ્લાહના સાથે કોઈને ભાગીદાર ન બનાવીએ, અને આપણામાંથી કોઈ અન્યને અલ્લાહ સિવાય રબ (પ્રભુ-પાલનહાર) ન બનાવે. પછી જો તે આનાથી મોઢું ફેરવે તો કહી દો કે તમે સાક્ષી રહો કે અમે મુસ્લિમ (આજ્ઞાંકિત) છીએ. (૬૫) હે ગ્રંથવાળાઓ ! તમે ઇબ્રાહીમ વિશે કેમ ઝઘડો કરો છો, જ્યારે કે તૌરાત અને ઈંજિલ તો તેના પછી અવતરિત થઈ છે. શું તમે આને નથી સમજતા ? (૬૬) તમે એ લોકો છો કે તમે એ વાત વિશે ઝઘડ્યા જેનું તમને કંઈક જ્ઞાન હતું. હવે તમે એવી વાતમાં કેમ ઝઘડો છો, જેનું તમને કોઈ જ્ઞાન નથી ? અને અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા. (૬૭) ઇબ્રાહીમ ન યહૂદી હતા અને ન ખ્રિસ્તી, બલ્કે તેઓ એકાગ્રચિત્ત મુસ્લિમ (આજ્ઞાંકિત)

હતા, અને તેઓ શિર્ક કરનારાઓમાંથી (અલ્લાહ સિવાય કોઈ અન્યને ઉપાસ્ય બનાવનારાઓમાંથી) ન હતા. (૬૮) લોકોમાં વધારે સમાનતા ઈબ્રાહીમથી એમને છે જેમણે તેમનું અનુસરણ કર્યું અને આ પયગંબર અને જેઓ તેના પર ઈમાન લાવ્યા, અને અલ્લાહ ઈમાનવાળાઓનો સાથી છે. (૬૯) ગ્રંથવાળા-ઓમાંથી એક સમૂહ ઈચ્છે છે કે તેઓ કોઈપણ રીતે તમને પથભ્રષ્ટ કરી નાખે. જો કે તેઓ પથભ્રષ્ટ નથી કરતા, બલ્કે સ્વયં પોતાને. પરંતુ તેમને તેનું ભાન નથી. (૭૦) હે ગ્રંથવાળાઓ ! તમે અલ્લાહની નિશાનીઓનો કેમ ઈન્કાર કરો છો, જ્યારે કે તમે સાક્ષી છો ? (૭૧) હે ગ્રંથવાળાઓ ! તમે કેમ સત્યમાં અસત્યની ભેળસેળ કરો છો અને સત્યને છુપાવો છો, જ્યારે કે તમે જાણો છો ?

(૭૨) અને ગ્રંથવાળાઓના એક સમૂહે કહ્યું કે મોમિનો (આસ્થાવાનો) પર જે વસ્તુ અવતરિત કરવામાં આવી છે તેના પર સવારે ઈમાન લાવો અને સાંજે તેનો ઈન્કાર કરી દો, સંભવ છે મોમિનો પણ તેનાથી ફરી જાય, (૭૩) અને વિશ્વાસ ન કરો, પરંતુ જે ચાલે તમારા દીન (ધર્મ) પર. કહો, માર્ગદર્શન એ જ છે જે અલ્લાહનું માર્ગદર્શન હોય, અને આ તેની જ દેણ છે કે કોઈને એ જ બધું આપી દેવામાં આવે જે તમને આપવામાં આવ્યું હતું, અથવા તે તમારા સામે તમારા રબના ત્યાં દલીલ ઠરે. કહો, મોટાઈ અને પ્રતિષ્ઠા અલ્લાહના હાથમાં છે. તે જેને ઈચ્છે છે આપે છે અને અલ્લાહ ખૂબ ઉદાર છે, સર્વજ્ઞ છે. (૭૪) તે જેને ઈચ્છે છે પોતાની દયા માટે વિશિષ્ટ કરી લે છે, અને અલ્લાહ અત્યંત કૃપાળુ છે. (૭૫) અને ગ્રંથવાળાઓમાં કોઈ એવો પણ છે કે જો તમે તેના પાસે અમાનતનો ઢગલો મૂકો, તો તે તેને તમને પરત કરી દે, અને તેમાં કોઈ એવો પણ છે કે જો તમે તેના પાસે એક દીનાર પણ અમાનત મૂકો તો તે તમને પાછો ન આપે, સિવાય કે તમે તેના માથા પર ઊભા થઈ જાઓ. આવું એ કારણસર કે તેઓ કહે છે કે બિનગ્રંથવાળાઓ વિશે અમારા

પર કોઈ આરોપ નથી, અને તેઓ અલ્લાહ વિશે જૂઠ ઘડે છે, જ્યારે કે તેઓ જાણે છે, (૭૬) બલ્કે જે વ્યક્તિ પોતાના વચનને પૂરું કરે અને અલ્લાહથી ડરે, તો નિઃશંક અલ્લાહ આવા મુત્તકીઓ (ઈશનિષ્ઠ લોકો)ને મિત્ર રાખે છે.

(૭૭) જે લોકો અલ્લાહના કરાર અને પોતાની સોગંદોને થોડી કિંમતમાં વેચી નાખે છે, તેમના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી. અલ્લાહ ન તેમના સાથે વાત કરશે, ન તેમની તરફ જોશે કયામતના દિવસે, અને ન તેમને પવિત્ર કરશે, અને તેમના માટે પીડાદાયક યાતના છે, (૭૮) અને તેમાં કેટલાક લોકો એવાં પણ છે જેઓ પોતાની જીભને ગ્રંથ વાંચતી વખતે (શબ્દોનું ઉચ્ચારણ કરવામાં) ઊલટ-સુલટ કરે છે, જેથી તમે તેને ગ્રંથમાંથી સમજો, જ્યારે કે તે ગ્રંથમાંથી નથી, અને તેઓ કહે છે કે આ અલ્લાહ તરફથી છે, જો કે તે અલ્લાહ તરફથી નથી, અને તેઓ જાણીજોઈને અલ્લાહ વિશે જૂઠ બોલે છે. (૭૯) કોઈ મનુષ્યનું કામ એ નથી કે અલ્લાહ તેને ગ્રંથ અને તત્ત્વદર્શિતા અને પયગંબરી (ઈશદૂતત્વ) પ્રદાન કરે અને તે લોકોને એમ કહે કે તમે અલ્લાહને છોડીને મારા બંદા (દાસ, આજ્ઞાંકિત) બની જાઓ; બલ્કે તે તો એમ કહેશે કે તમે અલ્લાહવાળા (ઈશભક્ત) બની જાઓ, કેમ કે તમે તો બીજાઓને ગ્રંથની શિક્ષા આપો છો અને પોતે પણ તેનું પઠન કરો છો, (૮૦) અને ન તે તમને આદેશ કરશે કે તમે ફરિશ્તાઓ અને પયગંબરોને રબ (પ્રભુ-પાલનહાર) બનાવો. શું તે તમને કુફ્રનો આદેશ આપશે, એ પછી કે તમે ઈસ્લામ લાવી ચૂક્યા છો ?

(૮૧) અને જ્યારે અલ્લાહે પયગંબરોથી વચન લીધું કે જે કંઈ મેં તમને ગ્રંથ અને વિવેક-બુદ્ધિ પ્રદાન કર્યા, પછી તમારા પાસે પયગંબરો આવ્યા જે તેની પુષ્ટિ કરે એ ભવિષ્યવાણીઓની જે તમારા પાસે છે, તો તમે તેના પર ઈમાન લાવશો અને તેની સહાયતા કરશો. અલ્લાહે કહ્યું, શું તમે આનો સ્વીકાર કરો છો અને આ વિશે મારા કરારને કબૂલ કરો છો ? તેમણે કહ્યું, અમે સ્વીકાર

કરીએ છીએ. ફરમાવ્યું, સાક્ષી રહો અને હું પણ તમારા સાથે સાક્ષી છું. (૮૨) હવે જે વ્યક્તિ ફરી જાય, તો એવા જ લોકો અવજ્ઞાકારી છે. (૮૩) શું આ લોકો અલ્લાહના દીન (ઈશ્વરીય ધર્મ) સિવાય કોઈ અન્ય દીન ઇચ્છે છે, જ્યારે કે તેના જ આજ્ઞાધીન છે જે કોઈ આકાશો અને ધરતીમાં છે ઇચ્છાએ-અનિચ્છાએ, અને સૌને તેના જ તરફ પાછા ફેરવવામાં આવશે ? (૮૪) કહો, અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા, અને તેના પર જે અમારા ઉપર અવતરિત કરવામાં આવ્યું અને જે અવતરિત કરવામાં આવ્યું ઇબ્રાહીમ પર, ઇસ્માઈલ પર, ઇસ્હાક પર અને યાકૂબ પર અને યાકૂબની સંતાન પર, અને જે આપવામાં આવ્યું મૂસા અને ઈસા અને અન્ય પયગંબરોને તેમનાં રબ (પ્રભુ-પાલનહાર) તરફથી. અમે તેમના વચ્ચે કોઈ ભેદ કરતા નથી, અને તેના જ આજ્ઞાંકિત છીએ, (૮૫) અને જે વ્યક્તિ ઇસ્લામ સિવાય કોઈ અન્ય દીન (ધર્મ) ઇચ્છશે, તો તેનાથી હરગિજ કબૂલ કરવામાં નહીં આવે અને તે આખિરત (પરલોક)માં દુર્ભાગીઓમાં સામેલ હશે. (૮૬) અલ્લાહ શા માટે એવા લોકોને માર્ગદર્શન આપશે, જેઓ ઈમાન લાવ્યા પછી ઇન્કાર કરવાવાળા બની ગયા ? જો કે તેઓ સાક્ષી આપી ચૂક્યા હતા કે આ રસૂલ (ઈશદૂત) સત્ય છે અને તેમના પાસે સ્પષ્ટ નિશાનીઓ આવી ચૂકી છે, અને અલ્લાહ અત્યાચારીઓને માર્ગદર્શન આપતો નથી. (૮૭) આવા લોકોની સજા એ છે કે તેમના પર અલ્લાહની, તેના ફરિશ્તાઓની અને સમગ્ર માનવોની ફિટકાર હશે. (૮૮) તેઓ તેમાં હંમેશા રહેશે, ન તેમની યાતના હળવી કરવામાં આવશે અને ન તેમને મહેતલ આપવામાં આવશે. (૮૯) અલબત્ત, જે લોકો તેના પછી તૌબા (પ્રાયશ્ચિત) કરી લે અને પોતાની સુધારણા કરી લે, તો નિઃશંક અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૯૦) નિઃસંદેહ, જે લોકો ઈમાન લાવ્યા પછી 'કાફિર' (ઇન્કાર કરનારા) બની ગયા, પછી તેઓ કુફ્ર (ઇન્કાર)માં આગળ વધતા રહ્યા, તેમની

તૌબા કબૂલ કરવામાં નહીં આવે અને આ જ લોકો પથભ્રષ્ટ છે. (૯૧) નિઃશંક, જે લોકોએ કુફ્ર કર્યું, અને કુફ્રની સ્થિતિમાં જ મૃત્યુ પામ્યા, જો તેઓ ધરતી જેટલું સોનું ફિદયા (અર્થ-દંડ)માં આપી દે તો સ્વીકારવામાં નહીં આવે. તેમના માટે પીડાદાયક યાતના છે અને તેમનો કોઈ મદદગાર નહીં હોય.

★**(૯૨) તમે કદાપિ નેકી (ઉચ્ચતમ સદાચાર)ને પહોંચી શકતા નથી,** જ્યાં સુધી તમે એ વસ્તુઓમાંથી ખર્ચ (ધર્મ-દાન) ન કરો જેને તમે પ્રિય રાખો છો, અને જે વસ્તુ પણ તમે ખર્ચ કરશો તેનાથી અલ્લાહ માહિતગાર છે. (૯૩) બધી ખાવાની વસ્તુઓ ઈસરાઈલની સંતાન માટે હલાલ (વૈધ) હતી, સિવાય તેના જે ઈસરાઈલે (યાકૂબે) પોતાના પર હરામ (અવૈધ) કરી લીધી હતી એ પહેલા કે તૌરાત અવતરિત થાય. કહો કે તૌરાત લાવો અને તેને વાંચો, જો તમે સાચા છો. (૯૪) આ પછી પણ જે લોકો અલ્લાહ વિશે જૂઠ ઘડે તેઓ જ અત્યાચારી છે. ((૯૫) કહો, અલ્લાહે સાચું કહ્યું. હવે ઈબ્રાહીમના દીન (ધર્મ)નું અનુસરણ કરો, જે એકાગ્રચિત્ત હતો અને તે શિર્ક (અલ્લાહ સિવાય અન્યની ઉપાસના) કરવાવાળા ન હતો. (૯૬) નિઃશંક, સૌપ્રથમ (અલ્લાહનું) ઘર જે લોકો માટે બનાવવામાં આવ્યું તે એ જ છે જે 'મક્કા'માં છે, બરકતવાળું (નિરંતર સમૃદ્ધિ-ઉન્નતિવાળું) અને સમસ્ત સંસાર-જગત માટે માર્ગદર્શનનું કેન્દ્ર. (૯૭) તેમાં ખુલ્લી નિશાનીઓ છે, 'મકામે-ઈબ્રાહીમ' (ઈબ્રાહીમની નમાઝનું સ્થાન) છે. જે તેમાં દાખલ થઈ જાય તે સુરક્ષિત છે, અને લોકો પર અલ્લાહનો એ હક્ક છે કે જે આ ઘર સુધી પહોંચવાનું સામર્થ્ય ધરાવતો હોય, તે તેની હજ્જ કરે અને જે કોઈ ઈન્કાર કરે તો અલ્લાહ દુનિયાવાળાઓથી નિરપેક્ષ છે. (૯૮) કહો, હે ગ્રંથવાળાઓ ! તમે કેમ અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કરો છો, જ્યારે કે અલ્લાહ જોઈ રહ્યો છે જે કંઈ તમે કરો છો ? (૯૯) કહો, હે ગ્રંથવાળાઓ ! તમે ઈમાન લાવનારાઓને અલ્લાહના માર્ગથી

કેમ રોકો છો ? તમે તેમાં દોષ શોધો છો, જ્યારે કે તમને સાક્ષી બનાવવામાં આવ્યા છે, અને અલ્લાહ તમારા કાર્યોથી અજાણ નથી.

(૧૦૦) હે ઈમાનવાળાઓ ! જો તમે ગ્રંથવાળાઓમાંથી એક સમૂહની વાત માની લેશો, તો તેઓ તમને ઈમાન પછી ફરી કાફિર (ઇન્કાર કરનારાં) બનાવી નાખશે. (૧૦૧) અને તમે કેવી રીતે ઇન્કાર કરી શકશો, જ્યારે કે તમને અલ્લાહની આયતો સંભળાવવામાં આવી રહી છે અને તમારા વચ્ચે તેનો રસૂલ (પયગંબર) હાજર છે, અને જે વ્યક્તિ અલ્લાહને દૃઢતાથી પકડી લેશે, તો તે પહોંચી ગયો સન્માર્ગ પર. (૧૦૨) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો જેવી રીતે તેનાથી ડરવું જોઈએ, અને તમને મૃત્યું ન આવે પરંતુ એ સ્થિતિમાં તમે 'મુસ્લિમ' (આજ્ઞાંકિત) હોવ. (૧૦૩) અને સૌ સાથે મળીને અલ્લાહની રસ્સીને દૃઢતાથી પકડી લો અને ફૂટ (વિખવાદ) ન નાખો, અને અલ્લાહના એ ઇનામ (ઉપકાર)ને પોતાના ઉપર યાદ રાખો કે તમે એક-બીજાના શત્રુ હતા. પછી તેણે તમારા હૃદયોમાં પ્રેમ નાખી દીધો. પછી તમે તેની કૃપાથી ભાઈ-ભાઈ બની ગયા, અને તમે આગના ખાડાના કિનારે ઊભા હતા, તો અલ્લાહે તમને તેનાથી બચાવી લીધા. આમ, અલ્લાહ તમારા માટે પોતાની નિશાનીઓનું વર્ણન કરે છે, જેથી તમે માર્ગ પામો.

(૧૦૪) અને આવશ્યક છે કે તમારામાંથી એક જૂથ હોય, જે ભલાઈ તરફ બોલાવે, તે ભલાઈની આજ્ઞા આપે અને બૂરાઈથી રોકે અને આવા જ લોકો સફળતા પામશે. (૧૦૫) અને એ લોકોના જેવા ન થઈ જજો જેઓ જૂથોમાં વહેંચાઈ ગયા અને પરસ્પર મતભેદમાં પડી ગયા એ પછી કે તેમના પાસે સ્પષ્ટ આદેશો આવી ચૂક્યા હતા, અને તેમના માટે મોટી યાતના છે. (૧૦૬) જે દિવસે કેટલાક ચહેરાઓ પ્રકાશિત હશે અને કેટલાક ચહેરા પર કાલિમા હશે. તેમને કહેવામાં આવશે : શું તમે તમારા ઈમાન પછી કાફિર (ઇન્કાર કરનારાં)

બની ગયા? તો હવે ચાખો યાતના પોતાના કુફ્ર (ઈન્કાર)ના કારણે. (૧૦૭) અને જેમના ચહેરા પ્રકાશિત હશે તેઓ અલ્લાહની દયામાં હશે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૧૦૮) આ અલ્લાહની આયતો છે જે અમે તમને સત્યની સાથે સંભળાવી રહ્યા છે અને અલ્લાહ જગતવાસીઓ પર અત્યાચાર નથી ઈચ્છતો. (૧૦૯) અને જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે બધું જ અલ્લાહ માટે છે અને તમામ મામલાઓ અલ્લાહ તરફ જ રજૂ કરવામાં આવશે.

(૧૧૦) હવે તમે સૌથી શ્રેષ્ઠ ઉમ્મત (સમુદાય) છો જેને લોકો માટે ઉદયમાન કરવામાં આવેલ છે. તમે ભલાઈની આજ્ઞા આપો છો અને બૂરાઈથી રોકો છો અને અલ્લાહ પર ઈમાન ધરાવો છો, અને જો ગ્રંથવાળા (યહૂદીઓ-ખ્રિસ્તીઓ) પણ ઈમાન લાવતા તો તેમના માટે સારું હોત. તેમાંથી કેટલાક ઈમાનવાળા છે અને તેમાં મોટાભાગના અવજ્ઞાકારી છે. (૧૧૧) તેઓ તમારું કંઈ બગાડી શકતા નથી, સિવાય થોડુંક સતાવવું, અને જો તેઓ તમારા સાથે યુદ્ધ કરશે, તો તમને પીઠ બતાવશે. પછી તેમને મદદ પણ નહીં પહોંચે. (૧૧૨) અને તેમના પર થોપી દેવામાં આવ્યું અપમાન અને નાલેશી, ભલે તેઓ ગમે ત્યાં જોવા મળે, સિવાય કે અલ્લાહ તરફથી કોઈ વચન હોય અથવા લોકો તરફથી કોઈ વચન હોય અને તેઓ અલ્લાહના પ્રકોપને પાત્ર બની ગયા અને તેમના પર થોપી દેવામાં આવ્યું પતન, આવું એટલા માટે કે તેઓ અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કરતા રહ્યા અને તેમણે પયગંબરોને અનુચિત કતલ કર્યા. આવું એ કારણસર થયું કે તેમણે અવજ્ઞા કરી અને તેઓ સીમાઓનું ઉલ્લંઘન કરતા હતા.

(૧૧૩) બધા ગ્રંથવાળા સમાન નથી. તેમાંથી એક જૂથ કરાર પર અટલ છે. તેઓ રાત્રે અલ્લાહની આયતોનું પઠન કરે છે અને તેઓ સિજદાઓ કરે છે. (૧૧૪) તેઓ અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન

રાખે છે અને ભલાઈની આજ્ઞા છે અને બૂરાઈથી રોકે છે અને સદ્કાર્યોમાં દોડે છે. આ સદાચારી-ભલા લોકો છે. (૧૧૫) જે ભલાઈ પણ તમે કરશો તેની ઉપેક્ષા કરવામાં નહીં આવે અને અલ્લાહ તેનાથી ડરવાવાળા-સંયમી લોકોને જાણે છે. (૧૧૬) નિઃશંક, જે લોકોએ ઈન્કાર કર્યો, તો અલ્લાહ વિરુદ્ધ તેમનું ધન અને સંતાન કંઈ કામ નહીં લાગે, અને તેઓ નર્કવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૧૧૭) તેઓ આ દુનિયામાં જે કંઈ ખર્ચ કરે છે, તેનું દૃષ્ટાંત એ હવા જેવું છે, જેમાં હિમ હોય અને તે એવા લોકોની ખેતી પર ચાલે જેમણે પોતાના ઉપર અત્યાચાર કર્યો છે, પછી તેને નષ્ટ કરી નાખે. અલ્લાહે તેમના ઉપર અત્યાચાર નથી કર્યો, બલ્કે તેઓ સ્વયં પોતાની જાત પર અત્યાચાર કરી રહ્યા છે.

(૧૧૮) હે ઈમાનવાળાઓ ! પોતાના પારકા અને અજાણ્યા લોકોને પોતાના રહસ્યમાં ભાગીદાર ન બનાવો. તેઓ તમને નુકસાન પહોંચાડવામાં કોઈ કમી નથી રાખતા. જો તમને તકલીફ થાય છે તો તેમને ખુશી થાય છે. તેમની શત્રુતા તેમની જીભમાં છતી થાય છે અને જે તેમનાં હૃદયોમાં છે તે તેનાથી વધારે કઠોર છે. અમે તમારા માટે નિશાનીઓ ખોલીને સ્પષ્ટ કરી દીધી છે, જો તમે બુદ્ધિ ધરાવો છો. (૧૧૯) તમે તેમનાથી પ્રેમ રાખો છો, પરંતુ તેઓ તમારાથી પ્રેમ રાખતા નથી, જો કે તમે-સૌ આકાશી ગ્રંથોને માનો છો, અને જ્યારે તેઓ તમને મળે છે તો કહે છે કે અમે ઈમાન લાવ્યા અને જ્યારે તેઓ અરસ-પરસ મળે છે તો તમારા પર ક્રોધના કારણે આંગળીઓ ચાવી ખાય છે. કહો, તમે ક્રોધમાં મરી જાઓ. નિઃશંક, અલ્લાહ હૃદયોની વાતને જાણે છે. (૧૨૦) જો તમને કોઈ સારી પરિસ્થિતિ પ્રાપ્ત થાય છે તો તેમને દુઃખ થાય છે અને જો તમારા પર કોઈ મુસીબત આવે છે તો તેઓ તેનાથી ખુશ થાય છે. જો તમે ધૈર્ય કરો અને અલ્લાહથી ડરો, તો તેમની કોઈ યુક્તિ તમને નુકસાન

નહીં પહોંચાડી શકે. જે કંઈ તેઓ કરી રહ્યા છે બધું અલ્લાહના સામર્થ્યમાં છે.

(૧૨૧) જ્યારે તમે સવારે પોતાના ઘરથી નીકળ્યા અને મુસલમાનોને યુદ્ધના સ્થાનો પર નિયુક્ત કર્યા અને અલ્લાહ સાંભળનાર અને જાણવાવાળો છે. (૧૨૨) જ્યારે તમારામાંથી બે સમૂહોએ ઈરાદો કર્યો કે હિંમત હારી જાય અને અલ્લાહ એ બંને સમૂહોનો મદદગાર હતો, અને ઈમાનવાળાઓએ અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ, (૧૨૩) અને અલ્લાહ તમારી મદદ કરી ચૂક્યો છે બદ્રમાં, જ્યારે કે તમે નબળા હતા. બસ, અલ્લાહથી ડરો, જેથી તમે આભારી બનો. (૧૨૪) જ્યારે તમે ઈમાનવાળાઓને કહી રહ્યા હતા કે શું તમારા માટે પૂરતું નથી કે તમારો રબ ત્રણ હજાર ફરિશ્તાઓ ઉતારીને તમારી મદદ કરે, (૧૨૫) જો તમે ધૈર્ય દાખવો અને અલ્લાહથી ડરો, અને દુશ્મન તમારા ઉપર એકાએક આવી પહોંચે, તો તમારો રબ પાંચ હજાર નિશાન કરેલા ફરિશ્તાઓથી તમારી મદદ કરશે, (૧૨૬) અને આવું અલ્લાહે એટલા માટે કર્યું, જેથી તમારા માટે શુભસૂચના હોય અને તમારાં હૃદય તેનાથી સંતુષ્ટ થઈ જાય, અને મદદ કેવળ અલ્લાહ તરફથી જ છે, જે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે, (૧૨૭) જેથી અલ્લાહ ઈન્કાર કરનારાઓના એક ભાગને કાપી નાખે અથવા તેમને અપમાનિત કરી દે કે તેઓ નિષ્ફળ પાછા ફરી જાય. (૧૨૮) તમને એ બાબતમાં હસ્તક્ષેપ કરવાનો કોઈ અધિકાર નથી, અલ્લાહ તેમની તૌબા (પ્રાયશ્ચિત)નો સ્વીકાર કરે કે તેમને યાતના આપે, કેમ કે તેઓ અત્યાચારી છે. (૧૨૯) અને અલ્લાહના જ અધિકારમાં છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે. તે જેને ઇચ્છે માફ કરી દે અને જેને ઇચ્છે યાતના આપે, અને અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે.

(૧૩૦) હે ઈમાનવાળાઓ ! વ્યાજ ઘણી વખત વધારીને ન ખાઓ, અને અલ્લાહથી ડરતા રહો, જેથી તમે સફળતા પામો (૧૩૧) અને ડરો એ આગથી

જે ઇન્કાર કરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે, (૧૩૨) અને અલ્લાહ અને પયગંબરનું અનુસરણ કરો, જેથી તમારા પર દયા કરવામાં આવે, (૧૩૩) અને દોડો પોતાના રબની ક્ષમા તરફ અને એ જન્નત તરફ જેની વિશાળતા આકાશ અને ધરતી સમાન છે. તે તૈયાર કરવામાં આવી છે અલ્લાહથી ડરનારાઓ માટે, (૧૩૪) જે લોકો ખર્ચ કરે છે નિર્ધનતામાં અને સંપન્નતામાં, તેઓ ગુસ્સાને પી જવાવાળા છે અને લોકોને માફ કરી દેનારા છે, અને અલ્લાહ નેકી કરવાવાળાઓને મિત્ર રાખે છે, (૧૩૫) અને એવા લોકો કે જ્યારે તેઓ કોઈ ખુલ્લી બૂરાઈ કરી બેસે અથવા પોતાની જાત પર કોઈ અત્યાચાર કરી બેસે, તો અલ્લાહને યાદ કરીને પોતાના ગુનાઓની માફી માંગે. અલ્લાહ સિવાય કોણ છે જે ગુનાઓને માફ કરે અને તેઓ જાણી-સમજીને પોતે કરેલા કાર્યો પર હઠાગ્રહ નથી કરતા. (૧૩૬) આ લોકો છે કે તેમનું વળતર તેમના રબ તરફથી ક્ષમા છે અને એવા બગીચાઓ છે જેના નીચે નહેરો વહી રહી હશે. તેમાં તેઓ હંમેશા રહેશે. કેવું ઉત્તમ વળતર છે કર્મ કરવાવાળાઓનું. (૧૩૭) તમારાથી પહેલાં ઘણા ઉદાહરણ વિતી ગયા છે તો ધરતીમાં હરી-ફરીને જુઓ કે શું પરિણામ આવ્યું ખોટું ઠેરવનારાઓનું. (૧૩૮) આ વર્ણન છે લોકો માટે તથા માર્ગદર્શન અને શિખામણ છે (ઈશ્વરથી) ડરવાવાળાઓ માટે.

(૧૩૯) અને હિંમત ન હારો અને દુઃખી ન થાઓ, તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો, જો તમે મોમિન છો. (૧૪૦) જો તમને કોઈ ઈજા પહોંચી છે તો દુશ્મનને પણ એવી જ ઈજા પહોંચી છે, અને અમે આ દિવસો (પરિસ્થિતિઓ)ને લોકો દરમ્યાન ફેરવતા રહીએ છીએ, જેથી અલ્લાહ ઈમાનવાળાઓને જાણી લે અને તમારામાંથી અમુક લોકોને સાક્ષી બનાવે અને અલ્લાહ અત્યાચારીઓને મિત્ર નથી રાખતો, (૧૪૧) અને જેથી અલ્લાહ ઈમાનવાળાઓને છાંટી લે અને

ઈન્કાર કરનારાઓને નષ્ટ કરી નાખે. (૧૪૨) શું તમે એવું વિચારો છો કે તમે જન્નતમાં દાખલ થઈ જશો, જ્યારે કે હજુ અલ્લાહે તમારામાંથી એ લોકોને પારખ્યા જ નથી, જેમણે જિહાદ (તનતોડ સંઘર્ષ) કર્યો અને ન તેમને જેઓ અડગ રહેવાવાળા છે, (૧૪૩) અને તમે મૃત્યુની કામના કરી રહ્યા હતા તેને મળ્યા પહેલા, તેથી હવે તમે તેને ખુલ્લી આંખોથી જોઈ લીધું.

(૧૪૪) મુહમ્મદ બસ એક રસૂલ (ઈશદૂત) છે. તેમના પહેલાં પણ રસૂલો વિતી ચૂક્યા છે. પછી શું જો તેઓ મૃત્યુ પામે અથવા કતલ કરી નાખવામાં આવે, તો તમે ઊલટા પગે પાછા ફરી જશો, અને જે વ્યક્તિ ફરી જાય તે અલ્લાહનું કંઈ નહીં બગાડે, અને અલ્લાહ કૃતજ્ઞ લોકોને વળતર આપશે. (૧૪૫) અને કોઈ જીવધારી મરી નથી શકતો અલ્લાહની આજ્ઞા વગર. અલ્લાહનું લખેલ વચન છે, અને જે વ્યક્તિ દુનિયાનો ફાયદો ઈચ્છે છે તેને અમે દુનિયામાંથી જ આપી દઈએ છીએ, અને જે આખિરત (પરલોક)નો ફાયદો ઈચ્છે છે તેને અમે આખિરતમાંથી આપીએ છીએ, અને કૃતજ્ઞ લોકોને અમે તેમનું વળતર અવશ્ય પ્રદાન કરીશું. (૧૪૬) અને કેટલાય પયગંબરો છે તેમના સાથે મળીને ઘણા અલ્લાહવાળાઓ (ઈશનિષ્ઠો)એ યુદ્ધ કર્યું. અલ્લાહના માર્ગમાં જે મુસીબતો તેમના પર આવી પડી તેનાથી ન તેઓ નાસીપાસ થયા, ન તેમણે નબળાઈ બતાવી અને ન તેઓ નમ્યા, અને અલ્લાહ ધૈર્ય કરવાવાળાઓને મિત્ર રાખે છે. (૧૪૭) તેમના મોઢામાંથી તેના સિવાય બીજું કંઈ ન નીકળ્યું કે હે અમારા માલિક ! અમારા ગુનાઓને માફ કરી દે અને અમારા કાર્યોમાં અમારાથી જે અતિરેક થઈ ગયો હોય તેને દરગુજર ફરમાવ અને અમને અડગ અને અટલ રાખ અને ઈન્કાર કરનાર જાતિની સામે અમારી મદદ કર. (૧૪૮) આમ, અલ્લાહે તેમને દુનિયામાં પણ બદલો આપ્યો અને આખિરતમાં પણ, અને અલ્લાહ સત્કર્મીઓને મિત્ર રાખે છે.

(૧૪૯) હે ઈમાનવાળાઓ ! જો તમે કાફિરો (ઇન્કાર કરનારાઓ)ની વાત માનશો, તો તેઓ તમને ઊલટા પગે પાછા ફેરવી દેશે, પછી તમે નિષ્ફળ બનીને રહી જશો, (૧૫૦) બલ્કે અલ્લાહ તમારો મદદગાર છે અને તે સૌથી ઉત્તમ મદદ કરવાવાળો છે. (૧૫૧) અમે ઇન્કાર કરનારાઓનાં હૃદયમાં તમારો ભય નાખી દઈશું, કેમ કે તેમણે એવી વસ્તુઓને અલ્લાહની ભાગીદાર ઠરાવી લીધી, જેના વિશે અલ્લાહે કોઈ સનદ (પ્રમાણ) નથી ઉતારી. તેમનું ઠેકાણું નર્ક છે અને તે ખૂબ જ ખરાબ જગ્યા છે અત્યાચારીઓ માટે.(૧૫૨) અને અલ્લાહે તમારા સાથે કરેલ વચનને સાચું કરી દેખાડ્યું, જ્યારે કે તમે તેમને અલ્લાહની આજ્ઞાથી કતલ કરી રહ્યા હતા, ત્યાં સુધી કે જ્યારે તમે સ્વયં નબળા પડી ગયા અને તમે કામમાં ઝઘડો કર્યો અને તમે (પયગંબરના) કહેવા પર ન ચાલ્યા, જ્યારે કે અલ્લાહે તમને એ વસ્તુ બતાવી હતી જે તમે ઇચ્છતા હતા. તમારામાંથી કેટલાક લોકો દુનિયાની કામના કરી રહ્યા હતા અને તમારામાંથી કેટલાક લોકો આખિરત (પરલોક)ની અભિલાષા કરી રહ્યા હતા. પછી અલ્લાહે તમારું રૂખ તેમનાથી ફેરવી દીધું, જેથી તે તમારી પરીક્ષા કરે અને અલ્લાહે તમને માફ કરી દીધા અને અલ્લાહ ઈમાનવાળાઓ માટે અત્યંત કૃપાળુ છે. (૧૫૩) જ્યારે તમે ચઢતા (ભાગતા) જઈ રહ્યા હતા અને પાછું વળીને પણ કોઈની સામે જોતા ન હતા અને પયગંબર પાછળથી તમને પોકારી રહ્યો હતો. પછી અલ્લાહે તમને દુઃખ પર દુઃખ આપ્યા (તમારા વર્તનને કારણે), જેથી તમે ગમગીન ન થાઓ એ વસ્તુ પર જે તમારા હાથે ચૂક થઈ અને ન એ મુસીબત પર જે તમારા પર આવી પડે, અને અલ્લાહ માહિતગાર છે તેનાથી જે કંઈ તમે કરો છો.

(૧૫૪) પછી અલ્લાહે તમારા પર દુઃખ પછી શાંતિ ઉતારી, અર્થાત્ ઊંઘ કે તે તમારામાંથી એક જૂથ પર તે છવાતી જઈ રહી હતી અને એક જૂથ એ

હતું કે તેને પોતાનાં પ્રાણની ચિંતા લાગેલી હતી. તેઓ અલ્લાહ વિશે વાસ્તવિકતા વિરુદ્ધ વિચારો, અજ્ઞાનતાની કલ્પનાઓ કરી રહ્યા હતા. તેઓ કહેતા હતા, શું અમારો પણ કોઈ અધિકાર છે ? કહો, આખો મામલો અલ્લાહના અધિકારમાં છે. તેમણે પોતાના હૃદયોમાં એવી વાત છુપાવી રાખી છે જે તેઓ તમારા સામે જાહેર નથી કરતા. તેઓ કહે છે કે જો આ મામલામાં અમારો પણ કંઈક હસ્તક્ષેપ હોત, તો અમે અહીં ન માર્યા જતા. કહો, જો તમે તમારા ઘરોમાં હોત, તો પણ જેમનું મૃત્યુ લખી દેવામાં આવ્યું હતું તેઓ પોતાનાં મૃત્યુના સ્થળો તરફ નીકળી પડતા. આવું એટલા માટે થયું કે અલ્લાહને પરીક્ષા કરવી હતી જે કંઈ તમારા મનમાં હતું અને બહાર કાઢવું હતું જે કંઈ તમારા હૃદયમાં હતું, અને જાણે છે તમારા મનની વાતને. (૧૫૫) તમારા પૈકી જે લોકો (પીઠ) ફેરવી ગયા હતા એ દિવસે કે બંને જૂથો (લડાઈમાં) આમને-સામને થઈ ગયા હતા. તેમને શૈતાને તેમનાં કેટલાક કાર્યોના કારણે ડગમગાવી દીધા હતા. અલ્લાહે તેમને માફ કરી દીધા. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૧૫૬) હે ઈમાનવાળાઓ ! તમે એ લોકોના જેવા ન થઈ જજો, જેમણે ઈન્કાર કર્યો. તેઓ પોતાના ભાઈઓ વિશે કહે છે, જ્યારે તેઓ સફર કે યુદ્ધ માટે નીકળે છે અને તેમને મૃત્યુ આવી જાય છે : કે જો તેઓ અમારા પાસે રહેતા તો મરતા નહીં અને માર્યા ન જતા, જેથી અલ્લાહ તેને તેમનાં હૃદયોમાં પશ્ચાતાપનું કારણ બનાવી દે, અને અલ્લાહ જ જીવન આપે છે અને મૃત્યુ આપે છે, અને જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને જોઈ રહ્યો છે. (૧૫૭) અને જો તમે અલ્લાહના માર્ગમાં માર્યા જાઓ અથવા મૃત્યુ પામો, તો અલ્લાહની ક્ષમા અને દયા તેનાથી વધારે ઉત્તમ છે જેને તેઓ એકત્ર કરી રહ્યા છે. (૧૫૮) અને તમે મરી ગયા કે માર્યા ગયા, છેવટે તમે અલ્લાહની પાસે જ

એકત્ર કરવામાં આવશો. (૧૫૯) આ અલ્લાહની મોટી દયા છે કે તમે તેમના માટે વિનમ્ર છો. જો તમે કઠોર સ્વભાવના અને પાષાણ-હૃદયી હોત તો આ લોકો તમારા પાસેથી ભાગી જતા. બસ, તેમને માફ કરી દો અને તેમના માટે માફીની દુઆ માંગો અને મામલાઓમાં તેમનાં સલાહ-સૂચન લો. પછી જ્યારે નિર્ણય કરી લો, તો અલ્લાહ પર ભરોસો કરો. નિઃશંક, અલ્લાહ એ લોકોથી પ્રેમ કરે છે જેઓ તેના પર ભરોસો કરે છે. (૧૬૦) જો અલ્લાહ તમારો સાથ આપે, તો કોઈ તમારા પર વર્ચસ્વ પ્રાપ્ત કરી શકતું નથી અને જો તે તમારો સાથ છોડી દે, તો તેના પછી કોણ છે જે તમારી મદદ કરે ? અને અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ ઈમાનવાળાઓએ.

(૧૬૧) અને પયગંબરનું કામ એ નથી કે તેઓ કંઈક છુપાવી રાખે અને જે કોઈ છુપાવશે તે પોતે છુપાવેલી વસ્તુને કયામતના દિવસે પ્રગટ કરશે. પછી દરેક જીવધારીને તેણે કરેલ કર્મોનો પૂરેપૂરો બદલો મળશે અને તેમના સાથે કંઈ જ અન્યાય અને અત્યાચાર નહીં થાય. (૧૬૨) શું એ વ્યક્તિ જે અલ્લાહની ઈચ્છાને આધીન છે તે એ વ્યક્તિ સમાન બની જશે જે અલ્લાહના પ્રકોપને લઈને પાછો ફર્યો હોય, અને તેનું ઠેકાણું જહન્નમ છે અને તે કેવું ખરાબ ઠેકાણું છે ? (૧૬૩) અલ્લાહના ત્યાં તેમનાં દરજ્જાઓ ભિન્ન-ભિન્ન હશે, અને અલ્લાહ જોઈ રહ્યો છે જે કંઈ તેઓ કરે છે. (૧૬૪) અલ્લાહે ઈમાનવાળાઓ પર ઉપકાર કર્યો કે તેમનામાં તેમનામાંથી જ એક રસૂલ (ઈશદૂત) મોકલ્યો, જે તેમને અલ્લાહની આયતો સંભળાવે છે અને તેમને પવિત્ર કરે છે અને તેમને ગ્રંથ અને તત્ત્વદર્શિતાનું શિક્ષણ આપે છે. નિઃસંદેહ, આ લોકો પહેલાં સ્પષ્ટ પથભ્રષ્ટતામાં હતા.

(૧૬૫) અને જ્યારે તમને એવી મુસીબત પહોંચી, જેનાથી બમણી મુસીબત તમે પહોંચાડી ચૂક્યા હતા, તો તમે કહ્યું કે આ ક્યાંથી આવી ગઈ ?

કહો, આ તમારા પોતાના પાસેથી છે. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે. (૧૬૬) અને બંને પક્ષોની લડાઈના દિવસે તમને જે મુસીબત પહોંચી, તે અલ્લાહની આજ્ઞાથી પહોંચી અને એ કારણસર કે અલ્લાહ ઈમાનવાળાઓને જાણી લે. (૧૬૭) અને તેમને પણ જાણી લે જેઓ મુનાફિક (દંભી) હતા, જેમને કહેવામાં આવ્યું હતું કે આવો, અલ્લાહના માર્ગમાં લડો અથવા દુશ્મનને દૂર કરો. તેમણે કહ્યું, જો અમે જાણતા કે યુદ્ધ થવાનું છે તો અમે અવશ્ય તમારા સાથે ચાલી નીકળતા. આ લોકો એ દિવસે ઈમાનથી વધારે કુફ્ર (ઇન્કાર)ના નજીક હતા. તેઓ પોતાના મોઢેથી એ વાત કહે છે, જે તેમનાં હૃદયોમાં ન હતી અને અલ્લાહ તમામ વાતોને સારી રીતે જાણે છે, જેને તેઓ છુપાવે છે. (૧૬૮) આ લોકો જે રીતે સ્વયં બેસી રહ્યા, પોતાના ભાઈઓ વિશે કહે છે કે જો તેઓ અમારી વાત માનતા, તો માર્યા ન જતા. કહો, તમે તમારા શિરેથી મૃત્યુને ટાળી દો, જો તમે સાચા છો.

(૧૬૯) અને જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા ગયા તેમને મૃત ન સમજો, બલ્કે તેઓ જીવંત છે પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની પાસે, તેમને આજીવિકા મળી રહી છે. (૧૭૦) તેઓ ખુશ છે એ વાત પર જે અલ્લાહે પોતાની કૃપામાંથી તેમને પ્રદાન કરી છે અને ખુશખબર લઈ રહ્યા છે કે જે લોકો તેમના પાછળ છે અને હજુ ત્યાં નથી પહોંચ્યા, તેમના માટે પણ ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી હશે. (૧૭૧) તેઓ ખુશ થઈ રહ્યા છે અલ્લાહના ઇનામ અને કૃપા પર અને એ વાત પર કે અલ્લાહ ઈમાનવાળાઓનું વળતર વ્યર્થ નથી કરતો. (૧૭૨) જે લોકોએ અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત)ના આદેશને માન્યો એ પછી કે તેમને ઘા વાગી ચૂક્યો હતો, તેમાંથી જેઓ સદાચારી અને સંયમી-ઈશભય રાખનારાં છે તેમનાં માટે મોટું વળતર છે, (૧૭૩) જેમને લોકોએ કહ્યું કે દુશ્મને તમારા વિરુદ્ધ મોટી શક્તિઓ એકત્ર કરી લીધી છે

તેનાથી ડરો, પરંતુ આ વસ્તુએ તેમનાં ઈમાનમાં ઓર વધારો કરી દીધો અને તેઓ બોલ્યા કે અલ્લાહ અમારા માટે પૂરતો છે અને તે સૌથી ઉત્તમ કાર્ય-સાધક છે. (૧૭૪) બસ, તેઓ અલ્લાહની કૃપા અને તેની બક્ષિસની સાથે પાછા ફર્યા. તેમને કોઈ બૂરાઈનો સામનો કરવો ન પડ્યો, અને તેઓ અલ્લાહની મરજી મુજબ ચાલ્યા અને અલ્લાહ અત્યંત કૃપાળુ છે. (૧૭૫) એ શૈતાન છે જે તમને પોતાના મિત્રો દ્વારા ડરાવે છે. તમે તેમનાથી ન ડરો, બલ્કે મારાથી ડરો, જો તમે ઈમાનવાળા છો.

(૧૭૬) અને એ લોકો તમારા માટે દુઃખનું કારણ ન બને, જેઓ ઈન્કારમાં અગ્રેસરતા બતાવી રહ્યા છે. તેઓ અલ્લાહને કદાપિ કોઈ નુકસાન પહોંચાડી શકવાના નથી. અલ્લાહ ઇચ્છે છે કે તેમના માટે આખિરત (પરલોક)માં કોઈ હિસ્સો ન રાખે. તેમના માટે મોટી યાતના છે. (૧૭૭) જે લોકોએ ઈમાનના બદલામાં કુફ્ર (ઇન્કાર)ને ખરીદ્યું છે, તેઓ અલ્લાહનું કંઈ જ બગાડી શકવાના નથી, અને તેમના માટે પીડાદાયક યાતના છે. (૧૭૮) અને જે લોકો કુફ્ર (ઇન્કાર) કરી રહ્યા છે, તેઓ એમ ન વિચારે કે અમે જે તેમને મહેતલ આપી રહ્યા છીએ તે તેમના માટે સારું છે. અમે તો બસ એટલા માટે મહેતલ આપી રહ્યા છીએ કે તેઓ ગુનામાં હજુ આગળ વધી જાય અને તેમના માટે અપમાનિત કરનારી યાતના છે. (૧૭૯) અલ્લાહ એ નથી કે ઈમાનવાળાઓને એ સ્થિતિમાં છોડી દે જે રીતે તમે અત્યારે છો, જ્યાં સુધી તે પવિત્રને અપવિત્રથી અલગ ન કરી દે, અને અલ્લાહ એવો નથી કે તમને અદૃશ્યથી સાવધાન કરી દે, બલ્કે અલ્લાહ છાંટી લે છે પોતાના રસૂલો (ઈશદૂતો)માંથી જેને ઇચ્છે છે. બસ, તમે ઈમાન લાવો અલ્લાહ પર અને તેના રસૂલો પર, અને જો તમે ઈમાન લાવો અને સંયમ અપનાવો તો તમારા માટે મોટું વળતર છે.

(૧૮૦) અને જે લોકો કંજૂસી કરે છે એ વસ્તુમાં જે અલ્લાહે તેમને પોતાની

કૃપાથી પ્રદાન કરી છે, તેઓ કદાપિ એમ ન સમજે કે તેમના માટે સારું છે, બલ્કે આ તેમના માટે ઘણું ખરાબ છે. જે વસ્તુમાં તેઓ કંજૂસી કરી રહ્યા છે તેની કયામતના દિવસે તેમને તોક પહેરાવવામાં આવશે, અને અલ્લાહ જ વારસ (ઉત્તરાધિકારી) છે ધરતી અને આકાશનો, અને જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેનાથી માહિતગાર છે. (૧૮૧) અલ્લાહે એ લોકોને સાંભળ્યા જેમણે કહ્યું કે અલ્લાહ મોહતાજ (નિર્ધન) છે અને અમે ધનવાન છીએ. અમે લખી લઈશું તેમના આ કથનને અને તેમના પયગંબરોને અનુચિત મારી નાખવાના કૃત્યને પણ, અને અમે કહીશું કે હવે આગની યાતના ચાખો. (૧૮૨) આ તમારા હાથોની કમાણી છે અને અલ્લાહ પોતાના બંદાઓની સાથે અન્યાય કરવાવાળો નથી. (૧૮૩) જે લોકો કહે છે કે અલ્લાહે અમને આદેશ આપ્યો છે કે અમે કોઈ રસૂલ (ઈશદૂત)ને માનીએ નહીં, જ્યાં સુધી તે અમારા સામે એવી કુરબાની (બલિદાન) પ્રસ્તુત ન કરે જેને આગ ખાઈ લે. તેમને કહો કે મારાથી અગાઉ તમારા પાસે રસૂલો આવ્યા ખુલ્લી નિશાનીઓ લઈને અને એ વસ્તુ પણ લઈને આવ્યા જે તમે કહી રહ્યા છો, ત્યાર પછી તમે કેમ તેમને મારી નાખ્યા, જો તમે સાચા છો.

(૧૮૪) બસ, જો આ લોકો તમને ખોટા ઠેરવે છે તો તમારા પહેલાં પણ ઘણાં ઈશદૂતોને ખોટા ઠેરવવામાં આવી ચૂક્યા છે, જેઓ સ્પષ્ટ નિશાનીઓ અને પુસ્તિકાઓ અને પ્રકાશિત ગ્રંથ લઈને આવ્યા હતા. (૧૮૫) દરેક વ્યક્તિએ મૃત્યુનો સ્વાદ ચાખવાનો છે, અને તમને પૂરેપૂરું વળતર તો બસ કયામતના દિવસે જ મળશે. હવે જે વ્યક્તિ આગથી બચી જાય અને જન્નત (સ્વર્ગ)માં દાખલ કરવામાં આવે, એ જ સફળ રહ્યો, અને દુનિયાનું જીવન તો બસ ધોકાનો સોદો છે.

(૧૮૬) ચોક્કસ તમને તમારા પ્રાણ અને ધન વડે અજમાવવામાં આવશો,

અને તમે ખૂબ જ તકલીફદાયક વાતો સાંભળશો તેમનાથી જેમને તમારા પહેલાં ગ્રંથ મળ્યો અને તેમનાથી પણ જેમણે શિર્ક કર્યું (અર્થાત્ અનેકેશ્વરવાદીઓથી પણ), અને જો તમે ધૈર્ય રાખો અને તકવા (સંયમ) અપનાવો તો આ ખૂબ હિંમતનું કામ છે. (૧૮૭) અને જ્યારે અલ્લાહે ગ્રંથવાળાઓ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)થી વચન લીધું કે તમે અલ્લાહના ગ્રંથને સંપૂર્ણપણે લોકો સામે જાહેર કરશો અને તેને નહીં છુપાવો. પરંતુ તેમણે તેને પીઠ પાછળ નાખી દીધો અને તેને થોડીક કિંમતમાં વેચી નાખ્યો. કેવી ખરાબ વસ્તુ છે જેને તેઓ ખરીદી રહ્યા છે ! (૧૮૮) જે લોકો પોતાના આ કૃત્યો પર ખુશ છે અને ઈચ્છે છે કે જે કાર્ય તેમણે નથી કર્યું તેના માટે તેમની પ્રશંસા થાય, તેમને યાતનાથી મુક્ત ન સમજો. તેમના માટે પીડાદાયક યાતના છે, (૧૮૯) અને અલ્લાહ માટે જ છે ધરતી અને આકાશનું રાજ્ય, અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૧૯૦) આકાશો અને ધરતીના સર્જનમાં અને રાત અને દિવસના વારાફરતે આવવામાં બુદ્ધિશાળીઓ માટે ઘણી નિશાનીઓ છે, (૧૯૧) જેઓ ઊભા અને બેઠાં અને સૂતાં-સૂતાં પડખા ફેરવતાં અલ્લાહને યાદ કરે છે, અને આકાશો અને ધરતીના સર્જનમાં ચિંતન-મનન કરતા રહે છે. તેઓ કહી ઉઠે છે – હે અમારા માલિક ! તેં આ બધું નિરુદ્દેશ્ય નથી બનાવ્યું. તું પવિત્ર-ક્ષતિરહિત છે. બસ, અમને આગની યાતનાથી બચાવી લે. (૧૯૨) હે અમારા પાલનહાર ! તેં જેને આગમાં નાખ્યો, તેને તેં વાસ્તવમાં અપમાનિત અને નિરાશ કરી દીધો, અને અત્યાચારીઓનો કોઈ મદદગાર નથી. (૧૯૩) હે અમારા માલિક ! અમે એક પોકારનારને સાંભળ્યો જે ઈમાન તરફ બોલાવી રહ્યો હતો કે પોતાના રબ (પ્રભુ-પાલનહાર) પર ઈમાન લાવો. તેથી અમે ઈમાન લઈ આવ્યા. હે અમારા માલિક ! અમારા ગુનાઓને માફ કરી દે અને અમારી બૂરાઈઓને અમારાથી દૂર કરી દે અને અમારો અંત સદાચારી લોકોની

સાથે કર. (૧૯૪) હે અમારા માલિક ! તેં જે વચનો પોતાના ઈશદૂતોના માધ્યમથી અમને આપ્યા છે, તેને અમારા સાથે પૂરા કર અને કયામતના દિવસે અમને અપમાન અને નાલેશીમાં ન નાખ. નિઃશંક, તું પોતાના વચનથી વિરુદ્ધ કરવાવાળો નથી.

(૧૯૫) તેમના રબે તેમની દુઆ કબૂલ કરી કે હું તમારામાંથી કોઈનાં કર્મો વ્યર્થ કરવાવાળો નથી, ચાહે પુરુષ હોય કે સ્ત્રી, તમે-સૌ એક-બીજાથી છો. હવે જે લોકોએ હિજરત કરી અને જેમને તેમના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને મારા માર્ગમાં સતાવવામાં આવ્યા અને તેઓ લડ્યા અને માર્યા ગયા, હું તેમની ભૂલોને અવશ્ય તેમનાથી દૂર કરી દઈશ અને તેમને એવા બગીચાઓમાં દાખલ કરીશ, જેના નીચે નહેરો વહી રહી હશે. આ તેમનું વળતર છે અલ્લાહના ત્યાં અને સૌથી ઉત્તમ વળતર અલ્લાહના જ પાસે છે. (૧૯૬) અને દેશની અંદર ઈન્કાર કરનારાઓની પ્રવૃત્તિઓ અને દોડધૂપ તમને દુઃખી ન કરે.

(૧૯૭) આ થોડોક ફાયદો છે. પછી તેમનું ઠેકાણું નર્ક છે, અને તે કેવું ખરાબ ઠેકાણું છે ! (૧૯૮) અલબત્ત, જે લોકો પોતાના રબ (પ્રભુ-પાલનહાર)થી ડરે છે, તેમના માટે બગીચાઓ હશે, જેના નીચે નહેરો વહેતી હશે, તેઓ તેમાં હંમેશા રહેશે. આ અલ્લાહ તરફથી તેમનું આતિથ્ય-સત્કાર હશે અને જે કંઈ અલ્લાહની પાસે સત્કર્મી લોકો માટે છે એ જ સૌથી ઉત્તમ છે. (૧૯૯) અને નિઃશંક, ગ્રંથવાળાઓમાં કેટલાક એવાં પણ છે, જેઓ અલ્લાહ પર ઈમાન રાખે છે અને આ ગ્રંથને પણ માને છે જે તમારા તરફ અવતરિત કરવામાં આવેલ છે અને એ ગ્રંથને પણ માને છે જે આનાથી પહેલાં સ્વયં તેમના તરફ મોકલવામાં આવ્યો હતો. તેઓ અલ્લાહ સમક્ષ ઝુકેલા રહે છે અને તેઓ અલ્લાહની આયતોને થોડીક કિંમતમાં વેચી નથી નાખતા. તેમનું વળતર

તેમના રબની પાસે છે, અને અલ્લાહ ટૂંકમાં જ હિસાબ લેવાવાળો છે. (૨૦૦) હે ઈમાનવાળાઓ ! ધૈર્ય દાખવો અને (સત્ય-વિરોધીઓના) સામના માટે મજબૂત રહો અને અડગ રહો અને અલ્લાહથી ડરો, આશા છે કે તમે સફળતા પામશો.

## ૪. સૂરઃ અન્-નિસા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે લોકો ! પોતાના રબ (પ્રભુ-પાલનહાર)થી ડરો, જેણે તમને એક જીવથી પેદા કર્યા અને તેનાથી જ તેનું જોડું બનાવ્યું અને એ બંનેથી ઘણાં પુરુષો અને સ્ત્રીઓ ફેલાવી દીધા, અને અલ્લાહથી ડરો જેના નામે તમે એક-બીજાની સહાયતા માંગો છો અને સચેત રહો નજીકના સગા-વહાલાઓ વિશે. નિઃશંક અલ્લાહ તમારી દેખરેખ રાખી રહ્યો છે, (૨) અને અનાથોની સંપત્તિ તેમને સુપ્રત કરી દો, અને ખરાબ સંપત્તિને સારી સંપત્તિથી બદલી ન નાખો અને તેમનું ધન પોતાના ધન સાથે ભેળવીને ખાઈ ન જાઓ. આ ખૂબ જ મોટો ગુનો (મહાપાપ) છે. (૩) અને જો તમને આશંકા હોય કે તમે અનાથોના મામલામાં ન્યાય નહીં કરી શકો, તો સ્ત્રીઓમાંથી જે તમને પસંદ હોય તેમનાથી બબ્બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર સુધી નિકાહ (લગ્ન) કરી લો; અને જો તમને ભય હોય કે તમે ન્યાય અને સમાનતાનો વ્યવહાર નહીં કરી શકો, તો એક જ લગ્ન કરવાનું રાખો અથવા જે દાસી તમારા સ્વામીત્વમાં હોય. આમાં આશા છે કે તમે ન્યાયથી નહીં હટો, (૪) અને સ્ત્રીઓને તેમની મહેર ખુશીથી અદા કરો. પછી જો તેઓ તેનાથી કંઈક તમારા માટે છોડી દે પોતાની ખુશીથી, તો તમે તેને રાજીખુશીથી ખાઓ.

(૫) અને અણસમજ અને અપરિપક્વ લોકોને પોતાનું એ ધન ન આપો,

જેને અલ્લાહે તમારા માટે આત્મનિર્ભરતાનું સાધન બનાવેલ છે, અને એ ધનમાંથી તેમને ખવડાવો અને પહેરાવો અને તેમને ભલાઈની વાત કહો, (૬) અને અનાથોની પરીક્ષા કરતા રહો, ત્યાં સુધી કે જ્યારે તેઓ નિકાહ (લગ્ન) વયે પહોંચી જાય. જ્યારે તમે તેમનામાં પરિપક્વતા જુઓ, તો તેમની સંપત્તિ તેમને સુપ્રત કરી દો, અને તેમનું ધન અપવ્યયથી અને એ વિચારથી કે તેઓ મોટા થઈ જશે, ન ખાઈ જાઓ, અને જેમને આવશ્યકતા ન હોય તેઓ અનાથની સંપત્તિથી દૂર રહે અને જે વ્યક્તિ જરૂરતમંદ હોય તે સામાન્ય નિયમ અનુસાર ખાય. પછી જ્યારે તમે તેમનું ધન તેમને સુપ્રત કરો, તો તે અંગે સાક્ષી બનાવી લો, અને અલ્લાહ હિસાબ લેવા માટે પૂરતો છે. (૭) માતા-પિતા અને નજીકના સગાવહાલાઓના વારસામાંથી પુરુષોનો પણ હિસ્સો છે અને માતા-પિતા અને નજીકના સગાવહાલાઓના વારસામાંથી સ્ત્રીઓનો પણ હિસ્સો છે, થોડો હોય કે વધારે, એક નિર્ધારિત કરેલ હિસ્સો. (૮) અને જો વહેંચણી વખતે સગા-સંબંધીઓ અને અનાથો અને નિર્ધનો હાજર હોય તો તેમાંથી તેમને પણ કંઈક આપો અને તેમના સાથે સહાનુભૂતિની વાત કરો, (૯) અને આવા લોકોએ ડરવું જોઈએ કે જો તેઓ પોતાના પાછળ અશક્ત બાળકો છોડી જતાં તો તેમને તેમની ખૂબ ચિંતા રહેતી. તેથી તેમણે અલ્લાહથી ડરવું જોઈએ અને સાચી વાત કહે. (૧૦) જે લોકો અનાથોની સંપત્તિ અનુચિત રીતે ખાય છે, તે લોકો પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે અને તેમને ટૂંકમાં જ ભડકે બળતી આગમાં નાખવામાં આવશે.

(૧૧) અલ્લાહ તમને તમારી સંતાન વિશે આદેશ આપે છે કે પુરુષનો હિસ્સો બે સ્ત્રીઓ બરાબર છે. જો સ્ત્રીઓ બેથી વધારે હોય તો તેમના માટે બે-તૃત્યાંશ ($^{૨}/_{૩}$) છે એ સંપત્તિમાંથી જે મૃતક છોડીને ગયો છે અને જો તે એકલી છે તો તેના માટે અડધો હિસ્સો છે, અને મૃતકના માતા-પિતાને બંનેમાંથી પ્રત્યેક

માટે છટ્ઠો હિસ્સો છે એ સંપત્તિમાંથી જે તે છોડીને ગયો છે, એ શરતે કે મૃતકને સંતાન હોય; અને જો મૃતકને સંતાન ન હોય અને તેના માતા-પિતા તેના વારસદાર હોય તો તેની માતાનો એક-તૃત્યાંશ (૧/૩) હિસ્સો છે અને જો તેને ભાઈ-બહેન હોય તો તેની માતા માટે છટ્ઠો હિસ્સો છે. આ હિસ્સાઓ વસિયત કાઢ્યા પછી અથવા કરજને અદા કર્યા પછી છે જે તે કરીને જાય છે. તમારા પિતાઓ હોય કે તમારા પુત્રો હોય, તમે નથી જાણતા કે તેમાં તમારા માટે સૌથી વધારે લાભપ્રદ કોણ છે. આ અલ્લાહે નિર્ધારિત કરેલ કર્તવ્ય છે. નિઃશંક, અલ્લાહ સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે, (૧૨) અને તમારા માટે એ સંપત્તિનો અડધો હિસ્સો છે જે તમારી પત્નીઓ છોડે, એ શરતે કે તેમની સંતાન ન હોય, અને જો તેમને સંતાન હોય તો તમારા માટે પત્નીઓના વારસાનો ચતુર્થાંશ (૧/૪) હિસ્સો છે વસિયત કાઢ્યા પછી જેની તે વસિયત કરી જાય અથવા કરજને અદા કર્યા પછી; અને એ પત્નીઓ માટે ચતુર્થાંશ (૧/૪) હિસ્સો છે તમારા વારસાનો જો તમારી કોઈ સંતાન નથી, અને જો તમારી સંતાન છે તો તેમના માટે આઠમો હિસ્સો છે તમારા વારસાનો વસિયત કાઢ્યા પછી જેની તમે વસિયત કરી જાઓ અથવા કરજ અદા કર્યા પછી; અને જો કોઈ મૃતક પુરુષ કે સ્ત્રી એવા હોય જેમના ન કોઈ 'ઉસૂલ' (માતા-પિતા) હોય અને ન 'ફરુઅ' (સંતાન) અને તેને એક ભાઈ અથવા એક બહેન હોય તો બંનેમાંથી પ્રત્યેકનો છટ્ઠો હિસ્સો છે; અને જો તેઓ આનાથી વધારે હોય તો તેઓ એક-તૃત્યાંશ (૧/૩)માં સામેલ હશે વસિયત કાઢ્યા પછી જેની તેણે વસિયત કરી હોય અથવા કરજ અદા કર્યા પછી, કોઈપણ પ્રકારનું નુકસાન પહોંચાડ્યા સિવાય. આ આદેશ અલ્લાહ તરફથી છે અને અલ્લાહ સર્વજ્ઞ અને ઉદાર છે. (૧૩) આ અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓ છે, અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત)નું અનુસરણ કરશે, અલ્લાહ તેને એવા બગીચાઓમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહેતી

હશે, તેમાં તે હંમેશા રહેશે અને આ જ મહાન સફળતા છે. (૧૪) અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના રસૂલની અવજ્ઞા કરશે અને તેણે નિર્ધારિત કરેલ નિયમોનું ઉલ્લંઘન કરશે તેને તે આગમાં દાખલ કરશે, જેમાં તે હંમેશા રહેશે અને તેના માટે અપમાનિત કરનાર યાતના છે.

(૧૫) અને તમારી સ્ત્રીઓમાંથી જો કોઈ વ્યભિચાર કરે, તો તેમના માટે પોતાનાઓમાંથી ચાર સાક્ષી બનાવો. પછી જો તેઓ સાક્ષી આપી દે તો એ સ્ત્રીઓને ઘરોની અંદર બંધ રાખો, ત્યાં સુધી કે તેમને મૃત્યુ ઉઠાવી લે અથવા અલ્લાહ તેમના માટે કોઈ માર્ગ કાઢે, (૧૬) અને તમારામાંથી જે પુરુષ વ્યભિચાર કરે તો તેમને યાતના આપો. પછી જો તે બંને તૌબા (પ્રાયશ્ચિત) કરે અને પોતાની સુધારણા કરી લે, તો તેમનો વિચાર ત્યજી દો. નિઃશંક, અલ્લાહ તૌબાનો સ્વીકાર કરનાર, મહેરબાન છે. (૧૭) તૌબા, જેનો સ્વીકાર અલ્લાહના શિરે છે, તે એ લોકોની છે જેઓ ખરાબ કૃત્ય અજાણતામાં કરી બેસે છે, પછી તરત જ તૌબા કરી લે છે. આ જ લોકો છે જેમની તૌબા અલ્લાહ સ્વીકારે છે, અને અલ્લાહ જાણવાવાળો અને તત્ત્વદર્શી છે.

(૧૮) અને એવા લોકોની તૌબા નથી, જેઓ નિરંતર ગુનાઓ કરતા રહે, ત્યાં સુધી કે જ્યારે મૃત્યુ તેમનામાંથી કોઈની સામે આવી જાય ત્યારે તેઓ કહે કે હું તૌબા કરું છું અને ન એ લોકોની તૌબા છે જેઓ એવી સ્થિતિમાં મૃત્યુ પામે છે કે તેઓ કાફિર (ઇન્કાર કરનારાં) છે, તેમના માટે તો અમે પીડાદાયક યાતના તૈયાર કરી રાખી છે.

(૧૯) હે ઈમાનવાળાઓ ! તમારા માટે જાઈઝ (વૈધ) નથી કે તમે સ્ત્રીઓને બળજબરીપૂર્વક પોતાના વારસામાં લઈ લો અને ન તેમને એ આશયથી રોકી રાખો કે તમે જે કંઈ તેમને આપ્યું છે તેનો અમુક ભાગ તેમના પાસેથી લઈ લો, પરંતુ એ સ્થિતિમાં કે તે સ્પષ્ટ રૂપે અશ્લીલ કાર્ય કરે, અને તેમના સાથે

ભલી રીતે જીવન વ્યતીત કરો. જો તે તમને પસંદ ન હોય તો સંભવ છે કે એક વસ્તુ તમને પસંદ ન હોય, પણ અલ્લાહે તેમાં તમારા માટે ખૂબ મોટી ભલાઈ મૂકી દીધી હોય. (૨૦) અને જો તમે એક પત્નીની જગ્યાએ બીજી પત્ની બદલવા ઈચ્છો અને તમે તેને ઘણું ધન આપી ચૂક્યા હોવ તો તમે તેમાંથી કંઈ જ પાછું ન લો. શું તમે તેના પર લાંછન લગાવીને અને સ્પષ્ટ અત્યાચાર કરીને પાછું લેશો ? (૨૧) અને તમે કેવી રીતે તેને પાછું લેશો જ્યારે કે એક-બીજાથી સહવાસ કરી ચૂક્યા છો અને તે તમારા પાસેથી પાકું વચન લઈ ચૂકી છે. (૨૨) અને એ સ્ત્રીઓથી નિકાહ (લગ્ન) ન કરો જેનાથી તમારા પિતાઓ નિકાહ કરી ચૂક્યા છે, સિવાય કે જે અગાઉ થઇ ચૂક્યું. નિઃશંક, આ અશ્લીલતા છે અને ઘૃણાસ્પદ છે અને ખૂબ ખરાબ રીત છે.

(૨૩) તમારા પર હરામ (અવૈધ) કરવામાં આવી તમારી માતાઓ, તમારી પુત્રીઓ, તમારી બહેનો, તમારી ફઈઓ, તમારી માસીઓ, તમારી ભત્રીજીઓ અને ભાણીઓ અને તમારી એ માતાઓ જેમણે તમને દૂધ પીવડાવ્યું, તમારી દૂધબહેનો, તમારી પત્નીઓની માતાઓ અને તેમની પુત્રીઓ જે તમારા પાલન-પોષણ હેઠળ હોય, જે તમારી એ પત્નીઓથી હોય જેનાથી તમે સહવાસ કરી ચૂક્યા છો, પરંતુ જો હજુ તમે તેમનાથી સહવાસ ન કર્યો હોય તો કોઈ ગુનો નથી, અને તમારા સગા પુત્રોની પત્નીઓ અને એ કે તમે એકત્ર કરો બે બહેનોને, સિવાય કે અગાઉ થઈ ચૂક્યું હોય. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. **★ (૨૪) અને એ સ્ત્રીઓ પણ હરામ** (અવૈધ) છે જે કોઈ અન્યના નિકાહમાં હોય, સિવાય કે તે યુદ્ધમાં તમારા અધિકારમાં આવે. આ અલ્લાહનો આદેશ છે તમારા માટે. આના સિવાય જે સ્ત્રીઓ છે તે સૌ તમારા માટે હલાલ (વૈધ) છે, એ શરતે કે તમે પોતાના ધન વડે તેમના ઈચ્છુક બનો, તેમને નિકાહના બંધનમાં લઈને, ન કે વ્યભિચારના

રૂપે. પછી એ સ્ત્રીઓમાંથી જેમને તમે દાપત્ય-જીવનમાં લીધી તેમને તેમની નિર્ધારિત મહેર આપી દો, અને મહેર નિર્ધારિત કર્યા પછી જે તમે પરસ્પર રાજીખુશીથી સમજૂતી કરી હોય તો તેમાં કોઈ ગુનો નથી. નિઃશંક, અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે, (૨૫) અને તમારામાંથી જે વ્યક્તિ સામર્થ્ય ન ધરાવતો હોય કે સ્વતંત્ર મુસ્લિમ સ્ત્રીઓથી નિકાહ કરી શકે તો તેણે પોતાની એ દાસીઓમાંથી કોઈની સાથે નિકાહ કરી લેવા જોઈએ જે તમારા આધીન હોય અને ઈમાનવાળી હોય. અલ્લાહ તમારા ઈમાનને સારી રીતે જાણે છે, તમે પરસ્પર એક છો. બસ, તેમના માલિકોની સંમતિથી તેમના સાથે નિકાહ કરી લો અને સામાન્ય નિયમ અનુસાર તેમની મહેર અદા કરી દો, એ રીતે તેમને નિકાહના બંધનમાં લાવવામાં આવે, ન કે સ્વચ્છંદતાપૂર્વક વ્યભિચાર કરે અને ગુપચુપ અવૈધ સંબંધો બાંધે. પછી જ્યારે તે નિકાહના બંધનમાં આવી જાય અને તે પછી તે વ્યભિચાર કરે તો સ્વતંત્ર સ્ત્રીઓ માટે જે સજા છે તેનાથી અડધી સજા તેમના માટે છે. આ એ લોકો માટે છે જે તમારા પૈકી દુરાચારમાં પડવાની આશંકા રાખતો હોય, અને જો તમે સંયમથી કામ લો તો આ તમારા માટે વધારે ઉત્તમ છે, અને અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે.

(૨૬) અલ્લાહ ઇચ્છે છે કે તે તમારા માટે સ્પષ્ટ વર્ણન કરે અને તમને એ લોકોની પદ્ધતિઓનો નિર્દેશ કરે જે તમારા પહેલાં વિતી ચૂક્યા છે અને તમારા તરફ ધ્યાન આપે, અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે. (૨૭) અને અલ્લાહ ઇચ્છે છે કે તે તમારા પર ધ્યાન આપે અને જે લોકો પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરી રહ્યા છે, તેઓ ઇચ્છે છે કે તમે સન્માર્ગથી ખૂબ દૂર નીકળી જાઓ. (૨૮) અલ્લાહ ઇચ્છે છે કે તમારાં બોજને હળવો કરે, અને માનવીને દુર્બળ પેદા કરવામાં આવ્યો છે.

(૨૯) હે ઈમાનવાળાઓ ! પરસ્પર એક-બીજાની સંપત્તિ અનુચિત

(અવૈધ) રીતે ન ખાઓ, પરંતુ એ કે વેપાર થાય પરસ્પર રાજીખુશીથી, અને હત્યા ન કરો એક-બીજાની. નિઃસંદેહ, અલ્લાહ તમારા પર ખૂબ મહેરબાન છે. (૩૦) અને જે વ્યક્તિ વિદ્રોહ અને અત્યાચારપૂર્વક આવું કરશે, તેને અમે અવશ્ય આગમાં નાખીશું, અને આ અલ્લાહ માટે સરળ છે. (૩૧) જો તમે એ મોટા ગુનાઓ (પાપ)થી બચતા રહ્યા જેની તમને મનાઈ કરવામાં આવી છે, તો અમે તમારી નાની-નાની બૂરાઈઓને માફ કરી દઈશું, અને તમને પ્રતિષ્ઠિત જગ્યામાં દાખલ કરીશું. (૩૨) અને તમે એવી વસ્તુની કામના ન કરો, જેમાં અલ્લાહે તમારા પૈકી એક-બીજા પર શ્રેષ્ઠતા પ્રદાન કરી છે. પુરુષો માટે હિસ્સો છે પોતાની કમાણીનો અને સ્ત્રીઓ માટે હિસ્સો છે પોતાની કમાણીનો, અને અલ્લાહથી તેની કૃપા માંગો. નિઃસંદેહ, અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (૩૩) અને અમે માતા-પિતા અને સગાવહાલાંએ છોડેલ સંપત્તિમાંથી પ્રત્યેક માટે વારસદાર નિર્ધારિત કરી દીધા છે અને જેનાથી તમે કરાર કર્યો હોય, તો તેમને તેમનો હિસ્સો આપી દો. નિઃશંક, અલ્લાહની સામે છે દરેક વસ્તુ.

(૩૪) પુરુષ, સ્ત્રીઓ પર 'કવ્વામ' (સંરક્ષક) છે. એ કારણસર કે અલ્લાહે એકને બીજા પર વડપણ (વિશિષ્ટતા) આપેલ છે અને એ આધારે કે પુરુષે પોતાનું ધન ખર્ચ કર્યું. તેથી જે ભલી અને સુશીલ સ્ત્રીઓ છે તે આજ્ઞાંકિત, પીઠ પાછળ (પુરુષની ગેરહાજરીમાં) દેખરેખ રાખે છે જેનું સંરક્ષણ કરવાનું અલ્લાહે ઠરાવ્યું છે, અને જે સ્ત્રીઓ અંગે તમને બેવફાઈ અને અનિષ્ઠાની આશંકા હોય, તેમને સમજાવો અને તેમને તેમના બિસ્તરમાં એકલી છોડી દો અને તેમને સજા આપો. પછી જો તે તમારું આજ્ઞાપાલન કરે, તો તેમના વિરુદ્ધ આરોપનો માર્ગ ન શોધો. નિઃશંક, અલ્લાહ સૌના ઉપર છે, ખૂબ જ મહાન છે. (૩૫) અને જો તમને પતિ-પત્ની વચ્ચે સંબંધો ખરાબ થવાનો ભય હોય,

તો એક ન્યાયપ્રિય વ્યક્તિ પુરુષના સગામાંથી ઊભો કરો અને એક ન્યાયપ્રિય વ્યક્તિ સ્ત્રીના સગામાંથી ઊભો કરો. જો બંને સુધારણા કરવા ઇચ્છે, તો અલ્લાહ તેમના વચ્ચે મનમેળ કરી દેશે. નિઃસંદેહ, અલ્લાહ બધું જ જાણનાર, માહિતગાર છે.

(૩૬) અને અલ્લાહની ઈબાદત (ઉપાસના) કરો અને કોઈ વસ્તુને તેનો ભાગીદાર ન બનાવો, અને સદ્‌વ્યવહાર કરો માતા-પિતાની સાથે અને સગાવહાલાઓ સાથે અને અનાથો અને ગરીબો અને પાડોસી સગા સાથે અને અપરિચિત પાડોસી સાથે અને પાસે બસનારાઓ સાથે અને મુસાફરો સાથે અને જે તમારા આધીન હોય તેમના સાથે (દાસ-દાસીઓ, નોકર-ચાકરો સાથે). નિઃશંક, અલ્લાહ પસંદ કરતો નથી ઘમંડી અને બડાઈખોર લોકોને, (૩૭) જેઓ કંજૂસી કરે છે અને બીજાઓને પણ કંજૂસી શિખવાડે છે અને જે કંઈ અલ્લાહે તેમને પોતાની કૃપાથી પ્રદાન કર્યું છે તેને છુપાવે છે, અને અમે ઇન્કાર કરનારાઓ માટે અપમાનિત કરનાર યાતના તૈયાર કરી રાખી છે; (૩૮) અને જે લોકો પોતાનું ધન લોકોને દેખાડવા માટે ખર્ચ કરે છે તથા અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન નથી રાખતા, અને જેમનો સાથી શૈતાન બની જાય, તો તે ખૂબ જ ખરાબ સાથી છે. (૩૯) તેમને શું નુકસાન હતું જો તેઓ અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન લાવતા અને અલ્લાહે જે કંઈ પ્રદાન કરેલું છે તેમાંથી ખર્ચ કરતા, અને અલ્લાહ તેમનાથી સારી રીતે વાકેફ છે. (૪૦) નિઃશંક, અલ્લાહ કોઈના સાથે સહેજ પણ અન્યાય નહીં કરે, જો ભલાઈ હોય તો તેને બમણી વધારી દે છે અને પોતાની પાસેથી ખૂબ મોટું પુણ્ય પ્રદાન કરે છે.

(૪૧) પછી તે સમયે શું સ્થિતિ હશે, જ્યારે અમે દરેક ઉમ્મતમાંથી (સમુદાયમાંથી) એક સાક્ષી લાવીશું અને તમને પણ એ લોકો પર સાક્ષી

બનાવીને ઊભા કરીશું. (૪૨) એ લોકો જેમણે ઈન્કાર કર્યો અને પયગંબરની અવજ્ઞા કરી, તેઓ એ દિવસે કામના કરશે કે કાશ, (ધરતીમાં તેઓ સમાઈ જાય અને) ધરતી તેમના ઉપર બરાબર કરી દેવામાં આવે, અને તેઓ અલ્લાહથી કોઈ વાત છુપાવી નહીં શકે. (૪૩) હે ઈમાનવાળાઓ ! નમાઝના નજીક ન જાઓ જ્યારે તમે નશામાં હોવ, ત્યાં સુધી કે સમજવા લાગો જે તમે કહો છો, અને ન તે સમયે કે 'ગુસ્લ' (સ્નાન)ની આવશ્યકતા હોય, પરંતુ માર્ગમાંથી પસાર થતા હોવ, ત્યાં સુધી કે ગુસ્લ કરી લો; અને જો તમે બીમાર હોવ કે સફરમાં હોવ અથવા તમારા પૈકી કોઈ શૌચ કરીને આવે અથવા તમે સ્ત્રીઓથી સહવાસ કરીને આવ્યા હોવ, પછી તમને પાણી ન મળે, તો તમે પવિત્ર માટીથી 'તયમ્મુમ' કરી લો અને ચહેરા અને હાથો પર હાથ ફેરવી લો. નિઃશંક, અલ્લાહ માફ કરવાવાળો, ક્ષમાશીલ છે.

(૪૪) શું તમે એ લોકોને નથી જોયા, જેમને ગ્રંથનો એક ભાગ આપવામાં આવ્યો હતો. તેઓ પથભ્રષ્ટતા ખરીદી રહ્યા છે અને ઈચ્છે છે કે તમે પણ માર્ગથી ભટકી જાઓ. (૪૫) અલ્લાહ તમારા દુશ્મનોને સારી રીતે જાણે છે, અને તે પૂરતો છે સમર્થન માટે અને તે પૂરતો છે સહાયતા માટે. (૪૬) યહૂદીઓમાંથી એક જૂથ વાતને તેના મૂળ સ્થાનથી હટાવી દે છે અને કહે છે કે અમે સાંભળ્યું અને માન્યું નહીં, અને કહે છે કે સાંભળો અને તમને સંભળાવવામાં ન આવે. તેઓ પોતાની જીભને તોડી-મરોડીને કહે છે 'રાઈના' દીન (ધર્મ)માં દોષ કાઢવા માટે, અને જો તેઓ કહેતા કે અમે સાંભળ્યું અને અમારા તરફ ધ્યાન આપો, તો આ તેમના માટે વધારે સારું અને યોગ્ય હોત, પરંતુ અલ્લાહે તેમનાં ઈન્કારના કારણે તેમના પર ફિટકાર કરી દીધી છે. બસ, તેઓ ઈમાન લાવશે, પરંતુ ઘણા ઓછા.

(૪૭) હે લોકો, જેમને ગ્રંથ આપવામાં આવ્યો ! એના પર ઈમાન લાવો,

જે અમે અવતરિત કરેલ છે, પુષ્ટિ કરવાવાળો એ ગ્રંથની જે તમારા પાસે છે, એના પહેલા કે અમે ચહેરાઓને નષ્ટ કરી નાખીએ, પછી તેને ઊલટાવી દઈએ પીઠની તરફ અથવા તેમના પર ફિટકાર કરીએ, જે રીતે અમે ફિટકાર કરી 'સબ્ત' (શનિવાર)વાળાઓ પર, અને અલ્લાહનો આદેશ લાગુ થઈને રહે છે. (૪૮) નિઃસંદેહ, અલ્લાહ તેને માફ નહીં કરે કે તેના સાથે કોઈને ભાગીદાર બનાવવામાં આવે. પરંતુ તેના સિવાય જે કંઈ છે તેને તે જેના માટે ઈચ્છશે, માફ કરી દેશે, અને જેણે અલ્લાહ સાથે ભાગીદાર ઠરાવ્યો, તેણે ભયંકર મોટા પાપનું આચરણ કર્યું. (૪૯) શું તમે જોયો તેને, જેઓ પોતાને પવિત્ર કહે છે ? બલ્કે અલ્લાહ જ પવિત્ર કરે છે જેને ઈચ્છે છે, અને તેમના ઉપર સહેજ પણ અત્યાચાર નહીં થાય. (૫૦) જુઓ, આ લોકો અલ્લાહ વિશે કેવું જૂઠ ઘડી રહ્યા છે ? અને સ્પષ્ટ ગુનો હોવા માટે આ જ પર્યાપ્ત છે.

(૫૧) શું તમે એ લોકોને નથી જોયા, જેમને ગ્રંથનો અમુક ભાગ મળ્યો હતો ? તેઓ 'જિબ્ત' (જાદૂ, કાલ્પનિક વસ્તુઓ વગેરે) અને 'તાગૂત' (શૈતાની શક્તિઓ અને ગંદી-દુષ્ટ આત્માઓ વગેરે)ને માને છે અને ઈન્કાર કરનારાઓ વિશે કહે છે કે તેઓ મુસલમાનોથી વધારે સાચા માર્ગ પર છે. (૫૨) આ જ એ લોકો છે, જેના પર અલ્લાહ ફિટકાર કરી છે અને જેના પર અલ્લાહ ફિટકાર કરે, તમને તેનો કોઈ મદદગાર નહીં મળે. (૫૩) શું અલ્લાહની સત્તા અને સાર્વભૌમત્વમાં કંઈક તેમનો પણ હસ્તક્ષેપ છે ? (જો એવું હોય તો) પછી તેઓ લોકોને એક તસુ બરાબર પણ ન આપે. (૫૪) શું તેઓ લોકોની ઈર્ષ્યા કરી રહ્યા છે, એ કારણસર કે જે અલ્લાહે તેમને પોતાની કૃપાથી આપ્યું છે ? બસ, અમે ઈબ્રાહીમના વંશજોને ગ્રંથ અને તત્ત્વદર્શિતા પ્રદાન કરી છે અને અમે તેમને એક મોટું રાજ્ય પણ આપી દીધું.

(૫૫) તેમના પૈકી કોઈએ તેને માન્યું અને કોઈ રોકાઈ રહ્યો, અને એવા

લોકો માટે નર્કની ભડકે બળતી આગ પર્યાપ્ત છે. (૫૬) નિઃસંદેહ, જે લોકોએ અમારી નિશાનીઓનો ઇન્કાર કર્યો, તેમને અમે તીવ્ર આગમાં નાખીશું. જ્યારે તેમના શરીરની ચામડી બળી જશે, તો અમે તેમની ચામડીને બદલીને બીજી પેદા કરી દઈશું, જેથી તેઓ યાતનાનો સ્વાદ ચાખતા રહે. નિઃશંક, અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૫૭) અને જે લોકો ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા, તેમને અમે બગીચાઓમાં દાખલ કરીશું, જેના નીચે નહેરો વહેતી હશે. તેમાં તેઓ હંમેશા રહેશે, ત્યાં તેમના માટે પવિત્ર-સુશીલ પત્નીઓ હશે, અને અમે તેમને ઘટાદાર છાંયડામાં રાખીશું.

(૫૮) અલ્લાહ તમને આદેશ આપે છે કે અમાનતો તેમના હકદારોને પહોંચાડી દો, અને જ્યારે લોકો દરમ્યાન નિર્ણય કરો તો ન્યાયની સાથે નિર્ણય કરો. અલ્લાહ સારી શિખામણ આપે છે તમને. નિઃશંક, અલ્લાહ સાંભળનાર, જોવાવાળો છે. (૫૯) હે ઈમાનવાળાઓ ! અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને રસૂલ (ઈશદૂત)નું આજ્ઞાપાલન કરો અને પોતાના અધિકાર-પ્રાપ્ત લોકોનું આજ્ઞાપાલન કરો. ત્યારબાદ જો તમારા દરમ્યાન કોઈ વસ્તુમાં મતભેદ થઈ જાય, તો તેને અલ્લાહ અને રસૂલ તરફ ફેરવી દો, જો તમે અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન રાખો છો આ વાત સારી પણ છે અને તેનું પરિણામ પણ સારું છે. (૬૦) શું તમે એ લોકોને નથી જોયા, જેઓ દાવો કરે છે કે તેઓ ઈમાન લાવ્યા છે તેના પર જે અવતરિત કરવામાં આવ્યું છે તમારા તરફ અને જે અવતરિત કરવામાં આવ્યું છે તમારાથી પહેલાં. તેઓ ઇચ્છે છે કે વિવાદને લઈ જવામાં આવે શૈતાન તરફ, જ્યારે કે તેમને આદેશ આપી દેવામાં આવ્યો છે કે તેને ન માને, અને શૈતાન ઇચ્છે છે કે તેમને બહેકાવીને દૂર નાખી દે, (૬૧) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, અલ્લાહે અવતરિત કરેલ ગ્રંથ તરફ અને રસૂલ તરફ, તો તમે જોશો કે મુનાફિકો

(કપટાચારીઓ) તમારાથી દૂર ભાગે છે. (૬૨) પછી તે વખતે શું થશે જ્યારે તેમનાં પોતાના હાથોએ લાવેલ મુસીબત તેમના ઉપર આવી પડશે ? તે વખતે આ લોકો તમારા પાસે સોગંદો ખાતા આવશે કે અલ્લાહના સોગંદ ! અમારો તો કેવળ ભલાઈ અને મેળમેળાપનો આશય હતો. (૬૩) તેમનાં હૃદયમાં જે કંઈ છે અલ્લાહ તેનાથી સારી રીતે વાકેફ છે. બસ, તમે તેની ઉપેક્ષા કરો અને તેમને શિખામણ આપો અને તેમને એવી વાત કહો જે તેમનાં હૃદયમાં ઉતરી જાય.

(૬૪) અને અમે જે રસૂલ મોકલ્યો, એટલા માટે મોકલ્યો કે અલ્લાહની આજ્ઞાથી તેનું અનુસરણ કરવામાં આવે, અને જો તેઓ, જેમણે પોતાનું ખરાબ કર્યું હતું, તમારા પાસે આવતા અને અલ્લાહથી માફી ઇચ્છતા અને રસૂલ પણ તેમના માટે માફી ઇચ્છતો, તો ચોક્કસ તેઓ અલ્લાહને ક્ષમાશીલ, દયાળુ જોતા. (૬૫) બસ, તારા રબના સોગંદ ! તેઓ કદાપિ ઈમાનવાળા નથી હોઈ શકતા, જ્યાં સુધી તેઓ પોતાના પારસ્પારિક ઝઘડાઓમાં તમને નિર્ણાયક ન માની લે. પછી જે નિર્ણય તમે કરો તેના પર તેઓ પોતાના મનમાં કોઈ તંગી ન અનુભવે અને તેને રાજીખુશીથી કબૂલ કરી લે, (૬૬) અને જો અમે તેમને આદેશ આપતા કે પોતાની હત્યા કરી નાખો અથવા પોતાના ઘરોમાંથી નીકળી પડો, તો તેમનામાંથી થોડાંક જ લોકો તેના પર અમલ કરતા, અને આ લોકો એવું કરતા જેની તેમને શિખામણ આપવામાં આવે છે, તો તેમના માટે આ વાત ઉત્તમ અને ઈમાન પર અડગ રાખનાર હોત; (૬૭) અને તે વખતે અમે તેમને અમારા પાસેથી મોટું વળતર આપતા, (૬૮) અને તેમને સન્માર્ગ દેખાડતા, (૬૯) અને જે અલ્લાહ અને તેના રસૂલનું અનુસરણ કરશે, તે એ લોકોની સાથે હશે જેમને અલ્લાહે ઇનામથી નવાજ્યા છે, અર્થાત્ પયગંબરો, સિદ્દીકો (સત્યનિષ્ઠો) અને શહીદો અને સદાચારીઓ. કેવી સારી છે તેમની

સંગત ! (૭૦) આ કૃપા છે અલ્લાહ તરફથી અને અલ્લાહનું જ્ઞાન પર્યાપ્ત છે.

(૭૧) હે ઈમાનવાળાઓ ! પોતાના માટે સાવધાની કરી લો, પછી નીકળો અલગ-અલગ અથવા એકત્ર થઈને, (૭૨) અને તમારામાંથી કોઈ એવો છે જે વાર કરી નાખે છે. પછી જો કોઈ મુસીબત તમને પહોંચે છે તો કહે છે કે અલ્લાહે મારા પર મહેરબાની કરી કે હું તેમના સાથે ન હતો, (૭૩) અને જો તમને અલ્લાહની કોઈ કૃપા પ્રાપ્ત થાય છે તો કહે છે, જાણે તમારા અને તેના વચ્ચે પ્રેમનો કોઈ સંબંધ જ નથી, કે કાશ ! હું પણ તેમના સાથે હોત, તો મોટી સફળતા પ્રાપ્ત કરતો. (૭૪) હવે એ લોકોએ અલ્લાહના માર્ગમાં લડવું જોઈએ જેઓ આખિરતના બદલામાં દુનિયાનું જીવન વેચી નાખે છે, અને જે વ્યક્તિ અલ્લાહના માર્ગમાં લડે, પછી માર્યો જાય અથવા વર્ચસ્વ પ્રાપ્ત કરે, તો અમે તેને મોટું વળતર આપીશું, (૭૫) અને તમને શું થઈ ગયું કે તમે નથી લડતા અલ્લાહના માર્ગમાં અને એ અશક્ત-અસમર્થ પુરુષો અને સ્ત્રીઓ અને બાળકો માટે, જેઓ કહે છે કે હે અલ્લાહ ! અમને આ વસ્તીમાંથી બહાર કાઢ, જેના રહેવાસીઓ અત્યાચારી છે અને અમારા માટે પોતાના પાસેથી કોઈ સમર્થક પેદા કરી દે અને અમારા માટે પોતાના પાસેથી કોઈ મદદગાર ઊભો કરી દે. (૭૬) જે લોકો ઈમાનવાળા છે તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે અને જેઓ કાફિર છે તેઓ શૈતાનના માર્ગમાં લડે છે. બસ, તમે શૈતાનના સાથીઓ સામે લડો. નિઃશંક, શૈતાનની ચાલબાજી ખૂબ જ કમજોર છે.

(૭૭) શું તમે એ લોકોને નથી જોયા, જેમને કહેવામાં આવ્યું હતું કે પોતાનાં હાથ રોકી રાખો અને નમાઝની સ્થાપના કરો અને ઝકાત આપો. પછી જ્યારે તેમને લડાઈનો આદેશ આપવામાં આવ્યો, તો તેમના પૈકી એક જૂથ મનુષ્યોથી એવી રીતે ડરવા લાગ્યું જે રીતે અલ્લાહથી ડરવું જોઈએ, અથવા તેનાથી પણ વધારે. તેઓ કહે છે : હે અમારા માલિક ! તેં અમારા પર લડાઈ કેમ અનિવાર્ય

કરી દીધી ? કેમ ન છોડી રાખ્યા અમને થોડી વધારે મુદ્દત સુધી ? કહી દો કે દુનિયાનો ફાયદો થોડો જ છે અને આખિરત (પરલોક) વધારે ઉત્તમ છે તેના માટે જે અલ્લાહથી ડરે અને સંયમ દાખવે, અને તમારા સાથે સહેજ પણ અત્યાચાર કરવામાં નહીં આવે; (૭૮) અને તમે જ્યાં પણ હશો, મૃત્યુ તમને પામી લેશે, ચાહે તમે મજબૂત કિલ્લાઓમાં હોવ. જો તેમને કોઈ ભલાઈ પહોંચે છે તો તેઓ કહે છે કે આ અલ્લાહ તરફથી છે અને જો તેમને કોઈ બૂરાઈ પહોંચે છે તો તેઓ કહે છે કે આ તમારા કારણે છે. કહી દો કે બધું જ અલ્લાહ તરફથી છે. આ લોકોને શું થઈ ગયું છે કે કોઈ વાત જ સમજતા નથી. (૭૯) તમને જે ભલાઈ પહોંચે છે તે અલ્લાહ તરફથી પહોંચે છે અને તમને જે બૂરાઈ પહોંચે છે તે તમારા પોતાના કારણે છે, અને અમે તમને મનુષ્યો તરફ પયગંબર બનાવીને મોકલ્યા છે અને અલ્લાહની સાક્ષી પૂરતી છે.

(૮૦) જેણે રસૂલ (ઈશદૂત)નું આજ્ઞાપાલન કર્યું તેણે અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું અને જેણે અવગણના કરી તો અમે તેમના ઉપર તમને નિરીક્ષક બનાવીને નથી મોકલ્યા, (૮૧) અને આ લોકો કહે છે કે અમને કબૂલ છે. પછી જ્યારે તમારા પાસેથી નીકળે છે તો તેમનામાંથી એક જૂથ તેના વિરુદ્ધ વિચાર-વિમર્શ કરે છે, જે તે કહી ચૂક્યું હતું, અને અલ્લાહ તેમની ગુપચુપ વાતોને લખી રહ્યો છે. બસ, તમે તેમની ઉપેક્ષા કરો અને અલ્લાહ પર ભરોસો કરો, અને અલ્લાહ ભરોસા માટે પૂરતો છે. (૮૨) શું આ લોકો કુર્આન ઉપર ચિંતન-મનન નથી કરતા ? જો તે અલ્લાહ સિવાય કોઈ અન્ય તરફથી હોત, તો તેઓ તેના અંદર વિરોધાભાસ જોતા, (૮૩) અને જ્યારે તેમને કોઈ વાત શાંતિ કે ભયની પહોંચે છે, તો તેઓ તેને ફેલાવી દે છે, અને જો તેઓ તેને રસૂલ (ઈશદૂત) સુધી અથવા પોતાના જવાબદાર લોકો સુધી પહોંચાડતા, તો તેમના પૈકી જે લોકો તપાસ કરવાવાળા છે, તેઓ તેની હકીકત જાણી લેતા,

અને જો તમારા પર અલ્લાહની મહેરબાની અને તેની દયા ન હોત, તો થોડાંક લોકો સિવાય તમે-સૌ શૈતાનની પાછળ લાગી જતા.

(૮૪) બસ, લડો અલ્લાહના માર્ગમાં. તમારા ઉપર તમારી જાત સિવાય કોઈની જવાબદારી નથી અને ઈમાનવાળાઓને પ્રોત્સાહિત કરો. આશા છે કે અલ્લાહ કાફિરો (ઇન્કાર કરનારાઓ)નું જોર તોડી નાખે, અને અલ્લાહ અત્યંત શક્તિશાળી અને ઘણી કઠોર સજા આપનાર છે. (૮૫) જે વ્યક્તિ કોઈ સારી અને ભલી વાત વિશે કહેશે, તેના માટે તેમાંથી હિસ્સો છે અને જે વ્યક્તિ તેના વિરોધમાં કહેશે, તેના માટે તેમાંથી હિસ્સો છે, અને અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે. (૮૬) અને જ્યારે કોઈ તમને દુઆ આપે, તો તમે પણ દુઆ આપો તેનાથી વધારે સારી અથવા પાછી વાળીને એવી જ કહી દો. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુનો હિસાબ લેવાવાળો છે. (૮૭) અલ્લાહ જ ઉપાસ્ય છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે તમને સૌને કયામતના દિવસે એકત્ર કરશે, જેના આવવામાં કોઈ સંદેહ નથી, અને અલ્લાહની વાતથી વધારે સાચી વાત બીજા કોની હોઈ શકે છે ?

(૮૮) પછી તમને શું થઈ ગયું છે કે તમે મુનાફિકો (દંભીઓ)ના મામલામાં બે પક્ષ બની ગયા છો ? જો કે અલ્લાહે તેમના કૃત્યોના કારણે તેમને ઊલટા ફેરવી દીધા છે. શું તમે તેમને માર્ગ પર લાવવાનું ઇચ્છો છો, જેમને અલ્લાહે ભટકાવી દીધા છે ? અને જેને અલ્લાહ ભટકાવી દે, તમે કદાપિ તેના માટે કોઈ માર્ગ પામી શકતા નથી. (૮૯) તેઓ ઇચ્છે છે કે જે રીતે તેમણે ઇન્કાર કર્યો છે, તમે પણ ઇન્કાર કરો, જેથી તમે-સૌ સમાન થઈ જાઓ. બસ, તેમના પૈકી કોઈને તમે મિત્ર ન બનાવો, જ્યાં સુધી તેઓ અલ્લાહના માર્ગમાં હિજરત ન કરે. પછી જો તેઓ કબૂલ ન કરે તો તેમને પકડો અને જ્યાં પણ તેમને જુઓ, તેમને કતલ કરો અને તેમનામાંથી કોઈને સાથી અને સહાયક ન બનાવો.

(૯૦) પરંતુ એ લોકો, જેનો સંબંધ કોઈ એવી જાતિથી હોય, જેમના સાથે તમારી સંધિ છે, અથવા એ લોકો જેઓ તમારા પાસે એ સ્થિતિમાં આવે કે તેમની છાતીઓ તંગ થઈ રહી હોય તમારી લડાઈથી (અર્થાત્ તમારા સાથે યુદ્ધ કરવા ન માગતા હોય) અને પોતાની જાતિની લડાઈથી, અને અલ્લાહ ઈચ્છતો તો તેમને તમારા ઉપર વર્ચસ્વ આપી દેતો તો તેઓ અવશ્ય તમારાથી લડતા, બસ જો તેઓ તમારાથી દૂર રહે અને તમારાથી યુદ્ધ ન કરે અને તમારા સાથે સુલેહનું વલણ રાખે, તો અલ્લાહ તમને પણ તેમના વિરુદ્ધ કોઈ પગલાંની પરવાનગી આપતો નથી. (૯૧) બીજા કેટલાક એવા લોકો પણ તમને જોવા મળશે, જેઓ ઈચ્છે છે કે તમારા સાથે પણ શાંતિપૂર્વક રહે અને પોતાની જાતિ સાથે પણ શાંતિપૂર્વક રહે. જ્યારે તેમને કોઈ ઉપદ્રવની તક મળે છે તો તેઓ તેમાં કૂદી પડે છે. આવા લોકો જો તમારા સાથે એકાગ્ર ન રહે અને તમારા સાથે સુલેહનું વલણ ન દાખવે અને પોતાના હાથ ન રોકે, તો તમે તેમને પકડો અને તેમને કતલ કરો, જ્યાં તમને જોવા મળે. આ લોકો છે જેમના વિરુદ્ધ અમે તમને સ્પષ્ટ પ્રમાણ આપ્યું છે.

(૯૨) અને મોમિનનું કામ એ નથી કે તેઓ મોમિનની હત્યા કરે, પરંતુ એ કે ભૂલથી આવું થઈ જાય, અને જે વ્યક્તિ કોઈ મોમિનની ભૂલથી હત્યા કરી નાખે, તો તે એક મોમિન ગુલામને આઝાદ કરે અને જેની હત્યા થઈ છે તેના વારસદારોને 'ખૂંબહા' (હત્યાનો અર્થદંડ, Blood Money) આપે, સિવાય કે તે માફ કરી દે. પછી જેની હત્યા થઈ છે તે કોઈ એવી જાતિમાંથી હતો જે તમારો દુશ્મન છે અને તે સ્વયં મોમિન હતો, તો તે એક મોમિન ગુલામને આઝાદ કરે, અને જો તે એવી જાતિમાંથી હતો કે તમારા અને તેના દરમ્યાન સંધિ છે, તો તે તેના વારસદારોને 'ખૂંબહા' આપે અને એક મોમિન ગુલામને આઝાદ કરે. પછી જે અસમર્થ હોય તે લગાતાર બે મહિનાના રોઝા

રાખે. આ તૌબા (પ્રાયશ્ચિત) છે અલ્લાહ તરફથી, અને અલ્લાહ જાણવાવાળો, ડહાપણવાળો છે, (૯૩) અને જે વ્યક્તિ કોઈ મોમિનને જાણીજોઈને કતલ કરે, તો તેની સજા જહન્નમ છે, જેમાં તે હંમેશા રહેશે અને તેના પર અલ્લાહનો પ્રકોપ અને તેની ફિટકાર છે, અને અલ્લાહે તેના માટે મોટી યાતના તૈયાર કરી રાખી છે.

(૯૪) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે યાત્રા કરો અલ્લાહના માર્ગમાં, તો બરાબર તપાસ કરવાનું રાખો અને જે વ્યક્તિ તમને સલામ (શાંતિની કામના) કરે તેને એમ ન કહો કે તું ઈમાનવાળો નથી. તમે સાંસારિક જીવનની સામગ્રી ચાહો છો, તો અલ્લાહની પાસે પુષ્કળ માલે-ગનીમત (ઉત્તમ વસ્તુઓ) છે. તમે પણ અગાઉ આવા જ હતા. પછી અલ્લાહે તમારા પર કૃપા કરી, તો તપાસ કરવાનું રાખો. જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેનાથી માહિતગાર છે. (૯૫) સમાન નથી હોઈ શકતા અકારણ બેસી રહેનાર ઈમાનવાળા અને એ ઈમાનવાળા જેઓ અલ્લાહના માર્ગમાં લડવાવાળા છે પોતાના ધન અને પોતાના પ્રાણથી. પ્રાણ અને ધન વડે જિહાદ (યુદ્ધ) કરવાવાળાઓનો દરજ્જો ઉચ્ચ છે. અલ્લાહે તેમને બેસી રહેનારાઓની તુલનામાં ઉચ્ચ કરી રાખ્યા છે, અને પ્રત્યેકને અલ્લાહે ભલાઈનું વચન આપી રાખ્યું છે, અને અલ્લાહે જિહાદ કરનારાઓને બેસી રહેનારાઓ પર મહાન વળતરમાં શ્રેષ્ઠતા પ્રદાન કરી છે. (૯૬) તેમના માટે અલ્લાહ તરફથી મોટા દરજ્જાઓ છે અને માફી અને દયા છે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૯૭) જે લોકો પોતાનું ખરાબ કરી રહ્યા છે, જ્યારે ફરિશ્તાઓ તેમનાં પ્રાણ કાઢશે, તો તેઓ તેમને પૂછશે કે તમે કેવી સ્થિતિમાં હતા ? તેઓ કહેશે કે અમે ધરતીમાં વિવશ હતા. ફરિશ્તાઓ કહેશે કે શું અલ્લાહની ધરતી વિશાળ ન હતી કે તમે વતન છોડીને ત્યાંથી નીકળી જતા ? આ એ લોકો છે, જેમનું

ઠેકાણું જહન્નમ છે અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે. (૯૮) પરંતુ એ વિવશ પુરુષો અને સ્ત્રીઓ અને બાળકો, જેઓ કોઈ ઉપાય નથી કરી શકતા અને ન કોઈ રસ્તો તેમને મળે છે, (૯૯) આ લોકો, આશા છે કે અલ્લાહ એમને માફ કરી દેશે, અને અલ્લાહ માફ કરવાવાળો, ક્ષમાશીલ છે; (૧૦૦) અને જે કોઈ અલ્લાહના માર્ગમાં વતન છોડશે, તે ધરતીમાં ઘણાં ઠેકાણાઓ અને ખૂબ વિશાળતાને પામશે અને જે વ્યક્તિ પોતાના ઘરથી અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત) તરફ હિજરત કરીને નીકળે, પછી તેને મૃત્યુ આવી જાય, તો તેનું વળતર અલ્લાહને ત્યાં નિશ્ચિત થઈ ચૂક્યું અને અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે.

(૧૦૧) અને જ્યારે તમે ધરતીમાં યાત્રા કરો, તો તમારા પર કોઈ ગુનો નથી કે તમે નમાઝમાં કમી કરી લો, જો તમને ડર હોય કે ઈન્કાર કરનારાઓ તમને પરેશાન કરશે. નિઃશંક, ઈન્કાર કરનારાઓ તમારા ખુલ્લા દુશ્મન છે. (૧૦૨) અને જ્યારે તમે ઈમાનવાળાઓ દરમ્યાન હોવ (યુદ્ધની સ્થિતિમાં) અને તેમના માટે નમાઝ પઢાવવા ઊભા થાઓ, તો તેમનો એક સમૂહ તમારા સાથે ઊભો થાય અને તે પોતાના હથિયારો સાથે રાખે. હવે જ્યારે તેઓ સિજદો કરી લે તો તેઓ તમારા પાસેથી હટી જાય અને બીજો સમૂહ આવે, જેણે હજુ નમાઝ નથી પઢી અને તેઓ તમારા સાથે નમાઝ પઢે, અને તે પણ પોતાની સુરક્ષાનો સામાન અને હથિયાર સાથે રાખે. ઈન્કાર કરનારા લોકો ઈચ્છે છે કે તમે પોતાનાં હથિયારો અને સામાનથી કોઈપણ રીતે ગાફેલ થઈ જાઓ, તો તઓ તમારા પર એકાએક તૂટી પડે; અને તમારા પર કોઈ ગુનો નથી જો તમને વર્ષાના કારણે કષ્ટ પડે અથવા તમે બીમાર હોવ, તો પોતાના શસ્ત્રો .તારી દો અને પોતાના બચાવનો સામાન સાથે રાખો. નિઃશંક, અલ્લાહે ઈન્કાર કરનારાઓ માટે અપમાનિત કરનાર યાતના તૈયાર રાખી છે. (૧૦૩) બસ, જ્યારે તમે નમાઝ અદા કરી લો તો અલ્લાહને યાદ કરો ઊભા અને બેઠાં અને

સૂતાં. પછી જ્યારે શાંતિની સ્થિતિ થઈ જાય તો નમાઝની સ્થાપના કરો. નિઃશંક, નમાઝ ઈમાનવાળાઓ પર નિયત સમયોની સાથે ફર્ઝ (અનિવાર્ય) છે. (૧૦૪) અને જાતિનો પીછો કરવાથી હિંમત ન હારો. જો તમે દુઃખ ઉઠાવો છો, તો તેઓ પણ તમારી જેમ દુઃખ ઉઠાવે છે અને તમે અલ્લાહથી એ અપેક્ષા રાખો છો, જે અપેક્ષા તેઓ નથી રાખતા, અને અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે.

(૧૦૫) નિઃસંદેહ, અમે આ ગ્રંથ તમારા તરફ સત્યની સાથે અવતરિત કર્યો છે, જેથી તમે લોકો દરમ્યાન તેના અનુસાર નિર્ણય કરો, જે અલ્લાહે તમને બતાવેલ છે, અને કપટી-વિશ્વાસઘાતી લોકો તરફથી ઝઘડો કરવાવાળા ન બનો, (૧૦૬) અને અલ્લાહથી માફી માંગો. નિઃશંક, અલ્લાહ માફ કરનાર, મહેરબાન છે, (૧૦૭) અને તમે એ લોકો તરફથી ઝઘડો ન કરો, જેઓ પોતાની સાથે જ અપ્રમાણિકતા આચરી રહ્યા છે. અલ્લાહ એવા વ્યક્તિને પસંદ કરતો નથી, જે અપ્રમાણિક અને ગુનેગાર હોય. (૧૦૮) તેઓ મનુષ્યોથી લજ્જિત થાય છે અને અલ્લાહથી લજ્જિત નથી થતા, જ્યારે કે તે તેમના સાથે હોય છે જ્યારે તેઓ ગુપચુપ મસલતો કરે છે એ વાતની જેનાથી અલ્લાહ રાજી નથી, અને જે કંઈ તેઓ કરે છે અલ્લાહ તેનાથી સારી રીતે વાકેફ છે.

(૧૦૯) તમે લોકોએ દુનિયાના જીવનમાં તો તેમના તરફથી ઝઘડો કરી લીધો, પરંતુ કયામતના દિવસે કોણ તેમના માટે અલ્લાહથી ઝઘડો કરશે અથવા કોણ હશે તેમનું કામ બનાવનાર ? (૧૧૦) અને જે વ્યક્તિ બૂરાઈ કરે અથવા પોતાના પર અત્યાચાર કરે, પછી અલ્લાહથી માફી માંગે તો તે અલ્લાહને માફ કરનાર, દયાળુ જોશે. (૧૧૧) અને જે વ્યક્તિ કોઈ ગુનો કરે છે, તો તે પોતાના માટે જ કરે છે અને અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે. (૧૧૨) અને જે વ્યક્તિ કોઈ ભૂલ કે ગુનો કરે, પછી તેનો આરોપ કોઈ નિર્દોષ પર નાખી દે, તો

તેણે એક મોટો આરોપ અને ખુલ્લો ગુનો પોતાના માથે લઈ લીધો. (૧૧૩) અને જો તમારા પર અલ્લાહની કૃપા અને તેની દયા ન હોત, તો તેમનામાંથી એક જૂથે તો એ નિર્ધાર કરી લીધો હતો કે તેઓ તમને બહેકાવીને રહેશે. જો કે તેઓ પોતાને જ બહેકાવી રહ્યા હતા. તેઓ તમારું કંઈ જ બગાડી શકતા નથી, અને અલ્લાહે તમારા પર ગ્રંથ અને તત્ત્વદર્શિતા અવતરિત કર્યા છે અને તમને એ વસ્તુ શિખવાડી છે, જેને તમે જાણતા ન હતા, અને અલ્લાહની તમારા મોટી કૃપા છે.

(૧૧૪) તેમની મોટાભાગની ગુપચુપ વાતોમાં કોઈ ભલાઈ નથી. ભલાઈવાળી ગુપચુપ વાતો કેવળ એમની હોય છે જેઓ સદકા (દાન) કરવાનું કહે અથવા કોઈ સારું કાર્ય કરવાનું કહે અથવા લોકોમાં સુલેહ કરવાનું કહે. જે વ્યક્તિ અલ્લાહની પ્રસન્નતા માટે આવું કરે, તો અમે તેને મોટું વળતર પ્રદાન કરીશું. (૧૧૫) પરંતુ જે વ્યક્તિ રસૂલ (ઈશદૂત)નો વિરોધ કરશે અને ઈમાનવાળાઓના માર્ગ સિવાય કોઈ અન્ય માર્ગ પર ચાલશે, જ્યારે કે તેના પર માર્ગ પ્રશસ્ત થઈ ચૂક્યો હતો, તો તેને અમે એ જ તરફ ચલાવીશું જે તરફ તે સ્વયં ફરી ગયો અને તેને નર્કમાં દાખલ કરીશું અને તે ખરાબ ઠેકાણું છે.

(૧૧૬) નિઃશંક, અલ્લાહ તેને માફ નહીં કરે કે તેનો (અર્થાત્ અલ્લાહનો) ભાગીદાર ઠરાવવામાં આવે અને તેના સિવાય અન્ય ગુનાઓને માફ કરી દેશે જેના માટે તે ઇચ્છશે, અને જેણે અલ્લાહનો ભાગીદાર ઠરાવ્યો તે બહેકીને ખૂબ દૂર જઈ પડ્યો. (૧૧૭) તેઓ અલ્લાહને છોડીને પોકારે છે દેવીઓને અને તેઓ પોકારે છે વિદ્રોહી શૈતાનને. (૧૧૮) તેમના પર અલ્લાહે ફિટકાર કરી છે, અને શૈતાને કહ્યું હતું કે હું તારા બંદાઓમાંથી એક નિશ્ચિત ભાગ લઈને રહીશ. (૧૧૯) હું તેમને બહેકાવીશ અને તેમને આશાઓ અપાવીશ અને તેમને સમજાવીશ, તો તેઓ ચોપગા (પશુઓ)ના કાન ચીરશે અને તેમને

સમજાવીશ, તો તેઓ અલ્લાહની રચનાને બદલશે, અને જે વ્યક્તિ અલ્લાહ સિવાય શૈતાનને પોતાનો મિત્ર બનાવશે, તો તે ખુલ્લા નુકસાનમાં પડી ગયો. (૧૨૦) તે તેમને વચન આપે છે અને તેમને આશાઓ અપાવે છે અને શૈતાનના તમામ વચનો ફરેબ સિવાય બીજું કંઈ નથી. (૧૨૧) આવા લોકોનું ઠેકાણું નર્ક છે અને તેઓ તેનાથી બચવાનો કોઈ માર્ગ નહીં પામે, (૧૨૨) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા તેમને અમે એવા બાગોમાં દાખલ કરીશું જેના નીચે નહેરો વહી રહી હશે. અલ્લાહનું વચન સાચું છે અને અલ્લાહથી વધારે કોણ પોતાની વાતમાં સાચું હશે.

(૧૨૩) ન તમારી ઈચ્છાઓ પર અને ન ગ્રંથવાળાઓની ઈચ્છાઓ પર. જે કોઈપણ બૂરાઈ કરશે તેનો બદલો પ્રાપ્ત કરશે, અને તેને નહીં મળે અલ્લાહ સિવાય પોતાનો કોઈ સમર્થક અને ન મદદગાર, (૧૨૪) અને જે વ્યક્તિ કોઈ સદ્કાર્ય કરશે, ચાહે પુરુષ હોય કે સ્ત્રી, એ શરતે કે તે ઈમાનવાળા હોય, તો એવા લોકો સ્વર્ગમાં દખાલ થશે, અને તેમના સાથે સહેજ પણ અન્યાય કે અત્યાચાર નહીં થાય.

(૧૨૫) અને તેનાથી વધારે સારો કોનો દીન (ધર્મ) છે જે પોતાનો ચહેરો અલ્લાહ સમક્ષ ઝુકાવી દે અને તે સત્કર્મી હોય, અને તે ઈબ્રાહીમના દીન (ધર્મ) પર ચાલે, જે એકાગ્રચિત્ત હતો અને અલ્લાહે ઈબ્રાહીમને પોતાનો મિત્ર બનાવી લીધો હતો, (૧૨૬) અને અલ્લાહનું છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને અલ્લાહે દરેક વસ્તુને ઘેરામાં લઈ રાખી છે.

(૧૨૭) અને લોકો તમને સ્ત્રીઓ વિશે આદેશ પૂછે છે. કહી દો કે અલ્લાહ તમને તેમના વિશે આદેશ આપે છે અને એ આયત પણ જે તમને ગ્રંથમાંથી એ અનાથ સ્ત્રીઓ વિશે વાંચીને સંભળાવવામાં આવે છે, જેમને તમે એ નથી આપતા જે તેમના માટે લખવામાં આવેલ છે અને ઈચ્છો છો કે તેમને નિકાહ

(ના બંધન)માં લઈ આવો, અને જે આયત અશક્ત-અસમર્થ બાળકો વિશે છે, અને અનાથોની સાથે ન્યાય કરો અને જે ભલાઈ તમે કરશો તેની અલ્લાહને બરાબર ખબર છે. (૧૨૮) અને જો કોઈ સ્ત્રીને પોતાના પતિ તરફથી દુર્વ્યવહાર અથવા ઉપેક્ષાની આશંકા હોય, તો તેમાં કોઈ વાંધો નથી કે બંને પરસ્પર કોઈ સુલેહ કરી લે, અને સુલેહ ઉત્તમ છે અને લાલચ માનવીના સ્વભાવમાં વસી ગયેલ છે, અને જો તમે સારું વર્તન કરો અને અલ્લાહથી ડરીને કામ લો, તો જે કંઈ તમે કરશો, અલ્લાહ તેનાથી માહિતગાર છે. (૧૨૯) અને તમે સ્ત્રીઓને કદાપિ સમાન નથી રાખી શકતા, ભલે ને તમે એવું કરવા માગો. બસ, તદ્દન એક તરફ જ ઝૂકી ન જાઓ કે બીજીને લટકતી છોડી દો, અને જો તમે સુધારણા કરી લો અને ડરો, તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૧૩૦) અને જો બંને અલગ થઈ જાય તો અલ્લાહ પ્રત્યેકને પોતાની ઉદારતાથી નિશ્ચિંત કરી દેશે અને અલ્લાહ અત્યંત ઉદાર, ડહાપણવાળો છે.

(૧૩૧) અને અલ્લાહનું છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને અમે આદેશ આપ્યો છે એ લોકોને, જેમને તમારાથી પહેલાં ગ્રંથ આપવામાં આવ્યો હતો, અને તમને પણ કે અલ્લાહથી ડરો, અને જો તમે ન માન્યું તો અલ્લાહનું જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને અલ્લાહ નિસ્પૃહ-નિરપેક્ષ છે, સર્વ ખૂબીઓવાળો. (૧૩૨) અને અલ્લાહનું જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને ભરોસો કરવા માટે અલ્લાહ પૂરતો છે. (૧૩૩) જો તે ઇચ્છે તો તમને-સૌને લઈ જાય હે લોકો ! અને બીજાઓને લઈ આવે, અને અલ્લાહ તેના પર સમર્થ છે. (૧૩૪) જે વ્યક્તિ દુનિયાનું પુણ્ય ઇચ્છતો હોય તો અલ્લાહની પાસે દુનિયાનું પણ પુણ્ય છે અને આખિરત (પરલોક)નું પુણ્ય પણ, અને અલ્લાહ સાંભળનાર, જોવાવાળો છે.

(૧૩૫) હે ઈમાનવાળાઓ ! ન્યાય પર ચુસ્ત રીતે અડગ રહેવાવાળા અને અલ્લાહ કાજે સાક્ષી આપવાવાળા બનો, ચાહે તે તમારા અથવા તમારા માતા-પિતા અથવા પ્રિયજનોના વિરુદ્ધ હોય. જો કોઈ ધનવાન છે કે નિર્ધન, તો અલ્લાહ તમારાથી વધારે બંનેનો હિતેચ્છુ છે. બસ, તમે મનેચ્છાનું અનુસરણ ન કરો કે સત્યથી હટી ન જાઓ, અને જો તમે વક્રતા અપનાવશો અથવા અવગણના કે ઉલ્લંઘન કરશો, તો જે કંઈ તમે કરી રહ્યા છો, અલ્લાહ તેનાથી માહિતગાર છે.

(૧૩૬) હે ઈમાનવાળાઓ ! ઈમાન લાવો અલ્લાહ પર અને તેના રસૂલ (ઈશદૂત) પર અને એ ગ્રંથ પર જે તેણે પોતાના રસૂલ પર અવતરિત કર્યો અને એ ગ્રંથ પર જે તેણે અગાઉ અવતરિત કર્યો, અને જે વ્યક્તિ ઇન્કાર કરે અલ્લાહનો અને તેના ફરિશ્તાઓનો અને તેના ગ્રંથોનો અને તેના રસૂલોનો અને આખિરત (પરલોક)ના દિવસનો, તો તે બહેકીને દૂર જઈ પડ્યો. (૧૩૭) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા, પછી ઇન્કાર કર્યો, ફરી ઈમાન લાવ્યા, ફરી ઇન્કાર કર્યો, પછી ઇન્કારમાં જ તેઓ આગળ વધતા ગયા, તો અલ્લાહ તેમને કદાપિ માફ નહીં કરે અને ન તેમને માર્ગ બતાવશે. (૧૩૮) મુનાફિકો (દંભીઓ)ને શુભસૂચના આપી દો કે તેમના માટે પીડાદાયક યાતના છે. (૧૩૯) એ લોકો, જેઓ ઈમાનવાળાઓને છોડીને કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને મિત્ર બનાવે છે, શું તેઓ તેમના પાસે ઇજ્જત શોધી રહ્યા છે ? તમામ ઇજ્જત અને સન્માન તો અલ્લાહ માટે છે.

(૧૪૦) અને અલ્લાહ ગ્રથમાં તમારા પર એ આદેશ અવતરિત કરી ચૂક્યો છે કે જ્યારે તમે સાંભળો કે અલ્લાહની નિશાનીઓનો ઇન્કાર કરવામાં આવી રહ્યો છે અને તેની હાંસી ઉડાવવામાં આવી રહી છે, તો તમે તેમના સાથે ન બેસો, ત્યાં સુધી કે તેઓ બીજી વાતમાં વ્યસ્ત થઈ જાય, નહિં તો તમે પણ તેમના

જેવા જ થઈ જશો. અલ્લાહ મુનાફિકોને અને કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને નર્કમાં એક જગ્યાએ એકત્ર કરવાનો છે. (૧૪૧) એ મુનાફિકો તમારા માટે તાકમાં બેસેલા રહે છે. જો તમને અલ્લાહ તરફથી વિજય પ્રાપ્ત થાય છે તો તેઓ કહે છે કે શું અમે તમારા સાથે ન હતા, અને જો ઇન્કાર કરનારાઓને કોઈ હિસ્સો મળી જાય તો તેમને કહેશે કે શું અમે તમારા વિરુદ્ધ લડવાની શક્તિ ધરાવતા ન હતા અને તેમ છતાં પણ અમે તમને મુસલમાનોથી બચાવ્યા. તો અલ્લાહ જ તમારા વચ્ચે કયામતના દિવસે નિર્ણય કરશે અને અલ્લાહ કદાપિ ઇન્કાર કરનારાઓને ઈમાનવાળાઓ પર (વર્ચસ્વનો) કોઈ માર્ગ નહીં આપે.

(૧૪૨) મુનાફિકો (દંભી મુસલમાનો) અલ્લાહની સાથે ધોકો કરી રહ્યા છે, જો કે અલ્લાહે જ તેમને ધોકામાં નાખી રાખ્યા છે, અને જ્યારે તેઓ નમાઝ માટે ઊભા થાય છે, તો સુસ્તીની સાથે ઊભા થાય છે માત્ર લોકોને દેખાડવા માટે, અને તેઓ અલ્લાહને ઓછા જ યાદ કરે છે. (૧૪૩) તેઓ બંનેની વચ્ચે લટકી રહ્યા છે, ન આ તરફ છે અને ન એ તરફ, અને જેને અલ્લાહ ભટકાવી દે, તમે તેના માટે કોઈ માર્ગ બતાવી શકતા નથી. (૧૪૪) હે ઈમાનવાળાઓ ! ઈમાનવાળાઓને છોડીને કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને મિત્ર ન બનાવો, શું તમે ઇચ્છો છો કે પોતાના ઉપર અલ્લાહનું ખુલ્લું પ્રમાણ સ્થાપિત કરી દો. (૧૪૫) નિઃશંક, મુનાફિકો નર્કના સૌથી નીચેના વર્ગમાં હશે અને તમને તેમનો કોઈ મદદગાર નહીં મળે. (૧૪૬) અલબત્ત, જે લોકો તૌબા કરે અને પોતાની સુધારણા કરી લે અને અલ્લાહને દઢતાથી પકડી લે અને પોતાના દીન (ધર્મ)ને અલ્લાહ માટે વિશુદ્ધ કરી લે, તો આ લોકો ઈમાનવાળાઓની સાથે હશે અને અલ્લાહ ઈમાનવાળાઓને મોટું પુણ્ય આપશે. (૧૪૭) અલ્લાહ તમને યાતના આપીને શું કરશે, જો તમે કૃતજ્ઞતા દર્શાવો અને ઈમાન લાવો ? અલ્લાહ અત્યંત કદરદાન છે, સર્વજ્ઞ છે.

★**(૧૪૮) અલ્લાહ અપશબ્દોને પસંદ નથી કરતો, પરંતુ એ કે કોઈના** પર અત્યાચાર થયો હોય, અને અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે. (૧૪૯) જો તમે ભલાઈને જાહેર કરો અથવા તમે તેને છુપાવો, અથવા કોઈ બૂરાઈથી દરગુજર કરો, તો અલ્લાહ માફ કરવાવાળો, સમર્થ છે. (૧૫૦) જે લોકો અલ્લાહ અને તેના ઈશદૂતોનો ઈન્કાર કરી રહ્યા છે અને ઈચ્છે છે કે અલ્લાહ અને તેના ઈશદૂતો વચ્ચે ભેદ કરે અને કહે છે કે અમે કોઈને માનીશું અને કોઈને નહીં માનીએ, અને તેઓ ઈચ્છે છે કે તેના વચ્ચેનો કોઈ માર્ગ કાઢે (૧૫૧) એવા લોકો કટ્ટર કાફિરો (ઈન્કાર કરનારાં) છે અને અમે કાફિરો માટે અપમાનિત કરનાર યાતના તૈયાર કરી રાખી છે. (૧૫૨) અને જે લોકો અલ્લાહ અને તેના ઈશદૂતો પર ઈમાન લાવે અને તેમાં કોઈને પણ અલગ ન કરે, તેમને અલ્લાહ તેનું વળતર આપશે અને અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે.

(૧૫૩) ગ્રંથવાળાઓ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) તમારાથી માંગણી કરે છે કે તમે તેમના ઉપર આકાશમાંથી એક ગ્રંથ ઉતારી લાવો. એ રીતે મૂસાથી તેઓ આનાથી પણ મોટી વસ્તુની માંગણી કરી ચૂક્યા છે. તેમણે કહ્યું કે અમને અલ્લાહને અમારા તદ્દન સામે બતાવી દો. આમ, તેમના આ અતિરેકના કારણે તેમના પર વીજળી ત્રાટકી. પછી સ્પષ્ટ નિશાની આવી ગયા પછી તેમણે વાછરડાને ઉપાસ્ય બનાવી લીધો. પછી અમે તેમને દરગુજર કરી દીધા, અને મૂસાને અમે ખુલ્લું પ્રમાણ પ્રદાન કર્યું, (૧૫૪) અને અમે તેમના ઉપર તૂર મહાડને ઉઠાવ્યો તેમનાથી વચન લેવા માટે, અને અમે તેમને કહ્યું કે દરવાજામાં દખાલ થાઓ શિશ ઝુકાવીને, અને તેમને કહ્યું કે 'સબ્ત' (શનિવાર)ના મામલામાં અતિરેક ન કરજો, અને અમે તેમનાથી પાકું વચન લીધું.

(૧૫૫) તેમને જે સજા મળી તે એના માટે કે તેમણે પોતાના વચનને તોડી નાખ્યું અને એના પર કે તેમણે અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કર્યો અને

એના પર કે તેમણે પયગંબરોને નાહક કતલ કર્યા અને એ કહેવા પર કે અમારાં હૃદય તો બંધ છે, બલ્કે અલ્લાહે તેમનાં ઈન્કારના કારણે તેમનાં હૃદય પર મહોર મારી દીધી છે, તો તેઓ ઓછા જ ઈમાન લાવે છે, (૧૫૬) અને તેમનાં ઈન્કાર પર અને મરયમ પર ભારે તહોમત મૂકવા માટે, (૧૫૭) અને તેમનાં એ કહેવા પર કે અમે મસીહ બિન મરયમ, અલ્લાહના પયગંબરને કતલ કરી દીધા, જો કે તેમણે ન તેમને કતલ કર્યા અને ન શૂળી પર ચઢાવ્યા, બલ્કે મામલાને સંદિગ્ધ બનાવી દેવામાં આવ્યો, અને જે લોકો એમાં મતભેદ કરી રહ્યા છે તેઓ તેના વિશે શંકામાં પડેલા છે. તેમને આનું કોઈ જ્ઞાન નથી. તેઓ કેવળ અટકળ પર ચાલી રહ્યા છે, અને નિઃશંક તેમણે તેમની હત્યા નથી કરી, (૧૫૮) બલ્કે અલ્લાહે તેમને પોતાના તરફ ઉઠાવી લીધા, અને અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૧૫૯) અને ગ્રંથવાળાઓમાંથી કોઈ એવો નથી જે તેના મૃત્યુ પહેલા તેના પર ઈમાન ન લઈ આવે અને કયામતના દિવસે તેઓ તેના પર સાક્ષી હશે. (૧૬૦) આમ, યહૂદીઓના અત્યાચારના કારણે અમે એ પવિત્ર વસ્તુઓ તેમના માટે હરામ (અવૈધ) કરી દીધી, જે તેમના માટે હલાલ (વૈધ) હતી, અને એ કારણે કે તેઓ અલ્લાહના માર્ગથી રોકતા હતા, (૧૬૧) અને એ કારણે કે તેઓ વ્યાજ ખાતા હતા, જ્યારે કે તેની તેમને મનાઈ કરવામાં આવી હતી અને એ કારણે કે તેઓ લોકોની સંપત્તિ અવૈધ રીતે ખાઈ જતા હતા, અને અમે તેમાંથી ઈન્કાર કરનારાઓ માટે પીડાદાયક યાતના તૈયાર કરી રાખી છે. (૧૬૨) પરંતુ તેમનામાં જે લોકો જ્ઞાનમાં પરિપક્વ હતા અને સત્યનિષ્ઠ છે, તેઓ ઈમાન લાવ્યા છે એના પર જે તમારા પર અવતરિત કરવામાં આવ્યો અને જે તમારા પહેલાં અવતરિત કરવામાં આવ્યા અને તેઓ નમાઝના પાબંદ છે અને ઝકાત અદા કરનારાં છે અને અલ્લાહ પર અને કયામતના દિવસ પર

ઈમાન ધરાવનારાં છે. આવા લોકોને અમે અવશ્ય મોટું વળતર આપીશું.

(૧૬૩) અમે તમારા તરફ વહી (દિવ્ય પ્રકાશના) મોકલી છે, જે રીતે અમે નૂહ અને તેમના પછીના પયગંબરો તરફ મોકલી હતી, અને અમે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક અને યાકૂબ અને યાકૂબની સંતાન અને ઈસા અને ઐયૂબ અને યૂનુસ હને હારૂન અને સુલૈમાન તરફ વહી મોકલી હતી, અને અમે દાઉદને ઝબૂર પ્રદાન કરી, (૧૬૪) અને અમે એવા રસૂલો (ઈશદૂતો) મોકલ્યા જેમનાં અહેવાલો અમે તમને અગાઉ સંભળાવી ચૂક્યા છીએ અને એવા રસૂલો પણ જેમનાં અહેવાલો હજુ તમને નથી સંભળાવ્યા, અને મૂસાથી અલ્લાહે વાર્તાલાપ કર્યો. (૧૬૫) અલ્લાહે રસૂલોને ખુશખબર આપવાવાળા અને ડરાવનારાં બનાવીને મોકલ્યા, જેથી રસૂલો પછી લોકોની પાસે અલ્લાહ સામે કોઈ દલીલ બાકી ન રહે, અને અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૧૬૬) પરંતુ અલ્લાહ સાક્ષી છે એના પર , જે તેણે તમારા ઉપર અવતરિત કરેલ છે કે તેણે તેને પોતાના જ્ઞાનની સાથે અવતરિત કરેલ છે અને ફરિશ્તાઓ પણ સાક્ષી આપી રહ્યા છે અને અલ્લાહ સાક્ષી માટે પૂરતો છે. (૧૬૭) જે લોકોએ ઈન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી રોક્યા, તેઓ બહેકીને ખૂબ દૂર નીકળી ગયા. (૧૬૮) જે લોકોએ ઈન્કાર કર્યો અને અત્યાચાર કર્યો, તેમને અલ્લાહ કદાપિ માફ નહીં કરે અને ન તો તેમને કોઈ માર્ગ દેખાડે. (૧૬૯) નર્કના માર્ગ સિવાય, જેમાં તેઓ હંમેશા રહેશે, અને અલ્લાહ માટે એ સરળ છે. (૧૭૦) હે લોકો ! તમારા પાસે રસૂલ (ઈશદૂત) આવી ચૂક્યો તમારા પ્રભુ-પાલનહારની સત્ય વાત લઈને. હવે માની લો, જેથી તમારું ભલુ થાય અને જો નહીં માનો તો અલ્લાહનું છે જે કંઈ આકાશોમાં છે અને ધરતીમાં છે, અને અલ્લાહ જાણવાવાળો, ડહાપણવાળો છે.

(૧૭૧) હે ગ્રંથવાળાઓ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)! પોતાના દીન

(ધર્મ)માં અતિશયોક્તિ ન કરો અને અલ્લાહ વિશે કોઈ વાત સત્ય સિવાય ન કહો. મરયમના પુત્ર ઈસા મસીહ તો બસ અલ્લાહના એક પયગંબર અને તેના એક ''કલેમા' (વાક્ય) છે, જેમને તેણે મરયમ તરફ મોકલ્યા અને તેના તરફથી એક 'રૂહ' (આત્મા) છે. તેથી અલ્લાહ અને તેના રસૂલો (ઈશદૂતો) પર ઈમાન લાવો અને એમ ન કહો કે ખુદા ત્રણ છે. અટકી જાઓ, આ જ તમારા માટે સારું છે. ઉપાસ્ય તો બસ એક અલ્લાહ જ છે. તે એનાથી પવિત્ર અને પર છે કે તેને સંતાન હોય. તેનું જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને અલ્લાહનું કાર્યસાધક હોવું પૂરતું છે. (૧૭૨) ઈસા મસીહને ક્યારેય અલ્લાહનો બંદો બનવામાં સંકોચ નહીં હોય અને ન નિકટવર્તી ફરિશ્તાઓને સંકોચ હશે, અને જે અલ્લાહની બંદગીથી સંકોચ કરશે અને અહંકાર કરશે, તો અલ્લાહ અવશ્ય સૌને પોતાના પાસે એકત્ર કરશે. (૧૭૩) પછી જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્યો કર્યા, તો તેમને તે પૂરેપૂરું વળતર આપશે અને પોતાની કૃપાથી તેમને વધારે પણ આપશે અને જે લોકોએ સંકોચ અને અહંકાર કર્યો તેમને પીડાદાયક યાતના આપશે, (૧૭૪) અને તેઓ અલ્લાહની સામે ન કોઈ મિત્ર મેળવી શકશે અને ન મદદગાર.

(૧૭૫) હે લોકો ! તમારા પાસે તમારા પ્રભુ-પાલનહાર તરફથી એક દલીલ આવી ચૂકી છે અને અમે તમારા પર એક સ્પષ્ટ પ્રકાશ અવતરિત કરી દીધો છે. (૧૭૬) હવે જે લોકો અલ્લાહ પર ઈમાન લાવ્યા અને તેમણે તેને દૃઢતાથી પકડી લીધો, તેમને અવશ્ય અલ્લાહ પોતાની દયા અને કૃપામાં દાખલ કરશે અને તેમને પોતાના તરફથી સન્માર્ગ બતાવશે. (૧૭૭) લોકો તમને આદેશ પૂછે છે. કહી દો, અલ્લાહ તમને 'કલાલા' (જેના ભાઈ-બહેન સિવાય કોઈ અન્ય વારસદાર હયાત ન હોય એ મૃતક) વિશે આદેશ બતાવે છે. જો કોઈ વ્યક્તિ મૃત્યુ પામે અને તેને કોઈ સંતાન ન હોય અને તેને એક બહેન

હોય તો તેના માટે છોડેલ સંપત્તિનો અડધો ભાગ છે, અને તે પુરુષ આ બહેનનો વારસદાર હશે જો આ બહેનને કોઈ સંતાન ન હોય, અને જો બે બહેનો હોય તો તેમના માટે તેણે છોડેલ સંપત્તિનો બે-તૃત્યાંશ ભાગ હશે, અને જો ઘણા ભાઈ-બહેન પુરુષો અને સ્ત્રીઓ હોય તો એક પુરુષ માટે બે સ્ત્રીઓના બરાબર ભાગ છે. અલ્લાહ તમારા માટે વર્ણવે છે, જેથી તમે પથભ્રષ્ટ ન થાઓ, અને અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે.

## ૫. સૂરઃ અલ-માઈદા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે ઈમાનવાળાઓ ! વચન અને કરારને પૂરા કરો. તમારા માટે પશુના પ્રકારનાં સૌ જાનવરો હલાલ (વૈધ) કરવામાં આવ્યા, સિવાય એના જેનો ઉલ્લેખ આગળ કરવામાં આવી રહ્યો છે. પરંતુ 'એહરામ'ની હાલતમાં શિકારને હલાલ ન સમજો. અલ્લાહ આદેશ આપે છે જે ઇચ્છે છે.

(૨) હે ઈમાનવાળાઓ ! અપમાન ન કરો અલ્લાહની નિશાનઓનું અને ન પ્રતિષ્ઠિત મહિનાઓનું અને ન હરમમાં કુરબાનીના જાનવરોનું અને ન પટ્ટા બાંધેલા 'નિયાઝ' (ચઢાવા)ના જાનવરોનું અને ન પ્રતિષ્ઠિત ઘર તરફ આવનારા લોકોનું, જેઓ પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની કૃપા અને તેની પ્રસન્નતાની શોધમાં નીકળ્યા છે; અને જ્યારે તમે એહરામની હાલતમાંથી બહાર આવી જાઓ તો શિકાર કરો, અને કોઈ જાતિની દુશ્મની કે તેણે તમને મસ્જિદે-હરામથી રોક્યા છે, તમને એ વાત પર ઉત્પ્રેરિત ન કરે કે તમે અતિરેક કરવા લાગો. તમે ભલાઈ અને ઈશનિષ્ઠામાં એક-બીજાની મદદ કરો અને ગુના અને અતિરેકમાં એક-બીજાની મદદ ન કરો. અલ્લાહથી ડરો. નિઃશંક, અલ્લાહ કઠોર યાતના આપવાવાળો છે.

(૩) તમારા પર હરામ (અવૈધ) કરવામાં આવ્યું મુડદાલ અને લોહી અને ડુક્કરનું માંસ અને એ પશુ જે અલ્લાહ સિવાય કોઈ અન્ય નામે ઝબેહ કરવામાં આવ્યું હોય અને જે પશુ મરી ગયું હોય ગળુ રૂંધાવાથી અથવા પ્રહારથી અથવા નીચે પડીને અથવા શીંગડા મારવાથી અને એ જેને હિંસક પ્રાણીએ ખાધું હોય, પરંતુ જેને તમે ઝબેહ કરી લીધું અને એ જે કોઈ વેદી કે સ્થાનક પર ઝબેહ કરવામાં આવ્યું હોય અને એ કે વહેંચણી કરો પાસાઓ વડે. આ ગુનાના કાર્યો છે. આજે કાફિરો (ઇન્કાર કરનારાઓ, અધર્મીઓ) તમારા દીન (ધર્મ) તરફથી નિરાશ થઈ ગયા છે. અવે તમે તેમનાથી ન ડરો, માત્ર મારાથી ડરો. આજે મેં તમારા માટે તમારા દીન (ધર્મ)ને સંપૂર્ણ કરી દીધો અને તમારા પર મારી કૃપા પરિપૂર્ણ કરી દીધી અને તમારા માટે 'ઈસ્લામ'ને દીન (ધર્મ)ની હેસિયતથી પસંદ કરી લીધો. પછી જે ભૂખથી વિવશ થઈ જાય, પરંતુ તે ગુનાનો ઈરાદો ન રાખતો હોય, તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૪) તેઓ પૂછે છે કે તેમના માટે શું વસ્તુ હલાલ (વૈધ) કરવામાં આવી છે? કહો કે તમારા માટે પવિત્ર વસ્તુઓ હલાલ છે, અને શિકારી જાનવરોમાંથી જેને તમે પાળ્યા છે, તમે તેમને શીખવાડો છો, તેમાંથી જે અલ્લાહે તમને શીખવાડ્યું. તેથી તમે તેમણે કરેલ શિકારમાંથી ખાઓ, જે તે તમારા માટે પકડી રાખે, અને તેમના પર અલ્લાહનું નામ લો અને અલ્લાહથી ડરો, અલ્લાહ નિઃશંક જલ્દી હિસાબ લેવાવાળો છે. (૫) આજે તમારા માટે બધી પવિત્ર વસ્તુઓ હલાલ કરી દેવામાં આવી, અને ગ્રંથવાળાઓનું ભોજન પણ તમારા માટે હલાલ છે અને તમારું ભોજન તેમના માટે હલાલ છે, અને હલાલ છે તમારા માટે શીલવાન સ્ત્રીઓ ઈમાનવાળી સ્ત્રીઓમાંથી અને શીલવાન સ્ત્રીઓ તેમનામાંથી જેમને તમારાથી પહેલાં ગ્રંથ આપવામાં આવ્યો, જ્યારે તમે તેમને મહ્ર આપી દો, એ રીતે કે તમે નિકાહમાં લાવવાના હોવ, ન ખુલ્લંખુલ્લા

વ્યભિચાર કરો અને ન છૂપી રીતે પ્રેમ-સંબંધ કરો, અને જે વ્યક્તિ ઈમાનની સાથે કુફ્ર કરશે, તો તેનું કાર્ય વ્યર્થ થઈ જશે અને તે આખિરત (પરલોક)માં નુકસાન ઉઠાવનારાઓમાં હશે.

(૬) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નમાઝ માટે ઉઠો, તો પોતાના ચહેરા અને પોતાના હાથોને કોણીઓ સુધી ધોઈ લો અને પોતાના માથાનો 'મસહ' કરો (હાથ ફેરવી લો) અને પોતાના પગને ઘૂંટીઓ સુધી ધોઈ લો અને જો તમે અપવિત્રતાની સ્થિતિમાં હોવ તો 'ગુસ્લ' (સ્નાન) કરી લો, અને જો તમે બીમાર હોવ અથવા પ્રવાસમાં હોવ અથવા તમારામાંથી કોઈ જરૂરત પૂરી કરીને આવે અથવા તમે સ્ત્રીથી સહવાસ કર્યો હોય, પછી તમને પાણી ન મળે તો પવિત્ર અને શુદ્ધ માટીથી 'તયમ્મુમ' કરી લો અને પોતાના ચહેરા અને હાથો પર તેનાથી મસહ કરી લો. અલ્લાહ નથી ઇચ્છતો કે તે તમને મુશ્કેલીમાં મૂકે, બલ્કે તે ઇચ્છે છે કે તમને પવિત્ર કરે અને તમારા પર પોતાની કૃપા પરિપૂર્ણ કરે, જેથી તમે કૃતજ્ઞ બનો.

(૭) અને પોતાના ઉપર અલ્લાહની કૃપાને યાદ કરો અને તેના વચનને યાદ કરો, જે તેણે તમારાથી લીધું હતું, જ્યારે તમે કહ્યું કે અમે સાંભળ્યું અને માની લીધું, અને અલ્લાહથી ડરો. નિઃશંક, અલ્લાહ હૃદયોની વાત સુદ્ધાં જાણે છે. (૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ માટે દૃઢ રહેનારાં અને ન્યાયની સાથે સાક્ષી આપનારાં બનો, અને કોઈ જૂથની દુશ્મની તમને એ વાત પર ઉત્પ્રેરિત ન કરે કે તમે ન્યાય ન કરો. ન્યાય કરો, આ જ તકવા (ઈશનિષ્ઠા)થી વધારે નજીક છે અને અલ્લાહથી ડરો. નિઃશંક, અલ્લાહને ખબર છે જે તમે કરો છો. (૯) જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્‌કાર્યો કર્યા, તેમનાથી અલ્લાહનું વચન છે કે તેમના માટે બક્ષિસ છે અને મોટું ઇનામ છે, (૧૦) અને જેમણે ઇન્કાર કર્યો અને અમારી નિશાનીઓને ખોટી ઠેરવી, એવા લોકો નર્કવાળા

છે. (૧૧) હે ઈમાનવાળાઓ ! પોતાના ઉપર અલ્લાહના ઉપકારને યાદ કરો, જ્યારે એક જાતિએ ઇરાદો કર્યો કે તે તમારા પર હાથ ઉગામે, તો અલ્લાહે તેમના હાથ રોકી લીધા તમારા પર ઉઠવાથી, અને અલ્લાહથી ડરો અને ઈમાનવાળાઓએ અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ.

(૧૨) અને અલ્લાહે ઈસરાઈલની સંતાન પાસેથી વચન લીધું અને અમે તેમાં બાર સરદારો નિયુક્ત કર્યા, અને અલ્લાહે કહ્યું કે હું તમારા સાથે છું. જો તમે નમાઝની સ્થાપના કરશો અને ઝકાત અદા કરશો અને મારા પયગંબરો પર ઈમાન લાવશો અને તેમની મદદ કરશો અને અલ્લાહને ઉત્તમ ઋણ આપશો, તો હું તમારાથી તમારા ગુનાઓ અવશ્ય દૂર કરી દઈશ અને તમને અવશ્ય એવા બાગોમાં દાખલ કરીશ, જેના નીચે નહેરો વહી રહી હશે. હવે તમારામાંથી જે વ્યક્તિ આના પછી ઇન્કાર કરશે, તો તે સન્માર્ગથી ભટકી ગયો. (૧૩) આમ, તેમના વચનભંગના કારણે અમે તેમના પર ફિટકાર કરી દીધી અને અમે તેમના હૃદયોને કઠોર કરી દીધા. તેઓ વાણીને તેના (મૂળ) સ્થાનેથી બદલી નાખે છે, અને જે કંઈ તેમને શિખામણ કરવામાં આવી હતી, તેનો મોટો ભાગ ભુલાવી બેસ્યા, અને તમે વારંવાર તેમના કોઈને કોઈ વિશ્વાસઘાતથી વાકેફ થતા રહો છો, થોડા લોકો સિવાય. તેમને માફ કરો અને તેમનાથી દરગુજર કરો, અલ્લાહ સત્કર્મીઓને પસંદ કરે છે.

(૧૪) અને જે લોકો કહે છે કે અમે ‘નસરાની’ (સહાયતા કરવાવાળા ખ્રિસ્તીઓ) છીએ, તેમનાથી અમે વચન લીધું હતું. આમ, જે કંઈ શિખામણ કરવામાં આવી હતી, તેનો મોટો ભાગ તેઓ ભુલાવી બેસ્યા. પછી અમે કયામત સુધી તેમના દરમ્યાન દુશ્મની અને ઈર્ષ્યા નાખી દીધા, અને છેવટે અલ્લાહ તેમને સૂચિત કરી દેશે તેનાથી જે કંઈ તેઓ કરી રહ્યા હતા.

(૧૫) હે ગ્રંથવાળા ! તમારા પાસે અમારો પયગંબર આવ્યો છે. તે

અલ્લાહના ગ્રંથની ઘણી એ વાતોને તમારા સામે સ્પષ્ટ કરી રહ્યો છે, જેને તમે છુપાવતા હતા, અને તે દરગુજર કરે છે ઘણી વસ્તુઓથી. નિઃશંક, તમારા પાસે અલ્લાહ તરફથી એક પ્રકાશ અને એક પ્રશસ્ત ગ્રંથ આવી ચૂક્યો છે. (૧૬) તેના વડે અલ્લાહ એ લોકોને સલામતીનો માર્ગ બતાવે છે જેઓ તેની પ્રસન્નતાના અભિલાષી છે અને તે પોતાની પ્રેરણાથી તેમને અંધકારમાંથી કાઢીને પ્રકાશમાં લાવી રહ્યો છે અને સન્માર્ગ તરફ તેમને દોરે છે. (૧૭) નિઃશંક એ લોકોએ કુફ્ર (ઇન્કાર) કર્યું, જેમણે કહ્યું કે મરયમનો પુત્ર ઈસા મસીહ જ ખુદા છે. કહો, કોણ અધિકાર ધરાવે છે અલ્લાહની સામે, જો તે ઇચ્છે કે મૃત્યુ આપે મરયમના પુત્ર ઈસા મસીહને અને તેમની માતાને અને જેટલા લોકો ધરતી પર છે તે સૌને ? અને અલ્લાહ માટે જ છે રાજ્ય આકાશોનું અને ધરતીનું અને જે કંઈ તેના વચ્ચે છે. તે પેદા કરે છે જે કંઈ ઇચ્છે છે અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૧૮) અને યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કહે છે કે અમે ખુદાના પુત્ર અને તેના પ્રિય છીએ. તમે કહો કે, તો પછી તમારા ગુનાઓ માટે તમને સજા કેમ આપે છે ? નહીં, બલ્કે તમે પણ તેણે પેદા કરેલ સર્જનોમાંથી એક મનુષ્ય છો. તે જેને ઇચ્છશે માફ કરશે અને જેને ઇચ્છશે યાતના આપશે, અને અલ્લાહ માટે જ છે રાજ્ય આકાશોનું અને ધરતીનું અને જે કંઈ તેમના વચ્ચે છે અને તેના જ તરફ પાછા ફરીને જવાનું છે. (૧૯) હે ગ્રંથવાળા ! તમારા પાસે અમારો પયગંબર આવ્યો છે, તે તમને સાફ-સાફ બતાવી રહ્યો છે, પયગંબરોના (ક્રમના) એક વિશ્રામ પછી, જેથી તમે એ ન કહો કે અમારા પાસે કોઈ ખુશખબર આપનાર અને સચેત કરનાર નહોતો આવ્યો. આમ, હવે તમારા પાસે ખુશખબર આપનાર અને સચેત કરનાર આવી ગયો છે, અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૨૦) અને જ્યારે મૂસાએ પોતાની જાતિને કહ્યું કે હે મારી જાતિના લોકો ! પોતાના ઉપર અલ્લાહના ઉપકારને યાદ કરો કે તેણે તમારામાં પયગંબરો પેદા કર્યા, અને તમને બાદશાહ બનાવ્યા અને તમને એ પ્રદાન કર્યું જે દુનિયામાં કોઈને નથી પ્રદાન કર્યું. (૨૧) હે મારી જાતિના લોકો ! આ પવિત્ર ભૂમિમાં દાખલ થઈ જાઓ, જે અલ્લાહે તમારા માટે લખી દીધી છે, અને પોતાની પીઠ ન બતાવો, નહિં તો નુકસાનમાં પડી જશો. (૨૨) તેમણે કહ્યું કે ત્યાં એક બળવાન જાતિ છે. અમે કદાપિ ત્યાં નહીં જઈએ, જ્યાં સુધી તેઓ ત્યાંથી નીકળી ન જાય. જો તેઓ ત્યાંથી નીકળી જાય તો અમે દાખલ થઈશું. (૨૩) બે માણસો, જેઓ અલ્લાહથી ડરવાવાળાઓમાંથી હતા અને આ બંનેને અલ્લાહે ઈનામથી નવાજ્યા હતા, તેમણે કહ્યું કે તમે તેના પર હુમલો કરીને શહેરના ફાટકમાં દાખલ થઈ જાઓ. (૨૪) જ્યારે તમે તેમાં દાખલ થઈ જશો, તો તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો અને અલ્લાહ પર ભરોસો કરો, જો તમે ઈમાનવાળા છો. તેમણે કહ્યું કે હે મૂસા ! અમે કદાપિ ત્યાં દાખલ નહીં થઈએ, જ્યાં સુધી તે લોકો ત્યાં છે. હવે તમે અને તમારો ખુદા બંને જઈને લડો, અમે અહીં બેસ્યા છીએ. (૨૫) મૂસાએ કહ્યું, હે મારા માલિક ! મારા અને મારા ભાઈ સિવાય કોઈના ઉપર મારો અધિકાર નથી. હવે તું અમને અને આ અવજ્ઞાકારી-કૃતઘ્ન જાતિને અલગ કરી દે. (૨૬) અલ્લાહે કહ્યું, એ દેશ તેમના ઉપર ચાળીસ વર્ષ માટે હરામ (અવૈધ) કરી દેવામાં આવ્યો. આ લોકો જમીન પર ભટકતા ફરશે. હવે તમે આ અવજ્ઞાકારી-અપકારી જાતિ પર અફસોસ ન કરો.

(૨૭) અને તેમને આદમના બે પુત્રોનું વૃત્તાંત સત્યની સાથે સંભળાવો, જ્યારે કે આ બંનેએ કુરબાની પ્રસ્તુત કરી, તો તેમાંથી એકની કુરબાનીનો સ્વીકાર કરવામાં આવ્યો અને બીજાની કુરબાની સ્વીકારવામાં ન આવી. તેણે કહ્યું, હું તને મારી નાખીશ. તેણે જવાબ આપ્યો કે અલ્લાહ તો કેવળ તેનાથી

ડરનારા-સંયમીઓથી કબૂલ કરે છે. (૨૮) જો તમે મને કતલ કરવા માટે હાથ ઉઠાવશો, તો હું તમને કતલ કરવા માટે તમારા પર હાથ નહીં ઉઠાવું. હું ડરું છું અલ્લાહથી જે સમગ્ર સૃષ્ટિનો પ્રભુ-પાલનહાર છે. (૨૯) હું ઈચ્છું છું કે મારો અને તારો ગુનો તું જ લઈ લે, પછી તું આગવાળાઓમાં સામેલ થઈ જઈશ, અને આ જ સજા છે અત્યાચાર કરનારાઓની.

(૩૦) પછી તેના મનએ તેને પોતાના ભાઈની હત્યા માટે રાજી કરી લીધો અને તેણે તેની હત્યા કરી નાખી. પછી તે નુકસાન ઉઠાવનારાઓમાં સામેલ થઈ ગયો. (૩૧) પછી અલ્લાહે એક કાગડાને મોકલ્યો, જે જમીન ખોદતો હતો, જેથી તે તેને બતાવે કે તે પોતાના ભાઈની લાશને કેવી રીતે છુપાવે. તેણે કહ્યું, અફસોસ મારી હાલત પર કે હું આ કાગડા જેવો પણ ન બની શક્યો કે પોતાના ભાઈની લાશને છુપાવી શકતો ! આમ, તે ખૂબ લજ્જિત થયો.

(૩૨) આ જ કારણસર અમે ઈસરાઈલની સંતાન માટે એ લખી દીધું કે જેણે કોઈ વ્યક્તિની હત્યાના બદલે અથવા ધરતી પર બગાડ અને ઉપદ્રવ ફેલાવવા સિવાય કોઈની હત્યા કરી તો જાણે તેણે સમગ્ર માનવતાની હત્યા કરી નાખી અને જેણે એક વ્યક્તિને બચાવ્યો તો જાણે તેણે સમગ્ર માનવતાને બચાવી લીધી; અને અમારા પયગંબરો તેમના પાસે સ્પષ્ટ આદેશો લઈને આવ્યા. તેમ છતાં તેમનામાંથી ઘણાંખરા લોકો ધરતીમાં અતિરેક કરે છે. (૩૩) જે લોકો અલ્લાહ અને તેના ઈશદૂતથી લડે છે અને જમીનમાં ઉપદ્રવ ફેલાવવા માટે દોડધૂપ કરે છે, તેમની સજા એ જ છે કે તેમને મૃત્યુ-દંડ આપવામાં આવે અથવા શૂળી પર ચઢાવવામાં આવે અથવા તેમનાં હાથ અને પગ વિરુદ્ધ દિશાએથી કાપી નાખવામાં આવે અથવા તેમને દેશનિકાલ કરવામાં આવે. તેમનું આ અપમાન દુનિયામાં છે અને આખિરત (પરલોક)માં તેમના માટે મોટી યાતના છે. (૩૪) પરંતુ જે લોકો તૌબા (પ્રાયશ્ચિત) કરી લે એ પહેલા

કે તમે તેમના પર કાબૂ મેળવો, તો જાણી લો કે અલ્લાહ ક્ષમાશીલ, કૃપાળુ છે.

(૩૫) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને તેનું સામીપ્ય શોધો અને તેના માર્ગમાં સંઘર્ષ કરો, જેથી તમે સફળતા પ્રાપ્ત કરો. (૩૬) નિઃશંક, જે લોકોએ ઈન્કાર કર્યો છે કે જો તેમના પાસે એ બધું જ હોય જે ધરતીમાં છે અને એટલું જ વધારે, જેથી તેઓ તેને ‘ફિદયા’ (અર્થ-દંડ)માં આપે કે કયામતના દિવસની યાતનાથી છૂટી જાય, તો પણ તેમના પાસેથી તેનો સ્વીકાર કરવામાં નહીં આવે અને તેમના માટે પીડાદાયક યાતના છે. (૩૭) તેઓ ઇચ્છશે કે આગથી નીકળી જાય, પરંતુ તેઓ તેનાથી નીકળી નહીં શકે અને તેમના માટે સ્થાયી યાતના છે, (૩૮) અને ચોર પુરુષ અને ચોર સ્ત્રી બંનેના હાથ કાપી નાખો. આ તેમનો બદલો છે અને અલ્લાહ તરફથી શિક્ષાપ્રદ સજા, અને અલ્લાહ પ્રભુત્વશાળી અને ડહાપણવાળો છે. (૩૯) તત્પશ્ચાત્ જેણે પોતાના પર અત્યાચાર પછી તૌબા (પ્રાયશ્ચિત) કરી અને સુધારણા કરી લીધી, તો નિઃશંક અલ્લાહ તેના તરફ ધ્યાન આપશે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૪૦) શું તમે નથી જાણતા કે અલ્લાહ ધરતી અને આકાશોના રાજ્યનો માલિક છે. તે જેને ઇચ્છે સજા આપે અને જેને ઇચ્છે માફ કરી દે, અને અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે.

(૪૧) હે પયગંબર ! તમને એ લોકો દુઃખ ન પહોંચાડે, જેઓ કુફ્ર (ઇન્કાર)ના માર્ગમાં ખૂબ તત્પરતા બતાવે છે, ચાહે તેઓ એ લોકોમાંથી હોય જેઓ પોતાના મોઢેથી કહે છે કે અમે ઈમાન લાવ્યા, જો કે તેમના હૃદય ઈમાન નથી લાવ્યા અથવા તેમના પૈકી હોય જેઓ યહૂદી છે, ખૂબ જૂઠ સાંભળનારાં, સાંભળનાર એ લોકો માટે જેઓ તમારા પાસે નથી આવ્યા. તેઓ વાણીને તેના મૂળ સ્થાનેથી હટાવી દે છે. તેઓ લોકોને કહે છે કે જો તમને આ આદેશ મળે તો કબૂલ કરી લેજો અને જો બીજો આદેશ મળે તો તેનાથી બચીને રહેજો, અને

જેને અલ્લાહ પરીક્ષામાં નાખવા માગે તો તમે અલ્લાહ વિરુદ્ધ તેના મામલામાં કંઈ નથી કરી શકતા. આ જ એ લોકો છે કે અલ્લાહે ન ઇચ્છ્યું કે તે તેમનાં હૃદયોને પવિત્ર કરે. તેમના માટે દુનિયામાં અપમાન છે અને પરલોકમાં તેમના માટે મોટી યાતના છે.

(૪૨) તેઓ ખૂબ જૂઠ સાંભળનારાં છે, ખૂબ હરામ (અવૈધ) ખાનારાં છે. જો તેઓ તમારા પાસે આવે તો ચાહે તેમના વચ્ચે નિર્ણય કરો અથવા તેને ટાળી દો. જો તમે તેને ટાળી દેશો તો તેઓ તમારું કંઈ બગાડી નહીં શકે, અને જો તમે નિર્ણય કરો તો તેમના વચ્ચે ન્યાય અનુસાર નિર્ણય કરો. (૪૩) અલ્લાહ ન્યાય કરનારાઓને પસંદ કરે છે, અને તેઓ કેવી રીતે તમને લવાદ બનાવે છે, જો કે તેમના પાસે તૌરાત છે જેમાં અલ્લાહનો આદેશ છે, અને પછી તેઓ તેનાથી મોઢું ફેરવી રહ્યા છે, અને આ લોકો કદાપિ ઈમાનવાળા નથી.

(૪૪) નિઃસંદેહ, અમે તૌરાત અવતરિત કરી છે, જેમાં માર્ગદર્શન અને પ્રકાશ છે. તેના જ અનુસાર, અલ્લાહના આજ્ઞાંકિત પયગંબરો યહૂદી લોકોનાં નિર્ણયો કરતા હતા અને તેમનાં સંતો અને ધાર્મિક વિદ્વાનો પણ. એટલા માટે કે તેમને અલ્લાહના ગ્રંથ પર નિરીક્ષકો નિયુક્ત કરવામાં આવ્યા હતા, અને તેઓ તેના સાક્ષી હતા. તેથી તમે મનુષ્યોથી ન ડરો, મારાથી ડરો અને મારી આયતોને તુચ્છ વસ્તુઓના બદલામાં વેચી ન નાખો, અને જે કોઈ એ આદેશ અનુસાર ન વર્તે જે અલ્લાહે અવતરિત કરેલ છે, તો એ જ લોકો કાફિર (ઇન્કાર કરનારાં, અધર્મી) છે; (૪૫) અને અમે આ ગ્રંથમાં (તૌરાતમાં) તેના પર લખી દીધું કે પ્રાણના બદલે પ્રાણ અને આંખના બદલે આંખ અને નાકના બદલે નાક અને કાનના બદલે કાન અને દાંતના બદલે દાંત અને ઈજાઓના બદલે તેના સમાન. પછી જે માફ કરી દે તો તે તેના માટે કફ્ફારો (પ્રાયશ્ચિત) છે, અને જે વ્યક્તિ તેના અનુસાર નિર્ણય ન કરે જે અલ્લાહે અવતરિત કરેલ છે, તો એ જ

લોકો અત્યાચારી છે; (૪૬) અને અમે તેમના પછી મરયમના પુત્ર ઈસાને મોકલ્યા પુષ્ટિ કરતાં પોતાનાથી પહેલાંના ગ્રંથ તૌરાતની અને અમે તેમને ઈંજિલ પ્રદાન કર્યો, જેમાં માર્ગદર્શન અને નૂર (પ્રકાશ) છે અને પુષ્ટિ કરવાવાળો હતો પોતાનાથી અગાઉના ગ્રંથ તૌરાતની અને માર્ગદર્શન અને શિખામણ ડરવાવાળા લોકો માટે.

(૪૭) અને ઈંજિલવાળાઓ તેના અનુસાર નિર્ણય કરવો જોઈએ, જે અલ્લાહ તેમાં અવતરિત કરેલ છે, અને જે કોઈ તેના અનુસાર નિર્ણય ન કરે જે અલ્લાહે અવતરિત કરેલ છે, તો એ જ લોકો અવજ્ઞાકારી છે.

(૪૮) અને અમે તમારા તરફ ગ્રંથ અવતરિત કર્યો સત્યની સાથે, પુષ્ટિ કરનાર પૂરોગામી ગ્રંથની અને સંરક્ષક તેના વિષયોનો. તેથી તમે તેમના દરમ્યાન નિર્ણય કરો તેના અનુસાર જે અલ્લાહે અવતરિત કરેલ છે, અને જે સત્ય તમારા પાસે આવ્યું છે. તેને છોડીને તેમની મનેચ્છાઓનું અનુસરણ ન કરો. અમે તમારામાંથી દરેક માટે એક શરીઅત (ધર્મવિધાન) અને એક પદ્ધતિ નિર્ધારિત કરી છે, અને જો અલ્લાહ ઈચ્છતો તો તમને એક જ ઉમ્મત (સમુદાય) બનાવી દેતો. પરંતુ અલ્લાહે ઈચ્છ્યું કે તેણે આપેલ આદેશોમાં તમારી પરીક્ષા કરે. તેથી તમે ભલાઈઓ તરફ દોડો. છેવટે તમને-સૌને અલ્લાહ તરફ જ પાછા ફરીને જવાનું છે. પછી તે તમને જણાવી દેશે, એ વસ્તુ વિશે જેમાં તમે મતભેદ કરી રહ્યા હતા.

(૪૯) અને તેમના દરમ્યાન તેના અનુસાર નિર્ણય કરો, જે અલ્લાહે અવતરિત કરેલ છે અને તેમની મનેચ્છાઓનું અનુસરણ ન કરો અને એ લોકોથી દૂર રહો કે ક્યાંક તેઓ તમને ભ્રમિત ન કરી દે તમને તમારા ઉપર અવતરિત કરેલ કોઈ આદેશથી. તેથી જો તેઓ ફરી જાય, તો જાણી લો કે અલ્લાહ તેમને તેમનાં કેટલાક ગુનાઓની સજા આપવા માગે છે, અને ચોક્કસપણે લોકોમાં

મોટાભાગના માણસો અવજ્ઞાકારી છે. (૫૦) શું આ લોકો અજ્ઞાનતાનો નિર્ણય ચાહે છે ? અને અલ્લાહથી વધારે (સારો) નિર્ણય કોનો હોઈ શકે છે એ લોકો માટે જેઓ વિશ્વાસ કરવા માગે ?

(૫૧) હે ઈમાનવાળાઓ ! યહૂદીઓ અને ખ્રિસ્તીઓને મિત્ર ન બનાવો. તેઓ એક-બીજાના મિત્ર છે, અને તમારા પૈકી જે વ્યક્તિ તેમને પોતાનો મિત્ર બનાવશે, તો તે તેમનામાંથી જ હશે. અલ્લાહ અત્યાચારી લોકોને માર્ગ બતાવતો નથી. (૫૨) તમે જુઓ છો કે જે લોકોના હૃદયોમાં રોગ છે, તેઓ તેમના જ તરફ દોડી રહ્યા છે. તેઓ કહે છે કે અમને એ ભય છે કે અમે કોઈ મુસીબતમાં ન ફસાઈ જઈએ. તો સંભવ છે કે અલ્લાહ વિજય પ્રદાન કરી દે અથવા પોતાના તરફથી કોઈ વિશિષ્ટ વાત પ્રગટ કરી દે, ત્યારે આ લોકો એ વસ્તુ પર, જેને તેમણે પોતાના હૃદયોમાં છુપાવી રાખી છે, શરમ અનભવશે. (૫૩) અને એ સમયે ઈમાનવાળા કહેશે, શું આ એ જ લોકો છે, જેઓ જોરશોરથી અલ્લાહની સોગંદો ખાઈ-ખાઈને વિશ્વાસ અપાવતા હતા કે અમે તમારા સાથે છીએ. તેમના બધા કર્મો વ્યર્થ થઈ ગયા અને તેઓ નુકસાનમાં રહ્યા.

(૫૪) હે ઈમાનાવાળાઓ ! તમારામાંથી જે વ્યક્તિ પોતાના દીન (ધર્મ)થી ફરી જાય, તો અલ્લાહ ખૂબ જ જલ્દી એવા લોકોને ઉઠાવશે, જેઓ અલ્લાહને પ્રિય હશે અને અલ્લાહ તેમને પ્રિય હશે. તેઓ ઈમાનવાળાઓ માટે નરમ અને કાફિરો (ઇન્કાર કરનારાઓ) માટે કઠોર હશે. તેઓ અલ્લાહના માર્ગમાં જિહાદ (ધર્મના માર્ગમાં તન-મન-ધનથી સંઘર્ષ) કરશે અને કોઈ નિંદા કરનારની નિંદાથી નહીં ડરે. આ અલ્લાહની કૃપા છે. તે જેને ઇચ્છે પ્રદાન કરે છે, અને અલ્લાહ અત્યંત ઉદાર અને સર્વજ્ઞ છે. (૫૫) તમારાં મિત્ર તો કેવળ અલ્લાહ અને તેના પયગંબર અને ઈમાનવાળાં છે, જેઓ નમાઝની સ્થાપના

કરે  છે અને ઝકાત અદા કરે છે અને તેઓ અલ્લાહ સમક્ષ ઝુકવાવાળાં છે, (૫૬) અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબર અને ઈમાનવાળાઓને મિત્ર બનાવે, તો નિઃશંક અલ્લાહનો પક્ષ જ વર્ચસ્વશાળી રહેવાવાળો છે.

(૫૭) હે ઈમાનવાળાઓ ! એ લોકોને પોતાનાં મિત્ર ન બનાવો, જેમણે તમારા દીન (ધર્મ)ને મજાક અને ખેલ બનાવી દીધો છે, ન એ લોકોમાંથી જેમને અગાઉ ગ્રંથ આપવામાં આવ્યો હતો અને ન ઈન્કાર કરનારાઓને, અને અલ્લાહથી ડરતા રહો, જો તમે ઈમાનવાળા છો; (૫૮) અને જ્યારે તમને નમાઝ માટે પોકારો છો તો એ લોકો તેને મજાક અને ખેલ બનાવી લે છે. તેનું કારણ એ છે કે તેઓ બુદ્ધિ નથી રાખતા. (૫૯) કહો કે હે ગ્રંથવાળાઓ ! તમે અમારાથી કેવળ એટલા માટે હઠ રાખો છો કે અમે ઈમાન લાવ્યા અલ્લાહ પર અને તેના પર જે અમારા તરફ અવતરિત કરવામાં આવ્યું અને તેના પર જે અમારાથી પહેલાં અવતરિત કરવામાં આવ્યું ? અને તમારા પૈકી મોટાભાગના લોકો અવજ્ઞાકારી છે. (૬૦) કહો, શું હું તમને બતાવું એ જે અલ્લાહના ત્યાં પરિણામની દૃષ્ટિએ આનાથી પણ વધારે ખરાબ છે ? એ જેના પર અલ્લાહે ફિટકાર કરી અને જેના પર તેનો પ્રકોપ થયો, અને જેમાંથી વાંદરા અને ડુક્કર બનાવી દેવામાં આવ્યા અને તેમણે શૈતાનની પૂજા કરી. આવા લોકો સ્થાનની રીતે સૌથી ખરાબ અને સન્માર્ગથી ઘણા દૂર છે.

(૬૧) અને જ્યારે તેઓ તમારા પાસે આવે છે, તો કહે છે કે અમે ઈમાન લાવ્યા, જો કે તેઓ ઈન્કાર કરનારાં આવ્યા હતા અને ઈન્કાર કરનારાં જ ચાલ્યા ગયા, અને અલ્લાહ સારી રીતે જાણે છે એ વસ્તુને જેને તેઓ છુપાવી રહ્યા છે. (૬૨) અને તમે તેમાંથી મોટાભાગના લોકોને જોશો કે તેઓ ગુના અને અત્યાચાર અને અવૈધ ખાવા માટે દોડે છે. કેવાં ખરાબ કાર્યો છે જે તેઓ કરી રહ્યા છે. (૬૩) તેમનાં ધર્મજ્ઞાતા અને ધાર્મિક વિદ્વાનો તેમને કેમ નથી રોકતા

ગુનાની વાત કહેવાથી અને અવૈધ ખાવાથી. કેવા ખરાબ કાર્યો છે જે તેઓ કરી રહ્યા છે.

(૬૪) અને યહૂદીઓ કહે છે કે અલ્લાહના હાથ બંધાયેલા છે. તેમના જ હાથ બંધાઈ જાય અને ફિટકાર થાય તેમના પર આ કહેવા માટે, બલ્કે અલ્લાહના બંને હાથ ખુલ્લા છે. તે જે રીતે ઇચ્છે ખર્ચ કરે છે, અને તમારા પર તમારા પાલનહાર તરફથી જે કંઈ ઉતર્યું છે, તે તેમનામાંથી મોટાભાગના લોકોના વિદ્રોહ અને ઈન્કારમાં વધારો કરી રહ્યું છે, અને અમે તેમના દરમ્યાન દુશ્મની અને ઈર્ષ્યા કયામત સુધી નાખી દીધા છે. જ્યારે પણ તેઓ લડાઈની આગ ભડકાવે છે, તો અલ્લાહ તેને બુઝાવી નાખે છે, અને તેઓ ધરતીમાં બગાડ અને ઉપદ્રવ ફેલાવવામાં સક્રિય છે, જો કે અલ્લાહ બગાડ અને ઉપદ્રવ ફેલાવનારાઓને પસંદ કરતો નથી.

(૬૫) અને જો ગ્રંથવાળાઓ ઈમાન લાવતા અને અલ્લાહથી ડરતા, તો અમે અવશ્ય તેમની બૂરાઈઓ તેમનાથી દૂર કરી દેતા અને તેમને કૃપાઓના બાગોમાં દાખલ કરતા, (૬૬) અને જો તેઓ તૌરાત અને ઈંજિલ પર અને તેના પર જે તેમના પ્રભુ-પાલનહાર તરફથી તમના પર અવતરિત કરવામાં આવેલ છે, અમલ કરતા તો તેઓ ખાતા પોતાના ઉપરથી અને પોતાના પગ નીચેથી. તેમનામાં કેટલાક લોકો સન્માર્ગ પર છે. પરંતુ તેમના પૈકી મોટા-ભાગના લોકો એવા છે જેઓ ખૂબ ખરાબ કરી રહ્યા છે.

(૬૭) હે પયગંબર ! જે કંઈ તમારા પર તમારા રબ તરફથી અવતરિત થયું છે, તેને પહોંચાડી દો, અને જો તમે આવું ન કર્યું તો તમે અલ્લાહના સંદેશને ન પહોંચાડ્યો, અને અલ્લાહ તમને લોકોથી બચાવશે. અલ્લાહ નિશ્ચિતપણે ઈન્કાર કરનારા લોકોને માર્ગ બતાવતો નથી.

(૬૮) કહી દો, હે ગ્રંથવાળાઓ ! તમે કોઈ વસ્તુ પર નથી, જ્યાં સુધી

તમે તૌરાત અને ઈંજિલને સ્થાપિત ન કરો અને તેને જે તમારા પર અવતરિત થયેલ છે તમારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી, અને જે કંઈ તમારા રબ તરફથી તમારા પર અવતરિત કરવામાં આવ્યું છે, તે ચોક્કસ તેમનામાંથી મોટાભાગના લોકોના વિદ્રોહ અને ઈન્કારને વધારશે. તેથી તમે ઈન્કાર કરનારાઓ પર અફસોસ ન કરો. (૬૯) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને જે લોકો યહૂદી બન્યા અને સાબી અને ખ્રિસ્તી, જે વ્યક્તિ પણ ઈમાન લાવે અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર અને સદ્કાર્યો કરે, તો તેમના માટે ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી થશે.

(૭૦) અમે ઈસરાઈલની સંતાનથી વચન લીધું અને તેમના તરફ ઘણા ઈશદૂતો મોકલ્યા. જ્યારે કોઈ ઈશદૂત તેમના પાસે એવી વાત લઈને આવ્યો, જેને તેમનું મન ઈચ્છતું ન હતું, તો કેટલાકને તેમણે ખોટા ઠેરવી દીધા અને કેટલાકની હત્યા કરી નાખી, (૭૧) અને વિચાર્યું કે કંઈ જ ખોટું નહીં થાય. તેથી તેઓ આંધળા અને બહેરા બની ગયા. પછી અલ્લાહે તેમના તરફ ધ્યાન આપ્યું. પછી તેમાંથી ઘણા આંધળા અને બહેરા બની ગયા, અને અલ્લાહ જુએ છે જે કંઈ તેઓ કરી રહ્યા છે.

(૭૨) નિશ્ચિતપણે એ લોકોએ કુફ્ર (ઈન્કાર) કર્યું, જેમણે કહ્યું કે અલ્લાહ તો આ જ મરયમનો પુત્ર ઈસા છે, જો કે ઈસા મસીહે કહ્યું હતું કે હે ઈસરાઈલની સંતાન ! અલ્લાહની ઉપાસના કરો, જે મારો રબ છે અને તમારો પણ રબ છે. જે વ્યક્તિ અલ્લાહનો ભાગીદાર ઠરાવશે, તો અલ્લાહે હરામ (અવૈધ) કરી દીધી તેના માટે જન્નત અને તેનું ઠેકાણું આગ છે, અને અત્યાચારીઓનો કોઈ મદદગાર નથી. (૭૩) ચોક્કસ એ લોકોએ કુફ્ર કર્યું, જેમણે કહ્યું કે ખુદા ત્રણમાંનો ત્રીજો છે, જો કે કોઈ ઉપાસ્ય નથી સિવાય એક ઉપાસ્યના, અને જો તેઓ અટકે નહીં આનાથી જે તેઓ કહે છે, તો તેમના પૈકી કુફ્ર પર અડગ

રહેનારાઓને એક પીડાદાયક યાતના પકડશે. (૭૪) આ લોકો અલ્લાહ સમક્ષ તૌબા (પ્રાયશ્ચિત) કેમ નથી કરતા અને તેનાથી માફી કેમ નથી માંગતા ? અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૭૫) મરયમના પુત્ર ઈસા મસીહ તો કેવળ એક પયગંબર છે. તેમના પહેલાં પણ ઘણાં પયગંબરો વિતી ચૂક્યા છે, અને તેમની માતા એક સુશીલ મહિલા હતા. બંને ભોજન લેતા હતા. જુઓ, અમે કેવી રીતે તેમના સામે દલીલો વર્ણવી રહ્યા છીએ. પછી જુઓ, તેઓ ક્યાં ઉલટા ચાલ્યા જઈ રહ્યા છે. (૭૬) કહો, શું તમે અલ્લાહને છોડીને એવી વસ્તુની ઉપાસના કરો છો, જે ન તમને નુકસાન પહોંચાડવાનો અધિકાર ધરાવે છે અને ન નફો, અને સાંભળનાર અને જાણવાવાળો માત્ર અલ્લાહ છે.

(૭૭) કહો, હે ગ્રંથવાળાઓ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) ! પોતાના ધર્મમાં અનુચિત અતિશયોક્તિ ન કરો અને એ લોકોની કલ્પનાઓનું અનુસરણ ન કરો, જેઓ આનાથી પહેલા પથભ્રષ્ટ થયા અને જેમણે ઘણા લોકોને પથભ્રષ્ટ કર્યા, અને તેઓ સન્માર્ગથી ભટકી ગયા.

(૭૮) ઇસરાઈલની સંતાનમાંથી જે લોકોએ કુફ્ર કર્યું, તેમના પર ફિટકાર કરવામાં આવી દાઉદ અને મરયમના પુત્ર ઈસાની મોઢેથી. એટલા માટે કે તેમણે અવજ્ઞા કરી અને તેઓ હદથી આગળ વધી ગયા હતા. (૭૯) તેઓ એક-બીજાને રોકતા ન હતા બૂરાઈથી, જે તેઓ કરતા હતા. અત્યંત ખરાબ કાર્ય હતું જે તેઓ કરી રહ્યા હતા. (૮૦) તમે તેમનામાંથી ઘણા માણસોને જોશો કે કુફ્ર કરનારાઓથી મિત્રતા રાખે છે. કેવી ખરાબ વસ્તુ છે, જે તેમણે પોતાના માટે આગળ મોકલી છે કે અલ્લાહનો પ્રકોપ થાય તેમના પર અને તેઓ હંમેશા યાતનામાં પડ્યા રહેશે. (૮૧) જો તેઓ ઈમાન રાખવાવાળા હોત અલ્લાહ પર અને ઈશદૂત પર અને તેના પર જે તેના તરફ અવતરિત કરવામાં આવી, તો તેઓ ઈન્કાર કરનારાઓને મિત્ર ન બનાવતા. પરંતુ તેમના

પૈકી મોટાભાગના લોકો અવજ્ઞાકારી છે.

(૮૨) ઈમાનવાળાઓની સાથે શત્રુતામાં તમે સૌથી વધારે યહૂદીઓ અને મુશ્રિકો (બહુદેવવાદીઓ)ને જોશો, અને ઈમાનવાળાઓની સાથે મિત્રતામાં તમે સૌથી વધારે એ લોકોને જોશો જેઓ પોતાને નસરાની (ખ્રિસ્તી) કહે છે. આવું એટલા માટે કે તેમનામાં ધાર્મિક વિદ્વાનો અને રાહિબ (સાધુ-સંતો) છે, અને એટલા માટે કે તેઓ અહંકાર નથી કરતા, ★**(૮૩) અને જ્યારે તેઓ** આ વાણીને સાંભળે છે, જે ઈશદૂત પર અવતરિત કરવામાં આવી છે, તો તમે જોશો કે તેમની આંખોથી આંસુ વહે છે, એ કારણસર કે તેમણે સત્યને ઓળખી લીધું. તેઓ પોકારી ઉઠે છે કે હે અમારા પ્રભુ-પાલનહાર ! અમે ઈમાન લાવ્યા. તેથી તું અમને સાક્ષી આપનારાઓમાં લખી લે, (૮૪) અને અમે કેમ ઈમાન ન લાવીએ અલ્લાહ પર અને એ સત્ય પર, જે અમારા સુધી પહોંચ્યું છે, જ્યારે કે અમે એ અભિલાષા રાખતા હતા કે અમારો માલિક અમને સદાચારી લોકોની સાથે સામેલ કરે. (૮૫) તેથી અલ્લાહ તેમને આ કથનના બદલામાં એવા બાગ આપશે, જેના નીચે નહેરો વહી રહી હશે, તેઓ તેમાં હંમેશા રહેશે, અને આ જ બદલો છે સત્કર્મીઓનો, (૮૬) અને જેમણે ઇન્કાર કર્યો અને અમારી નિશાનીઓને ખોટી ઠેરવી, તો એ જ લોકો નર્કવાળા છે.

(૮૭) હે ઈમાનવાળાઓ ! એ પવિત્ર અને શુદ્ધ વસ્તુઓને હરામ (અવૈધ) ન ઠરાવો, જે અલ્લાહ તમારા માટે હલાલ (વૈધ) કરી છે અને હદથી આગળ ન વધો. અલ્લાહ હદથી આગળ વધી જનારાઓને પસંદ કરતો નથી, (૮૮) અને અલ્લાહે તમને જે હલાલ વસ્તુઓ આપી છે તેમાંથી ખાઓ, અને અલ્લાહથી ડરો, જેના પર તમે ઈમાન લાવ્યા છો. (૮૯) અલ્લાહ તમારી નિરર્થક સોગંદો પર તમારી પકડ નહીં કરે. આવી સોગંદોનો કફ્ફારો (પ્રાયશ્ચિત) છે દસ ગરીબોને સરેરાશ દરજ્જાનું ભોજન કરાવવું, જે તમે

પોતાના ઘરવાળાને કરાવો છો, અથવા કપડાં આપવા, અથવા એક ગુલામને સ્વતંત્ર કરાવવું; અને જે અસમર્થ હોય તે ત્રણ દિવસના રોઝા (ઉપવાસ) રાખે. આ 'કફ્ફારો' (પ્રાયશ્ચિત) છે તમારી સોગંદોનો જ્યારે કે તમે સોગંદ ખાઈ બેસો, અને પોતાની સોગંદોનું પાલન કરો. આ રીતે અલ્લાહ તમારા માટે આદેશો વર્ણવે છે, જેથી તમે કૃતજ્ઞ બનો.

(૯૦) હે ઈમાનવાળાઓ ! દારૂ અને જુગાર અને વેદીઓ અને પાસાંઓ બધા જ ગંદા કાર્યો છે શૈતાનનાં. તેથી તમે તેનાથી બચો, જેથી સફળતા પામો. (૯૧) શૈતાન તો એ જ ઈચ્છે છે કે દારૂ અને જુગાર વડે તે તમારા વચ્ચે દુશ્મની અને ઈર્ષ્યા નાખી દે અને તમને અલ્લાહના સ્મરણ અને નમાઝથી રોકી દે. તો શું તમે તેનાથી રોકાશો ? (૯૨) અને આજ્ઞાપાલન કરો અલ્લાહનું અને આજ્ઞાપાલન કરો પયગંબરનું અને બચો. જો તમે અવગણના કરશો, તો જાણી લો કે અમારા પયગંબરના શિરે માત્ર સ્પષ્ટ પહોંચાડી દેવાનું છે. (૯૩) જે લોકો ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કર્યા તેમના પર એ વસ્તુમાં કોઈ ગુનો નથી જે તેઓ ખાઈ ચૂક્યા, જો તેઓ ડર્યા અને ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કર્યા, ફરી ડર્યા અને ઈમાન લાવ્યા, ફરી ડર્યા અને ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કર્યા, અને અલ્લાહ સદ્‌કાર્યો કરવાવાળાઓને પ્રેમ કરે છે.

(૯૪) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તમને એ શિકાર વડે પરીક્ષામાં નાખશે, જે તદ્દન તમારા હાથ અને તમારા ભાલાઓની પહોંચમાં હશે, જેથી અલ્લાહ જાણે કે કોણ છે તે, જે દેખાતો નથી છતાં તેનાથી ડરે છે. પછી જેણે અતિરેક કર્યો, તો તેના માટે પીડાદાયક યાતના છે. (૯૫) હે ઈમાનવાળાઓ ! શિકારને ન મારો, જ્યારે કે તમે 'એહરામ'ની હાલતમાં હોવ, અને તમારા પૈકી જે વ્યક્તિ તેને જાણીજોઈને મારે, તો તેનો બદલો એ જ પ્રકારનું જાનવર છે, જેવું તેણે માર્યું છે, જેનો નિર્ણય તમારામાંથી બે ન્યાયી વ્યક્તિઓ કરશે

અને આ ભેટને કાબા પહોંચાડવામાં આવે, અથવા તેના પ્રાયશ્ચિતમાં કેટલાક ગરીબોને ભોજન કરવવાનું રહેશે, અથવા તેના બરાબર રોઝા રાખવાના રહેશે, જેથી તેઓ પોતાના કર્યાની સજાની મજા ચાખે. અલ્લાહે માફ કર્યું જે કંઈ થઈ ચૂક્યું, અને જે વ્યક્તિ અવગણના કરશે, તો અલ્લાહ તેનાથી બદલો લેશે, અને અલ્લાહ પ્રભુત્વશાળી છે, બદલો લેવાવાળો છે.

(૯૬) તમારા માટે સમુદ્રનો શિકાર અને તેનું ભોજન વૈધ કરવામાં આવ્યું, તમારા ફાયદા માટે અને કાફલાઓ માટે, અને જ્યાં સુધી તમે 'એહરામ'માં હોવ, જમીનનો શિકાર તમારા પર હરામ (અવૈધ) કરવામાં આવ્યું, અને અલ્લાહથી ડરો, જેના પાસે તમને હાજર કરવામાં આવશે. (૯૭) અલ્લાહે કાબા, પ્રતિષ્ઠિત ઘરને લોકો માટે રોકાવાનું કારણ બનાવ્યું, અને પ્રતિષ્ઠિત મહિનાઓને અને કુરબાનીના જાનવરોને અને ગળામાં પટ્ટો લગાવેલા જાનવરોને પણ. આ એટલા માટે કે તમે જાણો કે અલ્લાહને ખબર છે જે કંઈ આકાશોમાં અને જે કંઈ ધરતીમાં છે, અને અલ્લાહ દરેક વસ્તુથી વાકેફ છે. (૯૮) જાણી લો કે અલ્લાહની યાતના કઠોર છે અને નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૯૯) રસૂલ (ઈશદૂત) પર કેવળ પહોંચાડી દેવાની જવાબદારી છે. અલ્લાહ જાણે છે જે કંઈ તમે જાહેર કરો છો અને જે કંઈ તમે છુપાવો છો. (૧૦૦) કહો કે અપવિત્ર અને પવિત્ર સમાન નથી હોઈ શકતું, ચાહે અપવિત્રની અધિકતા તમને સારી લાગે. તેથી અલ્લાહથી ડરો હે બુદ્ધિશાળીઓ ! જેથી તમે તમે સફળતા પામો.

(૧૦૧) હે ઈમાનવાળાઓ ! એવી વાતો વિશે પ્રશ્ન ન કરો કે જો તે તમારા સામે જાહેર કરી દેવામાં આવે, તો તમને ભારે લાગે, અને જો તમે તેના વિશે પ્રશ્ન કરશો એવા સમયે, જ્યારે કે કુર્આન અવતરિત થઈ રહ્યું છે, તો તે તમારા સામે જાહેર કરી દેવામાં આવશે. અલ્લાહે તેમને માફ કર્યા, અને અલ્લાહ

ક્ષમાશીલ, સહનશીલ છે. (૧૦૨) આવી જ વાતો તમારાથી પહેલા એક સમુદાયે પૂછી હતી. પછી તેઓ ઈન્કાર કરનારા બનીને રહી ગયા. (૧૦૩) અલ્લાહે 'બહીરા' અને 'સાઈબા' અને 'વસીલા' અને 'હામ' (મૂર્તીઓના નામે છોડવામાં આવેલ પશુઓ) નિર્ધારિત નથી કર્યા. પરંતુ જે લોકોએ કુફ્ર (ઈન્કાર) કર્યું તેઓ અલ્લાહ વિશે જૂઠ ઘડે છે અને તેમાંથી મોટાભાગના લોકો બુદ્ધિથી કામ નથી લેતા. (૧૦૪) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે કંઈ અવતરિત કરેલ છે તેના તરફ આવો અને પયગંબરની તરફ આવો, તો તેઓ કહે છે કે અમારા માટે એ જ પર્યાપ્ત છે, જેના પર અમે અમારા વડીલો (અને પૂર્વજો)ને જોયા છે. ચાહે તેમનાં વડીલ (અને પૂર્વજો) કંઈ ન જાણતા હોય અને ન માર્ગદર્શન પર હોય (તેમ છતાં) ? (૧૦૫) હે ઈમાનવાળાઓ ! તમે પોતાની ચિંતા કરો. કોઈ પથભ્રષ્ટ થા તો તેનાથી તમારું કંઈ નુકસાન નથી, જો તમે માર્ગદર્શન પર હોવ. તમને-સૌને અલ્લાહની પાસે પાછા ફરીને જવાનું છે, પછી તે તમને બતાવી દેશે જે કંઈ તમે કરી રહ્યા હતા.

(૧૦૬) હે ઈમાનવાળાઓ ! તમારા દરમ્યાન વસિયતના સમયે, જ્યારે કે કોઈનો મૃત્યુનો સમય આવી ગયો હોય ત્યારે સાક્ષી એ રીતે છે કે બે વિશ્વસનીય માણસો તમારામાંથી સાક્ષી હોય, અથવા જો તમે પ્રવાસની સ્થિતિમાં હોવ અને ત્યાં મૃત્યુની વસિયતનો સમય આવી જાય, તો તમારા અન્ય લોકોમાંથી બે સાક્ષી લઈ લેવામાં આવે. પછી જો તમને સંદેહ થઈ જાય, તો બંને સાક્ષીઓને નમાઝ પછી રોકી લો અને તેઓ બંને અલ્લાહના સોગંદ ખાઈને કહે કે અમે કોઈ કિંમતના બદલામાં તેને નહીં વેચીએ, ચાહે કોઈ નજીકનો સગો જ કેમ ન હોય, અને ન અમે અલ્લાહની સાક્ષીને છુપાવીશું. જો અમે આવું કરીએ, તો નિઃશંક અમે ગુનેગાર હોઈશું (૧૦૭) પછી જો ખબર

પડે કે આ બંનેએ કોઈ હકનું ઉલ્લંઘન કર્યું છે, તો તેમના બદલે બે અન્ય વ્યક્તિઓ એ લોકોમાંથી ઊભા થાય, જેમનો હક પાછલા બે સાક્ષીઓએ મારવાનું ઇચ્છ્યું હતું. તેઓ અલ્લાહના સોગંદ ખાય કે અમારી સાક્ષી એ બંનેની સાક્ષીથી વધારે સાચી છે અને અમે કોઈ અન્યાય કર્યો નથી. જો અમે આવું કરીએ, તો અમે અત્યાચારીઓમાંથી હોઈશું. (૧૦૮) આ વધારે અપેક્ષિત પદ્ધતિ છે કે લોકો સાક્ષી બરાબર આપે, અથવા તેનાથી ડરે કે અમારી સોગંદ તેમની સોગંદ પછી અવળી પડશે, અને અલ્લાહથી ડરો અને સાંભળો. અલ્લાહ અવજ્ઞાકારીઓને સન્માર્ગ ચલાવતો નથી.

(૧૦૯) જે દિવસે અલ્લાહ પયગંબરોને એકત્ર કરશે, પછી પૂછશે કે તમને શું જવાબ મળ્યો હતો. તેઓ કહેશે કે અમને કંઈ જ્ઞાન નથી, છૂપી વાતોને જાણવાવાળો તું જ છે. (૧૧૦) જ્યારે અલ્લાહ કહેશે, હે મરયમના પુત્ર ઈસા ! મારી એ કૃપાને યાદ કરો, જે મેં તમારી માતા પર કરી હતી, જ્યારે કે મેં પવિત્ર આત્માથી તમારી સહાયતા કરી હતી. તમે લોકો સાથે વાર્તાલાપ કરતા હતા માતાના ખોળામાં પણ અને પુખ્ત વયે પણ, અને જ્યારે મેં તમને ગ્રંથ અને તત્ત્વદર્શિતા અને તૌરાત અને ઈંજિલની શિક્ષા આપી; અને જ્યારે તમે માટીથી પક્ષી જેવું રૂપ મારી આજ્ઞાથી બનાવતા હતા, પછી તેમાં ફૂંક મારતા હતા, તો તે મારી આજ્ઞાથી પક્ષી બની જતું હતું, અને તમે આંધળા અને કોઢવાળાને મારી આજ્ઞાથી સ્વસ્થ અને તંદુરસ્ત બનાવી દેતા હતા, અને જ્યારે તમે મડદાઓને મારી આજ્ઞાથી બહાર કાઢીને ઊભો કરી દેતા હતા, અને જ્યારે મેં ઇસરાઈલની સંતાનને તમારાથી રોક્યા, જ્યારે કે તમે તેમના પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યા, તો તેમના ઇન્કાર કરનારાઓએ કહ્યું કે આ તો બસ, એક સ્પષ્ટ જાદૂ છે.

(૧૧૧) અને જ્યારે મેં હવારીઓ (હઝરત ઈસાના સાથીઓ)ના હૃદયમાં

નાખી દીધું કે મારા પર ઈમાન લાવો અને માર પયગંબર પર ઈમાન લાવો, તો તેમણે કહ્યું કે અમે ઈમાન લાવ્યા અને તું સાક્ષી રહે કે અમે મુસ્લિમ (આજ્ઞાંકિત) છીએ. (૧૧૨) જ્યારે હવારીઓએ કહ્યું કે હે મરયમના પુત્ર ઈસા ! શું તમારો પ્રભુ-પાલનહાર એ કરી શકે છે કે અમારા પર આકાશમાંથી એક ભોજન-થાળ ઉતારે ? ઈસાએ કહ્યું, અલ્લાહથી ડરો જો તમે ઈમાનવાળા છો. (૧૧૩) તેમણે કહ્યું કે અમે ઇચ્છીએ છીએ કે અમે તેમાંથી ખાઈએ અને અમારા હૃદય સંતુષ્ટ થાય અને અમે એ જાણી લઈએ કે તેં અમને સાચું કહ્યું અને અમે તેના પર સાક્ષી આપવાવાળા બની જઈએ. (૧૧૪) મરયમના પુત્ર ઈસાએ દુઆ કરી કે, હે અલ્લાહ ! અમારા પ્રભુ-પાલનહાર ! તું આકાશમાંથી એક ભોજન-થાળ ઉતાર, જે અમારા માટે એક ઈદ (ખુશી) બની જાય, અમારા પૂરોગામીઓ માટે અને અમારા અનુગામીઓ માટે, અને તારા તરફથી એક નિશાની હોય, અને અમને પ્રદાન કર, તું જ સૌથી ઉત્તમ પ્રદાન કરવાવાળો છે. (૧૧૫) અલ્લાહે કહ્યું, હું એ ભોજન-થાળ અવશ્ય તમારા પર ઉતારીશ. ત્યારબાદ જે વ્યક્તિ ઇન્કાર કરશે, તેને હું એવી સજા આપીશ, જે દુનિયામાં કોઈને આપવામાં આવી ન હોય.

(૧૧૬) અને જ્યારે અલ્લાહ પૂછશે કે હે મરયમના પુત્ર ઈસા ! શું તમે લોકોને કહ્યું હતું કે મને અને મારી માતાને અલ્લાહના બદલે ઉપાસ્ય બનાવી લો ? તેઓ જવાબ આપશે કે તું પવિત્ર છે, મારું એ કામ ન હતું કે હું એ વાત કહું, જેનો મને કોઈ અધિકાર નથી. જો મેં એ કહ્યું હશે, તો તને અવશ્ય તેનું જ્ઞાન હશે. તું જાણે છે જે મારા મનમાં છે અને હું નથી જાણતો જે તારા મનમાં છે. નિઃશંક, તું જ છે છૂપી વાતોને જાણવાવાળો. (૧૧૭) મેં તેમને એ જ વાત કહી, જેનો તેં મને આદેશ આપ્યો હતો, એ કે અલ્લાહની ઉપાસના કરો, જે મારો રબ (પ્રભુ-પાલનહાર) છે અને તમારો પણ, અને હું તેમના પર સાક્ષી

હતો, જ્યાં સુધી હું તેમના વચ્ચે રહ્યો. પછી જ્યારે તેં મને વફાત આપી, તો તેમના પર તું જ સાક્ષી હતો અને તું દરેક વસ્તુ પર સાક્ષી છે. (૧૧૮) જો તું તેમને સજા આપે તો તેઓ તારાં બંદા છે અને જો તું તેમને માફ કરી દે તો તું જ પ્રભુત્વશાળી છે, ડહાપણવાળો છે. (૧૧૯) અલ્લાહ કહેશે, આજે એ દિવસ છે કે સાચા લોકોને તેમની સચ્ચાઈ કામ આવશે. તેમના માટે બાગ છે, જેના નીચે નહેરો વહી રહી છે. તેમાં તેઓ હંમેશા રહેશે. અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી પ્રસન્ન થયા. આ જ છે મહાન સફળતા. (૧૨૦) આકાશો અને ધરતી અને જે કંઈ છે તેમાં, બધાનું સાર્વભૌમત્વ અલ્લાહ માટે જ છે અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

—●—

## ૬. સૂરઃ અલ-અન્આમ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) પ્રશંસા અલ્લાહ માટે જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને અંધકાર અને પ્રકાશને પેદા કર્યા. તેમ છતાં કાફિરો (ઇન્કાર કરનારાઓ) બીજાઓને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ના સમકક્ષ ઠરાવે છે. (૨) એ જ છે, જેણે તમને માટીમાંથી પેદા કર્યા. પછી એક મુદ્દત નિર્ધારિત કરી અને નિર્ધારિત મુદ્દત તેના જ જ્ઞાનમાં છે. છતાં પણ તમે શંકા કરો છો, (૩) અને એ જ અલ્લાહ આકાશોમાં છે અને એ જ ધરતીમાં છે. તે તમારાં છૂપાં અને જાહેરને જાણે છે અને તે જાણે જે કંઈ તમે કરો છો.

(૪) અને તેમના રબની નિશાનીઓમાંથી જે નિશાની પણ તેમના પાસે આવે છે, તેઓ તેની અવગણના કરે છે. (૫) તેથી જે સત્ય તેમની પાસે આવ્યું છે, તેને પણ તેમણે ખોટું ઠેરવ્યું. હવે ટૂંક સમયમાં જ તેમના પાસે એ વસ્તુના સમાચારો આવશે, જેની તેઓ હાંસી ઉડાવી રહ્યા હતા. (૬) શું તેમણે નથી

જોયું કે અમે તેમનાથી પહેલા કેટલીય જાતિઓને નષ્ટ કરી દીધી. તેમને અમે ધરતીમાં (એવું) વર્ચસ્વ પ્રદાન કર્યું હતું, જે તમને પ્રદાન નથી કર્યું અને અમે તેમના પર આકાશમાંથી ખૂબ વરસાદ વરસાવ્યો અને અમે નહેરો વહાવી દીધી, જે તેમના નીચે વહેતી હતી, પછી અમે તેમને તેમના ગુનાઓના કારણે નષ્ટ કરી નાખ્યા, અને તેમના પછી અમે બીજી જાતિઓને ઉઠાવી.

(૭) અને જો તમારા પર એવો ગ્રંથ ઉતારતા, જે કાગળમાં લખેલ હોત અને તેઓ તેને પોતાના હાથોથી સ્પર્શ કરતા, તો પણ ઈન્કાર કરનારા એમ કહેતા કે આ તો એક ખુલ્લો જાદૂ છે. (૮) આના પર કોઈ ફરિશ્તો કેમ ઉતારવામાં ન આવ્યો, અને જો અમે કોઈ ફરિશ્તો ઉતારી દેતા તો મામલાનો નિર્ણય કરી દેવામાં આવતો, પછી તેમને કોઈ મહેતલ ન મળતી. (૯) અને જો અમે કોઈ ફરિશ્તાને રસૂલ (ઈશદૂત) બનાવીને મોકલતા તો તેને પણ મનુષ્ય જ બનાવતા અને તેમને એ જ સંદેહમાં નાખી દેતા જેમાં તેઓ અત્યારે પડેલા છે. (૧૦) અને તમારાથી પહેલા પણ ઈશદૂતોની મજાક ઉડાવવામાં આવી, તો તેમાંથી જે લોકોએ મજાક ઉડાવી, તેમને એ વસ્તુએ આવીને ઘેરી લીધી જેની તેઓ મજાક ઉડાવતા હતા. (૧૧) કહો, ધરતીમાં ચાલો-ફરો અને જુઓ કે ખોટું ઠેરવનારાઓનું શું પરિણામ આવ્યું.

(૧૨) પૂછો કે કોનું છે જે કંઈ આકાશો અને ધરતીમાં છે. કહો, બધું જ અલ્લાહનું છે. તેણે પોતાના ઉપર ‘રહમત’ (દયા અને કૃપા) લખી દીધી છે. તે અવશ્ય તમને એકત્ર કરશે કયામતના દિવસે, તેમાં કોઈ સંદેહ નથી. જે લોકોએ પોતાને નુકસાનમાં નાખી દીધા, એ જ લોકો છે જેઓ ઈમાન નથી લાવતા. (૧૩) અને અલ્લાહનું જ છે જે કંઈ સ્થિર થાય છે રાત્રિમાં અને જે કંઈ દિવસમાં, અને તે બધું જ સાંભળનાર, જાણવાવાળો છે. (૧૪) કહો, શું હું અલ્લાહ સિવાય કોઈ અન્યને મદદગાર બનાવું, જે રચયિતા છે આકાશો

અને ધરતીનો, અને તે સૌને ખવડાવે છે અને તેને કોઈ ખવડાવતું નથી. કહો, મને આદેશ આપવામાં આવ્યો છે કે હું સૌપ્રથમ ઈસ્લામનો સ્વીકાર કરનારો બનું અને તમે કદાપિ મુશ્રિકો (બહુદેવવાદીઓ)માંથી ન બનો. (૧૫) કહો, જો હું મારા રબની અવજ્ઞા કરું તો હું એક મોટા દિવસની યાતનાથી ડરું છું, (૧૬) જે વ્યક્તિ પરથી એ દિવસે તેને હટાવી દેવામાં આવી, તેના પર અલ્લાહે મોટી દયા કરી અને આ જ સ્પષ્ટ સફળતા છે.

(૧૭) અને જો અલ્લાહ તને કોઈ દુઃખ પહોંચાડે તો તેના સિવાય કોઈ તેને દૂર કરનાર નથી, અને જો અલ્લાહ તને કોઈ ભલાઈ પહોંચાડે તો તે દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે, (૧૮) અને તેનું પ્રભુત્વ છે પોતાના બંદાઓ પર, અને તે ડહાપણવાળો, બધી જ ખબર રાખવાવાળો છે (૧૯) તમે પૂછો કે સૌથી મોટો સાક્ષી કોણ છે ? કહો, અલ્લાહ - તે મારા અને તમારા વચ્ચે સાક્ષી છે અને મારા પર આ કુર્આન અવતરિત થયું છે, જેથી હું તમને તેનાથી સાવધાન કરી દઉં અને એ લોકોને જેમને આ પહોંચે. શું તમે એ વાતની સાક્ષી આપો છો કે અલ્લાહની સાથે બીજા પણ કેટલાક ઉપાસ્યો છે ? કહો, હું આની સાક્ષી નથી આપતો. કહો, તે તો બસ એક જ ઉપાસ્ય છે અને હું વિમુક્ત છું તમારા શિર્કથી (બહુદેવવાદથી).

(૨૦) જે લોકોને અમે ગ્રંથ આપ્યો હતો, તેઓ તેને (એ રીતે) ઓળખે છે જે રીતે પોતાના પુત્રોને ઓળખે છે. જે લોકોએ પોતાને નુકસાનમાં નાખ્યા તેઓ તેને નથી માનતા. (૨૧) અને એ વ્યક્તિથી વધારે અત્યાચારી કોણ હશે જે અલ્લાહ પર જૂઠ ઘડે અથવા અલ્લાહની નિશાનીઓને ખોટી ઠેરવે. ચોક્કસ, અત્યાચારીઓને સફળતા પ્રાપ્ત થતી નથી. (૨૨) અને જે દિવસે અમે આ સૌને એકત્ર કરીશું, પછી અમે કહીશું એ ભાગીદાર ઠરાવનારાઓને કે તમારા એ ભાગીદારો ક્યાં છે જેનો તમે દાવો કરતા હતા. (૨૩) પછી તેમના પાસે કોઈ

બહાનું નહીં રહે, પરંતુ એ કે તેઓ કહેશે કે અલ્લાહ, અમારા પ્રભુ-પાલનહારના સોગંદ ! અમે શિર્ક કરવાવાળા નહોતા. (૨૪) જુઓ, આ લોકોએ કેવી રીતે પોતાના વિશે જૂઠ કહ્યું અને ગૂમ થઈ ગઈ તેમનાથી એ વાતો જે તેઓ બનાવતા હતા.

(૨૫) અને તેમના પૈકી કેટલાક લોકો એવા છે જેઓ તમારા તરફ કાન લગાવે છે અને અમે તેમના હૃદયો પર આવરણ ચઢાવી દીધા છે કે તેઓ તેને સમજી ન શકે અને તેમના કાનોમાં ભાર છે. જો તેઓ તમામ નિશાનીઓ જોઈ લે તો પણ તેઓ તેના પર ઈમાન નહીં લાવે, ત્યાં સુધી કે જ્યારે તેઓ તમારા પાસે તમારાથી ઝઘડવા આવે છે તે ઈન્કાર કરનારાઓ કહે છે કે આ તો બસ અગાઉના લોકોની વાર્તાઓ છે. (૨૬) તેઓ લોકોને રોકે છે અને પોતે પણ તેનાથી અલગ રહે છે. તેઓ સ્વયં પોતાને નષ્ટ કરી રહ્યા છે, પરંતુ તેઓ સમજતા નથી. (૨૭) અને જો તમે તેમને એ સમયે જુઓ જ્યારે તેઓ આગ પર ઊભા કરવામાં આવશે અને કહેશે કે કાશ, અમને ફરી મોકલી દેવામાં આવતા, તો અમે અમારા રબ (પ્રભુ-પાલનહાર)ની નિશાનીઓને ખોટી ન ઠેરવતા અને અમે ઈમાનવાળાઓમાંથી બની જતા. (૨૮) હવે તેમના સામે એ વસ્તુ ખૂલી ગઈ જેને તેઓ આનાથી પહેલા ખોટી ઠેરવતા હતા, અને જો તેમને પાછા મોકલી દેવામાં આવે, તો તેઓ ફરી એ જ કરશે જેનાથી તેમને રોકીવામાં આવ્યા હતા, અને નિઃશંક તેઓ જૂઠા છે.

(૨૯) અને તેઓ કહે છે કે જીવન તો બસ આ જ અમારું દુનિયાનું જીવન છે, અને અમને ફરી ઉઠાવવામાં નહીં આવે. (૩૦) અને જો તમે એ સમયે જોતા જ્યારે કે તેઓ પોતાના રબની સામે ઊભા કરવામાં આવશે. તે તેમને પૂછશે : શું આ હકીકત નથી ? તેઓ જવાબ આપશે : હા, અમારા રબના સોગંદ ! આ હકીકત છે. અલ્લાહ ફરમાવશે : સારું, તો યાતનાની મજા ચાખો

એ ઈન્કારના બદલામાં જે તમે કરતા હતા. (૩૧) ચોક્કસ, એ લોકો નુકસાનમાં રહ્યા, જેમણે અલ્લાહથી મુલાકાતને ખોટી ઠેરવી, ત્યાં સુધી કે જ્યારે એ ક્ષણ તેમના પર અચાનક આવી જશે, તો તેઓ કહેશે : હાય અફસોસ ! આ વિશે અમે કેવી ભૂલ કરી નાખી ! અને તેમણે પોતાના બોજને પોતાની પીઠો પર ઉઠાવેલા હશે. જુઓ, કેવો ખરાબ બોજ છે જેને તેઓ ઉઠાવશે ! (૩૨) અને દુનિયાનું જીવન તો બસ, ખેલ અને તમાશો છે અને આખિરત (પરલોક)નું ઘર ઉત્તમ છે એ લોકો માટે જેઓ ઈશનિષ્ઠા અને સંયમ રાખે છે, શું તમે નથી જોતા ?

(૩૩) અમને ખબર છે કે તેઓ જે કંઈ કહે છે તેનાથી તમને રંજ થાય છે. આ લોકો તમને ખોટા ઠેરવતા નથી, બલ્કે આ અત્યાચારીઓ વાસ્તવમાં અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કરી રહ્યા છે. (૩૪) અને તમારાથી પહેલા પણ રસૂલો (ઈશદૂતો)ને ખોટા ઠેરવવામાં આવ્યા, તો તેમણે ખોટા ઠેરવવા અને તકલીફ પહોંચાડવા પર ધૈર્ય કર્યું, ત્યાં સુધી કે તેમને અમારી મદદ પહોંચી ગઈ, અને અલ્લાહની વાતોને કોઈ બદલી શકતું નથી, અને પયગંબરોની કેટલીક વાતો તમને પહોંચી જ ચૂકી છે. (૩૫) અને જો તેમની ઉપેક્ષા તમને અસહ્ય થઈ રહી છે, તો જો તમારામાં કંઈ શક્તિ છે તો ધરતીમાં કોઈ સુરંગ શોધો અથવા આકાશમાં સીડી લગાવો અને તેમના માટે કોઈ નિશાની લઈ આવો, અને જો અલ્લાહ ઈચ્છતો તો એ સૌને માર્ગદર્શન પર એકત્ર કરી દેતો. બસ, તમે અણસમજ લોકોમાંથી ન બનો. (૩૬) સ્વીકાર તો એ જ લોકો કરે છે, જેઓ સાંભળે છે અને મૃત લોકોને તો અલ્લાહ ઉઠાવશે, પછી તમને તેના તરફ પાછા ફેરવવામાં આવશે.

(૩૭) અને તેઓ કહે છે કે પયગંબર પર કોઈ નિશાની તેના રબ તરફથી કેમ ન ઉતરી ? કહો, અલ્લાહ નિઃસંદેહ, સામર્થ્ય ધરાવે છે કે કોઈ નિશાની

ઉતારે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૩૮) અને જે પણ પ્રાણી જમીન પર ચાલે છે અને જે પણ પક્ષી પોતાની બંને પાંખોથી ઊડે છે, તે સૌ તમારી જેમ જ પ્રજાતિઓ છે. અમે લખવામાં કોઈ વસ્તુ છોડી નથી. પછી સૌને પોતાના રબ પાસે એકત્ર કરવામાં આવશે, (૩૯) અને જે લોકોએ અમારી નિશાનીઓને ખોટી ઠેરવી, તેઓ બહેરા અને ગૂંગા છે, અંધકારમાં પડેલા છે. અલ્લાહ જેને ઈચ્છે છે ભટકાવી દે છે અને જેને ઈચ્છે છે સન્માર્ગ પર લગાવી દે છે.

(૪૦) કહો, એ બતાવો કે જો તમારા પર અલ્લાહની યાતના આવે અથવા કયામત આવી જાય, શું તમે અલ્લાહ સિવાય કોઈ અન્યને પોકારશો? બતાવો, જો તમે સાચા છો. (૪૧) બલ્કે તમે તેને જ પોકારશો. પછી તે દૂર કરી દે છે એ મુસીબતને જેના માટે તમે તેને પોકારો છો, જો તે ઈચ્છે છે; અને તમે ભૂલી જાઓ છો તેમને જેમને તમે (અલ્લાહના) ભાગીદાર ઠરાવો છો.

(૪૨) અને તમારાથી પહેલા ઘણી જાતિઓ તરફ અમે પયગંબરો મોકલ્યા. પછી અમે એ લોકોને પકડ્યા કઠિનાઈમાં અને તકલીફમાં, જેથી તેઓ કરગરે. (૪૩) બસ, જ્યારે અમારા તરફથી તેમના પર કઠિનાઈ આવી, તો કેમ તેઓ કરગર્યા નહીં, બલ્કે તેમનાં હૃદય કઠોર થઈ ગયા, અને શૈતાન તેમના કાર્યોને તેમની નજરમાં આકર્ષક બનાવીને બતાવતો રહ્યો. (૪૪) પછી જ્યારે તેમણે શિખામણને ભુલાવી દીધી, જે તેમને આપવામાં આવી હતી, તો અમે તેમના ઉપર દરેક વસ્તુના દરવાજા ખોલી દીધા, ત્યાં સુધી કે જ્યારે તેઓ એ વસ્તુ પર ખુશ થઈ ગયા જે તેમને આપવામાં આવી હતી, તો અમે અચાનક તેમને પકડી લીધા. તે વખતે તેઓ નિરાશ થઈને રહી ગયા. (૪૫) આમ, એ લોકોના મૂળ કાપી નાખવામાં આવ્યા, જેમણે અત્યાચાર કર્યો હતો, અને સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, સમગ્ર સૃષ્ટિઓનો રબ.

(૪૬) કહો, એ બતાવો કે અલ્લાહ જો છીનવી લે તમારાં કાન અને તમારી આંખો અને તમારાં હૃદયો પર મહોર મારી દે, તો અલ્લાહ સિવાય કોણ ઉપાસ્ય છે, જે તેને પાછા લાવે. જુઓ, અમે કેવી રીતે જુદી-જુદી પ્રકારની નિશાનીઓ વર્ણવીએ છીએ, તેમ છતાં તેઓ અવગણના કરે છે. (૪૭) કહો, એ બતાવો જો અલ્લાહનો પ્રકોપ તમારા ઉપર આકસ્મિક અથવા ઘોષિત રૂપે આવી પડે, તો અત્યાચારીઓ સિવાય કોણ નષ્ટ થશે ? (૪૮) અને પયગંબરોને અમે કેવળ ખુશખબર આપનારા અથવા ડરાવનારાની હેસિયતે મોકલીએ છીએ. પછી જે ઈમાન લાવ્યો અને (તેણે) પોતાની સુધારણા કરી લીધી, તો તેમના માટે ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી થશે. (૪૯) અને જેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી, તો તેમને યાતના પકડી લેશે, એટલા માટે કે તેઓ અવજ્ઞા કરતા હતા. (૫૦) કહો, હું તમને એમ નથી કહેતો કે મારા પાસે અલ્લાહના ખજાનાઓ છે અને ન હું 'ગૈબ' (અદૃશ્ય)ને જાણું છું અને ન હું તમને એ કહું છું કે હું ફરિશ્તો છું. હું તો કેવળ એ વહી (દિવ્ય પ્રકાશના)નું અનુસરણ કરું છું જે મારા પાસે આવે છે. કહો, શું આંધળો અને આંખોવાળો બંને સમાન હોઈ શકે છે ? શું તમે વિચારતા નથી ?

(૫૧) અને તમે આ 'વહી' દ્વારા ડરાવો એ લોકોને જેઓ ભય રાખે છે એ વાતનો કે તેમને તેમના રબ (પ્રભુ-પાલનહાર)ની પાસે એકત્ર કરવામાં આવશે, એ સ્થિતિમાં કે અલ્લાહ સિવાય ન તેમનો કોઈ સમર્થક હશે અને ન કોઈ ભલામણ કરનાર, કદાચ કે તેઓ અલ્લાહથી ડરે. (૫૨) અને તમે એ લોકોને પોતાનાથી દૂર ન કરો, જેઓ સવાર-સાંજ પોતાના રબને પોકારે છે તેની પ્રસન્નતાની અભિલાષા સાથે. તેમના હિસાબમાંથી કોઈ વસ્તુનો બોજ તમારા પર નથી અને તમારા હિસાબમાંથી કોઈ વસ્તુનો બોજ તેમના પર નથી કે તમે તેમને પોતાનાથી દૂર કરીને અન્યાયી લોકોમાંથી બની જાઓ.

(૫૩) અને આ રીતે અમે તેમનામાંથી એકને બીજાથી અજમાવ્યો છે, જેથી તેઓ કહે કે શું આ જ એ લોકો છે જેમના પર અમારા વચ્ચે અલ્લાહની કૃપા થયેલ છે. શું અલ્લાહ આભારી અને કૃતજ્ઞ લોકોથી બરાબર વાકેફ નથી ?

(૫૪) અને જ્યારે તમારા પાસે એ લોકો આવે, જેઓ અમારી આયતો પર ઈમાન લાવે છે, તો તેમને કહો કે તમારા પર સલામતી થાય. તમારા પાલનહારે પોતાના પર 'રહમત' (દયા અને કૃપા) લખી દીધી છે. નિઃશંક, તમારામાંથી જે કોઈ અણસમજમાં બૂરાઈ કરી બેસે, પછી તૌબા (પ્રાયશ્ચિત) કરે અને સુધારણા કરી લે, તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૫૫) અને આ રીતે અમે અમારી નિશાનીઓ સપષ્ટ રૂપે વર્ણવીએ છીએ, અને જેથી ગુનેગારની રીત જાહેર થઈ જાય.

(૫૬) કહો, મને એ વાતથી રોકવામાં આવ્યો છે કે હું તેમની ઈબાદત (ઉપાસના) કરું જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો. કહો, હું તમારી મનેચ્છાઓનું અનુસરણ નથી કરતો. જો હું આવું કરું તો હું પથભ્રષ્ટ થઈ જઈશ અને હું સન્માર્ગ પામનારાઓમાં નહીં રહું. (૫૭) કહો, હું મારા પાલનહાર તરફથી એક પ્રકાશિત દલીલ પર છું અને તમે તેને ખોટી ઠેરવી દીધી છે. એ વસ્તુ મારા પાસે નથી જેની તમે લોકો ઉતાવળ કરી રહ્યા છો. નિર્ણયનો અધિકાર માત્ર અલ્લાહને છે. એ જ સત્ય વર્ણવે છે અને તે સૌથી શ્રેષ્ઠ નિર્ણય કરવાવાળો છે. (૫૮) કહો, જો એ વસ્તુ મારા પાસે હોત, જેના માટે તમે લોકો ઉતાવળ કરી રહ્યા છો, તો મારા અને તમારા વચ્ચે મામલાનો નિર્ણય થઈ ચૂક્યો હોત, અને અલ્લાહ સારી રીતે જાણે છે અત્યાચારીઓને. (૫૯) અને તેના જ પાસે 'ગૈબ' (પરોક્ષ)ની ચાવીઓ છે, તેના સિવાય તેને કોઈ નથી જાણતું. અલ્લાહ જાણે છે જે કંઈ જમીનમાં અને સમુદ્રમાં છે, અને વૃક્ષ પરથી પડનારું કોઈ પાંદડું નથી જેનું તેને જ્ઞાન ન હોય અને જમીનના અંધારા પડોમાં કોઈ

દાણો એવો નથી પડતો અને ન કોઈ પ્રવાહી અને સૂકી વસ્તુ, પરંતુ બધું જ એક ખુલ્લા ગ્રંથમાં નોંધેલું છે.

(૬૦) અને એ જ છે જે રાત્રે તમને મૃત્યુ આપે છે અને દિવસે જે કંઈ તમે કરો છો તેને જાણે છે. પછી તમને ઉઠાવે છે તેમાં, જેથી નિર્ધારિત મુદ્દત પૂરી થઈ જાય. પછી તેના જ તરફ તમારે પાછા ફરવાનું છે. પછી તે તમને બતાવી દેશે એ જે તમે કરતા રહ્યા છો. (૬૧) અને તે પ્રભુત્વશાળી છે પોતાના બંદાઓ પર અને તે ઉપર નિરીક્ષકો મોકલે છે, ત્યાં સુધી કે જ્યારે તમારામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય છે, તો અમારા મોકલેલા ફરિશ્તાઓ તેનો આત્મા કબજે કરી લે છે અને તેઓ ભૂલ નથી કરતા. (૬૨) પછી સૌને અલ્લાહ, પોતાના સાચા માલિક તરફ પાછા લાવવામાં આવશે. સાંભળી લો, આજ્ઞા તેની જ છે અને તે ખૂબ જલ્દી હિસાબ લેવાવાળો છે.

(૬૩) કહો, કોણ તમને મુક્તિ આપે છે જમીન અને સમુદ્રના અંધકારથી, તમે તેને પોકારો છો આજીજી સાથે અને ચુપકે-ચુપકે કે જો અલ્લાહે અમને ઉગારી લીધા આ મુસીબતમાંથી, તો અમે તેના આભારી બંદાઓમાં બની જઈશું. (૬૪) કહો, અલ્લાહ જ તમને મુક્તિ આપે છે આનાથી અને દરેક તકલીફથી, તેમ છતાં તમે તેના ભાગીદાર ઠરાવવા લાગો છો. (૬૫) કહો, અલ્લાહ પ્રભુત્વશાળી છે એ વાત પર કે તે ઉપરથી તમારા પર કોઈ યાતના મોકલી દે અથવા તમારા પગ નીચેથી અથવા તમને જૂથોમાં વહેંચીને એકને બીજાની શક્તિની મજા ચખાડે. જુઓ, અમે કેવી રીતે દલીલો વિભિન્ન પાસાઓથી વર્ણવીએ છીએ, જેથી તેઓ સમજે. (૬૬) અને તમારી જાતિએ તેને ખોટો ઠેરવી દીધો છે, જ્યારે કે તે સત્ય છે. કહો, હું તમારા પર દરવાન નથી. (૬૭) દરેક સૂચના માટે એક સમય નિર્ધારિત છે અને ટૂંક સમયમાં જ તમને ખબર પડી જશે.

(૬૮) અને જ્યારે તમે એ લોકોને જુઓ કે તેઓ અમારી આયતોમાં ખામી કાઢે છે, તો તેમનાથી અલગ થઈ જાઓ, ત્યાં સુધી કે તેઓ કોઈ અન્ય વાતમાં લાગી જાય, અને જો ક્યારેક શૈતાન તમને ભુલાવી દે તો યાદ આવી ગયા પછી આવા અન્યાયી લોકોની પાસે ન બેસો. (૬૯) અને જે લોકો અલ્લાહથી ડરે છે, તેમના પર તેમના હિસાબમાંથી કોઈ વસ્તુની જવાબદારી નથી. અલબત્ત, યાદ દેવડાવવાનું છે, કદાચ કે તેઓ પણ ડરે. (૭૦) એ લોકોને છોડી દો, જેમણે પોતાના દીન (ધર્મ)ને ખેલ બનાવી રાખેલ છે અને જેમને દુનિયાના જીવને ધોકામાં નાખી રાખ્યા છે, અને કુર્આન દ્વારા શિખામણ આપતા રહો, જેથી કોઈ વ્યક્તિ પોતે કરેલ કાર્યો માટે પકડાઈ ન જાય, એ સ્થિતિમાં કે અલ્લાહથી બચાવનાર કોઈ મદદગાર અને ભલામણકર્તા તેના માટે ન હોય. જો તેઓ દુનિયાભરનું વળતર આપે તો પણ તે સ્વીકારવામાં નહીં આવે. આ જ એ લોકો છે જેમને પોતે કરેલા કાર્યો માટે પકડવામાં આવશે. તેમના માટે ઉકળતું પાણી પીવા માટે હશે અને પીડાદાયક સજા હશે, એટલા માટે કે તેઓ કુફ્ર (ઇન્કાર) કરતા હતા.

(૭૧) કહો, શું અમે અલ્લાહને છોડીને તેમને પોકારીએ, જેઓ ન અમને લાભ આપી શકે છે અને ન અમને નુકસાન પહોંચાડી શકે છે, અને શું અમે ઊલટા પગે ફરી જઈએ, એ પછી કે અલ્લાહ અમને સન્માર્ગ બતાવી ચૂક્યો છ, એ વ્યક્તિની જેમ જેને શૈતાનોએ વેરાન ભૂમિમાં ભટકાવી દીધો હોય અને તે હેરાન-પરેશાન ફરી રહ્યો હોય, તેના સાથીઓ તેને સન્માર્ગ તરફ બોલાવી રહ્યા હોય કે અમારા પાસે આવી જાઓ. કહો કે માર્ગદર્શન તો માત્ર અલ્લાહનું માર્ગદર્શન છે અને અમને આદેશ આપવામાં આવ્યો છે કે અમે અમારી જાતને સૃષ્ટિના રબ (પ્રભુ-પાલનહાર)ને સમર્પિત કરી દઈએ, (૭૨) અને એ કે નમાઝ સ્થાપિત કરો અને અલ્લાહથી ડરો અને એ જ છે જેના તરફ તમને

સમેટવામાં આવશે, (૭૩) અને એ જ છે જેણે આકાશો અને ધરતીને સત્યની સાથે પેદા કરેલ છે અને જે દિવસે તે કહેશે કે 'થઈ જા' તે થઈ જશે. તેની વાત સત્ય છે અને તેની જ સત્તા હશે એ દિવસે જ્યારે 'સૂર' (રણશિંગુ) ફૂંકવામાં આવશે. તે અદૃશ્ય અને દૃશ્યનો જ્ઞાતા અને તત્ત્વદર્શી અને માહિતગાર છે.

(૭૪) અને જ્યારે ઈબ્રાહીમે પોતાના પિતા આઝરને કહ્યું કે શું તમે મૂર્તિઓને પૂજ્ય અને ઉપાસ્ય માનો છો ? હું તમને અને તમારી જાતિને સ્પષ્ટ પથભ્રષ્ટતામાં જોઉં છું. (૭૫) અને એ જ પ્રમાણે અમે ઈબ્રાહીમને બતાવી દીધી આકાશો અને ધરતીની સત્તા અને જેથી તેને વિશ્વાસ થઈ જાય. (૭૬) પછી જ્યારે રાત્રિએ તેના પર અંધકાર કરી દીધો, તેણે એક તારો જોયો. કહ્યું કે આ મારો રબ (પ્રભુ-પાલનહાર) છે. પછી જ્યારે તે ડૂબી ગયો તો તેણે કહ્યું, હું ડૂબવાવાળાઓને મિત્ર નથી રાખતો.

(૭૭) પછી જ્યારે તેણે ચંદ્રને ચમકતો જોયો, તો કહ્યું કે આ મારો રબ છે. પછી જ્યારે ડૂબી ગયો, તો તેણે કહ્યું કે જો મારો રબ મારું માર્ગદર્શન ન કરે તો હું પથભ્રષ્ટ લોકોમાંથી થઈ જાઉં. (૭૮) પછી જ્યારે સૂર્યને ચમકતો જોયો, તો કહ્યું કે આ મારો રબ છે. આ સૌથી મોટો છે. પછી જ્યારે તે ડૂબી ગયો, તો તેણે પોતાની જાતિને કહ્યું કે હે લોકો ! હું શિર્ક (અલ્લાહ સિવાય અન્યની ઉપાસના)થી વિમુક્ત છું જે તમે કરો છો. (૭૯) મેં મારો ચહેરો એકાગ્ર થઈને તેના તરફ કરી દીધો, જેણે આકાશો અને ધરતીને પેદા કર્યા છે અને હું શિર્ક કરનારાઓમાંથી નથી.

(૮૦) અને તેની જાતિ તેનાથી ઝઘડવા લાગી. તેણે કહ્યું, શું તમે અલ્લાહના મામલામાં મારા સાથે ઝઘડો છો, જો કે તેણે મને સન્માર્ગ બતાવી દીધો છે, અને હું તેમનાથી નથી ડરતો જેમને તમે અલ્લાહના ભાગીદાર ઠરાવો છો, પરંતુ એ કે કોઈ વાત મારો રબ ઈચ્છે. મારા રબનું જ્ઞાન દરેક વસ્તુ પર

છવાયેલું છે. શું તમે વિચારતા નથી ? (૮૧) અને હું કેમ ડરું તમારા ભાગીદારોથી, જ્યારે કે તમે અલ્લાહની સાથે એ વસ્તુઓને ઈશ્વરત્વમાં ભાગીદાર ઠરાવતા નથી ડરતા, જેના માટે તેણે તમારા પર કોઈ સનદ નથી ઉતારી. હવે બંને પક્ષકારોમાં શાંતિ અને નિશ્ચિંતતાનો વધારે અધિકારી કોણ છે, જો તમે જ્ઞાન ધરાવતા હોવ. (૮૨) જે લોકો ઈમાન લાવ્યા અને ન ભેળવ્યું તેમણે પોતાના ઈમાનમાં કંઈ અનુચિત, તેમના માટે જ શાંતિ છે અને તેઓ જ સન્માર્ગ પર છે. (૮૩) આ છે અમારી દલીલ, જે અમે ઈબ્રાહીમને તેની જાતિ વિરુદ્ધ આપી. અમે જેના દરજ્જાઓ ઈચ્છીએ છીએ, ઉચ્ચ કરી દઈએ છીએ. નિઃશંક, તમારો રબ તત્ત્વદર્શી અને જ્ઞાતા છે.

(૮૪) અને અમે ઈબ્રાહીમને ઈસ્હાક અને યાકૂબ પ્રદાન કર્યા. દરેકને અમે માર્ગદર્શન પ્રદાન કર્યું અને નૂહને પણ અમે માર્ગદર્શન પ્રદાન કર્યું આનાથી પહેલા, અને તેના વંશમાંથી દાઉદ અને સુલૈમાન અને ઐયૂબ અને યૂસુફ અને મૂસા અને હારૂનને પણ, અને અમે સદાચારીઓને આવો જ બદલો આપીએ છીએ, (૮૫) અને ઝકરિયા અને યાહ્યા અને ઈસા અને ઈલ્યાસને પણ, આમાંથી દરેક સદાચારી હતો. (૮૬) અને ઈસ્માઈલ અને અલ-યસ્અ અને યૂનુસ અને લૂતને પણ અને તેમાંથી દરેકને અમે દુનિયાવાળાઓ પર શ્રેષ્ઠતા આપી, (૮૭) અને તેમના બાપ-દાદાઓ અને તેમની સંતાન અને તેમના ભાઈઓમાંથી પણ, અને તેમને અમે પસંદ કરી લીધા અને અમે સન્માર્ગ તરફ તેમની દોરવણી કરી. (૮૮) આ અલ્લાહનું માર્ગદર્શન છે, આનાથી એ જ લોકોને પ્રતિષ્ઠિત કરે છે પોતાના બંદાઓમાંથી જેને ઈચ્છે છે, અને જો તેઓ શિર્ક (અલ્લાહ સાથે ભાગીદાર) કરતા તો વ્યર્થ થઈ જતું જે કંઈ તેમણે કર્યું હતું. (૮૯) આ લોકો છે, જેમને અમે ગ્રંથ અને તત્ત્વદર્શિતા અને નુબૂવ્વત (ઈશદૂતત્વ, પયગંબરી) પ્રદાન કર્યા. હવે જો મક્કાવાળા તેનો ઈન્કાર કરી

દે, તો અમે તેના માટે એવા લોકો નિયુક્ત કરી દીધા છે, જેઓ તેનો ઈન્કાર કરવાવાળા નથી. (૯૦) આ જ લોકો છે, જેમને અલ્લાહે માર્ગદર્શન બક્ષ્યું, હવે તમે પણ તેની પદ્ધતિ પર ચાલો. કહી દો, હું આના માટે તમારાથી કોઈ વળતર નથી માંગતો. આ તો બસ એક શિખામણ છે દુનિયાવાળાઓ માટે.

(૯૧) અને તેમણે અલ્લાહ વિશે ઘણું ખોટું અનુમાન લગાવ્યું, જ્યારે તેમણે કહ્યું કે અલ્લાહે કોઈ મનુષ્ય પર કોઈ વસ્તુ અવતરિત નથી કરી. કહો કે એ ગ્રંથ કોણે અવતરિત કર્યો હતો, જેને લઈને મૂસા આવ્યા હતા. તે પ્રકાશ હતો અને માર્ગદર્શન હતો લોકો માટે, જેને તમે ટુકડે-ટુકડા કરી રાખ્યો છે. થોડુંક જાહેર કરો છો અને થોડુંક છુપાવો છો, અને તમને એ વાતો શીખવાડી જેને ન તમે જાણતા હતા, ન તમારા બાપ-દાદા, કહો કે તે અલ્લાહે અવતરિત કરી. પછી તેમને છોડી દો કે પોતાની વિકૃત ચર્ચાઓમાં રમતા રહે. (૯૨) અને આ ગ્રંથ છે, જે અમે અવતરિત કર્યો છે, બરકતવાળો છે, પુષ્ટિ કરવાવાળો તેમને જે આનાથી પહેલા છે, અને એટલા માટે કે તું ડરાવે મક્કાવાળાઓને અને તેના આસપાસવાળાઓને, અને જેઓ આખિરત (પરલોક) પર વિશ્વાસ રાખે છે, તેઓ જ તેના પર ઈમાન લાવશે, અને તેઓ પોતાની નમાઝની રક્ષા કરવાવાળા છે.

(૯૩) અને તેનાથી વધારે અત્યાચારી કોણ હશે જે અલ્લાહ પર જૂઠ ઘડે અથવા કહે કે મારા પર વહી (દિવ્ય પ્રકાશના) આવી છે, જો કે તેના પર કોઈ અવતરિત કરવામાં નથી આવી, અને કહે કે જેવી વાણી અલ્લાહે અવતરિત કરી છે, હું પણ અવતરિત કરીશ, અને કદાચ ! તમે એ સમયે જુઓ જ્યારે આ અત્યાચારીઓ મૃત્યુની કઠિનાઈઓમાં હશે અને ફરિશ્તાઓ હાથ આગળ કરતા હશે કે લાવો, પોતાનાં પ્રાણ કાઢો. આજે તમને અપમાનિત કરનાર યાતના આપવામાં આવશે, એ કારણસર કે તમે અલ્લાહ વિશે જૂઠી વાતો કહેતા

હતા, અને તમે અલ્લાહની નિશાનીઓ વિશે અહંકાર કરતા હતા. (૯૪) અને તમે અમારા પાસે એકલા જ આવી ગયા, જે રીતે અમે તમને પહેલી વાર પેદા કર્યા હતા, અને જે કંઈ સાધન-સામગ્રી અમે તમને આપી હતી, બધું જ તમે છોડીને આવી ગયા, અને અમે તમારા સાથે એ ભલામણકર્તાઓને પણ નથી જોતા, જેમના વિશે તમે સમજતા હતા કે તમારું કામ બનાવવામાં તેમનો પણ કોઈ હિસ્સો છે. તમારો સંબંધ તૂટી ગયો અને તમારા પાસેથી જતા રહ્યા એ દાવાઓ જે તમે કરતા હતા.

(૯૫) નિઃસંદેહ, અલ્લાહ દાણા અને ઠળિયાને ફાડવાવાળો છે. તે સજીવને નિર્જીવમાંથી કાઢે છે અને એ જ નિર્જીવમાંથી સજીવને કાઢવાવાળો છે. એ જ તમારો અલ્લાહ છે. પછી તમે ક્યાં બહેકતા જઈ રહ્યા છો. (૯૬) એ જ કાઢવાવાળો છે પ્રભાતને અને તેણે રાત્રિને શાંતિનો સમય બનાવ્યો અને સૂર્ય અને ચંદ્રને હિસાબથી રાખ્યા છે. આ નિર્ધારિત કરેલ છે મહા સત્તાવાનનું, મહા જ્ઞાનીનું. (૯૭) અને એ જ છે જેણે તમારા માટે તારાઓ બનાવ્યા, જેથી તમે તેના દ્વારા જમીન અને સમુદ્રના અંધકારમાં માર્ગ પામો. નિઃશંક, અમે દલીલો ખોલીને વર્ણવી દીધી છે એ લોકો માટે જેઓ જાણવા માગે.

(૯૮) અને એ જ છે, જેણે તમને પેદા કર્યા એક જીવથી, પછી દરેક માટે એક ઠેકાણું છે અને દરેક માટે એક સોંપવાની જગ્યા. અમે દલીલો ખોલીને વર્ણવી દીધી છે એ લોકો માટે જેઓ સમજે. (૯૯) અને એ જ છે, જેણે આકાશથી પાણી વરસાવ્યું, પછી અમે તેમાંથી કાઢી ઊગવાવાળી દરેક વસ્તુ. પછી અમે તેનાથી હરીભરી શાખાઓ કાઢી, જેનાથી એક પર એક ઉપર-નીચે દાણા પેદા કરી દઈએ છીએ, અને ખજૂરની ગડીઓમાંથી ફળના ઝૂમખા ઝૂકેલા અને દ્રાક્ષના બગીચાઓ અને જૈતૂનના અને અનારના, એક-બીજાને મળતા

અને અલગ-અલગ પણ. દરેકના ફળને જુઓ, જ્યારે તે ફળે છે, અને તેના પાકવાને જુઓ જ્યારે તે પાકે છે. નિઃશંક, તેમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ ઈમાનની અભિલાષા રાખે છે.

(૧૦૦) અને તેમણે જિન્નાતને અલ્લાહના ભાગીદાર ઠરાવ્યા, જો કે તેણે જ તમને પેદા કર્યા છે, અને જાણ્યા-સમજ્યા વગર તેના માટે પુત્રો અને પુત્રીઓ ઘડી લીધી. પવિત્ર અને પર છે તે એ વાતોથી જે આ લોકો કહે છે. (૧૦૧) તે આકાશો અને ધરતીનો સર્જનહાર છે. તેનો કોઈ પુત્ર કેવી રીતે હોઈ શકે છે, જ્યારે કે તેની કોઈ પત્ની જ નથી, અને તેણે દરેક વસ્તુને પેદા કરી છે અને તે દરેક વસ્તુથી માહિતગાર છે. (૧૦૨) આ છે અલ્લાહ તમારો રબ (પ્રભુ-પાલનહાર), તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. એ જ દરેક વસ્તુનો સર્જનહાર છે. બસ, તમે એની જ ઇબાદત (ઉપાસના) કરો, અને તે દરેક વસ્તુનો પાલક અને સંરક્ષક છે. (૧૦૩) નજરો તેને પામી શકતી નથી, પરંતુ તે નજરોને પામી લે છે. તે અત્યંત સૂક્ષ્મદર્શી અને માહિતગાર છે. (૧૦૪) હવે તમારા પાસે તમારા રબ તરફથી બુદ્ધિમત્તાનો પ્રકાશ આવી ચૂક્યો છે. બસ, જે સમજદારી અને દીર્ઘદૃષ્ટિથી કામ લેશે તે પોતાનું ભલું કરશે, અને જે આંધળો બનશે તે સ્વયં નુકસાન ઉઠાવશે, અને હું તમારા ઉપર કંઈ નિરીક્ષક નથી.

(૧૦૫) અને આ રીતે અમે અમારી દલીલો જુદી-જુદી રીતે વર્ણવીએ છીએ અને એટલા માટે કે તેઓ કહે કે તમે વાંચી લીધું અને એટલા માટે કે અમે સારી રીતે ખોલી દઈએ એ લોકો માટે જેઓ જાણવા માંગે. (૧૦૬) તમે બસ એ વસ્તુનું અનુસરણ કરો જે તમારા રબ તરફથી તમારા પર વહી (દિવ્ય પ્રકાશના) કરવામાં આવી રહી છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી અને મુશ્રિકો (બહુદેવવાદીઓ)ની ઉપેક્ષા કરો. (૧૦૭) અને જો અલ્લાહ ઇચ્છતો

તો આ લોકો શિર્ક ન કરતા, અને અમે તમને તેમના ઉપર નિરીક્ષક નથી બનાવ્યા અને ન તમે તેમના રક્ષક છો. (૧૦૮) અને અલ્લાહ સિવાય જેમને આ લોકો પોકારે છે, તેમને અપશબ્દો ન કહો, નહિં તો આ લોકો હદ વટાવીને અજ્ઞાનતાના કારણે અલ્લાહને અપશબ્દો કહેવા લાગે. આ જ પ્રમાણે અમે દરેક જૂથની નજરમાં તેમના કાર્યોને આકર્ષક બનાવી દીધા છે, પછી એ સૌને પોતાના રબ તરફ પાછા વળવાનું છે. તે વખતે અલ્લાહ બતાવી દેશે જે તેઓ કરતા હતા.

(૧૦૯) અને આ લોકો અલ્લાહના સોગંદ ખૂબ ભારપૂર્વક ખાઈને કહે છે કે જો તેમના પાસે કોઈ નિશાની આવી જાય, તો તેઓ અવશ્ય તેના પર ઈમાન લઈ આવે. કહી દો કે નિશાનીઓ તો અલ્લાહની પાસે છે, અને તમને શું ખબર કે જો નિશાનીઓ આવી જાય તો પણ આ લોકો ઈમાન નહીં લાવે. (૧૧૦) અને અમે તેમનાં હૃદયો અને તેમની આંખોને ફેરવી દઈશું, જે રીતે આ લોકો આના પર પહેલી વાર ઈમાન ન લાવ્યા, અને અમે તેમને તેમના વિદ્રોહમાં ભટકતા છોડી દઈશું. ★**(૧૧૧) અને જો અમે તેમના પર** ફરિશ્તાઓ ઉતારી દેતા અને મડદાં તેમના સાથે વાતો કરતા અને અમે બધી વસ્તુઓ તેમના સામે એકત્ર કરી દેતા, તો પણ આ લોકો ઈમાન લાવવાના ન હતા, સિવાય કે અલ્લાહ ઇચ્છે, પરંતુ તેમના પૈકી મોટાભાગના લોકો મૂર્ખતાની વાતો કરે છે.

(૧૧૨) અને એ જ રીતે અમે દુષ્ટ મનુષ્યો અને દુષ્ટ જિન્નાતોને દરેક પયગંબરના દુશ્મન બનાવી દીધા. તેઓ એક-બીજાને ભ્રામક અને છેતરામણી વાતો શીખવાડે છે ધોકો આપવા માટે, અને જો તારો રબ ઇચ્છતો તો તેઓ આવું ન કરતા. બસ, તમે તેમને છોડી દો કે તેઓ જૂઠ ઘડતા રહે. (૧૧૩) અને આવું એટલા માટે છે કે તેના તરફ એ લોકોના હૃદય આકર્ષિત

થાય, જેઓ આખિરત પર વિશ્વાસ નથી રાખતા, અને એટલા માટે કે તેઓ આને પસંદ કરે અને એટલા માટે કે જે કમાણી તેમણે કરવાની છે તે કરી લે.

(૧૧૪) શું હું અલ્લાહ સિવાય કોઈ અન્યને ન્યાયાધીશ બનાવું, જો કે તેણે તમારા તરફ સ્પષ્ટ ગ્રંથ અવતરિત કર્યો છે, અને જે લોકોને અમે અગાઉ ગ્રંથ આપ્યો હતો, તેઓ જાણે છે કે આ તારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવેલ છે સચ્ચાઈની સાથે. બસ, તમે ન બનો સંદેહ કરનારાઓમાંથી. (૧૧૫) અને તમારા પાલનહારની વાત સંપૂર્ણપણે સાચી છે અને ન્યાયી, કોઈ બદલવાવાળો નથી તેની વાતને અને તે સાંભળનાર, જાણવાવાળો છે. (૧૧૬) અને જો તમે લોકોની બહુમતીના કહેવા પર ચાલો જેઓ ધરતીમાં છે, તો તેઓ તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે. તેઓ માત્ર અટકળનું અનુસરણ કરે છે અને અનુમાનો કરે છે. (૧૧૭) નિઃશંક, તમારો પાલનહાર બરાબર જાણે છે તેમને જેઓ તેના માર્ગથી ઘટકેલા છે અને સારી રીતે જાણે છે તેમને જેઓ સન્માર્ગ પર છે.

(૧૧૮) બસ, ખાઓ એ પશુમાંથી જેના પર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય, જો તમે તેની આયત પર ઈમાન રાખો છો. (૧૧૯) અને શું કારણ છે કે તમે એ પશુમાંથી ન ખાઓ જેના પર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય, જો કે અલ્લાહે વિગતવાર વર્ણન કરી દીધું છે એ વસ્તુઓનું જેને તેણે તમારા પર હરામ (અવૈધ) કરેલ છે, સિવાય તેના કે તેના માટે તમે વિવશ થઈ જાઓ, અને ચોક્કસ ઘણા લોકો પોતાની મનેચ્છાઓના કારણે પથભ્રષ્ટ કરે છે કોઈપણ જ્ઞાન વગર. નિઃશંક, તમારો રબ જાણે છે સીમાઓનું ઉલ્લંઘન કરનારાઓને. (૧૨૦) અને તમે ખુલ્લા ગુનાને પણ છોડી દો અને છૂપા ગુનાને પણ. જે લોકો ગુનાઓ એકઠા કરી રહ્યા છે, તેમને ટૂંક સમયમાં જ બદલો મળી જશે, તેનો જે તેઓ કરી રહ્યા હતા. (૧૨૧) અને તમે એ પશુમાંથી ન ખાઓ, જેના પર

અલ્લાહનું નામ લેવામાં ન આવ્યું હોય. ચોક્કસ, આ અવજ્ઞા છે અને શૈતાનો મનમાં વાત નાખી રહ્યા છે પોતાના સાથીઓના, જેથી તેઓ તમારાથી ઝઘડો કરે, અને જો તમે તેમનું કહેવું માનશો તો તમે પણ મુશ્રિક થઈ જશો.

(૧૨૨) શું એ વ્યક્તિ જે મૃત હતો, પછી અમે તેને જીવન પ્રદાન કર્યું અને અમે તેને એક પ્રકાશ આપ્યો કે તેના સાથે તે લોકોની વચ્ચે ચાલે છે, તે એ વ્યક્તિની જેમ હોઈ શકે છે જે અંધકારમાં પડેલો છે, તે તેમાંથી નીકળવાનો નથી ? આ રીતે ઇન્કાર કરનારાઓની નજરમાં તેમનાં કાર્યો આકર્ષક બનાવી દેવામાં આવ્યા છે. (૧૨૩) અને આ પ્રમાણે દરેક વસ્તીમાં અમે ગુનેગારોના નેતાઓ મૂકી દીધા છે કે તેઓ ત્યાં છળ-પ્રપંચ કરે. જો કે તેઓ જે છળ-પ્રપંચ કરે છે પોતાના વિરુદ્ધ જ કરે છે, પરંતુ તેઓ તેને સમજતા નથી. (૧૨૪) અને જ્યારે તેમના પાસે કોઈ નિશાની આવે છે, તો તેઓ કહે છે કે અમે કદાપિ માનીશું નહીં, જ્યાં સુધી અમને એ જ આપવામાં ન આવે, જે અલ્લાહના પયગંબરોને આપવામાં આવ્યું. અલ્લાહ જ સારી રીતે જાણે છે કે તેઓ પોતાની પયગંબરી કોને પ્રદાન કરે. જે લોકો ગુનેગાર છે, અવશ્ય તેઓ અલ્લાહના ત્યાં અપમાનિત થશે અને કઠોર યાતના પણ મળશે, એ કારણસર કે તેઓ છળ-કપટ કરતા હતા.

(૧૨૫) અલ્લાહ જેને ઇચ્છે છે કે માર્ગદર્શન આપે, તો તેનાં હૃદયને ઈસ્લામ માટે ખોલી દે છે, અને જેને ઇચ્છે છે કે પથભ્રષ્ટ થઈ જાય તેની હૃદયને તદ્દન તંગ કરી નાખે છે, જાણે તેને આકાશમાં ચઢવું પડી રહ્યું હોય. આ રીતે અલ્લાહ ગંદકી નાખી દે છે એ લોકો પર જેઓ ઈમાન નથી લાવતા. (૧૨૬) અને આ જ તમારા પ્રભુ-પાલનહારનો સન્માર્ગ છે. અમે સ્પષ્ટ કરી દીધી છે નિશાનીઓ ચિંતન-મનન કરનારાઓ માટે. (૧૨૭) તેમના માટે શાંતિ અને સલામતીનું ઘર છે તેમના પ્રભુ-પાલનહાર પાસે, અને તે તેમનો

સહાયક છે એ અમલના કારણે જે તેઓ કરતા રહ્યા.

(૧૨૮) અને જે દિવસે અલ્લાહ સૌને એકત્ર કરશે, (કહેવામાં આવશે) હે જિન્નાતોના સમૂહ ! તમે ઘણા લઈ લીધા મનુષ્યોમાંથી (અર્થાત્ તમે ઘણું શોષણ કર્યું), અને મનુષ્યોમાંથી તેમના સાથીઓ કહેશે, હે અમારા રબ ! અમે એક-બીજાનો (દુર્)ઉપયોગ કર્યો અને અમે પહોંચી ગયા પોતાના એ વચન સુધી જે તેં અમારા માટે નિશ્ચિત કર્યું હતું. અલ્લાહ કહેશે, હવે તમારું ઠેકાણું આગ છે, હંમેશા તેમાં રહેશો, પરંતુ જે અલ્લાહ ઇચ્છે. નિઃશંક, તારો રબ ડહાપણવાળો, સર્વજ્ઞ છે. (૧૨૯) અને એ જ પ્રમાણે અમે સાથે મેળવી દઈશું ગુનેગારોને એક-બીજાથી, તેમના ગુનાઓને કારણે જે તેઓ કરતા હતા. (૧૩૦) હે જિન્નાતો અને મનુષ્યોના સમૂહ ! શું તમારા પાસે તમારામાંથી જ પયગંબરો ન હતા આવ્યા, જેઓ તમને મારી આયતો સંભળાવતા અને તમને આ દિવસની મુલાકાતથી ડરાવતા હતા ? તેઓ કહેશે, અમે સ્વયં અમારા વિરુદ્ધ સાક્ષી છીએ, અને તેમને દુનિયાના જીવને ધોકામાં રાખ્યા, અને તેઓ પોતાના વિરુદ્ધ સાક્ષી આપશે કે નિઃસંદેહ, અમે ઇન્કાર કરવાવાળા હતા. (૧૩૧) આવું એટલા માટે કે તમારો પાલનહાર વસ્તીઓને તેમના અત્યાચાર પર એ સ્થિતિમાં નષ્ટ કરવાવાળો ન હતો કે ત્યાંના લોકો અજાણ હોય.

(૧૩૨) અને પ્રત્યેક વ્યક્તિનું સ્થાન છે તેના કર્મ અનુસાર, અને તમારો રબ લોકોના કર્મોથી અજાણ નથી. (૧૩૩) અને તમારો રબ નિરપેક્ષ, દયાળુ છે. જો તે ઇચ્છે તો તમને સૌને ઉઠાવી લે અને તમારા પછી જેને ઇચ્છે તમારી જગ્યાએ લઈ આવે, જે રીતે તેણે તમને પેદા કર્યા બીજાઓનાં વંશથી. (૧૩૪) જે વસ્તુનું તમને વચન આપવામાં આવી રહ્યું છે, તે આવીને રહેશે અને તમે અલ્લાહને વિવશ નથી કરી શકતા. (૧૩૫) કહો, હે લોકો ! તમે કર્મ કરતા રહો પોતાની જગ્યાએ, હું પણ કર્મ કરી રહ્યો છું. તમે ટૂંક સમયમાં

જ જાણી લેશો કે પરિણામ કોનું વધારે સારું આવે છે. ચોક્કસ, અત્યાચારીઓ કદાપિ સફળતા પામી શકતા નથી.

(૧૩૬) અને અલ્લાહે જે ખેતી અને ચોપગા પશુઓ પેદા કર્યા, તેમાંથી તેમણે અલ્લાહનો અમુક હિસ્સો નિશ્ચિત કર્યો છે. પછી તેઓ કહે છે કે આ ભાગ અલ્લાહનો છે તેમની કલ્પના મુજબ, અને આ ભાગ અમારા ભાગીદારોનો છે, (જે તેમણે અલ્લાહની સાથે ઠેરવ્યા છે), અને તે તેમના ભાગીદારોને પહોંચી જાય છે. કેવો ખરાબ નિર્ણય છે, જે આ લોકો કરે છે ? (૧૩૭) અને આ રીતે ઘણા બહુદેવવાદીઓની નજરમાં તેમનાં ઠેરવેલા ભાગીદારોએ પોતાની સંતાનની હત્યાને આકર્ષક બનાવી દીધી છે, જેથી તેમને વિનષ્ટ કરે અને તેમના માટે તેમના ધર્મને સંદિગ્ધ બનાવી દે, અને જો અલ્લાહ ઇચ્છતો તો તેઓ આવું ન કરતા. હવે તેમને છોડી દો કે તેઓ પોતાના જૂઠમાં લાગેલા રહે.

(૧૩૮) અને કહે છે કે આ પશુ અને આ ખેતી પ્રતિબંધિત છે. તેને કોઈ ખાઈ શકતું નથી, સિવાય તેના જેને અમે ઇચ્છીએ, પોતાની કલ્પના અનુસાર, અને ફલાણા ચોપગા પશુઓ છે કે તેમની પીઠ હરામ (નિષિદ્ધ) કરી દેવામાં આવી છે અને કેટલાક ચોપગા પશુઓ છે જેમના પર તેઓ અલ્લાહનું નામ નથી લેતા. આ બધું તેમણે અલ્લાહ પર જૂઠો આરોપ ઘડ્યો છે. અલ્લાહ ટૂંક સમયમાં તેમના આ જૂઠા આરોપનો બદલો આપશે. (૧૩૯) અને કહે છે કે જે કંઈ ફલાણા પ્રકારનાં પશુઓના પેટમાં છે, તે અમારા પુરુષો માટે વિશિષ્ટ છે અને તે અમારી સ્ત્રીઓ માટે નિષિદ્ધ છે. જો તે મુડદાલ હોય તો તેમાં સૌ સામેલ છે. અલ્લાહ ટૂંક સમયમાં જ તેમને આ કહેવા અંગેની સજા આપશે. નિઃશંક, અલ્લાહ તત્ત્વદર્શી, સર્વજ્ઞ છે. (૧૪૦) એ લોકો નુકસાનમાં પડી ગયા, જેમણે પોતાની સંતાનની હત્યા કરી મૂર્ખતાના કારણે, કોઈ જ્ઞાન વગર,

અને તેમણે એ આજીવિકાને હરામ (અવૈધ) કરી લીધી, જે અલ્લાહે તેમને આપી હતી, અલ્લાહ પર જૂઠો આરોપ ઘડતાં. તેઓ પથભ્રષ્ટ થઈ ગયા અને તેઓ સન્માર્ગ પામનારાં ન બન્યાં.

(૧૪૧) અને એ અલ્લાહ જ છે, જેણે બગીચાઓ પેદા કર્યા, અમુક વેલાઓ પર ચઢાવવામાં આવે છે અને અમુક ચઢાવવામાં નથી આવતા, અને ખજૂરના વૃક્ષો અને ખેતી કે તેની ખાવાની વસ્તુઓ ભિન્ન-ભિન્ન છે અને જૈતૂન અને અનાર એક-બીજાથી મળતા પણ અને એક-બીજાથી ભિન્ન પણ. ખાઓ તેમની ઉપજ જ્યારે તે ફળે અને અલ્લાહનો હક્ક અદા કરો તેની લણણીના દિવસે, અને અપવ્યય ન કરો. નિઃશંક, અલ્લાહ અપવ્યય કરનારાઓને પસંદ કરતો નથી. (૧૪૨) અને તેણે પશુઓમાં ભાર વહન કરનારાં પેદા કર્યા અને જમીનથી લાગેલા પણ (અર્થાત્ ખેતીના કામ માટે). ખાઓ એ વસ્તુઓથી, જે અલ્લાહે તમને પ્રદાન કરી છે, અને શૈતાનનું અનુસરણ ન કરો, તે તમારો ખુલ્લો દુશ્મન છે.

(૧૪૩) અલ્લાહે આઠ જોડાં પેદા કર્યા. બે ઘેટાઓની જાતનાં અને બે બકરીઓની જાતનાં. પૂછો કે બંને નર અલ્લાહે હરામ (અવૈધ) કર્યા છે કે બંને માદા ? કે એ બચ્ચાઓ જે ઘટાઓ અને બકરીઓના પેટમાં હોય ? મને દલીલની સાથે બતાવો જો તમે સાચા હોવ. (૧૪૪) અને એ જ પ્રમાણે બે ઊંટની જાતમાંથી છે અને બે ગાયની જાતથી. પૂછો કે બંને નર અલ્લાહે હરામ કર્યા છે કે બંને માદા ? કે એ બચ્ચાઓ જે ઊંટણી અને ગાયના પેટમાં હોય. શું તમે એ વખતે હાજર હતા જ્યારે અલ્લાહે તમને આનો આદેશ આપ્યો હતો ? પછી તેનાથી વધારે અત્યાચારી કોણ છે જે અલ્લાહ વિશે જૂઠો આરોપ ઘડે, જેથી તે લોકોને બહેકાવી દે કોઈ જ્ઞાન વિના. નિઃશંક, અત્યાચારીઓને અલ્લાહ સન્માર્ગ નથી બતાવતો. (૧૪૫) કહો, મારા પર વહી (દિવ્ય પ્રકાશના) આવી

છે. તેમાં તો કોઈ વસ્તુ હું જોતો નથી, જે હરામ હોય કોઈ ખાવાવાળા પર, સિવાય કે તે મુદડાલ હોય અથવા વહાવેલું લોહી હોય અથવા ડુક્કરનું માંસ હોય કે તે અપવિત્ર છે, અથવા નાજાઈજ (અનુચિત) ઝબેહ કરેલું હોય જેના પર અલ્લાહ સિવાય કોઈ અન્યનું નામ પોકારવામાં આવ્યું હોય. પરંતુ જે વ્યક્તિ ભૂખથી વિવશ થઈ જાય, ન અવજ્ઞા કરે અને ન અતિરેક કરે, તો તારો રબ ક્ષમાશીલ અને મહેરબાન છે.

(૧૪૬) અને યહૂદીઓ પર અમે નખવાળા તમામ પ્રાણીઓ હરામ (અવૈધ) કરવામાં આવ્યા હતા અને ગાય અને બકરીની ચરબી હરામ કરી, સિવાય તેના જે તેમની પીઠ કે આંતરડાઓમાં ચોંટેલી હોય અથવા કોઈ હાડકાથી ચોંટેલી હોય. આ સજા આપી હતી અમે તેમને તેમના વિદ્રોહના કારણે, અને ચોક્કસ અમે સાચા છીએ. (૧૪૭) હવે તેઓ તમને ખોટા ઠેરવે, તો કહી દો કે તમારો પાલનહાર ખૂબ વિશાળ દયાવાળો છે, અને તેની યાતના ગુનેગાર લોકોથી ટળી શકતી નથી.

(૧૪૮) જેમણે શિર્ક કર્યું (અર્થાત્ અલ્લાહની સાથે કોઈને ભાગીદાર બનાવ્યો), તેઓ કહેશે કે જો અલ્લાહ ઈચ્છતો તો અમે શિર્ક ન કરતા અને ન અમારા બાપ-દાદા (શિર્ક) કરતા અને ન અમે કોઈ વસ્તુને હરામ (અવૈધ) કરી લેતા. આ જ પ્રમાણે ખોટું ઠેરવ્યું એ લોકોએ પણ જેઓ તેમના પહેલા થઈ ગયા, ત્યાં સુધી કે તેમણે અમારી યાતનાની મજા ચાખી. કહો, શું તમારા પાસે કોઈ જ્ઞાન છે, જેને તમે અમારા સામે પ્રસ્તુત કરો ? તમે તો માત્ર કલ્પનાનું અનુસરણ કરી રહ્યા છો અને કેવળ અટકળથી કામ લો છો. (૧૪૯) કહો કે તમામ પ્રમાણો તો અલ્લાહનાં છે, અને જો અલ્લાહ ઈચ્છતો તો તે તમને સૌને માર્ગદર્શન આપી દેતો. (૧૫૦) કહો કે પોતાના સાક્ષીઓને લાવો જે આના પર સાક્ષી આપે કે અલ્લાહે આ વસ્તુઓને હરામ (અવૈધ) ઠેરવી છે. જો તેઓ

જૂઠી સાક્ષી આપી પણ દે, તો તમે તેમના પર સાક્ષી ન આપજો, અને તમે એ લોકોની મનેચ્છાઓનું અનુસરણ ન કરો, જેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી અને જેઓ આખિરત (પરલોક) પર ઈમાન નથી રાખતા અને બીજાઓને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ના સમકક્ષ ઠરાવે છે.

(૧૫૧) કહો, આવો હું સંભળાવું એ વસ્તુઓ જેને તમારા પાલનહારે તમારા પર હરામ કરી છે. એ કે તમે તેના સાથે કોઈને ભાગીદાર ન બનાવો અને માતા-પિતાની સાથે સદ્વ્યવહાર કરો અને પોતાની સંતાનની ગરીબી અને નિર્ધનતાના ડરથી હત્યા ન કરો. અમે તમને પણ આજીવિકા આપીએ છીએ અને તેમને પણ, અને નિર્લજ્જ અને અશ્લીલ કાર્યોની નજીક ન જાઓ, ચાહે જાહેર હોય કે છૂપાં અને જે જીવને અલ્લાહે હરામ (પ્રતિષ્ઠિત અને અવૈધ) ઠરાવ્યો છે તેની હત્યા ન કરો, પરંતુ સત્યની સાથે. આ વાતો છે જેનો અલ્લાહે તમને નિર્દેશ કર્યો છે, જેથી તમે બુદ્ધિથી કામ લો.

(૧૫૨) અને અનાથની સંપત્તિની નજીક ન જાઓ, પરંતુ એ રીતે જે ઉત્તમ હોય, ત્યાં સુધી કે તેઓ પોતાની પુખ્ત યુવાનીએ પહોંચી જાય, અને તોલ-માપમાં પૂરેપૂરો ન્યાય કરો. અમે કોઈના શિરે એ જ વસ્તુ અનિવાર્ય કરીએ છીએ જેની તેના પાસે શક્તિ હોય, અને જ્યારે બોલો તો ન્યાયની વાત કહો, ચાહે મામલો પોતાના સગાવહાલાનો હોય, અને અલ્લાહ સાથે કરેલ કરારને પૂરો કરો. આ વસ્તુઓ છે જેનો અલ્લાહે તમને આદેશ આપ્યો છે, જેથી તમે શિખામણનો સ્વીકાર કરો. (૧૫૩) અને અલ્લાહે આદેશ આપ્યો છે કે આ જ મારો સીધો રાજ-માર્ગ છે. બસ, આના પર જ ચાલો અને બીજા માર્ગો પર ન ચાલો કે તે તમને અલ્લાહના માર્ગથી અલગ કરી દેશે. આ અલ્લાહે તમને આદેશ આપ્યો છે, જેથી તમે બચતા રહો.

(૧૫૪) પછી અમે મૂસાને ગ્રંથ આપ્યો સદ્કાર્યો કરનારાઓ પર મારી

કૃપા પરિપૂર્ણ કરવા માટે અને દરેક વાતની વિગત અને વ્યાખ્યા અને માર્ગદર્શન અને દયા, જેથી તેઓ પોતાના પ્રભુ-પાલનહારને મળવાનો વિશ્વાસ કરે. (૧૫૫) અને એ જ પ્રમાણે અમે આ ગ્રંથ અવતરિત કર્યો છે, એક બરકતવાળો ગ્રંથ. બસ, તેના પર ચાલો અને અલ્લાહથી ડરો, જેથી તમારા પર દયા કરવામાં આવે, (૧૫૬) એટલા માટે કે તમે એમ ન કહેવા લાગો કે ગ્રંથ તો અમારાથી અગાઉ બે સમૂહોને આપવામાં આવ્યો હતો અને અમે તેને વાંચવા-વંચાવવાથી અજાણ હતા, (૧૫૭) અથવા કહો કે જો અમારા પર ગ્રંથ અવતરિત કરવામાં આવતો, તો અમે તેનાથી વધારે સારા માર્ગ પર ચાલવાવાળા હોત. બસ, આવી ચૂકી તમારા પાસે તમારા પ્રભુ-પાલનહાર તરફથી એક પ્રકાશિત દલીલ અને માર્ગદર્શન અને દયા. હવે તેનાથી વધારે અત્યાચારી કોણ હશે, જે અલ્લાહની નિશાનીઓને ખોટી ઠેરવે અને તેનાથી મોઢું ફેરવે. જે લોકો અમારી નિશાનીઓની ઉપેક્ષા કરે છે, અમે તેમની ઉપેક્ષાના કારણે ખૂબ ખરાબ યાતના આપીશું. (૧૫૮) આ લોકો શું એ વાતની રાહ જોઈ રહ્યા છે કે તેમના પાસે ફરિશ્તાઓ આવે અથવા તમારો પાલનહાર આવે અથવા તમારા રબની નિશાનીઓમાંથી કોઈ નિશાની પ્રગટ થાય. જે દિવસે તમારા પાલનહારની નિશાનીઓમાંથી કોઈ નિશાની આવી પહોંચશે, તો કોઈ વ્યક્તિને તેનું ઈમાન લાભ નહીં પહોંચાડે, જે પહેલા ઈમાન ન લાવી ચૂક્યો હોય અથવા પોતાના ઈમાનમાં કંઈ સદ્કાર્ય ન કર્યું હોય. કહો, તમે રાહ જુઓ, અમે પણ રાહ જોઈ રહ્યા છીએ.

(૧૫૯) જેમણે પોતાના દીન (ધર્મ)માં રસ્તાઓ કાઢ્યા અને જૂથોમાં વહેંચાઈ ગયા, તમારો તેમનાથી કોઈ સંબંધ નથી. તેમનો મામલો અલ્લાહને સુપ્રત છે. પછી એ જ તેમને બતાવી દેશે, જે તેઓ કરતા હતા. (૧૬૦) જે વ્યક્તિ સદ્કાર્યો લઈને આવશે તો તેના માટે તેનાં દસ ગણ (સદ્કાર્યો) છે,

અને જે વ્યક્તિ બૂરાઈ લઈને આવશે, તો તેને બસ તેના બરાબર મળશે અને તેમના પર અન્યાય અને અત્યાચાર કરવામાં નહીં આવે.

(૧૬૧) કહો, મારા પ્રભુ-પાલનહારે મને સીધો માર્ગ બતાવી દીધો છે. સીધો-સરળ દીન (ધર્મ), ઈબ્રાહીમના પંથ તરફ, જે એકાગ્ર હતા અને મુશ્રિકો (બહુદેવવાદીઓ)માંથી ન હતો. (૧૬૨) કહો, મારી નમાઝ અને મારી કુરબાની (ત્યાગ અને બલિદાન), મારું જીવવું અને મારું મરવું, અલ્લાહ માટે છે, જે રબ (પ્રભુ-પાલનહાર) છે તમામ સૃષ્ટિઓનો. (૧૬૩) કોઈ તેનો ભાગીદાર નથી, અને મને આનો જ આદેશ મળ્યો છે અને હું સૌપ્રથમ આજ્ઞાંકિત છું. (૧૬૪) કહો, શું હું અલ્લાહ સિવાય કોઈ અન્ય રબ શોધું, જ્યારે કે એ જ દરેક વસ્તુનો રબ છે અને જે વ્યક્તિ પણ કોઈ કમાણી કરે છે તે તેના પર જ રહે છે (અર્થાત્ એ જ તેનું છે), અને કોઈ બોજ ઉઠાવનાર બીજા કોઈનો બોજ નહીં ઉઠાવે. પછી તમારા રબના જ તરફ તમારે પાછા ફરવાનું છે. બસ, તે તમને બતાવી દેશે. તે દરેક વસ્તુ, જેમાં તમે મતભેદ કરી રહ્યા હતા. (૧૬૫) અને એ જ છે, જેણે તમને ધરતીમાં એક-બીજાના ઉત્તરાધિકારી બનાવ્યા અને તમારામાંથી એકનો દરજ્જો બીજાથી ઉચ્ચ છે, જેથી પરીક્ષા કરે તમારી જે તેણે તમને આપ્યું છે તેમાં. તમારો રબ જલ્દી સજા આપવાવાળો છે અને નિઃશંક, તે ક્ષમાશીલ, મહેરબાન છે.

## ૭. સૂરઃ અલ-આ'રાફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-મીમ-સૉદ. (૨) આ ગ્રંથ છે, જે તમારા તરફ અવતરિત કરવામાં આવ્યો છે. હવે તમારું હૃદય તેનાથી તંગ ન થાય, તેથી તમે તેના દ્વારા લોકોને ડરાવો, અને તે ઈમાનવાળાઓ માટે અનુસ્મરણ છે. (૩) જે અવતરિત થયેલ છે તમારા તરફ તમારા પ્રભુ-પાલનહાર તરફથી,

તેનું અનુસરણ કરો અને તેના સિવાય અન્ય સંરક્ષકોનું અનુસરણ ન કરો. તમે શિખામણ ખૂબ ઓછી માનો છો. (૪) અને કેટલીય વસ્તીઓ છે, જેને અમે નષ્ટ કરી નાખી. તેમના પર અમારી યાતના આવી, તો તેઓ એ સિવાય કંઈ ન કહી શક્યા કે વાસ્તવમાં અમે અત્યાચારી હતા. (૬) બસ, અમને અવશ્ય એ લોકોને પૂછવું છે જેમના પાસે રસૂલ (ઈશદૂત) મોકલવામાં આવ્યા અને અમને અવશ્ય પૂછવું છે ઈશદૂતોથી. (૭) પછી અમે તેમના સામે બધું વર્ણવી દઈશું જ્ઞાનની સાથે અને અમે ક્યાંય ગેરહાજર ન હતા. (૮) એ દિવસે વજન માત્ર સત્ય હશે. બસ, જેમના પલ્લાં ભારે હશે એ જ લોકો સફળ ઠરશે. (૯) અને જેમના પલ્લાં હલકાં હશે એ જ લોકો છે જેમણે પોતાને નુકસાનમાં નાખ્યા, કેમ કે તે અમારી નિશાનીઓની સાથે અન્યાય કરતા હતા.

(૧૦) અને અમે તમને ધરતીમાં જગ્યા આપી અને અમે તમારા માટે તેમાં જીવન-સામગ્રી ઉપલબ્ધ કરાવી, પરંતુ તમે ખૂબ ઓછો આભાર વ્યક્ત કરો છો. (૧૧) અને અમે તમને પેદા કર્યા, પછી અમે તમારું રૂપ-સ્વરૂપ બનાવ્યું. પછી ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો. બસ, તેમણે સિજદો કર્યો. પરંતુ ઇબલિસ સિજદો કરનારાઓમાં સામેલ ન થયો. (૧૨) અલ્લાહે કહ્યું કે તને કઈ વસ્તુએ સિજદો કરવાથી રોક્યો, જ્યારે કે મેં તને આદેશ આપ્યો હતો. ઈબલિસે કહ્યું કે હું તેનાથી શ્રેષ્ઠ છું. તેં મને આગથી બનાવ્યો છે અને આદમને માટીથી. (૧૩) અલ્લાહે કહ્યું કે તું ઉતરી જા અહીંથી. તને એ અધિકાર નથી કે તું આમાં ઘમંડ કરે. બસ, નીકળી જા. ચોક્કસ તું અપમાનિત છે. (૧૪) ઇબલિસે કહ્યું કે એ દિવસ સુધી તું મને મહેતલ આપ, જ્યારે સૌ લોકોને ઉઠાવવામાં આવશે. (૧૫) અલ્લાહે કહ્યું કે તને મહેતલ આપવામાં આવી. (૧૬) ઇબલિસે કહ્યું કે હવે તેં મને ભટકાવ્યો છે, તેથી હું પણ લોકો માટે તારા સીધા માર્ગ પર બેસીશ. (૧૭) પછી તેમના પર આવીશ તેમના

આગળથી અને તેમના પાછળથી અને તેમની જમણી બાજુથી અને તેમની ડાબી બાજુથી, અને તું તેમનામાંથી મોટાભાગના લોકાને કૃતજ્ઞ અને આભારી નહીં જુએ. (૧૮) અલ્લાહે કહ્યું કે નીકળી જા અહીંથી અપમાનિત અને ધુત્કારી કાઢેલ. જે કોઈ તેમનામાંથી તારા માર્ગ પર ચાલશે, તો હું તમરા સૌથી જહન્નમ (નર્ક)ને ભરી દઈશ.

(૧૯) અને હે આદમ ! તમે અને તમારી પત્ની જન્નત (સ્વર્ગ)માં રહો અને ખાવ જ્યાંથી ઈચ્છો, પરંતુ આ વૃક્ષની પાસે ન જજો, નહિં તો તમે નુકસાન ઉઠાવનારાઓમાંથી બની જશો. (૨૦) પછી શૈતાને બંનેને બહેકાવ્યા, જેથી તેઓ ખોલી દે પોતાની ગુહ્યેન્દ્રિયોની જગ્યાઓ, જે તેમનાથી છુપાવવામાં આવી હતી. તેણે તેમને કહ્યું કે તમારા પાલનહારે તમને આ વૃક્ષથી માત્ર એટલા માટે રોક્યા છે કે ક્યાંક તમે બંને ફરિશ્તા ન બની જાઓ અથવા તમને શાશ્વત જીવન પ્રાપ્ત થઈ જાય. (૨૧) અને તેણે સોગંદ ખાઈને કહ્યું કે હું તમારા બંનેનો હિતેચ્છુ છું.

(૨૨) આમ, તેમના મનને વાળી લીધા પોતાના છળ-કપટથી. પછી જ્યારે બંનેએ વૃક્ષનું ફળ ચાખ્યું, તો તેમની ગુહ્યેન્દ્રિયો તેમના પર ખુલી ગઈ, અને તેઓ પોતાને બગીચાના પાંદડાઓથી ઢાંકવા લાગ્યા અને તેમના પાલનહારે તેમને પોકાર્યા કે શું મેં તમને આ વૃક્ષથી મનાઈ ન હતી કરી અને એ ન હતું કહ્યું કે શૈતાન તમારો ખુલ્લો દુશ્મન છે. (૨૩) તેમણે કહ્યું, હે અમારા પાલનહાર ! અમે અમારી જાત પર અત્યાચાર કર્યો અને જો તું અમને માફ નહીં કરે અને અમારા પર દયા નહીં કરે, તો અમે નુકસાન ઉઠાવનારાઓમાંથી બની જઈશું. (૨૪) અલ્લાહે કહ્યું, ઉતરો, તમે એક-બીજાના દુશ્મન હશો અને તમારા માટે પૃથ્વીમાં એક ખાસ મુદ્દત સુધી રોકાવાનું અને લાભ ઉઠાવવાનું છે. (૨૫) અલ્લાહે કહ્યું, આમાં જ તમે જીવશો અને આમાં જ તમે મરશો

અને આમાંથી તમને કાઢવામાં આવશે.

(૨૬) હે આદમની સંતાન ! અમે તમારા પર પોશાક ઉતાર્યો, જે તમારા શરીરની લજ્જાસ્પદ જગ્યાઓને ઢાંકશે અને સૌંદર્ય પણ છે, અને તકવા (ઈશનિષ્ઠા અને સંયમ)નો પોશાક આનાથી વધારે ઉત્તમ છે. આ અલ્લાહની નિશાનીઓમાંથી છે, જેથી તમે લોકો ચિંતન-મનન કરો. (૨૭) હે આદમની સંતાન ! શૈતાન તમને બહેકાવી ન દે, જે રીતે તેણે તમારા માતા-પિતાને સ્વર્ગમાંથી બહાર કઢાવ્યા. તેણે તેમનાં પોશાક ઉતરાવી દીધા, જેથી તેમને તેમના સામે નિર્વસ્ત્ર કરી દે. તે અને તેના સાથીઓ તમને એવી જગ્યાથી જુએ છે, જ્યાંથી તમે તેમને નથી જોતા. અમે શૈતાનોને એ લોકોના મિત્ર બનાવી દીધા છે, જેઓ ઈમાન નથી લાવતા.

(૨૮) અને જ્યારે તેઓ કોઈ નિર્લજ્જતા અને અશ્લીલતા (ખુલ્લી બુરાઈ) આચરે છે, તો કહે છે કે અમે અમારા બાપ-દાદાને આવું જ કરતા જોયા છે અને અલ્લાહે અમને આનો જ આદેશ આપ્યો છે. કહો, અલ્લાહ કદાપિ બૂરા કાર્યનો આદેશ નથી આપતો. શું તમે અલ્લાહ સાથે એવી વાત જોડો છો, જેનું તમને કોઈ જ્ઞાન નથી. (૨૯) કહો કે મારા પ્રભુ-પાલનહારે મને ન્યાયનો આદેશ આપ્યો છે અને એ કે દરેક નમાઝના સમયે પોતાનો ચહેરો સીધો રાખો, અને તેને જ પોકારો તેના જ માટે દીન (ધર્મ)ને વિશુદ્ધ કરીને. જે રીતે તેણે તમને પહેલી વાર પેદા કર્યા, એ જ રીતે તમે બીજી વાર પણ પેદા થશો. (૩૦) એક સમૂહને તેણે સન્માર્ગ બતાવ્યો અને એક સમૂહ છે કે તેના પર પથભ્રષ્ટતા પુરવાર થઈ ચૂકી. તેમણે અલ્લાહને છોડીને શૈતાનોને પોતાનાં મિત્રો બનાવ્યા અને સમજે છે કે તેઓ સન્માર્ગ પર છે.

(૩૧) હે આદમની સંતાન ! દરેક નમાઝ વખતે પોતાનો પોશાક પહેરો અને ખાવ-પીવો, અને સીમાનું ઉલ્લંઘન ન કરો. નિઃશંક, અલ્લાહ સીમાનું

ઉલ્લંઘન કરનારાઓને પસંદ કરતો નથી. (૩૨) કહો, અલ્લાહની શોભા અને સૌંદર્યને કોણે હરામ (અવૈધ) કર્યા, જે તેણે પોતાના બંદાઓ માટે પેદા કર્યા હતા અને ખાવાની પવિત્ર વસ્તુઓને. કહો, તે દુનિયાના જીવનમાં પણ ઈમાનવાળાઓ માટે છે અને આખિરત (પરલોક)માં તો તે વિશેષ રૂપે તેમના માટે જ હશે. આ જ પ્રમાણે અમે અમારી આયતો ખોલીને વર્ણવીએ છીએ એ લોકો માટે જેઓ જાણવા માંગે. (૩૩) કહો, મારા પ્રભુ-પાલનહારે તો બસ અશ્લીલ અને નિર્લજ્જ વાતોને હરામ ઠરાવેલ છે, તે જાહેર હોય કે છૂપી હોય, અને ગુનાને અને અનુચિત અતિરેકને અને એ વાતને કે તમે અલ્લાહની સાથે કોઈને ભાગીદાર બનાવો, જેની તેણે કોઈ દલીલ નથી ઉતારી અને એ કે તમે અલ્લાહ સાથે એવી વાતોને જોડો, જેનું તમને જ્ઞાન નથી.

(૩૪) અને દરેક જાતિ (સમુદાય) માટે એક નિશ્ચિત મુદ્દત છે. પછી જ્યારે તેમની મુદ્દત સમાપ્ત થઈ જશે, તો તેઓ ન એક ક્ષણ પાછળ હટી શકશે અને ન આગળ વધી શકશે. (૩૫) હે આદમની સંતાન ! જો તમારા પાસે તમારામાંથી રસૂલ (ઈશદૂત) આવે, જે તમને મારી આયતો સંભળાવે, તો જે વ્યક્તિ ડર્યો અને જેણે સુધારણા કરી લીધી, તેમના માટે ન કોઈ ભય હશે અને ન તે દુઃખી થશે. (૩૬) અને જે લોકો મારી આયતોને ખોટી ઠેરવે અને તેનાથી અહંકાર કરે, એ જ લોકો નર્કવાળા છે. તેઓ તેમાં હંમેશા રહેશે. (૩૭) પછી તેનાથી વધારે અત્યાચારી કોણ હશે જે અલ્લાહ વિશે જૂઠો આરોપ ઘડે અથવા તેની નિશાનીઓને ખોટી ઠેરવે. તેમના ભાગ્યમાં જે લખેલું છે તે તેમને મળીને રહેશે, ત્યાં સુધી કે જ્યારે અમારા મોકલેલા તેમના પ્રાણ લેવા માટે તેમના પાસે પહોંચશે, તો તેમને પૂછશે કે અલ્લાહ સિવાય જેમને તમે પોકારતા હતા, ક્યાં છે ? તેઓ કહેશે કે તે સૌ અમારા પાસેથી ગૂમ થઈ ગયા, અને તેઓ પોતાના વિશે સ્વીકાર કરશે કે નિઃશંક, તેઓ ઈન્કાર કરવાવાળા હતા.

(૩૮) અલ્લાહ કહેશે, દાખલ થઈ જાઓ આગમાં અને મનુષ્યોના એ જૂથોની સાથે જેઓ તમારાથી પહેલા વિતી ચૂક્યા છે. જ્યારે પણ કોઈ જૂથ જહન્નમમાં દાખલ થશે તે પોતાના સાથી જૂથ પર ફિટકાર કરશે, ત્યાં સુધી કે જ્યારે તેમને તેમાં એકત્ર કરવામાં આવશે, તો તેમના પૂરોગામીઓ અનુગામીઓ વિશે કહેશે, હે અમારા પાલનહાર ! આ જ લોકો છે, જેમણે અમને પથભ્રષ્ટ કર્યા, બસ તું આમને આગની બમણી યાતના આપ. અલ્લાહ કહેશે કે સૌ માટે બમણી છે, પરંતુ તમે નથી જાણતા. (૩૯) અને તેમના પૂરોગામીઓ પોતાના અનુગામીઓને કહેશે, તમને અમારા પર કોઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી. બસ, પોતાની કમાણીના પરિણામે યાતનાની મજા ચાખો.

(૪૦) નિઃશંક, જે લોકોએ અમારી નિશાનીઓને ખોટી ઠેરવી અને તેનાથી અહંકાર કર્યો, તેમના માટે આકાશના દરવાજાઓ ખોલવામાં નહીં આવે અને તેઓ જન્નતમાં દાખલ નહીં થાય, જ્યાં સુધી ઊંટ સોઈના નાકામાં ન ઘૂસી જાય, અને અમે ગુનેગારોને આવી જ સજા આપીએ છીએ. (૪૧) તેમના માટે નર્કનું જ પાથરણું હશે અને તેમના ઉપર ઓઢવાનું પણ તેનું જ હશે, અને અમે અત્યચારીઓને આ જ રીતે સજા આપીએ છીએ. (૪૨) સિવાય જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા. અમે કોઈ વ્યક્તિ પર તેની શક્તિ અનુસાર જ બોજ નાખીએ છીએ. આ જ લોકો જન્નતવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૪૩) અને તેમની મનમાં થતાં પ્રત્યેક ખટકાને અમે કાઢી નાખીશું. તેના નીચે નહેરો વહી રહી હશે અને તેઓ કહેશે કે સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, જેણે અમને અહીં સુધી પહોંચાડ્યા અને અમે સન્માર્ગ પામવાના ન હતા જો અલ્લાહ અમને નિર્દેશ ન કરતો. અમારા રબના પયગંબરો સાચી વાત લઈને આવ્યા હતા, અને અવાજ આવશે કે આ જન્નત છે, જેના તમને વારસદાર બનાવવામાં આવ્યા છે, પોતાના કર્મોના બદલામાં.

(૪૪) અને જન્નતવાળા નર્કવાળાઓને પોકારશે કે અમે એ તમામ વાયદાઓ સાચા જોયા જે અમારા રબે અમારા સાથે કર્યા હતા. શું તમે પણ તમારા રબના વાયદાઓ સાચા જોયા? તેઓ કહેશે, હા. પછી એક પોકારનાર બંનેના વચ્ચે પોકારશે કે અલ્લાહની ફિટકાર થાય અત્યાચારીઓ પર, (૪૫) જેઓ અલ્લાહના માર્ગથી રોકતા હતા અને તેમાં વિકૃતિ શોધતા હતા અને તેઓ આખિરતનો ઈન્કાર કરતા હતા.

(૪૬) અને બંને વચ્ચે એક આડ હશે, અને આ'રાફના ઉપર કેટલાક લોકો હશે, જેઓ દરેકને તેમની નિશાનીઓથી ઓળખી લેશે અને તેઓ જન્નત-વાળાઓને પોકારીને કહેશે કે તમારા પર સલામતી થાય. તેઓ હજુ જન્નતમાં દાખલ નહીં થયા હોય, પરંતુ તેઓ તેના ઉમેદવાર હશે. (૪૭) અને જ્યારે નર્કવાળા તરફ તેમની નજર ફેરવવામાં આવશે, તો તેઓ કહેશે કે હે અમારા રબ ! અમને સામેલ ન કરજે આ અત્યાચારીઓની સાથે. (૪૮) અને આ'રાફવાળા એ લોકોને પોકારશે, જેમને તેઓ તેમની નિશાનીઓથી ઓળખતા હશે. તેઓ કહેશે કે તમારા કામ ન આવ્યો તમારો સમુદાય અને તમારું પોતાને મોટા સમજવું. (૪૯) શું આ જ એ લોકો છે, જેમના વિશે તમે સોગંદો ખાઈને કહેતા હતા કે આમને કદાપિ અલ્લાહની દયા નહીં પહોંચે. જન્નતમાં દાખલ થઈ જાઓ, હવે ન તમને કોઈ ભય છે અને ન તમે દુઃખી થશો.

(૫૦) અને નર્કના લોકો જન્નતવાળાઓને પોકારશે કે થોડુંક પાણી અમારા પર નાખી દો અથવા એમાંથી જે અલ્લાહે તમને ખાવાનું આપી રાખ્યું છે. તેઓ કહેશે કે અલ્લાહે આ બંને વસ્તુઓ ઈન્કાર કરનારાઓ માટે હરામ (અવૈધ) કરી દીધી છે. (૫૧) તેઓ જેમણે પોતાના દીન (ધર્મ)ને ખેલ અને તમાશો બનાવી લીધો હતો અને તેમને દુનિયાના જીવને ધોકામાં નાખી રાખ્યા હતા, બસ આજે અમે તેમને ભુલાવી દઈશું, જે રીતે તેમણે પોતાના આ દિવસની

મુલાકાતને ભુલાવી દીધી હતી અને જેમ કે તેઓ તેઓ અમારી નિશાનીઓનો ઈન્કાર કરતા રહ્યા.

(૫૨) અને આ લોકોની પાસે એક એવું પુસ્તક લઈને આવ્યા છીએ જેનેઅમે જ્ઞાનના આધારે વિગતવાર બનાવેલ છે, માર્ગદર્શન અને દયા બનાવીને એ લોકો માટે જેઓ ઈમાન લાવે. (૫૩) શું હવે તેઓ તેની રાહ જોઈ રહ્યા છે કે આની હકીકત જાહેર થઈ જાય ? જે દિવસે તેની હકીકત જાહેર થઈ જશે તો એ લોકો જેઓ આને અગાઉ ભૂલી ગયા હતા, બોલી ઉઠશે કે નિઃશંક, અમારા રબના પયગંબરો સત્ય લઈને આવ્યા હતા. બસ, હવે શું કોઈ અમારી ભલામણ કરનારાં છે કે તેઓ અમારી ભલામણ કરે ? અથવા અમને ફરીથી પાછા જ મોકલી દેવામાં આવે, જેથી અમે તેનાથી ભિન્ન કર્મો કરીએ, જે પહેલા અમે કરતા રહ્યા હતા. તેમણે સ્વયં પોતાને નુકસાનમાં નાખ્યા અને તેમનાથી ગૂમ થઈ ગયું એ, જેને તેઓ ઘડતા હતા.

(૫૪) નિઃશંક, તમારો રબ એ જ છે, જેણે આકાશો અને ધરતીને છ દિવસોમાં પેદા કર્યા. પછી તે અર્શ (રાજસિંહાસન) પર બિરાજમાન થયો. તે ઓઢાવે છે રાતને દિવસ પર, દિવસ તેના પાછળ લાગેલો આવે છે દોડતો, અને તેણે પેદા કર્યા સૂર્ય અને ચંદ્ર અને તારાઓ, બધા આધીન છે તેની આજ્ઞાને. યાદ રાખો, તેનું જ કાર્ય છે પેદા કરવું અને આજ્ઞા આપવું. ખૂબ બરકતવાળો છે અલ્લાહ, જે માલિક અને પાલનહાર છે સમગ્ર સૃષ્ટિનો. (૫૫) પોતાના રબને પોકારો કરગરીને આજીજી સાથે, ચુપકે-ચુપકે. ચોક્કસ, તે સીમાનું ઉલ્લંઘન કરનારાઓને પસંદ કરતો નથી. (૫૬) અને ધરતીમાં બગાડ પેદા ન કરો તેની સુધારણા પછી, અને તેને જ પોકારો ભયની સાથે અને આશાની સાથે. નિશ્ચિતપણે અલ્લાહની દયા સદ્કાર્ય કરનારાઓની સમીપ છે.

(૫૭) અને તે અલ્લાહ જ છે, જે હવાઓને પોતાની દયાની સાથે આગળ

ખુશખબર બનાવીને મોકલે છે. પછી જ્યારે તે (પાણીથી) ભરેલા વાદળોને ઉઠાવી લે છે, તો અમે તેને કોઈ સૂકી જમીન તરફ ધકેલી દઈએ છીએ. પછી અમે તેના દ્વારા પાણી ઉતારીએ છીએ. પછી અમે તેના દ્વારા દરેક પ્રકારનાં ફળ કાઢીએ છીએ. આ જ પ્રમાણે અમે મડદાઓને કાઢીશું, જેથી તમે વિચાર કરો. (૫૮) અને જે જમીન સારી છે તેની ઉપજ નીકળે છે તેના રબના આદેશથી અને જે જમીન ખરાબ છે તેની ઉપજ ઓછી જ હોય છે. આ જ પ્રમાણે અમે નિશાનીઓ વિભિન્ન રીતે બતાવીએ છીએ તેમના માટે જેઓ આભાર વ્યક્ત કરવાવાળા છે.

(૫૯) અમે નૂહને તેની જાતિ તરફ મોકલ્યો. નૂહે કહ્યું, હે મારી જાતિના લોકો ! અલ્લાહની ઇબાદત (ઉપાસના) કરો. તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. હું તમારા પર એક મોટા દિવસની યાતનાથી ડરું છું. (૬૦) તેની જાતિના મોટા લોકોએ કહ્યું કે અમને તો એ જોવાઈ રહ્યું છે કે તમે એક સ્પષ્ટ પથ-ભ્રષ્ટતામાં ગ્રસ્ત છો. (૬૧) નૂહે કહ્યું કે હે મારી જાતિના લોકો ! મારામાં કોઈ પથભ્રષ્ટતા નથી, બલ્કે મને મોકલવામાં આવ્યો છે સમગ્ર સૃષ્ટિના પાલનહાર તરફથી. (૬૨) તમને તમારા રબનો સંદેશ પહોંચાડી રહ્યો છું અને તમારો શુભેચ્છક છું, અને હું અલ્લાહ તરફથી એ વાત જાણું છું જે તમે નથી જાણતા. (૬૩) શું તમને એ વાત પર આશ્ચર્ય થયું કે તમારા રબની શિખામણ તમારા પાસે તમારામાંથી જ એક વ્યક્તિ દ્વારા આવી, જેથી તે તમને ડરાવે અને એટલા માટે કે તમારા પર દયા કરવામાં આવે ? (૬૪) પછી તેમણે તેને ખોટું ઠેરવી દીધું. પછી અમે નૂહને બચાવી લીધો અને એ લોકોને પણ જેઓ તેના સાથે નૌકામાં હતા અને અમે એ લોકોને ડૂબાડી દીધા, જેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી હતી. નિઃશંક, તે લોકો આંધળા હતા.

(૬૫) અને આદની તરફ અમે તેમના ભાઈ હૂદને મોકલ્યો. તેમણે કહ્યું,

હે મારી જાતિના લોકો ! અલ્લાહની ઈબાદત કરો. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તો શું તમે ડરતા નથી ? (૬૬) તેની જાતિના મોટા લોકો, જેઓ ઇન્કાર કરી રહ્યા હતા, બોલ્યા : અમે તો તમને બુદ્ધિહીન સમજીએ છીએ અને અમને એવું લાગે છે કે તમે જૂઠા છો. (૬૭) હૂદે કહ્યું કે હે મારી જાતિના લોકો ! હું બુદ્ધિહીન નથી, બલ્કે હું સૃષ્ટિઓના માલિકનો મોકલેલો છું. (૬૮) તમને તમારા રબના સંદેશાઓ પહોંચાડી રહ્યો છું અને તમારો હિતેચ્છું છું અને અમાનતદાર અને વિશ્વસનીય છું. (૬૯) શું તમને એ વાત પર આશ્ચર્ય છે કે તમારા પાસે તમારામાંથી જ એક વ્યક્તિ દ્વારા તમારા રબની શિખામણ આવી, જેથી તે તમને ડરાવે, અને યાદ કરો જ્યારે તેણે નૂહની જાતિ પછી તમને તેના ઉત્તરાધિકારી બનાવ્યા અને કદ-કાઠીમાં તમને કદાવર પણ વધારે બનાવ્યા. હવે અલ્લાહની કૃપાઓને યાદ કરો, જેથી તમે સફળતા પામો.

(૭૦) હૂદની જાતિએ કહ્યું, શું તમે અમારા પાસે એટલા માટે આવ્યા છો કે અમે એક અલ્લાહની ઉપાસના કરીએ અને તેમને છોડી દઈએ જેમની ઉપાસના અમારા બાપ-દાદા કરતા આવ્યા છે ? હવે તમે જે યાતનાની ધમકી અમને આપી રહ્યા છો, તેને લઈ આવો, જો તમે સાચા છો. (૭૧) હૂદે કહ્યું, તમારા પર તમારા રબ તરફથી અપવિત્રતા અને પ્રકોપ નિયત થઈ ચૂકેલ છે. શું તમે મારા એ નામો માટે ઝઘડો કરો છો, જે તમે અને તમારા બાપ-દાદાએ રાખી લીધા છે, જેની અલ્લાહે કોઈ સનદ ઉતારી નથી. બસ, રાહ જુઓ, હું પણ તમારા સાથે રાહ જોઈ રહ્યો છું. (૭૨) પછી અમે બચાવી લીધા તેમને અને જેઓ તેમના સાથે હતા મારી દયાથી અને એ લોકોના મૂળ ઉખાડી નાખ્યા, જેઓ મારી નિશાનીઓને ખોટી ઠેરવતા હતા અને માનતા ન હતા.

(૭૩) અને સમૂદ (જાતિ) તરફ અમે તેમના ભાઈ સાલેહને મોકલ્યા. તેમણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય

તમારો કોઈ ઉપાસ્ય નથી. તમારા પાસે તમારા રબ તરફથી એક ખુલ્લી નિશાની આવી ગઈ છે. આ અલ્લાહની ઊંટણી તમારા માટે એક નિશાનીના રૂપમાં છે. બસ, તેને છોડી દો કે તે ખાય અલ્લાહની ધરતીમાં, અને તેને કોઈ કષ્ટ ન પહોંચાડજો, નહિં તો તમને એક પીડાદાયક યાતના આવી પકડશે. (૭૪) અને યાદ કરો, જ્યારે અલ્લાહે આદ પછી તમને તેમના ઉત્તરાધિકારી બનાવ્યા અને તમને ધરતીમાં ઠેકાણું આપ્યું, તમે તેના મેદાનોમાં મહેલો બનાવો છો અને પહાડોને કોતરીને મકાનો બનાવો છો. હવે અલ્લાહની કૃપાઓને યાદ કરો અને ધરતી પર બગાડ અને ઉપદ્રવ પેદા કરતા ન ફરો.

(૭૫) તેમની જાતિના મોટા લોકો જેમણે ઘમંડ કર્યો, તેમણે મોમિનોને કહ્યું જેમને અશક્ત-અસમર્થ ગણવામાં આવતા હતા, શું તમને વિશ્વાસ છે કે સાલેહ પોતાના રબનો મોકલેલો છે ? તેમણે જવાબ આપ્યો કે અમે તો તેઓ જે લઈને આવ્યા છે તેના પર ઈમાન રાખીએ છીએ. (૭૬) તે ઘમંડી લોકો કહેવા લાગ્યા કે અમે તો એ વસ્તુનો ઈન્કાર કરીએ છીએ, જેના પર તમે ઈમાન લાવ્યા છો. (૭૭) પછી તેમણે ઊંટણીને કાપી નાખી અને પોતાના રબની આજ્ઞાથી ફરી ગયા, અને તેમણે કહ્યું, હે સાલેહ ! જો તમે પયગંબર છો તો એ યાતના અમારા પર લઈ આવો જેનાથી તમે અમને ડરાવતા હતા. (૭૮) પછી ભૂકંપે તેમને ઝડપી લીધા અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા મોઢે પડેલા રહી ગયા. (૭૯) અને સાલેહ એમ કહેતા તેમની વસ્તીઓમાંથી નીકળી ગયો કે હે મારી જાતિના લોકો ! મેં તમને મારા રબનો સંદેશ પહોંચાડી દીધો અને મેં તમારા સાથે ભલાઈ કરી, પરંતુ તમે શુભચિંતકોને પસંદ નથી કરતા.

(૮૦) અને અમે લૂતને મોકલ્યો. જ્યારે તેમણે પોતાની જાતિના લોકોને કહ્યું, શું તમે ખુલ્લી નિર્લજ્જતાનું કાર્ય કરો છો, જે તમારા પહેલા દુનિયામાં કોઈએ નથી કર્યું. (૮૧) તમે સ્ત્રીઓને છોડીને પુરુષોથી પોતાની કામવાસના

પૂરી કરો છો, બલ્કે તમે હદ પાર કરી જનારા લોકો છો. (૮૨) પરંતુ તેની જાતિનો જવાબ એના સિવાય બીજો કોઈ ન હતો કે આને આપણી વસ્તીમાંથી બહાર કાઢો. આ લોકો મોટા પવિત્રાત્મા બને છે. (૮૩) પછી અમે બચાવી લીધા લૂતને અને તેના ઘરવાળાઓને, તેની પત્ની સિવાય જે પાછળ રહી જનારાઓમાંથી બની. (૮૪) અને અમે તેમના પર વર્ષા વરસાવી પથ્થરોની, પછી જુઓ કે કેવું પરિણામ આવ્યું ગુનેગારોનું.

(૮૫) અને મદયન તરફ અમે તેમના ભાઈ શુઐબને મોકલ્યો. તેમણે કહ્યું, હે મારી જાતિના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. તમારા પાસે તમારા રબ તરફથી દલીલ પહોંચી ચૂકી છે. બસ, તોલ-માપ પૂરું કરો અને ઘટાડીને ન આપો લોકોને તેમની વસ્તુઓ, અને બગાડ ઊભો ન કરો ધરતીમાં તેની સુધારણા થઈ ગયા પછી. આ તમારા માટે વધારે ઉત્તમ છે, જો તમે ઈમાનવાળા છો. (૮૬) અને માર્ગોમાં ન બેસો ડરાવવા માટે અને અલ્લાહના માર્ગથી લોકોને ન રોકો, જેઓ તેના પર ઈમાન લાવી ચૂક્યા છે અને આ માર્ગમાં વિકૃતિ ન શોધો, અને યાદ કરો જ્યારે તમે ખૂબ ઓછા હતા, પછી તમને વધારી દીધા, અને જુઓ બગાડ ઊભો કરનારાઓનું પરિણામ શું આવ્યું. (૮૭) અને જો તમારામાંથી એક જૂથ તેના પર ઈમાન લાવ્યું છે, જેને લઈને મને મોકલવામાં આવ્યો છે અને એક જૂથ ઈમાન નથી લાવ્યું તો રાહ જુઓ ત્યાં સુધી કે અલ્લાહ આપણા વચ્ચે નિર્ણય કરી દે અને તે સૌથી શ્રેષ્ઠ નિર્ણય કરવાવાળો છે.

★**(૮૮) જાતિના મોટા લોકો, જેઓ ઈન્કાર કરનારાં હતા, તેમણે કહ્યું** કે હે શુઐબ ! અમે તમને અને એ લોકોને જેઓ તમારા સાથે ઈમાન લાવ્યા છે, અમારી વસ્તીમાંથી બહાર કાઢી મૂકીશું, અથવા તમે અમારા પંથમાં ફરીથી આવી જાઓ. શુઐબે કહ્યું, શું અમે અસંતુષ્ટ અને વિરક્ત હોઈએ તો પણ ?

(૮૯) અમે અલ્લાહ પર જૂઠ ઘડનારા હોઈશું જો અમે તમારા પંથમાં પાછા ફરીએ, એ પછી કે અલ્લાહે અમને તેનાથી મુક્તિ આપી; અને અમારાથી એ સંભવ નથી કે અમે આ પંથમાં પાછા આવીએ, પરંતુ એ કે અલ્લાહ, અમારો રબ એવું ઇચ્છે. અમારા રબે (માલિક અને પાલનહારે) દરેક વસ્તુને પોતાના જ્ઞાનના ઘેરામાં લઈ રાખી છે. અમે અમારા રબ પર ભરોસો કર્યો. હે અમારા રબ ! અમારા અને અમારી જાતિ વચ્ચે સત્યની સાથે નિર્ણય કરી દે, તું સૌથી ઉત્તમ નિર્ણય કરવાવાળો છે. (૯૦) અને એ મોટા લોકોએ, જેમણે તેની જાતિમાંથી ઇન્કાર કર્યો હતો, કહ્યું કે જો તમે શુઐબનું અનુસરણ કરશો તો બરબાદ થઈ જશો. (૯૧) પછી તેમને ભૂકંપે આવી પકડ્યા. આમ, તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડીને રહી ગયા. (૯૨) જેમણે શુઐબને ખોટો ઠેરવ્યો હતો, જાણે તેઓ ક્યારેય આ વસ્તીમાં વસ્યા જ ન હતા. જેમણે શુઐબને ખોટો ઠેરવ્યો તેઓ જ નુકસાનમાં રહ્યા. (૯૩) તે વખતે શુઐબ તેમનાથી મોઢું ફેરવીને જતો રહ્યો અને કહ્યું, હે મારી જાતિના લોકો ! હું તમને મારા રબનો સંદેશ પહોંચાડી ચૂક્યો અને તમારી ભલાઈ કરી ચૂક્યો. હવે હું શું અફસોસ કરું ઇન્કાર કરનારાઓનો.

(૯૪) અને અમે જે વસ્તીમાં પણ કોઈ પયગંબર મોકલ્યો, તેના રહે-વાસીઓને અમે કષ્ટ અને તકલીફમાં નાખ્યા, જેથી તેઓ કરગરે. (૯૫) પછી અમે દુઃખને સુખથી બદલી નાખ્યું, ત્યાં સુધી કે તેમને ખૂબ સમૃદ્ધિ આપી અને તેઓ કહેવા લાગ્યા કે તકલીફ અને ખુશી તો અમારા બાપ-દાદાઓને પણ પહોંચતા રહી છે. પછી અમે તેમને અચાનક પકડી લીધા અને તેઓ તેની કલ્પના પણ કરતા ન હતા. (૯૬) અને જો વસ્તીઓવાળા ઈમાન લાવતા અને ડરતા, તો અમે તેમના ઉપર આકાશ અને ધરતીની કૃપાઓ ખોલી દેતા. પરંતુ તેમણે ખોટું ઠેરવ્યું, તો અમે તેમને પકડી લીધા તેમના કર્મોના કારણે.

(૯૭) પછી શું વસ્તીવાળા તેનાથી નિર્ભય થઈ ગયા છે કે તેમના પર અમારી યાતના રાત્રિના સમયે આવી જાય જ્યારે તેઓ ઊંઘતા હોય, (૯૮) અથવા શું વસ્તીવાળા તેનાથી નિર્ભય બની ગયા છે કે અમારી યાતના આવી પહોંચે તેમના પર દિવસ ચઢ્યે જ્યારે તેઓ રમતા હોય. (૯૯) શું આ લોકો અલ્લાહની યુક્તિઓથી નિશ્ચિંત બની ગયા છે ? બસ, અલ્લાહની યુક્તિઓથી એ જ લોકો નિશ્ચિંત હોય છે જેઓ નષ્ટ થવાવાળા હોય.

(૧૦૦) શું શિખામણ ન મળી તેમને જેઓ ધરતીના વારસ બનેલા છે તેના અગાઉના રહેવાસીઓ પછી કે જો અમે ઇચ્છીએ તો તેમને પકડી લઈએ તેમના ગુનાઓને કારણે, અને અમે તેમનાં હૃદયો પર મહોર મારી દીધી છે, હવે તેઓ સમજતા નથી. (૧૦૧) આ એ વસ્તીઓ છે, જેનો થોડોક અહેવાલ અમે તમને સંભળાવી રહ્યા છીએ. તેમના પાસે અમારા પયગંબરો નિશાનીઓ લઈને આવ્યા, તો એવું કદાપિ ન થયું કે તેઓ ઈમાન લાવે એ વાત પર જેને તેઓ પહેલા ખોટું ઠેરવી ચૂક્યા હતા. આ રીતે અલ્લાહ ઇન્કાર કરનારાઓના હૃદયો પર મહોર મારી દે છે. (૧૦૨) અને અમે તેમના પૈકી મોટાભાગના લોકો વચનનું પાલન કરનારા ન હતા અને અમે તેમના પૈકી મોટાભાગના લોકોને અવજ્ઞાકારી જોયા.

(૧૦૩) તેમના પછી અમે મૂસાને અમારી નિશાનીઓની સાથે મોકલ્યા ફિરઔન અને તેની જાતિના સરદારોની પાસે. પરંતુ તેમણે અમારી નિશાનીઓની સાથે અન્યાય કર્યો. બસ જુઓ કે બગાડ પેદા કરનારાઓનો શું અંજામ આવ્યો. (૧૦૪) અને મૂસાએ કહ્યું હે ફિરઔન ! હું સૃષ્ટિઓના માલિક અને પાલનહાર તરફથી મોકલવામાં આવ્યો છું. (૧૦૫) મારું કર્તવ્ય છે કે અલ્લાહના નામે સત્ય સિવાય કંઈ ન કહું. હું તમારા પાસે તમારા રબ તરફથી ખુલ્લી નિશાની લઈને આવ્યો છું. હવે તું મારા સાથે બની ઈસરાઈલને

જવા દે. (૧૦૬) ફિરઔને કહ્યું, જો તમે કોઈ નિશાની લઈને આવ્યા છો, તો તેને પ્રસ્તુત કરો, જો તમે સાચા છો. (૧૦૭) ત્યારે મૂસાએ પોતાની લાઠી નાખી દીધી, તો એકાએક તે એક સ્પષ્ટ અજગર બની ગઈ. (૧૦૮) અને તેણે પોતાનો હાથ કાઢ્યો તો અચાનક તે જોવાવાળાઓની સામે ચમકી રહ્યો હતો. (૧૦૯) ફિરઔનની જાતિના સરદારોએ કહ્યું, આ વ્યક્તિ તો નિપુણ જાદુગર છે. (૧૧૦) તે ઇચ્છે છે કે તમને તમારી ભૂમિમાંથી કાઢી મૂકે. (૧૧૧) હવે તમારી શું સલાહ છે ? તેમણે કહ્યું, મૂસાને અને તેના ભાઈને મહેતલ આપો અને શહેરોમાં સંદેહવાહકો મોકલી દો. (૧૧૨) તેઓ તમારા પાસે તમામ નિપુણ જાદુગરોને લઈ આવે.

(૧૧૩) અને જાદુગરો ફિરઔનની પાસે આવ્યા. તેમણે કહ્યું, અમને ઈનામ તો અવશ્ય મળશે જો અમે જીતી જઈએ ? (૧૧૪) ફિરઔને કહ્યું, હા અને ચોક્કસ તમે અમારા નિકટવર્તીઓમાં દાખલ હશો. (૧૧૫) જાદુગરોએ કહ્યું, કાં તમે નાખો અથવા અમે નાખીએ છીએ. (૧૧૬) મૂસાએ કહ્યું, તમે જ નાખો. પછી જ્યારે તેમણે નાખ્યું તો લોકોની આંખો પર જાદૂ કરી દીધું અને તેમના પર ભય વ્યાપ્ત કરી દીધો અને ખૂબ મોટી ચાલાકીનો ખેલ ખેલ્યો. (૧૧૭) અમે મૂસાને આદેશ આપ્યો કે પોતાની લાઠી ફેંકો. તો અચાનક તે ગળવા લાગી જે તેમણે ઘડ્યું હતું. (૧૧૮) બસ, સત્ય જાહેર થઈ ગયું અને જે કંઈ તેમણે બનાવ્યું હતું તે અસત્ય થઈને રહી ગયું. (૧૧૯) બસ, એ લોકો ત્યાં જ પરાજિત થઈ ગયા અને અપમાનિત બની રહ્યા. (૧૨૦) અને જાદૂગરો સિજદામાં પડી ગયા. (૧૨૧) તેમણે કહ્યું, અમે ઈમાન લાવ્યા સૃષ્ટિઓના રબ (માલિક અને પાલનહાર) પર. (૧૨૨) જે રબ છે મૂસા અને હારૂનનો.

(૧૨૩) ફિરઔને કહ્યું, તમે લોકો મૂસા પર ઈમાન લઈ આવ્યા એ પહેલા કે હું તમને પરવાનગી આપું. ચોક્કસ આ એક ષડયંત્ર છે જે તમે લોકોએ

શહેરમાં એ આશયથી કરી છે કે તમે અહીંના રહેવાસીઓને અહીંથી બહાર કાઢી મૂકો, તો તમને હમણાં જ ખબર પડી જશે. (૧૨૪) હું તમારા હાથ અને પગ વિપરીત દિશાએથી કાપીશ, પછી તમને સૌને શૂળીએ ચઢાવીશ. (૧૨૫) તેમણે કહ્યું, અમને તો અમારા રબ તરફ જ પાછા ફરવાનું છે. (૧૨૬) તું અમને માત્ર એટલા માટે સજા આપવા ચાહે છે કે અમારા રબની નિશાનીઓ જ્યારે અમારા સામે આવી ગઈ, તો અમે ઈમાન લઈ આવ્યા. હે રબ ! અમારા પર ધૈર્યની વર્ષા કરી દે અને અમને મૃત્યુ આપ ઈસ્લામ પર.

(૧૨૭) ફિરઔનની જાતિના સરદારોએ કહ્યું, શું તું મૂસા અને તેની જાતિને મુક્ત કરી દઈશ કે તેઓ દેશમાં બગાડ ફેલાવે અને તને અને તારા ઉપાસ્યોને છોડી દે. ફિરઔને કહ્યું કે અમે તેમના પુત્રોને મારી નાખીશું અને તેમની સ્ત્રીઓને જીવંત રાખીશું, અને અમે તેનું પૂરેપૂરું સામર્થ્ય ધરાવીએ છીએ. (૧૨૮) મૂસાએ પોતાની જાતિને કહ્યું કે અલ્લાહથી મદદ માગો અને ધૈર્ય કરો. ધરતી અલ્લાહની છે, તે પોતાના બંદાઓમાંથી જેને ઈચ્છે છે તેને તેનો વારસદાર બનાવી દે છે, અને અંતે સફળતા અલ્લાહથી ડરનારાઓ માટે જ છે. (૧૨૯) મૂસાની જાતિએ કહ્યું, અમને તમારા આવતા પહેલા પણ સતાવવામાં આવ્યા અને તમારા આવ્યા પછી પણ. મૂસાએ કહ્યું, નજીક છે કે તમારો રબ દુશ્મનને નષ્ટ કરી નાખે અને તેમની જગ્યાએ તમને આ ભૂમિના માલિક બનાવી દે, પછી જોઈએ કે તમે કેવા કર્મ કરો છો.

(૧૩૦) અને અમે ફિરઔનવાળાઓને દુષ્કાળ અને ઉપજોની અછતમાં ગ્રસ્ત કર્યા, જેથી તેમને બોધપાઠ મળે. (૧૩૧) પરંતુ જ્યારે તેમના પર ખુશહાલી આવતી તો કહેતા કે આ અમારા માટે છે અને જો તેમના પર કોઈ આફત આવતી તો તેને મૂસા અને તેના સાથીઓનું અશુભ બતાવતા. સાંભળો, તેમનું દુર્ભાગ્ય તો અલ્લાહની પાસે છે, પરંતુ તેમાંથી મોટાભાગના લોકો

જાણતા નથી. (૧૩૨) અને તેમણે મૂસાને કહ્યું, અમને જાદૂવશ કરવા માટે ચાહે તમે ગમે તેટલી નિશાનીઓ લાવો, અમે તમારા પર ઈમાન લાવવાના નથી.

(૧૩૩) પછી અમે તેમના ઉપર તોફાન મોકલ્યું અને તીડના ટોળા અને જૂઓ અને દેડકાઓ અને લોહી. આ બધી નિશાનીઓ અલગ-અલગ બતાવી. તેમ છતાં તેમણે ઘમંડ કર્યો અને તેઓ ગુનેગાર લોકો હતા. (૧૩૪) અને જ્યારે તેમના પર કોઈ યાતના આવતી તો કહેતા, હે મૂસા ! પોતાના રબને અમારા માટે દુઆ કરો જેનો તેણે તમારાથી વાયદો આપી રાખ્યો છે. જો તમે અમારા પરથી આ યાતના હટાવી દો તો અમે અવશ્ય તમારા પર ઈમાન લાવીશું અને તમારા સાથે બની ઈસરાઈલને જવા દઈશું. (૧૩૫) પછી જ્યારે અમે દૂર કરી દઈએ છીએ તેમનાથી આફતને થોડીક મુદ્દત માટે, જ્યાં છેવટે તેમને પહોંચાડવાના હતા, તો એ જ વખતે તેઓ વચનને તોડી નાખે છે.

(૧૩૬) પછી અમે તેમને સજા આપી અને તેમને સમુદ્રમાં ડૂબાડી દીધા, કેમ કે તેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી અને તેનાથી બેપરવા થઈ ગયા. (૧૩૭) અને જે લોકોને નબળા સમજવામાં આવતા હતા તેમને અમે આ ભૂમિના પૂર્વ અને પશ્ચિમના ઉત્તરાધિકારી બનાવી દીધા, જેમાં અમે બરકત (નિરંતર વધતી જતી સમૃદ્ધિ) મૂકી હતી, અને ઈસરાઈલની સંતાન પર તારા રબનું નેક વચન પૂરું થઈ ગયું, એ કારણસર કે તેમણે ધૈર્ય દાખવ્યું અને અમે ફિરઔન અને તેની જાતિનું એ બધું જ નષ્ટ કરી નાખ્યું જે તેઓ બનાવતા હતા અને જે તેઓ ચઢાવતા હતા.

(૧૩૮) અને અમે ઈસરાઈલની સંતાનને સમુદ્રના પાર ઉતારી દીધા. પછી તેઓ એક એવી વસ્તીમાંથી પસાર થયા જે પોતાની મૂર્તિઓને પૂજતી હતી. તેમણે મૂસાને કહ્યું કે હે મૂસા ! અમારી ઉપાસના માટે પણ એક મૂર્તિ બનાવી

આપ, જેવી આમની મૂર્તિઓ છે. મૂસાએ કહ્યું, તમે ખૂબ અજ્ઞાની અને મૂર્ખ લોકો છો. (૧૩૯) આ લોકો જે કામમાં વ્યસ્ત છે, તે નષ્ટ થવાવાળું છે અને આ લોકો જે કંઈ કરી રહ્યા છે તે અસત્ય છે. (૧૪૦) તેણે કહ્યું, શું હું અલ્લાહ સિવાય કોઈ અન્ય ઉપાસ્ય તમારા માટે શોધું, જ્યારે કે તેણે તમને તમામ જગતવાસીઓ પર શ્રેષ્ઠતા પ્રદાન કરી છે. (૧૪૧) અને જ્યારે અમે ફિરઔન-વાળાઓથી તમને મુક્તિ આપી, જેમણે તમને કઠોર યાતનામાં નાખી રાખ્યા હતા. તમારા પુત્રોને મારી નાખતો હતો અને તમારી સ્ત્રીઓને જીવતી રાખતો હતો અને તેમાં તમારા પાલનહાર તરફથી તમારી મોટી પરીક્ષા હતી.

(૧૪૨) અને અમે મૂસાને ત્રણ રાત્રિનું વચન આપ્યું અને તેને પૂરું કર્યું દસ વધારાની રાત્રિઓથી, તો તેના પાલનહારની મુદત ચાળીસ રાત્રિઓમાં પૂરી થઈ, અને મૂસાએ પોતાના ભાઈ હારૂનને કહ્યું, મારા પાછળ તમે મારી જાતિમાં મારું પ્રતિનિધિત્વ કરજો, સુધારણા કરતા રહેજો અને બગાડ પેદા કરનારાઓની પદ્ધતિ પર ન ચાલજો. (૧૪૩) અને જ્યારે મૂસા અમારા (નિર્ધારિત) સમયે આવી ગયો અને તેના પાલનહારે તેનાથી વાર્તાલાપ કર્યો, તો તેણે કહ્યું, મને તારા દર્શન કરાવી દે કે હું તને જોઈ શકું. ફરમાવ્યું : તમે મને કદાપિ જોઈ શકતા નથી. અલબત્ત, પહાડ તરફ જુઓ, જો તે પોતાની જગ્યાએ સ્થિર રહી શકે તો તમે પણ મને જોઈ શકશો. પછી જ્યારે તેના પાલનહારે પહાડ પર પોતાના પ્રકાશને પ્રગટ કર્યો, તો તેને ચૂરેચૂરા કરી નાખ્યો, અને મૂસા બેભાન થઈને પડી ગયો. પછી જ્યારે ભાનમાં આવ્યો તો બોલ્યો, તું પવિત્ર છે, હું તારા તરફ પાછો ફર્યો અને હું સૌપ્રથમ ઈમાન લાવનાર છું.

(૧૪૪) અલ્લાહે ફરમાવ્યું, હે મૂસા ! મેં લોકો પર તમને મારી પયગંબરી અને મારી વાણી દ્વારા પસંદ કરી લીધા. બસ, હવે લો જે કંઈ મેં તમને પ્રદાન

કરેલ છે, અને કૃતજ્ઞ લોકોમાંથી બનો. (૧૪૫) અને અમે તેના માટે તખ્તીઓ પર દરેક પ્રકારની શિખામણ અને વિગત લખી દીધી. બસ, તેને મજબૂતીથી પકડો અને પોતાની જાતિને આદેશ આપો કે તેના સૌથી ઉત્તમ અર્થનું અનુસરણ કરે. ટૂંક સમયમાં જ તમને અવજ્ઞાકારીઓનું ઘર બતાવીશ.

(૧૪૬) હું મારી નિશાનીઓથી આ લોકોને ફેરવી નાખીશ, જેઓ ધરતીમાં નાહક (અનુચિત) ઘમંડ કરે છે, અને જો તેઓ દરેક પ્રકારની નિશાનીઓ જોઈ લેશે તો પણ તેના પર ઈમાન નહીં લાવે, અને જો તેઓ સન્માર્ગને જોઈ લેશે તો પણ નહીં અપનાવે અને જો દુર્માર્ગ અને પથભ્રષ્ટતાનો માર્ગ જોશે તો તેને અપનાવશે. આવું એ કારણે છે કે તેમણે અમારી નિશાનીઓને અને આખિરત (પરલોકના જીવન)ને ખોટા ઠેરવ્યા અને તેના તરફથી પોતાને ગાફેલ રાખ્યા. (૧૪૭) અને જેમણે અમારી નિશાનીઓને અને પરલોકની મુલાકાતને ખોટી ઠેરવી, તેમનાં કર્મો વ્યર્થ થઈ ગયા અને તેઓ બદલામાં એ જ મેળવશે જે તેઓ કરતા હતા.

(૧૪૮) અને મૂસાની જાતિએ તેના પાછળ પોતાના ઘરેણાઓથી એક વાછરડું બનાવ્યું. એક ધડ જેમાંથી બળદનો અવાજ નીકળતો હતો. શું તેમણે નથી જોયું કે તેઓ ન તેમનાથી બોલે છે અને ન કોઈ માર્ગ બતાવે છે. તેને તેમણે ઉપાસ્ય બનાવી લીધો અને તેઓ ખૂબ અત્યાચારી હતા. (૧૪૯) અને જ્યારે તેઓ પસ્તાયા અને તેમણે અનુભવ્યું કે તેઓ પથભ્રષ્ટતામાં પડી ગયા હતા, તો તેમણે કહ્યું, જો અમારા પાલનહારે અમારા પર દયા ન કરી અને અમને માફ ન કર્યા, તો ચોક્કસ અમે નષ્ટ થઈ જઈશું. (૧૫૦) અને જ્યારે મૂસા  દુઃખ અને ગુસ્સામાં ભરાયેલો પોતાની જાતિ તરફ પાછો ફર્યો તો તેણે કહ્યું, તમે મારા પછી મારું ખૂબ ખરાબ પ્રતિનિધિત્વ કર્યું. શું તમે તમારા પાલનહારના આદેશ પહેલા જ ઉતાવળ કરી લીધી, અને તેણે તખ્તીઓ નાખી

દીધી અને પોતાના ભાઈનું માથું પકડીને તેને પોતાની તરફ ખેંચવા લાગ્યો. હારૂને કહ્યું, એ મારી માતાના પુત્ર ! લોકોએ મને દબાવી દીધો અને નજીક હતું કે મને મારી નાખે. બસ, તું દુશ્મનોને મારા પર હસવાની તક ન આપ અને મને અત્યાચારીઓની સાથે સામેલ ન કર. (૧૫૧) મૂસાએ કહ્યું, હે મારા રબ ! માફ કરી દે મને અને મારા ભાઈને અને અમને પોતાની દયામાં દાખલ ફરમાવ અને તું સૌથી વધારે દયાળુ છે.

(૧૫૨) નિઃશંક, જે લોકોએ વાછરડાને ઉપાસ્ય બનાવ્યો, તેમને તેમના રબનો પ્રકોપ પહોંચશે અને અપમાન દુનિયાના જીવનમાં, અને અમે આવો જ બદલો આપીએ છીએ જૂઠ ઘડવાવાળાઓને. (૧૫૩) અને જે લોકોએ દુષ્કૃત્યો આચર્યા, અને તેના પછી તૌબા (પશ્ચાતાપ) કર્યો અને ઈમાન લાવ્યા, તો નિઃશંક તેના પછી તારો રબ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૧૫૪) અને જ્યારે મૂસાનો ગુસ્સો ઠંડો પડ્યો, તો તેણે તખ્તીઓ ઉઠાવી લીધી અને જે તેમાં લખ્યું હતું તેમાં માર્ગદર્શન અને દયા હતી એ લોકો માટે જેઓ પોતાના પાલનહારથી ડરે છે. (૧૫૫) અને મૂસાએ પોતાની જાતિના સિત્તેર માણસોને નિયુક્ત કર્યા સમય માટે, પછી જ્યારે તેમને ભૂકંપે પકડી લીધા, તો મૂસાએ કહ્યું, હે માલિક ! જો તું ઇચ્છે તો પહેલા જ તેમને નષ્ટ કરી દેતો અને મને પણ. શું તું અમને એવા કામ માટે નષ્ટ કરીશ, જે અમારામાંથી મૂર્ખ લોકોએ કર્યું. આ બધી તારા તરફથી પરીક્ષા છે, તું જેને ઇચ્છે પથભ્રષ્ટ કરી દે અને જેને ઇચ્છે માર્ગદર્શન પ્રદાન કરે. તું જ અમારો સહારો છે. બસ, અમને માફ કરી દે અને અમારા પર દયા કર, તું સૌથી સારો માફ કરવાવાળો છે. (૧૫૬) અને અમારા માટે આ દુનિયામાં પણ ભલાઈ લખી દે અને આખિરત (પરલોક)માં પણ. અમે તારા તરફ પલટીએ છીએ. અલ્લાહે કહ્યું, હું મારી યાતના તેના પર જ નાખું છું જેના પર ઇચ્છું છું અને મારી દયા સામેલ

છે દરેક વસ્તુમાં. બસ, હું તેને લખી દઈશ તેમના માટે જેઓ ડર રાખે છે અને ઝકાત અદા કરે છે અને અમારી નિશાનીઓ પર ઈમાન લાવે છે.

(૧૫૭) જે લોકો અનુસરણ કરશે આ પયગંબરનું જે 'ઉમ્મી' (નિરક્ષર) છે, જેને આ લોકો પોતાના ત્યાં તૌરાત અને ઇંજિલમાં જુએ છે. તે તેમને ભલાઈની આજ્ઞા કરે છે અને તેમને બૂરાઈથી રોકે છે અને તેમના માટે પવિત્ર વસ્તુઓ જાઈઝ (વૈધ) ઠરાવે છે અને અપવિત્ર વસ્તુઓ હરામ (અવૈધ) કરે છે અને તેમના પરથી એ બોજ અને પ્રતિબંધો દૂર કરે છે જે તેમના પર હતા. બસ, જે લોકો આના પર ઈમાન લાવે અને જેમણે તેમનો આદર કર્યો અને તેમની સહાયતા કરી અને એ 'નૂર' (પ્રકાશ)નું અનુસરણ કર્યું જે તેના સાથે અવતરિત કરવામાં આવેલ છે, તો આ જ લોકો સફળતા પામવાવાળા છે.

(૧૫૮) કહો, હે લોકો ! નિઃશંક હું અલ્લાહનો પયગંબર છું તમારા સૌની તરફ, જેની સત્તા અને રાજ્ય છે આકાશોમાં અને ધરતીમાં. એ જ જીવન આપે છે અને એ જ મૃત્યુ આપે છે. બસ, ઈમાન લાવો અલ્લાહ પર અને તેના 'ઉમ્મી' પયગંબર પર, જે ઈમાન રાખે છે અલ્લાહ અને તેની વાણી પર અને તેનું આજ્ઞાપાલન કરો, જેથી તમે સન્માર્ગ પામો. (૧૫૯) અને મૂસાની જાતિમાં એક જૂથ એવું પણ છે જે સત્ય અનુસાર માર્ગદર્શન કરે છે અને તેના અનુસાર જ ન્યાય કરે છે.

(૧૬૦) અને અમે તેમને બાર પરિવારોમાં વહેંચીને તેમને અલગ-અલગ સમૂહ બનાવી દીધા, અને જ્યારે મૂસાની જાતિએ પાણી માંગ્યું, તો અમે મૂસાને આદેશ મોકલ્યો કે ફલાણા ખડક પર પોતાની લાઠી મારો, તો તેનાથી બાર ઝરણા ફૂટી નીકળ્યા. દરેક સમૂહે પોતાના માટે પીવાના પાણીનું સ્થાન જાણી લીધું, અને અમે તેમના પર વાદળોનો છાંયડો કર્યો અને તેમના પર 'મન' અને 'સલવા' ઉતાર્યા. ખાઓ પવિત્ર વસ્તુઓમાંથી, જે અમે તમને પ્રદાન

કરી છે, અને તેમણે અમારું કંઈ નથી બગાડ્યું, બલ્કે સ્વયં પોતાનું જ નુકસાન કરતા રહ્યા. (૧૬૧) અને જ્યારે તેમને કહેવામાં આવ્યું કે આ વસ્તીમાં જઈને વસી જાઓ. તેમાં જ્યાંથી ઇચ્છો ખાઓ અને કહો, અમને માફ કરી દે અને દરવાજામાં ઝૂકીને દાખલ થાઓ, અમે તમારી ભૂલોને માફ કરી દઈશું. અમે ભલાઈ કરનારાઓને ખૂબ વધારે આપીએ છીએ. (૧૬૨) પછી તેમાંથી અત્યાચારીઓએ બદલી નાખ્યો બીજો શબ્દ, તેના સિવાય જે તેમને કહેવામાં આવેલ હતો. પછી અમે તેમના પર આકાશમાંથી યાતના મોકલી, એટલા માટે કે તેઓ અત્યાચાર કરતા હતા.

(૧૬૩) અને તેમને એ વસ્તીનો અહેવાલ પૂછો, જે નદીના કિનારે હતી. જ્યારે તેઓ 'સબ્ત' (શનિવાર)નું ઉલ્લંઘન કરતા હતા. જ્યારે તેમના સબ્તના દિવસે તેમની માછલીઓ પાણીના ઉપર આવતી અને જે દિવસે સબ્ત ન હોય તો ન આવતી. તેમની પરીક્ષા અમે આ રીતે કરી, એટલા માટે કે તેઓ અવજ્ઞા કરી રહ્યા હતા. (૧૬૪) અને જ્યારે તેમના પૈકી એક જૂથે કહ્યું કે તમે એવા લોકોને કેમ શિખામણ કરો છો, જેમને અલ્લાહ નષ્ટ કરવાવાળો છે અથવા તેમને કઠોર યાતના આપવાવાળો છે. તેમણે કહ્યું, તમારા રબના સામે આરોપ ઉતારવા માટે અને એટલા માટે કે કદાચ તેઓ ડરે.

(૧૬૫) પછી જ્યારે તેમણે ભુલાવી દીધી એ વસ્તુઓ, જે તેમને યાદ દેવડાવવામાં આવી હતી, તો અમે એ લોકોને બચાવી લીધા જેઓ બૂરાઈથી રોકતા હતા અને એ લોકોને, જેમણે પોતાના પ્રાણો પર અત્યાચાર કર્યો, એક કઠોર યાતનામાં પકડી લીધા, એટલા માટે કે તેઓ અવજ્ઞા કરતા હતા. (૧૬૬) પછી જ્યારે તેઓ વધવા લાગ્યા એ કાર્યમાં, જેનાથી તેમને રોકવામાં આવ્યા હતા, તો અમે તેમને કહ્યું કે અપમાનિત વાંદરા બની જાઓ.

(૧૬૭) અને જ્યારે તમારા પાલનહારે એલાન કરી દીધું કે તે યહૂદીઓ

પર કયામતના દિવસ સુધી અવશ્ય એવા લોકો મોકલતો રહેશે, જેઓ તેમને અત્યંત ખરાબ યાતના આપે. નિઃશંક, તારો રબ જલ્દી સજા આપવાવાળો છે, અને નિઃશંક તારો રબ ક્ષમાશીલ, મહેરબાન છે. (૧૬૮) અને અમે તેમને જૂથ-જૂથ કરીને ધરતીમાં વિભાજિત કરી દીધા. તેમાંથી અમુક લોકો સદાચારી છે અને તેમાંથી કેટલાક તેનાથી ભિન્ન, અને અમે તેમની પરીક્ષા કરી સારી સ્થિતિથી અને ખરાબ સ્થિતિથી, જેથી તેઓ અટકી જાય.

(૧૬૯) પછી તેમના પાછળ એવાં ખરાબ-પાપી લોકો આવ્યા, જેઓ ગ્રંથના ઉત્તરાધિકારી બન્યા. તેઓ આ દુનિયાની જ માલમત્તા સમેટે છે, અને કહે છે કે અમને ચોક્કસ માફ કરી દેવામાં આવશે, અને જો આવી જ માલમત્તા ફરીથી તેમના સામે આવે, તો તેને લઈ લેશે. શું તેમનાથી ગ્રંથમાં વચન લેવામાં ન હતું આવ્યું કે તેઓ અલ્લાહના નામે સત્ય સિવાય કોઈ અન્ય વાત નહીં કહે, અને તેમણે વાંચ્યું છે જે કંઈ તેમાં લખેલું છે, અને આખિરત (પરલોક)નું ઘર ઉત્તમ છે ડરવાવાળાઓ માટે, શું તમે સમજતા નથી ? (૧૭૦) અને જે લોકો અલ્લાહના ગ્રંથને મજબૂતીથી પકડે છે અને નમાઝની સ્થાપના કરે છે, નિઃશંક અમે સુધારણા કરનારાઓનો બદલો વ્યર્થ નહીં કરીએ. (૧૭૧) અને જ્યારે અમે પહાડને તેમના ઉપર ઉઠાવ્યો, જાણે કે તે છત્રછાયા છે, અને તેમણે અનુમાન કર્યું કે તે તેમના પર આવી પડશે. પકડો એ વસ્તુને જે અમે તમને પ્રદાન કરી છે મજબૂતીથી, અને યાદ રાખો જે તેમાં છે, જેથી તમે બચી શકો.

(૧૭૨) અને જ્યારે તારા રબે (પ્રભુ-પાલનહારે) આદમના સંતાનોની પીઠમાંથી તેમની સંતતિને કાઢી અને તેમને સાક્ષી ઠરાવ્યા સ્વયં તેમના ઉપર, શું હું તમારો રબ નથી ? તેમણે કહ્યું, હા, અમે સ્વીકાર કરીએ છીએ. આ એટલા માટે થયું કે ક્યાંક તમે કયામતના દિવસે કહેવા લાગો કે અમને તો આની ખબર જ ન હતી, (૧૭૩) અથવા કહેવા લાગો કે અમારા બાપ-દાદાએ પહેલા શિર્ક

કર્યું હતું અને અમે તેમના પછી તેમના વંશમાંથી થયા. તો શું તું અમને નષ્ટ કરીશ એ કાર્ય માટે જે દુષ્કર્મીઓએ કર્યું. (૧૭૪) અને આ રીતે અમે અમારી નિશાનીઓ ખોલીને વર્ણવીએ છીએ, જેથી તેઓ પાછા વળે.

(૧૭૫) અને તેમને એ વ્યક્તિનો અહેવાલ સંભળાવો, જેને અમે અમારી આયતો આપી હતી, તો તે તેનાથી નીકળી ભાગ્યો. બસ, શૈતાન તેના પાછળ લાગી ગયો અને તે પથભ્રષ્ટ લોકોમાંથી થઈ ગયો. (૧૭૬) અને જો અમે ઈચ્છતા તો તેને આ આયતો દ્વારા ઉચ્ચતા પ્રદાન કરતા, પરંતુ તે તો જમીન સાથે ચોંટીને રહી ગયો અને પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરવા લાગ્યો. બસ, તેનું ઉદાહરણ કૂતરા જેવું છે કે જો તું તેના પર બોજ લાદે તો પણ હાંફે અને જો છોડી દે તો પણ હાંફે. આ ઉદાહરણ એ લોકોનું છે જેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી. તેથી, તમે આ અહેવાલ તેમને સંભળાવો, જેથી તેઓ વિચારે. (૧૭૭) કેવું ખરાબ ઉદાહરણ છે એ લોકોનું, જેઓ અમારી નિશાનીઓને ખોટી ઠેરવે છે અને તેઓ પોતાનું જ નુકસાન કરતા રહ્યા. (૧૭૮) અલ્લાહ જેને માર્ગ બતાવે, એ જ માર્ગ પામવાવાળો હોય છે અને જેને તે ભટકાવી દે, તો તે જ નુકસાન ઉઠાવનાર છે.

(૧૭૯) અને અમે જિન્નાતો અને મનુષ્યોમાંથી ઘણા લોકોને જહન્નમ માટે પેદા કર્યા છે. તેમનાં હૃદય છે જેનાથી તેઓ સમજતા નથી, તેમની આંખો છે જેનાથી તેઓ જોતા નથી, તેમનાં કાન છે તેનાથી તેઓ સાંભળતા નથી. તેઓ એવાં છે જાણે ચોપગા પશુઓ, બલ્કે તેનાથી પણ વધારે ભટકેલા. આ જ લોકો ગાફેલ છે. (૧૮૦) અને અલ્લાહ માટે જ છે બધાં સારા નામ. બસ, તેનાથી જ તેને પોકારો અને એ લોકોને છોડી દો, જેઓ તેના નામોમાં વિકૃતિ કરે છે. તેઓ બદલો મેળવીને રહેશે પોતાનાં કર્મોનો. (૧૮૧) અને અમે જેમને પેદા કર્યા છે તેમાંથી એક જૂથ એવું છે જે સત્ય અનુસાર માર્ગદર્શન કરે છે અને સત્ય

અનુસાર નિર્ણય કરે છે. (૧૮૨) અને જે લોકોએ અમારી નિશાનીઓને ખોટી ઠેરવી, અમે તેમને ધીમે-ધીમે પકડીશું એવી જગ્યાથી જ્યાંથી તેમને કલ્પના પણ નહીં હોય. (૧૮૩) અને હું તેમને ધકેલી દઉં છું, નિઃશંક મારી ચાલ ખૂબ મજબૂત છે.

(૧૮૪) શું આ લોકોએ વિચાર નથી કર્યો કે તેમના સાથી (પયગંબર)ને કોઈ ઉન્માદ નથી, તે તો સ્પષ્ટ ડરાવનાર છે. (૧૮૫) શું તેમણે આકાશો અને ધરતીની વ્યવસ્થા પર દૃષ્ટિપાત નથી કર્યો અને જે કંઈ અલ્લાહે પેદા કરેલ છે દરેક વસ્તુથી, અને એ વાત પર કે સંભવ છે કે તેમની મુદ્દત નજીક આવી ગઈ હોય. હવે તેના પછી તેઓ કઈ વાત પર ઈમાન લાવશે ? (૧૮૬) જેને અલ્લાહ ભટકાવી દે તેને કોઈ માર્ગ બતાવનાર નથી, અને તે તેમને વિદ્રોહમાં જ ભટકતા છોડી દે છે. (૧૮૭) તેઓ તમને કયામત વિશે પૂછે છે કે તે ક્યારે આવશે. કહો, તેનું જ્ઞાન તો મારા પ્રભુ-પાલનહારની પાસે છે. એ જ તેના સમયે તેને પ્રગટ કરશે. તે ભારે થઈ રહી છે આકાશોમાં અને ધરતીમાં. તે જ્યારે તમારા પર આવશે, તો અચાનક આવી જશે. તેઓ તમને (એવી રીતે) પૂછે છે જાણે કે તમે તેની શોધ કરી ચૂક્યા છો. કહો, તેનું જ્ઞાન બસ અલ્લાહની જ પાસે છે. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૧૮૮) કહો, હું માલિક નથી મારી જાતની ભલાઈનો અને ન બૂરાઈનો, પરંતુ અલ્લાહ જે ઇચ્છે, અને જો હું ગૈબ (અદૃશ્ય, પરોક્ષ)ને જાણતો હોત તો ઘણા ફાયદાઓ મારા માટે પ્રાપ્ત કરી લેતો અને મને કોઈ નુકસાન ન પહોંચતું. હું તો માત્ર એક ડરાવનાર અને ખુશખબર સંભળાવનાર છું એ લોકો માટે જેઓ મારી વાત માને.

(૧૮૯) એ જ છે, જેણે તમને પેદા કર્યા એક જીવથી અને તેનાથી જ બનાવ્યું તેનું જોડું, જેથી તેના પાસે શાંતિ અને સંતોષ પ્રાપ્ત કરો. પછી જ્યારે

પુરુષે સ્ત્રીને ઢાંકી લીધી, તો તેને એક હળવો ગર્ભ રહી ગયો. પછી તે તેને લઈને ફરતી રહી. પછી જ્યારે તે ભારે થઈ ગઈ તો બંનેએ મળીને પોતાના રબ (પ્રભુ-પાલનહાર) અલ્લાહથી દુઆ કરી – જો તેં અમને તંદુરસ્ત સંતાન આપ્યું તો અમે તારા શુક્રગુઝાર (કૃતજ્ઞ, આભારી) રહીશું. (૧૯૦) પરંતુ અલ્લાહે તેમને તંદુરસ્ત સંતાન આપી તો તેણે પ્રદાન કરેલ વસ્તુમાં બીજાઓને તેનો (અર્થાત્ અલ્લાહનો) ભાગીદાર ઠરાવવા લાગ્યા. અલ્લાહ સર્વોચ્ચ અને પર છે આ અનેકેશ્વરવાદી વાતોથી જે આ લોકો કરે છે. (૧૯૧) શું તેઓ ભાગીદાર બનાવે છે એવાઓને જેઓ કોઈ વસ્તુ પેદા કરતા નથી, બલ્કે તેઓ સ્વયં સર્જન છે. (૧૯૨) અને ન તેઓ કોઈપણ પ્રકારની તેમની મદદ કરી શકે છે અને ન તેઓ પોતાની મદદ કરી શકે છે. (૧૯૩) અને જો તમે તેમને માર્ગદર્શન માટે પોકારો તો તેઓ તમારો પોકાર સાંભળશે પણ નહીં. ચાહે તમે તેમને પોકારો કે તમે મૌન રહો, બધું સરખું છે. (૧૯૪) જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો, તેઓ તમારા જેવાં જ બંદાઓ (દાસ, સર્જનો) છે. બસ, તમે તેમને પોકારો, તેઓ તમને જવાબ આપે, જો તમે સાચા છો.

(૧૯૫) શું તેમનાં પગ છે કે તેનાથી ચાલે ? શું તેમનાં હાથ છે કે તેનાથી પકડે ? શું તેમને આંખો છે કે તેનાથી જુએ ? શું તેમને કાન છે કે તેનાથી સાંભળે ? કહો, તમે તમારા ભાગીદારોને બોલાવો. પછી તમે લોકો મારા વિરુદ્ધ યુક્તિઓ કરો અને મને મહેતલ ન આપો. (૧૯૬) નિશ્ચિતપણે મારો કાર્યસાધક અલ્લાહ છે, જેણે ગ્રંથ અવતરિત કર્યો છે અને તે કામ બનાવે છે નેક બંદાઓનું. (૧૯૭) અને જેમને તમે પોકારો છો, તેના સિવાય, તેઓ ન તમારી મદદ કરી શકે છે અને ન પોતાની જ મદદ કરી શકે છે. (૧૯૮) અને જો તમે તેમને માર્ગ તરફ પોકારો તો તેઓ તમારી વાત નહીં સાંભળે અને

તમને દેખાય છે કે તેઓ તમારા તરફ જોઈ રહ્યા છે, પરંતુ તેઓ કંઈ નથી જોતા.

(૧૯૯) દરગુજર કરો, ભલાઈનો આદેશ આપો અને અજ્ઞાનીઓથી ન ઉલઝો. (૨૦૦) અને જો તમને કોઈ વસવસો (શંકા-કુશંકા) શૈતાન તરફથી આવે, તો અલ્લાહનું શરણ માંગો. નિઃશંક, તે સાંભળવાવાળો, જાણવાવાળો છે. (૨૦૧) જે લોકો ડર રાખે છે (તેમની સ્થિતિ એ હોય છે કે), જ્યારે પણ શૈતાનના પ્રભાવથી કોઈ ખરાબ વિચાર તેમને સ્પર્શી જાય છે, તો તેઓ તરત જ સચેત થઈ જાય છે અને પછી એ જ વખતે તેમને સમજ આવી જાય છે. (૨૦૨) અને જેઓ શૈતાનના ભાઈ છે, તે તેમને પથભ્રષ્ટતામાં ખેંચીને લઈ જાય છે, પછી તેઓ કોઈ કસર બાકી નથી રાખતા.

(૨૦૩) અને જ્યારે તમે તેમના સામે કોઈ નિશાની (ચમત્કાર) નથી લાવતા, તો તેઓ કહે છે કે કેમ ન તમે કંઈ છાંટીને ન લાવ્યા પોતાના તરફથી. કહો, હું તો તેનું અનુસરણ કરું છું જે મારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી મારા પર વહી (દિવ્ય પ્રકાશના) કરવામાં આવે છે. આ સૂઝબૂઝની વાતો છે તમારા રબ તરફથી અને માર્ગદર્શન અને દયા છે એ લોકો માટે જેઓ ઈમાન રાખે છે. (૨૦૪) અને જ્યારે કુર્આન પઢવામાં આવે, તો તેને ધ્યાનથી સાંભળો અને મૌન રહો, જેથી તમારા પર દયા કરવામાં આવે. (૨૦૫) અને પોતાના રબનું સવાર-સાંજ સ્મરણ કરતા રહો દિલમાં આજીજી અને ભયની સાથે અને ધીમા અવાજથી, અને એવા લોકો પૈકીના ન થઈ જાઓ જેઓ ગફલતમાં પડેલા છે. (૨૦૬) જે (ફરિશ્તાઓ) તારા રબની પાસે છે, તેઓ તેની ઈબાદત (ઉપાસના)થી ઘમંડ નથી કરતા, અને તેઓ તેની પવિત્ર જાતને યાદ કરે છે અને તેને જ સિજદો (દંડવત્) કરે છે.

—●—

# ૮. સૂરઃ અલ-અન્ફાલ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) તેઓ તમને 'અન્ફાલ' (યુદ્ધપશ્ચાત્ મળેલ માલ-સામગ્રી) વિશે પૂછે છે. કહો કે અન્ફાલ અલ્લાહ અને તેના પયગંબરના છે. તેથી તમે લોકો અલ્લાહથી ડરો અને પોતાના પરસ્પરના સંબંધોની સુધારણા કરો અને અલ્લાહ અને તેના પયગંબરનું અનુસરણ કરો, જો તમે ઈમાન રાખો છો. (૨) ઈમાન-વાળા તો તેઓ છે કે જ્યારે અલ્લાહનું નામ લેવામાં આવે તો તેમનાં હૃદય ધ્રુજી જાય અને જ્યારે અલ્લાહની આયતો તેમના સામે પઢવામાં આવે તો તે તેમના ઈમાનને ઓર વધારી દે છે અને તેઓ પોતાના રબ (પ્રભુ-પાલનહાર) પર ભરોસો કરે છે. (૩) તેઓ નમાઝ સ્થાપિત કરે છે અને જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે. (૪) આ જ લોકો ખરા ઈમાનવાળા છે. તેમના માટે તેમના રબની પાસે (ઉચ્ચ) દરજ્જાઓ અને મગફિરત (માફી અને મુક્તિ) છે અને તેમના માટે પ્રતિષ્ઠિત આજીવિકા છે.

(૫) જેમ કે તમારા રબે તમને સત્યની સાથે ઘરથી બહાર કાઢ્યા, અને ઈમાનવાળાઓમાંથી એક જૂથને આ પસંદ ન આવ્યું. (૬) તેઓ આ સત્યના મામલામાં તમારા સાથે વિવાદ કરી રહ્યા હતા, તે જાહેર થઈ ગયું હોવા છતાં, જાણે કે તેમને મૃત્યુ તરફ હાંકવામાં આવી રહ્યા છે જાણી-જોઈને. (૭) અને જ્યારે અલ્લાહ તમને વચન આપી રહ્યો હતો કે બે સમૂહોમાંથી એક તમને મળી જશે, અને તમે ઈચ્છતા હતા કે જેમાં કાંટો ન વાગે તે તમને મળે, અને અલ્લાહ ઈચ્છતો હતો કે તે સત્યનું સત્ય હોવું સાબિત કરી દે પોતાની વાણીથી અને ઈન્કાર કરનારાઓના મૂળ ઉખાડી નાખે, (૮) જેથી સત્ય, સત્ય થઈને રહી જાય અને અસત્ય, અસત્ય બનીને રહી જાય, ચાહે ગુનેગારોને તે ગમે તેટલું અપ્રિય હોય.

(૯) જ્યારે તમે પોતાના પાલનહારથી ફરિયાદ કરી રહ્યા હતા, તો તેણે તમારી ફરિયાદ સાંભળી કે હું તમારી મદદ માટે એક હજાર ફરિશ્તાઓ લગાતાર મોકલી રહ્યો છું. (૧૦) અને આ અલ્લાહે માત્ર એટલા માટે કર્યું, જેથી તમારા માટે ખુશખબર હોય અને એટલા માટે કે તમારાં હૃદય તેનાથી સંતુષ્ટ થઈ જાય, અને મદદ તો અલ્લાહ પાસેથી જ આવે છે. ચોક્કસ, અલ્લાહ પ્રભુત્વશાળી છે, ડહાપણવાળો છે. (૧૧) જ્યારે અલ્લાહે તમારા પર ઊંઘ નાખી દીધી પોતાના તરફથી તમારી શાંતિ માટે અને આકાશમાંથી તમારા પર પાણી ઉતાર્યું કે તેના દ્વારા તે તમને પવિત્ર કરે અને તમારાથી શૈતાનની અપવિત્રતાને દૂર કરી દે અને તમારા હૃદયોને મજબૂત કરી દે અને તેનાથી કદમોને જમાવી દે. (૧૨) જ્યારે તમારા પાલનહારે ફરિશ્તાઓને આદેશ આપ્યો કે હું તમારા સાથે છું, તમે ઈમાનવાળાઓને અડગ રાખો. હું ઇન્કાર કરનારાઓનાં હૃદયોમાં ધાક બેસાડી દઈશ. હવે તમે તેમની ગરદનોના ઉપર મારો અને તેમના સાંધાઓ પર પ્રહાર કરો. (૧૩) આ એટલા માટે કે તેમણે અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કર્યો, અને જે કોઈ અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરે છે, તો અલ્લાહ સજા આપવામાં કઠોર છે. (૧૪) તો હવે આ ચાખો અને જાણી લો કે ઇન્કાર કરનારાઓ માટે આગની યાતના છે.

(૧૫) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારો સામનો ઇન્કાર કરનારાઓથી યુદ્ધભૂમિમાં થાય, તો તેમનાથી પીઠ ન ફેરવો. (૧૬) અને જેણે આવા સમયે પીઠ ફેરવી, સિવાય કે યુદ્ધની ચાલ રૂપે હોય અથવા બીજા સૈન્યથી જઈ મળવા માટે, તો તે અલ્લાહના પ્રકોપમાં આવી જશે અને તેનું ઠેકાણું જહન્નમ છે અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

(૧૭) આમ, તમે તેમને કતલ નથી કર્યા, બલ્કે અલ્લાહે કતલ કર્યા અને જ્યારે તેં તેમના પર ધૂળ ફેંકી તો તમે નથી ફેંકી, બલ્કે અલ્લાહે ફેંકી, જેથી

અલ્લાહ પોતાના તરફથી ઈમાનવાળાઓ પર ખૂબ મહેરબાની કરે. નિઃશંક, અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે. (૧૮) આ તો થઈ ચૂક્યું, અને નિઃશંક અલ્લાહ ઇન્કાર કરનારાઓની યુક્તિઓને વ્યર્થ કરીને રહેશે. (૧૯) જો તમે નિર્ણય ઇચ્છતા હતા તો નિર્ણય તમારા સામે આવી ગયો, અને જો તમે અટકી જાઓ તો આ તમારા માટે વધારે સારું છે, અને જો તમે ફરીથી એ જ કરશો તો અમે પણ ફરીથી એ જ કરીશું અને તમારો જથ્થો તમને કંઈ કામ નહીં લાગે, ચાહે તે ગમે તેટલો મોટો હોય, અને નિઃશંક અલ્લાહ ઈમાનવાળાઓની સાથે છે.

(૨૦) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના પયગંબરનું આજ્ઞાપાલન કરો અને તેનાથી મોઢું ન ફેરવો, જ્યારે કે તમે સાંભળી રહ્યા છો, (૨૧) અને એ લોકોના જેવા ન થઈ જાઓ જેમણે કહ્યું કે અમે સાંભળ્યું, જો કે તેઓ નથી સાંભળતા. (૨૨) ચોક્કસ અલ્લાહના નજીક સૌથી ખરાબ પશુઓ એ બહેરા-ગૂંગા લોકો છે, જેઓ બુદ્ધિથી કામ નથી લેતા, (૨૩) અને જો તેમનામાં કોઈ ભલાઈનું જ્ઞાન અલ્લાહને હોત તો તે અવશ્ય તેમને સાંભળવાની પ્રેરણા આપતો અને જો હવે તે તેમને સંભળાવી દે તો તેઓ અવશ્ય મોઢું ફેરવશે અવગણના કરીને.

(૨૪) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના પયગંબરની પોકાર પર લબ્બૈક કહો, જ્યારે કે પયગંબર તમને એ વસ્તુ તરફ બોલાવી રહ્યો હોય, જે તમને જીવન પ્રદાન કરવાવાળી છે, અને જાણી લો કે અલ્લાહ મનુષ્ય અને તેના હૃદય વચ્ચે અવરોધ બની જાય છે, અને એ કે તેના જ પાસે તમારે એકત્ર થવાનું છે, (૨૫) અને ડરો એ ફિત્ના (ઉપદ્રવ)થી જે વિશેષ રૂપે એ જ લોકો પર નહીં આવે જેમણે તમારા પૈકી અત્યાચાર કર્યો છે, અને જાણી લો કે અલ્લાહ કઠોર સજા આપવાવાળો છે.

(૨૬) અને યાદ કરો જ્યારે કે તમે (સંખ્યામાં) થોડા હતા અને ધરતીમાં (તમને) નબળા અને અશક્ત સમજવામાં આવતા હતા. ડરતા હતા કે લોકો અચાનક તમને ઉંચકી ન લે. પછી અલ્લાહે તમને રહેવાની જગ્યા આપી અને પોતાની મદદથી તમારું સમર્થન કર્યું અને તમને પવિત્ર આજીવિકા પ્રદાન કરી, જેથી તમે કૃતજ્ઞ બનો. (૨૭) હે ઈમાનવાળાઓ ! વિશ્વાસઘાત ન કરો અલ્લાહ અને પયગંબર સાથે અને અપ્રમાણિકતા ન આચરો પોતાની અમાનતોમાં, જ્યારે કે તમે જાણો છો, (૨૮) અને જાણી લો કે તમારી સંપત્તિ અને તમારી સંતાન પરીક્ષા છે, અને એ કે અલ્લાહની પાસે જ છે મોટું વળતર.

(૨૯) હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહથી ડરશો, તો તે તમારા માટે 'ફુરકાન' (સત્ય અને અસત્યમાં ભેદ કરનાર કસોટી) ઉપલબ્ધ કરાવશે અને તમારાથી તમારા ગુનાઓને દૂર કરી દેશે અને તમને માફ કરી દેશે અને અલ્લાહ અત્યંત કૃપાળુ છે, (૩૦) અને જ્યારે ઈન્કાર કરનારાઓ તમારા વિશે યુક્તિઓ વિચારી રહ્યા હતા કે તેઓ તમને કેદ કરી દે અથવા તમારી હત્યા કરી નાખે અથવા તમને દેશનિકાલ કરી દે. તેઓ તેમની યુક્તિઓ કરી રહ્યા હતા અને અલ્લાહ પોતાની યુક્તિઓ કરી રહ્યો હતો અને અલ્લાહ સૌથી ઉત્તમ યુક્તિ કરવાવાળો છે.

(૩૧) અને જ્યારે તેમના સામે અમારી આયતો પઢવામાં આવે છે, તો કહે છે કે અમે સાંભળી લીધું. જો અમે ઇચ્છીએ તો અમે પણ આવી જ વાણી પ્રસ્તુત કરી દઈએ. આ તો બસ અગાઉના લોકોની વાર્તાઓ છે. (૩૨) અને જ્યારે તેમણે કહ્યું કે હે અલ્લાહ ! જો આ જ સત્ય છે તારા પાસેથી, તો અમારા ઉપર આકાશમાંથી પથ્થરો વરસાવી દે અથવા બીજી કોઈ પીડાદાયક યાતના અમારા પર લઈ આવ, (૩૩) અને અલ્લાહ એવું કરવાવાળો નથી કે તેમને યાતના આપે એ સ્થિતિમાં કે તમે તેમના અંદર હાજર હોવ અને અલ્લાહ તેમના

પર યાતના લાવવાવાળો નથી, જ્યારે કે તેઓ ક્ષમાયાચના કરી રહ્યા હોય, (૩૪) અને અલ્લાહ તેમને કેમ યાતના નહીં આપે, જ્યારે કે તેઓ મસ્જિદે-હરામ (કાબા)થી રોકે છે, જો કે તેઓ તેના વ્યવસ્થાપક નથી. તેના વ્યવસ્થાપક તો તેઓ જ છે, જેઓ અલ્લાહથી ડરવાવાળા હોઈ શકે છે. પરંતુ તેમનામાંથી મોટાભાગના તેને જાણતા નથી. (૩૫) અને બૈતુલ્લાહ (અલ્લાહનું ઘર કાબા)ની પાસે તેમની નમાઝ સીટીઓ વગાડવી અને તાળીઓ પીટવા સિવાય બીજું કંઈ નથી. બસ, હવે ચાખો યાતનાનો સ્વાદ પોતાના ઈન્કાર માટે.

(૩૬) જે લોકોએ ઈન્કાર કર્યો તેઓ પોતાના ધનને એટલા માટે ખર્ચ કરે છે કે લોકોને અલ્લાહના માર્ગથી રોકે. તેઓ તેનો ખર્ચ કરતા રહેશે, પછી તે તેમના માટે પશ્ચાતાપ બનશે, પછી તેમને પરાસ્ત કરવામાં આવશે, અને જેમણે ઈન્કાર કર્યો, તેમને જહન્નમ તરફ એકત્ર કરવામાં આવશે, (૩૭) જેથી અલ્લાહ અપવિત્રને અલગ કરી દે પવિત્રથી અને અપવિત્રને એકના ઉપર એક મૂકે, પછી આ ઢગલાને જહન્નમમાં નાખી દે,, આ જ લોકો છે નુકસાનમાં પડવાવાળા.

(૩૮) ઈન્કાર કરનારાઓને કહી દો કે જો તેઓ અટકી જાય, તો જે કંઈ થઈ ચૂક્યું છે તે તેને માફ કરી દેશે, અને જો તેઓ ફરી એ જ કરશે તો અમારો મામલો અગાઉના લોકોની સાથે વિતી ચૂક્યો છે, (૩૯) અને તેમના સાથે લડો, ત્યાં સુધી કે ફિત્નો (ઉપદ્રવ) બાકી ન રહે અને સમગ્ર દીન (ધર્મ) અલ્લાહ માટે થઈ જાય. પછી જો તેઓ અટકી જાય તો અલ્લાહ જોવાવાળો છે તેમના કર્મોને. (૪૦) અને જો તેમણે મોઢું ફેરવ્યું, તો જાણી લો કે અલ્લાહ તમારો સંરક્ષક છે અને કેટલો સારો છે સંરક્ષક અને કેટલો સારો છે મદદગાર.

★ **(૪૧) અને જાણી લો કે જે કંઈ માલે-ગનીમત (યુદ્ધપશ્ચાત્ મળેલ માલ-**સામગ્રી) તમે પ્રાપ્ત થાય, તેનો પાંચમો ભાગ અલ્લાહ અને પયગંબર માટે

અને સગાઓ માટે અને અનાથો અને ગરીબો અને નિર્ધનો અને મુસાફરો માટે છે, જો તમે ઈમાન રાખો છો અલ્લાહ પર અને એ વસ્તુ પર જે અમે અમારા બંદા (હઝરત મુહમ્મદ) પર અવતરિત કરી નિર્ણયના દિવસે, એ દિવસે કે બંને સમૂહોમાં ટક્કર થઈ અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૪૨) અને જ્યારે કે તમે ખીણના નજીકના કિનારે હતા, અને તેઓ દૂરના કિનારે, અને કાફલો તમારાથી નીચેની તરફ હતો, અને જો તમે અને તેઓ સમય નિશ્ચિત કરતા તો અવશ્ય આ વિશે તમારા દરમ્યાન મતભેદ ઊભો થઈ જતો. પરંતુ જે થયું તે એટલા માટે થયું કે અલ્લાહ એ બાબતે નિર્ણય કરી દે, જે થઈને રહેવાનું હતું, જેથી જેને નષ્ટ થવાનું છે તે પ્રકાશિત દલીલની સાથે નષ્ટ થાય અને જેને જીવન પ્રાપ્ત કરવાનું છે તે પ્રકાશિત દલીલની સાથે જીવંત રહે. નિશ્ચિતપણે અલ્લાહ સાંભળનાર, જોવાવાળો છે. (૪૩) જ્યારે અલ્લાહ તમારા સ્વપ્નમાં તેમને (સંખ્યામાં) ઓછા બતાવતો રહ્યો, જો તે તેમને વધારે બતાવતો, તો તમે લોકો હિંમત હારી જતા અને પરસ્પર ઝઘડવા લાગતા આ મામલામાં. પરંતુ અલ્લાહે તમને બતાવી લીધા. ચોક્કસ, તે હૃદયોની સ્થિતિ સુદ્ધાં જાણે છે. (૪૪) અને જ્યારે અલ્લાહે એ લોકોને તમારી નજરમાં ઓછા કરીને બતાવ્યા અને તમને તેમની નજરમાં ઓછા કરીને બતાવ્યા, જેથી અલ્લાહ એ બાબતનો નિર્ણય કરી દે, જેનું થવું નિર્ધારીત હતું, અને તમામ મામલાઓ અલ્લાહ તરફ જ પાછા ફરે છે.

(૪૫) હે ઈમાનવાળાઓ ! જ્યારે કોઈ જૂથથી તમારો સામનો થાય, તો તમે અડગ રહો અને અલ્લાહને પુષ્કળ યાદ કરો, જેથી તમે સફળતા પામો. (૪૬) અને આજ્ઞાપાલન કરો અલ્લાહનું અને તેના પયગંબરનું અને પરસ્પર ઝઘડો નહીં, નહિં તો તમારા અંદર કમજોરી આવી જશે અને તમારી હવા ઉખડી જશે, અને ધૈર્ય રાખો. નિઃશંક, અલ્લાહ ધૈર્યવાનોની સાથે છે, (૪૭) અને

એ લોકોના જેવા ન થઈ જાઓ જેઓ પોતાના ઘરોથી અકડાઈ કરતા અને લોકો સામે દેખાડો કરતા નીકળ્યા અને જેઓ અલ્લાહના માર્ગથી રોકે છે, જો કે તેઓ જે કંઈ કરી રહ્યા છે અલ્લાહે તેને ઘેરી રાખેલ છે.

(૪૮) અને જ્યારે શૈતાને તેમને તેમના કર્મો આકર્ષક બનાવીને બતાવ્યા અને કહ્યું કે લોકોમાંથી આજે કોઈ તમારા પર વર્ચસ્વ પ્રાપ્ત કરી શકશે નહીં અને હું તમારા સાથે છું. પરંતુ જ્યારે બંને સમૂહો આમને-સામને થયા, તો તે ઊલટા પગે ભાગ્યો અને કહ્યું કે હું તમારાથી વિમુક્ત છું, હું એ બધું જોઈ રહ્યો છું જેને તમે લોકો નથી જોતા, હું અલ્લાહથી ડરું છું અને અલ્લાહ કઠોર સજા આપવાવાળો છે. (૪૯) જ્યારે મુનાફિકો (દંભી મુસલમાનો) અને એ લોકો જેમના હૃદયોમાં રોગ છે, તેઓ કહેતા હતા કે આ લોકોને તેમના દીને (ધર્મએ) ધોકામાં નાખી દીધા છે, અને જે અલ્લાહ પર ભરોસો કરે, તો અલ્લાહ પ્રભુત્વશાળી અને ડહાપણવાળો છે.

(૫૦) અને તમે જોતાં કે જ્યારે ફરિશ્તાઓ એ ઈન્કાર કરનારાઓના પ્રાણ કબજે કરે છે, મારતાં-મારતાં તેમના ચહેરા પર અને તેમની પીઠો પર, અને એમ કહેતાં કે હવે બળવાની યાતનાનો સ્વાદ ચાખો. (૫૧) આ બદલો છે તેનો જે તમે તમારા હાથે આગળ મોકલ્યું છે અને અલ્લાહ કદાપિ બંદાઓ પર અન્યાય અને અત્યાચાર કરવાવાળો નથી. (૫૨) ફિરઔનવાળાઓની જેમ અને જે તેમના પહેલા હતા કે તેમણે અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કર્યો. બસ, અલ્લાહે તેમનાં ગુનાઓ પર તેમને પકડી લીધા. નિઃશંક, અલ્લાહ સર્વશક્તિશાળી છે, કઠોર સજા આપવાવાળો છે. (૫૩) આવું એટલા માટે થયું કે અલ્લાહ એ કૃપાને જે તે કોઈ જાતિ પર કરે છે, ત્યાં સુધી નથી બદલતો જ્યાં સુધી તે તેને બદલી ન નાખે, જે તેમનાં મનમાં છે, અને નિઃસંદેહ અલ્લાહ સાંભળનાર, સર્વજ્ઞાની છે. (૫૪) ફિરઔનવાળાઓની જે અને જે તેમના

અગાઉ હતા કે તેમણે પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની નિશાનીઓને ખોટી ઠેરવી, પછી અમે તેમના ગુનાઓના કારણે તેમને નષ્ટ કરી દીધા અને અમે ફિરઔનવાળાઓને ડૂબાડી દીધા અને તે સૌ અત્યાચારી લોકો હતા.

(૫૫) નિઃશંક, બધા જીવધારીઓમાં અલ્લાહની દૃષ્ટિએ સૌથી ખરાબ એ લોકો છે, જેમણે ઇન્કાર કર્યો અને તેઓ ઈમાન નથી લાવતા, (૫૬) જેમની સાથે તમે કરાર કર્યો, પછી તેઓ દરેક વખતે પોતાના કરારને તોડી નાખે છે અને તેઓ ડરતા નથી. (૫૭) હવે જો તમે તેમને યુદ્ધમાં જુઓ, તો તેમને એવી સજા આપો કે જેઓ તેમના પાછળ છે તેઓ પણ જોઈને ભાગી જાય, જેથી તેમને બોધપાઠ મળે, (૫૮) અને જો તમને કોઈ જાતિથી કરારભંગ અને વિશ્વાસઘાતનો ભય હોય, તો તેમનો કરાર તેમના તરફ ફેંકી દો, એવી રીતે કે તમે અને તેઓ સમાન થઈ જાય. નિઃશંક, અલ્લાહ કરારભંગ કરનારાઓ અને વિશ્વાસઘાતીઓને પસંદ કરતો નથી.

(૫૯) અને ઇન્કાર કરનારાઓ એમ ન સમજે કે તેઓ નીકળી ભાગશે, તેઓ કદાપિ અલ્લાહને વિવશ કરી શકતા નથી, (૬૦) અને તેમના માટે જેટલું તમારાથી થઈ શકે, તૈયાર રાખો શક્તિ અને પ્રશિક્ષિત ઘોડાઓ કે તેનાથી તમારી ધાક રહે અલ્લાહના દુશ્મનો પર અને તેમના સિવાય બીજાઓ પર પણ, જેમને તમે નથી જાણતા, અલ્લાહ જાણે છે; અને જે કંઈ તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરશો, તે તમને પૂરેપૂરું પરત કરી દેવામાં આવશે અને તમારા સાથે કોઈ ઘટાડો કરવામાં નહીં આવે, (૬૧) અને જો તેઓ સુલેહ તરફ આગળ વધે, તો તમે પણ તેના માટે આગળ વધો અને અલ્લાહ પર ભરોસો રાખો. નિઃશંક, તે સાંભળનાર, સર્વજ્ઞાની છે, (૬૨) અને જો તેઓ તમને ધોકો આપવા માંગે, તો અલ્લાહ તમારા માટે પૂરતો છે. એ જ છે જેણે પોતાની મદદથી અને મોમિનો દ્વારા તમને શક્તિ પ્રદાન કરી, (૬૩) અને તમે તેમના હૃદયોમાં સર્વસંમતી

પેદા કરી શકતા ન હતા, પરંતુ અલ્લાહે તેમનામાં સંપ અને સહમતી પેદા કરી દીધી. નિઃશંક, તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી-ડહાપણવાળો છે.

(૬૪) હે પયગંબર ! તમારા માટે અલ્લાહ પૂરતો છે અને એ મોમિનો જેમણે તમારો સાથ આપ્યો છે. (૬૫) હે પયગંબર ! મોમિનોને યુદ્ધ માટે પ્રોત્સાહિત કરો. જો તમારામાં વીસ વ્યક્તિઓ અડગ હશે, તો તેઓ બસો પર વર્ચસ્વ પ્રાપ્ત કરશે અને જો તમારામાં એકસો હશે, તો તેઓ એક હજાર ઈન્કાર કરનારાઓ પર વર્ચસ્વ પ્રાપ્ત કરશે, એટલા માટે કે તેઓ સમજ ધરાવતા નથી. (૬૬) હવે અલ્લાહે તમારા પરથી બોજ હળવો કરી નાખ્યો અને તેણે જાણી લીધું કે તમારામાં થોડીક નિર્બળતા છે. હવે જો તમારામાં એકસો અડગ હશે, તો તેઓ બસો પર વર્ચસ્વ પ્રાપ્ત કરશે અને જો એક હજાર હશે તો તેઓ અલ્લાહની આજ્ઞાથી બે હજાર પર વર્ચસ્વ પ્રાપ્ત કરશે, અને અલ્લાહ અડગ રહેવાવાળાઓની સાથે છે.

(૬૭) કોઈ પયગંબર માટે શોભનીય નથી કે તેના પાસે કેદીઓ હોય, જ્યાં સુધી તેઓ ભૂમિમાં સારી રીતે લોહી ન વહાવી લે. તમે દુનિયાની સાધન-સામગ્રીની ઈચ્છા કરો છો અને અલ્લાહ આખિરત (પરલોક) ઈચ્છે છે, અને અલ્લાહ પ્રભુત્વશાળી છે, ડહાપણવાળો છે, (૬૮) અને જો અલ્લાહે અગાઉથી લખેલ ન હોત તો જે રીત તમે અપનાવી, તેના કારણે તમને કઠોર યાતના પહોંચી જતી. (૬૯) હવે જે ધન તમે લીધું છે તેને ખાઓ, તે તમારા માટે હલાલ (વૈધ) અને પવિત્ર છે, અને અલ્લાહથી ડરો, અને નિઃશંક અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૭૦) હે પયગંબર ! તમારા પાસે જે કેદીઓ છે, તેમને કહી દો કે જો અલ્લાહ તમારા હૃદયોમાં કોઈ ભલાઈ જોશે તો જે કંઈ તમારા પાસેથી લેવામાં આવ્યું છે, તેનાથી વધારે ઉત્તમ તે તમને આપશે અને તમને માફ કરી દેશે અને

અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે, (૭૧) અને જો આ લોકો તમારાથી વિશ્વાસઘાત કરે તો આનાથી પહેલાં તેમણે અલ્લાહ સાથે વિશ્વાસઘાત કર્યો તો અલ્લાહે તમને તેમના પર વર્ચસ્વ આપી દીધું અને અલ્લાહ સર્વજ્ઞાની, તત્ત્વદર્શી છે.

(૭૨) જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં પોતાના પ્રાણ અને ધનથી જિહાદ (તન-મન-ધનથી સંઘર્ષ) કર્યો, અને એ લોકો જેમણે શરણ આપ્યું અને મદદ કરી, એ લોકો એક-બીજાના સાથી અને મિત્ર છે અને જે લોકો ઈમાન લાવ્યા, પરંતુ તેમણે હિજરત ન કરી, તો તેમનાથી તમારો મિત્રતાનો કોઈ સંબંધ નથી, જ્યાં સુધી તેઓ હિજરત કરીને ન આવી જાય; અને તમારાથી દીન (ધર્મ)ના મામલામાં મદદ માંગે તો તમારા પર તેમની મદદ કરવી વાજિબ (આવશ્યક) છે, સિવાય કે મદદ કોઈ એવી જાતિ વિરુદ્ધ હોય જેમના સાથે તમારી સંધિ છે, અને જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને જોઈ રહ્યો છે, (૭૩) અને જે લોકો ઈન્કાર કરનારાં છે, તેઓ એક-બીજાના સાથી અને મિત્ર છે. જો તમે આવું નહીં કરો તો ધરતીમાં ફિત્નો (ઉપદ્રવ) ફેલાશે અન મોટો બગાડ ઊભો થઈ જશે.

(૭૪) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યો અને જે લોકોએ શરણ આપ્યું અને મદદ કરી, એ જ લોકો સાચા મોમિન (ઈમાનવાળા) છે. તેમના માટે માફી અને મુક્તિ છે અને સૌથી ઉત્તમ આજીવિકા છે. (૭૫) અને જે લોકો પાછળથી ઈમાન લાવ્યા અને હિજરત કરી અને તમારા સાથે મળીને જિહાદ કર્યો, તેઓ પણ તમારામાંથી છે, અને લોહીના સંબંધવાળા એક-બીજાના વધારે હક્કદાર છે અલ્લાહના ગ્રંથમાં. નિઃસંદેહ, અલ્લાહ દરેક વસ્તુને જાણે છે.

—●—

# ૯. સૂરઃ અત્-તૌબા

(૧) વિમુક્તિની ઘોષણા છે અલ્લાહ અને તેના પયગંબર તરફથી એ અનેકેશ્વરવાદીઓને, જેમનાથી તમે સંધિઓ કરી હતી. (૨) હવે તમે લોકો દેશમાં ચાર મહિના હરી-ફરી લો અને જાણી લો કે તમે અલ્લાહને વિવશ કરી શકતા નથી અને એ કે અલ્લાહ ઇન્કાર કરનારાઓને અપમાનિત કરવાવાળો છે. (૩) એલાન છે અલ્લાહ અને તેના પયગંબર તરફથી મહાન હજ્જના દિવસે લોકો માટે કે અલ્લાહ અને તેનો પયગંબર અનેકેશ્વરવાદીઓથી વિમુક્ત અને વિરક્ત છે. હવે જો તમે લોકો તૌબા (પ્રાયશ્ચિત) કરો તો તમારા માટે વધારે સારું છે, અને જો તમે મોઢું ફેરવશો તો જાણી લો કે તમે અલ્લાહને વિવશ કરી શકવાના નથી, અને ઇન્કાર કરનારાઓને કઠોર સજાની ખુશખબર આપી દો. (૪) પરંતુ જે અનેકેશ્વરવાદીઓથી તમે સંધિ કરી હતી, પછી તેમણે તમારા સાથે કોઈ વિશ્વાસઘાત નથી કર્યો અને ન તમારા વિરુદ્ધ કોઈની મદદ કરી, તો તેમની સંધિ તેની મુદ્દત સુધી પૂરી કરો. નિઃશંક, અલ્લાહ ઈશનિષ્ઠો અને સંયમ દાખવનારાઓને પસંદ કરે છે.

(૫) પછી જ્યારે પ્રતિષ્ઠિત મહિનાઓ વિતી જાય, તો અનેકેશ્વરવાદીઓને કતલ કરો, જ્યાં મળે અને તેમને પકડો અને તેમને ઘેરો અને દરેક ઠેકાણે તેમની ઘાતમાં બેસો. પછી જો તેઓ તૌબા કરી લે અને નમાઝની સ્થાપના કરે અને ઝકાત આપે, તો તેમને છોડી દો. અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૬) અને જો અનેકેશ્વરવાદીઓમાંથી કોઈ વ્યક્તિ તમારા પાસે શરણ માંગે તો તમે તેને શરણ આપી દો, જેથી તે અલ્લાહની વાણી સાંભળે, પછી તેને તેની સુરક્ષિત જગ્યાએ પહોંચાડી દો, આ એટલા માટે કે એ લોકો જ્ઞાન નથી રાખતા.

(૭) આ અનેકેશ્વરવાદીઓ માટે અલ્લાહ અને તેના પયગંબરના શિરે કોઈ વચન કેવી રીતે હોઈ શકે છે, પરંતુ જે લોકો સાથે તમે કરાર કર્યો હતો મસ્જિદે-

હરામ (કાબા)ની પાસે, હવે જ્યાં સુધી તેઓ તમારા સાથે સીધા રહે, તમે પણ તેમના સાથે સીધા રહો. નિઃશંક, અલ્લાહ ઈશપરાયણ અને સંયમી લોકોને પસંદ કરે છે. (૮) કેવી રીતે સંધિ બાકી રહેશે, જ્યારે કે સ્થિતિ એ છે કે જો તેઓ તમારા ઉપર કાબૂ મેળવી લે, તો તમારા વિશે ન સગપણના સંબંધનું કોઈ ધ્યાન રાખે અને ન સંધિનું. તેઓ પોતાના મોઢાની વાતો (માત્ર મૌખિક વાતો)થી તમને ખુશ કરવા ચાહે છે, પરંતુ તેમનાં હૃદય ઈન્કાર કરે છે, અને તેમાંથી મોટાભાગના લોકો વિશ્વાસઘાતી છે. (૯) તેમણે અલ્લાહની આયતોને થોડી કિંમતમાં વેચી નાખી, પછી તેમણે અલ્લાહના માર્ગને રોક્યો. અત્યંત ખરાબ છે જે તેઓ કરી રહ્યા છે. (૧૦) કોઈ મોમિનના મામલામાં તેઓ ન સગપણનો ખ્યાલ રાખે છે અને ન સંધિનો. આ જ લોકો છે અત્યાચાર કરનારાં. (૧૧) બસ, જો તેઓ તૌબા (ક્ષમાયાચના અને પ્રાયશ્ચિત) કરે અને નમાઝની સ્થાપના કરે અને ઝકાત આપે, તો તેઓ તમારાં દીની (ધાર્મિક) ભાઈ છે, અને અમે સ્પષ્ટતાપૂર્વક વર્ણવીએ છીએ આયતને જ્ઞાન રાખવાવાળાઓ માટે.

(૧૨) અને જો સંધિ પછી આ લોકો પોતાની સોગંદોને તોડી નાખે અને તમારા દીન (ધર્મ)માં વિકૃતિ આરોપિત કરે, તો કુફ્ર (અધર્મ)ના આ નેતાઓથી લડો. નિઃશંક, તેમની સોગંદો કંઈ નથી, જેથી તેઓ અટકી જાય. (૧૩) શું તમે નહીં લડો એવા લોકોથી જેમણે પોતાની સંધિને તોડી નાખી અને રસૂલ (પયગંબર હઝરત મુહમ્મદ)ને કાઢી મૂકવાની હિંમત કરી અને એ જ લોકો છે જેમણે તમારા સાથે યુદ્ધ કરવામાં પહેલ કરી. શું તમે તેમનાથી ડરશો ? અલ્લાહ વધારે હક્કદાર છે કે તમે તેનાથી ડરો જો તમે મોમિન છો. (૧૪) તેમના સાથે લડો, અલ્લાહ તમારા હાથે તેમને સજા આપશે અને તેમને અપમાનતિ કરશે અને તમને તેમના ઉપર વર્ચસ્વ પ્રદાન કરશે અને ઈમાનવાળાઓના દિલને ઠંડા કરશે અને તેમના હૃદયની બળતરાને દૂર કરી દેશે, (૧૫) અને અલ્લાહ

તૌબાની પ્રેરણા આપશે (તેને) જેને તે ઇચ્છશે અને અલ્લાહ સર્વજ્ઞાની છે, ડહાપણવાળો છે.

(૧૬) શું તમે એમ સમજો છો કે તમને છોડી દેવામાં આવશે, જ્યારે કે હજુ અલ્લાહે તમારામાંથી એ લોકોને પારખ્યા જ નથી, જેમણે જિહાદ કર્યો અને જેમણે અલ્લાહ અને તેના પયગંબર અને ઈમાનવાળાઓ સિવાય કોઈને મિત્ર નથી બનાવ્યો અને અલ્લાહ જાણે છે જે કંઈ તમે કરો છો.

(૧૭) અનેકેશ્વરવાદીઓનું કામ નથી કે તેઓ અલ્લાહની મસ્જિદોને આબાદ કરે, જ્યારે કે તેઓ સ્વયં પોતાના પર કુફ્ર (અધર્મ)ના સાક્ષી છે. એ લોકોના કર્મ વ્યર્થ ગયા અને હંમેશા આગમાં રહેવાવાળા છે. (૧૮) અલ્લાહની મસ્જિદોને તો એ આબાદ કરે છે જે અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન લાવે અને નમાઝની સ્થાપના કરે અને ઝકાત આપે અને અલ્લાહ સિવાય કોઈથી ન ડરે. આવા લોકોથી આશા છે કે માર્ગદર્શન પ્રાપ્ત કરવાવાળા બને. (૧૯) શું તમે હાજીઓને (કાબાના યાત્રાળુઓને) પાણી પીવડાવવા અને મસ્જિદે-હરામ (કાબા)ને વસાવવાને એના સમાન કરી દીધું એ વ્યક્તિના જે અલ્લાહ અને આખિરત પર ઈમાન લાવ્યો અને અલ્લાહના માર્ગમાં જિહાદ (તન-મન-ધનથી સંઘર્ષ) કર્યો ? અલ્લાહની દૃષ્ટિએ આ બંને સમાન નથી હોઈ શકતા, અને અલ્લાહ અત્યાચારીઓને માર્ગ બતાવતો નથી. (૨૦) જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં પોતાના પ્રાણ અને ધન વડે જિહાદ કર્યો, તેમનું સ્થાન અલ્લાહના ત્યાં ઉચ્ચ છે અને આ જ લોકો સફળ છે. (૨૧) તેમનો પાલનહાર તેમને ખુશખબર આપે છે પોતાની દયા અને પ્રસન્નતાની અને એવા બગીચાઓની જેમાં તેમના માટે અનંત અને શાશ્વત કૃપાઓ હશે. (૨૨) તેમાં તેઓ હંમેશા રહેશે. નિઃશંક, અલ્લાહના પાસે જ મહાન વળતર છે.

(૨૩) હે ઈમાનવાળાઓ ! પોતાના પિતાઓ અને ભાઈઓને મિત્ર ન બનાવો, જો તેઓ ઈમાનની તુલનામાં કુફ્ર (અધર્મ અને ઇન્કાર)ને પ્રિય રાખે, અને તમારામાંથી જે તેમને પોતાના મિત્ર બનાવશે, તો એવા જ લોકો અત્યાચારી છે. (૨૪) કહો કે જો તમારા પિતાઓ અને તમારા પુત્રો અને તમારા ભાઈ અને તમારી પત્નીઓ અને તમારો પરિવાર અને એ જે તમે કમાવ્યું છે અને એ વેપાર-ધંધા જેના બંધ થવાથી તમે ડરો છો અને એ ઘર જેને તમે પસંદ કરો છો, આ બધું તમને અલ્લાહ અને તેના પયગંબર અને તેના માર્ગમાં જિહાદ (તન-મન-ધનથી સંઘર્ષ)થી વધારે પ્રિય છે તો રાહ જુઓ, ત્યાં સુધી કે અલ્લાહ પોતાનો હુકમ મોકલી દે અને અલ્લાહ અવજ્ઞાકારી લોકોને માર્ગ બતાવતો નથી.

(૨૫) નિઃશંક, અલ્લાહે ઘણા પ્રસંગોએ તમારી મદદ કરી છે અને હુનૈનના દિવસે પણ, જ્યારે તમારી અધિક સંખ્યાએ તમને ગર્વ અને અહંકારમાં ગ્રસ્ત કરી દીધા હતા. પછી તે તમારા કંઈ કામ ન આવી, અને જમીન પોતાની વિશાળતા છતાં તમારા પર તંગ થઈ ગઈ. પછી તમે પીઠ ફેરવીને ભાગ્યા. (૨૬) ત્યારબાદ અલ્લાહે પોતાના પયગંબર અને ઈમાનવાળાઓ પર શાંતિ અને સંતૃપ્તિ અવતરિત કરી અને એવા લશ્કરો ઉતાર્યા, જેને તમે નથી જોયા અને અલ્લાહ કાફિરો (ઇન્કાર કરનારાં અને અધર્મીઓ)ને સજા આપી અને આ જ કાફિરોનો બદલો છે. (૨૭) ત્યારબાદ અલ્લાહ જેને ઇચ્છે તૌબા (ક્ષમાયાચના અને પ્રાયશ્ચિત)ની પ્રેરણા આપી દે અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૨૮) હે ઈમાનવાળાઓ ! અનેકેશ્વરવાદીઓ તદ્દન અપવિત્ર છે. તેથી તેઓ આ વર્ષ પછી મસ્જિદે-હરામની નજીક ન આવે અને જો તમને ગરીબી અને નિર્ધનતાનો ભય હોય તો અલ્લાહ જો ઇચ્છશે તો પોતાની કૃપાથી તમને નિરપેક્ષ કરી દેશે, અલ્લાહ સર્વજ્ઞાની અને તત્ત્વદર્શી છે.

(૨૯) એ એહલે-કિતાબ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)થી લડો, જેઓ ન અલ્લાહ પર ઈમાન રાખે છે અને ન આખિરત (પરલોક)ના દિવસ પર અને ન અલ્લાહ અને તેના પયગંબરે હરામ (અવૈધ) ઠરાવેલને હરામ ઠરાવે છે અને દીને-હક્ક (સત્ય-ધર્મ)ને પોતાનો ધર્મ બનાવે છે, ત્યાં સુધી કે તેઓ પોતાના હાથે જિઝ્યા (રક્ષા-કર) આપે અને આધીન બનીને રહે. (૩૦) અને યહૂદીઓએ કહ્યું કે 'ઉઝૈર' અલ્લાહનો પુત્ર છે અને ખ્રિસ્તીઓ કહે છે કે મસીહ (હઝરત ઈસા) અલ્લાહનો પુત્ર છે. આ તેમના પોતાના મોઢાની વાતો છે. તેઓ એ લોકોની વાતોની નકલ કરી રહ્યા છે, જેમણે તેમના પહેલા કુફ્ર (અધર્મ) આચર્યું. અલ્લાહ તેમને નષ્ટ કરે, તેઓ ક્યાં બહેકતા જઈ રહ્યા છે? (૩૧) તેમણે અલ્લાહ સિવાય પોતાના ધાર્મિક વિદ્વાનો અને સાધુ-સંતોને રબ (પ્રભુ-પાલનહાર) બનાવી લીધા અને મરયમના પુત્ર ઈસા મસીહને પણ, જો કે તેમને કેવળ એ આદેશ હતો કે તેઓ એક ઉપાસ્યની બંદગી કરે. તે પવિત્ર છે તેનાથી જે તેઓ ભાગીદાર બનાવે છે (અલ્લાહની જાત અને ગુણોમાં).

(૩૨) તેઓ ઈચ્છે છે કે અલ્લાહના પ્રકાશને પોતાના મોઢાની ફૂંકો વડે ઓલવી નાખે અને અલ્લાહ પોતાના પ્રકાશને પરિપૂર્ણ કર્યા વગર માનવાનો નથી, ચાહે કાફિરો (અધર્મીઓ)ને આ ગમે તેટલું અપ્રિય લાગે. (૩૩) તેણે જ પોતાના પયગંબરને મોકલ્યો છે માર્ગદર્શન અને દીને-હક્ક (સત્ય-ધર્મ)ની સાથે, જેથી તેને સમગ્ર દીન (ધર્મ, જીવન-વ્યવસ્થાઓ) પર વર્ચસ્વ અપાવી દે, ચાહે તે અનેકેશ્વરવાદીઓને ગમે તેટલું અપ્રિય લાગે.

(૩૪) હે ઈમાનવાળાઓ! એહલે કિતાબ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)ના મોટાભાગના ધાર્મિક વિદ્વાનો અને (સંન્યાસી) સંતો લોકોનું ધન અસત્ય રીતે ખાય છે અને લોકોને અલ્લાહના માર્ગથી રોકે છે અને જે લોકો સોનું અને ચાંદી જમા કરી રાખે છે અને તેને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરતા નથી, તેમને એક

પીડાદાયક યાતનાની ખુશખબર આપી દો. (૩૫) તે દિવસે આ ધન પર જહન્નમની આગને સળગાવવામાં આવશે. પછી તેનાથી તેમનાં કપાળ અને તેમનાં પડખાઓ અને અને તેમની પીઠોને ડામવામાં આવશે. આ જ છે એ જેને તમે પોતાના માટે એકત્ર કર્યું હતું. બસ, હવે ચાખો સ્વાદ તેનો જે તમે એકત્ર કરતા હતા.

(૩૬) મહિનાઓની ગણતરી અલ્લાહના નજીક બાર મહિના છે અલ્લાહના ગ્રંથમાં, જે દિવસથી તેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું. તેમાંથી ચાર મહિનાઓ પ્રતિષ્ઠિત છે. આ જ છે સીધો દીન (ધર્મ). હવે તમે તેમાં પોતાના પર અત્યાચાર ન કરો, અને અનેકેશ્વરવાદીઓ સાથે સૌ મળીને લડો, જે રીતે તે સૌ મળીને તમારા સાથે લડે છે અને જાણી લો કે અલ્લાહ ઈશપરાયણ અને સંયમી લોકોની સાથે છે. (૩૭) મહિનાઓને હટાવી દેવું કુફ્ર (અધર્મ)માં એક વધારો છે. તેનાથી કુફ્ર કરવાવાળા પથભ્રષ્ટતામાં પડે છે. તેઓ કોઈ વર્ષે હરામ (અવૈધ) મહિનાને હલાલ (વૈધ) કરી લે છે અને કોઈ વર્ષે તેને હરામ કરી લે છે, જેથી અલ્લાહે હરામ કરેલની ગણતરી પૂરી કરીને તેને હરામ કરેલને હલાલ કરી લે. તેમના બૂરા કર્મો તેમના માટે આકર્ષક બનાવી દેવામાં આવ્યા છે, અને અલ્લાહ કાફિરો (અધર્મીઓ)ને માર્ગ બતાવતો નથી.

(૩૮) હે ઈમાનવાળાઓ ! તમને શું થઈ ગયું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે અલ્લાહના માર્ગમાં નીકળો, તો તમે જમીન સાથે ચોંટી જાઓ છો. શું તમે આખિરત (પરલોક)ની સરખામણીમાં દુનિયાના જીવન પર રાજી થઈ ગયા ? આખિરતની સરખામણીમાં દુનિયાના જીવનની સાધન-સામગ્રી તો ખૂબ થોડી છે. (૩૯) જો તમે નહીં નીકળો, તો અલ્લાહ તમને પીડાદાયક સજા આપશે અને તમારી જગ્યાએ તે બીજી જાતિને લઈ આવશે અને તમે અલ્લાહનું કંઈ પણ બગાડી નહીં શકો અને અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે.

(૪૦) જો તમે પયગંબરની મદદ નહીં કરો, તો અલ્લાહ સ્વયં તેમની મદદ કરી ચૂક્યો છે, જ્યારે ઈન્કાર કરનારાઓએ તેમને કાઢી મૂક્યા હતા. તે ફક્ત બેમાંથી બીજા હતા. જ્યારે તે બંને ગુફામાં હતા. જ્યારે તેઓ પોતાના સાથીને કહી રહ્યા હતા કે દુઃખી ન થાઓ, અલ્લાહ આપણા સાથે છે. પછી, અલ્લાહે તેમના પર શાંતિ અવતરિત કરી અને તેમની મદદ એવા લશ્કરોથી કરી, જે તમને દેખાતા ન હતા, અને અલ્લાહે કાફિરો (અધર્મીઓ)ની વાતને નીચી કરી દીધી અને અલ્લાહની વાત તો ઊંચી જ છે અને અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૪૧) હળવા હોવ કે ભારે, અને અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પોતાના પ્રાણ વડે જિહાદ (તનતોડ સંઘર્ષ) કરો, આ તમારા માટે વધુ સારું છે જો તમે જાણો. (૪૨) જો ફાયદો સમીપ હોત અને સફર હળવો હોત, તો તેઓ અવશ્ય તમારા પાછળ આવતા, પરંતુ મંજિલ તેમના માટે કઠિન થઈ ગઈ. હવે તેઓ સોગંદો ખાશે કે જો અમારાથી સંભવ હોત તો અમે અવશ્ય તમારા સાથે ચાલતા. તેઓ સ્વયં પોતાને વિનાશમાં નાખી રહ્યા છે, અને અલ્લાહ જાણે છે કે આ લોકો નિશ્ચિતપણે જૂઠા છે.

(૪૩) અલ્લાહ તમને માફ કરે, તમે શા માટે તેમને પરવાનગી આપી દીધી, ત્યાં સુધી કે તમારા સામે ખૂલી જતું કે કયા લોકો સાચા છે અને જૂઠાઓને પણ તમે જાણી લેતા. (૪૪) જે લોકો અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન રાખે છે, તેઓ કદાપિ તમારાથી નિવેદન નહીં કરે કે તેઓ પોતાના ધન અને પોતાના પ્રાણથી જિહાદ ન કરે, અને અલ્લાહ ડરવા-વાળાઓને સારી રીતે જાણે છે. (૪૫) તમારા પાસે પરવાનગી તો એ લોકો જ માંગે છે, જેઓ અલ્લાહ પર અને આખિરત પર ઈમાન નથી રાખતા અને તેમના હૃદય સંદેહમાં પડેલા છે. તેથી તેઓ પોતાના સંદેહમાં ભટકી રહ્યા છે.

(૪૬) અને જો તેઓ નીકળવા માંગતા તો અવશ્ય તેઓ તેનો કોઈ ઉપાય કરી લેતા. પરંતુ અલ્લાહે તેમનું નીકળવું પસંદ ન કર્યું એટલા માટે તેમને ત્યાં જ રહેવા દીધા અને કહી દીધું કે બેસી રહેનારાઓની સાથે બેસી રહો.

(૪૭) જો તેઓ તમારા સાથે નીકળતા, તો તેઓ તમારા માટે ખરાબીમાં જ વધારાનું કારણ બનતા, અને તેઓ તમારા અંદર ઉપદ્રવ વધારવા માટે દોડધૂપ કરતા અને તમારામાં તેમનું સાંભળવાવાળા લોકો છે, અને અલ્લાહ અત્યાચારીઓને સારી રીતે જાણે છે. (૪૮) આ લોકો પહેલા પણ ઉપદ્રવનો પ્રયાસ કરી ચૂક્યા છે અને તેઓ તમારા માટે કાર્યોની ઊલટફેર કરતા રહે છે, ત્યાં સુધી કે સત્ય આવી ગયું અને અલ્લાહનો આદેશ પ્રગટ થઈ ગયો અને તેઓ અપ્રસન્ન જ રહ્યા.

(૪૯) અને તેમાં એ પણ છે, જેઓ કહે છે કે અમને છૂટ આપી દો અને અમને પરીક્ષામાં ન નાખો. સાંભળી લો, તેઓ તો પરીક્ષામાં પડી ચૂક્યા, અને નિઃશંક જહન્નમે ઈન્કાર કરનારાઓને ઘેરામાં લઈ રાખ્યા છે. (૫૦) જો તમને કોઈ ભલાઈ પ્રાપ્ત થાય છે તો તેમને દુઃખ થાય છે અને જો તમને કોઈ મુસીબત પહોંચે છે તો તેઓ કહે છે કે અમે તો અગાઉથી અમારો બચાવ કરી લીધો હતો અને તેઓ ખુશ થઈને પાછા ફરે છે. (૫૧) કહો, અમને કેવળ એ જ વસ્તુ પહોંચશે, જે અલ્લાહ અમારા માટે લખી દીધી છે. તે અમારો કાર્યસાધક છે અને ઈમાનવાળાઓએ અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ. (૫૨) કહો, તમે અમારા માટે માત્ર બે ભલાઈઓમાંથી એક ભલાઈની રાહ જોઈ રહ્યા છો. પરંતુ અમે તમારા માટે તેની રાહ જોઈ રહ્યા છીએ કે અલ્લાહ તમારા પર યાતના મોકલે પોતાના તરફથી અથવા અમારા હાથોથી. હવે તમે રાહ જુઓ, અમે પણ તમારા સાથે રાહ જોવાવાળાઓમાંથી છીએ.

(૫૩) કહો, તમે ખુશીથી ખર્ચ કરો કે નાખુશીથી, તમારાથી કદાપિ કબૂલ

કરવામાં આવશે નહીં. નિશ્ચિતપણે તમે અવજ્ઞાકારી લોકો છો. (૫૪) અને તેઓ તેમના ખર્ચના કબૂલ થવાથી કેવળ એટલા માટે વંચિત થયા કે તેમણે અલ્લાહ અને તેના પયગંબરનો ઈન્કાર કર્યો અને આ લોકો નમાઝ માટે આવે છે તો આળસની સાથે આવે છે અને ખર્ચ કરે છે તો અનિચ્છાની સાથે. (૫૫) તમે તેમનાં ધન અને સંતાનને કંઈ મહત્ત્વ ન આપો. અલ્લાહ તો એ ઈચ્છે છે કે તેના દ્વારા તેમને દુનિયાના જીવનમાં યાતના આપે અને તેમનાં પ્રાણ એ સ્થિતિમાં નીકળે કે તેઓ ઈન્કાર કરનારાં હોય. (૫૬) તેઓ અલ્લાહના સોગંદ ખાઈને કહે છે કે તેઓ તમારામાંથી છે, જો કે તેઓ તમારા પૈકીના નથી, બલ્કે તેઓ એવા લોકો છે જેઓ તમારાથી ડરે છે. (૫૭) જો તેમને કોઈ શરણની જગ્યા મળી જાય અથવા કોઈ ગુફા કે છુપાવાની જગ્યા, તો તેઓ ભાગીને તેમાં છુપાઈ જાય.

(૫૮) અને તેમનામાં એવા લોકો પણ છે, જેઓ તમારા પર સદકા (દાનના વિતરણ) વિશે આરોપ લગાવે છે. જો તેમાંથી તેમને આપવામાં આવે તો રાજી રહે છે અને જો ન આપવામાં આવે તો નારાજ થઈ જાય છે. (૫૯) કેટલું સારું હોત કે અલ્લાહ અને પયગંબરે જે કંઈ તેમને આપ્યું હતું તેના પર તેઓ રાજી રહેતા અને કહેતા કે અલ્લાહ અમારા માટે પૂરતો છે. અલ્લાહ પોતાની કૃપાથી અમને હજુ વધારે આપશે અને તેનો પયગંબર પણ, અમને તો અલ્લાહ જ જોઈએ. (૬૦) સદકાત (ઝકાત, અનિવાર્ય ધર્મદાન) તો વાસ્તવમાં ફકીરો (નિર્ધનો) અને મિસ્કિનો (ગરીબો) માટે છે અને એ કાર્યકરો માટે જેઓ દાન (ની વ્યવસ્થાના કાર્ય)માં નિયુક્ત છે, અને તેમના માટે જેમના દિલ જીતવા અપેક્ષિત છે, ઉપરાંત ગરદનો (ગુલામોને) આઝાદ કરવામાં અને જેઓ દંડ ભરે અને અલ્લાહના માર્ગમાં અને મુસાફરોની સહાયતમાં. આ એક અનિવાર્ય કર્તવ્ય છે અલ્લાહ તરફથી અને અલ્લાહ સર્વજ્ઞાની, ડહાપણવાળો છે.

(૬૧) અને તેમાં એ લોકો પણ છે, જેઓ પયગંબરને દુઃખ આપે છે અને કહે છે કે આ વ્યક્તિ તો 'કાન' (સૌની સાંભળે) છે. કહો કે તે તમારી ભલાઈ માટે સૌની સાંભળે છે. તે અલ્લાહ પર ઈમાન રાખે છે અને ઈમાનવાળાઓ પર વિશ્વાસ કરે છે અને તે દયા છે તેમના માટે જેઓ તમારામાં ઈમાનવાળા છે, અને જે લોકો અલ્લાહના પયગંબરને દુઃખ આપે છે તેમના માટે પીડાદાયક સજા છે. (૬૨) તેઓ તમારા સામે સોગંદો ખાય છે, જેથી તમને ખુશ કરે, જો કે અલ્લાહ અને તેનો પયગંબર વધારે અધિકારી છે કે તેઓ તેમને ખુશ કરે, જો તેઓ ઈમાનવાળા છે. (૬૩) શું તેમને ખબર નથી કે જે અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરે તેના માટે જહન્નમની આગ છે, જેમાં તેઓ હંમેશા રહેશે. આ ખૂબ મોટું અપમાન અને નાલેશી છે. (૬૪) મુનાફિકો (દંભી મુસલમાનો) ડરે છે કે ક્યાંક ઈમાનવાળાઓ પર એવી સૂરઃ અવતરિત ન થઈ જાય, જે તેમને તેમના હૃદયોના રહસ્યોથી વાકેફ કરી દે. કહો કે તમે મજાક કરી લો, અલ્લાહ ચોક્કસ તેને જાહેર કરી દેશે જેનાથી તમે ડરો છો (કે તે જાહેર થઈ જશે). (૬૫) અને જો તમે તેમને પૂછો તો તેઓ કહેશે કે અમે તો મજાક-મશ્કરી કરી રહ્યા હતા. કહો, શું તમે અલ્લાહથી અને તેની આયતોથી અને તેના પયગંબરથી મજાક-મશ્કરી કરી રહ્યા હતા ? (૬૬) બહાના ન બનાવો, તમે ઈમાન લાવ્યા પછી કુફ્ર (અધર્મ)નું આચરણ કર્યું છે, અને અમે તમારા પૈકી એક જૂથને માફ કરી દઈશું, તો બીજા જૂથને તો અવશ્ય સજા આપીશું, કેમ કે તેઓ ગુનેગાર હતા.

(૬૭) મુનાફિક (દંભી મુસલમાન) પુરુષો અને મુનાફિક સ્ત્રીઓ સૌ એક-બીજા જેવા છે. તેઓ બુરાઈનો આદેશ આપે છે અને ભલાઈની મનાઈ કરે છે, અને પોતાના હાથ બંધ રાખે છે (અર્થાત્ કંજૂસી કરે છે). તેમણે અલ્લાહને ભુલાવી દીધો, તો અલ્લાહે પણ તેમને ભુલાવી દીધા. નિઃશંક, મુનાફિકો ખૂબ

જ અવજ્ઞાકારી છે. (૬૮) મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓ અને કાફિરો (ઇન્કાર કરનારાઓ)થી અલ્લાહે જહન્નમની આગનું વચન આપી રાખ્યું છે, જેમાં તેઓ હંમેશા રહેશે. આ જ તેમના માટે પર્યાપ્ત છે. તેમના પર અલ્લાહની ફિટકાર છે અને તેમના માટે સ્થાયી રહેવાવાળી યાતના છે. (૬૯) જે રીતે તમારાથી પહેલાંના લોકો, તેઓ તમારાથી વધારે બળવાન હતા અને ધન અને સંતાનની વિપુલતામાં તમારાથી આગળ હતા, તો તેમણે પોતાના હિસ્સાથી ફાયદો ઉઠાવ્યો અને તમે પણ તમારા હિસ્સાનો ફાયદો ઉઠાવ્યો, જેમ કે તમારા પૂરોગામીઓએ પોતાના હિસ્સાથી ફાયદો ઉઠાવ્યો. (૭૦) અને તમે પણ એ જ તર્ક-વિતર્ક કર્યા, જેવાં તર્ક-વિતર્ક તેમણે કર્યા હતા. આ જ એ લોકો છે, જેમના કર્મો દુનિયા અને આખિરત (પરલોક)માં વ્યર્થ થઈ ગયા અને આ જ લોકો નુકસાનમાં પડવાવાળા છે. શું આમને એ લોકોના અહેવાલો નથી પહોંચ્યા, જે તેમનાથી અગાઉ વિતી ગયા. નૂહની જાતિ અને આદ અને સમૂદ અને ઇબ્રાહીમની જાતિ અને મદયનના લોકો અને ઊલટપુલટ થઈ ગયેલ વસ્તીઓના. તેમના પાસે તેમના પયગંબરો દલીલોની સાથે આવ્યા, તો એવું ન હતું કે અલ્લાહ તેમના પર અત્યાચાર કરતો, પરંતુ તેઓ સ્વયં પોતાની જાત પર અત્યાચાર કરે છે.

(૭૧) અને મોમિન (ઈમાનવાળા) પુરુષો અને મોમિન સ્ત્રીઓ એક-બીજાના મદદગાર છે. તેઓ ભલાઈનો આદેશ આપે છે અને બૂરાઈથી રોકે છે અને નમાઝની સ્થાપના કરે છે અને ઝકાત આપે છે અને અલ્લાહ અને તેના પયગંબરનું આજ્ઞાપાલન કરે છે. આ જ લોકો છે, જેમના પર અલ્લાહ દયા કરશે. નિઃશંક, અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૭૨) મોમિન પુરુષો અને મોમિન સ્ત્રીઓથી અલ્લાહનું વચન છે બાગોનું કે તેના નીચે નહેરો વહી રહી હશે, તેમાં તેઓ હંમેશા રહેશે, અને વચન છે સાફ-સ્વચ્છ-સુંદર મકાનોનું

શાશ્વત બગીચાઓમાં અને અલ્લાહની પ્રસન્નતા જે સૌથી શ્રેષ્ઠ છે. આ જ મોટી સફળતા છે.

(૭૩) હે પયગંબર ! કાફિરો (ઇન્કાર કરનારાઓ, અધર્મીઓ) અને મુનાફિકો (દંભી મુસલમાનો)થી જિહાદ કરો અને તેમના માટે કઠોર બની જાઓ, અને તેમનું ઠેકાણું જહન્નમ છે અને તે અત્યંત ખરાબ ઠેકાણું છે. (૭૪) તેઓ અલ્લાહના સોગંદ ખાય છે કે તેમણે નથી કહ્યું, જો કે તેમણે કુફ્ર (અધર્મ)ની વાત કહી અને તેઓ ઈસ્લામ પછી ઇન્કાર કરનારા બની ગયા અને તેમણે એ ઈચ્છ્યું જે તેમને પ્રાપ્ત ન થઈ શક્યું, અને આ કેવળ તેનો બદલો હતો કે તેમને અલ્લાહ અને પયગંબરે પોતાની કૃપાથી ધનવાન કરી દીધા. જો તેઓ તૌબા (ક્ષમાયાચના અને પ્રાયશ્ચિત) કરે તો તેમના માટે ઉત્તમ છે અને જો તેઓ મોઢું ફેરવે તો અલ્લાહ તેમને પીડાદાયક યાતના આપશે, દુનિયામાં પણ અને આખિરત (પરલોક)માં પણ, અને ધરતીમાં તેમનું ન કોઈ સમર્થક હશે અને ન મદદગાર.

(૭૫) અને તેમનામાં એ લોકો પણ છે, જેમણે અલ્લાહ પાસેથી વચન લીધું હતું કે જો તેણે અમને પોતાની કૃપાથી પ્રદાન કર્યું, તો અમે અવશ્ય દાન કરીશું અને અમે સદાચારી બનીને રહીશું. (૭૬) પછી જ્યારે અલ્લાહ તેમને પોતાની કૃપાથી પ્રદાન કર્યું, તો તેઓ કંજૂસી કરવા લાગ્યા અને પલટાઈને તેમણે મોઢું ફેરવી લીધું. (૭૭) તેથી અલ્લાહે તેમનાં હૃદયોમાં નિફાક (દંભ) નાખી દીધો એ દિવસ સુધી જ્યારે કે તેઓ તેને મળશે, એ કારણસર કે તેમણે અલ્લાહથી કરેલ પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અને એ કારણસર કે તેઓ જૂઠ બોલે છે. (૭૮) શું તેમને ખબર નથી કે અલ્લાહ તેમનાં રહસ્યો અને તેમની ગુસપુસને જાણે છે અને અલ્લાહ તમામ છૂપી વાતોને જાણવાવાળો છે? (૭૯) એ લોકો, જેઓ મહેણાં મારે છે એ મોમિનોને, જેઓ દિલ ખોલીને

દાન કરે છે અને જેઓ કેવળ પોતાની મહેનત-મજૂરીથી દાન કરે છે, તેઓ તેમની હાંસી ઉડાવે છે. અલ્લાહ આ હાંસી ઉડાવનારાઓની હાંસી ઉડાવે છે અને તેમના માટે પીડાદાયક યાતના છે. (૮૦) તમે તેમના માટે માફીની દરખાસ્ત કરો કે ન કરો, જો તમે સિત્તેર વાર તેમને માફ કરવાની દરખાસ્ત કરશો, તો (પણ) અલ્લાહ તેમને માફ કરવાનો નથી. આ એટલા માટે કે તેમણે અલ્લાહ અને પયગંબરનો ઈન્કાર કર્યો અને અલ્લાહ અવજ્ઞાકારીઓને માર્ગ બતાવતો નથી.

(૮૧) પાછળ રહી જનારાઓ અલ્લાહના પયગંબરથી પાછળ બેસી રહેવામાં ઘણા ખુશ થયા અને એ લોકોને અપ્રિય લાગ્યું કે તેઓ પોતાનું ધન અને પોતાના પ્રાણથી અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરે, અને તેમણે કહ્યું કે ગરમીમાં ન નીકળો. કહી દો કે જહન્નમની આગ તેનાથી વધારે ગરમ છે, કદાચ તેમને સમજણ હોત ! (૮૨) તેથી તેઓ હસ્યા ઓછું અને રડ્યા વધારે, તેના બદલામાં જે તેઓ કરતા હતા. (૮૩) તેથી જો અલ્લાહ તમને તેમનામાંથી કોઈ જૂથ તરફ પાછા લાવે અને તેઓ તમારાથી યુદ્ધ માટે નીકળવાની પરવાનગી માંગે, તો કહી દેજો કે તમે મારા સાથે કદાપિ નહીં આવો, અને ન મારા સાથે રહીને કોઈ દુશ્મનથી લડશો. તમે પહેલી વાર પણ બેસી રહેવાનું પસંદ કર્યું હતું, તેથી હવે પાછળ રહેનારાઓની સાથે બેસી રહો. (૮૪) અને તેમનામાંથી જે કોઈ મૃત્યુ પામે, તેના પર તમે કદાપિ નમાઝ ન પઢો અને ન તેમની કબર પર ઊભા રહો. નિઃશંક, તેમણે અલ્લાહ અને તેના પયગંબરનો ઈન્કાર કર્યો અને એ સ્થિતિમાં મૃત્યુ પામ્યા કે તેઓ અવજ્ઞાકારી હતા.

(૮૫) અને તેમનું ધન અને તેમની સંતાન તમને આશ્ચર્યમાં ન નાખે. અલ્લાહ તો બસ એ ઈચ્છે છે કે તેમના દ્વારા તેમને દુનિયામાં યાતના આપે અને તેમનાં પ્રાણ એ સ્થિતિમાં નીકળે કે તેઓ ઈન્કાર કરનારાં હોય.

(૮૬) અને જ્યારે કોઈ સૂરઃ અવતરિત થાય છે કે અલ્લાહ પર ઈમાન લાવો અને તેના પયગંબરની સાથે મળીને યુદ્ધ કરો, તો તેમનાં સંપન્ન લોકો તમારા પાસે છૂટ માંગવા લાગે છે અને કહે છે કે અમને છોડી દો કે અમે અહીં રોકાઈ જનારા લોકોની સાથે રોકાઈ જઈએ. (૮૭) તેમણે તેને પસંદ કર્યું કે પાછળ રહી જનારી સ્ત્રીઓની સાથે રહી જાય, અને તેમના હૃદયો પર મહોર મારી દેવામાં આવી. હવે તેઓ કંઈ નથી સમજતા. (૮૮) પરંતુ પયગંબર અને જે લોકો તેના સાથે ઈમાન લાવ્યા છે, તેમણે પોતાના ધન અને પોતાના પ્રાણથી જિહાદ કરી અને તેમના માટે છે ભલાઈઓ અને તેઓ સફળતા પામનારાં છે. (૮૯) તેમના માટે અલ્લાહે એવાં બાગ તૈયાર કરી રાખ્યા છે, જેના નીચે નહેરો વહે છે. તેમાં તેઓ હંમેશા રહેશે. આ જ મહાન સફળતા છે.

(૯૦) બદ્દુઓ (ગ્રામવાસી આરબો)માંથી પણ બહાના કરવાવાળા આવ્યા કે તેમને પરવાનગી મળી જાય અને જેઓ અલ્લાહ અને તેના પયગંબરથી જૂઠ બોલ્યા, તેઓ બેસી રહ્યા. તેમાંથી જે લોકોએ ઇન્કાર કર્યો તેમને એક પીડાદાયક યાતના પકડશે. (૯૧) કોઈ ગુનો અશક્તો-અસમર્થ લોકો પર નથી અને ન બીમારો પર અને ન એ લોકો પર જેમના પાસે ખર્ચ કરવા માટે કંઈ નથી, જ્યારે કે તેઓ અલ્લાહ અને તેના પયગંબરની સાથે ભલાઈ કરે. સદાચારીઓ પર કોઈ આરોપ નથી અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૯૨) અને ન એ લોકો પર કોઈ આરોપ છે કે જ્યારે તેઓ તમારા પાસે આવે કે તમે તેમને સવારી આપો. તમે કહ્યું કે મારા પાસે કોઈ વસ્તુ નથી કે તમને તેના પર સવાર કરી દઉં, તો તેઓ એ સ્થિતિમાં પાછા વળ્યા કે તેમની આંખોથી આંસુ વહી રહ્યા હતા એ દુઃખમાં કે તેમના પાસે કંઈ નથી જે તેઓ ખર્ચ કરે. (૯૩) આરોપ તો બસ એ લોકો પર છે, જેઓ તમારા પાસે પરવાનગી માંગે છે, જ્યારે કે તેઓ સાધન-સંપન્ન છે, ધનવાન છે. તેઓ તેના પર રાજી થઈ ગયા કે પાછળ

રહેવાવાળી સ્ત્રીઓની સાથે રહી જાય અને અલ્લાહે તેમના હૃદયો પર મહોર મારી દીધી, હવે તેઓ નથી જાણતા.

★ (૯૪) **તમે જ્યારે તેમના તરફ પલટશો, તો તેઓ તમારા સામે બહાના** રજૂ કરશે. કહી દો કે બહાના ન બનાવો. અમે કદાપિ તમારી વાત માનીશું નહીં. નિઃશંક, અલ્લાહે તમારી સ્થિતિ અમને બતાવી દીધી છે. હવે અલ્લાહ અને તેનો પયગંબર તમારાં કર્મોને જોશે. પછી તમને તેના તરફ પાછા ફેરવવામાં આવશે, જે જાહેર અને છૂપું બધું જાણવાવાળો છે. તે તમને બતાવી દેશે જે કંઈ તમે કરી રહ્યા હતા. (૯૫) આ લોકો તમારા પાછા આવતાં અલ્લાહના સોગંદ ખાશે, જેથી તમે તેમને દરગુજર કરો. તેથી તમે તેમને દરગુજર કરો. ચોક્કસ તેઓ અપવિત્ર છે અને તેમનું ઠેકાણું જહન્નમ છે, તેના બદલામાં કે જે તેઓ કરી રહ્યા હતા. (૯૬) તેઓ તમારા સમક્ષ સોગંદો ખાશે કે તમે તેમનાથી ખુશ થઈ જાઓ. જો તમે તેમનાથી ખુશ પણ થઈ ગયા, તો અલ્લાહ અવજ્ઞાકારી લોકોથી ખુશ થવાનો નથી.

(૯૭) બદુઓ (ગ્રામવાસી આરબો) કુફ્ર (અધર્મ) અને નિફાક (દંભ)માં વધારે સખત છે અને તેઓ એ લાયક છે કે અલ્લાહે પોતાના પયગંબર પર જે કંઈ અવતરિત કરેલ છે, તેની સીમાઓથી અજાણ રહે, અને અલ્લાહ બધું જ જાણવાવાળો, તત્ત્વદર્શી છે. (૯૮) અને ગ્રામવાસી આરબોમાં એવાં પણ છે, જેઓ અલ્લાહના માર્ગમાં ખર્ચને એક દંડ સમજે છે અને તમારા માટે ખરાબ સમયની રાહ જુએ છે. ખરાબ સમય સ્વયં તેમના માટે છે અને અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે. (૯૯) અને ગ્રામવાસી આરબોમાં એવાં પણ છે, જેઓ અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન રાખે છે અને જે કંઈ ખર્ચ કરે છે, તે તેને અલ્લાહના ત્યાં તેના સામીપ્યનું અને પયગંબરની દુઆઓ લેવાનું માધ્યમ બનાવે છે. હા, નિઃસંદેહ તે તેમના માટે

સામીપ્યનું માધ્યમ છે. અલ્લાહ તેમને પોતાની દયામાં દાખલ કરશે. ચોક્કસ અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૧૦૦) અને મુહાજિરો (હિજરત કરનારાઓ) અને અન્સાર (મદદ કરનારાઓ)માં જે લોકો પૂરોગામી અને સર્વપ્રથમ છે અને જેમણે ભલી રીતે તેમનું અનુસરણ કર્યું, અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ તેનાથી પ્રસન્ન થયા, અને અલ્લાહે તેમના માટે એવાં બગીચાઓ તૈયાર કરી રાખ્યા છે, જેના નીચે નહેરો વહેતી હશે. તેઓ તેમાં હંમેશા રહેશે. આ જ મહાન સફળતા છે. (૧૦૧) અને તમારા આસપાસ જે ગ્રામવાસી આરબો છે તેમાં મુનાફિકો (દંભી મુસલમાનો) છે અને મદીનાવાસીઓમાં પણ મુનાફિકો છે. તેઓ નિફાક (દંભ) પર કટ્ટર થઈ ગયા છે. તમે તેમને નથી જાણતા, અમે તેમને જાણીએ છીએ. અમે તેમને બમણી યાતના આપીશું, પછી તેમને એક મોટી યાતના તરફ મોકલવામાં આવશે.

(૧૦૨) કેટલાક લોકો બીજા છે, જેમણે પોતાની ભૂલોનો સ્વીકાર કરી લીધો છે. તેમણે મિશ્રિત કર્મો કર્યા છે, થોડાંક સારા અને થોડાંક ખરાબ. આશા છે કે અલ્લાહ તેમના તરફ ધ્યાન કરે. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૧૦૩) તમે તેમના ધનમાંથી દાન લો, તેનાથી તમે તેમને પવિત્ર કરશો અને તેમની સુધારણા કરશો, અને તમે તેમના માટે દુઆ કરો. નિઃશંક, તમારી દુઆ તેમના માટે શાંતિ અને સંતોષનું કારણ હશે. અલ્લાહ બધું જ સાંભળનાર, જાણવાવાળો છે. (૧૦૪) શું તેઓ નથી જાણતા કે અલ્લાહ જ પોતાના બંદાઓની તૌબા (ક્ષમાયાચના અને પ્રાયશ્ચિત)નો સ્વીકાર કરે છે, અને એ જ દાનને કબૂલ કરે છે, અને અલ્લાહ તૌબા કરવાવાળો, મહેરબાન છે. (૧૦૫) કહો કે કર્મ કરો, અલ્લાહ અને તેનો પયગંબર અને ઈમાનવાળાં તમારા કર્મોને જોશે અને તમને ટૂંક સમયમાં તેના તરફ પાછા ફેરવવામાં

આવશે, જે જાહેર અને છૂપું બધાને જાણે છે. તે તમને બતાવી દેશે જે કંઈ તમે કરી રહ્યા હતા. (૧૦૬) કેટલાક બીજા લોકો છે, જેમનો મામલો હજુ અલ્લાહની આજ્ઞા આવે ત્યાં સુધી મુલત્વી છે, કાં તો તે તેમને સજા આપશે અથવા તેમની તૌબાને કબૂલ કરશે, અને અલ્લાહ સર્વજ્ઞાની, તત્ત્વદર્શી છે.

(૧૦૭) અન તેમના પૈકી એવાં પણ છે, જેમણે એક મસ્જિદ બનાવી નુકસાન પહોંચાડવા માટે અને કુફ્ર (અધર્મ) માટે અને ઈમાનવાળાઓમાં ફાટફૂટ ઊભી કરવા માટે અને એટલા માટે કે જેથી છાપો મારવાનું ગુપ્ત સ્થાન ઉપલબ્ધ કરે એ વ્યક્તિ માટે જે અગાઉથી અલ્લાહ અને તેના પયગંબરથી લડી રહ્યો છે, અને આ લોકો સોગંદો ખાશે કે અમે તો કેવળ ભલાઈ ઇચ્છી હતી અને અલ્લાહ સાક્ષી છે કે તેઓ જૂઠા છે. (૧૦૮) તમે આ ઇમારતમાં કદાપિ ઊભા ન રહેજો. અલબત્ત, જે મસ્જિદનો પાયો પ્રથમ દિવસથી તકવા (ઈશનિષ્ઠા અને સંયમ) પર મૂકેલ છે, તે એ લાયક છે કે તમે તેમાં ઊભા રહો. તેમાં એવા લોકો છે, જેઓ પવિત્ર રહેવાનું પસંદ કરે છે અને અલ્લાહ પવિત્ર રહેવાવાળાઓને પસંદ કરે છે. (૧૦૯) શું એ વ્યક્તિ સારી છે, જેણે પોતાની ઈમારતનો પાયો અલ્લાહથી ડર પર અને અલ્લાહની પ્રસન્નતા પર મૂક્યો, કે પછી એ વ્યક્તિ સારી છે જેણે પોતાની ઈમારતનો પાયો એક ખીણના કિનારે પર મૂક્યો, જે ધ્વસ્ત થવાવાળો છે. પછી એ ઈમારત તેને લઈને જહન્નમની આગમાં પડી ગઈ, અને અલ્લાહ અત્યાચારી લોકોને માર્ગ બતાવતો નથી. (૧૧૦) અને એ ઈમારત જે તેમણે બનાવી હંમેશા તેમના હૃદયોમાં સંદેહનું કારણ બની રહેશે, સિવાય તેના કે તેનું હૃદય જ ટુકડે-ટુકડા થઈ જાય, અને અલ્લાહ સર્વજ્ઞાની અને તત્ત્વદર્શી છે.

(૧૧૧) નિઃસંદેહ, અલ્લાહે ઈમાનવાળાઓથી તેમના પ્રાણ અને તેમના ધનને ખરીદી લીધા છે જન્નતના બદલામાં. તે અલ્લાહના માર્ગમાં લડે છે, પછી

મારે છે અને માર્યા જાય છે. આ અલ્લાહના શિરે એક સાચો વાયદો છે, તૌરાતમાં અને ઇંજીલમાં અને કુર્આનમાં, અને અલ્લાહથી વધારે ઉત્તમ પોતાના વચનને પૂરું કરનાર કોણ છે. બસ, તમે ખુશીઓ મનાવો એ મામલા પર, જે તમે અલ્લાહ સાથે કરેલ છે, અને આ જ છે સૌથી મહાન સફળતા. (૧૧૨) તેઓ તૌબા (ક્ષમાયાચના અને પ્રાયશ્ચિત) કરવાવાળા છે, ઈબાદત કરવાવાળા છે, પ્રશંસા કરવાવાળા છે, અલ્લાહના માર્ગમાં ફરવાવાળા છે, રુકૂઅ કરવાવાળા છે, સિજદા કરવાવાળા છે, ભલાઈની આજ્ઞા આપવાવાળા છે, બૂરાઈથી રોકવાવાળા છે. અલ્લાહની સીમાઓની કાળજી રાખવાવાળા છે, અને ઈમાનવાળાઓને ખુશખબર આપી દો.

(૧૧૩) પયગંબરને અને એ લોકોને જેઓ ઈમાન લાવ્યા છે તેમના માટે યોગ્ય નથી કે તેઓ અનેકેશ્વરવાદીઓ માટે માફીની દુઆ કરે, ચાહે તેઓ તેમના સગા જ કેમ ન હોય, જ્યારે કે તેમના સામે સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે આ લોકો જહન્નમમાં જવાવાળા છે. (૧૧૪) અને ઈબ્રાહીમનું પોતાના પિતા માટે માફીની દુઆ માંગવું કેવળ એ વચનના કારણે હતું, જે તેણે તેને આપી દીધું હતું. પછી જ્યારે તેના સામે સ્પષ્ટ થઈ ગયું કે તે અલ્લાહનો દુશ્મન છે, તો તે તેનાથી અસંબંદ્ધ અને વિમુખ થઈ ગયો. નિઃશંક, ઈબ્રાહીમ ખૂબ કોમળ-હૃદયી અને સહનશીલ હતો. (૧૧૫) અને અલ્લાહ કોઈ જાતિને માર્ગદર્શન આપ્યા પછી પથભ્રષ્ટ નથી કરતો, જ્યાં સુધી તેમને સાફ-સાફ એ વસ્તુઓ બતાવી ન દે, જેનાથી તેમને બચવાનું છે. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (૧૧૬) અલ્લાહનું જ રાજ્ય છે આકાશોમાં અને ધરતીમાં, તે જ જીવન આપે છે અને મૃત્યુ આપે છે, અને અલ્લાહ સિવાય તમારો કોઈ મિત્ર નથી અને ન મદદગાર.

(૧૧૭) અલ્લાહે પયગંબર પર અને મુહાજિરો (હિજરત કરનારાઓ)

અને અન્સાર (સહાયતા કરનારાઓ) પર ધ્યાન કર્યું, જેમણે તંગીના સમયે પયગંબરનો સાથ આપ્યો, ત્યારબાદ અલ્લાહે તેમના પર ધ્યાન કર્યું. નિઃશંક, અલ્લાહ તેમના પર મહેરબાન છે, અત્યંત દયાળુ છે. (૧૧૮) અને એ ત્રણેય પર પણ તેણે ધ્યાન કર્યું, જેમનો મામલો મુલત્વી રાખવામાં આવ્યો હતો, ત્યાં સુધી કે જ્યારે જમીન વિશાળતા છતાં તેમના માટે તંગ થઈ ગઈ અને તેઓ સ્વયં પોતાનાથી તંગ આવી ગયા અને તેમણે સમજી લીધું કે અલ્લાહથી બચવા માટે સ્વયં અલ્લાહ સિવાય કોઈ શરણ નથી. પછી અલ્લાહ તેમના તરફ પલટ્યો, જેથી તેઓ તેના તરફ પલટી આવે. નિઃશંક, અલ્લાહ તૌબા (ક્ષમાયાચના અને પ્રાયશ્ચિત) કબૂલ કરવાવાળો અને અત્યંત દયાળુ છે.

(૧૧૯) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને સાચા લોકોનો સાથ આપો. (૧૨૦) મદીનાવાસીઓ અને આસપાસના ગ્રામવાસી આરબોને એ શોભતું ન હતું કે તેઓ અલ્લાહના પયગંબરને છોડીને પાછળ બેસી રહે અને ન એ કે પોતાના પ્રાણને તેમના પ્રાણથી વધારે પ્રિય રાખે. આ એટલા માટે કે જે તરસ અને થાક અને ભૂખ પણ તેમને અલ્લાહના માર્ગમાં લાગે છે, અને જે ડગલું પણ તેઓ કાફિરો (અધર્મીઓ અને ઇન્કાર કરનારાઓ)ને દુઃખ પહોંચાડવા માટે ઉઠાવે છે અને જે વસ્તુ પણ તેઓ દુશ્મનથી છીનવી લે છે, તેના બદલામાં તેમના માટે એક ભલાઈ લખી લેવામાં આવે છે. અલ્લાહ ભલાઈ કરનારાઓનું વળતર વ્યર્થ નથી કરતો. (૧૨૧) અને જે ઓછો કે વધારે ખર્ચ તેમણે કર્યો અને જે મેદાન તેમણે પાર કર્યા, તે બધું તેમના માટે લખી લેવામાં આવ્યું, જેથી અલ્લાહ તેમનાં કર્મોનો સારામાં સારો બદલો આપે.

(૧૨૨) અને એ સંભવ ન હતું કે ઈમાનવાળા બધા જ નીકળી પડે; તો એવું કેમ ન થયું તેમના પ્રત્યેક સમૂહમાંથી એક ભાગ નીકળીને આવતો, કે તે દીન (ધર્મ)માં ઊંડી સમજ પેદા કરતા અને પાછા જઈને પોતાની જાતિના

લોકોને સચેત કરતા, જેથી તેઓ પણ સંયમી અને ઈશપરાયણ બનતા.

(૧૨૩) હે ઈમાનવાળાઓ ! આ કાફિરો (અધર્મીઓ)થી યુદ્ધ કરો, જેઓ તમારા આસપાસ છે અને તેઓ તમારા અંદર કઠોરતા જુએ, અને જાણી લો કે અલ્લાહ ડરવાવાળાઓની સાથે છે. (૧૨૪) અને જ્યારે કોઈ સૂરઃ અવતરિત થાય છે, તો તેમાંથી કેટલાક લોકો કહે છે કે આણે તમારામાંથી કેટલાના ઈમાનમાં વધારો કરી દીધો. બસ, જેઓ ઈમાનવાળાં છે, તેમના ઈમાનમાં તેણે વધારો કરી દીધો અને તેઓ ખુશ થઈ રહ્યા છે. (૧૨૫) અને જે લોકોના હૃદયોમાં રોગ છે, તો તેણે વધારી દીધી તેમના અંદર ગંદકી પર ગંદકી, અને તેઓ મૃત્યુ-પર્યંત કાફિર (ઇન્કાર કરનાર) જ રહ્યા. (૧૨૬) શું આ લોકો જોતા નથી કે તેમને દર વર્ષે એક વાર કે બે વાર પરીક્ષામાં નાખવામાં આવે છે, તેમ છતાં તેઓ ન તૌબા (ક્ષમાયાચના અને પ્રાયશ્ચિત) કરે છે અને ન શિખામણ પ્રાપ્ત કરે છે. (૧૨૭) અને જ્યારે કોઈ સૂરઃ અવતરિત કરવામાં આવે છે, તો આ લોકો એક-બીજાને જુએ છે કે કોઈ જોતું તો નથી ને ! પછી ચાલી નીકળે છે. અલ્લાહે તેમના હૃદયોને ફેરવી નાખ્યા છે, એ કારણસર કે આ લોકો સમજ-બૂઝથી કામ લેનારા લોકો નથી.

(૧૨૮) તમારા પાસે એક રસૂલ (પયગંબર, ઈશદૂત) આવ્યો છે, જે સ્વયં તમારામાંથી છે. તમારું નુકસાનમાં પડવું તેના માટે અસહ્ય છે. તે તમારી ભલાઈનો અભિલાષી અને તત્પર છે. ઈમાનવાળાઓ માટે અત્યંત પ્રેમાળ અને મહેરબાન છે. (૧૨૯) તેમ છતાં જો તેઓ મોઢું ફેરવે અને અવગણના કરે, તો કહી દો કે અલ્લાહ મારા માટે પૂરતો છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તેના પર જ મેં ભરોસો કર્યો, અને એ જ માલિક છે અર્શે-અઝીમ (મહાન રાજ-સિંહાસન)નો.

—●—

# ૧૦. સૂરઃ યૂનુસ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-રા. આ તત્ત્વદર્શિતાથી ભરપૂર ગ્રંથની આયતો છે. (૨) શું લોકોને એ વાત પર આશ્ચર્ય છે કે અમે તેમનામાંથી જ એક વ્યક્તિ પર વહી (દિવ્ય પ્રકાશના) કરી કે લોકોને ડરાવો અને જે લોકો ઈમાન લાવે તેમને ખુશખબર સંભળાવી દો કે તેમના માટે તેમના રબ (પ્રભુ-પાલનહાર)ની પાસે સાચી પ્રતિષ્ઠા છે. ઇન્કાર કરનારાઓએ કહ્યું કે આ વ્યક્તિ તો સ્પષ્ટ જાદુગર છે.

(૩) નિઃશંક, તમારો રબ અલ્લાહ છે, જેણે આકાશો અને ધરતીને છ દિવસ (યુગો)માં પેદા કર્યા, પછી અર્શ (રાજ-સિંહાસન) પર બિરાજમાન થયો. એ જ મામલાઓની વ્યવસ્થા કરે છે. તેની પરવાનગી વગર કોઈ ભલામણ કરનાર નથી. આ જ અલ્લાહ તમારો રબ છે. તેથી તમે તેની જ ઉપાસના કરો. શું તમે વિચારતા નથી? (૪) તેના જ તરફ તમને સૌને પાછા ફરીને જવાનું છે. આ અલ્લાહનો સાચો વાયદો છે. નિઃશંક, તે સર્જનનો આરંભ કરે છે, પછી તે પુનઃ પેદા કરશે, જેથી જે લોકો ઈમાન લાવે અને તેમણે સદ્કાર્યો કર્યા, તેમને ન્યાયની સાથે બદલો આપે, અને જેમણે ઇન્કાર કર્યો તેમના ઇન્કારના બદલામાં તેમના માટે ઉકળતું પાણી અને પીડાદાયક યાતના છે.

(૫) અલ્લાહ જ છે, જેણે સૂર્યને ચમકતો બનાવ્યો અને ચંદ્રને પ્રકાશ આપ્યો અને તેની મંજિલો નિર્ધારિત કરી દીધી, જેથી તમે વર્ષોની ગણતરી અને હિસાબ જાણી શકો. અલ્લાહે આ બધું નિરર્થક નથી બનાવ્યું. તે નિશાનીઓ ખોલીને વર્ણવે છે, એમના માટે જેઓ સમજ રાખે છે. (૬) ચોક્કસ રાત અને દિવસના પરિવર્તનમાં અને અલ્લાહે જે કંઈ આકાશો અને ધરતીમાં પેદા કરેલ છે તેમાં એ લોકો માટે નિશાનીઓ છે, જેઓ ડરે છે.

(૭) નિઃશંક, જે લોકો અમારી મુલાકાતની આશા નથી રાખતા અને દુનિયાના જીવન પર રાજી અને સંતુષ્ટ છે અને જેઓ અમારી નિશાનીઓથી બેપરવા છે, (૮) તેમનું ઠેકાણું જહન્નમ હશે, એ કારણસર જે તેઓ કરતા હતા. (૯) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા, અલ્લાહ તેમના ઈમાનના કારણે તેમને પહોંચાડી દેશે, તેના નીચે નહેરો વહેતી હશે, બક્ષિસોથી ભરપૂર બગીચાઓમાં. (૧૦) તેમાં તેઓ કહેશે કે હે અલ્લાહ ! તું પવિત્ર છે, અને મુલાકાત તેમની 'સલામ' હશે, અને તેમની અંતિમ વાત એ હશે કે સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, જે પ્રભુ-પાલનહાર છે સમગ્ર સંસાર-જગતનો.

(૧૧) જો અલ્લાહ લોકો માટે યાતના એ જ રીતે જલ્દી પહોંચાડતો, જે રીતે તે તેમના સાથે દયામાં જલ્દી કરે છે, તો તેમની મુદ્દત સમાપ્ત થઈ થઈ હોત. પરંતુ અમે એ લોકોને, જેઓ અમારી મુલાકાતની આશા નથી રાખતા, તેમના વિદ્રોહમાં ભટકવા માટે છોડી દઈએ છીએ, (૧૨) અને મનુષ્યને જ્યારે કોઈ તકલીફ પહોંચે છે, તો તે ઊભાં અને બેઠાં અને સૂતાં અમને પોકારે છે. પછી જ્યારે અમે તેનાથી તેની તકલીફ દૂર કર દઈએ છીએ, તો તે એવો થઈ જાય છે જાણે તેણે ક્યારેય પોતાના કોઈ ખરાબ સમયે અમને પોકાર્યા જ ન હતા ! આ રીતે હદ વટાવી જનારાઓ માટે તેમના કર્મો આકર્ષક બનાવી દેવામાં આવ્યા છે.

(૧૩) અને અમે તમારાથી પહેલાં જાતિઓને નષ્ટ કરી, જ્યારે તેમણે અત્યાચાર કર્યો, અને તેમના પયગંબરો તેમના પાસે ખુલ્લી નિશાનીઓ સાથે આવ્યા અને તેઓ ઈમાન લાવવાવાળા ન બન્યા. અમે આવો જ બદલો આપીએ છીએ ગુનેગાર લોકોને. (૧૪) તેમના પછી અમે તમને દેશમાં ઉત્તરાધિકારી બનાવ્યા, જેથી અમે જોઈએ કે તમે કેવા કર્મો કરો છો.

(૧૫) અને જ્યારે તેમને અમારી સ્પષ્ટ આયતો પઢીને સંભળાવવામાં

આવે છે, તો જે લોકોને અમારા પાસે આવવાનો ખટકો નથી, તેઓ કહે છે કે આના સિવાય કોઈ બીજું કુર્આન લાવો, અથવા આને બદલી નાખો. કહો કે મારું આ કામ નથી કે હું મારી મરજીથી આને બદલી નાખું. હું તો કેવળ એ પ્રકાશનાનું અનુસરણ કરું છું, જે મારા પાસે આવે છે. જો હું મારા પાલનહારની અવજ્ઞા કરું તો હું એક મોટા દિવસની યાતનાથી ડરું છું. (૧૬) કહો કે અલ્લાહ જો ઈચ્છે તો હું આને તમને ન સંભળાવતો અને ન અલ્લાહ તેનાથી તમને સચેત કરતો. હું આના પહેલાં તમારા વચ્ચે આયુષ્યનો એક ભાગ વિતાવી ચૂક્યો છું. પછી શું તમે બુદ્ધિથી કામ નથી લેતા ? (૧૭) તેનાથી વધારે અત્યાચારી બીજો કોણ હશે, જે અલ્લાહ પર જૂઠો આરોપ ઘડે અથવા તેની નિશાનીઓને ખોટી ઠેરવે ? ચોક્કસ, ગુનેગારોને સફળતા પ્રાપ્ત થતી નથી.

(૧૮) અને તેઓ અલ્લાહ સિવાય એવી વસ્તુઓની ઉપાસના કરે છે, જે તેમને ન નુકસાન પહોંચાડી શકે છે અને ન લાભ પહોંચાડી શકે છે, અને તેઓ કહે છે કે આ અલ્લાહના ત્યાં અમારાં ભલામણકર્તા છે. કહો, શું તમે અલ્લાહને એવી વસ્તુની જાણકારી આપો છો, જેની તેને આકાશો અને ધરતીમાં ખબર નથી ? તે પવિત્ર અને સર્વોચ્ચ છે તેનાથી જેને તેઓ ભાગીદાર બનાવે છે. (૧૯) અને લોકો એક જ 'ઉમ્મત' (સમુદાય) હતા. પછી તેમણે મતભેદ કર્યો, અને જો તમારા પાલનહાર તરફથી એક વાત અગાઉથી નિર્ધારિત ન હોત, તો તેમના દરમ્યાન એ બાબતે નિર્ણય કરી દેવામાં આવ્યો હોત, જેમાં તેઓ મતભેદ કરી રહ્યા છે.

(૨૦) અને તેઓ કહે છે કે પયગંબર પર તેના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ નથી ઉતારવામાં આવી. કહો કે ગૈબ (અદશ્ય)ની જાણકારી તો અલ્લાહને જ છે. તમે લોકો રાહ જુઓ, હું પણ તમારા સાથે રાહ જોનારાઓમાંથી છું. (૨૧) અને જ્યારે કોઈ તકલીફ પડ્યા પછી અમે લોકોને

અમારી દયાની મજા ચખાડીએ છીએ, તો તેઓ તરત જ અમારી નિશાનીઓના મામલામાં ચાલબાજીઓ કરવા લાગે છે. કહો કે અલ્લાહ પોતાની ચાલમાં તેમનાથી પણ વધારે તીવ્ર છે. ચોક્કસ, અમારા ફરિશ્તાઓ તમારી દગા-બાજીઓને લખી રહ્યા છે.

(૨૨) તે અલ્લાહ જ છે, જે તમને જમીન અને પાણીમાં ચલાવે છે. તેથી જ્યારે તમે નૌકામાં હોવ છો અને નૌકા લોકોને લઈને સાનુકૂળ હવાથી ચાલી રહી હોય છે અને લોકો તેનાથી ખુશ થાય છે કે એકાએક તીવ્ર પવન આવે છે અને તેમના પર ચોતરફથી મોજાઓ ઉઠવા લાગે છે અને તેઓ કલ્પના કરી લે છે કે આપણે ઘેરાઈ ગયા છીએ. તે વખતે તેઓ પોતાના દીન (ધર્મ)ને અલ્લાહ માટે જ વિશુદ્ધ કરીને તેને પોકારવા લાગે છે કે જો તેં આનાથી અમને મુક્તિ આપી, તો ચોક્કસ અમે આભારી બંદા બનીશું. (૨૩) પછી જ્યારે તે તેમને મુક્તિ આપી દે છે, તો તરત જ તેઓ જમીનમાં અનુચિત વિદ્રોહ કરવા લાગે છે. હે લોકો ! તમારો વિદ્રોહ તમારા પોતાના જ વિરુદ્ધ છે. દુનિયાના જીવનનો લાભ ઉઠાવી લો, પછી તમને અમારા તરફ પાછા ફરીને આવવાનું છે. પછી અમે બતાવી દઈશું, જે કંઈ તમે કરી રહ્યા હતા.

(૨૪) દુનિયાના જીવનનું ઉદાહરણ એવું છે જાણે પાણી, કે તેને અમે આકાશમાંથી વરસાવ્યું, તો જમીનની વનસ્પતિ ભરપૂર નીકળી આવી, જેને માણસ ખાય છે અને જેને પશુઓ ખાય છે, ત્યાં સુધી કે જ્યારે જમીન પૂરેપૂરી લહેરાઈ ગઈ અને ખીલી ઉઠી અને જમીનવાળાઓને લાગ્યું કે હવે તે અમારા કાબૂમાં છે, તો અચાનક તેના પર અમારો આદેશ રાત્રે કે દિવસે આવી ગયો, પછી અમે તેને કાપીને ઢગલો કરી નાખી, જાણે કાલે અહીં કંઈ હતું જ નહીં. આ રીતે અમે નિશાનીઓ સ્પષ્ટ રીતે વર્ણવીએ છીએ એ લોકો માટે, જેઓ ચિંતન-મનન કરે છે.

(૨૫) અને અલ્લાહ શાંતિ અને સલામતીના ઘર તરફ બોલવે છે અને તે જેને ઇચ્છે છે સન્માર્ગ બતાવી દે છે. (૨૬) જે લોકોએ ભલાઈ કરી, તેમના માટે ભલાઈ છે અને તેના પર વધારે પણ, અને તેમના ચહેરાઓ પર ન કાલિમા છવાશે અને ન અપમાન. આ જ જન્નતવાળા લોકો છે. તેઓ તેમાં હંમેશા રહેશે. (૨૭) અને જેમણે બૂરાઈઓ કમાવી તો બૂરાઈનો બદલો તેના સમાન છે, અને તેમના પર નાલેશી છવાયેલ હશે. કોઈ તેમને અલ્લાહથી બચાવનાર નહીં હોય. જાણે તેમનાં ચહેરા અંધારી રાત્રિના ટુકડાઓથી ઢાંકી દેવામાં આવ્યા છે ! આ જ લોકો નર્કવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

(૨૮) અને જે દિવસે અમે એ સૌને એકત્ર કરીશું, પછી અમે શિર્ક (અલ્લાહ સાથે ભાગીદાર) કરનારાઓને કહીશું કે થોભો તમે પણ અને તમારા ઠરાવેલ ભાગીદારો પણ. પછી અમે તેમને અલગ કરી દઈશું અને તેમના ભાગીદારો કહેશે કે તમે અમારી ઉપાસના તો કરતા ન હતા. (૨૯) અલ્લાહ અમારા વચ્ચે સાક્ષી માટે પૂરતો છે. અમે તમારી ઉપાસનાથી તદ્દન અજાણ હતા. (૩૦) તે વખતે દરેક વ્યક્તિ પોતાના એ કાર્યનો સામનો કરશે જે તેણે કર્યું હતું અને લોકોને અલ્લાહ, પોતાના વાસ્તવિક માલિક તરફ પાછા ફેરવવામાં આવશે અને જે જૂઠ તેમણે ઘડ્યા હતા તે સૌ તેમના પાસેથી જતા રહેશે.

(૩૧) કહો કે કોણ તમને આકાશ અને ધરતીમાંથી આજીવિકા આપે છે, અથવા કોણ છે જે કાન પર અને આંખો પર નિયંત્રણ ધરાવે છે, અને કોણ છે નિર્જીવમાંથી સજીવને અને સજીવમાંથી નિર્જીવને કાઢે છે, અને કોણ મામલાઓની વ્યવસ્થા કરી રહ્યો છે ? તેઓ કહેશે કે અલ્લાહ. કહો કે પછી શું તમે ડરતા નથી ? (૩૨) તેથી એ જ અલ્લાહ તમારો વાસ્તવિક પાલનહાર છે. સદ્પ્રેરણા પછી ભટકવા સિવાય બીજું શું છે ? તમે ક્યાં જઈ રહ્યા છો ?

(૩૩) આ જ રીતે તમારા પ્રભુ-પાલનહારની વાત વિદ્રોહ કરનારાઓ માટે પૂરી થઈ ચૂકી છે કે તેઓ ઈમાન નહીં લાવે.

(૩૪) કહો, શું તમારા ઠરાવેલા ભાગીદારોમાંથી કોઈ છે, જે પહેલી વાર પેદા કરતો હોય અને પછી પુનઃ પણ પેદા કરે ? કહો, અલ્લાહ જ પહેલી વાર પેદા કરે છે અને પછી એ જ ફરીથી પેદા કરશે. પછી તમે ક્યાં ભટકી જઈ રહ્યા છો ? (૩૫) કહો, શું તમારા ભાગીદારોમાં કોઈ છે, જે સત્ય તરફ માર્ગદર્શન કરતો હોય ? કહો કે અલ્લાહ જ સત્ય તરફ માર્ગદર્શન કરે છે. પછી જે સત્ય તરફ માર્ગદર્શન કરે છે, તે અનુસરણ કરવાનો અધિકારી છે કે તે જેને સ્વયં જ માર્ગ ન મળતો હોય, બલ્કે તેને માર્ગ બતાવવામાં આવે ? તમને શું થઈ ગયું છે, કેવા નિર્ણયો કરો છો ? (૩૬) તેમાંથી મોટાભાગના લોકો કેવળ અનુમાન અને અટકળનું અનુસરણ કરી રહ્યા છે, અને અટકળ સત્ય વાતમાં કંઈ કામ નથી આપતી. અલ્લાહને સારી રીતે ખબર છે, જે કંઈ તેઓ કરે છે.

(૩૭) અને આ કુર્આન એવું નથી કે અલ્લાહ સિવાય કોઈ તેને બનાવી લે, બલ્કે આ પુષ્ટિ આપે છે એ ભવિષ્યવાણીઓની જે આનાથી પહેલા મોજૂદ છે, અને સ્પષ્ટીકરણ છે ગ્રંથનું. તેમાં કોઈ સંદેહ નથી કે તે સૃષ્ટિના સ્વામી તરફથી છે. (૩૮) શું લોકો એમ કહે છે કે આ વ્યક્તિએ આને ઘડી લીધું છે ? કહો કે તમે તેના સમાન કોઈ સૂરઃ લઈ આવો, અને અલ્લાહ સિવાય તમે જેને-જેને બોલાવી શકો, બોલાવી લો, જો તમે સાચા છો. (૩૯) બલ્કે આ લોકો એ વસ્તુને ખોટી ઠેરવી રહ્યા છે, જે તેમના જ્ઞાનના વ્યાપમાં નથી આવતી, અને જેની હકીકત હજુ તેમના સામે ખુલી નથી. એ જ પ્રમાણે એ લોકોએ પણ ખોટું ઠેરવ્યું, જે તેમના પહેલાં વિતી ગયા છે. હવે જુઓ કે અત્યાચારીઓનું શું પરિણામ આવ્યું.

(૪૦) અને તેમાંથી એ લોકો પણ છે, જેઓ કુર્આન પર ઈમાન લઈ આવશે

અને તેઓ પણ છે, જેઓ આના પર ઈમાન નહીં લાવે, અને તારો પાલનહાર બગાડ ફેલાવનારાઓને સારી રીતે જાણે છે. (૪૧) અને જો તેઓ તમને ખોટા ઠેરવે છે, તો કહી દો કે મારાં કર્મ મારા માટે છે અને તમારાં કર્મ તમારા માટે. તમે તેનાથી મુક્ત છો જે હું કરું છું અને હું તેનાથી મુક્ત છું, જે તમે કરો છો. (૪૨) અને તેમનામાં કેટલાક લોકો એવા પણ છે, જેઓ તમારા તરફ કાન લગાવે છે, તો શું તમે બહેરાઓને સંભળાવશો, જ્યારે કે તેઓ સમજ-બૂઝથી કામ ન લઈ રહ્યા હોય ? (૪૩) અને તેમાંથી કેટલાક એવાં છે, જેઓ તમારા તરફ જુએ છે, તો શું તમે આંધળાઓને માર્ગ બતાવશો, ચાહે તેઓ જોઈ ન રહ્યા હોય? (૪૪) અલ્લાહ લોકો પર સહેજ પણ અત્યાચાર નથી કરતો, પરંતુ લોકો સ્વયં પોતાની જાત પર અત્યાચાર કરી રહ્યા છે.

(૪૫) અને જે દિવસે અલ્લાહ તેમને એકત્ર કરશે, જાણે કે તેઓ બસ દિવસની એક ક્ષણ દુનિયામાં રહ્યા હતા. તેઓ એક-બીજાને ઓળખશે. નિઃશંક, મોટા નુકસાનમાં રહ્યા એ લોકો, જેમણે અલ્લાહની મુલાકાતને ખોટી ઠેરવી અને તેઓ સન્માર્ગ પર ન આવ્યા. (૪૬) અમે તમને આનો કોઈ ભાગ બતાવી દઈશું, જેનો અમે તેમનાથી વાયદો કરી રાખ્યો છે, અથવા તમને મૃત્યુ આપી દઈએ, છેવટે તેમને અમારા જ તરફ પાછા ફરવાનું છે. પછી અલ્લાહ સાક્ષી છે તેના પર જે કંઈ તેઓ કરી રહ્યા છે. (૪૭) અને દરેક ઉમ્મત (સમુદાય) માટે એક રસૂલ (ઈશદૂત) છે. પછી જ્યારે તેમનો ઈશદૂત આવી જાય છે, તો તેમના વચ્ચે ન્યાયની સાથે નિર્ણય કરી દેવામાં આવે છે અને તેમના સાથે કોઈ અન્યાય અને અત્યાચાર થતો નથી.

(૪૮) અને તેઓ કહે છે કે આ વાયદો ક્યારે પૂરો થશે, જો તમે સાચા છો. (૪૯) કહો, હું મારા માટે ભલા અને બૂરાનો માલિક નથી, પરંતુ જે અલ્લાહ ઇચ્છે. દરેક સમુદાય માટે એક (નિર્ધારિત) મુદ્દત છે. જ્યારે તેનો સમય

આવી જાય છે, તો પછી ન તે એક પળ પાછળ થાય છે અને ન આગળ. (૫૦) કહો કે બતાવો, જો અલ્લાહની યાતના તમારા પર રાત્રે આવી જાય કે દિવસે આવી જાય, તો ગુનેગાર લોકો તેનાથી પહેલા શું કરી લેશે ? (૫૧) પછી શું જ્યારે યાતના આવી પડશે ત્યારે તેના પર વિશ્વાસ કરશો ? હવે માન્યા અને તમે આની જ માંગણી કરતા હતા. (૫૨) પછી અત્યાચારીઓને કહેવામાં આવશે કે હવે હંમેશાની યાતનાનો સ્વાદ ચાખો. આ તેનો જ બદલો મળી રહ્યો છે, જે કંઈ તમે કમાતા હતા.

(૫૩) અને તેઓ તમને પૂછે છે કે શું આ વાત સાચી છે ? કહો કે હા, મારા પાલનહારના સોગંદ ! આ સત્ય છે અને તમે તેને થકાવી નહીં શકો. (૫૪) અને જો પ્રત્યેક અત્યાચારી પાસે એ બધું હોય જે ધરતીમાં છે, તો તે તેને ફિદયા (અર્થ-દંડ)માં આપી દેવા ઇચ્છશે, અને જ્યારે તે યાતનાને જોશે, તો પોતાના મનમાં પસ્તાવો કરશે, અને તેમના વચ્ચે ન્યાયની સાથે નિર્ણય કરી દેવામાં આવશે અને તેમના સાથે અન્યાય અને અત્યાચાર કરવામાં નહીં થાય. (૫૫) યાદ રાખો, જે કંઈ આકાશો અને ધરતીમાં છે, બધું જ અલ્લાહનું છે. યાદ રાખો, અલ્લાહનું વચન સત્ય છે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૫૬) એ જ જીવન આપે છે અને એ જ મૃત્યુ આપે છે અને તેના જ તરફ તમને પાછા લઈ જવામાં આવશે.

(૫૭) હે લોકો ! તમારા પાસે તમારા પ્રભુ-પાલનહાર તરફથી શિખામણ આવી ગઈ અને તેના માટે રોગ-નિવારણ જે છાતીઓમાં હોય છે અને ઈમાનવાળાઓ માટે માર્ગદર્શન અને દયા. (૫૮) કહો કે આ અલ્લાહની કૃપા અને તેની દયા છે. લોકોએ આના પર ખુશ થવું જોઈએ. આ તેનાથી વધારે ઉત્તમ છે જેને તેઓ એકત્ર કરી રહ્યા છે. (૫૯) કહો, એ બતાવો કે અલ્લાહે તમારા માટે જે આજીવિકા ઉતારી હતી, પછી તમે તેમાંથી અમુકને હરામ

(અવૈધ) ઠરાવી લીધી અને અમુકને હલાલ (વૈધ). કહો, શું અલ્લાહે તમને આનો આદેશ આપ્યો છે, કે તમે અલ્લાહ વિશે જૂઠ ઘડી રહ્યા છો? (૬૦) અને કયામતના દિવસે વિશે એ લોકોનું શું માનવું છે, જેઓ અલ્લાહ વિશે જૂઠ ઘડી રહ્યા છે? નિઃશંક, અલ્લાહ લોકો પર કૃપા કરવાવાળો છે, પરંતુ મોટાભાગના લોકો શુક્ર (આભાર) અદા કરતા નથી.

(૬૧) અને તમે જે સ્થિતિમાં પણ છો અને કુર્આનમાંથી જે ભાગ પણ સંભળાવી રહ્યા છો અને તમે લોકો જે કાર્ય પણ કરો છો, અમે તમારા પર સાક્ષી રહીએ છીએ જ્યારે તમે તેમાં વ્યસ્ત હોવ છો, અને તમારા પ્રભુ-પાલનહારથી સહેજ પણ કોઈ વસ્તુ અદશ્ય નથી, ન ધરતીમાં અને ન આકાશમાં અને ન તેનાથી નાની અને મોટી, પરંતુ તે એક સ્પષ્ટ ગ્રંથમાં છે. (૬૨) સાંભળી લો, અલ્લાહના મિત્રો માટે ન કોઈ દુઃખ હશે અને ન તેઓ ગમીગીન હશે. (૬૩) આ એ લોકો છે, જેઓ ઈમાન લાવ્યા અને ડરતા રહ્યા. (૬૪) તેમના માટે ખુશખબર છે દુનિયાના જીવનમાં પણ અને આખિરત (પરલોક)માં પણ. અલ્લાહની વાતોમાં કોઈ ફેરફાર નથી, આ જ મોટી સફળતા છે. (૬૫) અને તમને તેમની વાતો દુઃખમાં ન નાખે. પ્રભુત્વ બધું અલ્લાહ માટે છે, તે સાંભળનાર, જાણવાવાળો છે.

(૬૬) સાંભળો, જે આકાશોમાં છે અને જે ધરતીમાં છે, બધું જ અલ્લાહનું છે, અને જે લોકો અલ્લાહ સિવાય ભાગીદારોને પોકારે છે, તેઓ કઈ વસ્તુનું અનુસરણ કરી રહ્યા છે? તેઓ કેવળ કલ્પનાઓનું અનુસરણ કરી રહ્યા છે અને તેઓ માત્ર અટકળ દોડાવી રહ્યા છે. (૬૭) તે અલ્લાહ જ છે, જેણે તમારા માટે રાત બનાવી, જેથી તમે શાંતિ પ્રાપ્ત કરો, અને દિવસને પ્રકાશિત બનાવ્યો. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ સાંભળે છે.

(૬૮) કહે છે કે અલ્લાહે પુત્ર બનાવ્યો છે. તે પવિત્ર છે, નિરપેક્ષ છે. તેનું

જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે. તમારા પાસે આની કોઈ દલીલ નથી. શું તમે અલ્લાહ વિશે એવી વાત ઘડો છો, જેનું જ્ઞાન તમને નથી ? (૬૯) કહો, જે લોકો અલ્લાહ વિશે જૂઠ ઘડે છે, તેઓ સફળતા નહીં પામે. (૭૦) તેમના માટે બસ દુનિયામાં થોડો ફાયદો ઉઠાવી લેવાનો છે. પછી અમારા જ તરફ તેમને પાછા ફરવાનું છે. પછી અમે તેમને તેમના ઈન્કારના બદલામાં કઠોર યાતનાની મજા ચખાડીશું.

(૭૧) અને તેમને નૂહનો અહેવાલ સંભળાવો, જ્યારે કે તેણે પોતાની જાતિને કહ્યું કે હે મારી જાતિના લોકો ! જો મારું ઊભું થવું અને અલ્લાહની આયતોથી બોધ આપવો તમને અસહ્ય થઈ ગયું છે, તો મેં અલ્લાહ પર ભરોસો કર્યો. તમે તમારો સર્વસંમત નિર્ણય કરી લો અને પોતાના (ઠરાવેલ) ભાગીદારોને પણ સાથે લઈ લો, તમને નિર્ણય કરવામાં કોઈ સંદેહ ન રહે. પછી તમે લોકો મારા સાથે જે કંઈ કરવા માંગો છો, કરી નાખો અને મને મહેતલ ન આપો. (૭૨) જો તમે અવગણના કરશો, તો મેં તમારા પાસે કોઈ મહેનતાણું નથી માંગ્યું. મારું મહેનતાણું તો અલ્લાહના શિરે છે, અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું (અલ્લાહનો) આજ્ઞાંકિત બનીને રહું. (૭૩) પછી તેમણે તેને ખોટો ઠેરવી દીધો, તો અમે નૂહને અને જે લોકો તેના સાથે નૌકામાં હતા, મુક્તિ આપી અને તેમને ઉત્તરાધિકારી બનાવ્યા, અને એ લોકોને ડૂબાડી દીધા જેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી હતી. જુઓ કે શું પરિણામ આવ્યું તેમનું જેમને સચેત કરવામાં આવ્યા હતા ?

(૭૪) ત્યારબાદ અમે નૂહ પછી કેટલાય ઈશદૂતો મકલ્યા. તેઓ તેમના પાસે સ્પષ્ટ દલીલો લઈને આવ્યા, પરંતુ તેઓ ઈમાન લાવનારાં ન બન્યા, જેને અગાઉ તેઓ ખોટું ઠેરવી ચૂક્યા હતા. આ જ રીતે અમે સીમાનું ઉલલંઘન કરનારાઓનાં હૃદયો પર મહોર મારી દઈએ છીએ.

(૭૫) ત્યારબાદ અમે તેમના પછી મૂસા અને હારૂનને ફિરઔન અને તેના સરદારોની પાસે અમારી નિશાનીઓ આપીને મોકલ્યા. પરંતુ તેમણે ઘમંડ કર્યો અને તે ગુનેગાર લોકો હતા. (૭૬) પછી જ્યારે અમારા તરફથી તેમના પાસે સત્ય વાત પહોંચી, તો તેમણે કહ્યું, આ તો ખુલ્લો જાદૂ છે. (૭૭) મૂસાએ કહ્યું કે શું તમે સત્યને જાદૂ કહો છો, જ્યારે કે તે તમારા પાસે આવી ચૂક્યું છે ? શું આ જાદૂ છે, જો કે જાદુગરો કદાપિ સફળતા પામતા નથી ? (૭૮) તેમણે કહ્યું કે શું તમે અમારા પાસે એટલા માટે આવ્યા છો કે અમને આ માર્ગથી ફેરવી દો જેના પર અમે અમારા પૂર્વજોને જોયા છે, અને આ દેશમાં તમારા બંનેનું વર્ચસ્વ સ્થાપિત થઈ જાય ? અને અમે ક્યારેય તમારા બંનેની વાત માનવાના નથી.

(૭૯) અને ફિરઔને કહ્યું કે તમામ નિપુણ જાદુગરોને મારા પાસે લઈ આવો. (૮૦) જ્યારે જાદુગરો આવ્યા, તો મૂસાએ તેમને કહ્યું કે જે કંઈ તમારે નાખવાનું છે, નાખો. (૮૧) પછી જ્યારે જાદુગરોને નાખ્યું, તો મૂસાએ કહ્યું કે જે કંઈ તમે લાવ્યા છો તે જાદૂ છે. નિઃશંક, અલ્લાહ તેને અસત્ય (સાબિત) કરી દેશે. અલ્લાહ નિશ્ચિતપણે બગાડ ફેલાવનારાઓના કાર્યને સફળ થવા દેતો નથી. (૮૨) અને અલ્લાહ પોતાના આદેશથી સત્યને સત્ય કરી બતાવે છે, ચાહે ગુનેગારોને તે ગમે તેટલું અપ્રિય લાગે. (૮૩) પછી મૂસાને તેની જાતિમાંથી થોડાક નવયુવાનો સિવાય કોઈએ ન માન્યો, ફિરઔનના ડરથી અને સ્વયં પોતાની જાતિના આગેવાનોના ડરથી કે ક્યાંક તેઓ તેમને કોઈ પરીક્ષામાં ન નાખી દે. નિઃશંક, ફિરઔન જમીનમાં વર્ચસ્વ ધરાવતો હતો અને તે એ લોકોમાંથી હતો જેઓ સીમાનું ઉલ્લંઘન કરનારાં હોય છે. (૮૪) અને મૂસાએ કહ્યું, હે મારી જાતિના લોકો ! જો તમે અલ્લાહ પર ઈમાન રાખો છો, તો તેના પર જ ભરોસો કરો, જો તમે વાસ્તવમાં આજ્ઞાંકિત છો. (૮૫) તેમણે

કહ્યું, અમે અલ્લાહ પર ભરોસો કર્યો, હે અમારા માલિક ! અમને અત્યાચારી લોકો માટે ફિત્નો (પરીક્ષા) ન બનાવ, (૮૬) અને પોતાની દયાથી અમને કાફિરો (ઇન્કાર કરનારાઓ, અધર્મીઓ)થી મુક્તિ આપ.

(૮૭) અને અમે મૂસા અને તેના ભાઈ તરફ વહી (પ્રકાશના) મોકલી કે પોતાની જાતિ માટે મિસર (ઇજિપ્ત)માં કેટલાક ઘર નક્કી કરી લો અને પોતાનાં એ ઘરોને કિબ્લા બનાવો અને નમાઝની સ્થાપના કરો, અને ઈમાનવાળાઓને ખુશખબર આપી દો.

(૮૮) અને મૂસાએ કહ્યું, હે અમારા માલિક ! તેં ફિરઔનને અને તેના સરદારોને દુનિયાના જીવનમાં વૈભવ અને ધનદોલત પ્રદાન કરી છે. હે અમારા માલિક ! એટલા માટે કે તેઓ તારા માર્ગથી લોકોને ભટકાવે. હે અમારા પાલનહાર ! તેમની સંપત્તિને નષ્ટ કરી દે અને તેમના હૃદયોને કઠોર કરી દે કે તેઓ ઈમાન ન લાવે, ત્યાં સુધી કે પીડાદાયક યાતના જોઈ લે. (૮૯) ફરમાવ્યું, તમારા બંનેની દુઆ કબૂલ કરવામાં આવી. હવે તમે બંને અડગ રહો અને એ લોકોના માર્ગનું અનુસરણ ન કરો, જેઓ જ્ઞાન નથી રાખતા.

(૯૦) અને અમે ઈસરાઈલની સંતાનને સમુદ્ર પાર કરાવી દીધો, તો ફિરઔન અને તેના લશ્કરે તેમનો પીછો કર્યો વિદ્રોહ અને અત્યાચારના આશયથી, ત્યાં સુધી કે જ્યારે ફિરઔન ડૂબવા લાગ્યો, તો તેણે કહ્યું કે હું ઈમાન લાવ્યો, કે કોઈ ઉપાસ્ય નથી, પરંતુ તે જેના પર ઈસરાઈલની સંતાન ઈમાન લાવી, અને હું તેના આજ્ઞાંકિતોમાંથી છું. (૯૧) શું હવે ? અને આનાથી પહેલા તો અવજ્ઞા કરતો રહ્યો અને તું બગાડ અને ઉપદ્રવ કરવાવાળાઓમાંથી હતો. (૯૨) તેથી આજે હવે અમે તારા શરીરને બચાવી લઈશું, જેથી તું તારા અનુગામીઓ માટે નિશાની બને, અને નિઃશંક ઘણા લોકો અમારી નિશાનીઓથી બેપરવા રહે છે.

(૯૩) અને અમે ઈસરાઈલની સંતાનને સારું ઠેકાણું આપ્યું અને તેમને શુદ્ધ વસ્તુઓ ખાવા માટે આપી. પછી તેમણે મતભેદ ન કર્યો, પરંતુ તે વખતે જ્યારે કે જ્ઞાન તેમના પાસે આવી ચૂક્યું. ચોક્કસ, તારો પાલનહાર કયામતના દિવસ તેમના દરમ્યાન એ વસ્તુનો નિર્ણય કરી દેશે, જેમાં તેઓ મતભેદ કરતા હતા.

(૯૪) હવે જો તમને એ વાતમાં સંદેહ છે, જે અમે તમારા તરફ અવતરિત કરી છે, તો એ લોકોને પૂછી લો, જે તમારાથી પહેલા ગ્રંથ વાંચી રહ્યા છે. નિઃશંક, આ તમારા પર સત્ય આવેલ છે તમારા પાલનહાર તરફથી, તેથી તમે સંદેહ કરનારાઓમાંથી ન બનો. (૯૫) અને તમે એ લોકોમાં સામેલ ન થાઓ, જેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી છે, નહિં તો તમે નુકસાન ઉઠાવનારાઓમાંથી હશો.

(૯૬) નિઃશંક, જે લોકો પર તારા રબ (પ્રભુ-પાલનહાર)ની વાત પૂરી (સાબિત) થઈ ચૂકી છે, તેઓ ઈમાન નહીં લાવે, (૯૭) ચાહે તેમના પાસે બધી નિશાનીઓ આવી જાય, ત્યાં સુધી કે તેઓ પીડાદાયક યાતનાને સામે આવતી ન જોઈ લે. (૯૮) પછી કેમ ન થયું કે કોઈ વસ્તી ઈમાન લાવતી કે તેનું ઈમાન તેને લાભ પહોંચાડતું, યૂનુસની જાતિ સિવાય. જ્યારે તેઓ ઈમાન લાવ્યા, તો અમે તેમના પરથી દુનિયાના અપમાન અને નાલેશીની યાતના ટાળી દીધી અને તેમને એક મુદ્દત સુધી (જીવનથી) લાભાન્વિત થવાની તક આપી.

(૯૯) અને જો તારો રબ ઇચ્છતો તો ધરતી પર જેટલા લોકો છે, સૌ ઈમાન લઈ આવતા. પછી શું તમે લોકોને વિવશ કરશો કે તેઓ ઈમાનવાળા બની જાય? (૧૦૦) અને કોઈ વ્યક્તિ માટે સંભવ નથી કે તે અલ્લાહની પરવાનગી વગર ઈમાન લાવી શકે, અને અલ્લાહ એવા લોકો પર ગંદકી નાખી દે છે,

જેઓ બુદ્ધિથી કામ નથી લેતા.

(૧૦૧) કહો કે આકાશો અને ધરતીમાં જે કંઈ છે, તેને જુઓ, અને નિશાનીઓ અને ચેતવણીઓ એ લોકોને કોઈ લાભ નથી પહોંચાડી શકતા, જેઓ ઈમાન નથી લાવતા. (૧૦૨) તેઓ તો બસ એ પ્રકારના દિવસની રાહ જોઈ રહ્યા છે, જે પ્રકારનાં દિવસો તેમનાથી પહેલાંના લોકો પર વિતી ચૂક્યા છે. કહો, રાહ જુઓ, હું પણ તમારા સાથે રાહ જોવાવાળાઓમાંથી છું. (૧૦૩) પછી અમે બચાવી લઈએ છીએ અમારા ઈશદૂતોને અને તેમને જેઓ ઈમાન લાવ્યા. એ જ પ્રમાણે અમારા શિરે છે કે અમે ઈમાનવાળાઓને બચાવી લઈએ.

(૧૦૪) કહો, હે લોકો ! જો તમે મારા દીન (ધર્મ) વિશે સંદેહમાં છો, હું તેમની ઉપાસના નથી કરતો જેની ઉપાસના તમે કરો છો અલ્લાહ સિવાય. બલ્કે હું તો એ અલ્લાહની ઉપાસના કરું છું જે તમને મૃત્યુ આપે છે, અને મને આદેશ મળ્યો છે કે હું ઈમાનવાળાઓમાંથી બનું; (૧૦૫) અને એ કે મારો ચહેરો એકાગ્ર થઈને દીન (ધર્મ) તરફ કરી લઉં, અને અનેકેશ્વરવાદીઓમાંથી ન બનું. (૧૦૬) અને અલ્લાહ સિવાય તેમને ન પોકારો, જેઓ ન તમને લાભ પહોંચાડી શકે છે અને ન નુકસાન. પછી જો તમે આવું કરશો, તો નિશ્ચિતપણે અત્યાચારીઓમાંથી બની જશો. (૧૦૭) અને જો અલ્લાહ તમને તકલીફમાં પકડી લે, તો તેના સિવાય કોઈ નથી જે તેને દૂર કરી શકે, અને જો તે તમને કોઈ ભલાઈ પહોંચાડવા માંગે, તો તેની કૃપાને કોઈ રોકવાવાળું નથી. તે પોતાની કૃપા પોતાના બંદાઓમાંથી જેને ઇચ્છે છે, આપે છે અને તે ક્ષમાશીલ, મહેરબાન છે.

(૧૦૮) કહો, હે લોકો ! તમારા પ્રભુ-પાલનહાર તરફથી તમારા પાસે સત્ય આવી ગયું છે. જે માર્ગદર્શન કબૂલ કરશે, તે પોતાના માટે જ કરશે અને

જે પથભ્રષ્ટ થશે, તો તેની આપત્તિ તેના પર જ આવશે, અને હું તમારા પર જવાબદાર નથી. (૧૦૯) અને તમે તેનું અનુસરણ કરો જે તમારા પર વહી (પ્રકાશના) કરવામાં આવેલ છે અને ધૈર્ય કરો, ત્યાં સુધી કે અલ્લાહ નિર્ણય દે અને તે સૌથી ઉત્તમ નિર્ણય કરવાવાળો છે.

—●—

## ૧૧. સૂરઃ હૂદ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-રા. આ ગ્રંથ છે, જેની આયતો પહેલા 'મહકમ' (સુદઢ) કરવામાં આવી, પછી એક તત્ત્વદર્શી-ડહાપણવાળી અને સુમાહિતગાર હસ્તી તરફથી તેની વ્યાખ્યા અને સ્પષ્ટતા કરવામાં આવી, (૨) કે તમે અલ્લાહ સિવાય કોઈ અન્યની ઉપાસના ન કરો. હું તમને તેના તરફથી સચેત કરનાર અને શુભસૂચના આપનાર છું, (૩) અને એ કે તમે પોતાના રબ (પ્રભુ-પાલનહાર)થી માફી માંગો અને તેના તરફ પાછા આવો, તે તમને એક મુદ્દત સુધી સારું જીવન વ્યતીત કરાવશે, અને પ્રત્યેક અધિક હક્કદારને પોતાના તરફથી વધારે પ્રદાન કરશે, અને તમે અવગણના કરો તો તમારા માટે એક મોટા દિવસની યાતનાથી ડરું છું. (૪) તમને સૌને અલ્લાહ તરફ પાછા ફરીને જવાનું છે અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૫) જુઓ, આ લોકો પોતાની છાતીઓને ફેરવે છે, જેથી તેનાથી છુપાવે. સાવધાન ! જ્યારે કપડાંથી પોતાને ઢાંકે છે, અલ્લાહ જાણે છે જે કંઈ તેઓ છુપાવે છે અને જે તેઓ જાહેર કરે છે. તે હૃદયોની વાત સુદ્ધાં જાણવાવાળો છે. ★ **(૬) અને ધરતી પર કોઈ ચાલનાર એવું નથી, જેની આજીવિકા** અલ્લાહના શિરે ન હોય, અને તે જાણે છે જ્યાં કોઈ રોકાય છે અને જ્યાં તેને સોંપવામાં આવે છે. બધું જ એક ખુલ્લા ગ્રંથમાં નોંધેલ છે.

(૭) અને એ જ છે, જેણે આકાશો અને ધરતીનું છ દિવસોમાં સર્જન કર્યું, અને તેનું સિંહાસન પાણી પર હતું, જેથી તમારી પરીક્ષા લે કે કોણ તમારામાંથી સારું કામ કરે છે, અને જો તમે કહો કે મૃત્યુ પછી તમને લોકોને ઉઠાવવામાં આવશે, તો ખોટું ઠેરવનારાઓ કહે છે કે આ તો સ્પષ્ટ જાદૂ છે. (૮) અને જો અમે થોડાક સમય સુધી તેમની સજાને અટકાવી દઈએ, તો કહે છે કે કઈ વસ્તુએ તેને રોકી રાખેલ છે. સાવધાન રહો, જે દિવસે તે તેમના પર આવી પડશે, તો તે તેમનાથી પાછી વાળી નહીં શકાય અને તેમને ઘેરી લેશે એ વસ્તુ જેની તેઓ મજાક કરી રહ્યા હતા.

(૯) અને જો અમે મનુષ્યને અમારી કૃપા પ્રદાન કરીએ છીએ, પછી તેનાથી તેને વંચિત કરી દઈએ છીએ, તો તે નિરાશ અને કૃતઘ્ન બની જાય છે. (૧૦) અને જો કોઈ દુઃખ પછી જે તેને પહોંચ્યું હતું, તેને અમે ઉપકૃત કરીએ છીએ તો તે કહે છે કે બધી આપત્તિઓ મારાથી દૂર થઈ ગઈ, તે ઈતરાનાર અને અહંકારી બની જાય છે. (૧૧) પરંતુ જે લોકો ધૈર્ય રાખવાવાળા અને સદ્કાર્યો કરવાવાળા છે, તેમના માટે માફી છે અને મોટો બદલો છે.

(૧૨) ક્યાંક એવું ન થાય કે તમે એ વસ્તુનો અમુક ભાગ છોડી દો જે તમારા તરફ વહી (પ્રકાશના) કરવામાં આવેલ છે, અને તમે એ વાત માટે સંકુચિત હૃદયી છો કે તેઓ કહે છે કે એના પર કોઈ ખજાનો કેમ અવતરિત કરવામાં ન આવ્યો અથવા તેના સાથે કોઈ ફરિશ્તો (દેવદૂત) કેમ ન આવ્યો ? તમે તો માત્ર ડરાવનાર છો અને અલ્લાહ દરેક વસ્તુ માટે જવાબદાર છે. (૧૩) શું તેઓ કહે છે કે પયગંબરે આ ગ્રંથને ઘડી કાઢ્યો છે. કહો, તમે પણ આવી જ દસ સૂરઃઓ બનાવીને લઈ આવો અને અલ્લાહ સિવાય જેને બોલાવી શકતા હોવ, બોલાવી લો, જો તમે સાચા છો. (૧૪) આમ, જો તેઓ તમારું કહ્યું પૂરું ન કરી શકે તો સમજી લો કે તે અલ્લાહના જ્ઞાનથી અવતરિત કરવામાં

આવેલ છે અને એ કે તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, પછી શું તમે આદેશ માનો છો ?

(૧૫) જે લોકો દુનિયાના જીવન અને તેના સૌંદર્યની ઈચ્છા રાખે છે, અમે તેમના કર્મોના બદલામાં દુનિયામાં જ આપી દઈએ છીએ, અને તેમાં તેમના સાથે કોઈ ઘટાડો કરવામાં નથી આવતો. (૧૬) આ જ લોકો છે, જેમના માટે આખિરત (પરલોક)માં આગ સિવાય કંઈ નથી. તેમણે દુનિયામાં જે કંઈ બનાવ્યું હતું તે નષ્ટ થઈ ગયું અને વ્યર્થ થઈ ગયું જે તેમણે કમાવ્યું.

(૧૭) તો એક વ્યક્તિ જે પોતાના પાલનહાર તરફથી એક પ્રમાણ પર છે, તેના પછી અલ્લાહ તરફથી તેના માટે એક સાક્ષી પણ આવી ગયો, અને તેના પહેલા મૂસાનો ગ્રંથ માર્ગદર્શક અને કૃપાના રૂપમાં હતો, આવા જ લોકો તેના પર ઈમાન લાવે છે અને સમૂહોમાંથી જે કોઈ તેને ખોટું ઠેરવે તો તેને આપવામાં આવેલ વાયદાની જગ્યા આગ છે. તો તમે તેના સંબંધે કોઈ સંદેહમાં ન પડો. આ સત્ય છે તમારા પાલનહાર તરફથી, પરંતુ મોટાભાગના લોકો માનતા નથી.

(૧૮) અને તેનાથી વધારે અત્યાચારી કોણ છે, જે અલ્લાહ પર જૂઠ ઘડે. આવા લોકોને પોતાના પાલનહાર સમક્ષ રજૂ કરવામાં આવશે અને સાક્ષી આપવાવાળા કહેશે કે આ એ લોકો છે, જેમણે પોતાના પાલનહાર પર જૂઠ ઘડ્યું. સાંભળો, અલ્લાહની ફિટકાર છે અત્યાચારીઓ પર, (૧૯) એ લોકો પર, જેઓ અલ્લાહના માર્ગથી લોકોને રોકે છે અને તેમાં વિકૃતિ શોધે છે. (૨૦) એ લોકો ધરતી પર અલ્લાહને વિવશ કરી શકવાના નથી અને ન અલ્લાહ સિવાય તેમનો કોઈ સહાયક છે, તેમના પર બમણી યાતના હશે. તેઓ ન સાંભળી શકતા હતા અને ન જોઈ શકતા હતા. (૨૧) આ એ લોકો છે, જેમણે પોતાને નુકસાનમાં નાખ્યા, અને તે બધું જ તેમનાથી ગૂમ થઈ ગયું,

જે તેમણે ઘડી રાખ્યું હતું. (૨૨) તેમાં કોઈ સંદેહ નથી કે આ જ લોકો આખિરત (પરલોક)માં સૌથી વધારે નુકસાનમાં રહેશે.

(૨૩) જે લોકો ઈમાન (વિશ્વાસ) લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા અને પોતાના પાલનહાર સમક્ષ નમ્રતા પ્રગટ કરી, એ જ લોકો જન્નત (સ્વર્ગ)વાળા છે. તેઓ તેમાં હંમેશા રહેશે. (૨૪) આ બંને પક્ષોનું ઉદાહરણ એવું છે, જાણે એક આંધળો અને બહેરો હોય અને બીજો દેખતો અને સાંભળનાર. શું આ બંને સમાન થઈ જશે ? શું તમે વિચાર નથી કરતા ?

(૨૫) અને અમે નૂહને તેની જાતિ તરફ મોકલ્યા કે હું તમને સ્પષ્ટ ડરાવનાર છું. (૨૬) એ કે તમે અલ્લાહ સિવાય કોઈની ઉપાસના ન કરો. મને તમારા વિશે એક કષ્ટદાયક યાતનાના દિવસનો ભય છે. (૨૭) તેની જાતિના સરદારોએ કહ્યું, જેમણે ખોટું ઠેરવ્યું હતું, કે અમે તો તમને માત્ર અમારા જેવા એક મનુષ્ય જોઈએ છીએ, અને અમે નથી જોતા કે કોઈ તમારો આજ્ઞાંકિત બન્યો હોય, સિવાય તેમના જેઓ અમારામાં તુચ્છ છે, મૂર્ખ બુદ્ધિહીન, અને અમે નથી જોતા કે તમને અમારા પર કોઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત છે, બલ્કે અમે તો તમને જૂઠા સમજીએ છીએ.

(૨૮) નૂહે કહ્યું, હે મારી જાતિ ! બતાવો, જો હું મારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ પ્રમાણ પર છું અને તેણે મારા પર પોતાના પાસેથી દયા મોકલેલ છે, પરંતુ તે તમને દેખાઈ નહીં, તો શું અમે તેને તમારા પર થોપી શકીએ છીએ, જો તમે તેનાથી વિમુખ હોવ, (૨૯) અને હે મારી જાતિ ! હું તેના પર તમારાથી કોઈ સંપત્તિ નથી માંગતો. મારો બદલો તો કેવળ અલ્લાહ પાસે છે અને હું કદાપિ તેમને મારાથી દૂર કરવાવાળો નથી, જેઓ ઈમાન લાવ્યા છે. આ લોકોએ તેમના પાલનહારને મળવાનું છે. પરંતુ હું જોઉં છું કે તમે લોકો અજ્ઞાનતામાં ગ્રસ્ત છો, (૩૦) અને હે મારી જાતિ ! જો હું એ લોકોને મારાથી

દૂર કરી દઉં, તો અલ્લાહ સિવાય કોણ મારી સહાયતા કરશે ? શું તમે વિચારતા નથી ? (૩૧) અને હું તમને એ નથી કહેતો કે મારા પાસે અલ્લાહના ખજાના છે, અને ન હું અદૃશ્યની જાણકારી રાખું છું, અને ન હું એ કહું છું કે હું ફરિશ્તો છું, અને હું એ પણ નથી કહી શકતો કે જે લોકો તમારી દૃષ્ટિમાં તુચ્છ છે, તેમને અલ્લાહ કોઈ ભલાઈ નહીં આપે. અલ્લાહ સારી રીતે જાણે છે, જે કંઈ તેમનાં હૃદયોમાં છે. જો હું આવું કહું તો હું જ અત્યાચારી હોઈશ.

(૩૨) તેમણે કહ્યું કે, હે નૂહ ! તમે અમારા સાથે ઝઘડો કર્યો અને ખૂબ ઝઘડો કરી લીધો. હવે એ વસ્તુ લઈ આવો, જેનો તમે અમારાથી વાયદો કરતા રહ્યો છો, જો તમે સાચા છો. (૩૩) નૂહે કહ્યું, તેને તમારા પર અલ્લાહ જ લાવશે, જો તે ઈચ્છશે અને તમે તેના નિયંત્રણની બહાર નહીં જઈ શકો. (૩૪) અને મારો ઉપદેશ તમને લાભ નહીં પહોંચાડે, જો હું તમને ઉપદેશ કરવા ઈચ્છું, જ્યારે કે અલ્લાહ એ ઈચ્છતો હોય કે તે તમને ભટકાવી દે. એ જ તમારો પાલનહાર છે અને તેના જ તરફ તમારે પાછા ફરીને જવાનું છે.

(૩૫) શું તેઓ કહે છે કે પયગંબરે આને ઘડી લીધું છે ? કહો કે જો મેં આને ઘડી લીધું છે, તો મારો ગુનો મારા ઉપર છે અને જે ગુનો તમે કરી રહ્યા છો, તેનાથી હું મુક્ત છું.

(૩૬) અને નૂહ તરફ વહી (પ્રકાશના) કરવામાં આવી કે હવે તમારી જાતિમાંથી કોઈ ઈમાન નહીં લાવે, સિવાય તેના જે ઈમાન લાવી ચૂક્યો છે. તેથી તમે એ કાર્યો પર દુઃખી ન થાઓ જે તેઓ કરી રહ્યા છે. (૩૭) અને અમારા સમક્ષ અને અમારા આદેશથી તમે નૌકા બનાવો અને અત્યાચારીઓ માટે મારાથી વાત ન કરો, નિઃસંદેહ આ લોકો ડૂબીને રહેશે. (૩૮) અને નૂહ નૌકા બનાવવા લાગ્યો, અને જ્યારે તેમની જાતિનો કોઈ સરદાર ત્યાંથી પસાર થતો તો તે તેમની હાંસી ઉડાવતો. તેણે કહ્યું, જો તમે અમારા પર હસો છો, તો અમે

પણ તમારા પર હસીશું. (૩૯) તમે શીઘ્ર જાણી લેશો કે તે કોણ છે, જેના પર તે પ્રકોપ ઉતરે છે જે તેને અપમાનિત કરી દે અને જેના પર તે પ્રકોપ ઉતરે છે તેને ટાળી શકાતો નથી.

(૪૦) ત્યાં સુધી કે જ્યારે અમારો આદેશ આવી પહોંચ્યો અને તોફાન ઉઠ્યું, તો અમે નૂહને કહ્યું કે દરેક પ્રકારનાં પશુઓની એક-એક જોડ નૌકામાં મૂકી દો અને પોતાના ઘરવાળાઓને પણ, સિવાય એ લોકોના જેમના વિશે પહેલા કહી દેવામાં આવ્યું છે, અને સૌ ઈમાનવાળાઓને પણ. અને થોડાંક જ લોકો હતા જે નૂહની સાથે ઈમાન લાવ્યા હતા. (૪૧) અને નૂહે કહ્યું કે નૌકામાં સવાર થઈ જાઓ, અલ્લાહના નામથી આને ચાલવાનું છે અને તેનું રોકાવું પણ. નિઃસંદેહ, મારો પ્રભુ-પાલનહાર ક્ષમાશીલ, દયાળુ છે. (૪૨) અને નૌકા પહાડ જેવાં મોજાઓની વચ્ચે તેમને લઈને ચાલવા લાગી, અને નૂહે પોતાના પુત્રને પોકાર્યો, જે તેનાથી અલગ હતો, હે મારા પુત્ર ! અમારા સાથે સવાર થઈ જા અને અવજ્ઞાકારીઓની સાથે ન રહો. (૪૩) તેણે કહ્યું કે હું કોઈ પહાડનું શરણ લઈ લઈશ, જે મને પાણીથી બચાવી લેશે. નૂહે કહ્યું કે આજે કોઈ અલ્લાહના આદેશોથી બચાવનાર નથી, પરંતુ તે જેના પર અલ્લાહ દયા કરે, અને બંનેની વચ્ચે મોજું અવરોધ બની ગયું અને તે ડૂબનારાઓમાં સામેલ થઈ ગયો. (૪૪) અને કહેવામાં આવ્યું કે, હે ધરતી ! પોતાનું પાણી ગળી જા અને હે આકાશ ! અટકી જા, અને પાણી સૂકાવી દેવામાં આવ્યું, અને મામલાનો નિર્ણય કરી દેવામાં આવ્યો અને નૌકા 'જૂદી' પહાડ પર અટકી ગઈ અને કહી દેવામાં આવ્યું, દૂર થઈ જા અત્યાચારીઓની કોમ !

(૪૫) અને નૂહે પોતાના પાલનહારને પોકાર્યો અને કહ્યું કે, હે મારા પાલનહાર ! મારો પુત્ર મારા ઘરવાળાઓમાંથી છે, અને નિઃસંદેહ તારો વાયદો સાચો છે, અને તું સૌથી મોટો શાસક છે. (૪૬) અલ્લાહે કહ્યું, હે નૂહ ! તે

તારા ઘરવાળાઓમાંથી નથી. તેના કર્મો ખરાબ છે. તેથી મારાથી એ વસ્તુ માટે પ્રાર્થના ન કરો, જેનું તમને જ્ઞાન નથી. હું તમને શિખામણ કરું છું કે તમે અજ્ઞાની લોકોમાંથી ન બનો. (૪૭) નૂહે કહ્યું કે, હે મારા માલિક ! હું તારું શરણ માંગું છું કે તારાથી એ વસ્તુ માંગું જેનું મને જ્ઞાન નથી, અને જો તું મને ક્ષમા નહીં કરે અને મારા પર દયા નહીં કરે, તો હું નષ્ટ થઈ જઈશ.

(૪૮) કહેવામાં આવ્યું કે, હે નૂહ ! ઉતરી જાઓ, અમારા તરફથી સુરક્ષિત, અને સલામતીની સાથે, તમારા પર અને તમારા સમૂહ પર જે તમારા સાથે છે, અને (તેમનાથી ઉત્પન્ન થનારાં) સમૂહ પર કે અમે તેમને લાભાન્વિત કરીશું,, પછી અમારા તરફથી એક કષ્ટદાયક યાતના પકડી લેશે. (૪૯) આ અદૃશ્યની વાતો છે, જેને અમે તમારા તરફ મોકલી રહ્યા છીએ. આનાથી પહેલા ન તમે તેને જાણતા હતા અને ન તમારી જાતિ. તેથી ધૈર્ય રાખો, નિઃસંદેહ અંતિમ પરિણામ ડરવાવાળાઓ માટે છે.

(૫૦) અને આદ તરફ અમે તેમના ભાઈ હૂદને મોકલ્યો. તેણે કહ્યું કે, હે મારી જાતિ ! અલ્લાહની બંદગી કરો. તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. તમે કેવળ જૂઠ ઘડી રાખ્યું છે. (૫૧) હે મારી જાતિ ! હું આના માટે તમારાથી કોઈ બદલો નથી માંગતો. મારો બદલો તો તેના શિરે છે જેણે મને પેદા કર્યો છે. શું તમે સમજતા નથી ? (૫૨) અને હે મારી જાતિ ! પોતાના પ્રભુ-પાલનહારની માફી માંગો, પછી તેના તરફ પલટો. તે તમારા પર પુષ્કળ વરસાદ વરસાવશે. તે તમારી શક્તિ ઉપર શક્તિની અભિવૃદ્ધિ કરશે, અને તમે ગુનેગાર બનીને વિમુખ ન થાઓ.

(૫૩) તેમણે કહ્યું કે, હે હૂદ ! તમે અમારા પાસે કોઈ સ્પષ્ટ નિશાની લઈને નથી આવ્યા, અને અમે તમારા કહેવાથી અમારા ઉપાસ્યોને છોડવાના નથી, અને અમે કદાપિ તમને માનવાના નથી. (૫૪) અમે તો માત્ર એ જ કહીશું કે

તમારા ઉપર અમારા ઉપાસ્યોમાંથી કોઈની માર પડી છે. હૂદે કહ્યું, હું હું અલ્લાહને સાક્ષી ઠરાવું છું અને તમે પણ સાક્ષી રહો કે હું વિમુક્ત છું તેમનાથી જેમને તમે (ઈશ્વરના) ભાગીદાર ઠરાવો છો, (૫૫) તેના સિવાય. તેથી તમે સૌ મળીને મારા વિરુદ્ધ ષડયંત્ર કરો, પછી મને અવસર ન આપો. (૫૬) મેં અલ્લાહ પર ભરોસો કર્યો, જે મારો પ્રભુ-પાલનહાર છે અને તમારો પ્રભુ-પાલનહાર પણ. કોઈ જીવધારી એવો નથી જેની ચોટલી તેના હાથમાં ન હોય. નિઃસંદેહ, મારો પ્રભુ-પાલનહાર સીધા માર્ગ પર છે.

(૫૭) જો તમે વિમુખ થાઓ છો, તો મેં તમને સંદેશ પહોંચાડી દીધો, જેને આપીને મને તમારા તરફ મોકલવામાં આવ્યો હતો, અને મારો પાલનહાર તમારી જગ્યાએ તમારા સિવાય કોઈ અન્ય સમૂહને ઉત્તરાધિકારી (ખલીફા) બનાવશે. તમે તેનું કંઈ બગાડી નહીં શકો. નિઃસંદેહ, મારો પાલનહાર દરેક વસ્તુ પર સંરક્ષક છે, (૫૮) અને જ્યારે અમારો આદેશ આવી પહોંચ્યો, અમે અમારી દયાથી બચાવી લીધા હૂદને અને એ લોકોને જેઓ તેના સાથે ઈમાન લાવ્યા હતા, અને અમે તેમને કઠોર યાતનાથી બચાવી લીધા, (૫૯) અને આ આદ હતા કે તેમણે પોતાના પાલનહારની નિશાનીઓને ખોટી ઠેરવી, અને તેના પયગંબરોને ન માન્યા અને પ્રત્યેક વિદ્રોહી અને વિરોધીની વાતનું અનુસરણ કર્યું, (૬૦) અને તેમના પાછળ ફિટકાર લગાવી દેવામાં આવી આ દુનિયામાં અને આખિરત (પરલોક)ના દિવસે. સાંભળી લો, આદે પોતાના પાલનહારને ખોટો ઠેરવ્યો. સાંભળી લો, દૂર કરી દેવામાં આવ્યા આદને, જેઓ હૂદની જાતિ હતા.

(૬૧) અને સમૂદ તરફ અમે તેમના ભાઈ સાલેહને મોકલ્યો. તેણે કહ્યું, હે મારી જાતિના લોકો ! અલ્લાહની ઉપાસના કરો. તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. તેણે જ તમને જમીનથી બનાવ્યા, અને તેમાં તમને વસાવ્યા.

તેથી ક્ષમા માંગો, પછી તેના જ તરફ પાછા વળો. નિઃસંદેહ, મારો પાલનહાર નિકટ છે, સ્વીકાર કરવાવાળો છે. (૬૨) તેમણે કહ્યું કે હે સાલેહ ! આ પહેલા અમને તારાથી આશા હતી. શું તમે અમને તેમની ઉપાસનાથી રોકો છો, જેની ઉપાસના અમારા પૂર્વજો કરતા હતા, અને જે વસ્તુ તરફ તમે અમને બોલાવો છો, તેના વિશે અમને ખૂબ સંદેહ છે અને અમે મોટી દ્વિધામાં છીએ. (૬૩) તેણે કહ્યું, હે મારી જાતિના લોકો ! બતાવો, જો હું મારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ પ્રમાણ પર છું અને તેણે મને પોતાના પાસેથી દયા પ્રદાન કરી છે, તો મને અલ્લાહથી કોણ બચાવશે, જો હું તેની અવજ્ઞા કરું. તેથી તમે નુકસાન સિવાય બીજા કશામાં વધારો નહીં કરો.

(૬૪) અને હે મારી જાતિના લોકો ! આ અલ્લાહની ઊંટણી તમારા માટે એક નિશાની છે. તેથી તેને છોડી દો કે તે અલ્લાહની જમીનમાંથી ખાય, અને તેને કોઈ કષ્ટ ન પહોંચાડો, નહિં તો ખૂબ જલ્દી તમને યાતના ઝડપી લેશે. (૬૫) પછી તેમણે તેના પગ કાપી નાખ્યા. ત્યારે સાલેહે કહ્યું કે ત્રણ દિવસ વધારે પોતાના ઘરોમાં લાભ ઉઠાવી લો. આ એક વચન છે, જે ખોટું નહીં હોય. (૬૬) પછી જ્યારે અમારો આદેશ આવી ગયો, તો અમે અમારી દયાથી સાલેહને અને એ લોકોને જે તેના સાથે ઈમાન લાવ્યા હતા, બચાવી લીધા અને એ દિવસના અપમાનથી (સુરક્ષિત રાખ્યા). નિઃસંદેહ, તારો પાલનહાર જ ખૂબ શક્તિશાળી અને જબરજસ્ત છે. (૬૭) અને જે લોકોએ અત્યાચાર કર્યો હતો, તેમને એક ભયાનક અવાજે ઝડપી લીધા, પછી સવારે તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા, (૬૮) જાણે કે તેઓ ક્યારેય તેમાં વસ્યા જ નથી. સાંભળો, સમૂદે પોતાના પ્રભુ-પાલનહારનો ઈન્કાર કર્યો. સાંભળો, ફિટકાર છે સમૂદ માટે.

(૬૯) અને ઈબ્રાહીમની પાસે અમારા ફરિશ્તાઓ ખુશખબર લઈને

આવ્યા. કહ્યું, તમારા પર સલામતી થાય. ઇબ્રાહીમે કહ્યું, તમારા પર પણ સલામતી થાય. પછી વધારે વાર ન થઈ કે ઇબ્રાહીમ એક શેકેલું વાછરડું લઈ આવ્યો. (૭૦) પછી જ્યારે જોયું કે તેમના હાથ ભોજન તરફ વધી નથી રહ્યા, તો તે મૂંઝાયો અને દિલમાં તેમનાથી ડર્યો. તેમણે કહ્યું કે ડરો નહીં, અમને લૂતની જાતિ તરફ મોકલવામાં આવ્યા છે. (૭૧) અને ઇબ્રાહીમની પત્ની ઊભી હતી, તે હસી પડી. તેથી અમે તેને ઇસ્હાકની ખુશખબર આપી અને ઇસ્હાક પછી યાકૂબની. (૭૨) તેણે કહ્યું, હાય મારું દુર્ભાગ્ય ! શું હું બાળક જણીશ, જો કે હું વૃદ્ધ છું અને આ મારો પતિ પણ વૃદ્ધ છે. આ તો વિચિત્ર વાત છે. (૭૩) ફરિશ્તાઓએ કહ્યું, શું તમે અલ્લાહના આદેશ પર આશ્ચર્ય કરો છો ? ઇબ્રાહીમના ઘરવાળાઓ ! તમારા પર અલ્લાહની દયા અને બરકતો છે. નિઃશંક, અલ્લાહ અત્યંત પ્રશંસનીય અને અત્યંત પ્રતાપી છે.

(૭૪) પછી જ્યારે ઇબ્રાહીમનો ડર દૂર થયો અને તેને ખુશખબર મળી, તો તે અમારા સાથે લૂત વિશે ઝઘડવા લાગ્યો. (૭૫) નિઃશંક, ઇબ્રાહીમ ખૂબ સહનશીલ અને કોમળ-હૃદય હતો, અને રજૂ થનાર હતો. (૭૬) હે ઇબ્રાહીમ ! તેને છોડો, તમારા પ્રભુ-પાલનહારનો આદેશ આવી ચૂક્યો છે અને તેમના પર એક એવી યાતના આવવાની છે, જે ટાળી નથી શકાતી.

(૭૭) અને જ્યારે અમારા ફરિશ્તાઓ લૂતની પાસે પહોંચ્યા, તો તે ગભરાયો અને તેમના આવવાથી (તેનું) હૃદય સંકુચિત થયું. તેણે કહ્યું, આજનો દિવસ ભારે કઠિન છે. (૭૮) અને તેની જાતિના લોકો દોડતા તેના પાસે આવ્યા, અને તેઓ પહેલાથી જ ખરાબ કાર્યો કરી રહ્યા હતા. લૂતે કહ્યું, હે મારી જાતિના લોકો ! અમારી દીકરીઓ છે. તે તમારા માટે વધારે પવિત્ર છે. બસ, તમે અલ્લાહથી ડરો અને મને મારા મહેમાનો સામે અપમાનિત ન કરો. શું તમારામાં કોઈ ભલો માણસ નથી ? (૭૯) તેમણે કહ્યું, તમે જાણો છો કે

અમને તમારી દીકરીઓથી કોઈ ગરજ નથી, અને તમે જાણો છો કે અમે શું ઈચ્છીએ છીએ.

(૮૦) લૂતે કહ્યું, કાશ ! મારા પાસે તમારો સામનો કરવાની શક્તિ હોત ! અથવા હું જઈને બેસી જતો કોઈ મજબૂત શરણમાં ! (૮૧) ફરિશ્તાઓએ કહ્યું કે હે લૂત ! અમને તારા રબે (પ્રભુ-પાલનહારે) મોકલ્યા છે. તેઓ કદાપિ તમારા સુધી પહોંચી નહીં શકે. બસ, તમે પોતાના લોકોને લઈને થોડીક રાત વિતે તો નીકળી પડો, અને તમારામાંથી કોઈ પાછળ વળીને ન જુએ. પરંતુ તમારી સ્ત્રી (પત્ની) કે તેના પર એ જ બધું વિતવાનું છે, જે આ લોકો પર વિતશે. તેમના માટે સવારનો સમય નિશ્ચિત છે. શું સવાર નજીક નથી ? (૮૨) પછી જ્યારે અમારો આદેશ આવ્યો, તો અમે આ વસ્તીને ઉપરતળે કરી નાખી અને તેના પર પથ્થરો વરસાવ્યા કાંકરીઓના, લગાતાર, (૮૩) તમારા પ્રભુ પાસે નિશાની લગાવેલ, અને તે વસ્તી આ અત્યાચારીઓથી કંઈ દૂર નથી.

(૮૪) અને મદયન તરફ તેમના ભાઈ શુઐબને મોકલ્યો. તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! અલ્લાહની ઉપાસના કરો, તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી, અને તોલ અને માપમાં ઘટાડો ન કરો. હું તમને સારી સ્થિતિમાં જોઈ રહ્યો છું, અને હું તમારા પર એક ઘેરવાવાળા દિવસની યાતનાથી ડરું છું. (૮૫) અને હે મારી જાતિના લોકો ! તોલ અને માપને પૂરેપૂરું રાખો ન્યાયની સાથે, અને લોકોને તેમની વસ્તુઓ ઘટાડીને ન આપો, અને ધરતી પર બગાડ ન ફેલાવો. (૮૬) જે અલ્લાહે પ્રદાન કરેલ છે તે બચી રહે, તે તમારા માટે ઉત્તમ છે, જો તમે મોમિન (વિશ્વાસ રાખનારા) છો, અને હું તમારા પર રખેવાળ નથી.

(૮૭) તેમણે કહ્યું કે હે શુઐબ ! શું તમારી નમાઝ તમને એ શિખવાડે છે કે અમે એ વસ્તુઓને છોડી દઈએ, જેની ઉપાસના અમારા બાપ-દાદા કરતા

હતા, અથવા પોતાના ધનમાં અમારી મરજી અનુસાર ઉપયોગ કરવાનું છોડી દઈએ. બસ, તમે જ તો એક બુદ્ધિશાળી અને સદાચારી માણસ છો !

(૮૮) શુઐબે કહ્યું કે હે મારી જાતિના લોકો ! બતાવો, જો હું મારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી એક સ્પષ્ટ દલીલ પર છું અને તેણે પોતાના તરફથી મને સારી આજીવિકા પણ આપી, અને હું નથી જાણતો કે હું સ્વયં એ જ કાર્ય કરું જેનાથી હું તમને રોકી રહ્યો છું. હું તો કેવળ સુધારણા ચાહું છું, જ્યાં સુધી સંભવ હોય, અને મને સદ્પ્રેરણા તો અલ્લાહથી જ મળશે. તેના પર જ મેં ભરોસો કર્યો છે, અને તેના જ તરફ હું રજૂ થાઉં છું. (૮૯) અને હે મારી જાતિના લોકો ! એવું ન થાય કે મારો વિરોધ કરીને તમારા પર એ આફત ન આવી પડે જે નૂહની જાતિ કે હૂદની જાતિ કે સાલેહની જાતિ પર આવી હતી, અને લૂતની જાતિ તો તમારાથી દૂર પણ નથી. (૯૦) અને પોતાના રબથી માફી માંગો, પછી તેના તરફ પાછા વળો. નિઃશંક, મારો રબ મહેરબાન અને પ્રેમાળ છે.

(૯૧) તેમણે કહ્યું કે હે શુઐબ ! જે તમે કહો છો, તેનો ઘણોખરો ભાગ અમારી સમજમાં નથી આવતો, અને અમે તો જોઈએ છીએ કે તું અમારામાં અશક્ત અને નિર્બળ છે, અને જો તારી બિરાદરી ન હોત તો અમે તને સંગસાર કરી નાખતા (અર્થાત્ પથ્થરોથી મારી નાખતા), અને તમે અમારા માટે કંઈ ભારે નથી. (૯૨) શુઐબે કહ્યું કે હે મારી જાતિના લોકો ! શું મારી બિરાદરી તમારા પર અલ્લાહથી વધારે ભારે છે ? અને અલ્લાહને તમે પીઠ પાછળ નાખી દીધો ? નિઃશંક, મારા રબના નિયંત્રણમાં છે જે કંઈ તમે કરો છો. (૯૩) અને હે મારી જાતિના લોકો ! તમે તમારી રીતે કામ કર્યે જાઓ અને હું મારી રીતે કામ કરતો રહીશ. જલ્દી તમને ખબર પડી જશે કે કોના પર અપમાનિત કરનાર યાતના આવે છે અને કોણ જૂઠો છે, અને રાહ જુઓ, હું પણ તમારા સાથે રાહ જોવાવાળાઓમાં છું.

(૯૪) અને જ્યારે અમારો આદેશ આવ્યો, અમે શુઐબને અને જેઓ તેના સાથે ઈમાન લાવ્યા હતા, પોતાની દયાથી બચાવી લીધા, અને જે લોકોએ અત્યાચાર કર્યો હતો, તેમને કડાકાએ ઝડપી લીધા. બસ, તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા. (૯૫) જાણે તેઓ તેમાં વસ્યા જ નહોતા. સાંભળો, ફિટકાર છે મદયનવાળાઓ પર, ફિટકાર થયો હતો સમૂદ પર.

(૯૬) અને અમે મૂસાને અમારી નિશાનીઓ અને સ્પષ્ટ સનદ સાથે મોકલ્યો (૯૭) ફિરઔન અને તેના સરદારો તરફ. પછી તેઓ ફિરઔનના આદેશ મુજબ ચાલ્યા, જો કે ફિરઔનનો આદેશ સચ્ચાઈ પર નહોતો. (૯૮) કયામતના દિવસે તે પોતાની જાતિની આગળ હશે અને તેમને આગ પર પહોંચાડશે, અને કેવો ખરાબ ઘાટ છે જેના પર તેઓ પહોંચશે ! (૯૯) અને આ દુનિયામાં તેમના પાછળ શ્રાપ લગાવી દેવામાં આવ્યો અને કયામતના દિવસે પણ. કેવું ખરાબ ઈનામ છે જે તેમને મળ્યું !

(૧૦૦) (જુદી-જુદી) વસ્તીઓના આ કેટલાક અહેવાલો છે, જે અમે તમને સંભળાવી રહ્યા છીએ. તેમાંથી અમુક વસ્તીઓ હજુ સુધી યથાવત છે અને અમુક નષ્ટ થઈ ગઈ. (૧૦૧) અને અમે તેમના પર અત્યાચાર નથી કર્યો, બલ્કે તેમણે સ્વયં પોતાના પર અત્યાચાર કર્યો. પછી જ્યારે તારા પ્રભુ-પાલનહારનો આદેશ આવી ગયો, તો તેમના ઉપાસ્યો તેમને કંઈ કામ ન લાગ્યા, જેમને તેઓ અલ્લાહ સિવાય પોકારતા હતા, અને તેમણે તેમના માટે પાયમાલી સિવાય બીજું કંઈ ન વધાર્યું.

(૧૦૨) અને તારા પાલનહારની પકડ આવી જ છે, જ્યારે કે તે વસ્તીઓને તેમના અત્યાચાર પર પકડે છે. નિઃશંક, તેની પકડ ખૂબ જ પીડાદાયક અને કઠોર છે. (૧૦૩) આમાં એ લોકો માટે નિશાની છે જેઓ આખિરત (પરલોક)ની યાતનાથી ડરે. તે એક એવો દિવસ છે, જેમાં સૌ લોકોને એકત્ર

કરવામાં આવશે, અને તે હાજરીનો દિવસ હશે. (૧૦૪) અને અમે તેને એક મુદ્દત માટે ટાળી રહ્યા છીએ, જે નિશ્ચિત છે. (૧૦૫) જ્યારે એ દિવસ આવશે, તો કોઈ મનુષ્ય પરવાનગી વગર બોલી નહીં શકે. બસ, તેમાં કેટલાક દુર્ભાગી હશે અને કેટલાક સૌભાગ્યશાળી.

(૧૦૬) બસ, જે લોકો દુર્ભાગી છે તેઓ આગમાં હશે. તેઓ ત્યાં ચીસો પાડશે અને દહાડશે. (૧૦૭) તેઓ તેમાં રહેશે, જ્યાં સુધી આકાશ અને ધરતી સ્થાપિત છે, પરંતુ જે તારો પ્રભુ-પાલનહાર ઈચ્છે. નિઃશંક, તારો પ્રભુ-પાલનહાર નાખે છે જે કંઈ ઈચ્છે છે. (૧૦૮) અને જે લોકો સૌભાગ્યશાળી છે, તેઓ જન્નતમાં હશે. તેઓ તેમાં રહેશે, જ્યાં સુધી આકાશ અને ધરતી સ્થાપિત છે, પરંતુ જે તારો રબ ઈચ્છે. બક્ષિસ છે અનંત ! (૧૦૯) બસ, તો એ વસ્તુઓ વિશે સંદેહમાં ન પડો, જેની આ લોકો ઉપાસના કરી રહ્યા છે. આ તો બસ એ જ રીતે ઉપાસના કરી રહ્યા છે, જે રીતે તેમનાથી પહેલા તેમના બાપ-દાદાઓ ઉપાસના કરી રહ્યા હતા, અને અમે તેમનો હિસ્સો પૂરેપૂરો આપીશું, કોઈપણ ઘટાડા વગર.

(૧૧૦) અને અમે મૂસાને ગ્રંથ આપ્યો. પછી તેમાં ફાટફૂટ પડી ગઈ, અને જો તારા પાલનહાર તરફથી અગાઉથી એક વાત ન આવી ચૂકી હોત, તો તેમના વચ્ચે નિર્ણય કરી દેવામાં આવતો, અને તેમને તેમાં સંદેહ છે કે તે સંતુષ્ટ થવા દેતો નથી. (૧૧૧) અને ચોક્કસ, તારો પાલનહાર દરેકને તેના કર્મોનો પૂરેપૂરો બદલો આપશે. તે સુમાહિતગાર છે તેનાથી જે તેઓ કરી રહ્યા છે.

(૧૧૨) તેથી તમે અડગ રહો જેવી રીતે તમને આદેશ કરવામાં આવ્યો છે અને તેઓ પણ જેમણે તમારા સાથે તૌબા (પ્રાયશ્ચિત) કરેલ છે અને સીમાનું ઉલ્લંઘન ન કરો. નિઃશંક, તે જોઈ રહ્યો છે જે તમે કરો છો. (૧૧૩) અને તેમના તરફ ન ઝૂકો જેમણે અત્યાચાર કર્યો છે, નહિં તો તમને આગ પકડી લેશે અને

અલ્લાહ સિવાય તમારો કોઈ મદદગાર નથી. પછી તમે ક્યાંયથી મદદ મેળવી નહીં શકો. (૧૧૪) અને નમાઝ સ્થાપિત કરો દિવસના બંને ભાગોમાં અને રાતના અમુક હિસ્સામાં. નિઃશંક, સદ્કાર્યો દૂર કરે છે બૂરાઈઓને. આ અનુસ્મરણ છે, અનુસ્મરણ પ્રાપ્ત કરવાવાળાઓ માટે, (૧૧૫) અને ધૈર્ય કરો, અલ્લાહ સત્કર્મીઓનો બદલો વ્યર્થ કરતો નથી.

(૧૧૬) તેથી શા માટે અવું ન થયું કે તમારાથી અગાઉની જાતિઓમાં એવા ભલા લોકો હોત, જેઓ લોકોને જમીનમાં બગાડ કરવાથી રોકતા. આવા થોડાક જ લોકો નીકળ્યા, જેમને અમે તેમાંથી બચાવી લીધા, અને અત્યાચારી લોકો તો એ જ એશઆરામમાં પડ્યા રહ્યા, જે તેમને મળ્યો હતો અને તેઓ ગુનેગારો હતા. (૧૧૭) અને તારો રબ (પ્રભુ-પાલનહાર) એવો નથી કે તે વસ્તીઓને અકારણ નષ્ટ કરી દે, જ્યારે કે તેના રહેવાસીઓ સુધારણા કરવાવાળા હોય.

(૧૧૮) અને જો તારો રબ ઇચ્છતો તો લોકોને એક જ ઉમ્મત (સમુદાય) બનાવી દેતો, પરંતુ તે હંમેશા મતભેદોમાં રહેશે, (૧૧૯) સિવાય એ લોકોના જેમના પર તારો રબ દયા કરે, અને તેણે આ હેતસુર તેમને પેદા કર્યા છે, અને તારા રબની વાત પૂરી થઈ કે હું જહન્નમને જિન્નાતો અને મનુષ્યો બંનેથી ભરી દઈશ.

(૧૨૦) અને અમે રસૂલો (ઈશદૂતો)ના અહેવાલોમાંથી બધી વસ્તુઓ તમને સંભળાવી રહ્યા છીએ, જેનાથી તમારા હૃદયને દઢ કરીએ અને આમાં તમારા પાસે સત્ય આવ્યું છે અને મોમિનો (આસ્થાવાનો) માટે શિખામણ અને અનુસ્મરણ. (૧૨૧) અને જે લોકો ઈમાન નથી લાવ્યા, તેમને કહો કે તમે તમારી પદ્ધતિ પર અમલ કરતા રહો અને અમે અમારી પદ્ધતિ પર અમલ કરી રહ્યા છીએ. (૧૨૨) અને રાહ જુઓ, અમે પણ રાહ જોઈ રહ્યા છીએ.

(૧૨૩) બસ, તમે તેની ઉપાસના કરો અને તેના પર જ ભરોસો રાખો અને તમારો રબ (પ્રભુ-પાલનહાર) તેનાથી અજાણ નથી જે તમે કરી રહ્યા છો.

—●—

## ૧૨. સૂરઃ યૂસુફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-રા. આ સ્પષ્ટ ગ્રંથની આયતો છે. (૨) અમે આને અરબી કુર્આન બનાવીને અવતરિત કર્યો છે, જેથી તમે સમજો. (૩) અમે તમને શ્રેષ્ઠતમ્ વૃત્તાંત સંભળાવીએ છીએ આ કુર્આનના માધ્યમથી, જે અમે તમારા તરફ વહી (પ્રકાશના) કરેલ છે. આનાથી પહેલા, નિઃશંક તું અનભિજ્ઞ લોકોમાંથી હતો.

(૪) જ્યારે યૂસુફે પોતાના પિતાને કહ્યું કે પિતાજી, મેં એક સ્વપ્નમાં અગિયાર તારાઓ અને સૂર્ય અને ચંદ્ર જોયા છે. મેં તેમને જોયા કે તેઓ મને સિજદો (દડવત્) કરી રહ્યા છે. (૫) તેના પિતાએ કહ્યું કે હે મારા પુત્ર ! તમે તમારું આ સ્વપ્ન તમારા ભાઈઓને ન સંભળાવજો કે તેઓ તમારા વિરુદ્ધ કોઈ ષડયંત્ર કરવા લાગે. નિઃશંક, શૈતાન મનુષ્યનો ખુલ્લો દુશ્મન છે. (૬) અને એ જ રીતે તારો પાલનહાર તને પસંદ કરશે અને તમને એ વાતોની વાસ્તવિકતા બતાવશે અને તમારા પર અને યાકૂબની સંતાનો પર પોતાની કૃપા પરિપૂર્ણ કરી ચૂક્યો છે. ચોક્કસ, તારો રબ સર્વજ્ઞ અને સુમાહિતગાર છે.

(૭) હકીકત એ છે કે યૂસુફ અને તેના ભાઈઓમાં પૂછવાવાળાઓ માટે મોટી નિશાનીઓ છે. (૮) જ્યારે તેના ભાઈઓએ પરસ્પર કહ્યું કે યૂસુફ અને તેનો ભાઈ આપણા પિતાને આપણાથી વધારે પ્રિય છે, જો કે આપણે એક આખું જૂથ છીએ. ચોક્કસ આપણા પિતા એક સ્પષ્ટ ભૂલમાં ગ્રસ્ત છે. (૯) યૂસુફને મારી નાખો અથવા તેને કોઈ એવી જગ્યાએ ફેંકી દો, જેથી તમારા પિતાનું

ધ્યાન માત્ર તમારા તરફ થઈ જાય, અને તેના પછી તમે તદ્દન સારા થઈ જજો. (૧૦) તેમાંથી એક કહેવાવાળાએ કહ્યું કે યૂસુફની હત્યા ન કરો. જો તમે કંઈ કરવાના જ છો તો તેને કોઈ અંધારા કૂવામાં નાખી દો. કોઈ ત્યાંથી ચાલતો કાફલો તેને કાઢીને લઈ જશે.

(૧૧) તેમણે પોતાના પિતાને કહ્યું, હે અમારા પિતાજી, શું વાત છે કે તમે યૂસુફના મામલામાં અમારા પર ભરોસો કરતા નથી, જો કે અમે તો તેના હિતેચ્છુ છીએ. (૧૨) કાલે તેને અમારા સાથે મોકલી દો, ખાય અને રમે, અને અમે તેની દેખરેખ રાખનારા છીએ. (૧૩) પિતાએ કહ્યું, હું તેનાથી દુઃખી થાઉં છું કે તમે તેને લઈ જાઓ અને મને આશંકા છે કે તેને કોઈ વરુ ખાઈ જાય, જ્યારે કે તમે તેનાથી બેપરવા હોવ. (૧૪) તેમણે કહ્યું કે જો તેને વરુ ખાઈ જાય, જ્યારે કે અમે એક આખું જૂથ છીએ, તો અમે મોટા નુકસાનમાં રહેનારા સાબિત થઈશું.

(૧૫) પછી જ્યારે તેઓ તેને લઈ ગયા અને એ નક્કી કરી લીધું કે તેને એક અંધારા કૂવામાં નાખી દે અને અમે યૂસુફને વહી કરી કે તું તેમને તેમનું આ કામ બતાવીશ અને તેઓ તને નહીં જાણે. (૧૬) અને તેઓ સાંજે પોતાના પિતાની પાસે રડતા-રડતા આવ્યા. (૧૭) તેમણે કહ્યું કે હે અમારા પિતાજી ! અમે દોડની હરીફાઈ કરવા લાગ્યા અને યૂસુફને અમે અમારા સામાનની પાસે છોડી દીધો. પછી તેને વરુ ખાઈ ગયો, અને તમે અમારી વાતનો વિશ્વાસ નહીં કરો, ચાહે અમે સાચા હોઈએ. (૧૮) અને તેઓ યૂસુફના ખમીસ પર ખોટુ લોહી લગાવીને લઈ આવ્યા. પિતાએ કહ્યું, ના, બલ્કે તમારા મનએ તમારા માટે એક વાત ઘડી નાખી છે. હવે ધૈર્ય જ ઉત્તમ છે, અને જે વાત તમે જાહેર કરી રહ્યા છો, તેના પર અલ્લાહથી જ મદદ માંગું છું.

(૧૯) અને એક કાફલો આવ્યો, તો તેમણે પોતાનું પાણી ભરવાવાળો

મોકલ્યો. તેણે પોતાની ડોલ લટકાવી દીધી. તેણે કહ્યું, ખુશખબર છે, આ તો એક છોકરો છે, અને તેને વેપારનો માલ સમજીને સુરક્ષિત કરી લીધો, અને અલ્લાહ સારી રીતે જાણતો હતો જે તેઓ કરી રહ્યા હતા. (૨૦) અને તેમણે તેને થોડી કિંમત, અમુક દિરહમના બદલામાં વેચી નાખ્યો, અને તેમને તેનામાં રસ નહોતો.

(૨૧) અને મિસરવાસીઓમાંથી, જે વ્યક્તિએ તેને ખરીદ્યો, તેણે પોતાની પત્નીને કહ્યું કે આને સારી રીતે રાખો. આશા છે કે તે આપણા માટે લાભપ્રદ હોય, અથવા આપણે તેને પુત્ર બનાવી લઈએ, અને આ રીતે અમે યૂસુફને આ દેશમાં જગ્યા આપી, એટલા માટે તેને વાતોનું સ્પષ્ટીકરણ શિખવાડીએ, અને અલ્લાહ પોતાના કાર્યમાં પ્રભુત્વશાળી હોય છે. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૨૨) અને જ્યારે તે પોતાની પુખ્ય વયે પહોંચ્યો, અમે તેને 'હુકમ' (બુદ્ધિમત્તા) અને જ્ઞાન પ્રદાન કર્યું, અને ભલાઈ કરનારાઓને અમે આવો જ બદલો આપીએ છીએ.

(૨૩) અને યૂસુફ જે સ્ત્રીના ઘરમાં હતો, તે તેને ફોસલાવવા લાગી અને એક દિવસે તેણીએ દરવાજા બંધ કરી દીધા, અને બોલી કે આવી જા. યૂસુફે કહ્યું કે અલ્લાહનું શરણ ! તે મારો માલિક છે, તેણે મને સારી રીતે રાખ્યો છે. નિઃશંક, અત્યાચારી લોકો ક્યારેય સફળતા પામતા નથી. (૨૪) અને સ્ત્રીએ તેનો ઈરાદો કરી લીધો, અને તે પણ તેનો ઈરાદો કરતો જો તે પોતાના રબનું પ્રમાણ જોઈ ન લેતો. આવું થયું, જેથી અમે તેનાથી બૂરાઈ અને નિર્લજ્જતા દૂર કરી દઈએ. નિઃશંક, તે અમારા પસંદ કરેલા બંદાઓમાંથી હતો.

(૨૫) અને બંને દરવાજા તરફ ભાગ્યા, અને સ્ત્રીએ યૂસુફનું ખમીસ પાછળથી ફાડી નાખ્યું, અને બંનેએ તેના પતિને દરવાજા પર જોયો. સ્ત્રી બોલી કે જે તારી ઘરવાળી સાથે બૂરાઈનો ઈરાદો કરે, તેની સજા તેના સિવાય બીજી

શું હોય કે તેને કેદ કરવામાં આવે અથવા તેને કઠોર યાતના આપવામાં આવે. (૨૬) યૂસુફ બોલ્યો કે આણે જ મને ફોસલાવવાની કોશિશ કરી, અને સ્ત્રીના પરિવારજનોમાંથી એક વ્યક્તિએ સાક્ષી આપી કે જો આનું ખમીસ આગળથી ફાટેલું હોય તો સ્ત્રી સાચી છે અને તે જૂઠો છે, (૨૭) અને જો તેનું ખમીસ પાછળથી ફાટેલું હોય તો સ્ત્રી જૂઠી છે અને તે સાચો છે. (૨૮) પછી જ્યારે 'અઝિઝે' (બાદશાહે) જોયું કે તેનું ખમીસ પાછળથી ફાટેલું છે, તો તેણે કહ્યું કે ચોક્કસ, આ તમે સ્ત્રીઓની ચાલબાજી છે, અને તમારી ચાલબાજીઓ ખૂબ જ મોટી હોય છે. (૨૯) યૂસુફ આને માફ કરી દો, અને હે સ્ત્રી, તું પોતાની ભૂલની માફી માંગ. નિઃશંક, તું જ દોષી હતી.

(૩૦) અને શહેરની સ્ત્રીઓ કહેવા લાગી કે 'અઝીઝ'ની પત્ની પોતાના નવયુવાન ગુલામ (સેવક, દાસ)ના પાછળ પડેલી છે. તે તેના પ્રેમમાં મુગ્ધ છે. આપણે જોઈએ છીએ કે તે સ્પષ્ટ ભૂલ કરી રહી છે. (૩૧) પછી જ્યારે તેણે તેમની આલોચના સાંભળી તો તેણે તેમને નિમંત્રિત કરી, અને તેમના માટે એક સમારંભનું આયોજન કર્યું અને તેમાંથી દરેકને એક છરી આપી અને યૂસુફને કહ્યું કે તમે તેમના સામે આવો. પછી જ્યારે સ્ત્રીઓએ તેને જોયો, તો તેણીઓ દંગ રહી ગઈ, અને તેમણે પોતાના હાથ કાપી નાખ્યા, અને તેમણે કહ્યું - અલ્લાહનું શરણ ! આ મનુષ્ય નથી, આ તો કોઈ બુઝુર્ગ ફરિશ્તો છે. (૩૨) તેણે કહ્યું, આ એ જ છે, જેના વિશે તમે મારી નિંદા કરી રહી હતી અને મેં તેને રિઝવવાની કોશિશ કરી હતી, પણ તે બચી ગયો, અને જો તેણે એ ન કર્યું જે હું કહી રહી છું, તો તે કેદમાં પડશે અને અવશ્ય અપમાનિત થશે. (૩૩) યૂસુફે કહ્યું, હે મારા રબ (માલિક) ! કેદખાનું મને આ વસ્તુથી વધારે પ્રિય છે, જેના તરફ આ મને બોલાવી રહી છે, અને જો તેં તેના ફરેબને મારાથી દૂર ન કર્યો તો હું તેના તરફ આકર્ષિત થઈ જઈશ અને અજ્ઞાનીઓમાંથી બની

જઈશ. (૩૪) તેથી તેના રબે તેની દુઆ કબૂલ કરી લીધી અને તેના ફરેબને તેનાથી દૂર કરી દીધો. નિઃશંક, તે સાંભળનાર અને જાણવાવાળો છે.

(૩૫) ત્યારબાદ નિશાનીઓ જોઈ લીધા પછી એ લોકોની સમજમાં આવ્યું કે એક મુદ્દત માટે તેને કેદ કરી લઈએ. (૩૬) અને કેદખાનામાં તેના સાથે બે અન્ય યુવાનો દાખલ થયા. તેમાંથી એકે (એક દિવસે) કહ્યું કે હું સ્વપ્નમાં જોઉં છું કે હું દારૂ નિચોવી રહ્યો છું અને બીજાએ કહ્યું કે હું સ્વપ્નમાં જોઉં છું કે મેં મારા માથા પર રોટી ઉઠાવી રાખી છે, જેમાંથી ચકલીઓ ખાઈ રહી છે. અમને આનું સ્પષ્ટીકરણ બતાવો. અમે જોઈએ છીએ કે તમે સદાચારીઓમાંથી છો.

(૩૭) યૂસુફે કહ્યું, જે ભોજન તમને મળે છે, તેના આવતાં પહેલા હું તમને આ સ્વપ્નોનો અર્થ બતાવી દઈશ. આ એ જ્ઞાનમાંથી છે જે મારા પ્રભુ-પાલનહારે મને શિખવાડ્યું છે. મેં એ લોકોનો ધર્મ છોડ્યો જેઓ અલ્લાહ પર ઈમાન નથી લાવતા અને તે લોકો આખિરત (પરલોક)નો ઇન્કાર કરનારા છે. (૩૮) અને મેં મારા પૂર્વજો ઈબ્રાહીમ અને ઈસ્હાક અને યાકૂબના ધર્મનું અનુસરણ કર્યું. અમને એ અધિકાર નથી કે અમે કોઈ વસ્તુને અલ્લાહની સાથે ભાગીદાર ઠરાવીએ. આ અલ્લાહની કૃપા છે અમારા પર અને સૌ લોકો પર, પરંતુ મોટાભાગના લોકો આભાર વ્યક્ત નથી કરતા. (૩૯) હે મારા જેલના સાથીઓ ! શું અલગ-અલગ અસંખ્ય ઉપાસ્યો સારા છે કે અલ્લાહ એક માત્ર પ્રભુત્વશાળી ? (૪૦) તમે તેના સિવાય નથી પૂજતા, પરંતુ અમુક નામોને જે તમારા બાપ-દાદાઓએ રાખી લીધા છે. અલ્લાહે તેની કોઈ સનદ ઉતારી નથી. સત્તા અને સાર્વભૌમત્વ માત્ર અલ્લાહ માટે છે. તેણે આદેશ આપ્યો છે કે તેના સિવાય કોઈની ઉપાસના ન કરો. આ જ સીધો-સરળ ધર્મ છે. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી.

(૪૧) હે મારા કેદખાનાના સાથીઓ ! તમારા પૈકી એક પોતાના માલિકને

શરાબ પીવડાવશે, અને જે બીજો છે તેને ફાંસી આપવામાં આવશે. પછી પક્ષીઓ તેના માથામાંથી ખાશે. આ બાબતનો નિર્ણય થઈ ગયો જેના વિશે તમે પૂછી રહ્યા હતા. (૪૨) અને યૂસુફે એ વ્યક્તિને કહ્યું, જેના વિશે તેણે એવું અનુમાન કર્યું હતું કે તે બચી જશે, કે પોતાના માલિક સામે મારો ઉલ્લેખ કરજે. પછી શૈતાને તેને તેના માલિક સામે ઉલ્લેખ કરવાનું ભુલાવી દીધું. બસ, તે કેદખાનામાં ઘણા વર્ષો પડી રહ્યો.

(૪૩) અને બાદશાહે કહ્યું કે હું સ્વપ્નમાં જોઉં છું કે સાત મોટી ગાયો છે, જેને સાત દુબળી ગાયો ખાઈ રહી છે અને સાત લીલી ડાળીઓ છે અને બીજી સાત સૂકી ડાળીઓ છે. હે દરબારીઓ ! મારા આ સ્વપ્નનો અર્થ મને બતાવો, જો તમે સ્વપ્નનો અર્થ બતાવી શકતા હોવ. (૪૪) તેઓ બોલ્યા, આ કાલ્પનિક સ્વપ્ન છે, અને અમને આવા સ્વપ્નોનો અર્થ ખબર નથી.

(૪૫) એ બે કેદીઓમાંથી જે વ્યક્તિ બચી ગયો હતો અને તેને ઘણા સમય પછી યાદ આવ્યું. તેણે કહ્યું કે હું તમને લોકોને તેનો અર્થ બતાવીશ, બસ મને (યૂસુફની પાસે) જવા દો.

(૪૬) યૂસુફ, હે સાચા માણસ ! મને આ સ્વપ્નનો અર્થ બતાવ કે સાત મોટી ગાયો છે જેને સાત દૂબળી ગાયો ખાઈ રહી છે, અને સાત ડાળીઓ લીલી છે અને બીજી સાત સૂકી, જેથી હું એ લોકોની પાસે જઉં, જેથી તેઓ જાણી લે. (૪૭) યૂસુફે કહ્યું કે તમે સાત વર્ષ સુધી બરાબર ખેતી કરશો. તેથી જે પાક તમે લણણી કરો, તેને તેની શાખાઓમાં જ છોડી દો, સિવાય કે થોડુંઘણુ જે તમે ખાઓ. (૪૮) પરંતુ તે પછી સાત કઠિન વર્ષ આવશે. એ ગાળામાં એ અનાજ ખાઈ લેવામાં આવશે જે તમે આ સમય માટે એકત્ર કરશો, સિવાય કે તમે જે સુરક્ષિત કરી લેશો. (૪૯) પછી ત્યારબાદ એક વર્ષ આવશે જેમાં લોકો પર મેઘ વરસશે, અને તેમાંથી તેઓ રસ નિચોવશે.

(૫૦) અને બાદશાહે કહ્યું કે તેને મારા પાસે લાવો. પછી જ્યારે સંદેશવાહક તેના પાસે આવ્યોચ તો તેણે કહ્યું કે તમે પોતાના માલિકની પાસે પાછા જાઓ અને તેને પૂછો કે એ સ્ત્રીઓનો શું મામલો છે, જેમણે પોતાના હાથ કાપી નાખ્યા હતા. મારો રબ (પાલનહાર) તો તેમના ફરેબથી સારી રીતે વાકેફ છે. (૫૧) બાદશાહે પૂછ્યું, તમારો શું મામલો છે, જ્યારે તમે યૂસુફને ફોસલાવવાની કોશિશ કરી હતી ? તેમણે કહ્યું કે અલ્લાહનું શરણ ! અમે તેનામાં કોઈ બૂરાઈ નથી જોઈ. 'અઝીઝ'ની પત્નીએ કહ્યું કે હવે સત્ય ખૂલી ગયું. મેં જ તેને ફોસલાવવાની કોશિશ કરી હતી અને નિઃસંદેહ તે સાચો છે.

(૫૨) આ એટલા માટે કે (મિસરનો અઝીઝ) એ જાણી લે કે મેં તેની પીઠ પાછળ તેના સાથે વિશ્વાસઘાત નથી કર્યો, અને નિઃશંક અલ્લાહ વિશ્વાસઘાત કરનારાઓની ચાલબાજીઓને ચાલવા નથી દેતો. ★**(૫૩) અને હું મારા** નફસ (મનેચ્છ)ને અલગ નથી કરતો. 'નફસ' તો બૂરાઈ જ શિખવાડે છે, સિવાય કે મારો રબ દયા કરે. નિઃશંક, મારો રબ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૫૪) બાદશાહે કહ્યું, તેને મારા પાસે લાવો. હું તેને વિશેષ રૂપે મારા માટે રાખીશ. પછી જ્યારે યૂસુફે તેનાથી વાત કરી તો બાદશાહે કહ્યું, આજથી તમે અમારા ત્યાં પ્રતિષ્ઠિત અને વિશ્વાસુ બની ગયા. (૫૫) યૂસુફે કહ્યું કે મને દેશના ખજાના (કોષ અને સંસાધનો) પર નિયુક્ત કરી દો. હું નિરીક્ષક છું અને જાણવાવાળો છું. (૫૬) અને આ રીતે અમે યૂસુફને દેશમાં સત્તાધીશ બનાવી દીધો. તે તેમાં જ્યાં ઇચ્છે ત્યાં જગ્યા બનાવે. અમે જેના પર ઇચ્છીએ અમારી બક્ષિસોને ફેરવી દઈએ, અને અમે ભલાઈ કરનારાઓનો બદલો વ્યર્થ નથી કરતા. (૫૭) અને આખિરત (પરલોક)નો બદલો તેનાથી ઘણો વધારે છે ઈમાનવાળાઓ અને અલ્લાહથી ડરવાવાળાઓ માટે.

(૫૮) અને યૂસુફના ભાઈઓ મિસર (ઇજિપ્ત) આવ્યા, પછી તેઓ તેના

પાસે પહોંચ્યા. બસ, યૂસુફે તેમને ઓળખી લીધા. (૫૯) અને તેમણે યૂસુફને ન ઓળખ્યો, અને જ્યારે તેણે તેમનો સામાન તૈયાર કરી દીધો, તો કહ્યું કે તમારા ઓરમાન ભાઈને પણ મારા પાસે લઈ આવજો. તમે જુઓ છો કે હું અનાજ પણ પૂરેપૂરું તોલીને આપું છું અને ઉત્તમ આતિથ્ય-સત્કાર કરવાવાળો પણ છું, (૬૦) અને જો તમે તેને મારા પાસે ન લાવ્યા તો ન મારા પાસે તમારા માટે અનાજ છે અને ન તમે મારા પાસે આવજો. (૬૧) તેમણે કહ્યું કે અમે તેના વિશે તેના પિતાને રાજી કરવાની કોશિશ કરીશું અને અમારે આ કાર્ય કરવાનું છે.

(૬૨) અને તેણે પોતાના કાર્યકરોને કહ્યું કે તેમનો માલ તેમના સામાનમાં મૂકી દો, જેથી જ્યારે તેઓ પોતાના ઘર પહોંચે, તો તેને ઓળખી લે, કદાચ તેઓ ફરી આવે. (૬૩) પછી જ્યારે તેઓ પોતાના પિતાની પાસે પાછા ફર્યા, તો કહ્યું કે હે પિતાજી ! અમારા અનાજને રોકી લેવામાં આવ્યું, બસ અમારા ભાઈ (બિન યામીન)ને અમારા સાથે જવા દો કે અમે અનાજ લાવીએ અને અમે તેની દેખરેખ રાખવાવાળા છીએ. (૬૪) યાકૂબે કહ્યું, શું હું આના વિશે તમારો એવો જ વિશ્વાસ કરું, જેવો કે આનાથી પહેલા તેના ભાઈ વિશે હું તમારો વિશ્વાસ કરી ચૂક્યો છું. બસ, અલ્લાહ સૌથી ઉત્તમ દેખભાળ કરવાવાળો છે અને તે સૌ મહેરબાનોથી વધારે મહેરબાન છે.

(૬૫) અને જ્યારે તેમણે પોતાનો સામાન ખોલ્યો, તો જોયું કે તેમની મૂડી પણ તેમને પાછી આપી દેવામાં આવી છે. તેમણે કહ્યું, હે અમારા પિતાજી ! અને બીજું આપણને શું જોઈએ ! આ આપણી મૂડી પણ આપણને પાછી આપી દેવામાં આવી છે. હવે અમે જઈશું અને આપણા કૂટુંબીજનો માટે ખાદ્ય-સામગ્રી લઈ આવીશું, અને આપણા ભાઈની રક્ષા કરીશું., અને એક ઊંટના ભાર જેટલું અનાજ વધારે લાવીશું. આ અનાજ તો થોડુંક જ છે. (૬૬) યાકૂબે કહ્યું, હું

આને કદાપિ તમારા સાથે નહીં મોકલું, જ્યાં સુધી તમે મને ખુદાના નામે એ વચન ન આપો કે તમે આને અવશ્ય મારા પાસે લઈ આવશો, સિવાય એ કે તમે સૌ ઘેરાઈ જાઓ. પછી જ્યારે તેમણે તેને પોતાનું પાકું વચન આપી દીધું, તેમણે કહ્યું કે જે અમે કહી રહ્યા છીએ તેના પર અલ્લાહ નિરીક્ષક છે.

(૬૭) અને યાકૂબે કહ્યું કે હે મારા પુત્રો ! તમે સૌ એક જ દરવાજામાંથી દાખલ ન થજો, બલ્કે અલગ-અલગ દરવાજાઓમાંથી દાખલ થજો, અને હું તમને અલ્લાહની કોઈ વાતથી નથી બચાવી શકતો. આદેશ તો બસ અલ્લાહનો જ છે. હું તેના પર જ ભરોસો રાખું છું અને ભરોસો કરનારાઓએ તેના પર જ ભરોસો કરવો જોઈએ. (૬૮) અને જ્યારે તેઓ દાખલ થયા, જ્યાંથી તેમના પિતાએ તેમને નિર્દેશ કર્યો હતો, તે તેમને બચાવી શકતો નહોતો અલ્લાહની કોઈ વાતથી. તે બસ યાકૂબના હૃદયમાં એક વિચાર હતો જે તેણે પૂરો કર્યો. નિઃશંક, તે અમારી પ્રદાન કરેલ શિક્ષાના કારણે જ્ઞાની હતો, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી.

(૬૯) અને જ્યારે તેઓ યૂસુફના પાસે પહોંચ્યા, તો તેણે પોતાના ભાઈને પોતાની પાસે રાખ્યો. કહ્યું કે હું તમારો ભાઈ (યૂસુફ) છું. બસ, દુઃખી ન થાઓ તેનાથી જે તેઓ કરી રહ્યા છે. (૭૦) પછી જ્યારે તેમનો સામાન તૈયાર કરાવી દેવામાં આવ્યો, તો પીવાનો પ્યાલો પોતાના ભાઈના સામાનમાં મૂકી દીધો. પછી એક પોકારનારે પોકાર કરી કે હે કાફલાવાળાઓ ! તમે લોકો ચોર છો. (૭૧) તેમણે તેના તરફ ધ્યાન કરીને કહ્યું, તમારી કોઈ વસ્તુ ખોવાઈ ગઈ છે ? (૭૨) તેમણે કહ્યું, અમને શાહી માપિયું નથી મળી રહ્યું, અને જે તેને લાવશે તેના માટે એક ઊંટના બરાબર અનાજ છે અને હું તેનો જવાબદાર છું. (૭૩) તેમણે કહ્યું, ખુદાના સોગંદ ! તમને ખબર છે કે અમે લોકો આ દેશમાં બગાડ કરવા માટે નથી આવ્યા અને ન અમે કદી ચોર હતા. (૭૪) તેમણે કહ્યું,

જો તમે જૂઠા નીકળ્યા તો આ ચોરી કરનારાની સજા શું છે? (૭૫) તેમણે કહ્યું, તેની સજા એ છે કે જે વ્યક્તિના સામાનમાંથી તે મળે, બસ એ જ વ્યક્તિ તેની સજા છે. અમે લોકો અત્યાચારીઓને આવી જ સજા આપીએ છીએ. (૭૬) પછી તેણે તેના (નાના) ભાઈથી પહેલા તેમના થેલાઓની તપાસ કરવાનું શરૂ કર્યું. પછી તેના ભાઈના થેલામાંથી તેને કાઢી લીધું. આ રીતે અમે યૂસુફ માટે યુક્તિ કરી. તે બાદશાહના કાનૂન પ્રમાણે પોતાના ભાઈને લઈ શકતો નહોતો, પરંતુ એ કે અલ્લાહ ઇચ્છે. અમે જેના દરજ્જાઓ ઇચ્છીએ છીએ ઉચ્ચ કરી દઈએ છીએ. દરેક જ્ઞાનીથી ઉપર એક જ્ઞાની છે.

(૭૭) તેમણે કહ્યું, જો આ ચોરી કરે તો તેનાથી પહેલા તેનો એક ભાઈ પણ ચોરી કરી ચૂક્યો છે. બસ, યૂસુફે આ વાતને પોતાના હૃદયમાં રાખી, અને તેને તેમના પર જાહેર ન કરી. તેણે પોતાના મનમાં કહ્યું, તમે સ્વયં જ ખરાબ લોકો છો, અને જે કંઈ બતાવી રહ્યા છો, અલ્લાહ તેને સારી રીતે જાણે છે. (૭૮) તેમણે કહ્યું કે હે અઝીઝ! આનો એક ખૂબ વૃદ્ધ બાપ છે, તેથી તું તેના બદલે અમારામાંથી કોઈને રાખી લે. અમે તને ખૂબ ભલો જોઈએ છીએ. (૭૯) તેણે કહ્યું, અલ્લાહનું શરણ કે અમે આના સિવાય કોઈને પકડીએ, જેના પાસે અમને અમારી વસ્તુ મળી છે. આ સ્થિતિમાં અમે અવશ્ય અત્યાચારી ઠરીશું.

(૮૦) જ્યારે તેઓ તેનાથી નિરાશ થઈ ગયા, તો તેઓ અલગ થઈને પરસ્પર સલાહ-મસ્લત કરવા લાગ્યા. તેમનામાંથી મોટાએ કહ્યું, શું તમને ખબર છે કે તમારા પિતાએ અલ્લાહના નામે પાકું વચન લીધું અને આનાથી પહેલા યૂસુફના મામલામાં જે અતિરેક તમે કરી ચૂક્યા છો, તે પણ તમને ખબર છે. બસ, હું આ ભૂમિમાંથી કદાપિ નહીં નીકળું, જ્યાં સુધી મારા પિતા મને પરવાનગી ન આપે, અથવા અલ્લાહ મારા માટે કોઈ નિર્ણય કરી દે, અને તે

સૌથી ઉત્તમ નિર્ણય કરવાવાળો છે. (૮૧) તમે લોકો પોતાના પિતાની પાસે જાઓ અને કહો કે હે અમારા પિતાજી ! તારા પુત્રએ ચોરી કરી અને અમે એ જ વાત કરી રહ્યા છીએ, જેની અમને ખબર પડી અને અમે અદૃશ્યના સંરક્ષક નથી. (૮૨) અને તું એ વસ્તીના લોકોને પૂછી લે, જ્યાં અમે હતા અને એ કાફલાને પૂછી લે, જેના સાથે અમે આવ્યા છીએ, અને અમે તદ્દન સાચા છીએ.

(૮૩) પિતાએ કહ્યું, બલ્કે તમે તમારા મનથી એક વાત બનાવી લીધી છે. બસ હું ધૈર્ય રાખીશ. આશા છે કે અલ્લાહ એ સૌને મારા પાસે લાવશે. તે સર્વજ્ઞ છે, તત્ત્વદર્શી છે. (૮૪) અને તેણે મોઢું ફેરવી લીધું અને કહ્યું, હાય યૂસુફ, અને દુઃખથી તેની આંખો સફેદ પડી ગઈ. તે વ્યથિત રહેવા લાગ્યો. (૮૫) તેમણે કહ્યું, ખુદાના સોગંદ ! તું યૂસુફને જ યાદ કરતો રહીશ, ત્યાં સુધી કે ગળી જાય અથવા તને મૃત્યુ આવી જાય. (૮૬) તેણે કહ્યું, હું મારી વ્યથા અને મારા દુઃખની ફરિયાદ કેવળ અલ્લાહને કરું છું અને હું અલ્લાહ તરફથી એ વાતો જાણું છું જે તમે નથી જાણતા. (૮૭) હે મારા પુત્રો ! જાઓ, યૂસુફ અને તેના ભાઈને શોધો અને અલ્લાહની દયાથી નિરાશ ન થાઓ. અલ્લાહની દયાથી માત્ર કાફિરો (ઇન્કાર કરનારાઓ) જ નિરાશ થાય છે.

(૮૮) પછી જ્યારે તેઓ યૂસુફની પાસે પહોંચ્યા, તેમણે કહ્યું, હે અઝીઝ ! અમને અને અમારા કુટુંબીજનોને ખૂબ તકલીફ પહોંચી રહી છે અને અમે થોડી મૂડી લઈને આવ્યા છીએ, તો અમને પૂરું અનાજ આપો અને અમને સદકો (દાન) પણ આપો. નિઃશંક, અલ્લાહ દાન કરનારને તેનો બદલો આપે છે. (૮૯) તેણે કહ્યું, શું તમને ખબર છે કે તમે યૂસુફ અને તેના ભાઈની સાથે શું કર્યું, જ્યારે કે તમને સમજ નહોતી. (૯૦) તેમણે કહ્યું, શું ખરેખર તમે જ યૂસુફ છો ? તેણે કહ્યું, હા, હું યૂસુફ છું અને આ મારો ભાઈ છે. અલ્લાહે અમારા પર કૃપા કરી. જે વ્યક્તિ ડરે છે અને ધૈર્ય કરે છે, તો અલ્લાહ સદ્કાર્યો

કરનારાઓનો બદલો વ્યર્થ કરતો નથી.

(૯૧) ભાઈઓએ કહ્યું, ખુદાના સોગંદ ! અલ્લાહે તમને અમારા પર શ્રેષ્ઠતા આપી અને નિઃશંક, અમે ભૂલ કરી રહ્યા હતા. (૯૨) યૂસુફે કહ્યું, આજે તમારા પર કોઈ આરોપ નથી, અલ્લાહ તમને માફ કરે અને તે સૌ મહેર-બાનોથી વધારે મહેરબાન છે. (૯૩) તમે મારું આ ખમીસ લઈ જાઓ અને તેને મારા પિતાના ચહેરા પર નાખી દો, તેની દૃષ્ટિ પાછી આવી જશે અને તમે પોતાના ઘરવાળાઓની સાથે મારા પાસે આવો.

(૯૪) અને જ્યારે કાફલો (ઇજિપ્તથી) ચાલ્યો, તો તેના પિતાએ (કિન્‌આનમાં) કહ્યું કે જો તમે મને વૃદ્ધત્વમાં બહેકી ગયેલી વાતો કરનારો ન સમજો તો હું યૂસુફની સુગંધ અનુભવી રહ્યો છું. (૯૫) લોકોએ કહ્યું, ખુદાના સોગંદ ! તમે તો હજુ સુધી તમે પોતાના ખોટા વિચારોમાં ગ્રસ્ત છો. (૯૬) બસ, જ્યારે ખુશખબર આપવાવાળો આવ્યો, તેણે ખમીસ યાકૂબના ચહેરા પર નાખી દીધું, તેથી તેમની દૃષ્ટિ પાછી આવી ગઈ. તેણે કહ્યું, શું મેં તમને નહોતું કહ્યું કે હું અલ્લાહ તરફથી એ વાતો જાણું છું, જે તમે નથી જાણતા. (૯૭) યૂસુફના ભાઈઓએ કહ્યું, હે અમારા પિતાજી ! અમારા ગુનાઓની માફીની દુઆ કરો. નિઃશંક, અમે ગુનેગાર હતા. (૯૮) યાકૂબે કહ્યું, હું મારા રબથી તમારા માટે માફીની દુઆ કરીશ. નિઃશંક, તે ક્ષમાશીલ, દયાળુ છે.

(૯૯) આમ, જ્યારે તેઓ સૌ યૂસુફની પાસે પહોંચ્યા, તો તેણે પોતાના માતા-પિતાને પોતાની પાસે બેસાડ્યા, અને કહ્યું કે ઇજિપ્તમાં ઇન્‌શા-અલ્લાહ, સુખ-ચેનથી રહો. (૧૦૦) અને તેણે પોતાના માતા-પિતાને સિંહાસન પર બેસાડ્યા અને સૌ તેના માટે સિજદામાં ઝૂકી ગયા, અને યૂસુફે કહ્યું, હે પિતાજી! આ છે મારા સ્વપ્નનો અર્થ, જે મેં પહેલા જોયું હતું. મારા પાલનહારે તેને સાચું કરી દેખાડ્યું અને તેણે મારા પર ઉપકાર કર્યો કે તેણે મને કેદથી બહાર કાઢ્યો

અને તમને સૌને ગામડામાંથી અહીં લાવ્યો, એ પછી કે શૈતાને મારા અને મારા ભાઈઓ વચ્ચે ફૂટ નાખી દીધી હતી. નિઃશંક, મારો પ્રભુ-પાલનહાર જે કંઈ ઇચ્છે છે, તેની ઉમદા યોજના કરી લે છે, તે સર્વજ્ઞ, તત્ત્વદર્શી છે.

(૧૦૧) હે મારા રબ ! તેં મને શાસનમાં ભાગ આપ્યો અને મને વાતોનું અર્થઘટન કરતા શિખવાડ્યું. હે આકાશો અને ધરતીના સર્જનહાર ! તું મારો કાર્યસાધક છે, દુનિયામાં પણ અને આખિરત (પરલોક)માં પણ. મને આજ્ઞા-કારિતાની સ્થિતિમાં મૃત્યુ આપ અને મને સદાચારી બંદાઓમાં સામેલ કર.

(૧૦૨) આ અદશ્યની વાતોમાંથી છે, જે અમે તમારા પર વહી (પ્રકાશના) કરી રહ્યા છીએ અને તમે તે વખતે તેમના પાસે ઉપસ્થિત નહોતા, જ્યારે યૂસુફના ભાઈઓએ પોતાનો મત નિર્ધારિત કર્યો અને તેઓ યુક્તિઓ કરી રહ્યા હતા. (૧૦૩) અને તમે ચાહે ગમે તેટલું ઇચ્છો, મોટાભાગના લોકો ઈમાન લાવવાના નથી. (૧૦૪) અને તમે આના માટે તેમના પાસે કોઈ વળતર માંગતા નથી. આ તો કેવળ એક શિખામણ છે તમામ જગતવાસીઓ માટે.

(૧૦૫) અને આકાશો અને ધરતીમાં કેટલીય નિશાનીઓ છે, જ્યાંથી તેઓ પસાર થતા રહે છે અને તેઓ તેના પર ધ્યાન નથી આપતા. (૧૦૬) અને મોટાભાગના લોકો, જેઓ અલ્લાહને માને છે અને તેઓ તેના સાથે બીજાઓને ભાગીદાર ઠરાવે છે. (૧૦૭) શું આ લોકો એ વાતથી સંતુષ્ટ છે કે તેમના પર અલ્લાહની યાતનાની કોઈ આપત્તિ આવી પડે અથવા અચાનક તેમના પર કયામત આવી જાય અને તેઓ તેનાથી અજાણ હોય. (૧૦૮) કહો, આ મારો માર્ગ છે, હું અલ્લાહ તરફ બોલાવું છું સ્પષ્ટ અને ઊંડા જ્ઞાન અને સમજની સાથે, હું પણ અને એ લોકો પણ, જેમણે મારું અનુસરણ કર્યું છે. અને અલ્લાહ પવિત્ર છે અને હું મુશ્રિકો (અનેકેશ્વર-વાદીઓ)માંથી નથી.

(૧૦૯) અને અમે તમારાથી પહેલા વિભિન્ન વસ્તીઓમાંથી જેટલા રસૂલો

(ઈશદૂતો) મોકલ્યા, સૌ મનુષ્યો હતા. અમે તેમના તરફ વહી (પ્રકાશના) કરતા હતા. શું આ લોકો ધરતી પર હર્યા-ફર્યા નથી કે જોતા કે એ લોકોનું શું પરિણામ આવ્યું, જેઓ તેમના પહેલા હતા અને આખિરત (પરલોક)નું ઘર એ લોકો માટે ઉત્તમ છે, જેઓ અલ્લાહથી ડરે છે, શું તમે સમજતા નથી ? (૧૧૦) ત્યાં સુધી કે જ્યારે પયગંબરો નિરાશ થઈ ગયા અને તેઓ વિચારવા લાગ્યા કે તેમને જૂઠ કહેવામાં આવ્યું હતું, તો તેમને અમારી મદદ પહોંચી ગઈ. બસ, મુક્તિ મળી, જેને અમે ઈચ્છ્યું અને ગુનેગાર લોકોથી અમારી યાતના ટાળી શકાતી નથી.

(૧૧૧) તેમનાં વૃત્તાંતોમાં સમજદાર લોકો માટે મોટો બોધપાઠ છે. આ કોઈ ઘડેલી વાત નથી, બલ્કે પુષ્ટિ છે એ વસ્તુની જે આનાથી પહેલા છે, અને વિવરણ છે દરેક વસ્તુનું, અને માર્ગદર્શન અને દયા છે ઈમાનવાળાઓ માટે.

—●—

## ૧૩. સૂરઃ અર્-રઅદ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-મીમ. આ અલ્લાહના ગ્રંથની આયતો છે, અને જે કંઈ તમારા પર તમારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી અવતરિત થયું છે, તે સત્ય છે, પરંતુ મોટાભાગના લોકો માનતા નથી. (૨) અલ્લાહ જ છે, જેણે આકાશને ઊંચું કર્યું કોઈપણ એવા સ્તંભો વગર જેને તમે જુઓ. પછી તે પોતાના સિંહાસન પર બિરાજમાન થયો અને તેણે સૂર્ય અને ચંદ્રને એક નિયમના પાબંદ બનાવ્યા, દરેક એક નિર્ધારિત સમય પ્રમાણે ચાલે છે. અલ્લાહ જ દરેક કાર્યની વ્યવસ્થા કરે છે. તે નિશાનીઓ ખોલી-ખોલીને વર્ણવે છે, જેથી તમે પોતાના રબથી મળવાનો વિશ્વાસ કરો.

(૩) અને એ જ છે, જેણે ધરતીને ફેલાવી, અને તેમાં પહાડો અને નદીઓ

મૂકી દીધા અને દરેક પ્રકારનાં ફળોના જોડા તેમાં પેદા કર્યા. તે રાતને દિવસ પર ઓઢાવી દે છે. નિઃશંક, આ વસ્તુઓમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે.

(૪) અને ધરતીમાં નજીક-નજીક જુદા-જુદા ભૂ-ભાગો છે અને દ્રાક્ષના બગીચાઓ છે અને ખેતી છે અને ખજૂર (ના વૃક્ષો) છે, તેમાં કેટલાક એકવડિયા છે અને કેટલાક બેવડા. સૌ એક જ પાણીથી સિંચિત થાય છે, અને અમે એકને બીજા પર ઉપજમાં પ્રાથમિકતા આપીએ છીએ. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે, જેઓ વિચાર કરે છે.

(૫) અને જો તમે આશ્ચર્ય કરો તો આશ્ચર્યને યોગ્ય એ લોકોની વાત છે કે જ્યારે તેઓ માટી બની જશે, તો શું અમને નવેસરથી પેદા કરવામાં આવશે ! આ એ લોકો છે, જેમણે પોતાના પ્રભુ-પાલનહારનો ઈન્કાર કર્યો અને આ એ લોકો છે, જેમની ગરદનોમાં તોક પડેલા છે. તેઓ આગવાળા લોકો છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

(૬) તેઓ ભલાઈથી પહેલા બૂરાઈ માટે ઉતાવળ કરી રહ્યા છે, જ્યારે કે તેમના પહેલા ઉદાહરણ વિતી ચૂક્યા છે અને તમારો પાલનહાર લોકોના અત્યાચાર અને અન્યાય છતાં તેમને માફ કરવાવાળો છે, અને નિઃશંક તમારો પ્રભુ-પાલનહાર કઠોર સજા આપવાવાળો છે.

(૭) અને જે લોકોએ ઈન્કાર કર્યો, તેઓ કહે છે કે આ વ્યક્તિ પર તેના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ નથી ઉતરી ? તમે તો માત્ર સાવધાન કરવાવાળા છો, અને દરેક સમુદાય માટે એક માર્ગ બતાવનાર છે.

(૮) અલ્લાહ જાણે છે દરેક માદાના ગર્ભને, અને જે કંઈ પેટોમાં છે ઘટે છે અને વધે છે તેને પણ, અને દરેક વસ્તુનો તેને ત્યાં એક અંદાજ છે. (૯) તે છૂપા અને જાહેરને જાણવાવાળો છે, સર્વોચ્ચ અને સર્વોપરી. (૧૦) તમારા

પૈકી કોઈ વ્યક્તિ ચુપકેથી વાત કરે અને જે પોકારીને કહે અને જે રાત્રે છુપાયેલો હોય અને જે દિવસે ચાલી રહ્યો હોય, અલ્લાહ માટે સૌ સમાન છે.

(૧૧) દરેક વ્યક્તિના આગળ અને પાછળ તેના નિરીક્ષકો છે, જેઓ અલ્લાહના આદેશથી તેની દેખરેખ રાખી રહ્યા છે. નિઃશંક, અલ્લાહ કોઈ સમુદાયની સ્થિતિને નથી બદલતો, જ્યાં સુધી તે તેને ન બદલી નાખે, જે તેમના મનમાં છે, અને જ્યારે અલ્લાહ કોઈ સમુદાય પર આપત્તિ લાવવા ઇચ્છે છે તો પછી તેને ટાળવાનો કોઈ ઉપાય નથી અને અલ્લાહ સિવાય તેના સામે કોઈ તેમનો મદદગાર નથી.

(૧૨) એ જ છે, જે તમને વીજળી બતાવે છે, જેનાથી ભય પણ ઉત્પન્ન થાય છે અને આશા પણ, અને એ જ છે, જે પાણીથી લદાયેલા વાદળો ઉઠાવે છે, (૧૩) અને વીજળીની ગરજ તેની પ્રશંસાની સાથે તેની પવિત્રતાનું વર્ણન કરે છે અને ફરિશ્તાઓ પણ તેના ભયથી, અને તે વીજળીઓ મોકલે છે, પછી જેના પર ઇચ્છે તેને પાડી દે છે અને એ લોકો અલ્લાહ વિશે ઝઘડે છે, જો કે તે પ્રભુત્વશાળી છે, શક્તિશાળી છે.

(૧૪) માત્ર અલ્લાહને જ પોકારવું સત્ય છે, અને તેના સિવાય જેમને લોકો પોકારે છે તેઓ તેમની તેનાથી વધારે ફરિયાદ નથી સાંભળી શકતા, જેટલું પાણી એ વ્યક્તિને (સંતૃપ્ત) કરે છે જેણે પોતાના બંને હાથ પાણી તરફ ફેલાવેલ હોય જેથી તે તેના મોઢા સુધી પહોંચી જાય અને તે તેના મોઢા સુધી પહોંચાડનાર નથી, અને ઇન્કાર કરનારાઓની પોકાર બધી નિરર્થક છે.

(૧૫) અને આકાશો અને ધરતીમાં જે કંઈ છે, બધા અલ્લાહને જ સિજદો (દંડવત્) કરે છે, ખુશીથી કે મજબૂરીથી અને તેમના પડછાયાં પણ સવારે અને સાજે. (૧૬) કહો, આકાશો અને ધરતીનો રબ (પ્રભુ-પાલનહાર) કોણ છે ? કહો કે અલ્લાહ. કહો, શું તેમ છતાં તમે તેના સિવાય એવા મદદગાર બનાવી

રાખ્યા છે, જેઓ સ્વયં પોતાની જાતના નફા અને નુકસાનનો પણ અધિકાર નથી રાખતા ? કહો, શું આંધળો અને આંખોવાળો બંને બરાબર હોઈ શકે છે ? અથવા શું અંધકાર અને પ્રકાશ બંને સમાન થઈ જશે ? શું તેમણે અલ્લાહના એવા ભાગીદારો ઠરાવી રાખ્યા છે, જેમણે પણ કંઈ સર્જન કર્યું હોય, જેવી રીતે અલ્લાહે સર્જન કર્યું ? પછી સર્જન તેમના માટે સંદિગ્ધ થઈ ગયું. કહો, અલ્લાહ દરેક વસ્તુને પેદા કરવાવાળો છે અને એ જ છે એક માત્ર, પ્રભુત્વશાળી.

(૧૭) અલ્લાહે આકાશથી પાણી વરસાવ્યું. પછી નદીનાળાં પોત-પોતાની શક્તિ અનુસાર વહી નીકળ્યા. પછી પૂરથી ઉભરતા ફીણને ઉઠાવી લીધું અને આ જ પ્રકારનાં ફીણ એ વસ્તુઓમાં પણ ઉભરી આવે છે, જેમને લોકો ઘરેણા અથવા સાધનો બનાવવા માટે આગમાં પીગળાવે છે. આ જ પ્રમાણે અલ્લાહ સત્ય અને અસત્યનું દૃષ્ટાંત આપે છે. આમ, ફીણ તો સૂકાઈને જતું રહે છે અને જે વસ્તુ મનુષ્યો માટે ફાયદો પહોંચાડનાર છે, તે જમીનમાં રોકાઈ જાય છે. અલ્લાહ આ જ રીતે દૃષ્ટાંતો વર્ણવે છે.

(૧૮) જે લોકોએ પોતાના પ્રભુ-પાલનહારની પોકારને સ્વીકારી લીધી, તેમના માટે ભલાઈ છે અને જે લોકોએ તેની પોકારને ન માની, જો તેમના પાસે એ બધું જ હોય જે જમીનમાં છે અને તેના બરાબર એટલું જ, તો તે બધું પોતાની મુક્તિ માટે આપી દે, એ લોકોનો હિસાબ સખત થશે અને તેમનું ઠેકાણું જહન્નમ હશે, અને તે કેવું ખરાબ ઠેકાણું છે !

(૧૯) જે વ્યક્તિ એ જાણે છે કે જે કંઈ તમારા પ્રભુ-પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તે સત્ય છે. શું તે તેના સમાન હોઈ શકે છે જે આંધળો છે ? શિખામણ તો બુદ્ધિશાળી લોકો જ કબૂલ કરે છે.

(૨૦) એ લોકો, જેઓ અલ્લાહના કરારને પૂરો કરે છે અને તેના કરારને તોડતા નથી (૨૧) અને જેઓ તેને જોડે છે જેને અલ્લાહ જોડવાનો આદેશ

આપ્યો છે અને તેઓ પોતાના પ્રભુ-પાલનહારથી ડરે છે અને તેઓ ખરાબ હિસાબનો ભય રાખે છે (૨૨) અને જેમણે પોતાના પ્રભુ-પાલનહારની પ્રસન્નતા માટે ધૈર્ય દાખવ્યું અને નમાઝની સ્થાપના કરી, અને અમે જે પ્રદાન કરેલ છે તેમાંથી છૂપી રીતે અને જાહેર ખર્ચ કર્યો, અને જેઓ બૂરાઈને ભલાઈ વડે દૂર કરે છે, આખિરત (પરલોક)નું ઘર એ જ લોકો માટે છે. (૨૩) શાશ્વત બાગ છે, જેમાં તેઓ દાખલ થશે, અને તેઓ પણ જેઓ તેને પાત્ર બને, તેમના પૂર્વજો અને તેમની પત્નીઓ અને તેમના સંતાનોમાંથી, અને ફરિશ્તાઓ પ્રત્યેક દરવાજામાંથી તેમના પાસે આવશે, (૨૪) કહેશે, તમારા લોકો પર સલામતી થાય એ ધૈર્યના બદલામાં જે તમે કર્યું. બસ, કેટલું સરસ છે આ આખિરતનું ઘર !

(૨૫) અને જે લોકો અલ્લાહના કરારને દૃઢ કર્યા પછી તોડી નાખે છે અને તેને કાપે છે જેને અલ્લાહે જોડવાનો આદેશ આપ્યો છે અને ધરતી પર બગાડ અને ઉપદ્રવ કરે છે, એવા લોકો પર ફિટકાર છે અને તેમના માટે ખરાબ ઘર છે. (૨૬) અલ્લાહ જેને ઇચ્છે છે રોજી વધારે આપે છે અને જેના માટે ઇચ્છે છે તંગ કરી દે છે, અને તેઓ દુનિયાના જીવન પર ખુશ છે, અને દુનિયાનું જીવન આખિરતની તુલનામાં એક તુચ્છ સામાન સિવાય બીજું કંઈ નથી.

(૨૭) અને જેમણે ઇન્કાર કર્યો, તેઓ કહે છે કે આ વ્યક્તિ પર તેના પ્રભુ-પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ ઉતારવામાં ન આવી ? કહો કે અલ્લાહ જેને ઇચ્છે છે પથભ્રષ્ટ કરે છે અને તે માર્ગ તેને બતાવે છે, જે તેના તરફ ધ્યાન કરે. (૨૮) એ લોકો, જેઓ ઈમાન લાવ્યા અને જેમનાં હૃદય અલ્લાહની યાદથી સંતુષ્ટ થાય છે. સાંભળો, અલ્લાહના સ્મરણથી જ હૃદયોને શાંતિ પ્રાપ્ત થાય છે. (૨૯) જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા, તેમના માટે ખુશખબર છે અને ઉત્તમ ઠેકાણું છે.

(૩૦) એ જ રીતે અમે તમને મોકલ્યા છે, એક ઉમ્મત (સમુદાય)માં, જેનાથી પહેલા ઘણી ઉમ્મતો વિતી ચૂકી છે, જેથી તમે લોકોને એ સંદેશ સંભળાવી દો, જે અમે તમારા તરફ મોકલ્યો છે, અને તેઓ મહેરબાન અલ્લાહનો ઈન્કાર કરી રહ્યા છે. કહો કે એ જ મારો રબ (પ્રભુ-પાલનહાર) છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેના પર જ મેં ભરોસો કર્યો અને તેના જ તરફ પાછા ફરવાનું છે.

(૩૧) અને જો એવું કુર્આન અવતરિત થતું, જેનાથી પહાડો ચાલવા લાગતા, અથવા તેનાથી જમીન ટુકડે-ટુકડા થઈ જતી, અથવા તેનાથી મડદાં બોલવા લાગતા, બલ્કે બધી સત્તા અલ્લાહ માટે જ છે. શું ઈમાન લાવનારાઓને તેનાથી સંતોષ નથી કે જો અલ્લાહ ઈચ્છતો તો તમામ લોકોને માર્ગદર્શન આપી દેતો, અને ઈન્કાર કરનારાઓ પર કોઈને કોઈ આપત્તિ આવતી રહે છે તેમનાં કર્મોના કારણે, અથવા તેમની વસ્તીના નજીક ક્યાંક ઉતરતી રહેશે, ત્યાં સુધી કે અલ્લાહનું વચન પૂરું થઈ જાય. ચોક્કસ, અલ્લાહ વચનનું ઉલ્લંઘન નથી કરતો. (૩૨) અને તમારાથી પહેલા પણ ઈશદૂતોની મજાક ઉડાવવામાં આવી, તો મેં ઈન્કાર કરનારાઓને ઢીલ આપી, પછી મેં તેમને પકડી લીધા. તો જુઓ, કેવી હતી મારી સજા !

(૩૩) પછી શું જે દરેક વ્યક્તિના કર્મોનો હિસાબ કરવાવાળો છે (અને તે જે કોઈ વસ્તુ પર સામર્થ્ય નથી રાખતો, સમાન છે ?) અને લોકોએ અલ્લાહના ભાગીદાર બનાવી લીધા છે. કહો કે તેમનું નામ લો. શું તમે અલ્લાહને કોઈ એવી વસ્તુના સમાચાર આપી રહ્યા છો, જેને તે ધરતીમાં નથી જાણતો ? અથવા તમે ઉપર-ઉપરની વાતો કરી રહ્યા છો ? બલ્કે ઈન્કાર કરનારાઓને તેમનો ધોકો આકર્ષક બનાવી દેવામાં આવ્યો છે, અને તેમને માર્ગથી રોકી દેવામાં આવ્યા છે, અને અલ્લાહ જેને પથભ્રષ્ટ કરે તેને કોઈ માર્ગ બતાવનાર નથી.

(૩૪) તેમના માટે દુનિયાના જીવનમાં પણ યાતના છે અને પરલોકની યાતના તો ખૂબ જ કઠોર છે. કોઈ તેમને અલ્લાહથી બચાવનાર નથી.

(૩૫) અને જન્નત (સ્વર્ગ)નું ઉદાહરણ, જેનું ઈશભય રાખનારાં-સંયમી લોકોને વચન આપવામાં આવ્યું છે, એ છે કે તેના નીચે નહેરો વહેતી હશે. તેનાં ફળ અને છાંયડો હંમેશા રહેશે. આ પરિણામ એ લોકોનું છે, જેઓ અલ્લાહથી ડરે અને ઈન્કાર કરનારાઓનું પરિણામ આગ છે.

(૩૬) અને જે લોકોને અમે ગ્રંથ આપ્યો હતો, તેઓ એ વસ્તુ પર ખુશ છે, જે તમારા પર અવતરિત કરવામાં આવેલ છે, અને એ સમૂહોમાં એવાં પણ છે, જેઓ તેના અમુક ભાગનો ઈન્કાર કરે છે. કહો કે મને આદેશ આપવામાં આવ્યો છે કે હું અલ્લાહની ઉપાસના કરું અને કોઈને તેનો ભાગીદાર ન ઠરાવું. હું તેના જ તરફ બોલાવું છું અને તેના જ તરફ મારે પાછા ફરવાનું છે. (૩૭) અને એ જ પ્રમાણે અમે આને એક આદેશની હેસિયતે અરબીમાં અવતરિત કરેલ છે, અને જો તમે તેમની ઈચ્છાઓનું અનુસરણ કરો, એ પછી કે તમારા પાસે જ્ઞાન આવી ચૂક્યું છે, તો અલ્લાહની સામે ન તમારો કોઈ મદદગાર હશે અને ન (તમને) કોઈ બચાવનાર.

(૩૮) અને અમે તમારાથી પહેલા કેટલાય ઈશદૂતો મોકલ્યા અને અમે તેમને પત્નીઓ અને સંતાનો પ્રદાન કર્યા અને કોઈ ઈશદૂત માટે સંભવ નથી કે તે અલ્લાહની અનુમતિ વગર કોઈ નિશાની લઈ આવે. દરેક કરાર લેખિત છે. (૩૯) અલ્લાહ જેને ઈચ્છે છે નષ્ટ કરે છે અને જેને ઈચ્છે છે બાકી રાખે છે, અને તેના જ પાસે છે મૂળ ગ્રંથ.

(૪૦) અને જેનો અમે તેમનાથી કરાર કરી રહ્યા છીએ, તેનો અમુક ભાગ અમે તમને બતાવી દઈએ અથવા અમે તમને મૃત્યુ આપી દઈએ, બસ તમારા શિરે કેવળ પહોંચાડી દેવાનું છે અને અમારા શિરે છે હિસાબ લેવો. (૪૧) શું

તેઓ જોતા નથી કે અમે ધરતીને તેના આસપાસથી ઘટાડતા આવી રહ્યા છીએ ? અને અલ્લાહ નિર્ણય કરે છે, કોઈ તેના નિર્ણયને હટાવનાર નથી અને તે જલ્દી હિસાબ લેવાવાળો છે. (૪૨) જે તેમનાથી પહેલા હતા, તેમણે પણ યુક્તિઓ કરી, પરંતુ તમામ યુક્તિઓ અલ્લાહના અધિકારમાં છે. તે જાણે છે કે દરેક શું કરી રહ્યો છે અને ઈન્કાર કરનારાઓ જલ્દી જાણી લેશે કે આખિરત (પરલોક)નું ઘર કોના માટે છે.

(૪૩) અને ઈન્કાર કરનારાઓ કહે છે કે તમે અલ્લાહના મોકલેલા નથી. કહો કે મારા અને તમારા વચ્ચે અલ્લાહની સાક્ષી પૂરતી છે, અને તેની સાક્ષી જેમના પાસે ગ્રંથનું જ્ઞાન છે.

—●—

# ૧૪. સૂરઃ ઈબ્રાહીમ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-રા. આ ગ્રંથ છે, જેને અમે તમારા તરફ અવતરિત કર્યો છે, જેથી તમે લોકોને અંધકારમાંથી કાઢીને અજવાળા તરફ લાવો, તેમના રબ (પ્રભુ-પાલનહાર)ના આદેશથી, પ્રભુત્વશાળી અને પ્રશંસનીય અલ્લાહના માર્ગ તરફ. (૨) એ અલ્લાહ તરફ કે આકાશો અને ધરતીમાં જે કંઈ છે, સર્વ તેનું જ છે અને ઈન્કાર કરનારાઓ માટે એક કઠોર યાતનાનો વિનાશ છે, (૩) જેઓ આખિરત (પરલોક)ની તુલનામાં દુનિયાના જીવનને પસંદ કરે છે અને અલ્લાહના માર્ગથી રોકે છે અને તેમાં વિકૃતિ કાઢવા ઇચ્છે છે, એ લોકો માર્ગથી ભટકીને દૂર જઈ પડ્યા છે.

(૪) અને અમે જે પયગંબર પણ મોકલ્યો, તેની જાતિની ભાષામાં મોકલ્યો, જેથી તે તેમના સામે વર્ણવી દે, પછી અલ્લાહ જેને ઇચ્છે છે ભટકાવી

દે છે અને જેને ઈચ્છે છે માર્ગદર્શન આપે છે. તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૫) અને અમે મૂસાને અમારી નિશાનીઓની સાથે મોકલ્યો કે પોતાની જાતિને અંધકારમાંથી કાઢીને અજવાળામાં લાવો અને તેમને અલ્લાહનું સ્મરણ કરાવો. નિઃશંક, તેમના અંદર મોટી નિશાનીઓ છે પ્રત્યેક એ વ્યક્તિ માટે જે ધૈર્ય અને આભાર વ્યક્ત કરનારાં હોય.

(૬) અને જ્યારે મૂસાએ પોતાની જાતિને કહ્યું કે પોતાના ઉપર અલ્લાહના ઈનામને યાદ કરો, જ્યારે કે તેણે તમને ફિરઔનની જાતિથી છોડાવ્યા, જેઓ તમને કષ્ટદાયક તકલીફો પહોંચાડતા હતા અને જેઓ તમારા છોકરાઓને મારી નાખતા હતા અને તમારી સ્ત્રીઓને જીવતી રાખતા હતા, અને તેમાં તમારા પ્રભુ-પાલનહાર તરફથી મોટી પરીક્ષા હતી, (૭) અને જ્યારે તમારા રબે તમને સાવધાન કરી દીધા કે જો તમે આભાર વ્યક્ત કરશો, તો હું તમને વધારે આપીશ, અને જો તમે કૃતઘ્નતા કરશો તો મારી યાતના ખૂબ કઠોર છે. (૮) અને મૂસાએ કહ્યું કે જો તમે ઈન્કાર કરો અને ધરતીના બધા લોકો પણ ઈન્કાર કરનારા બની જાય તો અલ્લાહ નિરપેક્ષ છે, ખૂબીઓવાળો છે.

(૯) શું તમને એ લોકોના સમાચાર નથી પહોંચ્યા, જેઓ તમારા પહેલા વિતી ચૂક્યા છે. નૂહની જાતિ અને આદ અને સમૂદ અને જે લોકો તેમના પછી થયા છે, જેમને અલ્લાહ સિવાય કોઈ નથી જાણતું. તેમના પયગંબરો તેમના પાસે દલીલો લઈને આવ્યા, તો તેમણે પોતાના હાથ તેમના મોઢા પર મૂકી દીધા અને કહ્યું કે જે તમને આપીને મોકલવામાં આવ્યા છે અમે તેને નથી માનતા અને જે વસ્તુ તરફ તમે અમને બોલાવો છો, અમે તેના વિશે ખૂબ દ્વિધાજનક સંદેહમાં પડેલા છીએ.

(૧૦) તેમના પયગંબરોએ કહ્યું, શું અલ્લાહ વિશે સંદેહમાં છો, જે આકાશો અને ધરતીને અસ્તિત્વમાં લાવવાવાળો છે. તે તમને બોલાવી રહ્યો

છે કે તમારા ગુનાઓ માફ કરી દે અને તમને એક નિશ્ચિત મુદ્દત સુધી મહેતલ આપે. તેમણે કહ્યું કે તમે તેના સિવાય કંઈ નથી કે અમારા જેવા એક મનુષ્ય છો. તમે ઇચ્છો છો કે અમને એ વસ્તુઓની ઉપાસનાથી રોકી દો, જેની ઉપાસના અમારા બાપ-દાદાઓ કરતા હતા. તમે અમારા સામે કોઈ સ્પષ્ટ પ્રમાણ લઈ આવો.

(૧૧) તેમના ઈશદૂતોએ તેમને કહ્યું, અમે તેના સિવાય કંઈ નથી કે તમારા જ જેવા મનુષ્ય છીએ, પરંતુ અલ્લાહ પોતાના બંદાઓમાંથી જેના પર ઇચ્છે છે, પોતાનું ઇનામ ફરમાવે છે અને આ અમારા અધિકારમાં નથી કે અમે તમને કોઈ ચમત્કાર બતાવીએ અલ્લાહના કોઈ આદેશ વગર, અને ઈમાનવાળાઓને અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ. (૧૨) અને અમે કેમ અલ્લાહ પર ભરોસો ન કરીએ, જ્યારે કે તેણે અમને અમારા માર્ગો બતાવ્યા, અને જે તકલીફ તમે અમને આપશો, અમે તેના પર ધૈર્ય કરીશું, અને ભરોસો કરવા-વાળાઓએ અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ.

(૧૩) અને ઇન્કાર કરનારાઓએ પોતાના પયગંબરોને કહ્યું કે કાં તો અમે તમને અમારી ભૂમિમાંથી હાંકી કાઢીશું અથવા તમારે અમારા પંથ પર પાછા આવવું પડશે. તો પયગંબરોના પ્રભુ-પાલનહારે તેમના પર વહી (પ્રકાશના) મોકલી કે અમે આ અત્યાચારીઓને નષ્ટ કરી નાખીશું, (૧૪) અને તેમના પછી તમને ભૂમિમાં વસાવીશું. આ એ વ્યક્તિ માટે છે, જે અમારા સામે ઊભા રહેવાથી ડરે અને જે મારી ધમકીથી ડરે.

(૧૫) અને તેમણે નિર્ણય ચાહ્યો અને દરેક વિદ્રોહી, જિદ્દી નિરાશ થયો. (૧૬) તેના આગળ નર્ક છે અને તેને પરુ ભળેલું પાણી પીવા માટે આપવામાં આવશે. (૧૭) તે તેને ઘૂંટ-ઘૂંટ પીશે અને તેને ગળાથી નીચે મુશ્કેલીથી ઉતારી શકશે. મૃત્યુ તેના તરફ દરેક બાજુથી છવાયેલું હશે, પરંતુ તે કોઈપણ રીતે

મરશે નહીં અને તેના આગળ કઠોર યાતના હશે.

(૧૮) જે લોકોએ પોતાના રબ (પ્રભુ-પાલનહાર)નો ઈન્કાર કર્યો, તેના કર્મો રાખની જેમ છે, જેને એક તોફાની દિવસની આંધીએ ઉડાવી દીધા હોય. તે પોતે કરેલ (કર્મો)માંથી કંઈપણ પામી નહીં શકે. આ જ દૂરની પથભ્રષ્ટતા છે. (૧૯) શું તમે નથી જોયું કે અલ્લાહે આકાશો અને ધરતીને તદ્દન ઠીકઠાક પેદા કર્યા છે. જો તે ઈચ્છે તો તમને લોકોને લઈ જાય અને એક નવું સર્જન લઈ આવે. (૨૦) અને આ અલ્લાહ માટે કંઈ મુશ્કેલ નથી.

(૨૧) અને અલ્લાહની સામે બધા જ રજૂ થશે. પછી નિર્બળ લોકો એ લોકોને કહેશે, જેઓ મોટાઈવાળા હતા, અમે તમારા આધીન હતા, તો શું તમે અલ્લાહની યાતનાથી કંઈક અમને બચાવશો ? તેઓ કહેશે કે જો અલ્લાહ અમને કોઈ રસ્તો બતાવતો, તો અમે તમને પણ અવશ્ય બતાવી દેતા. હવે અમારા માટે એક સરખું છે કે અમે વ્યાકુળ થઈએ કે ધીરજ રાખીએ, અમારા બચવાનો કોઈ ઉપાય નથી.

(૨૨) અને જ્યારે મામલાનો નિર્ણય થઈ જશે તો શૈતાન કહેશે કે અલ્લાહે તમારા સાથે સાચો વાયદો કર્યો હતો અને મેં તમારા સાથે વાયદો કર્યો, તો મેં તેનું ઉલ્લંઘન કર્યું, અને મારું તમારા પર કોઈ જોર નહોતું, પરંતુ એ કે મેં તમને બોલાવ્યા તો તમે મારી વાતને માની લીધી. હવે તમે મને દોષિત ન ઠરાવો, અને તમે સ્વયં પોતાને દોષિત ઠરાવો. ન હું તમારો મદદગાર બની શકું છું અને ન તમે મારા મદદગાર બની શકો છો. હું સ્વયં તેનાથી વિમુક્ત છું કે તમે આનાથી પહેલા મને (અલ્લાહ સાથે) ભાગીદાર ઠરાવતા હતા. નિઃશંક, અત્યાચારીઓ માટે પીડાદાયક યાતના છે.

(૨૩) અને જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્યો કર્યા તેમને એવા બાગોમાં દાખલ કરવામાં આવશે, જેના નીચે નહેરો વહેતી હશે. તેમાં તેઓ

પોતાના રબના આદેશથી હંમેશા રહેશે. તેમાં તેમનું અભિવાદન એક-બીજા પર સલામતીની સાથે થશે.

(૨૪) શું તમે નથી જોયું, કેવી રીતે ઉદાહરણ આપ્યું અલ્લાહે કલ્મએ-તય્યિબા (પવિત્ર અને ઉચ્ચતમ્ બોલ)નું. તે એક પવિત્ર વૃક્ષની જેમ છે, જેનાં મૂળ જમીનમાં જામેલાં છે અને જેની શાખાઓ આકાશ સુધી પહોંચેલી છે. (૨૫) તે પ્રત્યેક સમયે પોતાનું ફળ આપે છે પોતાના રબની આજ્ઞાથી, અને અલ્લાહ લોકો માટે દૃષ્ટાંત આપે છે, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે, (૨૬) અને કલ્મએ-ખબીસા (અપવિત્ર અને નિમ્નતમ્ બોલ)નું ઉદાહરણ એક ખરાબ વૃક્ષનું છે, જેને જમીનના ઉપરથી જ ઉખાડી લેવામાં આવે. તેને કોઈ સ્થાયિત્વ નથી.

(૨૭) અલ્લાહ ઈમાનવાળાઓને એક સુદૃઢ વાતથી દુનિયા અને આખિરત (પરલોક)માં મજબૂત કરે છે, અને અલ્લાહ અત્યાચારીઓને ભટકાવી દે છે, અને અલ્લાહ કરે છે, જે તે ઈચ્છે છે.

(૨૮) શું તમે એ લોકોને નથી જોયા, જેમણે અલ્લાહની કૃપાના બદલામાં કુફ્ર (અધર્મ) આચર્યું અને જેમણે પોતાની જાતિને વિનાશના ઘરમાં પહોંચાડી દીધી. (૨૯) તેઓ તેમાં દાખલ થશે અને તે કેવું ખરાબ ઠેકાણું છે ! (૩૦) અને તેમણે (બીજાઓને) અલ્લાહના સમકક્ષ ઠરાવ્યા, જેથી તેઓ લોકોને અલ્લાહના માર્ગથી ભટકાવી દે. કહો કે થોડાક દિવસો ફાયદો ઉઠાવી લો, છેવટે તમારું ઠેકાણું નર્ક છે.

(૩૧) મારા જે બંદાઓ ઈમાન લાવ્યા છે, તેમને કહી દો કે તેઓ નમાઝ સ્થાપિત કરે અને જે કંઈ અમે તેમને પ્રદાન કર્યું છે, તેમાંથી જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે, એ પહેલાં કે એ દિવસ આવી જાય, જેમાં ન ખરીદ-વેચાણ થશે અને ન મિત્રતા કામ લાગશે.

(૩૨) અલ્લાહ એ છે, જેણે આકાશ અને ધરતીનું સર્જન કર્યું અને આકાશમાંથી પાણી વરસાવ્યું. પછી તેનાથી વિભિન્ન ફળ કાઢ્યા તમારી આજીવિકા માટે અને નૌકાને તમારા માટે વશમાં કરી દીધી કે સમુદ્રમાં તેના આદેશથી ચાલે અને તેણે નદીઓને તમારા માટે આધીન કરી દીધી. (૩૩) અને તેણે સૂર્ય અને ચંદ્રને તમારા માટે વશમાં કરી દીધા કે અવિરત ચાલ્યા જઈ રહ્યા છે અને તેણે રાત અને દિવસને તમારા માટે વશમાં કરી લીધા. (૩૪) અને તેણે તમને દરેક વસ્તુમાંથી આપ્યું, જે તમે માંગ્યું. જો તમે અલ્લાહની કૃપાઓને ગણો, તો તમે ગણી શકતા નથી. નિઃશંક, મનુષ્ય ખૂબ જ અન્યાયી અને મોટો અપકારી અને કૃતઘ્ન છે.

(૩૫) અને જ્યારે ઈબ્રાહીમે કહ્યું, હે મારા રબ ! આ શહેરને શાંતિવાળું બનાવી દે, અને મને અને મારી સંતાનને તેનાથી દૂર રાખ કે અમે મૂર્તિઓની પૂજા-ઉપાસના કરીએ. (૩૬) હે મારા માલિક ! આ મૂર્તિઓએ ઘણા લોકોને પથભ્રષ્ટ કરી દીધા. હવે જેણે મારું અનુસરણ કર્યું તે મારો છે, અને જેણે મારું કહ્યું ન માન્યું, તો તું ક્ષમાશીલ, મહેરબાન છે.

(૩૭) હે અમારા પાલનહાર ! મેં મારી સંતાનને એક વેરાન ખીણમાં તારા પ્રતિષ્ઠિત ઘરની પાસે વસાવી છે. હે અમારા રબ ! જેથી તેઓ નમાઝની સ્થાપના કરે. હવે તું લોકોના હૃદયને આની તરફ આકૃષ્ટ કરી દે અને તેમને ફળોની રોજી પ્રદાન કર, જેથી તેઓ આભાર વ્યક્ત કરે.

(૩૮) હે અમારા રબ ! તું જાણે છે , જે કંઈ અમે છુપાવીએ છીએ અને જે કંઈ અમે જાહેર કરીએ છીએ, અને અલ્લાહથી કોઈ વસ્તુ છૂપી નથી, ન જમીનમાં અને ન આકાશમાં. (૩૯) આભાર છે એ અલ્લાહનો, જેણે મને ઘડપણમાં ઈસ્માઈલ અને ઈસ્હાક (જેવા પુત્રો) આપ્યા. નિઃશંક, મારો પ્રભુ-પાલનહાર દુઆ સાંભળવાવાળો છે. (૪૦) હે મારા રબ ! મારી દુઆ કબૂલ

કર. (૪૧) હે અમારા માલિક ! મને માફ કર અને મારા માતા-પિતાને અને મોમિનો (ઈમાનવાળાઓ)ને, એ દિવસે જ્યારે કે હિસાબ થશે.

(૪૨) અને કલ્પના પણ ન કરો કે અલ્લાહ તેનાથી અજાણ છે જે અત્યાચારી લોકો કરી રહ્યા છે. તેઓ તેમને એ દિવસ માટે ઢીલ આપી રહ્યો છે, જે દિવસે આંખો પથરાઈ જશે. (૪૩) તેઓ માથું ઊંચું કરીને ભાગી રહ્યા હશે. તેમની દૃષ્ટિ તેમના તરફ હટીને નહીં આવે અને તેમનાં હૃદય બેબાકળાં હશે.

(૪૪) અને લોકોને એ દિવસથી ડરાવી દો, જે દિવસે તેમના પર યાતના આવશે. તે વખતે અત્યાચારી લોકો કહેશે કે હે અમારા પ્રભુ-પાલનહાર ! અમને થોડી મહેતલ વધારે આપી દે, અમે તારા આમંત્રણનો સ્વીકાર કરી લઈશું અને ઈશદૂતોનું અનુસરણ કરીશું. શું તમે આનાથી પહેલાં સોગંદો નહોતી ખાધી કે તમારા પર કોઈ પતન આવવાનું નથી ? (૪૫) અને તમે એ લોકોની વસ્તીઓમાં રહેતા હતા, જેમણે પોતાની જાત પર અત્યાચાર કર્યો. (૪૬) અને તેમણે પોતાની બધી યુક્તિઓ કરી અને તેમની યુક્તિઓ અલ્લાહ સામે હતી, જો કે તેમની યુક્તિઓ એવી હતી કે તેનાથી પહાડ પણ હચમચી જાય.

(૪૭) તેથી તમે અલ્લાહને પોતાના પયગંબરોથી કરેલ વાયદાઓનું ઉલ્લંઘન કરનાર ન સમજો. નિઃશંક, અલ્લાહ પ્રભુત્વશાળી છે, બદલો લેવાવાળો છે. (૪૮) જે દિવસે આ ધરતી બીજી ધરતીથી બદલાઈ જશે અને આકાશ પણ, અને સૌ એક પ્રભુત્વશાળી અલ્લાહ સમક્ષ રજૂ થશે, (૪૯) અને તમે એ દિવસે ગુનેગારોને જંજીરોમાં જકડાયેલા જોશો. (૫૦) તેમના પોશાક ડામરના હશે, અને તેમના ચહેરાઓ પર આગ છવાયેલી હશે, (૫૧) જેથી અલ્લાહ દરેક વ્યક્તિને તેનો બદલો આપે. નિઃશંક, અલ્લાહ જલ્દી હિસાબ લેવાવાળો છે. (૫૨) લોકો માટે આ એક ઘોષણા છે, એટલા માટે કે તેના

દ્વારા તેમને સચેત કરી દેવામાં આવે, અને એટલા માટે કે તેઓ જાણી લે કે એ જ એક ઉપાસ્ય છે અને એટલા માટે કે બુદ્ધિશાળી લોકો શિખામણ પ્રાપ્ત કરે.

—●—

## ૧૫. સૂરઃ અલ-હિજ્ર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-રા. આ આયતો છે ગ્રંથની અને એક સ્પષ્ટ કુર્આનની.

**★(૨) એ સમય આવશે, જ્યારે ઈન્કાર કરવાવાળા લોકો અભિલાષા કરશે** જ્યારે ઈન્કાર કરનારા લોકો અભિલાષા કરશે કે કાશ, તેઓ માનવાવાળા બન્યા હોત ! (૩) તેમને છોડો કે તેઓ ખાય અને ફાયદો ઉઠાવે અને કાલ્પનિક આશાઓ તેમને ભુલાવામાં નાખી રાખે, તેથી હવે પછી તેઓ જાણી લેશે. (૪) અને અમે તેમના પહેલા જે વસ્તીને પણ નષ્ટ કરી છે તેનો એક નિશ્ચિત સમય લખેલો હતો. (૫) કોઈ જાતિ ન પોતાના નિશ્ચિત સમયથી આગળ વધે છે અને ન પાછળ હટે છે.

(૬) અને આ લોકો કહે છે કે હે એ વ્યક્તિ, જેના પર શિખામણ અવતરિત થઈ છે, તું નિઃસંદેહ પાગલ છે. (૭) જો તું સાચો છે, તો અમારા પાસે ફરિશ્તાઓને કેમ લઈ નથી આવતો ? (૮) અમે ફરિશ્તાઓને માત્ર નિર્ણય માટે ઉતારીએ છીએ અને તે વખતે લોકોને મહેતલ આપવામાં નથી આવતી.

(૯) આ અનુસ્મરણ (ગ્રંથ) અમે જ અવતરિત કરેલ છે અને અમે જ તેના સંરક્ષક છીએ.

(૧૦) અને અમે તમારાથી પહેલા વિતી ગયેલ જાતિઓમાં રસૂલો (ઈશદૂતો) મોકલી ચૂક્યા છીએ. (૧૧) અને જે ઈશદૂત પણ તેમના પાસે આવ્યો, તેઓ તેનો ઉપહાસ કરતા રહ્યા. (૧૨) એ જ પ્રમાણે અમે આ (ઉપહાસ) ગુનેગારોના હૃદયમાં નાખી દઈએ છીએ. (૧૩) તેઓ તેના પર

ઈમાન નહીં લાવે અને આ પ્રચલન અગાઉના લોકોથી ચાલતું આવ્યું છે. (૧૪) અને જો અમે તેમના માટે ઈમાનનો દરવાજો ખોલી દેતા, જેના પર તેઓ ચઢવા લાગતા, (૧૫) તો પણ તેઓ કહી દેતા કે અમારી આંખોને ધોકો થઈ રહ્યો છે, બલ્કે અમારા પર જાદૂ કરી દેવામાં આવ્યું છે.

(૧૬) અને આકાશમાં બુરજ (તારામંડળો) બનાવ્યા અને જોવાવાળાઓ માટે તેને સુશોભિત કર્યા. (૧૭) અને તેને દરેક તિરસ્કૃત શૈતાનથી સુરક્ષિત કર્યા. (૧૮) જો કોઈ ચોરીછુપે સાંભળવા માટે કાન લગાવે છે, તો એક ધગધગતો અંગારો તેનો પીછો કરે છે.

(૧૯) અને અમે ધરતીને ફેલાવી અને તેના પર અમે પહાડો મૂકી દીધા અને તેમાં દરેક વસ્તુ એક અંદાજ પ્રમાણે ઊગાડી. (૨૦) અને અમે તમારા માટે તેમાં આજીવિકાના સંસાધનો બનાવ્યા અને એ વસ્તુઓ, જેને તમે રોજી નથી આપતા.

(૨૧) અને કોઈ વસ્તુ એવી નથી, જેના ખજાનાઓ અમારા પાસે ન હોય અને અમે તેને એક નિર્ધારિત અંદાજ પ્રમાણે જ ઉતારીએ છીએ. (૨૨) અને અમે જ હવાઓને ફળદાયી બનાવીને ચલાવીએ છીએ. પછી અમે આકાશમાંથી પાણી વરસાવીએ છીએ, પછી એ પાણીથી તમને તૃપ્ત કરીએ છીએ, અને તમારા વશમાં નહોતું કે તમે તેનો સંગ્રહ કરીને રાખતા.

(૨૩) અને નિઃસંદેહ, અમે જ જીવંત કરીએ છીએ અને અમે જ મૃત્યુ આપીએ છીએ, અને અમે જ બાકી રહી જઈશું. (૨૪) અને અમે તમારા પૂરોગામીઓને પણ જાણીએ છીએ અને તમારા અનુગામીઓને પણ જાણીએ છીએ. (૨૫) અને નિઃશંક, તમારો રબ (પ્રભુ-પાલનહાર) આ સૌને એકત્ર કરશે. તે જ્ઞાનવાળો છે, તત્ત્વદર્શી છે.

(૨૬) અને અમે મનુષ્યને કોહવાયેલા ગારાની સૂકી માટીમાંથી બનાવ્યો.

(૨૭) અને તેનાથી પહેલા જિન્નાતોને અમે આગની જ્વાળાઓમાંથી પેદા કર્યા.

(૨૮) અને જ્યારે તારા પાલનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું કોહવાયેલા ગારાની સૂકી માટીમાંથી એક મનુષ્ય પેદા કરવાનો છું. (૨૯) જ્યારે હું તેને સંપૂર્ણ બનાવી દઉં અને તેમાં મારી રૂહ (આત્મા)માંથી ફૂંકી દઉં, તો તમે તેના માટે સિજદામાં પડી (દંડવત્ થઈ) જજો. (૩૦) તેથી તમામ ફરિશ્તાઓએ સિજદો કર્યો. (૩૧) પરંતુ ઈબલિસે, કે તેણે સિજદો કરનારાઓનો સાથ આપવાનો ઈન્કાર કરી દીધો. (૩૨) અલ્લાહે કહ્યું, હે ઈબલિસ ! તને શું થયું કે તું સિજદો કરનારાઓમાં સામેલ ન થયો ? (૩૩) ઈબલિસે કહ્યું કે હું એવો નથી કે મનુષ્યને સિજદો કરું, જેને તેં કોહવાયેલા ગારાની સૂકી માટીમાંથી પેદા કર્યો છે.

(૩૪) અલ્લાહે કહ્યું, તું અહીંથી નીકળી જા, કેમ કે તું તિરસ્કૃત છે. (૩૫) અને નિઃશંક, તારા પર બદલાના દિવસ સુધી ફિટકાર છે. (૩૬) ઈબલિસે કહ્યું, હે મારા રબ ! તું મને એ દિવસ સુધી મહેતલ આપ, જે દિવસે લોકોને ઉઠાવવામાં આવશે. (૩૭) અલ્લાહે કહ્યું, તને મહેતલ છે, (૩૮) એ નિર્ધારિત દિવસ સુધી.

(૩૯) ઈબલિસે કહ્યું, હે મારા રબ ! જે રીતે તેં મને પથભ્રષ્ટ કર્યો છે, એ જ રીતે હું ધરતીમાં તેમના માટે આકર્ષણો (પેદા) કરીશ અને સૌને પથભ્રષ્ટ કરીશ, (૪૦) સિવાય એ લોકોના જે તારા પસંદ કરેલા બંદાઓ છે.

(૪૧) અલ્લાહે ફરમાવ્યું, આ એક સીધો માર્ગ છે, જે મારા સુધી પહોંચે છે. (૪૨) નિઃશંક, જે મારા બંદાઓ છે, તેના પર તારું કોઈ જોર નહીં ચાલે, સિવાય તેમના જેઓ પથભ્રષ્ટ લોકોમાંથી તારું અનુસરણ કરે, (૪૩) અને એ સૌ લોકો માટે નર્કનું મારું વચન છે. (૪૪) તેના સાત દરવાજા છે. દરેક

દરવાજા માટે એ લોકોના અલગ-અલગ ભાગો છે.

(૪૫) નિઃશંક, (ઈશ્વરથી) ડરવાવાળા લોકો બાગો અને ઝરણાઓમાં હશે. (૪૬) દાખલ થઈ જાઓ તેમાં સલામતી અને શાંતિની સાથે, (૪૭) અને તેમના મનનાં દ્વેષ અમે બહાર કાઢી નાખીશું, સૌ ભાઈ-ભાઈની જેમ રહેશે, સિંહાસનો પર આમને-સામને, (૪૮) ત્યાં તેમને કોઈ તકલીફ નહીં પહોંચે અને ન તેમને ત્યાંથી કાઢવામાં આવશે. (૪૯) મારા બંદાઓને સમાચાર આપી દો કે હું ક્ષમાશીલ, દયાળુ છું, (૫૦) અને મારી સજા પીડાદાયક સજા છે.

(૫૧) અને તેમને ઈબ્રાહીમના મહેમાનોના વૃત્તાંતથી સાવધાન કરો, (૫૨) જ્યારે તેઓ તેના પાસે આવ્યા, પછી સલામ કર્યો. ઈબ્રાહીમે કહ્યું કે અમે તમારા લોકોથી આશંકિત છીએ. (૫૩) તેમણે કહ્યું કે આશંકિત ન થાઓ, અમે તમને એક છોકરાની ખુશખબર આપીએ છીએ, જે ખૂબ જ્ઞાની હશે. (૫૪) ઈબ્રાહીમે કહ્યું, શું તમે આ ઘડપણમાં મને સંતાનની ખુશખબર આપો છો ! હવે તમે કઈ વસ્તુની મને ખુશખબર આપી રહ્યા છો ! (૫૫) તેમણે કહ્યું કે અમે તમને સત્યની સાથે ખુશખબર આપીએ છીએ. હવે તમે નિરાશ લોકોમાંથી ન બનો. (૫૬) ઈબ્રાહીમે કહ્યું કે પોતાના રબની દયાથી પથભ્રષ્ટ લોકો સિવાય બીજું કોણ નિરાશ થઈ શકે છે.

(૫૭) કહ્યું, હે મોકલવામાં આવેલ ફરિશ્તાઓ! હવે તમારું અભિયાન શું છે ? (૫૮) તેમણે કહ્યું કે અમે એક ગુનેગાર જાતિ તરફ મોકલવામાં આવ્યા છીએ. (૫૯) પરંતુ લૂતના ઘરવાળાઓ, કે અમે એ સૌને બચાવી લઈશું, (૬૦) સિવાય તેની પત્નીના કે અમે રોકી લીધી છે કે તે અવશ્ય ગુનેગાર લોકોમાં રહી જશે.

(૬૧) પછી જ્યારે મોકલવામાં આવેલ ફરિશ્તાઓ લૂતના પરિવારજનો

પાસે આવ્યા, (૬૨) તેણે કહ્યું કે તમે લોકો અજાણ્યા લાગો છો. (૬૩) એમણે કહ્યું કે ના, બલ્કે અમે તમારા પાસે એ વસ્તુ લઈને આવ્યા છીએ, જેમાં આ લોકો સંદેહ કરે છે, (૬૪) અને અમે તમારા પાસે સત્યની સાથે આવ્યા છીએ, અને અમે તદ્દન સાચા છીએ. (૬૫) હવે તમે થોડીક રાત બાકી રહે, પોતાના ઘરવાળાઓની સાથે નીકળી જાઓ, અને તમે તેમના પાછળ ચાલો અને તમારામાંથી કોઈ પાછળ ફરીને ન જુએ અને ત્યાં ચાલ્યા જાઓ, જ્યાં તમને જવાનો આદેશ છે. (૬૬) અને અમે લૂતની પાસે આદેશ મોકલ્યો કે સવાર થતાં જ એ લોકોનાં મૂળ ઉખડી જશે.

(૬૭) અને તમે અલ્લાહથી ડરો અને મને અપમાનિત ન કરો. (૭૦) તેણે કહ્યું, શું અમે તમને સમસ્ત સંસાર-જગતના લોકોથી મનાઈ નહોતી કરી દીધી ? (૭૧) તેણે કહ્યું, આ મારી પુત્રીઓ છે, જો તમારે (કંઈ) કરવું છે તો.

(૭૨) તારા પ્રાણના સોગંદ ! તેઓ પોતાના આવેશ અને મસ્તીમાં મસ્ત હતા. (૭૩) બસ, હવે દિવસ નીકળતાં જ તેમને ભયાનક તીવ્ર ચીસે ઝડપી લીધા. (૭૪) પછી અમે એ વસ્તીને ઉપરતળે કરી નાખી અને એ લોકો પર કાંકરીઓના પથ્થરોની વર્ષા કરી દીધી. (૭૫) નિઃશંક, આમાં નિશાનીઓ છે, ધ્યાન આપનારાઓ માટે, (૭૬) અને આ વસ્તી એક સીધા માર્ગ પર આવેલી છે. (૭૭) નિઃશંક, આમાં નિશાની છે ઈમાનવાળાઓ માટે.

(૭૮) અને ઐકાવાળા ચોક્કસ અત્યાચારી હતા. (૭૯) તેથી અમે તેમનાથી બદલો લીધો, અને આ બંને વસ્તીઓ ખુલ્લા માર્ગ પર આવેલી છે. (૮૦) અને હિજ્રવાળાઓએ પણ ઈશદૂતોને ખોટા ઠેરવ્યા. (૮૧) અને અમે તેમને અમારી નિશાનીઓ આપી. પરંતુ તેઓ તેનાથી મોઢું ફેરવતા રહ્યા. (૮૨) અને તેઓ પહાડોને કોતરીને તેમાં મકાનો બનાવતા હતા કે શાંતિથી રહે. (૮૩) તેથી તેમને સવારના સમયે તીવ્ર અવાજે ઝડપી લીધા. (૮૪) તેથી

તેમનું કર્યું-કરાવ્યું કંઈ કામ ન આવ્યું.

(૮૫) અને અમે આકાશો અને ધરતીને અને જે કંઈ તેના વચ્ચે છે, નિરુદ્દેશ્ય નથી પેદા કર્યા અને નિઃસંદેહ કયામત આવવાની છે. તેથી તમે ભલી રીતે દરગુજર કરો. (૮૬) નિઃશંક, તમારો રબ સૌનો સર્જનહાર છે, સર્વજ્ઞ છે.

(૮૭) અને અમે તમને વારંવાર પુનરાવર્તિત થતી સાત આયતો અને મહાન કુર્આન પ્રદાન કરેલ છે. (૮૮) તમે આ દુનિયાની સામગ્રી તરફ આંખ ઉઠાવીને પણ ન જુઓ, જે અમે તેમાંથી વિભિન્ન લોકોને આપેલ છે અને તેમના પર દુઃખી ન થાઓ અને ઈમાનવાળાઓ પર પોતાના સ્નેહભર્યા હાથને ઝુકાવી દો, (૮૯) અને કહો કે હું એક સ્પષ્ટ ડરાવનાર છું. (૯૦) એ જ રીતે અમે એ વિભાજિત કરનારાઓ તરફ પણ અવતરિત કરેલ હતો, (૯૧) જેમણે પોતાના કુર્આનના ટુકડે-ટુકડા કરી નાખ્યા. (૯૨) તેથી તારા રબના સોગંદ ! અમે આ સૌને અવશ્ય પૂછીશું, (૯૩) જે કંઈ તેઓ કરતા હતા.

(૯૪) તેથી જે વસ્તુનો તમને આદેશ મળ્યો છે, તેને ખોલીને સંભળાવી દો અને મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ની અવગણના કરો. (૯૫) અમે તમારા તરફથી આ મજાક કરનારાઓ માટે પૂરતા છીએ, (૯૬) જેઓ અલ્લાહની સાથે બીજા ઉપાસ્યોને ભાગીદાર બનાવે છે. બસ, ટૂંક સમયમાં જ તેઓ જાણી લેશે, (૯૭) અને અમે જાણીએ છીએ કે જે કંઈ તેઓ કહે છે. તેનાથી તમારા દિલને દુઃખ પહોંચે છે. (૯૮) તેથી તમે તમારા પ્રભુ-પાલનહારની પ્રશંસાની સાથે તેની 'તસ્બીહ' (જાપ) કરો, અને સિજદો (દંડવત્) કરનારાઓ પૈકી બનો, (૯૯) અને પોતાના પ્રભુ-પાલનહારની ઉપાસના કરો, ત્યાં સુધી કે તમારા પાસે વિશ્વસનીય વાત આવી જાય.

—●—

# ૧૬. સૂરઃ અન્-નહ્લ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) આવી ગયો અલ્લાહનો નિર્ણય, બસ હવે ઉતાવળ ન કરો. તે પવિત્ર છે અને સર્વોચ્ચ છે તેનાથી જેને તેઓ ભાગીદાર ઠરાવે છે. (૨) તે ફરિશ્તાઓને પોતાના આદેશની રૂહની સાથે ઉતારે છે પોતાના બંદાઓમાંથી જેના પર ઇચ્છે કે લોકોને સાવધાન કરી દો કે મારા સિવાય કોઈ ઉપાસનાને યોગ્ય નથી. તેથી મારાથી ડરો. (૩) તેણે આકાશો અને ધરતીને સત્યની સાથે પેદા કર્યાં છે. તે ઉચ્ચતર છે એ શિર્ક (અનેકેશ્વરવાદ)થી, જે તેઓ કરી રહ્યા છે.

(૪) તેણે મનુષ્યને એક ટીપાથી બનાવ્યો. પછી તે એકાએક ખુલ્લંખુલ્લા ઝઘડવા લાગ્યો, (૫) અને તેણે ચોપગાં (ઢોરો)ને બનાવ્યા, તેમાં તમારા માટે પોશાક પણ છે અને ખોરાક પણ અને બીજા ફાયદાઓ પણ અને તેમાંથી તમે ખાઓ પણ છો, (૬) અને તેમાં તમારા માટે સૌંદર્ય છે, જ્યારે કે સંધ્યા-કાળે તેમને લાવો છો અને જ્યારે પરોઢ વખતે છોડો છો, (૭) અને તે તમારા બોજ એવા સ્થળોએ પહોંચાડે છે, જ્યાં તમે ખૂબ મહેનત વગર પહોંચી શકતા નહોતા. નિઃશંક, તમારો પ્રભુ-પાલનહાર અત્યંત સ્નેહાળ, મહેરબાન છે. (૮) અને તેણે ઘોડા અને ખચ્ચર અને ગધેડાં પેદા કર્યાં, જેથી તમે તેમના પર સવારી કરો અને શોભા માટે પણ અને તે એવી વસ્તુઓ પેદા કરે છે, જેને તમે નથી જાણતા.

(૯) અને અલ્લાહ સુધી પહોંચે છે સીધો માર્ગ, અને કેટલાક માર્ગો વાંકાચૂકા અને વિકૃત પણ છે, અને જો અલ્લાહ ઇચ્છતો તો તમને સૌને માર્ગદર્શન આપી દેતો.

(૧૦) એ જ છે, જેણે આકાશોમાંથી પાણી ઉતાર્યું, તમે તેમાંથી પીવો છો અને તેનાથી જ વૃક્ષો થાય છે, જેમાં તમે ચરાવો છો. (૧૧) તે તેનાથી જ તમારા

માટે ખેતી અને જૈતૂન અને ખજૂર અને દ્રાક્ષ અને દરેક પ્રકારનના ફળો ઊગાડે છે. નિઃશંક, આમાં નિશાની છે એ લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે.

(૧૨) અને તેણે તમારા કામ માટે લગાવી દીધા રાતને અને દિવસને અને સૂર્યને અને ચંદ્રને, અને તારાઓ પણ તેના આદેશથી વશમાં છે. નિઃશંક, આમાં નિશાનીઓ છે બુદ્ધિશાળી લોકો માટે, (૧૩) અને ધરતીમાં જે વસ્તુઓ જુદા-જુદા પ્રકારની તમારા માટે ફેલાવી, નિઃશંક તેમાં નિશાની છે એ લોકો માટે જેઓ બોધપાઠ ગ્રહણ કરે.

(૧૪) અને એ જ છે, જેણે સમુદ્રને તમારા કામમાં લગાવી દીધો, જેથી તમે તેમાંથી તાજું માંસ ખાઓ અને તેમાંથી ઝવેરાત કાઢો, જેને તમે પહેરો છો અને તમે નૌકાઓને જુઓ છો કે તેમાં ચીરીને ચાલે છે, એટલા માટે કે તમે તેની કૃપાની શોધ કરો અને એટલા માટે કે તમે આભાર વ્યક્ત કરો.

(૧૫) અને તેણે ધરતી પર પહાડો મૂકી દીધા, જેથી તમને લઈને ડગમગવા ન લાગે અને તેણે નહેરો અને રસ્તાઓ બનાવ્યા, જેથી તમે માર્ગ પામો. (૧૬) અને બીજી ઘણી નિશાનીઓ પણ છે, અને લોકો તારાઓથી પણ રસ્તાની જાણકારી મેળવે છે.

(૧૭) પછી શું જે પેદા કરે છે તે બરાબર છે તેના જેઓ કંઈ પેદા કરતા નથી. (૧૮) જો તમે અલ્લાહની કૃપાઓને ગણો, તો તમે તેને ગણી નહીં શકો. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે, (૧૯) અને જાણે છે જે કંઈ તમે છુપાવો છો અને જે તમે જાહેર કરો છો.

(૨૦) અને જેમને લોકો અલ્લાહ સિવાય પોકારે છે, તેઓ કોઈ વસ્તુને પેદા નથી કરી શકતા અને તેમને સ્વયં પેદા કરવામાં આવ્યા છે. (૨૧) તેઓ મૃત છે, જેમાં જીવ નથી અને તેઓ નથી જાણતા કે તેમને ક્યારે ઉઠાવવામાં આવશે. (૨૨) તમારો ઉપાસ્ય એક જ ઉપાસ્ય છે, પરંતુ જે લોકો આખિરત

(પરલોક) પર ઈમાન નથી રાખતા, તેમના હૃદય માનતા નથી અને તેઓ ઘમંડ કરે છે. (૨૩) અલ્લાહ ચોક્કસ જાણે છે જે કંઈ તેઓ છુપાવે છે અને જે કંઈ તેઓ જાહેર કરે છે. નિઃશંક, તે અહંકાર કરનારાઓને પસંદ કરતો નથી.

(૨૪) અને જ્યારે તેમને કહેવામાં આવે કે તમારા પ્રભુ-પાલનહારે કઈ વસ્તુ અવતરિત કરી છે, તો તેઓ કહે છે કે અગાઉના લોકોની વાર્તાઓ છે, (૨૫) જેથી તેઓ કયામતના દિવસે પોતાના બોજ પણ ઉપાડે અને એ લોકોના બોજ પણ ઉપાડે, જેમને તેઓ કોઈ જ્ઞાન વિના પથભ્રષ્ટ કરી રહ્યા છે. યાદ રાખો, ખૂબ જ ખરાબ છે એ બોજ, જેને તેઓ ઉપાડી રહ્યા છે.

(૨૬) આમનાથી અગાઉના લોકોએ પણ યુક્તિઓ કરી. પછી અલ્લાહ તેમની ઈમારતો પર તેના મૂળથી આવી ગયો. તેથી છત તેમના પર ઉપરથી આવીને પડી અને તેમના પર યાતના ત્યાંથી આવી ગઈ જ્યાંથી તેમને કલ્પના પણ નહોતી. (૨૭) પછી કયામતના દિવસે અલ્લાહ તેમને અપમાનિત કરશે અને કહેશે કે એ મારા (સાથે ઠરાવેલા) ભાગીદારો ક્યાં છે, જેના માટે તમે ઝઘડો કર્યા કરતા હતા. જેમને જ્ઞાન આપવામાં આવ્યું હતું તેઓ કહેશે કે આજે અપમાન અને યાતના ઈન્કાર કરનારાઓ પર છે.

(૨૮) જે લોકોને ફરિશ્તાઓ એ સ્થિતિમાં મૃત્યુ આપશે કે તેઓ પોતાના પ્રાણો પર અત્યાચાર કરી રહ્યા હશે, તો તે વખતે તેઓ હાથ હેઠા મૂકી દેશે કે અમે તો કોઈ ખરાબ કાર્ય કરતા નહોતા. હા, નિઃશંક અલ્લાહ જાણે છે જે કંઈ તમે કરતા હતા. (૨૯) હવે નર્કના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ. તેમાં હંમેશા રહો. બસ, કેવું ખરાબ ઠેકાણું છે અહંકાર કરનારાઓનું.

(૩૦) અને જેઓ ઈશભય રાખનારા-સંયમી લોકો છે તેમને કહેવામાં આવશે કે તમારા પ્રભુ-પાલનહારે શું વસ્તુ અવતરિત કરી છે, તો તેમણે કહ્યું કે ભલી વાત. જે લોકોએ ભલાઈ કરી તેમના માટે આ દુનિયામાં પણ ભલાઈ

છે અને આખિરતનું ઘર તો ઉત્તમ છે જ, અને કેટલું સરસ ઘર છે ઈશભય રાખનારાં-સંયમી લોકો માટે ! (૩૧) હંમેશા રહેવાના બગીચાઓ છે, જેમાં તેઓ દાખલ થશે, તેના નીચે નહેરો વહી રહી હશે. તેમના માટે ત્યાં બધું જ હશે, જેની તેઓ ઇચ્છા કરે. અલ્લાહ સંયમીઓને આવો જ બદલો આપશે. (૩૨) જેમનો આત્મા ફરિશ્તાઓ એ સ્થિતિમાં કબજે કરે છે કે તેઓ પવિત્ર છે, ફરિશ્તાઓ કહે છે કે તમારા પર સલામતી થાય, જન્નત (સ્વર્ગ)માં દાખલ થઈ જાઓ પોતાનાં કર્મોના બદલામાં.

(૩૩) શું આ લોકો એ વસ્તુની રાહ જોઈ રહ્યા છે કે તેમના પાસે ફરિશ્તાઓ આવે અથવા તમારા રબનો હુકમ આવી જાય ? આવું જ તેમનાથી અગાઉના લોકોએ કર્યું, અને અલ્લાહે તેમના પર અત્યાચાર નથી કર્યો, બલ્કે તેઓ પોતે જ પોતાના પર અત્યાચાર કરી રહ્યા હતા. (૩૪) પછી તેમને તેમનાં ખરાબ કર્મોની સજાઓ મળે, અને જે વસ્તુની તેઓ મજાક ઉડાવતા હતા, તેણે તેમને ઘેરી લીધા.

(૩૫) અને જે લોકોએ શિર્ક (અનેકેશ્વરવાદ) કર્યું, તેઓ કહે છે, જો અલ્લાહ ઇચ્છતો તો અમે તેના સિવાય કોઈ વસ્તુની ઉપાસના ન કરતા, ન અમે અને ન અમારા બાપ-દાદા, અને ન અમે તેના વગર કોઈ વસ્તુને હરામ (અવૈધ) ઠરાવતા. આવું જ તેમનાથી પહેલાના લોકોએ કર્યું હતું. તેથી ઈશદૂતોના શિરે તો કેવળ સાફ-સાફ (સંદેશ) પહોંચાડી દેવાનું છે.

(૩૬) અને અમે પ્રત્યેક ઉમ્મત (સમુદાય)માં એક ઈશદૂત મોકલ્યો કે અલ્લાહની ઉપાસના કરો અને ‘તાગૂત’ (શૈતાન)થી બચો. તેથી તેમના પૈકી કેટલાક લોકોને અલ્લાહે માર્ગદર્શન આપ્યું અને કોઈના પર પથભ્રષ્ટતા સિદ્ધ થઈને રહી. બસ, ધરતી પર હરી-ફરીને જુઓ કે ખોટું ઠેરવવાનારાઓનું શું પરિણામ આવ્યું. (૩૭) જો તમે તેના માર્ગદર્શનના અભિલાષી છો, તો

અલ્લાહ તેને માર્ગદર્શન નથી આપતો જેને તે પથભ્રષ્ટ કરી દે છે અને તેમનો કોઈ મદદગાર નથી.

(૩૮) અને આ લોકો અલ્લાહની સોગંદો ખાય છે, પાકી સોગંદો કે જે વ્યક્તિ મૃત્યુ પામશે અલ્લાહ તેને નહીં ઉઠાવે. હા, આ તેના માટે એક દૃઢ વચન છે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૩૯) જેથી તેમના સામે એ વસ્તુને ખોલી દે, જેમાં તેઓ મતભેદ કરી રહ્યા છે અને ઈન્કાર કરનારાં લોકો જાણી લે કે તેઓ જૂઠા હતા. (૪૦) જ્યારે અમે કોઈ વસ્તુનો ઈરાદો કરીએ છીએ, તો એટલું જ અમારું કહેવું હોય છે કે અમે કહીએ છીએ કે 'થઈ જા' તો તે થઈ જાય છે.

(૪૧) અને જે લોકોએ અલ્લાહ માટે પોતાનું વતન છોડ્યું, એ પછી કે તેમના પર અત્યાચાર કરવામાં આવ્યો, અમે તેમને દુનિયામાં અવશ્ય સારું ઠેકાણું આપીશું અને પરલોકનું પુણ્ય તો ખૂબ મોટું છે. કદાચ, તેઓ જાણતા ! (૪૨) તેઓ એવા છે, જેઓ ધૈર્ય રાખે છે અને પોતાના પાલનહાર પર ભરોસો કરે છે.

(૪૩) અને અમે તમારાથી પહેલા પણ મનુષ્યોને જ ઈશદૂત બનાવીને મોકલ્યા હતા, જેમના તરફ અમે વહી (પ્રકાશના) કરતા હતા. બસ, જ્ઞાન-વાળાઓને પૂછી લો જો તમે નથી જાણતા. (૪૪) અમે મોકલ્યા હતા તેમને દલીલો અને ગ્રંથોની સાથે, અને અમે તમારા પર અનુસ્મરણ અવતરિત કર્યું, જેથી તમે લોકો પર એ વસ્તુને સ્પષ્ટ કરી દો, જે તેમના તરફ અવતરિત કરવામાં આવેલ છે અને એટલા માટે કે તેઓ વિચાર કરે.

(૪૫) શું એ લોકો, જેઓ ખરાબ યુક્તિઓ કરી રહ્યા છે, તેઓ એ વાતથી નિશ્ચિંત છે કે અલ્લાહ તેમને જમીનમાં ધસાવી દે અથવા તેમના પર યાતના ત્યાંથી આવી જાય જ્યાંથી તેમને કલ્પના પણ ન હોય, (૪૬) અથવા તેમને

ચાલતા-ફરતા પકડી લે, તો એ લોકો અલ્લાહને વિવશ નથી કરી શકતા, (૪૭) અથવા તેમને ભયની સ્થિતિમાં ઝડપી લે. બસ, તમારો પાલનહાર સ્નેહાળ અને મહેરબાન છે.

(૪૮) શું તેઓ નથી જોતા કે અલ્લાહે જે વસ્તુ પણ પેદા કરી છે તેના પડછાયા જમણી બાજુ અને ડાબી બાજુ ઝૂકી જાય છે, અલ્લાહને સિજદો (દંડવત્) કરતાં, અને તેઓ સૌ વિવશ છે. (૪૯) અને અલ્લાહને જ સિજદો કરે છે જેટલી વસ્તુઓ આકાશો અને ધરતીમાં ચાલી રહી છે, અને ફરિશ્તાઓ પણ, અને તેઓ અહંકાર નથી કરતા (૫૦) તેઓ પોતાના ઉપર. પોતાના પ્રભુ-પાલનહારથી ડરે છે અને એ જ કરે છે જેનો તમને આદેશ મળે છે.

(૫૧) અને અલ્લાહે ફરમાવ્યું કે બે ઉપાસ્યો ન બનાવો. તે એક જ ઉપાસ્ય છે, તો મારાથી જ ડરો. (૫૨) અને તેનું જ છે જે કંઈ આકાશો અને ધરતીમાં છે, અને તેનું જ આજ્ઞાપાલન છે હંમેશા. તો શું તમે અલ્લાહ સિવાય બીજાઓથી ડરો છો ?

(૫૩) અને તમારા પાસે જે કૃપા પણ છે, તે અલ્લાહ તરફથી જ છે. પછી જ્યારે તમને તકલીફ પહોંચે છે તો તેનાથી ફરિયાદ કરો છો. (૫૪) પછી જ્યારે તે તમારાથી તકલીફ દૂર કરી દે છે, તો તમારા પૈકી એક જૂથ પોતાના પ્રભુ-પાલનહારનો ભાગીદાર ઠરાવવા લાગે છે, (૫૫) જેથી તે ઇન્કાર કરનાર બની જાય એ વસ્તુનો જે અમે તેમને પ્રદાન કરી છે. બસ, થોડાક દિવસ ફાયદો ઉઠાવી લો. ટૂંક સમયમાં જ તમે જાણી લેશો. (૫૬) અને આ લોકો અમે આપેલ વસ્તુઓમાંથી તેમનો ભાગ નક્કી કરે છે, જેમના વિશે તેમને કંઈ જ્ઞાન નથી. અલ્લાહના સોગંદ ! જે જૂઠ તમે ઘડી રહ્યા છો, તેના વિશે તમારી અવશ્ય પૂછપરછ થશે.

(૫૭) અને તેઓ અલ્લાહ માટે પુત્રીઓ ઠરાવે છે. તે તેનાથી પવિત્ર છે,

અને પોતાના માટે એ, જે દિલ ઇચ્છે છે. (૫૮) અને જ્યારે તેમનામાંથી કોઈને પુત્રીની ખુશખબર આપવામાં આવે, તો તેનો ચહેરો કાળો પડી જાય છે, અને તે મનમાં ઘૂંટાતો રહે છે. (૫૯) જે વસ્તુની તેને ખુશખબર આપવામાં આવી છે તેના અપમાનથી લોકોથી છુપાતો ફરે છે. તેને અપમાનની સાથે રહેવા દે કે તેને માટીમાં દાટી દે. કેવો ખરાબ નિર્ણય છે, જે તેઓ કરે છે ! (૬૦) ખરાબ દૃષ્ટાંત છે એ લોકો માટે, જેઓ પરલોક પર ઈમાન નથી રાખતા, અને અલ્લાહ માટે ઉચ્ચ દૃષ્ટાંતો છે. તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

(૬૧) અને જો અલ્લાહ લોકોને તેમના અત્યાચાર પર પકડતો, તો ધરતી પર કોઈ જીવધારીને ન છોડતો. પરંતુ તે એક નિશ્ચિત મુદ્દત સુધી લોકોને મહેતલ આપે છે. પછી જ્યારે તેમનો નિશ્ચિત સમય આવી જશે, તો તેઓ ન એક પળ પાછળ હટી શકશે અને ન આગળ વધી શકશે.

(૬૨) અને તેઓ અલ્લાહ માટે એ વસ્તુઓ ઠરાવે છે, જેને પોતાના માટે નાપસંદ કરે છે અને તેમની જીભો જૂઠ બોલે છે કે તેમના માટે ભલાઈ છે. અનિવાર્યપણે તેમના માટે નર્ક છે અને તેમને અવશ્ય તેમાં પહોંચાડી દેવામાં આવશે.

(૬૩) અલ્લાહના સોગંદ ! અમે તમારા પહેલા વિભિન્ન જાતિઓ તરફ ઈશદૂતો મોકલ્યા. પછી શૈતાને તેમના કાર્યો સુંદર કરીને બતાવ્યા. બસ, એ જ આજે તેમનો સાથી છે અને તેમના માટે એક પીડાદાયક યાતના છે. (૬૪) અને અમે ગ્રંથ તમારા પર કેવળ એટલા માટે અવતરિત કર્યો છે કે તમે તેમને એ વસ્તુ ખોલીને સંભળાવી દો, જેમાં તેઓ મતભેદ કરી રહ્યા છે, અને તે માર્ગદર્શન અને દયા છે એ લોકો માટે, જેઓ ઈમાન લાવે.

(૬૫) અને અલ્લાહે આકાશમાંથી પાણી ઉતાર્યું. પછી તેનાથી જમીનને તેના મૃત થઈ ગયા પછી જીવંત કરી દીધી. નિઃશંક, આમાં નિશાની છે એ

લોકો માટે જેઓ સાંભળે છે.

(૬૬) અને નિઃસંદેહ, તમારા માટે ચોપગા (ઢોરો)માં બોધપાઠ છે. અમે તેમનાં પેટના અંદરના ગોબર અને લોહીની વચ્ચેથી તમને વિશુદ્ધ દૂધ પીવડાવીએ છીએ, પીવાવાળાઓ માટે સ્વાદિષ્ટ, (૬૭) અને ખજૂર અને દ્રાક્ષના ફળોથી પણ. તમે તેનાથી નશીલી વસ્તુ પણ બનાવો છો અને ખાવાની સારી વસ્તુઓ પણ. નિઃશંક, આમાં નિશાની છે એ લોકો માટે જેઓ બુદ્ધિ રાખે છે.

(૬૮) અને તમારા પ્રભુ-પાલનહારે મધમાખી પર સંચેતના કરી કે પહાડો અને વૃક્ષો અને જયાં વેલાઓ બાંધે છે તેમાં ઘર બનાવો. (૬૯) પછી દરેક પ્રકારના ફળોનો રસ ચૂસ અને પોતાના પાલનહારે સાનુકૂળ કરેલ માર્ગો પર ચાલ. તેના પેટમાંથી પીવાની વસ્તુ નીકળે છે, તેના રંગ ભિન્ન-ભિન્ન હોય છે, તેમાં લોકો માટે શિફા (રોગ-નિવારણ) છે. નિઃશંક, આમાં નિશાની છે એ લોકો માટે જેઓ વિચાર કરે છે.

(૭૦) અને અલ્લાહે તમને પેદા કર્યા, પછી એ જ તમને મૃત્યુ આપે છે, અને તમારામાંથી અમુક એ છે, જેમને (વૃદ્ધત્વની) ખરાબ વય સુધી પહોંચાડવામાં આવે છે કે જાણી લીધા પછી તેઓ કંઈ ન જાણે. નિઃશંક, અલ્લાહ જ્ઞાનવાળો છે, સામર્થ્યવાન છે.

(૭૧) અને અલ્લાહે તમારામાંથી કેટલાકને કેટલાક પર રોજીમાં શ્રેષ્ઠતા આપી. બસ, જેમને શ્રેષ્ઠતા આપવામાં આવી છે, તેઓ પોતાની રોજી પોતાના ગુલામોને નથી આપી દેતા કે તેઓ તેમાં સમાન થઈ જાય. પછી શું તેઓ અલ્લાહની કૃપાનો ઈન્કાર કરે છે.

(૭૨) અને અલ્લાહે તમારા માટે તમારામાંથી જ પત્નીઓ બનાવી અને તમારી પત્નીઓથી તમારા માટે પુત્રો અને પૌત્રો પેદા કર્યા અને તમને સ્વચ્છ

વસ્તુઓ ખાવા માટે આપી. પછી શું આ લોકો અસત્ય પર ઈમાન લાવે છે અને અલ્લાહની કૃપાનો ઈન્કાર કરે છે ? (૭૩) અને તેઓ અલ્લાહ સિવાય એ વસ્તુઓની ઉપાસના કરે છે, જે ન તેમના માટે આકાશમાંથી કોઈ રોજી પર અધિકાર ધરાવે છે અને ન ધરતીમાંથી, અને તે સામર્થ્ય ધરાવે છે. (૭૪) તેથી તમે અલ્લાહ માટે દૃષ્ટાંતો ન આપો. નિઃશંક, અલ્લાહ જાણે છે અને તમે નથી જાણતા.

(૭૫) અને અલ્લાહ ઉદાહરણ આપે છે એક આધીન ગુલામનું, જે કોઈ વસ્તુ પર અધિકાર ધરાવતો નથી અને એક વ્યક્તિ છે જેને અમે અમારા પાસેથી ઉત્તમ આજીવિકા આપી છે. તે તેમાંથી છૂપી રીતે અને જાહેરમાં ખર્ચ કરે છે. શું આ (બંને) સમાન હશે ? સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, પરંતુ તેમાંથી મોટાભાગના લોકો જાણતા નથી.

(૭૬) અને અલ્લાહ એક અન્ય ઉદાહરણ આપે છે કે બે વ્યક્તિ છે, જેમાંથી એક ગૂંગો છે, કોઈ કામ નથી કરી શકતો અને તે પોતાના માલિક પર એક બોજ છે. તે તેને જ્યાં મોકલે છે તે કોઈ કામ યોગ્ય રીતે કરીને નથી આવતો. શું તે અને એવો વ્યક્તિ, સમાન હોઈ શકે છે જે ન્યાયની શિક્ષા આપે છે અને તે એક સીધા માર્ગ પર છે ?

(૭૭) અને આકાશો અને ધરતીની છૂપી વાતો અલ્લાહ માટે છે અને કયામતનો મામલો બસ એવો હશે, જાણે આંખનો પલકારો મારવો, બલ્કે તેનાથી વધારે ઝડપી. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૭૮) અને અલ્લાહે તમને તમારી માતાઓના પેટમાંથી કાઢ્યા, તમે કોઈ વસ્તુને જાણતા નહોતા, અને તેણે તમારા માટે કાન અને આંખ અને હૃદય બનાવ્યા, જેથી તમે આભાર વ્યક્ત કરો.

(૭૯) શું લોકોએ પક્ષીઓને નથી જોયા કે તે આકાશના વાતાવરણમાં

આધીન (ઊડી રહ્યા) છે. તેમને માત્ર અલ્લાહે પકડી રાખ્યા છે. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ ઈમાન લાવ્યા. (૮૦) અને અલ્લાહે તમારા માટે તમારા ઘરોને શાંતિની જગ્યા બનાવી અને તમારા માટે પશુઓના ચામડા-ઓના ઘર બનાવ્યા, જે તમારા પોતાના કૂચ કરવાના દિવસે અને રોકાણના દિવસે હળવા હોય છે, અને તેમનું ઊન અને તેમના રૂંવાટા અને તેમના વાળથી ઘરની સામગ્રી અને ફાયદાની વસ્તુઓ એક મુદ્દત માટે બનાવી.

(૮૧) અને અલ્લાહે તમારા માટે પોતે પેદા કરેલ વસ્તુઓના પડછાયા બનાવ્યા અને તમારા માટે પહાડોમાં છુપાવાની જગ્યા બનાવી અને તમારા માટે એવા પોશાક બનાવ્યા જે તમને ગરમીથી બચાવે છે અને એવા પોશાક બનાવ્યા જે યુદ્ધમાં તમને બચાવે છે. આ રીતે અલ્લાહ તમારા પર પોતાની કૃપાઓ પરિપૂર્ણ કરે છે, જેથી તમે આજ્ઞાંકિત બનો.

(૮૨) તેથી જો તેઓ અવગણના કરે, તો તમારા પર માત્ર સાફ-સાફ (સંદેશ) પહોંચાડી દેવાની જવાબદારી છે. (૮૩) એ લોકો અલ્લાહની કૃપાને ઓળખે છે, પછી તેઓ તેનો ઇન્કાર કરનારાં બની જાય છે અને તેમાંથી મોટાભાગના લોકો અપકારી અને કૃતઘ્ન છે.

(૮૪) અને જે દિવસે અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી એક સાક્ષી ઉઠાવીશું. પછી ઇન્કાર કરનારાઓને માર્ગદર્શન આપવામાં નહીં આવે, અને ન તેમની ક્ષમા-યાચનાનો સ્વીકાર કરવામાં આવશે. (૮૫) અને જ્યારે અત્યાચારી લોકો યાતના જોશે, તો તે યાતના ન તેમનાથી હળવી કરવામાં આવશે અને ન તેમને મહતેલ આપવામાં આવશે.

(૮૬) અને જ્યારે મુશ્‌રિક (અનેકેશ્વરવાદી) લોકો પોતાના ભાગીદારોને જોશે, તો કહેશે કે હે અમારા પ્રભુ-પાલનહાર ! આ જ અમારા ભાગીદારો (પૂજ્ય-ઉપાસ્યો) છે, જેને અમે તને છોડીને પોકારતા હતા. ત્યારે તેઓ વાતને

તેમના ઉપર નાખી દેશે કે તમે જૂઠા છો. (૮૭) અને એ દિવસે તેઓ અલ્લાહ સમક્ષ ઝૂકી જશે અને તેમણે ઘડી કાઢેલાં જૂઠ તેમનાથી ગૂમ થઈ જશે. (૮૮) જેમણે ઈન્કાર કર્યો અને લોકોને અલ્લાહના માર્ગથી રોક્યા, અમે તેમની યાતના પર યાતનાનો વધારો કરીશું, એ બગાડ અને ઉપદ્રવના કારણે જે તેઓ કરતા હતા.

(૮૯) અને જે દિવસે અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી એક સાક્ષી તેમનામાંથી જ તેમના પર ઉઠાવીશું અને તમને એ લોકો પર સાક્ષી બનાવીને લાવીશું, અને અમે તમારા પર ગ્રંથ અવતરિત કર્યો છે દરેક વસ્તુને સ્પષ્ટ કરી દેવા માટે, તે માર્ગદર્શન અને દયા અને ખુશખબર છે આજ્ઞાંકિતો માટે.

(૯૦) નિઃશંક, અલ્લાહ આજ્ઞા આપે છે ન્યાયની અને ઉપકારની અને નજીકના સગાઓને આપવાની, અને અલ્લાહ રોકે છે અશ્લીલતાથી અને બૂરાઈથી અને વિદ્રોહથી. અલ્લાહ તમને શિખામણ આપે છે, જેથી તમે અનુસ્મરણ પ્રાપ્ત કરો.

(૯૧) અને તમે અલ્લાહના કરારને પૂરો કરો, જ્યારે કે તમે પરસ્પર કરાર કરો, અને સોગંદને પાકી કર્યા પછી ન તોડો, અને તમે અલ્લાહને જામીન પણ બનાવી ચૂક્યા છો. નિઃશંક, અલ્લાહ જાણે જે કંઈ તમે કરો છો. (૯૨) અને એ સ્ત્રીની જેમ ન બનો, જેણે પોતાની મહેનતથી કાંતેલ સૂતરને ટુકડા-ટુકડા કરીને તોડી નાખ્યું. તમે પોતાના સોગંદને પરસ્પર બગાડ પેદા કરવાનું સાધન બનાવો છો, માત્ર એ કારણસર કે એક જૂથ બીજા જૂથથી વધી જાય, અને અલ્લાહ તેના વડે તમારી પરીક્ષા કરે છે અને તે કયામતના દિવસે એ વસ્તુને સારી રીતે તમારા પર પ્રગટ કરી દેશે, જેમાં તમે મતભેદ કરી રહ્યા છો.

(૯૩) અને જો અલ્લાહ ઇચ્છે તો તમને સૌને એક જ ઉમ્મત (સમુદાય)

બનાવી દેતો, પરંતુ તે પથભ્રષ્ટ કરી દે જેને ઇચ્છે છે અને માર્ગદર્શન આપી દે છે જેને ઇચ્છે છે, અને અવશ્ય તમારાથી તમારા કર્મોની પૂછપરછ થશે.

(૯૪) અને તમે તમારી સોગંદને પરસ્પર ધોકાનું સાધન ન બનાવો કે કોઈ કદમ જામ્યા પછી ઉખડી જાય અને તમે એ વાતની સજા ચાખો કે તમે અલ્લાહના માર્ગથી રોક્યા અને તમારા માટે એક મોટી યાતના છે. (૯૫) અને અલ્લાહના વચનને થોડા ફાયદા માટે ન વેચો. જે કંઈ અલ્લાહની પાસે છે, તે તમારા માટે ઉત્તમ છે, જો તમે જાણો.

(૯૬) જે કંઈ તમારા પાસે છે તે સમાપ્ત થઈ જશે અને જે કંઈ અલ્લાહની પાસે છે તે બાકી રહેવાવાળું છે, અને જે લોકો ધૈર્ય કરશે અમે તેમનાં સારાં કર્મોનું ઇનામ અવશ્ય આપીશું. (૯૭) જે વ્યક્તિ કોઈ સદ્‌કાર્ય કરશે, ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી, શરત એ છે કે તે મોમિન (આસ્થાવાન) હોય, તો અમે તેને જીવન આપીશું, એક ઉત્તમ જીવન, અને જે કંઈ તેઓ કરતા રહ્યા, તેનો અમે તેમને સૌથી ઉત્તમ બદલો આપીશું.

(૯૮) તેથી જ્યારે તમે કુર્આન પઢો, તો તિરસ્કૃત શૈતાનથી અલ્લાહનું શરણ માંગો. (૯૯) તેનું જોર એ લોકો પર નથી ચાલતું, જેઓ ઈમાનવાળા છે અને પોતાના પ્રભુ-પાલનહાર પર ભરોસો કરે છે. (૧૦૦) તેનું જોર તો કેવળ એ લોકો પર ચાલે છે, જેઓ તેનાથી સંબંધ રાખે છે, અને જેઓ અલ્લાહની સાથે શિર્ક (ભાગીદાર) કરે છે.

(૧૦૧) અને જ્યારે અમે એક આયતની જગ્યાએ બીજી આયત બદલીએ છીએ, અને અલ્લાહ સારી રીતે જાણે છે, જે કંઈ તે અવતરિત કરે છે, તો તેઓ કહે છે કે તમે ઘડી લાવ્યા છો; બલ્કે તેમાંથી મોટાભાગના લોકો જ્ઞાન નથી રાખતા. (૧૦૨) કહો કે આને 'રૂહુલ-કુદુસે' (પવિત્ર આત્મા અર્થાત્ ફરિશ્તા જિબ્રઈલે) તમારા પ્રભુ-પાલનહાર તરફથી સત્યની સાથે અવતરિત કરેલ છે,

જેથી તે ઈમાનવાળાઓને મક્કમ રાખે અને તે માર્ગદર્શન અને ખુશખબર હોય આજ્ઞાંકિતો માટે.

(૧૦૩) અને અમને ખબર છે કે આ લોકો કહે છે કે આને તો એક માણસ શિખવાડે છે. જે વ્યક્તિ સાથે તેઓ જોડે છે તેની ભાષા બિનઅરબી છે અને આ કુર્આન સાફ-સ્પષ્ટ અરબી ભાષામાં છે. (૧૦૪) નિઃશંક, જે લોકો અલ્લાહની આયતો પર ઈમાન નથી લાવતા, અલ્લાહ તેમને કદાપિ માર્ગ નહીં બતાવે અને તેમના માટે પીડાદાયક યાતના છે. (૧૦૫) જૂઠ તો એ લોકો ઘડે છે, જેઓ અલ્લાહની આયતો પર ઈમાન નથી રાખતા અને આ જ લોકો જૂઠા છે.

(૧૦૬) જે વ્યક્તિ ઈમાન લાવ્યા પછી અલ્લાહનો ઈન્કાર કરશે, સિવાય કે તેના જેના પર બળજબરી કરવામાં આવી હોય, શરત એ છે કે તેનું હૃદય ઈમાન પર અડગ હોય; પરંતુ જે દિલ ખોલીને ઈન્કાર કરનાર બની જાય તો એવા લોકો પર અલ્લાહનો પ્રકોપ હશે અને તેમને કઠોર સજા થશે. (૧૦૭) આ એટલા માટે કે તેમણે આખિરતની સરખામણીમાં દુનિયાના જીવનને પસંદ કર્યું અને અલ્લાહ ઈન્કાર કરનારાઓને માર્ગ બતાવતો નથી. (૧૦૮) આ એ લોકો છે કે અલ્લાહે તેમનાં હૃદયો પર અને તેમનાં કાનો પર અને તેમની આંખો પર મહોર મારી દીધી, અને આ લોકો તદ્દન ગાફેલ છે. (૧૦૯) અનિવાર્ય વાત છે કે પરલોકમાં આ લોકો નુકસાનમાં રહેશે.

(૧૧૦) પછી તારો પ્રભુ-પાલનહાર એ લોકો માટે જેમણે પરીક્ષામાં નાખ્યા પછી હિજરત કરી, પછી જિહાદ (તનતોડ સંઘર્ષ) કર્યો અને અડગ રહ્યા, તો આ વાતો પછી નિઃસદેહ, તારો પ્રભુ-પાલનહાર ક્ષમાશીલ, મહેરબાન છે. (૧૧૧) જે દિવસે દરેક વ્યક્તિ પોતાની જ તરફેણમાં બોલતો આવશે, અને દરેક વ્યક્તિને તેણે કરેલ કર્મોનો પૂરેપૂરો બદલો મળશે અને તેમના સાથે અન્યાય અને અત્યાચાર કરવામાં નહીં આવે.

(૧૧૨) અને અલ્લાહ એક વસ્તીવાળાઓનું ઉદાહરણ આપે છે કે તેઓ શાંતિ અને સંતોષમાં હતા. તેમને તેમની આજીવિકા પુષ્કળ પ્રમાણમાં દરેક બાજુથી પહોંચી રહી હતી. પછી તેમણે અલ્લાહની કૃપાઓથી કૃતઘ્નતા અને અપકાર કર્યો, તો અલ્લાહે તેમને તેમના કર્મોના કારણે ભૂખ અને ભયની મજા ચખાડી. (૧૧૩) અને તેમના પાસે એક ઈશદૂત તેમનામાંથી જ આવ્યો, તો તેમણે તેને જૂઠો ઠરાવ્યો, પછી તેમને યાતનાએ ઝડપી લીધા અને તેઓ અત્યાચારી હતા.

(૧૧૪) તેથી જે વસ્તુઓ અલ્લાહે તમને હલાલ (વૈધ) અને પવિત્ર પ્રદાન કરી છે, તેમાંથી ખાવ અને અલ્લાહની કૃપાનો આભાર માનો, જો તમે તેની ઉપાસના કરો છો. (૧૧૫) તેણે તો તમારા માટે માત્ર મુડદાલને હરામ (અવૈધ) કરેલ છે અને લોહીને અને ડુક્કરના માંસને અને જેના પર અલ્લાહ સિવાય બીજાનું નામ લેવામાં આવ્યું હોય. પછી જે વ્યક્તિ મજબૂર થઈ જાય, શરત એ કે તે ન અભિલાષી હોય અને ન સીમાનું ઉલ્લંઘન કરનાર હોય, તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૧૧૬) અને પોતાના મોઢાઓએ ઘડેલા જૂઠના કારણે એમ ન કહો કે આ હલાલ છે અને આ હરામ છે કે તમે અલ્લાહ પર જૂઠો આરોપ ઘડો. જે લોકો અલ્લાહ પર જૂઠો આરોપ ઘડશે, તેઓ સફળતા નહીં પામે. (૧૧૭) તેઓ થોડોક ફાયદો ઉઠાવી લે, અને તેમના માટે પીડાદાયક યાતના છે.

(૧૧૮) અને યહૂદીઓ પર અમે એ વસ્તુઓ હરામ કરી દીધી હતી, જે અમે આના પહેલા તમને બતાવી ચૂક્યા છીએ કે અમે તેમના પર કોઈ અત્યાચાર નથી કર્યો, બલ્કે તેઓ સ્વયં પોતાના પર અત્યાચાર કરતા રહ્યા.

(૧૧૯) પછી તમારો રબ (પ્રભુ-પાલનહાર) એ લોકો માટે, જેમણે અજાણતામાં બૂરાઈ કરી લીધી, તેના પછી તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિ) કરી

અને પોતાની સુધારણા કરી, તો તમારો રબ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૧૨૦) નિઃશંક, ઈબ્રાહીમ એક અલગ ઉમ્મત (સમુદાય) હતો, અલ્લાહનો આજ્ઞાંકિત, અને તેના તરફ એકાગ્ર, અને તે શિર્ક (અલ્લાહ સાથે ભાગીદાર) કરનારાઓમાંથી નહોતો. (૧૨૧) તે તેની કૃપાઓનો આભાર વ્યક્ત કરનાર હતો. અલ્લાહે તેને પસંદ કરી લીધો, અને સન્માર્ગ તરફ તેનું માર્ગદર્શન કર્યું, (૧૨૨) અને અમે તેને દુનિયામાં પણ ભલાઈ આપી અને આખિરત (પરલોક)માં પણ તે સારા લોકોમાંથી હશે. (૧૨૩) પછી અમે તમારા તરફ વહી (પ્રકાશના) કરી કે ઇબ્રાહીમની પદ્ધતિનું અનુસરણ કરો, જે એકાગ્ર હતો અને તે શિર્ક કરનારાઓમાંથી નહોતો.

(૧૨૪) શનિવાર એ જ લોકો પર લાગુ કરવામાં આવ્યો હતો, જેમણે તેમાં મતભેદ કર્યો હતો, અને નિઃશંક, તમારો પાલનહાર કયામતના દિવસે તેમના વચ્ચે નિર્ણય કરી દેશે, જે વાતમાં તેઓ મતભેદ કરી રહ્યા હતા.

(૧૨૫) પોતાના પ્રભુ-પાલનહારના માર્ગ તરફ વિવેકશીલતા અને ઉત્તમ શિખામણની સાથે બોલાવો અને તેમના સાથે ભલી રીતે ચર્ચા કરો. નિઃશંક, તમારો પ્રભુ-પાલનહાર સારી રીતે જાણે છે કે કોણ તેના માર્ગથી ભટકેલો છે અને તે એમને પણ જાણે છે જેઓ સન્માર્ગ પર ચાલવાવાળા છે.

(૧૨૬) અને જો તમે બદલો લો, તો એટલો જ બદલો લો, જેટલું તમારા સાથે કરવામાં આવ્યું છે અને જો તમે ધૈર્ય રાખો તો તે ધૈર્ય કરવાવાળાઓ માટે ઉત્તમ છે. (૧૨૭) અને ધૈર્ય કરો અને તમારું ધૈર્ય અલ્લાહની જ સદ્પ્રેરણાથી છે અને તમે તેના વિશે દુઃખી ન થાઓ અને જે કંઈ યુક્તિઓ તેઓ કરી રહ્યા છે, તેનાથી દુઃખી ન થાઓ. (૧૨૮) નિઃશંક, અલ્લાહ એ લોકોની સાથે છે, જેઓ ઈશનિષ્ઠ-સંયમી છે અને જે સદાચારી છે.

# ૧૭. સૂરઃ બની ઈસરાઈલ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

★ **(૧) પવિત્ર છે તે જે લઈ ગયો એક રાત્રે પોતાના બંદા (હઝરત મુહમ્મદ** સલ્લ.)ને મસ્જિદે-હરામ (મક્કામાં આવેલ મસ્જિદ)થી દૂરની એ મસ્જિદ સુધી, જેના વાતાવરણને અમે બરકતવાળું બનાવ્યું છે, જેથી અમે તેને અમારી કેટલીક નિશાનીઓ બતાવીએ. નિઃશંક તે સાંભળનાર, જોવાવાળો છે.

(૨) અને અમે મૂસાને ગ્રંથ આપ્યો અને તેને બની ઈસરાઈલ માટે માર્ગદર્શન બનાવ્યો કે મારા સિવાય કોઈને પોતાનો કાર્યસાધક ન બનાવો. (૩) તમે એ લોકોની સંતાન છો, જેમને અમે નૂહની સાથે સવાર કર્યા હતા. નિઃશંક, તે એક કૃતજ્ઞ બંદો હતો.

(૪) અને અમે બની ઈસરાઈલને ગ્રંથમાં બતાવી દીધું હતું કે તમે બે વખત જમીન (સીરિયા)માં બગાડ પેદા કરશો અને ખૂબ વિદ્રોહ કરશો. (૫) પછી જ્યારે તેમાંથી પહેલું વચન આવ્યું તો અમે તમારા પર અમારા બંદાઓ મોકલ્યા, અત્યંત બળવાન. તેઓ ઘરોમાં ઘૂસી ગયા અને વચન પૂરું થઈને રહ્યું. (૬) પછી અમે તમારો વારો તેમના પર પાછો પલટાવી દીધો અને ધન અને સંતાનથી તમારી મદદ કરી અને તમને વધારે મોટો સમૂહ બનાવી દીધા.

(૭) જો તેમે સારા કાર્યો કરશો, તો તમે પોતાના માટે સારું કરશો અને જો તમે ખરાબ કામ કરશો, તો પોતાના માટે ૨ ખરાબ કરશો. પછી જ્યારે બીજા વચનનો સમય આવ્યો, તો અમે બીજા વધારે બંદાઓ મોકલ્યા કે તેઓ તમારાં ચહેરાઓને બગાડી નાખે અને મસ્જિદ (બૈતુલ-મુકદ્દિસ)માં ઘૂસી જાય, જે રીતે તેઓ તમાં પહેલી વાર ઘૂસી ગયા હતા અને જે વસ્તુ પર તેમનું જોર ચાલે તેને નષ્ટ કરી દે. (૮) અસંભવ નથી કે તમારો રબ (પ્રભુ-પાલનહાર) તમારા પર દયા કરે, અને જો તમે ફરી એ જ કરશો, તો અમે પણ એ જ કરીશું

અને અમે નર્કને ઈન્કાર કરનારાઓ માટે કેદખાનું બનાવી દીધી છે.

(૯) નિઃસંદેહ, આ કુર્આન એ માર્ગ બતાવે છે, જે તદ્દન સીધો છે અને એ ખુશખબર આપે છે ઈમાનવાળાઓને, જેઓ સદ્કાર્યો કરે છે કે તેમના માટે મોટો બદલો છે, (૧૦) અને એ કે જે લોકો આખિરત (પરલોક)ને નથી માનતા, તેમના માટે અમે એક પીડાદાયક યાતના તૈયાર કરી રાખી છે.

(૧૧) અને માનવી બૂરાઈ માંગે છે, જે રીતે તેણે ભલાઈ માંગવી જોઈએ, અને માનવી ખૂબ જ ઉતાવળો છે, (૧૨) અને અમે રાત અને દિવસને બે નિશાનીઓ બનાવી. પછી અમે રાતની નિશાનીને નષ્ટ કરી નાખી અને દિવસની નિશાનીને અમે પ્રકાશિત કરી દીધી, જેથી તમે પોતાના પાલનહારની કૃપા શોધો અને એટલા માટે કે તમે વર્ષોની ગણતરી અને હિસાબ જાણો, અને અમે દરેક વસ્તુને ખૂબ ખોલીને વર્ણવી છે.

(૧૩) અને અમે દરેક વ્યક્તિનું ભાગ્ય તેના ગળાની સાથે બાંધી દીધું છે, અને કયામતના દિવસે તેના માટે એક પુસ્તક કાઢીશું, જેને તે ખુલ્લું જોશે. (૧૪) વાંચો પોતાનું (કર્મ) પુસ્તક, આજે પોતાનો હિસાબ લેવા માટે તું પોતે જ પર્યાપ્ત છે. (૧૫) જે વ્યક્તિ સન્માર્ગ પર ચાલે છે, તો તે પોતાના માટે જ ચાલે છે, અને જે વ્યક્તિ પથભ્રષ્ટતા આચરે છે, તે પણ પોતાના જ નુકસાન માટે પથભ્રષ્ટ થાય છે, અને કોઈ બોજ ઉઠાવનાર બીજાનો બોજ નહીં ઉઠાવે, અને અમે કદાપિ સજા નથી આપતા, જ્યાં સુધી અમે કોઈ પયગંબર ન મોકલી દઈએ.

(૧૬) અને જ્યારે અમે કોઈ વસ્તીને નષ્ટ કરવા માગીએ છીએ, તો તેના વૈભવી-વિલાસી લોકોને આજ્ઞા આપીએ છે. પછી તેઓ તેમાં અવજ્ઞાઓ કરવા લાગે છે, ત્યારે તેમના પર વાત સિદ્ધ થઈ જાય છે. પછી અમે એ વસ્તીને નષ્ટ-વિનષ્ટ કરી નાખીએ છીએ. (૧૭) અને નૂહ પછી અમે કેટલીય જાતિઓને

નષ્ટ કરી નાખી, અને તારો પ્રભુ-પાલનહાર પૂરતો છે પોતાના બંદાઓના ગુનાઓને જાણવા માટે, તેને જોવા માટે.

(૧૮) જે વ્યક્તિ ત્વરિત પ્રાપ્ત થતી વસ્તુ (દુનિયા)ને ચાહે છે. તેને અમે આમાંથી જ આપી દઈએ છીએ જેટલું પણ અમે જેને આપવા માગીએ. પછી અમે તેના માટે નર્ક નિશ્ચિત કરી દીધી છે. તે તેમાં દાખલ થશે દુઃખી-દયાપાત્ર અને તિરસ્કૃત બનીને. (૧૯) અને જેણે આખિરત (પરલોક)ને ચાહી અને તેના માટે દોડધૂપ કરી, જેવી તે દોડધૂપ કરે, અને હોય તે ઈમાનવાળો, તો એવા લોકોના પ્રયાસો સ્વીકૃત થશે.

(૨૦) અમે દરેકને તારા પાલનહારની બક્ષિસમાંથી પહોંચાડીએ છીએ, આમને પણ અને તેમને પણ, અને તારા પાલનહારની બક્ષિસ કોઈના પર બંધ નથી. (૨૧) જુઓ, અમે એકને બીજા ઉપર કેવી રીતે શ્રેષ્ઠતા પ્રદાન કરી છે, અને નિશ્ચિત રૂપે પરલોક (નું જીવન) તેનાથી પણ વધારે મોટું છે, દરજ્જાની રીતે પણ અને શ્રેષ્ઠતાની રીતે પણ.

(૨૨) તો અલ્લાહની સાથે કોઈ અન્યને ઉપાસ્ય ન બનાવ, નહિં તો ધિક્કારપાત્ર અને નિઃસહાય બનીને રહી જઈશ. (૨૩) અને તારા પાલનહારે નિર્ણય કરી લીધો છે કે તમે તેના સિવાય કોઈ અન્યની ઉપાસના ન કરો અને માતા-પિતાની સાથે સદ્વ્યવહાર કરો. જો તેઓ તારા સામે વૃદ્ધત્વમાં પહોંચી જાય, તેમાંથી એક કે બંને, તો તેમને ઊફ (પણ) ન કહો અને ન તેમને ધુત્કારો, અને તેમના સાથે આદરથી વાત કરો, (૨૪) અને તેમના સામે વિનમ્રતાની સાથે સ્નેહપૂર્વક હાથ ઝુકાવી દો, અને કહો કે હે માલિક ! આ બંને પર દયા કર, જે રીતે તેમણે મારું બાળપણમાં પાલન-પોષણ કર્યું. (૨૫) તમારો પ્રભુ-પાલનહાર સારી રીતે જાણે છે કે તમારાં હૃદયોમાં શું છે. જો તમે નેક રહેશો તો તે તૌબા (પ્રાયશ્ચિત) કરનારાઓને માફ કરી દેવાવાળો છે.

(૨૬) અને સગા-સંબંધીઓને તેમનો હક્ક આપો અને ગરીબને અને મુસાફરને, અને વ્યર્થ ખર્ચ ન કરો, (૨૭) નિઃશંક વ્યર્થ ખર્ચ કરવાવાળાં શૈતાનના ભાઈ છે, અને શૈતાન પોતાના પ્રભુ-પાલનહારનો ખૂબ કૃતઘ્ન અને અપકારી છે.(૨૮) અને જો તમને તમારા પાલનહારની કૃપાની શોધમાં, જેની તમને આશા છે, તેમની અવગણના કરવી પડે તો તમે તેમને વિનમ્રતાની વાત કહો.

(૨૯) અને ન તો પોતાનો હાથ ગળાથી બાંધી લો (અર્થાત્ ન તો કંજૂસી કરો) અને ન તદ્દન ખુલ્લો મૂકી દો કે તમે નિંદાપાત્ર અને લાચાર બનીને રહી જાઓ. (૩૦) નિઃશંક, તારો પાલનહાર જેને ઈચ્છે છે વધારે રોજી આપે છે અને જેના માટે ઈચ્છે છે (તેની રોજી) તંગ કરી દે છે. નિઃશંક, તે પોતાના બંદાઓને જાણવાવાળો અને જોવાવાળો છે.

(૩૧) અને પોતાના સંતાનોની નિર્ધનતાના ભયથી હત્યા ન કરો, અમે તેમને પણ રોજી આપીએ છીએ અને તમને પણ. નિઃશંક, તેમની હત્યા કરવી મોટું પાપ અને ગુનો છે. (૩૨) અને વ્યભિચારના નજીક (પણ) ન જાઓ, તે અશ્લીલતા છે અને દુર્માર્ગ છે.

(૩૩) અનુ જે પ્રાણને અલ્લાહે પ્રતિષ્ઠિત અને અવૈધ ઠરાવેલ છે તેની હત્યા ન કરો, પણ સત્ય અને ન્યાય પર, અને જે વ્યક્તિની અન્યાયી અને નાહક-અકારણ હત્યા કરવામાં આવે, તો અમે તેના વારસદારને અધિકાર આપ્યો છે. બસ, તે હત્યામાં સીમાનું ઉલ્લંઘન ન કરે, તેની સહાયતા કરવામાં આવશે.

(૩૪) અને તમે અનાથની સંપત્તિની પાસે ન જાઓ, પણ જે રીત ઉત્તમ હોય, ત્યાં સુધી કે તે પોતાની યુવાન વયે પહોંચી જાય, અને વચનનું પાલન કરો, નિઃશંક વચનની પૂછપરછ થશે. (૩૫) અને જ્યારે માપીને આપો તો પૂરેપૂરું માપો અને બરાબર ત્રાજવાથી તોલીને આપો. આ ઉત્તમ રીત છે અને

તેનું પરિણામ પણ ઉત્તમ છે.

(૩૬) અને એવી વસ્તુ પાછળ ન પડો જેની તમને જાણ ન હોય. નિઃશંક, કાન અને આંખ અને હૃદય સૌના વિશે માણસની પૂછપરછ થશે. (૩૭) અને જમીન પર અકડાઈને ન ચાલો. તમે જમીનને ફાડી નથી શકતા અને ન તમે પહાડોની ઊંચાઈને પહોંચી શકો છો. (૩૮) આ બધા ખરાબ કાર્યો તારા પાલનહારની નજીક અપ્રિય છે.

(૩૯) આ એ વાતો છે જે તમારા પાલનહારે તત્ત્વદર્શિતા અને ડહાપણમાંથી તમારા તરફ પ્રકાશના કરી છે, અને અલ્લાહની સાથે કોઈ અન્ય ઉપાસ્ય ન બનાવજો, નહિં તો તમને નર્કમાં નાખી દેવામાં આવશે, નિંદનીય અને નિઃસહાય બનાવીને.

(૪૦) શું તમારા પાલનહારે તમને પુત્રો પસંદ કરીને આપ્યા અને પોતાના માટે ફરિશ્તાઓમાંથી પુત્રીઓ બનાવી લીધી ? નિઃશંક, તમે ખૂબ ગંભીર અને ભારે વાત કહો છો. (૪૧) અને અમે આ કુર્આનમાં જુદી-જુદી રીતે વર્ણન કર્યું છે, જેથી તેઓ અનુસ્મરણ પ્રાપ્ત કરે. પરંતુ તેમની અવહેલના અને અરુચિ વધતી જ જઈ રહી છે. (૪૨) કહો કે જો અલ્લાહની સાથે અન્ય પણ ઉપાસ્યો હોત, જેમ કે આ લોકો કહે છે, તો તેઓ સિંહાસનવાળા (અલ્લાહ) તરફ અવશ્ય રસ્તો કાઢતા. (૪૩) અલ્લાહ પવિત્ર અને ઉચ્ચતર છે એનાથી જે આ લોકો કહે છે. (૪૪) સાતેય આકાશો અને ધરતી અને જે તેમનામાં છે, સૌ તેની પવિત્રતાનું વર્ણન કરે છે, અને કોઈ વસ્તુ એવી નથી જે પ્રશંસાની સાથે તેની પવિત્રતાનું વર્ણન ન કરતી હોય. પરંતુ તમે તેમની તસ્બીહ (જાપ)ને સમજતા નથી. નિઃશંક, તે સહનશીલ અને ઉદાર તથા ક્ષમાશીલ છે.

(૪૫) અને જ્યારે તમે કુર્આન પઢો છો, તો અમે તમારા અને એ લોકો દરમ્યાન એક અદૃશ્ય આવરણ નાખી દઈએ છીએ, જેઓ પરલોકને નથી

માનતા. (૪૬) અને અમે તેમનાં હૃદયો પર પરદો ઢાંકી દઈએ છીએ કે તેઓ તેને ન સમજે અને તેમના કાનોમાં જડતા પેદા કરી દઈએ છીએ અને જ્યારે તમે કુર્આનમાં એકલા પોતાના રબ (પ્રભુ-પાલનહાર)નો ઉલ્લેખ કરો છો, તો તેઓ નફરતની સાથે પીઠ ફેરવી લે છે.

(૪૭) અને અમે જાણીએ છીએ કે જ્યારે તેઓ તમારા તરફ કાન લગાવે છે, તો તેઓ શા માટે સાંભળે છે અને જ્યારે કે તેઓ પરસ્પર ગુસપુસ કરે છે. આ અત્યાચારીઓ કહે છે કે તમે લોકો તો બસ જાદૂની અસર પામેલા માણસના પાછળ ચાલી રહ્યા છો. (૪૮) જુઓ, તમારા પર તેઓ કેવા-કેવા દૃષ્ટાંતો ટાંકી રહ્યા છે ! આ લોકો (માર્ગમાં) ખોવાઈ ગયા, માર્ગ નથી પામી શકતા.

(૪૯) અને તેઓ કહે છે કે શું જ્યારે અમે હાડકાં અને કણ-કણ થઈ જઈશું, તો શું અમને નવેસરથી ઉઠાવવામાં આવશે ? (૫૦) કહો કે તમે પથ્થર કે લોખંડ બની જાઓ, (૫૧) કે અન્ય કોઈ વસ્તુ જે તમારા વિચારમાં તેનાથી પણ વધારે કઠણ હોય (તો પણ). પછી તેઓ કહેશે એ કોણ છે જે અમને ફરીથી જીવંત કરશે ? તમે કહો કે એ જ જેણે તમને પહેલી વાર પેદા કર્યા છે. પછી તેઓ તમારા સામે પોતાનું માથું ધુણાવશે અને કહેશે કે આ ક્યારે થશે ? કહો કે આશ્ચર્ય નહીં કે તેનો સમય નજીક આવી ગયો હોય. (૫૨) જે દિવસે અલ્લાહ તમને પોકારશે, તો તમે તેની પ્રશંસા કરતાં તેની પોકાર પર ચાલ્યા આવશો અને તમે એવું વિચારશો કે તમે ઘણી ઓછી મુદ્દત રહ્યા.

(૫૩) અને મારા બંદાઓને કહો કે એ જ વાત કહે, જે ઉત્તમ હોય. શૈતાન તેમના વચ્ચે બગાડ (અને વૈમનસ્ય) નાખે છે. નિઃશંક, શૈતાન માનવીનો ખુલ્લો દુશ્મન છે.

(૫૪) તમારો પાલનહાર તમને સારી રીતે જાણે છે. જો તે ઇચ્છે તો તમારા પર દયા કરે અથવા જો ઇચ્છે તો તમને યાતના આપે, અને અમે તમને તેમના

જવાબદાર બનાવીને નથી મોકલ્યા. (૫૫) અને તમારો પાલનહાર સારી રીતે જાણે છે તેમને, જે આકાશોમાં છે અને ધરતીમાં છે અને અમે કેટલાક પયગંબરોને કેટલાક પર શ્રેષ્ઠતા પ્રદાન કરી છે અને અમે દાઉદને 'ઝબૂર' (ઈશગ્રંથ) આપી. (૫૬) કહો કે તેમને પોકારો, જેમને તમે અલ્લાહ સિવાય ઉપાસ્ય સમજી લીધા છે. તેઓ ન તમારાથી કોઈ મુસીબતને દૂર કરવાનો અધિકાર ધરાવે છે અને ન તેઓ તેને બદલી શકે છે. (૫૭) જેમને આ લોકો પોકારે છે તેઓ સ્વયં પોતાના પ્રભુ-પાલનહારનું સામીપ્ય શોધે છે કે તેમાંથી કોણ સૌથી વધારે સમીપ થઈ જાય, અને તેઓ પોતાના પ્રભુ-પાલનહારની દયાના ઉમેદવાર છે, અને તેઓ તેની યાતનાથી ડરે છે. વાસ્તવમાં તારા પ્રભુ-પાલનહારની યાતના છે જ ડરવાની વસ્તુ.

(૫૮) અને કોઈ વસ્તી એવી નથી જેને અમે કયામત પહેલા નષ્ટ ન કરીએ અથવા કઠોર યાતના ન આપીએ. આ વાત ગ્રંથમાં અંકિત છે.

(૫૯) અને અમને નિશાનીઓ મોકલતાં ન રોક્યા, બલ્કે એ વસ્તુએ કે અગાઉના લોકોએ તેને ખોટી ઠેરવી, અને અમે સમૂદને ઊંટણી આપી તેમને સમજાવવા માટે. પછી તેમણે તેના પર અત્યાચાર કર્યો, અને નિશાનીઓ અમે કેવળ ડરાવવા માટે મોકલીએ છીએ.

(૬૦) અને જ્યારે અમે કહ્યું કે તમારા પાલનહારે લોકોને ઘેરામાં લઈ લીધા છે, અને તેઓ એ વર્તન જે અમે તમને બતાવ્યું, તે માત્ર લોકોની પરીક્ષા માટે હતું, અને એ વૃક્ષને પણ જેની કુર્આનમાં નિંદા કરવામાં આવી છે, અને અમે તેમને ડરાવીએ છીએ, પરંતુ તેમનો અંતિમ કક્ષાનો વિદ્રોહ વધતો જ જઈ રહ્યો છે.

(૬૧) અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો, તો તેમણે સિજદો કર્યો, પરંતુ ઈબલિસે ન કર્યો. તેણે કહ્યું, હું એવા માનવીને

સિજદો કરું, જેને તેં માટીથી બનાવ્યો છે ? (૬૨) તેણે કહ્યું, જરા જો, આ માણસ, જેને તેં મારા પર સન્માન આપ્યું છે, જો તું મને કયામત સુધી મહેતલ આપે, તો હું થોડા લોકો સિવાય તેની તમામ સંતાનને ખાઈ જઈશ.

(૬૩) અલ્લાહે કહ્યું કે, જા, તેમાંથી જે પણ તારો સાથી બન્યો, તો નર્ક તમારા સૌનો પૂરેપૂરો બદલો છે. (૬૪) અને તેમાંથી જેના પર તારું સામર્થ્ય હોય, તો પોતાના અવાજથી તેમના કદમ ઉખાડી દે અને તેમના પોતાના પાયદળો અને સવારોને ચઢાવી લાવ અને તેમના ધન અને સંતાનમાં તેમનો ભાગીદાર બની જા અને તેમને વચન આપ, અને શૈતાનનું વચન તો એક ધોકા સિવાય બીજું કંઈ નથી. (૬૫) નિઃશંક, જે મારો બંદો (ભક્ત) છે, તેના પર તારું કોઈ જોર નહીં ચાલે અને તારો પાલનહાર કામ પાર પાડવા પૂરતો છે.

(૬૬) તમારો રબ એ છે, જે તમારા માટે સમુદ્રમાં નૌકા ચલાવે છે, જેથી તમે તેની કૃપા શોધો. નિઃશંક, તે તમારા પર મહેરબાન છે. (૬૭) અને જ્યારે સમુદ્રમાં તમારા પર કોઈ આપત્તિ આવે છે, તો તમે એ ઉપાસ્યોને ભૂલી જાઓ છો, જેમને તમે અલ્લાહ સિવાય પોકારતા હતા. પછી જ્યારે તે તમને જમીન તરફ બચાવી લે છે, તો તમે પુનઃ ફરી જાઓ છો, અને માનવી અત્યંત કૃતઘ્ન છે.

(૬૮) શું તમે તેનાથી નિશ્ચિંત થઈ ગયા છો કે અલ્લાહ તમને જમીન તરફ લાવીને ધરતીમાં ધસાવી દે, અથવા તમારા પર પથ્થરો વરસાવનાર આંધી મોકલી દે, પછી તમે કોઈને પોતાનો કાર્યસાધક ન બનાવી શકો, (૬૯) અથવા તમે તેનાથી નિડર બની ગયા છો કે તે તમને ફરીથી સમુદ્રમાં લઈ જાય, પછી તમારા પર હવાનું ભયંકર તોફાન મોકલી દે અને તમને તમારા ઈન્કારના કારણે ડૂબાડી દે. પછી તમને તેના પર અમારો પીછો કરનાર ન મળી શકે.

(૭૦) અને અમે આદમની સંતાનને ગૌરવ અને પ્રતિષ્ઠા પ્રદાન કરી અને

અમે તેમને જમીન અને સમુદ્રમાં સવાર કર્યા અને તેમને પવિત્ર વસ્તુઓની રોજી આપી અને અમે તેમને અમારાં ઘણા સર્જનો પર શ્રેષ્ઠતા આપી.

(૭૧) જે દિવસે અમે દરેક સમુદાયને તેના નાયકની સાથે બોલાવીશું. બસ, જેનું કર્મ-પત્ર તેના જમણા હાથમાં આપવામાં આવશે, એ લોકો પોતાનું કર્મ-પત્ર વાંચશે અને તેમના સાથે સહેજપણ અન્યાય કરવામાં નહીં આવે. (૭૨) અને જે વ્યક્તિ આ દુનિયામાં આંધળો રહ્યો, તે પરલોકમાં પણ આંધળો રહેશે અને ખૂબ દૂર પડેલો હશે માર્ગથી.

(૭૩) અને નજીક હતું કે આ લોકો તમને પરીક્ષામાં નાખીને તેનાથી હટાવી દે જે અમે તમારા પર વહી (પ્રકાશના) કરેલ છે, જેથી તમે તેના સિવાય અમારા સાથે અસત્ય વાતને જોડો અને ત્યારે તેઓ તમને પોતાના મિત્ર બનાવી લેતા. (૭૪) અને જો અમે તમને અડગ ન રાખ્યા હોત, તો સંભવ હતું કે તમે તેમની તરફ કંઈક ઝૂકી પડો. (૭૫) પછી અમે તમને જીવન અને મૃત્યુ બંનેની બમણી (યાતના) ચખાડતા. ત્યારબાદ તમને અમારા સામે પોતાનો કોઈ મદદગાર ન મળતો.

(૭૬) અને આ લોકો આ ભૂમિથી તમારા કદમ ઉખાડવા લાગ્યા હતા, જેથી તમને તેનાથી બહાર કાઢે, અને જો આવું થતું તો તમારા પછી તેઓ પણ ખૂબ થોડી વાર રોકાઈ શકતા, (૭૭) જેમ કે એ ઈશદૂતો વિશે અમારી રીત રહી છે જેમને અમે તમારાથી અગાઉ મોકલ્યા હતા અને તમે અમારી રીતમાં પરિવર્તન નહીં જુઓ.

(૭૮) નમાઝની સ્થાપના કરો સૂર્ય ડૂબ્યા પછીથી રાતના અંધકાર સુધી, અને વિશેષરૂપે 'ફજ્ર' (પરોઢ)નું પઠન. નિઃશંક, 'ફજ્ર'નું (કુર્આન) પઠન શુભ હોય છે.

(૭૯) અને રાત્રે 'તહજ્જુદ' (પરોઢ પહેલાની નમાઝ) પઢો, આ 'નફલ'

(અનિવાર્ય ઉપરાંતની ઐચ્છિક નમાઝ) છે તમારા માટે. આશા છે કે તમારો પ્રભુ-પાલનહાર તમને પ્રશંસિત સ્થાન પર ઊભા કરે.

(૮૦) અને કહો કે હે મારા માલિક ! મને દાખલ કરે તો સત્યની સાથે દાખલ કરજે અને મને બહાર કાઢે તો સત્યની સાથે, અને મને પોતાની પાસેથી મદદગાર શક્તિ પ્રદાન કર, (૮૧) અને કહો કે સત્ય આવી ગયું અને અસત્ય નાશ પામ્યું. નિઃસંદેહ અસત્ય તો નાશ પામવાનું જ હતું.

(૮૨) અને અમે કુર્આનમાંથી અવતરિત કરીએ છીએ, જેમાં શિફા (રોગ-નિવારણ) અને દયા છે ઈમાનવાળાઓ માટે, અને અત્યાચારીઓ માટે તેનાથી નુકસાન સિવાય બીજું કંઈ નથી વધતું.

(૮૩) અને માનવી પર અમે જ્યારે ઉપકાર કરીએ છીએ, તો તે અવગણના કરે છે અને પીઠ ફેરવી લે છે, અને જ્યારે તેને તકલીફ પહોંચે છે, તો તે નિરાશ થઈ જાય છે. (૮૪) કહો કે દરેક પોતાની પદ્ધતિ પર અમલ કરી રહ્યો છે. હવે તમારો માલિક જ સારી રીતે જાણે છે કે કોણ વધારે સીધા માર્ગ પર છે.

(૮૫) અને તે તમને 'રૂહ' (આત્મા) વિશે પૂછે છે. કહો કે 'રૂહ' મારા પ્રભુ-પાલનહારની આજ્ઞાથી છે, અને તમને ઘણું ઓછું જ્ઞાન આપવામાં આવ્યું છે.

(૮૬) અને જો અમે ઇચ્છીએ, તો એ બધું જ તમારાથી છીનવી લઈએ, જે અમે વહીના માધ્યમથી તમને પ્રદાન કર્યું છે. પછી તમે તેના માટે અમારા સામે કોઈ હિમાયતી નહીં મેળવી શકો. (૮૭) પરંતુ આ કેવળ તમારા પાલનહારની દયા છે. નિઃશંક, તમારા ઉપર તેની મોટી કૃપા છે. (૮૮) કહો કે જો તમામ મનુષ્યો અને જિન્નાત એકત્ર થઈ જાય કે આવું કુર્આન બનાવીને લાવે, તો પણ તેઓ તેના સમાન નહીં લાવી શકે, ચાહે તેઓ એક-બીજાના

મદદગાર બની જાય.

(૮૯) અને અમે લોકો માટે આ કુર્આનમાં દરેક પ્રકારના વિષયોને જુદી-જુદી રીતે વર્ણવ્યા છે, તેમ છતાં મોટાભાગના લોકો ઈન્કાર પર જ દુરાગ્રહી રહ્યા. (૯૦) અને તેઓ કહે છે કે અમે કદાપિ તમારા પર ઈમાન નહીં લાવીએ, જ્યાં સુધી તમે અમારા માટે જમીનમાંથી કોઈ ઝરણું ન વહાવી દો (૯૧) અથવા તમારા પાસે ખજૂરો અને દ્રાક્ષનો કોઈ બાગ થઈ જાય, પછી તમે આ બાગના વચ્ચે ઘણીબધી નહેરો વહાવી દો (૯૨) અથવા જેમ કે તમે કહો છો, અમારા પર આકાશમાંથી ટુકડાઓ પાડી દો અથવા અલ્લાહ અને ફરિશ્તાઓને લાવીને અમારા સામે ઊભા કરી દો, (૯૩) અથવા તમારા પાસે સોનાનું કોઈ ઘર થઈ જાય અથવા તમે આકાશ પર ચઢી જાઓ, અને અમે તમારા ચઢવાને પણ નહીં માનીએ, જ્યાં સુધી તમે ત્યાંથી અમારા પર કોઈ પુસ્તક ન ઉતારી દો જેને અમે વાંચીએ. કહો કે મારો પાલનહાર પવિત્ર છે. હું તો માત્ર એક મનુષ્ય છું, અલ્લાહનો ઈશદૂત.

(૯૪) અને જ્યારે તેમના પાસે માર્ગદર્શન આવી ગયું, તો તેમને ઈમાન લાવવાથી તેના સિવાય અન્ય કોઈ વસ્તુ અવરોધરૂપ ન બની કે તેમણે કહ્યું કે શું અલ્લાહે મનુષ્યને ઈશદૂત બનાવીને મોકલ્યો છે? (૯૫) કહો કે જો ધરતીમાં ફરિશ્તાઓ હોત કે તેમાં ચાલતા-ફરતા, તો અલબત્ત અમે તેમના પર આકાશથી ફરિશ્તાઓને ઈશદૂત બનાવીને મોકલતા. (૯૬) કહો કે અલ્લાહ મારા અને તમારા વચ્ચે સાક્ષી માટે પૂરતો છે. નિઃશંક, તે પોતાના બંદાઓને જાણવાવાળો, જોવાવાળો છે.

(૯૭) અલ્લાહ જેને માર્ગ બતાવે એ જ માર્ગ પામવાવાળો છે, અને જેને તે પથભ્રષ્ટ કરી દે, તો તમે તેમના માટે અલ્લાહ સિવાય કોઈને મદદગાર નહીં જુઓ, અને અમે કયામતના દિવસે તેમને તેમના મોઢાથી ઊંધા અને ગૂંગા

અને બહેરા એકત્ર કરીશું. તેમનું ઠેકાણું નર્ક છે. જ્યારે તેની આગ ધીમી થશે, અમે તેને વધારે ભડકાવી દઈશું. (૯૮) આ છે તેમનો બદલો એ કારણે કે તેમણે અમારી નિશાનીઓનો ઈન્કાર કર્યો, અને કહ્યું કે જ્યારે અમે હાડકાં અને માટી બની જઈશું, તો શું અમને નવેસરથી પેદા કરીને ઉઠાવવામાં આવશે ?

(૯૯) શું એ લોકોએ જોયું નથી કે જે અલ્લાહે આકાશો અને ધરતીને પેદા કર્યા, શું તે તેના પર સમર્થ છે કે તેમના જેવા ફરીથી પેદા કરી દે અને તેણે તેમના માટે એક મુદ્દત નિશ્ચિત કરી રાખી છે. તેમાં કોઈ સંદેહ નથી. આના પર એ અત્યાચારી લોકો ઈન્કાર કર્યા વગર ન રહ્યા.

(૧૦૦) કહો કે જો તમે લોકો મારા પ્રભુ-પાલનહારની દયાના ખજાનાઓના માલિક હોત, તો આ સ્થિતિમાં તમે ખર્ચ થઈ જવાની આશંકાથી અવશ્ય હાથ રોકી લેતા અને મનુષ્ય અત્યંત સંકુચિત દિલનો છે.

(૧૦૧) અને અમે મૂસાને સ્પષ્ટ નિશાનીઓ આપી, તો બની ઈસરાઈલથી પૂછી લો, જ્યારે કે તે તેમના પાસે આવ્યો, તો ફિરઔને તેને કહ્યું કે હે મૂસા ! મારા વિચારથી તો અવશ્ય તમારા પર કોઈએ જાદૂ કરી દીધું છે. (૧૦૨) મૂસાએ કહ્યું કે તું સારી રીતે જાણે છે કે આને આકાશો અને ધરતીના પ્રભુ-પાલનહારે જ ઉતારેલ છે, આંખો ખોલી દેવા માટે અને મારો વિચાર છે કે હે ફિરઔન ! તું અવશ્ય નષ્ટ થઈ જવાવાળો માણસ છે. (૧૦૩) પછી ફિરઔને ઇચ્છ્યું કે તેમને આ ભૂમિમાંથી ઉખાડી દે. બસ, અમે તેને અને જેઓ તેના સાથે હતા સૌને ડૂબાડી દીધા. (૧૦૪) અને અમે બની ઈસરાઈલને કહ્યું કે તમે (આ) ભૂમિમાં રહો. પછી જ્યારે પરલોકનું વચન (પૂરું થવા) આવી જશે તો અમે તમને સૌને એકત્ર કરીને લાવીશું.

(૧૦૫) અને અમે કુર્આનને સત્યની સાથે અવતરિત કરેલ છે અને તે સત્યની સાથે જ અવતરિત થયું છે, અને અમે તમને કેવળ ખુશખબર આપનાર

અને ડરાવનાર બનાવીને મોકલ્યા છે. (૧૦૬) અને અમે કુર્આનને થોડું-થોડું કરીને અવતરિત કર્યું, જેથી તમે તેને લોકોની સામે થોભી-થોભીને પઢો, અને તેને અમે (પ્રસંગોપાત) ક્રમશઃ અવતરિત કર્યું છે.

(૧૦૭) કહો કે તમે આના પર ઈમાન લાવો કે ઈમાન ન લાવો, એ લોકો જેમને આનાથી પહેલા જ્ઞાન આપવામાં આવ્યું હતું, જ્યારે તે તેમના સામે પઢવામાં આવે છે, તો તેઓ ઊંધા મોઢે સિજદામાં પડી જાય છે. (૧૦૮) અને કહે છે કે અમારો રબ (પ્રભુ-પાલનહાર) પવિત્ર છે. નિઃશંક, અમારા રબનું વચન અવશ્ય પૂરું થાય છે. (૧૦૯) અને તેઓ ઊંધા મોઢે રડતાં-રડતાં પડી જાય છે અને કુર્આન તેમની વિનમ્રતાને ઓર વધારી દે છે.

(૧૧૦) કહો કે ચાહે અલ્લાહ કહીને પોકારો કે 'રહમાન' (પરમ્ દયાળુ) કહીને પોકારો, તેના માટે બધા સારા નામો છે, અને તમે પોતાની નમાઝો ન ઊંચા અવાજથી પઢો અને ન તદ્દન ચુપકે-ચુપકે પઢો, અને બંનેના દરમ્યાનની રીત અપનાવો. (૧૧૧) અને કહો કે તમામ ખૂબીઓ અને પ્રશંસા એ અલ્લાહ માટે છે, જે ન સંતાન રાખે છે અને ન બાદશાહીમાં કોઈ તેનો ભાગીદાર છે, અને ન અસામર્થ્યના કારણે તેનો કોઈ મદદગાર છે, અને તમે તેની મહાનતાનું પુષ્કળ વર્ણન કરો.

—●—

## ૧૮. સૂરઃ અલ-કહ્ફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) પ્રશંસા અલ્લાહ માટે છે, જેણે પોતાના બંદા પર ગ્રંથ અવતરિત કર્યો, અને તેમાં કોઈ વિકૃતિ ન રાખી, (૨) તદ્દન બરાબર, જેથી તે અલ્લાહ તરફથી એક કઠોર યાતનાથી સાવધાન કરી દે, અને ઈમાનવાળાઓને

ખુશખબર આપી દે, જેઓ સદ્કાર્યો કરે છે કે તેમના માટે સારો બદલો છે. (૩) તેઓ તેમાં હંમેશા રહેશે, (૪) અને એ લોકોને ડરાવી દે, જેઓ કહે છે કે અલ્લાહે પુત્ર બનાવ્યો છે. (૫) તેમને એ વાતનું કોઈ જ્ઞાન નથી અને ન તેમના પૂર્વજોને. આ અત્યંત ભારે વાત છે, જે તેમના મોઢામાંથી નીકળી રહી છે. તેઓ માત્ર જૂઠ બોલે છે.

(૬) કદાચ તમે તેમના માટે દુઃખથી પોતાને નષ્ટ કરી નાખશો, જો તેઓ આ વાત પર ઈમાન ન લાવે. (૭) જે કંઈ ધરતી પર છે તેને અમે ધરતીની શોભા બનાવેલ છે, જેથી અમે લોકોની પરીક્ષા કરીએ કે તેમાં કોણ સારા કાર્યો કરવાવાળો છે. (૮) અને અમે ધરતીની તમામ વસ્તુઓને એક સપાટ મેદાન બનાવી દઈશું.

(૯) શું તમે વિચારો છો કે 'કહફ' (ગુફા) અને 'રકીમ' (શિલાલેખ)વાળા અમારી નિશાનીઓમાંથી ખૂબ વિચિત્ર નિશાની હતા ? (૧૦) જ્યારે આ નવયુવાનોએ ગુફામાં શરણ લીધું. પછી તેમણે કહ્યું કે હે અમારા માલિક ! અમને તારા પાસેથી દયા પ્રદાન કર અને અમારા મામલાને યોગ્ય કરી દે. (૧૧) બસ, અમે ગુફામાં તેમના કાનો પર વર્ષોવર્ષ સુધી (ઊંઘનું આવરણ) નાખી દીધું. (૧૨) પછી અમે તેમને ઉઠાવ્યા, જેથી અમે જાણીએ કે બંને જૂથોમાંથી કોણ રોકાણના સમયગાળાની સાચી-સાચી ગણતરી કરે છે.

(૧૩) અમે તમને તેમનું સાચું વૃત્તાંત બતાવીએ છીએ. તેઓ થોડાક નવયુવાનો હતા, જેઓ પોતાના રબ (પ્રભુ-પાલનહાર) પર ઈમાન લાવ્યા અને અમે તેમના માર્ગદર્શનમાં વધારે ઉન્નતિ બક્ષી. (૧૪) અને અમે તેમના હૃદયોને દૃઢ કરી દીધા, જ્યારે કે તેઓ ઉઠ્યા અને કહ્યું કે અમારો રબ એ જ છે, જે આકાશો અને ધરતીનો રબ છે. અમે તેના સિવાય કોઈ બીજા ઉપાસ્યને નહીં પોકારીએ. જો આપણે આવું કરીએ, તો આપણે ખૂબ અનુચિત વાત

કરીશું. (૧૫) આ આપણી જાતિના લોકોએ તેના સિવાય બીજા ઉપાસ્યો બનાવી રાખ્યા છે. આ લોકો તેમના વિશે સ્પષ્ટ દલીલ કેમ નથી લાવતા ? પછી એ વ્યક્તિથી વધારે અત્યાચારી બીજો કોણ હશે, જે અલ્લાહ પર જૂઠ ઘડે ?

(૧૬) અને જ્યારે તમે એ લોકોથી અલગ થઈ ગયા છો અને તેમના ઉપાસ્યોથી, જેમની તેઓ અલ્લાહ સિવાય ઉપાસના કરે છે, તો હવે ચાલીને ગુફામાં શરણ લો, તમારો પાલનહાર તમારા ઉપર પોતાની દયા ફેલાવશે, અને તમારા કામો માટે સાધન-સામગ્રી ઉપલબ્ધ કરશે.

(૧૭) અને તમે સૂર્યને જોતા કે જ્યારે તે ઊગે છે, તો તેમની ગુફાથી જમણી બાજુ બચેલો રહે છે અને જ્યારે અસ્ત થાય છે તો તેમનાથી ડાબી બાજુ કતરાઈ જાય છે અને તેઓ ગુફાની અંદર એક વિશાળ જગ્યામાં છે. આ અલ્લાહની નિશાનીઓમાંથી છે. જેને અલ્લાહ માર્ગદર્શન આપે, એ જ માર્ગદર્શન પામવાવાળો છે અને જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે, તો તમે તેના માટે કોઈ મદદગાર માર્ગ બતાવવા માટે નહીં મેળવી શકો.

(૧૮) અને તમે તેમને જોઈને એમ સમજતા કે તેઓ જાગી રહ્યા છે, જો કે તેઓ સૂઈ રહ્યા હતા. અમે તેમને જમણી અને ડાબી બાજુ પડખાં બદલાવતા રહેતા હતા અને તેમનો કૂતરો ગુફાના મોઢા પર બંને હાથ ફેલાવીને બેસ્યો હતો. જો તમે તેમને ઝાંખીને જોતા તો તેમનાથી પીઠ ફેરવીને ભાગી જતા અને તમારા અંદર તેમનો ભય વ્યાપી જતો.

(૧૯) અને એ જ રીતે અમે તેમને જગાડ્યા, જેથી તેઓ પરસ્પર પૂછપરછ કરે. તેમાંથી એક કહેવાવાળાએ કહ્યું, તમે કેટલી વાર અહીં રોકાયા ? તેમણે કહ્યું કે આપણે એક દિવસ અથવા એક દિવસથી પણ ઓછા રોકાયા હોઈશું. તેઓ બોલ્યા કે અલ્લાહ જ વધારે સારું જ્ઞાન ધરાવે છે કે તમે કેટલી વાર અહીં રહ્યા. હવે, આપણામાંથી કોઈને આ ચાંદીનો સિક્કો આપીને શહેર મોકલો.

પછી તે જુએ કે પવિત્ર ભોજન ક્યાં મળે છે, અને તમારા માટે આમાંથી કંઈક ખાવાનું લઈ આવે, અને તે સાવધાનીથી જાય અને કોઈને તમારી જાણકારી ન થવા દે. (૨૦) જો તેમને તમારી જાણ થઈ જશે તો તમને પથ્થરોથી મારી નાખશે અથવા તમને પોતાના ધર્મમાં પાછા ફેરવી લેશે અને પછી તમે ક્યારેય સફળતા નહીં પામી શકો.

(૨૧) અને આ રીતે અમે તેમના વિશે લોકોને માહિતગાર કરી દીધા, જેથી જાણી લે કે અલ્લાહનું વચન સાચું છે અને એ કે કયામતમાં કોઈ સંદેહ નથી. જ્યારે લોકો પરસ્પર તેમના મામલામાં ઝઘડી રહ્યા હતા, પછી કહેવા લાગ્યા કે તેમની ગુફા પર એક ઈમારત બનાવી દો. તેમનો પાલનહાર તેમને બરાબર જાણે છે. જે લોકોએ તેમના મામલામાં વર્ચસ્વ પ્રાપ્ત કરી લીધું તેમણે કહ્યું કે અમે તેમની ગુફા પર એક ઉપાસના-ગૃહ બનાવીશું.

(૨૨) કેટલાક લોકો કહેશે કે તેઓ ત્રણ હતા, અને ચોથો તેમનો કૂતરો હતો, અને કેટલાક લોકો કહેશે કે તેઓ પાંચ હતા અને છઠ્ઠો તેમનો કૂતરો હતો, આ લોકો કોઈ તપાસ કર્યા વગર વાત કહી રહ્યા છે, અને કેટલાક લોકો કહેશે કે તેઓ સાત હતા અને આઠમો તેમનો કૂતરો હતો. કહો કે મારો પાલનહાર સારી રીતે જાણે છે કે તેઓ કેટલા હતા. થોડાક જ લોકો તેમને જાણે છે. તેથી તમે ઉપરછલ્લી વાતથી વધારે તેમના મામલામાં ચર્ચા ન કરો અને ન તેમના વિશે એમનામાંથી કોઈને પૂછો.

(૨૩) અને તમે કોઈ કાર્ય સંબંધે એમ ન કહો કે આને કાલે કરીશ, (૨૪) બલ્કે એ કે અલ્લાહ ઈચ્છે, અને જ્યારે તમે ભૂલી જાઓ, તો પોતાના પાલનહારને યાદ કરો, અને કહો કે આશા છે કે મારો પ્રભુ-પાલનહાર મને ભલાઈનો આનાથી વધારે નજીકનો માર્ગ બતાવી દે.

(૨૫) અને એ લોકો પોતાની ગુફામાં ત્રણસો વર્ષ રહ્યા (કેટલાક લોકો

મુદ્દતની ગણતરીમાં) બીજા નવ વર્ષ વધી ગયા છે. (૨૬) કહો કે અલ્લાહ તેમના રહેવાની મુદ્દતને વધારે જાણે છે. આકાશો અને ધરતીનું અદૃશ્ય અને પરોક્ષ તેના જ્ઞાનમાં છે. કેટલો સારો છે તે જોવાવાળો અને સાંભળનાર ! અલ્લાહ સિવાય તેમનો કોઈ મદદગાર નથી અને ન અલ્લાહ કોઈને પોતાના અધિકારમાં સામેલ કરે છે.

(૨૭) અને તમારા પાલનહારનો જે ગ્રંથ તમારા પર અવતરિત કરવામાં આવી રહ્યો છે, તેને સંભળાવો, અલ્લાહની વાતોને કોઈ બદલનાર નથી, અને તેના સિવાય તમે કોઈ શરણ પામી શકતા નથી. (૨૮) અને પોતાને એ લોકોની સાથે જમાવી રાખો, જેઓ સવાર-સાંજ પોતાના પ્રભુ-પાલનહારને પોકારે છે, તેઓ તેની પ્રસન્નતાના અભિલાષી છે, અને તમારી આંખો દુનિયાના જીવનની શોભા માટે તેમનાથી હટવા ન પામે, અને તમે એવા વ્યક્તિનું કહેવું ન માનો જેના હૃદયને અમે અમારા સ્મરણથી ગાફેલ કરી દીધું છે, અને તે પોતાની મનેચ્છા પર ચાલે છે અને તેનો મામલો સીમા વટાવી ગયો છે.

(૨૯) અને કહો કે આ સત્ય છે તમારા પાલનહાર તરફથી, તેથી જે વ્યક્તિ ઇચ્છે તેને માને અને જે વ્યક્તિ ઇચ્છે ન માને. અમે અત્યાચારીઓ માટે એવી આગ તૈયાર કરી રાખી છે જેની જ્વાળાઓ તેમને પોતાના ઘેરામાં લઈ લેશે, અને જો તેઓ પાણી માટે માંગ કરશે, તો તેમની માંગણી એવા પાણીથી પૂરી કરવામાં આવશે, જે કકળેલા તેલ જેવું હશે. તે ચહેરાને શેકી નાખશે. કેટલું ખરાબ પાણી હશે અને કેવું ખરાબ ઠેકાણું !

(૩૦) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, તો અમે આવા લોકોનો બદલો વ્યર્થ નહીં કરીએ. (૩૧) જેઓ સારી રીતે કામ કરે, તેમના માટે શાશ્વત રહેવાવાળાં બાગ છે, જેના નીચે નહેરો વહેતી હશે, ત્યાં તેમને સુવર્ણ કંગન પહેરાવવામાં આવશે, અને તેઓ ઝીણા-પાતળાં કીમતી

લીલા રેશમના પોશાક પહેરશે, સિંહાસન પર ટેક લગાવીને, કેવો સુંદર બદલો છે અને કેવી સુંદર જગ્યા !

(૩૨) તમે તેમના સામે એક ઉદાહરણ રજૂ કરો. બે માણસો હતા. તેમાંથી એકને અમે દ્રાક્ષના બે બગીચા આપ્યા, અને તેના ચોતરફ ખજૂરના વૃક્ષોનું વર્તુળ બનાવ્યું અને બંનેના વચ્ચે ખેતી મૂકી દીધી. (૩૩) બંને બગીચા પોતાના પૂરેપૂરાં ફળ લાવ્યા, તેમાં કોઈ ઘટાડો ન કર્યો, અને બંને બગીચાઓની વચ્ચે અમે નહેર વહાવી દીધી. (૩૪) અને તેને ખૂબ પાક મળ્યો, તો તેણે પોતાના સાથીના સાથે વાત કરતાં કહ્યું કે હું તારાથી ધનમાં વધારે છું અને સંખ્યામાં પણ વધારે શક્તિશાળી છું. (૩૫) તે પોતાના બગીચામાં દાખલ થયો અને તે સ્વયં પોતાના પર અત્યાચાર કરી રહ્યો હતો. તેણે કહ્યું કે હું નથી સમજતો કે આ ક્યારેય નષ્ટ થશે (૩૬) અને નથી સમજતો કે કયામત ક્યારેય આવશે, અને જો મને મારા પ્રભુ-પાલનહાર પાસે પાછો લઈ જવામાં આવશે, તો અવશ્ય આનાથી વધારે સારી જગ્યા મને મળશે.

(૩૭) તેના સાથીએ વાત કરતાં કહ્યું, શું તમે એ હસ્તીનો ઇન્કાર કરી રહ્યા છો, જેણે તમને માટીથી બનાવ્યા, પછી પાણીના એક ટીપાથી. પછી તમને આખો માણસ બનાવી દીધા. (૩૮) પરંતુ મારો પાલનહાર તો એ જ અલ્લાહ છે અને હું મારા પાલનહારની સાથે કોઈને ભાગીદાર નથી ઠરાવતો. (૩૯) અને જ્યારે તમે તમારા બગીચામાં દાખલ થયા, તો તમે કેમ ન કહ્યું કે જે અલ્લાહ ઇચ્છે છે એ જ થાય છે, અલ્લાહ સિવાય કોઈમાં સામર્થ્ય નથી. જો તમે જુઓ છો કે હું ધન અને સંતાનમાં તમારાથી નિમ્ન (કોટિનો) છું, (૪૦) તો આશા છે કે મારો પાલનહાર મને તમારા બગીચાથી ઉત્તમ બગીચો આપી દે, અને તમારા બગીચા પર આકાશમાંથી કોઈ આપત્તિ મોકલી દે, જેનાથી એ બગીચો સપાટ મેદાન થઈને રહી જાય, (૪૧) અથવા તેનું પાણી

સૂકાઈ જાય, પછી તમે તેને કોઈપણ રીતે ન મેળવી શકો.

(૪૨) અને તેના પાક પર આપત્તિ આવી, તો જે કંઈ તેણે તેના પર ખર્ચ કર્યો હતો, તેના પર તે હાથ મસળતો રહી ગયો, અને તે બગીચો પોતાના માંડવાઓ પર ઊંધો પડેલો હતો, અને તે કહેવા લાગ્યો કે અરે અફસોસ ! હું મારા પાલનહારની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવતો, (૪૩) અને તેના પાસે કોઈ જથ્થો નહોતો, જે અલ્લાહ સિવાય તેની મદદ કરતો અને ન તે સ્વયં બદલો લેવાવાળો બની શક્યો. (૪૪) અહીં સર્વ અધિકાર કેવળ સત્ય અલ્લાહનો છે. તે સૌથી ઉત્તમ બદલો અને સૌથી ઉત્તમ પરિણામ આપનાર છે.

(૪૫) અને તેમને દુનિયાના જીવનનું દૃષ્ટાંત સમજાવો. જેમ કે પાણી, જેને અમે આકાશમાંથી ઉતાર્યું. પછી તેનાથી જમીનની વનસ્પતિ ખૂબ ઘીચ થઈ ગઈ. પછી તે ભૂસું-ભૂસું બની ગઈ, જેને હવાઓ ઉડાવતી ફરે છે, અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવનાર છે. (૪૬) ધન અને સંતાન દુનિયાના જીવનની શોભા છે, અને બાકી રહેવાવાળી નેકીઓ (સદ્કાર્યો) તમારા પ્રભુ-પાલનહારની નજીક પુણ્ય (સવાબ)ની હેસિયતે ઉત્તમ છે.

(૪૭) અને જે દિવસે અમે પહાડોને ચલાવીશું, અને તમે જોશો ધરતીને તદ્દન નગ્ન, અને અમે એ સૌને એકત્ર કરીશું. પછી અમે તેમાંથી કોઈને નહીં છોડીએ. (૪૮) અને સૌ લોકોને તારા પ્રભુ-પાલનહારની સામે કતારબદ્ધ રજૂ કરવામાં આવશે. તમે અમારા પાસે આવી ગયા, જે રીતે અમે તમને પહેલી વાર પેદા કર્યા હતા, બલ્કે તમે એવી કલ્પના કરી હતી કે અમે તમારા માટે કોઈ વચનનો સમય નિશ્ચિત નહીં કરીએ.

(૪૯) અને રજિસ્ટર મૂકવામાં આવશે, તો તમે ગુનેગારોને જોશો કે તેમાં જે કંઈ છે તેનાથી ડરતા હશે અને કહેશે કે હાય દુર્ભાગ્ય ! કેવું છે આ પુસ્તક કે તેણે ન કોઈ નાની વાત નોંધવાથી છોડી છે અને ન કોઈ મોટી વાત ! અને જે

કંઈ તેમણે કર્યું છે તે બધું જ સામે જોશે, અને તારો પાલનહાર કોઈના પર અન્યાય અને અત્યાચાર નહીં કરે.

(૫૦) અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો, તો તેમણે સિજદો કર્યો, પરંતુ ઈબલિસે સિજદો ન કર્યો. તે જિન્નાતમાંથી હતો. તેથી તેણે પોતાના પ્રભુ-પાલનહારના આદેશની અવજ્ઞા કરી. હવે શું તમે તેને અને તેની સંતાનને મારા સિવાય પોતાના મિત્ર બનાવો છો, જો કે તેઓ તમારા દુશ્મનો છે ? આ અત્યાચારીઓ માટે ખૂબ ખરાબ બદલો છે. (૫૧) મેં તેમને ન આકાશો અને ધરતીને પેદા કરતી વખતે બોલાવ્યા અને ન સ્વયં તેમને પેદા કરતી વખતે બોલાવ્યા, અને હું એવો નથી કે પથભ્રષ્ટ કરનારાઓને મારા મદદગાર બનાવું.

(૫૨) અને જે દિવસે અલ્લાહ કહેશે કે જેમને તમે મારા ભાગીદારો સમજતા હતા તેમને પોકારો. તેથી તેઓ તેમને પોકારશે, પરંતુ તેઓ તેમને કોઈ જવાબ નહીં આપે, અને અમે તેમના વચ્ચે (વૈમનસ્યની) આડ ઊભી કરી દઈશું, (૫૩) અને ગુનેગાર લોકો આગને જોશે અને સમજી લેશે કે તેઓ તેમાં પડવાના છે અને તેઓ તેનાથી બચવાનો કોઈ માર્ગ નહીં પામે.

(૫૪) અને અમે આ કુર્આનમાં લોકોના માર્ગદર્શન માટે દરેક પ્રકારના દૃષ્ટાંતો વર્ણવ્યા છે અને મનુષ્ય સૌથી વધારે ઝઘડાળુ છે, (૫૫) અને લોકોને, એ પછી કે તેમને માર્ગદર્શન પહોંચી ચૂક્યું, ઈમાન લાવવાથી અને પોતાના પાલનહારની બક્ષિસ માંગવાથી નથી રોક્યા, પરંતુ એ વસ્તુએ કે અગાઉના લોકોનો મામલો પણ તેમના સામે પ્રગટ થઈ જાય, અથવા યાતના તેમના સામે આવીને ઊભી રહી જાય.

(૫૬) અને ઈશદૂતોને અમે કેવળ ખુશખબર આપનાર અને ડરાવનાર બનાવીને મોકલીએ છીએ, અને ઈન્કાર કરનારા લોકો અસત્યની વાતો લઈને

જૂઠો ઝઘડો કરે છે, જેથી તેના વડે સત્યને નીચું કરી દે અને તેમણે મારી નિશાનીઓને અને જે ચેતવણીઓ આપવામાં આવી હતી તેને મજાક બનાવી લીધી. (૫૭) એનાથી મોટો અત્યાચારી કોણ હશે, જેને તેના પાલનહારની આયતો દ્વારા અનુસ્મરણ કરાવવામાં આવે, તો તે તેનાથી મોઢું ફેરવી લે અને પોતાના હાથે કરેલા કાર્યોને ભૂલી જાય. અમે તેમનાં હૃદયો પર આવરણ નાખી દીધું છે કે તેઓ તેને ન સમજે અને તેમના કાનોમાં ડાટો છે, અને જો તમે તેમને માર્ગદર્શન તરફ બોલાવો, તો તેઓ કદાપિ માર્ગ પર આવવાવાળા નથી.

(૫૮) અને તમારો પાલનહાર ક્ષમાશીલ, દયાળુ છે. જો તે તેમણે કરેલ કાર્યો પર પકડે, તો ત્વરતિ તેમના પર યાતના મોકલી દે, પરંતુ તેમના માટે એક નિશ્ચિત સમય છે અને તેઓ તેના સામે કોઈ શરણની જગ્યા નહીં મેળવી શકે. (૫૯) અને આ વસ્તીઓ છે, જેને અમે વિનષ્ટ કરી નાખી, જ્યારે કે તેઓ અત્યાચારી થઈ ગયા, અને અમે તેમના વિનાશનો એક સમય નિર્ધારિત કરેલ હતો.

(૬૦) અને જ્યારે મૂસાએ પોતાના શિષ્યને કહ્યું કે હું ચાલતો રહીશ, ત્યાં સુધી કે કાં તો બે નદીઓના મળવાની જગ્યાએ પહોંચી જાઉં, અથવા આ જ રીતે વર્ષો સુધી ચાલતો રહું. (૬૧) તેથી જ્યારે તેઓ નદીઓના સંગમની જગ્યાએ પહોંચ્યા, તો તેઓ પોતાની માછલીને ભૂલી ગયા અને માછલી નદીમાં ચાલી ગઈ. (૬૨) પછી જ્યારે તેઓ આગળ વધ્યા, તો મૂસાએ પોતાના શિષ્યને કહ્યું કે અમારું ભોજન લાવો, આપણા આ સફરથી અમને ખૂબ થાક લાગ્યો.

(૬૩) શિષ્યએ કહ્યું, શું તમે જોયું નહીં, જ્યારે આપણે એ પથ્થરની પાસે રોકાયા હતા, તો હું માછલીને ભૂલી ગયો, અને મને શૈતાને ભુલાવી દીધું કે હું તેનો ઉલ્લેખ કરતો, અને માછલી વિચિત્ર રીતે નીકળીને નદીમાં ચાલી ગઈ.

(૬૪) મૂસાએ કહ્યું, આ જ તકની તો આપણને શોધ હતી. આમ, બંને પોતાના પગલાના નિશાન જોતાં પાછા ગયા, (૬૫) તો તેમણે ત્યાં અમારા બંદાઓમાંથી એક બંદાને જોયો, જેને અમે અમારા પાસેથી દયા પ્રદાન કરી હતી અને જેને અમારા પાસેથી એક વિદ્યા શિખવાડી હતી.

(૬૬) મૂસાએ તેને કહ્યું, શું હું તમારી સાથે રહી શકું છું, જેથી તમે મને એ વિદ્યા શિખાવડી દો, જે તમને શિખવાડવામાં આવી છે. (૬૭) તેણે કહ્યું કે તમે મારા સાથે ધૈર્ય રાખી શકતા નથી, (૬૮) અને તમે એ વાત પર કેવી રીતે ધૈર્ય રાખી શકો છો, જે તમારી જાણકારીના વર્તુળથી બહાર છે. (૬૯) મૂસાએ કહ્યું, ઇન્-શા અલ્લાહ (જો અલ્લાહે ઇચ્છ્યું તો), તમે મને ધૈર્ય રાખનાર જોશો અને હું કોઈ વાતમાં તમારી અવજ્ઞા નહીં કરું. (૭૦) તેણે કહ્યું કે જો તમે મારા સાથે ચાલો છો, તો મને કોઈ વાત ન પૂછજો, જ્યાં સુધી હું સ્વયં તમને તેનો ઉલ્લેખ ન કરું.

(૭૧) પછી બંને ચાલ્યા, ત્યાં સુધી કે જ્યારે તેઓ હોડીમાં સવાર થયા, તો એ વ્યક્તિએ હોડીમાં કાણું પાડી દીધું. મૂસાએ કહ્યું, શું તમે આ હોડીમાં એટલા માટે કાણું પાડ્યું છે કે હોડીવાળાઓને ડૂબાડી દો. આ તો તમે ખૂબ મોટી વસ્તુ કરી નાખી. (૭૨) તેણે કહ્યું, મેં તમને નહોતું કહ્યું કે તમે મારા સાથે ધૈર્ય નહીં રાખી શકો. (૭૩) મૂસાએ કહ્યું, મારી ભૂલ પર મને ન પકડો અને મારા મામલામાં કઠોરતાથી કામ ન લો. (૭૪) પછી તે બંને ચાલ્યા, ત્યાં સુધી કે તેઓ એક છોકરાથી મળ્યા, તો તે વ્યક્તિએ તેને મારી નાખ્યો. મૂસાએ કહ્યું, શું તમે એક નિર્દોષના પ્રાણ લઈ લીધા, જ્યારે કે તેણે કોઈની હત્યા નહોતી કરી. આ તો તમે એક અનુચિત વાત કરી.

★ **(૭૫) એ વ્યક્તિએ કહ્યું કે શું મેં તમને નહોતું કહ્યું કે તમે મારા સાથે** ધૈર્ય નહીં કરી શકો. (૭૬) મૂસાએ કહ્યું કે આના પછી જો હું તમને કોઈ વસ્તુ

વિશે પૂછું તો તમે મને સાથી ન રાખજો. તમે મારા તરફથી દલીલની હદ સુધી પહોંચી ગયા. (૭૭) પછી બંને ચાલ્યા, ત્યાં સુધી કે જ્યારે તેઓ એક વસ્તીવાળાઓની પાસે પહોંચ્યા, તો ત્યાંના લોકો પાસે ખાવાનું માંગ્યું. તેમણે તેમના આતિથ્યથી ઇન્કાર કરી દીધો. પછી તેમણે ત્યાં એક દીવાલ જોઈ, જે પડી જાય એવી હતી, તો તેણે તેને સીધી કરી નાખી. મૂસાએ કહ્યું, જો તમે ઇચ્છતા તો આનું કંઈક વળતર લઈ લેતા. (૭૮) તેણે કહ્યું કે હવે આ મારા અને તમારા વચ્ચે જુદાઈ છે. હું તમને એ વસ્તુઓની હકીકત બતાવીશ, જેના પર તમે ધૈર્ય ન રાખી શક્યા.

(૭૯) હોડીનો મામલો એ છે કે તે કેટલાક ગરીબોની હતી, જે નદીમાં મહેનત કરતા હતા, તો મેં ઇચ્છ્યું કે તેને ખામીવાળી બનાવી દઉં, અને તેના આગળ એક બાદશાહ હતો, જે દરેક હોડીને બળજબરીથી છીનવી લેતો હતો.

(૮૦) અને છોકરાનો મામલો એ છે કે તેના માતા-પિતા ઈમાનદાર હતા. અમને આશંકા થઈ કે તે મોટો થઈને પોતાના વિદ્રોહ અને અવજ્ઞાથી તેમને તકલીફ આપશે. (૮૧) તેથી અમે ઇચ્છ્યું કે તેમનો પાલનહાર તેમને તેના બદલે એવી સંતાન આપે, જે પવિત્રતામાં તેનાથી ઉત્તમ હોય અને પ્રેમ કરનાર હોય.

(૮૨) અને દીવાલનો મામલો એ છે કે તે શહેરના બે અનાથ છોકરાઓની હતી, અને એ દીવાલની નીચે તેમનો એક ખજાનો દટાયેલો હતો, અને તેમનો પિતા એક ભલો માણસ હતો. તેથી તમારા પાલનહારે ઇચ્છ્યું કે તે બંને પોતાની યુવાનીની વયે પહોંચે અને પોતાનો ખજાનો કાઢે. આ તમારા પાલનહારની દયાના કારણે થયું, અને મેં એ મારી મરજીથી નથી કર્યું. આ છે હકીકત એ વાતોની, જેના પર તમે ધૈર્ય ન રાખી શક્યા.

(૮૩) અને તેઓ તમને ઝુલ્કરનૈનનો અહેવાલ પૂછે છે. કહો કે હું તેનો થોડોક અહેવાલ તમારા સામે વર્ણવીશ. (૮૪) અમે તેને ધરતીમાં સત્તા પ્રદાન

કરી હતી, અને અમે તેને દરેક પ્રકારના સંસાધનો આપ્યા હતા.

(૮૫) પછી ઝુલ્કરનૈન એક માર્ગે ચાલ્યો, (૮૬) ત્યાં સુધી કે તે સૂર્યના અસ્ત થવાના સ્થળ સુધી પહોંચી ગયો. તેણે સૂર્યને જોયો કે તે એક કાળા પાણીમાં ડૂબી રહ્યો છે અને ત્યાં તેને એક જાતિ મળી. અમે કહ્યું કે હે ઝુલ્કરનૈન ! તમે ઈચ્છો તો તેમને સજા આપો અને ઈચ્છો તો તેમના સાથે સદ્‌વર્તન કરો. (૮૭) તેણે કહ્યું કે જે તેમાંથી અત્યાચાર કરશે, અમે તેને સજા આપીશું. પછી તેને તેના પ્રભુ-પાલનહારની પાસે પહોંચાડવામાં આવશે, પછી તે તેને કઠોર સજા આપશે. (૮૮) અને જે વ્યક્તિ ઈમાન લાવશે અને સદ્‌કાર્યો કરશે, તેના માટે સારો બદલો છે અને અમે પણ તેના સાથે સરળ મામલો કરીશું.

(૮૯) પછી તે એક માર્ગે ચાલ્યો, (૯૦) ત્યાં સુધી કે જ્યારે તે સૂર્યના ઉદય થવાની જગ્યાએ પહોંચ્યો, તો તેણે સૂર્યને એક એવી જાતિ પર ઉદય થતો જોયો, જેના માટે અમે સૂર્યના ઉપર કોઈ આડ નહોતી મૂકી. (૯૧) આ આવી જ રીતે છે, અને અમે ઝુલ્કરનૈનના અહેવાલથી સુમાહિતગાર છીએ.

(૯૨) પછી તે એક માર્ગે ચાલ્યો, (૯૩) ત્યાં સુધી કે જ્યારે તે બે પહાડોની વચ્ચે પહોંચ્યો, તો તેના પાસે તેમણે એક જાતિને જોઈ, જે કોઈ વાત સમજી શકતી નહોતી. (૯૪) તેમણે કહ્યું કે હે ઝુલ્કરનૈન ! યાજૂજ અને માજૂજ અમારા દેશમાં ઉપદ્રવ ફેલાવે છે, તો શું અમે તમને કોઈ મહેસૂલ તેના માટે નક્કી કરી આપીએ કે તમે અમારા અને તેમના વચ્ચે કોઈ અવરોધ બનાવી દો.

(૯૫) ઝુલ્કરનૈને જવાબ આપ્યો કે જે કંઈ મારા પાલનહારે મને આપ્યું છે, તે ઘણું છે. તમે મહેનતથી મારી મદદ કરો. હું તમારા અને તેમના વચ્ચે એક દીવાલ બનાવીશ. (૯૬) તમે લોખંડની ચાદરો લાવીને મને આપો, ત્યાં સુધી કે જ્યારે તેણે બંને વચ્ચેની ખાલી જગ્યાને ભરી દીધી, તો લોકોને કહ્યું કે આગ ભડકાવો, ત્યાં સુધી કે જ્યારે તેણે આગ કરી દીધી તો કહ્યું કે લાવો હવે

હું તેના પર પીગળેલું તાંબુ નાખી દઉં. (૯૭) તેથી યાજૂજ અને માજૂજ ન તેના પર ચઢી શકતા હતા અને ન તેઓ તેમાં કાણુ પાડી શકતા હતા. (૯૮) ઝુલ્કરનૈને કહ્યું કે આ મારા પાલનહારની દયા છે, પછી જ્યારે મારા પાલનહારનું વચન (પૂરું થવા) આવી જશે, તો તે આને ધસાવીને સમતળ કરી નાખશે અને મારા પાલનહારનું વચન સત્ય છે.

(૯૯) અને એ દિવસે અમે લોકોને છોડી દઈશું. તેઓ મોજાઓની જેમ એક-બીજામાં ઘૂસી જશે, અને 'સૂર' (રણશિંગુ) ફૂંકવામાં આવશે. બસ, અમે સૌને એક સાથે એકત્ર કરીશું, (૧૦૦) અને એ દિવસે નર્કને ઈન્કાર કરનારાઓની સામે લાવીશું, (૧૦૧) જેમની આંખો પર અમારા અનુસ્મરણથી પરદો પડેલો રહ્યો અને તેઓ કંઈ સાંભળવા તૈયાર નહોતા.

(૧૦૨) શું ઈન્કાર કરનારાઓ એમ સમજે છે કે તેઓ મારા સિવાય મારા બંદાઓને પોતાના કાર્યસાધક બનાવે ? અમે ઈન્કાર કરનારાઓના આતિથ્ય-સત્કાર માટે નર્કને તૈયાર રાખી છે.

(૧૦૩) કહો, શું હું તમને બતાવું કે પોતાના કર્મોના કારણે સૌથી વધારે નુકસાનમાં કયા લોકો છે ? (૧૦૪) એ લોકો, જેમની કોશિશો દુનિયાના જીવનમાં વ્યર્થ થઈ ગઈ અને તેઓ સમજતા રહ્યા કે તેઓ ખૂબ સારું કામ કરી રહ્યા છે. (૧૦૫) આ જ લોકો છે, જેમણે પોતાના પ્રભુ-પાલનહારની નિશાનીઓનો અને તેને મળવાનો ઈન્કાર કર્યો. તેથી તેમણે કરેલું નષ્ટ થઈ ગયું. (૧૦૬) પછી કયામતના દિવસે અમે તેમને કોઈ વજન (મહત્ત્વ) નહીં આપીએ. નર્ક તેમનો બદલો છે, એટલા માટે કે તેમણે ઈન્કાર કર્યો અને મારી નિશાનીઓ અને મારા ઈશદૂતોની મજાક ઉડાવી.

(૧૦૭) નિઃસંદેહ, જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, તેમના માટે ફિરદૌસ (ઉચ્ચતમ્ સ્વર્ગ)ના બગીચાઓનું આતિથ્ય છે.

(૧૦૮) તેમાં તેઓ હંમેશા રહેશે. તેમને ત્યાંથી ક્યારેય કાઢવામાં નહીં આવે.

(૧૦૯) કહો કે જો સમુદ્ર મારા રબ (પ્રભુ-પાલનહાર)ની નિશાનીઓને લખવા માટે શાહી બની જાય, તો સમુદ્ર સમાપ્ત થઈ જશે તેનાથી પહેલા કે મારા રબની વાતો સમાપ્ત થાય, ચાહે અમે તેના સાથે તેના જ જેવો અન્ય સમુદ્ર મેળવી દઈએ.

(૧૧૦) કહો કે હું તમારી જેમ જ એક માણસ છું. મારા પર વહી (દિવ્ય પ્રકાશના) આવે છે કે તમારો ઉપાસ્ય કેવળ એક જ ઉપાસ્ય છે. તેથી જેને પોતાના પ્રભુ-પ્રાલનહારને મળવાની આશા હોય, તેણે સદ્કાર્યો કરવા જોઈએ અને પોતાના પ્રભુ-પાલનહારની ઉપાસનામાં કોઈને ભાગીદાર ન ઠરાવવો જોઈએ.

—●—

## ૧૯. સૂરઃ મરયમ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કાફ-હા-યા-ઐન-સૉદ. (૨) આ એ દયાનું વર્ણન છે, જે તારા પ્રભુ-પાલનહારે પોતાના બંદા ઝકરિયા પર કરી, (૩) જ્યારે તેણે પોતાના પ્રભુ-પાલનહારને ચુપકેથી પોકાર્યો.

(૪) ઝકરિયાએ કહ્યું, હે મારા માલિક ! મારાં હાડકાં ક્ષીણ થઈ ગયા છે, અને માથામાં વાળોની સફેદી ફેલાઈ ગઈ છે, અને હે મારા પાલનહાર ! તારાથી માંગીને હું કદાપિ વંચિત નથી રહ્યો, (૫) અને હું મારા પછી સગાવહાલાઓ તરફથી આશંકા રાખું છું, અને મારી પત્ની વાંઝણી છે. તેથી મને તારા પાસેથી એક વારસદાર આપ, (૬) જે મારી જગ્યા લે અને યાકૂબના વંશજની પણ, અને હે મારા માલિક ! તેને પોતાનો પ્રિય બનાવ.

(૭) હે ઝકરિયા ! અમે તમને એક પુત્રની ખુશખબર આપીએ છીએ, જેનું નામ યાહ્યા હશે. અમે આનાથી પહેલા આ નામનો કોઈ માણસ નથી બનાવ્યો. (૮) તેણે કહ્યું, હે મારા માલિક ! મારા ત્યાં પુત્ર કેવી રીતે થશે, જ્યારે કે મારી પત્ની વાંઝણી છે, અને હું ઘડપણના અંતિમ તબક્કે પહોંચી ગયો છું ?

(૯) જવાબ મળ્યો કે આવું જ થશે. તારો પાલનહાર ફરમાવે છે કે આ મારા માટે સરળ છે. મેં આનાથી પહેલા તમને પેદા કર્યા, જ્યારે કે તમે કંઈ નહોતા. (૧૦) ઝકરિયાએ કહ્યું, હે મારા માલિક ! મારા માટે કોઈ નિશાની નિશ્ચિત કરી દે. ફરમાવ્યું કે તમારી નિશાની એ છે કે તમે ત્રણ રાત્રિ-દિવસ લોકોની સાથે વાત નહીં કરી શકો, જો કે તમે તંદુરસ્ત હશો. (૧૧) પછી ઝકરિયા ઉપાસનાના ઓરડાથી નીકળીને લોકોની પાસે આવ્યો અને તેમને ઈશારાથી કહ્યું કે તમે સવાર-સાંજ અલ્લાહની પવિત્રતાનો જાપ કરો.

(૧૨) હે યાહ્યા ! ગ્રંથને દૃઢતાથી પકડો, અને અમે તેનામાં બાળપણથી જ ધર્મની સમજ પ્રદાન કરી, (૧૩) અને અમારા તરફથી વિનમ્રતા અને પવિત્રતા પ્રદાન કરી, (૧૪) અને તે ઈશનિષ્ઠ અને સંયમી તથા માતા-પિતાની સેવા કરવાવાળો હતો, અને તે વિદ્રોહી અને અવજ્ઞાકારી નહોતો, (૧૫) અને તેના પર સલામતી છે જે દિવસે તે પેદા થયો અને જે દિવસે તે મૃત્યુ પામશે અને જે દિવસે તેને જીવંત કરીને ઉઠાવવામાં આવશે.

(૧૬) અને ગ્રંથમાં મરયમનો ઉલ્લેખ કરો, જ્યારે કે તે પોતાના લોકોથી અલાયદી થઈને પૂર્વીય ઘરમાં ચાલી ગઈ. (૧૭) પછી તેણે પોતાને તેમનાથી પરદામાં કરી લીધી, પછી અમે તેના પાસે અમારો ફરિશ્તો મોકલ્યો, જે તેના સામે એક સંપૂર્ણ મનુષ્ય બનીને પ્રગટ થયો. (૧૮) મરયમે કહ્યું, હું તારાથી પરમ્ કૃપાળુ અલ્લાહનું શરણ માંગું છું, જો તું અલ્લાહથી ડરવાવાળો છે. (૧૦) તેણે કહ્યું, હું તમારા પ્રભુ-પાલનહારનો મોકલેલો છું, જેથી તમને એક

પવિત્ર પુત્ર આપું. (૨૦) મરયમે કહ્યું, મારા ત્યાં છોકરો કેવી રીતે થશે, જ્યારે કે મને કોઈ પુરુષે સ્પર્શ નથી કર્યો અને ન હું વ્યભિચારી છું ? (૨૧) ફરિશ્તાએ કહ્યું કે આવું જ થશે. તારો પાલનહાર ફરમાવે છે કે આ મારા માટે સરળ છે, અને એટલા માટે કે અમે તેને લોકો માટે નિશાની બનાવી દઈએ અને અમારા તરફથી એક દયા, અને આ એક નિર્ધારિત વાત છે.

(૨૨) તેથી મરયમે તેનો ગર્ભ ઉઠાવી લીધો અને તે તેને લઈને એક દૂરની જગ્યાએ ચાલી ગઈ. (૨૩) પછી પ્રસૂતિની પીડા તેને ખજૂરના વૃક્ષ તરફ લઈ ગઈ. તેણે કહ્યું, કાશ ! હું આના પહેલા મૃત્યુ પામતી અને વિસ્મૃત વસ્તુ બની જતી.

(૨૪) પછી મરયમને તેણે તેના નીચેથી અવાજ આપ્યો કે દુઃખી ન થા. તારા પાલનહારે તારા નીચે એક ઝરણું વહાવી દીધું છે, (૨૫) અને તમે ખજૂરના થડને પોતાના તરફ બોલાવો. તેનાથી તમારા ઉપર પાકી ખજૂરો પડશે. (૨૬) બસ, ખાઓ અને પીવો અને આંખો ઠંડી કરો. પછી જો તમે કોઈ માણસ જુઓ, તો તેને કહી દો કે મેં પરમ્ કૃપાળુનો રોઝો (ઉપાવસ) માની રાખેલ છે, તો આજે હું કોઈ વ્યક્તિ સાથે નહીં બોલું.

(૨૭) પછી તે તેને ખોળામાં લઈને પોતાની જાતિની પાસે આવી. લોકોએ કહ્યું, હે મરયમ ! તમે તો મોટું તોફાન મચાવી દીધું. (૨૮) હે હારૂનની બહેન ! ન તમારો પિતા કોઈ ખરાબ માણસ હતો અને ન તમારી માતા વ્યભિચારિણી હતી.

(૨૯) પછી મરયમે તેના તરફ ઈશારો કર્યો. લોકોએ કહ્યું, અમે આનાથી કેવી રીતે વાત કરીએ, જે ખોળામાં રહેલું બાળક છે. (૩૦) બાળક બોલ્યું, હું અલ્લાહનો બંદો છું. તેણે મને ગ્રંથ આપ્યો અને મને ‘નબી’ (પયગંબર) બનાવ્યો, (૩૧) અને હું જ્યાં પણ હોઉં તેણે મને બકરત (નિરંતર વધતી જતી

સમૃદ્ધિ)વાળો બનાવ્યો છે, અને તેણે મને નમાઝ અને ઝકાતની તાકીદ કરી છે, જ્યાં સુધી હું જીવતો રહું, (૩૨) અને મારા પર સલામતી છે જે દિવસે હું જન્મ્યો અને જે દિવસે હું મૃત્યુ પામીશ અને જે દિવસે મને સજીવ કરીને ઉઠાવવામાં આવશે.

(૩૪) આ છે મરયમના પુત્ર ઈસાની સાચી વાત, જેમાં લોકો ઝઘડી રહ્યા છે. (૩૫) અલ્લાહ એવો નથી કે તે કોઈને સંતાન બનાવે. તે પવિત્ર છે. જ્યારે તે કોઈ કામનો નિર્ણય કરે છે તો કહે છે કે 'થઈ જા', તો તે થઈ જાય છે.

(૩૬) અને નિઃશંક, અલ્લાહ મારો રબ (પ્રભુ-પાલનહાર) છે અને તમારો રબ પણ, તેથી તમે તેની જ ઉપાસના કરો, આ જ સીધો માર્ગ છે. (૩૭) પછી તેમના જૂથોએ પરસ્પર મતભેદ કર્યો. તેથી ઈન્કાર કરનારાઓ માટે મોટા દિવસે આવનાર વિનાશ છે, જે દિવસે આ લોકો અમારા પાસે આવશે. (૩૮) તેઓ ખૂબ સાંભળતા અને ખૂબ જોતા હશે, પરંતુ આજે આ અત્યાચારીઓ સ્પષ્ટ પથભ્રષ્ટતામાં છે.

(૩૯) અને આ લોકોને એ સંતાપ અને પશ્ચાતાપના દિવસથી ડરાવી દો, જ્યારે મામલાનો નિર્ણય કરી દેવામાં આવશે, અને તેઓ ગફલતમાં છે, અને તેઓ ઈમાન નથી લાવી રહ્યા. (૪૦) નિઃશંક, અમે જ ધરતી અને ધરતી-વાસીઓના ઉત્તરાધિકારી હોઈશું અને લોકોને અમારા તરફ જ પાછા ફેરવવામાં આવશે.

(૪૧) અને ગ્રંથમાં ઈબ્રાહીમનો ઉલ્લેખ કરો. નિઃશંક, તે સાચો હતો અને પયગંબર હતો. (૪૨) એવી વસ્તુની પૂજા-અર્ચના કેમ કરો છો, જે ન સાંભળે છે અને ન જુએ છે, અને ન તમારા કંઈ કામ આવી શકે ? (૪૩) જ્યારે તેણે પોતાના પિતાને કહ્યું કે હે મારા પિતાજી ! મારા પાસે એવું જ્ઞાન આવ્યું છે, જે તમારા પાસે નથી, તો મારા કહેવા પર ચાલો. હું તમને સન્માર્ગ બતાવીશ.

(૪૪) હે મારા પિતાજી ! શૈતાનની ઉપાસના ન કરો, નિઃશંક શૈતાન પરમ્ કૃપાળુ અલ્લાહની અવજ્ઞા કરવાવાળો છે. (૪૫) હે મારા પિતાજી ! મને ભય છે કે તમને પરમ્ કૃપાળુ અલ્લાહની કોઈ યાતના પકડી લે અને તમે શૈતાનના સાથી બનીને રહી જાઓ.

(૪૬) પિતાએ કહ્યું કે હે ઈબ્રાહીમ ! શું તમે મારા ઉપાસ્યોથી ફરી ગયા છો ? જો તમે અટક્યા નહીં તો હું તમને પથ્થરોથી મારી નાખીશ, અને તમે મારાથી હંમેશ માટે દૂર થઈ જાઓ. (૪૭) ઈબ્રાહીમે કહ્યું, તમારા પર સલામતી થાય, હું મારા પાલનહારથી તમારા માટે માફીની દુઆ કરીશ. નિઃશંક, તે મારા પર મહેરબાન છે. (૪૮) અને હું તમને લોકોને ત્યજું છું અને તેમને પણ જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો, અને હું મારા રબ (પ્રભુ-પાલનહાર)ને જ પોકારીશ. આશા છે કે હું મારા રબને પોકારીને વંચિત નહીં રહું.

(૪૯) આમ, જ્યારે તે લોકોથી અલગ થઈ ગયો, અને તેમનાથી, જેમને તેઓ અલ્લાહ સિવાય પૂજતા હતા, તો અમે તેને ઈસ્હાક અને યાકૂબ પ્રદાન કર્યા અને અમે તેમાંથી દરેકને પયગંબર બનાવ્યો. (૫૦) અને તેમને અમારી દયાનો ભાગ આપ્યો અને અમે તેમનું નામ વિખ્યાત અને ઉચ્ચ કર્યું.

(૫૧) અને ગ્રંથમાં મૂસાનો ઉલ્લેખ કરો. નિઃશંક, તે પસંદ કરેલ હતો અને ઈશદૂત-પયગંબર હતો, (૫૨) અને અમે તેને તૂર પહાડની જમણી તરફથી પોકાર્યો અને તેને રહસ્યની વાતો કરવા માટે સમીપ કર્યો, (૫૩) અને અમારી દયાથી અમે તેના ભાઈ હારૂનને પયગંબર બનાવીને તેને આપ્યો.

(૫૪) અને ગ્રંથમાં ઈસ્માઈલનો ઉલ્લેખ કરો. તે વચનનો સાચો હતો અને ઈશદૂત પયગંબર હતો. (૫૫) તે પોતાના લોકોને નમાઝ અને ઝકાતનો આદેશ આપતો હતો, અને પોતાના પ્રભુ-પાલનહારની નજીક પસંદગીપાત્ર હતો,

(૫૬) અને ગ્રંથમાં ઈદરીસનો ઉલ્લેખ કરો. નિઃશંક, તે સાચો હતો અને પયગંબર હતો, (૫૭) અને અમે તેને ઉચ્ચ સ્થાન સુધી પહોંચાડ્યો.

(૫૮) આ એ લોકો છે, જેમના પર અલ્લાહે પયગંબરોમાંથી પોતાની કૃપા કરી. આદમની સંતાનમાંથી અને એ લોકોમાંથી, જેમને અમે નૂહની સાથે સવાર કર્યા હતા, અને ઈબ્રાહીમ અને ઈસરાઈલના વંશથી અને એ લોકોમાંથી જેમને અમે માર્ગદર્શન પ્રદાન કર્યું અને તેમને (અમે) સ્વીકૃત કર્યા. જ્યારે તેમને પરમ્ કૃપાળુ અલ્લાહની આયતો સંભળાવવામાં આવતી, તો તેઓ સિજદો (દંડવત્) કરતાં અને રડતાં-રડતાં પડી જતા.

(૫૯) ત્યારબાદ તેમના પછી એવા અધઃપતિત ઉત્તરાધિકારી થયા, જેમણે નમાઝને ખોઈ નાખી અને તેઓ મનેચ્છાઓના પાછળ પડી ગયા. (૬૦) તેથી ટૂંક સમયમાં તેઓ પોતાની દુર્દશાને જોશે, અલબત્ત જેણે પ્રાયશ્ચિત કર્યું અને ઈમાન લઈ આવ્યો અને સદ્કાર્યો કર્યા, તો આ જ લોકો સ્વર્ગમાં દાખલ થશે અને તેમના હક્કોનું સહેજ પણ હનન કરવામાં નહીં આવે.

(૬૧) તેમના માટે હંમેશા રહેવાવાળા બગીચાઓ છે, જેનું પરમ્ કૃપાળુએ પોતાના બંદાઓને પરોક્ષ રીતે વચન આપી રાખ્યું છે, અને વચન પૂરું થઈને રહેવાનું છે. (૬૨) તેમાં એ લોકો કોઈ નિરર્થક વાત નહીં સાંભળે, સિવાય સલામની, અને તેમાં તેમની આજીવિકા સવાર-સાંજ મળશે. (૬૩) આ એ સ્વર્ગ છે, જેના ઉત્તરાધિકારી અમે અમારા બંદાઓમાંથી તેમને બનાવીશું, જે અલ્લાહથી ડરવાવાળા છે.

(૬૪) અને અમે (ફરિશ્તાઓ) નથી ઉતારતા, બલ્કે તમારા પાલનહારના આદેશથી. તેનું જ છે, જે અમારા આગળ છે અને જે અમારા પાછળ છે અને જે તેના વચ્ચે છે, અને તમારો પાલનહાર ભુલવાવાળો નથી. (૬૫) એ રબ (પ્રભુ-પાલનહાર) છે આકાશોનો અને ધરતીનો અને જે તેના વચ્ચે છે. તેથી

તમે તેની જ ઉપાસના કરો અને તેની જ ઉપાસના પર દૃઢ રહો. શું તમે તેના કોઈ સમકક્ષ ગુણોવાળાને જાણો છો ?

(૬૬) અને મનુષ્ય કહે છે, શું જ્યારે હું મૃત્યુ પામીશ, તો ફરી જીવંત કરીને કાઢવામાં આવશે ? (૬૭) શું મનુષ્યને યાદ નથી આવતું કે અમે તેને આનાથી પહેલા પેદા કર્યો અને તે કંઈ જ નહોતો ? (૬૮) તેથી તારા રબના સોગંદ ! અમે તેમને એકત્ર કરીશું અને શૈતાનોને પણ, પછી તેમને નર્કના ચોતરફ એ રીતે હાજર કરીશું કે તેઓ ઘૂંટણિયે પડી જશે.

(૬૯) પછી અમે પ્રત્યેક જૂથમાંથી એ લોકોને અલગ કરીશું, જેઓ પરમ્ કૃપાળુ અલ્લાહની સામે સૌથી વધારે વિદ્રોહી બનેલા હતા. (૭૦) પછી અમે એવા લોકોને સારી રીતે જાણીએ છીએ, જે નર્કમાં દાખલ થવાને વધારે યોગ્ય છે. (૭૧) અને તમારામાંથી કોઈ નથી, જેના પરથી તેને પસાર થવાનું ન હોય, આ તારા પાલનહાર પર અનિવાર્ય છે, જે પૂરું થઈને રહેશે. (૭૨) પછી અમે એ લોકોને બચાવી લઈશું, જેઓ ડરતા હતા, અને અત્યાચારીઓને તેમાં પડેલા છોડી દઈશું.

(૭૩) અને જ્યારે તેમને અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે, તો ઈન્કાર કરનારાઓ ઈમાનવાળાઓને કહે છે કે બંને સમૂહોમાંથી કયો ઉત્તમ સ્થિતિમાં છે અને કોની સભા વધારે સારી છે ? (૭૪) અને તેમના પહેલા અમે કેટલીય જાતિઓને નષ્ટ કરી નાખી, જે તેમનાથી વધારે સંસાધનોવાળી અને તેમનાથી વધારે વૈભવવાળી હતી.

(૭૫) કહો કે જે વ્યક્તિ પથભ્રષ્ટતામાં હોય છે, તો પરમ્ કૃપાળુ અલ્લાહ તેને ઢીલ આપે રાખે છે, ત્યાં સુધી કે જ્યારે તેઓ જોઈ લેશે એ વસ્તુને, જેનું તેમને વચન આપવામાં આવી રહ્યું છે, યાતના કે કયામત, તો તેમને જાણ થઈ જશે કે કોની સ્થિતિ ખરાબ છે અને કોનો જથ્થો નબળો ?

(૭૬) અને અલ્લાહ માર્ગદર્શન પ્રાપ્ત કરનારાઓના માર્ગદર્શનમાં વધારો કરે છે, અને બાકી રહેવાવાળી ભલાઈઓ તમારા પ્રભુ-પાલનહારની નજીક બદલાની રીતે સૌથી ઉત્તમ છે અને પરિણામની રીતે પણ સૌથી ઉત્તમ.

(૭૭) શું તમે તેને જોયો, જેણે અમારી આયતોનો ઈન્કાર કર્યો અને કહ્યું કે મને ધન અને સંતાન મળીને રહેશે. (૭૮) શું તેણે અદશ્યમાં ઝાંખીને જોયું છે કે તેણે અલ્લાહથી કોઈ વચન લીધું છે ? (૮૦) અને જે વસ્તુઓનો તે દાવો કરે છે, તેના ઉત્તરાધિકારી અમે બનીશું અને તે અમારા પાસે એકલો આવશે.

(૮૧) અને તેમણે અલ્લાહ સિવાય ઉપાસ્યો બનાવ્યા છે, જેથી તેઓ તેમના માટે સહાયતા બને. (૮૨) કદાપિ નહીં, તેઓ તેની ઉપાસનાનો ઈન્કાર કરશે અને તેમના વિરોધી બની જશે.

(૮૩) શું તમે જોયું નથી કે અમે ઈન્કાર કરનારાઓ પર શૈતાનોને છોડી દીધા છે, તેઓ તેમને ખૂબ પ્રોત્સાહિત કરી રહ્યા છે. (૮૪) તેથી તમે તેમના માટે ઉતાવળ ન કરો. અમે તેમની ગણતરી પૂરી કરી રહ્યા છીએ. (૮૫) જે દિવસે અમે ડર રાખવાવાળાઓને 'રહમાન' (પરમ્ કૃપાળુ અલ્લાહ) તરફ અતિથિ બનાવીને એકત્ર કરીશું (૮૬) અને ગુનેગારોને નર્ક તરફ તરસ્યા હાંકીશું, (૮૭) કોઈને ભલામણનો અધિકાર નહીં હોય, પરંતુ તેને જેને પરમ્ કૃપાળુ અલ્લાહ પાસેથી પરવાનગી મળી હોય.

(૮૮) અને આ લોકો કહે છે કે રહમાને કોઈને પુત્ર બનાવ્યો છે. (૮૯) આ તમે ખૂબ મોટી ગંભીર વાત કહી છે. (૯૦) નજીક છે કે આનાથી આકાશ ફાટી જાય અને ધરતી ટુકડે-ટુકડા થઈ જાય અને પહાડો તૂટીને પડી જાય, (૯૧) એ વાત પર કે લોકો રહમાન સાથે સંતાનનો સંબંધ જોડે છે, (૯૨) જ્યારે કે પરમ્ કૃપાળુ અલ્લાહની એ શાન નથી કે તે સંતાન અપનાવે.

(૯૩) આકાશો અને ધરતીમાં કોઈ નથી, જે 'રહમાન' (પરમ્ કૃપાળુ અલ્લાહ)નો બંદો બનીને ન આવે. (૯૪) તેના પાસે તેની ગણતરી છે અને તેણે તમને સારી રીતે ગણી રાખ્યા છે. (૯૫) અને તેમાંથી દરેક કયામતના દિવસે તેના સામે એકલો આવશે. (૯૬) અલબત્ત, જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા, તેમના માટે અલ્લાહ પ્રેમ ઉત્પન્ન કરી દેશે.

(૯૭) તેથી અમે આ કુર્આનને તમારી ભાષામાં એટલા માટે સરળ કરી દીધું છે કે તમે ઈશનિષ્ઠો અને સંયમી લોકોને ખુશખબર સંભળાવી દો, અને હઠાગ્રહી લોકોને ડરાવી દો, (૯૮) અને તેમના પહેલા અમે કેટલીય જાતિઓને નષ્ટ કરી ચૂક્યા છીએ. શું તમે તેમાંથી કોઈને જુઓ છો અથવા તેમનો કોઈ પગરવ પણ સંભળાય છે !

## ૨૦. સૂરઃ તા-હા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) તા-હા. (૨) અમે કુર્આન તમારા પર એટલા માટે અવતરિત નથી કર્યું કે તમે મુસીબતમાં પડી જાઓ, (૩) બલ્કે એવા વ્યક્તિની શિખામણ માટે જે ડરતો હોય. (૪) આ તેના તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, જેણે ધરતીનું અને ઉચ્ચ આકાશોનું સર્જન કર્યું છે. (૫) તે દયાળુ છે, સિંહાસન પર બિરાજમાન છે. (૬) તેનું જ છે, જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે અને જે આ બંનેના વચ્ચે છે અને જે કંઈ ધરતીના નીચે છે.

(૭) અને તમે ચાહે તમારી વાત પોકારીને કરો, તે ચુપકેથી કહેલી વાત પણ જાણે છે, અને તેનાથી વધારે છૂપી વાત પણ. (૮) તે અલ્લાહ છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તમારા સારા નામો તેના જ છે.

(૯) અને શું તમને મૂસાની વાત પહોંચી છે, (૧૦) જ્યારે કે તેણે એક આગ જોઈ, તો પોતાના ઘરવાળાઓને કહ્યું કે થોભો, મેં એક આગ જોઈ છે, કદાચ હું તેમાંથી તમારા માટે એક અંગારો લાવું અથવા આગ પર મને રસ્તાનો પત્તો મળી જાય.

(૧૧) પછી જ્યારે તે તેના પાસે પહોંચ્યો, તો અવાજ આપવામાં આવ્યો કે હે મૂસા ! (૧૨) હું જ તમારો રબ (પ્રભુ-પાલનહાર) છું, બસ તમે તમારા પગરખા ઉતારો, કેમ કે તમે તૂવાની પવિત્ર ખીણમાં છો, (૧૩) અને મેં તમને ચૂંટી લીધા છે. તેથી જે વહી (પ્રકાશના) કરવામાં આવી રહી છે તેને સાંભળો (૧૪) હું જ અલ્લાહ છું, મારા સિવાય કોઈ ઉપાસ્ય નથી. તેથી તમે મારી ઉપાસના કરો અને મારા સ્મરણ માટે નમાઝની સ્થાપના કરો. (૧૫) નિઃશંક, કયામત આવવાની છે. હું તેને છુપાવી રાખવા માગું છું, જેથી દરેક વ્યક્તિને તેણે કરેલાં (કર્મો)નો બદલો મળે. (૧૬) તેથી તેનાથી એ વ્યક્તિ ગફલત ન કરે, જે તેના પર ઈમાન નથી રાખતો અને પોતાની મનેચ્છા પર ચાલે છે કે તમે નષ્ટ થઈ જાઓ.

(૧૭) અને આ તમારા હાથમાં શું છે હે મૂસા ! (૧૮) તેણે કહ્યું, અમારી લાઠી છે. હું તેના પર ટેકો લઉં છું અને તેનાથી મારી બકરીઓ માટે પાંદડા ખંખેરું છું. આમાં મારા માટે બીજા કામો પણ છે. (૧૯) ફરમાવ્યું કે હે મૂસા ! તેને જમીન પર નાખી દો. (૨૦) તેણે તેને નાખી દીધી, તો એકાએક દોડતો સાપ બની ગઈ. (૨૧) ફરમાવ્યું કે તેને પકડી લો અને ડરો નહીં, અમે ફરી તેને તેની પહેલી સ્થિતિ પર પાછી લઈ આવીશું.

(૨૨) અને તમે તમારો હાથ તમારી બગલથી મેળવી લો, તે ચમકતો નીકળશે, કોઈપણ ખામી વગર. આ બીજી નિશાની છે, (૨૩) જેથી અમે અમારી નિશાનીઓમાંથી કેટલીક નિશાનીઓ તમને બતાવીએ. (૨૪) તમે

ફિરઔનની પાસે જાઓ. તે હદ વટાવી ગયો છે.

(૨૫) મૂસાએ કહ્યું કે હે મારા પાલનહાર ! મારી છાતીને મારા માટે ખોલી દે, (૨૬) અને મારા કામને મારા માટે સરળ કરી દે, (૨૭) અને મારી જીભના બંધનને ખોલી દે, (૨૮) જેથી લોકો મારી વાત સમજે, (૨૯) અને મારા પરિવારમાંથી મારા માટે એક સહાયક નિયુક્ત કરી દે, (૩૦) હારૂનને, જે મારો ભાઈ છે. (૩૧) તેના દ્વારા મારી કમરને મજબૂત કરી દે, (૩૨) અને તેને મારા કાર્યમાં સામેલ કરી દે, (૩૩) જેથી અમે બંને પુષ્કળ પ્રમાણમાં તારી પવિત્રતા વર્ણવીએ, (૩૪) અને તારું ખૂબ સ્મરણ કરીએ. (૩૫) નિઃશંક, તું અમને જોઈ રહ્યો છે. (૩૬) ફરમાવ્યું કે પૂરી કરી દેવામાં આવી તમને હે મૂસા ! તમારી માંગણી.

(૩૭) અને અમે તમારા ઉપર એક વાર ફરી ઉપકાર કર્યો છે, (૩૮) જ્યારે કે અમે તમારી માતા તરફ વહી (પ્રકાશના) કરી, જે વહી કરવામાં આવી રહી છે (૩૯) કે તેને સંદૂકમાં મૂકો, પછી આને નદીમાં નાખી દો, પછી નદી તેને કિનારા પર નાખી દે. તેને એક વ્યક્તિ ઉઠાવશે, જે મારો પણ દુશ્મન છે અને તેનો પણ દુશ્મન છે, અને મેં મારા તરફથી તમારા પર પ્રેમ નાખી દીધો, અને એટલા માટે કે તમે મારા નિરીક્ષણમાં ઉછેર પામો, (૪૦) જ્યારે કે તમારી બહેન ચાલતી-ચાલતી આવી, પછી કહેવા લાગી, શું હું તમને લોકોને તેનો પત્તો આપું, જે આ બાળકનું પાલન-પોષણ સારી રીતે કરે. તેથી અમે તમને તમારી માતા તરફ પાછા મોકલી દીધા, જેથી તેની આંખો ઠંડી થાય અને તેને દુઃખ ન રહે, અને તમે એક વ્યક્તિની હત્યા કરી નાખી, પછી અમે તમને એ દુઃખથી મુક્તિ આપી, અને અમે તમારી ખૂબ પરીક્ષા કરી. પછી તમે ઘણા વર્ષો મદયનવાસીઓમાં રહ્યા. પછી તમે એક અંદાજ પર આવી ગયા, હે મૂસા !

(૪૧) અને મેં તમને મારા માટે પસંદ કર્યા. (૪૨) જાઓ, તમે અને તમારો ભાઈ મારી નિશાનીઓની સાથે, અને તમે બંને મારી યાદમાં સુસ્તી ન કરજો. (૪૩) તમે બંને ફિરઔન પાસે જાઓ કે તે વિદ્રોહી બની ગયો છે. (૪૪) બસ, તેના સાથે વિનમ્રતાથી વાત કરો, કદાચ તે શિખામણ કબૂલ કરે અથવા ડરી જાય.

(૪૫) બંનેએ કહ્યું કે હે અમારા પાલનહાર ! અમને ભય છે કે તે અમારા પર અત્યાચાર કરે અથવા વિદ્રોહ કરવા લાગે. (૪૬) ફરમાવ્યું કે તમે ડરો નહીં. હું તમારા બંનેની સાથે છું, સાંભળી રહ્યો છું અને જોઈ રહ્યો છું. (૪૭) તેથી તમે તેના પાસે જાઓ અને કહો કે અમે બંને તારા પ્રભુ-પાલનહાર તરફથી મોકલલા છીએ, તેથી તું બની ઈસરાઈલને અમારા સાથે જવા દે, અને તેમને સતાવ નહીં. અમે તારા પાલનહારની પાસેથી એક નિશાની પણ લાવ્યા છીએ, અને સલામતી એ વ્યક્તિ માટે છે જે માર્ગદર્શનનું અનુસરણ કરે. (૪૮) અમારા પર પ્રકાશના કરવામાં આવી છે કે એ વ્યક્તિ પર યાતના થશે જે ખોટું ઠેરવે અને અવગણના કરે.

(૪૯) ફિરઔને કહ્યું, પછી તમારા બંનેનો રબ (પ્રભુ-પાલનહાર) કોણ છે, હે મૂસા ! (૫૦) મૂસાએ કહ્યું, અમારો રબ એ છે, જેણે દરેક વસ્તુને તેનાં રૂપ-આકાર પ્રદાન કર્યા, પછી માર્ગદર્શન કર્યું. (૫૧) ફિરઔને કહ્યું, પછી અગાઉની જાતિઓની શું સ્થિતિ છે ? (૫૨) મૂસાએ કહ્યું, તેનું જ્ઞાન મારા રબ પાસે એક પુસ્તકમાં (રેકર્ડ કરેલ) છે. મારો રબ ન ભૂલ કરે છે અને ન ભૂલે છે. (૫૩) એ જ છે, જેણે તમારા માટે ધરતીને ફર્શ બનાવી, અને તેમાં તમારા માટે રસ્તાઓ બનાવ્યા અને આકાશમાંથી પાણી વરસાવ્યું. પછી અમે તેના દ્વારા જુદા-જુદા પ્રકારની વનસ્પતિઓ પેદા કરી. (૫૪) ખાવ અને પોતાના ઢોરોને ચરાવો. તેના અંદર બુદ્ધિશાળીઓ માટે નિશાનીઓ છે. (૫૫) તેણે

જ આપણને પેદા કર્યા છે અને તેમાં જ અમે તમને પાછા લઈ જઈશું અને તેનાથી જ અમે તમને ફરી કાઢીશું.

(૫૬) અને અમે ફિરઔનને પોતાની બધી નિશાનીઓ બતાવી, તો તેણે ખોટી ઠેરવી અને ઇન્કાર કર્યો. (૫૭) તેણે કહ્યું કે હે મૂસા ! શું તમે એટલા માટે અમારા પાસે આવ્યા છો કે પોતાના જાદૂથી અમને અમારા દેશમાંથી બહાર કાઢી મૂકો. (૫૮) તો અમે તમારા સામે એવો જ જાદૂ લાવીશું. તેથી તમે અમારા અને તમારા વચ્ચે એક વચન નક્કી કરી લો, ન અમે તેના વિરુદ્ધ કરીશું અને ન તમે. આ મુકાબલો એક સમતળ મેદાનમાં થાય.

(૫૯) મૂસાએ કહ્યું, તમારા માટે વચનનો દિવસ મેળાવાળો દિવસ છે અને એ કે લોકોને દિવસ ચઢતાં સુધી એકત્ર કરવામાં આવે. (૬૦) ફિરઔન ત્યાંથી હટ્યો, પછી પોતાના બધા દાવ જમા કર્યા, તેના પછી તે મુકાબલા માટે આવ્યો. (૬૧) મૂસાએ કહ્યું કે તમારું ખરાબ થાય, અલ્લાહ પર જૂઠ ન ઘડો કે તે તમને કોઈ આપત્તિથી નષ્ટ કરી દે, અને જેણે અલ્લાહ પર જૂઠ ઘડ્યું તે નિષ્ફળ રહ્યો.

(૬૨) પછી તેમણે પોતાના મામલામાં મતભેદ કર્યો, અને તેમણે ચુપકે-ચુપકે પરસ્પર સલાહ-મસ્લત કરી. (૬૩) તેમણે કહ્યું, ચોક્કસ આ બંને જાદુગરો છે, તેઓ ઇચ્છે છે કે પોતાના જાદૂના બળે તમને તમારા દેશમાંથી નીકાળી દે અને તમને સારી રીતે સમાપ્ત કરી દે. (૬૪) બસ, તમે તમારી યુક્તિઓ ભેગી કરો. પછી સંગઠિત થઈને આવો અને એ જ જીતી ગયો જે આજે વર્ચસ્વશાળી રહ્યો.

(૬૫) તેમણે કહ્યું કે હે મૂસા ! કાં તો તમે નાખો અથવા અમે પહેલા નાખવાવાળા બનીએ. (૬૬) મૂસાએ કહ્યું કે તમે જ પહેલા નાખો, તો એકાએક તેમની રસ્સીઓ અને તેમની લાઠીઓ તેમના જાદૂના બળે તેને એવી રીતે દેખાઈ

કે જાણે કે તે દોડી રહી હોય ! (૬૭) તેથી મૂસા પોતાના દિલમાં કંઈક ડરી ગયો. (૬૮) અમે કહ્યું કે તમે ડરો નહીં, તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો. (૬૯) અને જે તમારા જમણા હાથમાં છે તેને નાખી દો, તે તેમને ગળી જશે જે તેમણે બનાવ્યું છે. આ જે કંઈ તેમણે બનાવ્યું છે એ જાદૂનો ધોકો છે, અને જાદુગર ક્યારેય સફળ થતો નથી, ચાહે તે ગમે તે રીતે આવે. (૭૦) બસ, જાદુગરો સિજદામાં પડી ગયા. તેમણે કહ્યું કે અમે હારૂન અને મૂસાના રબ (પ્રભુ-પાલનહાર) પર ઈમાન લાવ્યા.

(૭૧) ફિરઔને કહ્યું કે તમે તેને માની લીધું એ પહેલાં કે હું તમને અનુમતિ આપું. એ જ તમારો મોટો છે જેણે તમને જાદૂ શીખવાડ્યું છે. તો હવે હું તમારા હાથ અને પગ વિરુદ્ધ દિશાઓથી કપાવી નાખીશ, અને હું તમને ખજૂરના થડો પર શૂળી આપીશ, અને તમે જાણી લેશો કે કોની યાતના વધારે કઠોર છે અને વધારે વાર સુધી રહેવાવાળી છે.

(૭૨) જાદુગરોએ કહ્યું કે અમે તને કદાપિ એ દલીલો પર પ્રાથમિકતા નહીં આપીએ, જે અમારા પાસે આવેલ છે અને એ જાત પર જેણે અમને પેદા કર્યા છે. તેથી તારે જે કરવાનું છે તેને કરી નાખ. તમે જે કંઈ કરી શકો છો, આ જ દુનિયાના જીવનમાં કરી શકો છો. (૭૩) અમે અમારા પાલનહાર પર ઈમાન લાવ્યા, જેથી તે અમારા ગુનાઓને માફ કરે અને આ જાદૂને પણ જેના પર તમે અમને મજબૂર કર્યા, અને અલ્લાહ શ્રેષ્ઠ છે અને બાકી રહેવાવાળો છે.

(૭૪) નિઃશંક, જે વ્યક્તિ ગુનેગાર બનીને પોતાના રબ (પાલનહાર)ની સામે હાજર થશે, તો તેના માટે નર્ક છે. તેમાં તે ન મરશે અને ન જીવશે. (૭૫) અને જે વ્યક્તિ પોતાના રબની પાસે ઈમાનવાળો બનીને આવશે, જેણે સદ્કાર્યો કર્યા હશે, તો એવા લોકો માટે ખૂબ ઉચ્ચ દરજ્જાઓ છે. (૭૬) તેમના માટે હંમેશા રહેવાવાળા બગીચાઓ છે, જેના નીચે નહેરો વહી રહી હશે. તેઓ

તેમાં હંમેશા રહેશે, અને આ બદલો છે એ વ્યક્તિનો જે પવિત્રતા અપનાવે.

(૭૭) અને અમે મૂસાને પ્રકાશના કરી કે રાત્રિના સમયે મારા બંદાઓને લઈને નીકળો. પછી તેમના માટે સમુદ્રમાં સૂકો રસ્તો બનાવી લો, તું ન પીછાથી ડર અને ન કોઈ અન્ય વસ્તુથી ડર. (૭૮) પછી ફિરઔને પોતાના લશ્કરોની સાથે તેમનો પીછો કર્યો, પછી તેમને સમુદ્રના પાણીએ ઢાંકી લીધા, જે રીતે ઢાંકવામાં આવે છે, (૭૯) અને ફિરઔને પોતાની જાતિને પથભ્રષ્ટ કરી અને તેને સાચો માર્ગ ન બતાવ્યો.

(૮૦) હે ઈસરાઈલની સંતાન ! અમે તમને તમારા દુશ્મનથી મુક્તિ આપી અને તમને તૂરની જમણી બાજુ વચન આપ્યું, અને અમે તમારા ઉપર મન અને સલવા ઉતાર્યા. (૮૧) ખાઓ, અમારી આપેલ પવિત્ર રોજી અને તેમાં વિદ્રોહ ન કરો કે તમારા પર મારો પ્રકોપ અવતરિત થાય, અને જેના પર મારો પ્રકોપ ઉતર્યો તે નષ્ટ થયો. (૮૨) અલબત્ત, જે પ્રાયશ્ચિત કરે અને ઈમાન લાવે અને સદ્કાર્યો કરે અને સન્માર્ગ પર રહે, તો તેના માટે હું અત્યંત ક્ષમાશીલ છું.

(૮૩) અને હે મૂસા ! પોતાની જાતિને છોડીને તરત આવવા માટે તમને કઈ વસ્તુએ પ્રેરિત કર્યા. (૮૪) મૂસાએ કહ્યું, એ લોકો પણ મારા પાછળ જ છે, અને હે મારા રબ ! હું તારા તરફ જલ્દી આવી ગયો, જેથી તું પ્રસન્ન થાય. (૮૫) ફરમાવ્યું, તો અમે તમારી જાતિને તમારા પાછળ એક પરીક્ષામાં નાખી દીધી, અને સામરીએ તેને પથભ્રષ્ટ કરી દીધી.

(૮૬) પછી મૂસા પોતાની જાતિ તરફ ગુસ્સા અને દુઃખમાં ભરેલો પાછો આવ્યો. તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! શું તમને તમારા રબે સારું વચન નહોતું આપ્યું ? શું તમારા પર વધારે સમય વિતી ગયો ? કે તમે ઈચ્છ્યું કે તમારા પર તમારા રબનો પ્રકોપ અવતરિત થાય ? એટલા માટે તમે મારા સાથે વિશ્વાસઘાત કર્યો.

(૮૭) તેમણે કહ્યું કે અમે અમારા અધિકારથી તમારા સાથે વિશ્વાસઘાત નથી કર્યો, બલ્કે જાતિના ઘરેણાનો બોજ અમારા પાસે ઊંચો કરાવવામાં આવ્યો હતો, તો અમે તેને ફેંકી દીધો. પછી આ રીતે સામરીએ ઘડી લીધું. (૮૮) તેથી તેણે તેમના માટે વાછરડું બનાવી લીધું. એક મૂર્તિ, જેનાથી બળદ જેવો અવાજ નીકળતો હતો. પછી તેણે કહ્યું કે આ તમારો ઉપાસ્ય છે અને મૂસાનો ઉપાસ્ય પણ. મૂસા તેને ભૂલી ગયો. (૮૯) શું તેઓ જોતા નહોતા કે ન તે કોઈ વાતનો જવાબ આપે છે અને ન કોઈ નફો કે નુકસાન પહોંચાડી શકે છે.

(૯૦) અને હારૂને તેમને પહેલાં જ કહ્યું હતું કે હે મારી જાતિના લોકો ! તમે આ વાછરડા દ્વારા બહેકી ગયા છો અને તમારો રબ તો રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) છે. તેથી મારું અનુસરણ કરો અને મારી વાત માનો. (૯૧) તેમણે કહ્યું કે અમે તો આની જ પૂજામાં લાગેલા રહીશું, જ્યાં સુધી મૂસા અમારા પાસે પાછો ન આવી જાય.

(૯૨) મૂસાએ કહ્યું કે હે હારૂન ! જ્યારે તેં જોયું કે તેઓ બહેકી ગયા છે, તો તમને કઈ વસ્તુએ રોક્યા કે તમે મારું અનુસરણ કરો. (૯૩) શું તમે મારા કથન વિરુદ્ધ કર્યું. (૯૪) હારૂને કહ્યું કે હે મારી માતાના પુત્ર ! તમે મારી દાઢી ન પકડો અને ન મારું માથું. મને એ ડર હતો કે તમે કહેશો કે તમે ઈસરાઈલની સંતાન વચ્ચે ફાટફૂટ નાખી દીધી અને મારી વાતનું ધ્યાન ન રાખ્યું.

(૯૫) મૂસાએ કહ્યું કે હે સામરી ! તારો શું મામલો છે. (૯૬) તેણે કહ્યું કે મને એ વસ્તુ દેખાઈ જે બીજાઓને ન દેખાઈ, તો મેં ઈશદૂતના પદચિહ્નોથી એક મુઠ્ઠી ઉઠાવી અને તે તેમાં નાખી દીધી. મારા મનએ મને આવું કરવાનું સમજાવ્યું. (૯૭) મૂસાએ કહ્યું કે દૂર થઈ જા. હવે તારા માટે જીવનભર એ છે કે તું કહેતો રહીશ કે મને સ્પર્શ ન કરો, અને તારા માટે એક અન્ય વચન એ છે, જે તારાથી ટળવાવાળું નથી, અને તું પોતાના આ ઉપાસ્યને જો, જેના પર

તું બરાબર એકાગ્ર રહેતો હતો. અમે તેને બાળીશું ,પછી તેને નદીમાં વિખેરીને વહાવી દઈશું. (૯૮) તમારો ઉપાસ્ય તો માત્ર અલ્લાહ છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તેનું જ્ઞાન દરેક વસ્તુ પર વ્યાપ્ત છે.

(૯૯) આ જ રીતે અમે તમને તેમનો અહેવાલ બતાવીએ છીએ, જેઓ અગાઉ વિતી ગયા, અને અમે તમને અમારા પાસેથી એક શિખામણ-પત્ર આપ્યો છે. (૧૦૦) જે આનાથી મોઢું ફેરવશે, તે કયામતના દિવસે એક ભારે બોજ ઉઠાવશે. (૧૦૧) તે તેમાં હંમેશા રહેશે અને આ બોજ કયામતના દિવસે તેમના માટે ખૂબ ખરાબ હશે. (૧૦૨) જે દિવસે 'સૂર' (રણશિંગા)માં ફૂંક મારવામાં આવશે અને ગુનેગારોને એ દિવસે અમે એ સ્થિતિમાં એકત્ર કરીશું કે ભયથી તેમની આંખો વાદળી થઈ ગઈ હશે. (૧૦૩) પરસ્પર ચુપકે-ચુપકે કહેતા હશે કે તમે માત્ર દસ દિવસ રહ્યા હશો. (૧૦૪) અમે સારી રીતે જાણીએ છીએ, જે કંઈ તેઓ કહેશે, જ્યારે કે તેમાંથી સૌથી વધારે જાણકાર કહેશે તમે માત્ર એક દિવસ રોકાયા.

(૧૦૫) અને લોકો તમને પહાડો વિશે પૂછે છે. કહો કે મારો પ્રભુ-પાલનહાર તેમને ઉડાવીને વિખેરી દેશે. (૧૦૬) પછી જમીનને સપાટ મેદાન બનાવીને મૂકશે. (૧૦૭) તમે તેમાં ન કોઈ વળ જોશો અને ન કોઈ કરચલી. (૧૦૮) એ દિવસે સૌ પોકારનારાના પાછળ ચાલી નીકળશે. જરા પણ કોઈ અવળચંડાઈ નહીં કરે. તમામ અવાજો રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)ના આગળ દબાઈ જશે. તમે એક સર-સર અવાજ સિવાય કંઈ નહીં સાંભળો.

(૧૦૯) એ દિવસે ભલામણ લાભ નહીં પહોંચાડે, પરંતુ એવો વ્યક્તિ જેને પરમ્ કૃપાળુ અલ્લાહે અનુમતિ આપી હોય અને તેના માટે બોલવું પસંદ કર્યું હોય. (૧૧૦) તે સૌના આગળના અને પાછળના બધા અહેવાલો જાણે છે, અને તેમનું જ્ઞાન તેને આવરી લઈ શકતું નથી. (૧૧૧) અને બધા ચહેરાઓ

એ જીવંત અને શાશ્વત (અલ્લાહ) સમક્ષ ઝુકેલાં હશે, અને એવો વ્યક્તિ અસફળ રહેશે, જે અત્યાચાર લઈને આવ્યો હશે. (૧૧૨) અને જેણે સદ્‌કાર્યો કર્યા હશે અને તે ઈમાન પણ રાખતો હશે, તો તેને ન કોઈ અતિરેકનો ભય હશે અને ન કોઈ અભાવનો.

(૧૧૩) અને આ જ રીતે અમે અરબીમાં કુર્આન અવતરિત કર્યું છે અને તેમાં અમે જુદા-જુદા પ્રકારે ચેતવણીઓ વર્ણવી છે, જેથી લોકો ડરે અથવા તે તેમનાં મનમાં કંઈક વિચાર નાખે. (૧૧૪) બસ, સર્વોચ્ચ છે અલ્લાહ, વાસ્તવિક શાસક, અને તમે કુર્આનને લેવામાં ઉતાવળ ન કરો, જ્યાં સુધી તેની વહી (પ્રકાશના) પૂર્ણ ન થઈ જાય, અને કહો કે હે મારા પાલનહાર ! મારા જ્ઞાનમાં વધારો કર.

(૧૧૫) અને અમે આદમને આનાથી પહેલા આદેશ આપ્યો હતો, તો તે ભૂલી ગયો અને અમે તેનામાં નિર્ધાર ન જોયો. (૧૧૬) અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો, તો તેમણે સિજદો કર્યો, પણ ઈબલિસે, કે તેણે ઈન્કાર કર્યો. (૧૧૭) પછી અમે કહ્યું કે હે આદમ ! આ નિઃસંદેહપણે તમારો અને તમારી પત્નીનો દુશ્મન છે, તો ક્યાંક તે તમને બંનેને જન્નતથી બહાર ન કઢાવે, પછી તમે વંચિત બનીને રહી જાઓ.

(૧૧૮) અહીં તમારા માટે એ છે કે તમે ન ભૂખ્યા રહેશો અને ન તમે નગ્ન થશો, (૧૧૯) અને તમે અહીં ન તરસ્યા રહેશો, અને ન તમને તડકો લાગશે. (૧૨૦) પછી શૈતાને તેમને બહેકાવ્યા. તેણે કહ્યું કે શું હું તમને શાશ્વત વૃક્ષ બતાવું, અને એવી બાદશાહી જેમાં કદી નબળાઈ નહીં આવે ? (૧૨૧) તેથી એ બંનેએ એ વૃક્ષનું ફળ ખાઈ લીધું, તો એ બંનેના ગુપ્ત ભાગો એક-બીજાની સામે ખુલી ગયા, અને બંને પોતાને જન્નતના પાંદડાઓથી ઢાંકવા લાગ્યા, અને આદમે પોતાના પાલનહારના આદેશનું ઉલ્લંઘન કર્યું, તો ભટકી ગયો.

(૧૨૨) પછી તેના પાલનહારે તેને નવાજ્યો. તેથી તેની તૌબા (ક્ષમા) કબૂલ કરી અને તેને માર્ગદર્શન આપ્યું.

(૧૨૩) અલ્લાહે કહ્યું કે તમે બંને અહીંથી ઉતરો. તમે એક-બીજાના દુશ્મન હશો. પછી જો તમારા પાસે મારા તરફથી માર્ગદર્શન આવે, તો જે વ્યક્તિ મારા માર્ગદર્શનનું અનુસરણ કરશે, તે ન પથભ્રષ્ટ થશે અને ન વંચિત રહેશે. (૧૨૪) અને જે વ્યક્તિ શિખામણથી મોઢું ફેરવશે, તો તેના માટે તંગીનું જીવન હશે, અને કયામતના દિવસે અમે તેને આંધળો ઉઠાવીશું. (૧૨૫) તે કહેશે કે હે મારા માલિક ! તેં મને આંધળો કેમ ઉઠાવ્યો ? હું તો આંખોવાળો હતો. (૧૨૬) ઈરશાદ થશે કે આ જ રીતે તમારા પાસે અમારી નિશાનીઓ આવી, તો તમે તેના તરફ કંઈ ધ્યાન ન આપ્યું, તો એ જ રીતે આજે તમારા તરફ કંઈ ધ્યાન આપવામાં નહીં આવે. (૧૨૭) અને એ જ રીતે અમે બદલો આપીશું તેને જે હદથી આગળ વધી જાય અને પોતાના રબની નિશાનીઓ પર ઈમાન ન લાવે, અને આખિરત (પરલોક)ની યાતના ખૂબ કઠોર છે અને ખૂબ બાકી રહેવાવાળી.

(૧૨૮) શું લોકોને એ વાતની સમજ ન આવી કે તેમના પહેલા અમે કેટલાય જૂથોને નષ્ટ કરી નાખ્યા. આ લોકો તેમની વસ્તીઓમાં ચાલે-ફરે છે. નિઃશંક, આમાં બુદ્ધિશાળીઓ માટે મોટી નિશાનીઓ છે. (૧૨૯) અને જો તમારા પ્રભુ-પાલનહાર તરફથી એક વાત અગાઉથી નિર્ધારિત ન થઈ ચૂકી હોત અને મહેતલની એક મુદ્દત નિશ્ચિત ન હોત, તો અવશ્ય તેમનો નિર્ણય કરી દેવામાં આવ્યો હોત. (૧૩૦) તેથી આ લોકો જે કહે છે તેના પર ધૈર્ય કરો, અને પોતાના પ્રભુ-પાલનહારની પ્રશંસાની સાથે તેના ગુણગાન કરો, સૂર્ય નીકળતા પહેલાં અને તેના ડૂબતા પહેલાં, અને રાત્રિના સમયોમાં પણ ગુણગાન કરો, અને તેના કિનારાઓ પર પણ, જેથી તમે પ્રસન્ન થઈ જાઓ.

(૧૩૧) અને કદાપિ એ વસ્તુઓ તરફ આંખ ઉઠાવીને પણ ન જુઓ, જેને અમે તેમનામાંથી કેટલાક જૂથોને તેમની પરીક્ષા માટે તેમને આપી રાખી છે, અને તમારા પ્રભુ-પાલનહારની રોજી વધારે ઉત્તમ છે અને બાકી રહેવાવાળી છે. (૧૩૨) અને પોતાના લોકોને નમાઝનો આદેશ આપો અને તેના પાબંદ રહો. અમે તમારા પાસેથી કોઈ રોજી નથી માંગતા. રોજી તો તમને અમે આપીશું અને ઉત્તમ પરિણામ તો ઈશનિષ્ઠ-સંયમી લોકો માટે જ છે.

(૧૩૩) અને લોકો કહે છે કે આ પોતાના પ્રભુ-પાલનહાર પાસેથી અમારા માટે કોઈ નિશાની કેમ નથી લાવતા. શું તેમને અગાઉના ગ્રંથોની દલીલો નથી પહોંચી ? (૧૩૪) અને જો અમે તેમને આનાથી પહેલાં કોઈ યાતનાથી નષ્ટ કરી દેતા, તો તેઓ કહેતા કે હે અમારા પાલનહાર ! તેં અમારા પાસે ઈશદૂત કેમ ન મોકલ્યો કે અમે અપમાનિત અને નિષ્ફળ થતાં પહેલા તારી નિશાનીઓનું અનુસરણ કરતા. (૧૩૫) કહો કે દરેક રાહ જોઈ રહ્યો છે, તો તમે પણ રાહ જુઓ. હવે પછી તમે જાણી લેશો કે કોણ સીધા માર્ગ પર છે અને કોણ મંજિલ સુધી પહોંચ્યો.

—●—

## ૨૧. સૂરઃ અલ-અંબિયા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

★(૧) **લોકો માટે તેમના હિસાબનો સમય નજીક આવી પહોંચ્યો, અને** તેઓ ગફલતમાં પડીને અવગણના કરી રહ્યા છે. (૨) તેમના પાલનહાર તરફથી જે પણ નવી શિખામણ તેમના પાસે આવે છે, તેઓ તેને મજાકમાં સાંભળે છે. (૩) તેમનાં હૃદય ગફલતમાં પડેલા છે, અને અત્યાચારીઓએ પરસ્પર એ ગુસપુસ કરી કે આ વ્યક્તિ તો તમારા જેવો જ એક મનુષ્ય છે.

પછી તમે દેખતી આંખોએ તેના જાદૂમાં ફસાવ છો. (૪) ઈશદૂતે કહ્યું કે મારો પાલનહાર દરેક વાતને જાણે છે, ચાહે તે આકાશમાં હોય કે ધરતીમાં, અને તે સાંભળનાર, જાણવાવાળો છે.

(૫) બલ્કે તેઓ કહે છે, આ વેરવિખેર સ્વપ્નો છે, બલ્કે તેને એમણે ઘડી લીધું છે, બલ્કે તે એક કવિ છે. તેમણે અમારા પાસે કોઈ નિશાની લાવવી જોઈએ, જે પ્રકારની નિશાનીઓની સાથે અગાઉના ઈશદૂતોને મોકલવામાં આવ્યા હતા. (૬) તેમનાથી પહેલા કોઈ વસ્તીના લોકો પણ, જેમને અમે નષ્ટ કર્યા, ઈમાન નથી લાવ્યા, તો શું આ લોકો ઈમાન લાવશે ?

(૭) અને તમારાથી પહેલા પણ, જેને અમે ઈશદૂત બનાવીને મોકલ્યો, મનુષ્યોમાંથી જ મોકલ્યો. અમે તેમના તરફ વહી (દિવ્ય પ્રકાશના) મોકલતા હતા. બસ, તમે ગ્રંથવાળાઓને પૂછી લો, જો તમે નથી જાણતા. (૮) અને અમે આ ઈશદૂતોને એવા શરીર નથી આપ્યા કે તેઓ ભોજન ન લેતા હોય, અને તેઓ હંમેશા રહેવાવાળા નહોતા. (૯) પછી અમે તેમના સાથેનું વચન પૂરું કર્યું. આમ, તેમને અને જેને-જેને ઇચ્છ્યું અમે બચાવી લીધા, અને અમે સીમાનું ઉલ્લંઘન કરનારાઓને નષ્ટ કરી દીધા.

(૧૦) અમે તમારા તરફ એક ગ્રંથ અવતરિત કર્યો છે, જેમાં તમારું અનુસ્મરણ છે. પછી શું તમે સમજતા નથી ? (૧૧) અને કેટલીય અત્યાચારી વસ્તીઓ છે, જેને અમે કચડી નાખી, અને તેમના પછી બીજી જાતિઓ ઉઠાવી. (૧૨) પછી જ્યારે તેમણે અમારી યાતનાને આવતી જોઈ, તો તેઓ તેનાથી ભાગવા લાગ્યા. (૧૩) ભાગો નહીં, અને પોતાના ભોગવિલાસના સાધનો તરફ અને પોતાના મકાનો તરફ પાછા વળો, જેથી તમને પૂછવામાં આવે. (૧૪) તેમણે કહ્યું, હાય અમારું દુર્ભાગ્ય ! નિઃશંક, અમે લોકો અત્યાચારી હતા. (૧૫) પછી તેઓ આ જ પોકારતા રહ્યા, ત્યાં સુધી કે અમે તેમને એવા

કરી દીધા, જાણે ખેતી કપાઈ ગઈ હોય અને આગ બુઝાઈ ગઈ હોય.

(૧૬) અને અમે આકાશ અને ધરતીને અને જે કંઈ તેના વચ્ચે છે, ખેલના રૂપમાં નથી બનાવ્યા. (૧૭) જો અમે કોઈ ખેલ બનાવવા ઈચ્છતા, તો તેને અમે અમારા પાસેથી બનાવી લેતા, જો અમારે એવું કરવું હોત. (૧૮) બલ્કે અમે સત્યને અસત્ય પર મારીશું, તો તે તેનું માથું તોડી નાખશે, તો અચાનક જતું રહેશે અને તમારા માટે એ વાતોથી મોટો વિનાશ છે જે તમે વર્ણવો છો.

(૧૯) અને તેનાં જ છે જે આકાશો અને ધરતીમાં છે, અને જે તેના પાસે છે તે તેની ઉપાસનાથી મોઢું નથી ફેરવતા અને ન આળસ કરે છે. (૨૦) તેઓ રાત-દિવસ તેને યાદ કરે છે, તેઓ ક્યારેય થાકતા નથી.

(૨૧) શું તેમણે ધરતીમાં ઉપાસ્યો ઠરાવી લીધા છે, જેઓ કોઈને જીવંત કરતા હોય ? (૨૨) જો આ બંનેમાં અલ્લાહ સિવાય ઉપાસ્યો હોત, બંનેની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ જતી. બસ, અલ્લાહ રાજ-સિંહાસનનો માલિક, આ વાતોથી પવિત્ર છે જે આ લોકો વર્ણવે છે. (૨૩) તે જે કંઈ કરે છે તેના માટે તેને પૂછવામાં નહીં આવે અને તેમને પૂછવામાં આવશે.

(૨૪) શું તેમણે અલ્લાહ સિવાય અન્ય ઉપાસ્યો બનાવી લીધા છે ? તેમને કહો કે તમે તમારી દલીલ લાવો. આ જ વાત એ લોકોની છે, જેઓ મારા સાથે છે અને આ જ વાત એ લોકોની છે જે મારાથી પહેલા વિતી ગયા, બલ્કે તેમના પૈકી મોટાભાગના લોકો સત્યને નથી જાણતા. તેથી તેઓ અવગણના કરી રહ્યા છે. (૨૫) અને અમે તમારાથી પહેલા કોઈ એવો પયગંબર નથી મોકલ્યો, જેના તરફ અમે એ વહી (પ્રકાશના) ન કરી હોય કે મારા સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેથી તમે મારી ઉપાસના કરો.

(૨૬) અને તેઓ કહે છે કે રહમાને (પરમ્ કૃપાળુ અલ્લાહે) સંતાન બનાવી છે. તે તેનાથી પવિત્ર છે, બલ્કે (ફરિશ્તાઓ તો) પ્રતિષ્ઠિત બંદાઓ છે.

(૨૭) તેઓ તેનાથી આગળ વધીને વાત નથી કરતા, અને તેઓ તેના જ આદેશ મુજબ અમલ કરે છે. (૨૮) અલ્લાહ તેમના આગળના અને પાછળના અહેવાલને જાણે છે, અને તે ભલામણ નથી કરી શકતા, પરંતુ તેના માટે જેને અલ્લાહ પસંદ કરે, અને તે તેના પ્રતાપથી ડરતા રહે છે, (૨૯) અને તેમાંથી જે વ્યક્તિ કહેશે કે તેના સિવાય હું ઉપાસ્ય છું, તો અમે તેને નર્કની સજા આપીશું. અમે અત્યાચારીઓને આવી જ સજા આપીએ છીએ.

(૩૦) શું ઈન્કાર કરનારાઓએ એ ન જોયું કે આકાશ અને ધરતી બંને બંધ હતા, પછી અમે તેને ખોલી દીધા, અને અમે પાણીથી દરેક સજીવ વસ્તુ પેદા કરી. શું તેમ છતાં તેઓ ઈમાન નથી લાવતા ?

(૩૧) અને અમે ધરતીમાં પહાડો બનાવ્યા કે તે તેમને લઈને ઝૂકી ન જાય અને તેમાં અમે વિશાળ રસ્તાઓ બનાવ્યા, જેથી લોકો માર્ગ પામે, (૩૨) અને અમે આકાશને એક સુરક્ષિત છત બનાવી, અને તેઓ તેની નિશાનીઓથી મોઢું ફેરવે છે (૩૩) અને એ જ છે, જેણે રાત અને દિવસ તથા સૂર્ય અને ચંદ્ર બનાવ્યા. બધા પોત-પોતાની ધરી પર તરી રહ્યા છે.

(૩૪) અને અમે તમારાથી પહેલા પણ કોઈ મનુષ્યને હંમેશાનું જીવન નથી આપ્યું, તો શું તમને મૃત્યુ આવી જાય, તો તેઓ હંમેશા રહેવાવાળા છે ? (૩૫) દરેક જીવને મૃત્યુનો સ્વાદ ચાખવાનો છે, અને અમે તમારી ખરાબ સ્થિતિ અને સારી સ્થિતિથી પરીક્ષા કરીએ છીએ પારખવા માટે અને તમને સૌને અમારા તરફ પાછા ફેરવવામાં આવશે.

(૩૬) અને ઈન્કાર કરનારા લોકોને જ્યારે તમે જુઓ છો, તો તેઓ સૌ તમને મજાક બનાવી લે છે. શું આ જ છે, જે તમારા ઉપાસ્યોનો ઉલ્લેખ કરતો રહે છે ? અને સ્વયં આ લોકો રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)ના ઉલ્લેખનો ઈન્કાર કરે છે.

(૩૭) માનવી ઉતાવળના ખમીરથી પેદા થયો છે. હું તમને ટૂંક સમયમાં મારી નિશાનીઓ બતાવીશ. તેથી તમે મારા સામે ઉતાવળ ન કરો. (૩૮) અને લોકો કહે છે કે આ વચન ક્યારે પૂરું થશે, જો તમે સાચા છો. (૩૯) કદાચ, આ ઈન્કાર કરનારાઓને એ સમયની ખબર હોત, જ્યારે કે તેઓ આગને ન પોતાના સામેથી રોકી શકશે અને ન પોતાના પાછળથી, અને ન તેમને મદદ પહોંચશે. (૪૦) બલ્કે તે અચાનક તેમના પર આવી જશે. પછી તે તેમને હતાશ કરી નાખશે. પછી તેઓ ન તેને દૂર કરી શકશે અને ન તેમને મહેતલ આપવામાં આવશે. (૪૧) અને તમારાથી પહેલા પણ ઈશદૂતોની મજાક ઉડાવવામાં આવી. પછી જે લોકોએ તેમના પૈકી મજાક ઉડાવી હતી, તેમને એ વસ્તુએ ઘેરી લીધા જેની તેઓ મજાક ઉડાવતા હતા.

(૪૨) કહો કે કોણ છે, જે રાત અને દિવસમાં રહમાન (પરમ્ કૃપાળુ)થી તમારી સુરક્ષા કરે છે ? બલ્કે એ લોકો પોતાના પાલનહારના અનુસ્મરણથી મોઢું ફેરવી રહ્યા છે. (૪૩) શું તેમના માટે અમારા સિવાય અમુક ઉપાસ્યો છે, જે તેમને બચાવી લે છે ? તેઓ સ્વયં પોતાની રક્ષાનું સામર્થ્ય નથી ધરાવતા, અને ન અમારા સામે કોઈ તેમનો સાથ આપી શકે છે.

(૪૪) બલ્કે અમે તેમને અને તેમના પૂર્વજોને દુનિયાની સામગ્રી આપી, ત્યાં સુધી કે એ જ હાલતમાં તેમના પર લાંબી મુદ્દત વિતી ગઈ. શું તેઓ નથી જોતા કે અમે ધરતીને તેના આસાપાસથી ઘટાડતા આવી રહ્યા છીએ. પછી શું આ જ લોકો વર્ચસ્વશાળી રહેવાવાળા છે ?

(૪૫) કહો કે હું બસ વહી (પ્રકાશના) દ્વારા તમે ડરાવું છું, અને બહેરાઓ પોકારને નથી સાંભળતા, જ્યારે કે તેમને ડરાવવામાં આવે, (૪૬) અને જો તારા રબની યાતનાનો સપાટો તેમને લાગી જાય, તો તેઓ કહેવા લાગશે કે હાય, અમારું દુર્ભાગ્ય ! નિઃશંક અમે અત્યાચારી હતા.

(૪૭) અને અમે કયામતના દિવસે ન્યાયની તુલા મૂકીશું. પછી કોઈ જીવ પર જરા પણ અન્યાય અને અત્યાચાર નહીં થાય, અને જો રાઈના દાણા બરાબર પણ કોઈનું કર્મ હશે, તો અમે તેને હાજર કરી દઈશું, અને અમે હિસાબ લેવા માટે પર્યાપ્ત છીએ.

(૪૮) અને અમે મૂસા અને હારૂનને ફુરકાન (સત્ય અને અસત્યમાં ભેદ કરનાર) અને પ્રકાશ અને શિખામણ પ્રદાન કર્યા ઈશનિષ્ઠો માટે, (૪૯) જેઓ દેખ્યા વગર પોતાના પાલનહારથી ડરે છે અને તેઓ કયામતનો ડર રાખનારાં છે, (૫૦) અને આ એક બરકતવાળું અનુસ્મરણ છે, જે અમે અવતરિત કરેલ છે, તો શું તમે તેનો ઇન્કાર કરનારાં છો ?

(૫૧) અને અમે આનાથી પહેલા ઈબ્રાહીમને આનું માર્ગદર્શન પ્રદાન કર્યું, અને અમે તેને સારી રીતે જાણતા હતા, (૫૨) જ્યારે તેણે પોતાના પિતા અને પોતાની જાતિને કહ્યું કે આ શું મૂર્તિઓ છે, જેના પર તમે હઠ લઈને બેસ્યા છો ? (૫૩) તેમણે કહ્યું કે અમે અમારા પૂર્વજોને તેમની ઉપાસના કરતા જોયા છે. (૫૪) ઈબ્રાહીમે કહ્યું કે નિઃશંક, તમે અને તમારા પૂર્વજો એક સ્પષ્ટ પથભ્રષ્ટતામાં ગ્રસ્ત રહ્યા.

(૫૫) તેમણે કહ્યું, શું તમે અમારા પાસે સાચી વાત લાવ્યા છો કે તમે મજાક કરી રહ્યા છો ? (૫૬) ઈબ્રાહીમે કહ્યું, બલ્કે તમારો પ્રભુ-પાલનહાર એ છે, જે આકાશો અને ધરતીનો પ્રભુ-પાલનહાર છે, જેણે તેમને પેદા કર્યા, અને હું આ વાતની સાક્ષી આપનારાઓમાંથી છું, (૫૭) અને અલ્લાહના સોગંદ ! હું તમારી મૂર્તિઓની સાથે એક યુક્તિ કરીશ, જ્યારે કે તમે પીઠ ફેરવીને ચાલ્યા જશો. (૫૮) પછી તેણે તેના ટુકડા-ટુકડા કરી નાખ્યા, સિવાય તેમના એક મોટાના, જેથી તેઓ તેના તરફ રજૂ થાય.

(૫૯) તેમણે કહ્યું કે કોણે અમારી મૂર્તિઓ સાથે આવું કર્યું છે. નિઃશંક, તે

ખૂબ અત્યાચારી છે. (૬૦) લોકોએ કહ્યું કે અમે એક યુવાનને તેનો ઉલ્લેખ કરતો સાંભળ્યો હતો, જેને ઈબ્રાહીમ કહેવામાં આવે છે. (૬૧) તેમણે કહ્યું કે તેને બધા માણસોની સામે હાજર કરો, જેથી તે જુએ. (૬૨) તેમણે કહ્યું કે હે ઈબ્રાહીમ ! શું અમારા ઉપાસ્યોની સાથે તમે આવું કર્યું છે ? (૬૩) ઈબ્રાહીમે કહ્યું, બલ્કે તેમના આ મોટાએ આવું કર્યું છે, તો તેમને પૂછી લો, જો તે બોલતા હોય.

(૬૪) પછી તેમણે પોતાના મનમાં વિચાર્યું, પછી તેઓ કહેવા લાગ્યા કે હકીકતમાં તમે જ અસત્ય પર છો. (૬૫) પછી પોતાના માથાઓને ઝુકાવી દીધા. હે ઈબ્રાહીમ ! તમે જાણો છો કે આ બોલતા નથી. (૬૬) ઈબ્રાહીમે કહ્યું, શું તમે અલ્લાહ સિવાય એવી વસ્તુઓની ઉપાસના કરો છો, જે તમને ન કોઈ ફાયદો પહોંચાડી શકે છે અને ન કોઈ નુકસાન. (૬૭) અફસોસ છે તમારા પર પણ અને એ વસ્તુઓ પર પણ, જેની તમે અલ્લાહ સિવાય ઉપાસના કરો છો. શું તમે સમજતા નથી ?

(૬૮) તેમણે કહ્યું કે આને આગમાં બાળી નાખો અને પોતાના ઉપાસ્યોની મદદ કરો, જો તમને કંઈ કરવું છે. (૬૯) અમે કહ્યું કે હે આગ ! તું ઈબ્રાહીમ માટે ઠંડક અને સલામતી બની જા. (૭૦) અને તેમણે તેના સાથે બૂરાઈ કરવા માગી, તો અમે એ જ લોકોને નિષ્ફળ બનાવી દીધા.

(૭૧) અને અમે તેને અને લૂતને એ ભૂમિ તરફ મુક્તિ આપી દીધી, જેમાં અમે દુનિયાવાળાઓ માટે બકરતો મૂકી છે. (૭૨) અને અમે તેને ઈસ્હાક આપ્યો અને વધુમાં યાકૂબ, અને અમે એ સૌને સદાચારી બનાવ્યા. (૭૩) અને અમે તેમને ઈમામ (નાયક) બનાવ્યા, જેઓ અમારા આદેશથી માર્ગદર્શન કરતા હતા, અને અમે તેમને સદ્કાર્યો અને નમાઝની સ્થાપના અને ઝકાત આપવાનો આદેશ મોકલ્યો અને તેઓ અમારી ઉપાસના કરવાવાળા હતા.

(૭૪) અને નૂહને જ્યારે કે આનાથી પહેલા તેણે પોકાર્યો, તો અમે તેની

દુઆ (પ્રાર્થના) કબૂલ કરી. પછી અમે તેને અને તેના લોકોને ખૂબ મોટા દુઃખમાંથી મુક્તિ આપી. (૭૭) અને એ લોકોની સામે તેની મદદ કરી, જેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી. નિઃશંક, તે અત્યંત ખરાબ લોકો હતા. તેથી અમે તેમને ડૂબાડી દીધા.

(૭૮) અને દાઉદ અને સુલૈમાનને, જ્યારે તેઓ બંને ખેતી વિશે નિર્ણય કરી રહ્યા હતા, જ્યારે કે તેમાં કેટલાક લોકોની બકરીઓ રાત્રિના સમયે ઘૂસી ગઈ, અને અમે તેમના આ નિર્ણયને જોઈ રહ્યા હતા. (૭૯) પછી અમે સુલૈમાનને તેની સમજ આપી દીધી, અને અમે બંનેને તત્ત્વદર્શિતા અને જ્ઞાન પ્રદાન કર્યું હતું, અને અમે દાઉદની સાથે તાબે કરી દીધા હતા પહાડોને કે તે તેના સાથે તસ્બીહ (મહિમાગાન) કરતા હતા અને પક્ષીઓને પણ, અને અમે જ કરવાવાળા હતા. (૮૦) અને અમે તેને તમારા માટે એક સૈનિક પોશાકનો ઉદ્યોગ શીખવાડ્યો, જેથી તે તમને યુદ્ધમાં સુરક્ષિત રાખે. તો શું તમે આભાર વ્યક્ત કરવાવાળા છો ?

(૮૧) અને અમે સુલૈમાન માટે તેજ હવાઓને વશમાં કરી દીધી, જે તેના આદેશથી એ ભૂમિ તરફ ચાલતી હતી, જેમાં અમે બરકતો મૂકી છે, અને અમે દરેક વસતુને જાણવાવાળા છીએ, (૮૨) અને શૈતાનોમાંથી પણ અમે તેના આધીન કરી દીધા હતા, જેઓ તેના માટે ડૂબકીઓ લગાવતા હતા, અને તેના સિવાય બીજા કામો પણ કરતા હતા અને અમે તેમને સંભાળવાવાળા હતા.

(૮૩) અને ઐયૂબને, જ્યારે કે તેણે પોતાના પ્રભુ-પાલનહારને પોકાર્યો કે મને બીમારી લાગી ગઈ છે અને તું સૌ દયાળુઓથી વધારે દયાળુ છે. (૮૪) તો અમે તેની દુઆનો સ્વીકાર કર્યો અને તેને જે તકલીફ હતી તેને દૂર કરી દીધી, અને અમે તેને તેનો પરિવાર પ્રદાન કર્યો અને તેના સાથે તેના બરાબર બીજા પણ, અમારા તરફથી દયા અને શિખામણ, ઉપાસના કરવા-

વાળાઓ માટે.

(૮૫) અને ઈસ્માઈલ અને ઇદરીશ અને ઝૂલ્કિફલને, આ સૌ ધૈર્ય કરનારાઓ પૈકી હતા. (૮૬) અને અમે તેમને અમારી દયામાં દાખલ કર્યા. નિઃશંક, તેઓ સદાચારીઓમાંથી હતા.

(૮૭) અને માછલીવાળા (યૂનુસ)ને, જ્યારે કે તે પોતાની જાતિથી રોષે ભરાઈને ચાલ્યો ગયો. પછી તેણે એવું સમજ્યું કે અમે તેને નહીં પકડીએ. પછી તેણે અંધારામાંથી પોકાર કર્યો કે તારા સિવાય કોઈ ઉપાસ્ય નથી, તું પવિત્ર છે. નિઃશંક, હું કસૂરવાર છું. (૮૮) તો અમે તેની દુઆ કબૂલ કરી અને તેને દુઃખથી મુક્તિ આપી, અને આ જ રીતે અમે ઈમાનવાળાઓને મુક્તિ આપીએ છીએ.

(૮૯) અને ઝકરિયાને, જ્યારે તેણે પોતાના પાલનહારને પોકાર્યો કે હે મારા રબ ! તું મને એકલો ન છોડ, અને તું સૌથી ઉત્તમ વારસ છે. (૯૦) તો અમે તેની દુઆ કબૂલ કરી અને તેને યાહ્યા પ્રદાન કર્યો, અને તેની પત્નીને તેના માટે યોગ્ય કરી દીધી. આ લોકો સત્કર્મોમાં દોડતા હતા અને અમને આશા અને ભયની સાથે પોકારતા હતા, અને અમારા આગળ ઝૂકેલા હતા.

(૯૧) અને એ સ્ત્રી, જેણે પોતાની આબરૂને બચાવી, તો અમે તેનામાં અમારી રૂહ (આત્મા) ફૂંકી દીધી અને તેને અને તેના પુત્રને જગતવાસીઓ માટે એક નિશાની બનાવી દીધા.

(૯૨) અને આ તમારી ઉમ્મત (સમુદાય) એક જ ઉમ્મત (સમુદાય) છે અને હું જ તમારો રબ (પ્રભુ-પાલનહાર) છું, તો તમે મારી ઉપાસના કરો. (૯૩) અને તેમણે પોતાના દીન (ધર્મ)ને પોતાના અંદર ટુકડે-ટુકડા કરી નાખ્યો. સૌ અમારા પાસે આવવાના છે. (૯૪) હવે જે વ્યક્તિ સદ્કાર્યો કરશે અને તે ઈમાનવાળો હશે, તો તેની મહેનતની ઉપેક્ષા અને અનાદર કરવામાં

નહીં આવે, અને અમે તેને લખી લઈએ છીએ.

(૯૫) અને જે વસ્તીવાળાઓ માટે અમે વિનાશ નિર્ધારિત કરી દીધો છે, તેમના માટે હરામ (અવૈધ) છે કે તેઓ પાછા ફરે, (૯૬) ત્યાં સુધી કે જ્યારે યાજૂજ અને માજૂજને ખોલી દેવામાં આવશે અને તેઓ દરેક ઊંચાઈએથી નીકળી પડશે. (૯૭) અને સાચું વચન નજીક આવી જશે, તો એ લોકોની આંખો ફાટેલી રહી જશે, જેમણે ઈન્કાર કર્યો હતો. હાય અમારું દુર્ભાગ્ય ! અમે આનાથી બેપરવાઈમાં પડેલા રહ્યા, બલ્કે અમે અત્યાચારી હતા.

(૯૮) નિઃશંક, તમે અને જેમને તમે અલ્લાહ સિવાય પૂજો છો, સૌ નર્કનું ઈંધણ છે. ત્યાં તમારે જવાનું છે. (૯૯) જો આ ખરેખર ઉપાસ્યો હોત, તો તેઓ તેમાં ન પડતા, અને સૌ તેમાં હંમેશા રહેશે. (૧૦૦) તેમાં તેમના માટે ચીસો પાડવાનું છે અને તેઓ તેમાં કંઈ જ નહીં સાંભળે. (૧૦૧) નિઃશંક, જેમના માટે અમારા તરફથી ભલાઈનો નિર્ણય થઈ ચૂક્યો છે, તેમને આનાથી દૂર રાખવામાં આવશે. (૧૦૨) તેઓ તેનો સર-સર અવાજ પણ નહીં સાંભળે, અને તેઓ પોતાની પ્રિય વસ્તુઓમાં હંમેશા રહેશે. (૧૦૩) તેમને મોટો ભય દુઃખમાં નહીં નાખે, અને ફરિશ્તાઓ (દેવદૂતો) તેમનું સ્વાગત કરશે. આ છે તમારો એ દિવસ, જેનું તમને વચન આપવામાં આવ્યું હતું.

(૧૦૪) જે દિવસે અમે આકાશને લપેટી લઈશું, જે રીતે તૂમારમાં પાનાં લપેટી લેવામાં આવે છે. જે રીતે પહેલા અમે સર્જનની શરૂઆત કરી હતી, એ જ રીતે અમે પુનઃ તેનું પુનરાવર્તન કરીશું. આ અમારા શિરે વચન છે અને અમે તેને કરીને રહીશું. (૧૦૫) અને ઝબૂરમાં અમે શિખામણ પછી લખી ચૂક્યા છીએ કે ધરતીના ઉત્તરાધિકારી સદાચારી બંદાઓ હશે. (૧૦૬) તેમાં એક મોટા સમાચાર છે, ઉપાસના કરવાવાળાઓ માટે.

(૧૦૭) અને અમે તમને તો બસ જગતવાસીઓ માટે દયા બનાવીને

મોકલ્યા છે. (૧૦૮) કહો કે મારા પાસે જે વહી (દિવ્ય પ્રકાશના) આવે છે, તે એ છે કે તમારો ઉપાસ્ય કેવળ એક ઉપાસ્ય છે. તો શું તમે આજ્ઞાપાલક બનો છો? (૧૦૯) હવે જો તેઓ અવગણના કરે, તો કહી દો કે હું તમને સ્પષ્ટ રૂપે નિર્દેશ આપી ચૂક્યો છું, અને હું નથી જાણતો કે એ વસ્તુ જેનું તમને વચન આપવામાં આવી રહ્યું છે, નજીક છે કે દૂર. (૧૧૦) નિઃશંક, તે ખુલ્લી વાતને પણ જાણે છે અને એ વાતને પણ જેને તમે છુપાવો છો. (૧૧૧) અને મને નથી ખબર કે કદાચ એ તમારા માટે પરીક્ષા હોય અને લાભ ઉઠાવી લેવાની એક મહેતલ હોય. (૧૧૨) પયગંબરે કહ્યું કે હે મારા રબ (પ્રભુ-પાલનહાર)! સત્યની સાથે નિર્ણય કરી દે, અને અમારો રબ પરમ્ કૃપાળુ છે, તેનાથી જ અમે એ વાતો અંગે મદદ માંગીએ છીએ, જે તમે કહો છો.

—●—

## ૨૨. સૂરઃ અલ-હજ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે લોકો ! પોતાના રબ (પ્રભુ-પાલનહાર)થી ડરો. નિઃશંક, કયામતનો ભૂકંપ ખૂબ ભારે વસ્તુ છે. (૨) જે દિવસે તમે તેને જોશો, દરેક દૂધ પીવડાવનારી પોતાના દૂધ પીતા બાળકને ભૂલી જશે, અને ગર્ભવાળી પોતાનો ગર્ભ પાડી નાખશે, અને લોકો તમને નશામાં દેખાશે, જો કે તેઓ નશામાં નહીં હોય, બલ્કે અલ્લાહની યાતના છે જ ખૂબ કઠોર. (૩) અને લોકોમાં કોઈ એવો છે, જે જ્ઞાન વગર અલ્લાહ વિશે ઝઘડે છે, (૪) અને દરેક વિદ્રોહી શૈતાનનું અનુસરણ કરવા લાગે છે. તેના વિશે એ લખી નાખવામાં આવ્યું છે કે જે વ્યક્તિ તેને મિત્ર બનાવશે, તે તેને પથભ્રષ્ટ કરી દેશે અને તેને નર્કની યાતનાનો માર્ગ બતાવશે.

(૫) હે લોકો ! જો તમે ફરીથી જીવંત થઈ ઉઠવા વિશે શંકામાં છો, તો

અમે તમને માટીથી પેદા કર્યા છે, પછી વીર્યથી, પછી લોહીના લોચાથી, પછી માંસના ટુકડાથી, આકારવાળો અને આકાર વગરનો પણ, જેથી અમે તમારા પર સ્પષ્ટ કરી દઈએ, અને અમે ગર્ભમાં થોભાવી દઈએ છીએ, જે ઇચ્છીએ છીએ એક નિશ્ચિત મુદ્દત સુધી. પછી અમે તમને બાળક બનાવીને બહાર લાવીએ છીએ. પછી એટલા માટે કે તમે પોતાની સંપૂર્ણ યુવાની સુધી પહોંચી જાઓ, અને તમારામાંથી કોઈ વ્યક્તિ પહેલા જ મૃત્યુ પામે છે અને કોઈ વ્યક્તિને સૌથી ખરાબ વય સુધી પહોંચાડી દેવામાં આવે છે, જેથી તે જાણી લીધા પછી ફરી કંઈ ન જાણે, અને તમે ધરતીને જુઓ છો કે સૂકી પડી છે, પછી જ્યારે અમે તેના પર પાણી વરસાવીએ છીએ, તો તે તાજી થઈ ગઈ અને ફૂલીફાલી અને તે જાત-જાતની સુંદર વસ્તુઓ ઊગાડે છે. (૬) આ એટલા માટે કે અલ્લાહ જ સત્ય છે અને તે નિર્જીવોમાં જીવ નાખી દે છે, અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૭) અને એ કે કયામત આવવાની છે, તેમાં કોઈ સંદેહ નથી અને અલ્લાહ અવશ્ય એ લોકોને ઉઠાવશે, જે કબરોમાં છે.

(૮) અને લોકોમાં કોઈ વ્યક્તિ છે, જે અલ્લાહની વાતમાં ઝઘડે છે, જ્ઞાન અને માર્ગદર્શન અને પ્રકાશિત ગ્રંથ વગર, (૯) અહંકાર કરતો, જેથી તે અલ્લાહના માર્ગથી ભટકાવી દે. તેના માટે દુનિયામાં અપમાન છે અને કયામતના દિવસે અમે તેમને બળતી આગની યાતના ચખાડીશું. (૧૦) આ તમારા હાથે કરેલા કર્મોનો બદલો છે અને અલ્લાહ પોતાના બંદાઓ પર અન્યાય અને અત્યાચાર કરવાવાળો નથી.

(૧૧) અને લોકોમાં કોઈ છે, જે કિનારા પર રહીને અલ્લાહની ઉપાસના કરે છે. પછી જો તેને કોઈ ફાયદો પહોંચ્યો, તો તે આ ઉપાસના પર અડગ થઈ ગયો, અને જો કોઈ પરીક્ષા આવી ગઈ તો ઊલટો ફરી ગયો. તેણે દુનિયા પણ ખોઈ નાખી અને આખિરત (પરલોક) પણ. આ જ સ્પષ્ટ નુકસાન છે.

(૧૨) તે અલ્લાહ સિવાય એવી વસ્તુને પોકારે છે, જે ન તેને નુકસાન પહોંચાડી શકે છે અને ન તેને નફો પહોંચાડી શકે છે. આ ચરમસીમાની પથભ્રષ્ટતા છે. (૧૩) તે એવી વસ્તુને પોકારે છે, જેનું નુકસાન તેના નફા કરતાં વધારે નજીક છે. કેવો ખરાબ કાર્યસાધક છે અને કેવો ખરાબ સાથી ! (૧૪) નિઃશંક, અલ્લાહ એ લોકોને, જેઓ ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કર્યા, એવી જન્નતોમાં દાખલ કરશે, જેના નીચે નહેરો વહેતી હશે. અલ્લાહ કરે છે, જે તે ઇચ્છે છે.

(૧૫) જે વ્યક્તિ એ વિચારતો હોય કે અલ્લાહ દુનિયા અને પરલોકમાં તેની મદદ નહીં કરે, તો તેણે એક રસ્સી આકાશ સુધી લાંબી કરવી જોઈએ, પછી તેને કાપી નાખે અને જુએ કે શું તેની યુક્તિ તેના રોષને દૂર કરવાવાળી બને છે. (૧૬) અને આ રીતે અમે કુર્આનને સ્પષ્ટ દલીલોની સાથે અવતરિત કરેલ છે, અને નિઃશંક અલ્લાહ જેને ઇચ્છે છે માર્ગદર્શન આપી દે છે.

(૧૭) એમાં કોઈ સંદેહ નથી કે જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે યહૂદી મત અપનાવ્યો અને સાબી અને નસારા (ખ્રિસ્તી) અને અગ્નિપૂજક, અને જેમણે શિર્ક (અનેકેશ્વરવાદ) કર્યું, અલ્લાહ આ સૌ દરમ્યાન કયામતના દિવસે નિર્ણય કરશે. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુથી વાકેફ છે.

(૧૮) શું તમે નથી જોતા કે અલ્લાહ સામે જ સિજદો કરે છે જે આકાશોમાં છે અને જે ધરતીમાં છે, અને સૂર્ય અને ચંદ્ર અને તારાઓ અને પહાડો અને વનસ્પતિ અને ચોપગા (પ્રાણીઓ) અને કેટલાય મનુષ્યો, અને ઘણા એવા છે જેમના પર યાતના નિશ્ચિત થઈ ચૂકી છે અને જેમને અલ્લાહ અપમાનિત કરી દે તો તેને કોઈ સન્માન આપવાવાળું નથી. નિઃશંક, અલ્લાહ કરે છે જે તે ઇચ્છે છે.

(૧૯) આ બે પક્ષકારો છે, જેમણે પોતાના રબ (પ્રભુ-પાલનહાર) વિશે

ઝઘડો કર્યો. પછી જેમણે ઈન્કાર કર્યો તેમના માટે આગના પોશાક કાપવામાં આવશે. તેમના માથા પર ઉકળતું પાણી નાખવામાં આવશે. (૨૦) તેનાથી તેમના પેટની વસ્તુઓ સુદ્ધાં ગળી જશે અને ચામડી પણ. (૨૧) અને તેમના માટે ત્યાં લોખંડના હથોડાઓ હશે. (૨૨) જયારે પણ તેઓ ગભરાઈને તેનાથી બહાર નીકળવા માગશે, તેમને ફરી તેમાં ધકેલી દેવામાં આવશે, અને ચાખતા રહો બળવાની યાતના.

(૨૩) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કર્યા, અલ્લાહ તેમને એવા બાગોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહી રહી હશે. તેમને ત્યાં સુવર્ણ-કંગન અને મોતી પહેરાવવામાં આવશે અને ત્યાં તેમનો પોશાક રેશમ હશે, (૨૪) અને તેમને પવિત્ર કથનનો નિર્દેશ પ્રદાન કરવામાં આવ્યો હતો, અને તેમને પ્રશંસિત અલ્લાહનો માર્ગ બતાવવામાં આવ્યો હતો.

(૨૫) નિઃશંક, જે લોકોએ ઈન્કાર કર્યો અને લોકોને અલ્લાહના માર્ગથી અને મસ્જિદે-હરામ (મક્કામાં આવેલ પ્રતિષ્ઠિત મસ્જિદ)થી રોકે છે, જેને અમે લોકો માટે બનાવેલ છે, જેમાં સ્થાનિક રહેવાસીઓ અને બહારથી આવનારાં સમાન છે, અને જે આ મસ્જિદમાં સચ્ચાઈથી હટીને અત્યાચારની પદ્ધતિ અપનાવશે, તેને અમે પીડાદાયક યાતનાની મજા ચખાડીશું.

(૨૬) અને જ્યારે અમે ઈબ્રાહીમને બૈતુલ્લાહ (અલ્લાહના ઘર)ની જગ્યા બતાવી દીધી કે મારા સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન કરજો અને મારા ઘરને પવિત્ર રાખજો તવાફ કરવાવાળાઓ માટે અને રોકાણ કરવાવાળાઓ માટે અને રુકૂઅ અને સિજદો કરવાવાળાઓ માટે.

(૨૭) અને લોકોમાં હજની ઘોષણા કરી દો, તો તેઓ તમારા પાસે આવશે, પગપાળા ચાલીને અને દુબળા ઊંટો પર સવાર થઈને, જેઓ દૂર-સુદૂરના માર્ગોથી આવશે, (૨૮) જેથી તેઓ પોતાના લાભના સ્થળોએ પહોંચે

અને કેટલાક પરિચિત દિવસોમાં આ ચોપગા (ઢોરો) પર અલ્લાહનું નામ લે જે તેણે તેમને પ્રદાન કર્યા છે. પછી તેમાંથી ખાવો અને જરૂરતમંદો-વંચિતોને ખવડાવો. (૨૯) તેથી તેમણે પોતાની ગંદકી અને મેલ દૂર કરી દેવા જોઈએ, અને પોતાની માનતાઓ પૂરી કરે, અને આ પ્રાચીન ઘરની 'તવાફ' (પરિક્રમા) કરે.

(૩૦) એ વાત થઈ ચૂકી અને જે વ્યક્તિ અલ્લાહે હરામ (અવૈધ) કરેલ વસ્તુઓનો આદર કરશે, તો તે તેના માટે તેના પાલનહારની નજીક ઉત્તમ છે અને તમારા માટે ચોપગા (ઢોરો)ને હલાલ (વૈધ) કરી દેવામાં આવ્યા છે, સિવાય તેના જે તમને વાંચીને સંભળાવી દેવામાં આવેલ છે, તો તમે મૂર્તિઓની ગંદકીથી બચો અને જૂઠી વાતથી બચો.

(૩૧) અલ્લાહ તરફ એકાગ્ર રહો, તેના સાથે ભાગીદાર ન ઠરાવો, અને જે વ્યક્તિ અલ્લાહ સાથે ભાગીદાર કરે છે, તો જાણે તે આકાશથી પડી ગયો. પછી પક્ષીઓ તેને ઉંચકી લે અથવા તેને કોઈ દૂર-સુદૂર સ્થળે લઈ જઈને નાખી દે.

(૩૨) એ વાત થઈ ચૂકી અને જે વ્યક્તિ અલ્લાહના પ્રતીકોનો સંપૂર્ણ આદર કરશે, તો આ હૃદયના તકવા (ઈશનિષ્ઠા અને સંયમ)ની વાત છે. (૩૩) તમારે તેમનાથી એક નિશ્ચિત મુદ્દત સુધી લાભ ઉઠાવવાનો છે. પછી તેમને કુરબાની માટે પ્રાચીન ઘર તરફ લઈ જવાના છે.

(૩૪) અને અમે દરેક ઉમ્મત (સમુદાય) માટે કુરબાની કરવાનું નિર્ધારિત કર્યું, જેથી તેઓ એ ચોપગા (ઢોરો) પર અલ્લાહનું નામ લે, જે તેણે તેમને પ્રદાન કર્યા છે. બસ, તમારો ઉપાસ્ય એક જ ઉપાસ્ય છે, તો તમે તેના જ બનીને રહો અને આજીજી કરનારાઓને ખુશખબર આપી દો, (૩૫) જેમની સ્થિતિ એ છે કે જ્યારે અલ્લાહનો ઉલ્લેખ કરવામાં આવે છે, તો તેમના હૃદય ધ્રુજી જાય છે, અને જે તેમના પર પડે તેને સહન કરવાવાળા અને નમાઝની પાબંદી

કરવાવાળા અને જે કંઈ અમે તેમને પ્રદાન કર્યું છે તેઓ તેમાંથી ખર્ચ કરે છે.

(૩૬) અને કુરબાનીના ઊંટોને અમે તમારા માટે અલ્લાહની યાદગાર બનાવેલ છે. તેમાં તમારા માટે ભલાઈ છે. તેથી તેમને ઊભા રાખીને તેમના પર અલ્લાહનું નામ લો. પછી જ્યારે તે પડખાથી પડી જાય તો તેમાંથી ખાવ અને ન માંગવાવાળા જરૂરતમંદ-નિર્ધનો અને માંગવાવાળાઓને ખવડાવો. આ રીતે અમે જાનવરોને તમારા માટે આધીન કરી દીધા, જેથી તમે આભાર વ્યક્ત કરો. (૩૭) અને અલ્લાહને ન તેમનું માંસ પહોંચે છે અને ન તેમનું લોહી, બલ્કે અલ્લાહને કેવળ તમારો તકવા (ઈશનિષ્ઠા અને સંયમ) પહોંચે છે. આ રીતે અલ્લાહે તેમને તમારા માટે આધીન કરી દીધા, જેથી અલ્લાહે પ્રદાન કરેલ માર્ગદર્શન પર તેની મહાનતાનું વર્ણન કરો અને ભલાઈ કરવાવાળાઓને ખુશખબર આપી દો.

(૩૮) નિઃશંક, અલ્લાહ લોકોની રક્ષા કરે છે, જેઓ ઈમાન લાવ્યા. નિઃશંક, અલ્લાહ વચનભંગ કરનારાઓ અને કૃતઘ્ન લોકોને પસંદ કરતો નથી. (૩૯) પરવાનગી આપી દેવામાં આવી એ લોકોને, જેમનાથી લડાઈ કરવામાં આવી રહી છે એ કારણે કે તેમના પર અત્યાચાર કરવામાં આવ્યો છે, અને નિઃશંક, અલ્લાહ તેમની મદદ કરવાનું સામર્થ્ય ધરાવે છે. (૪૦) એ લોકો, જેમને પોતાના ઘરોમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યા, માત્ર એટલા માટે કે તેઓ કહેતા હતા કે અમારો રબ અલ્લાહ છે, અને જો અલ્લાહ લોકોને એક-બીજા વડે દૂર કરતો ન રહે, તો ખાનકાહો (આશ્રમો) અને દેવળો અને ઉપાસના-ગૃહો અને મસ્જિદો, જેમાં અલ્લાહનું પુષ્કળ પ્રમાણમાં લેવામાં આવે છે, ધ્વસ્ત કરી દેવામાં આવતા, અને અલ્લાહ અવશ્ય તેની મદદ કરશે જે અલ્લાહની મદદ કરે. નિઃશંક, અલ્લાહ પ્રભુત્વશાળી, શક્તિશાળી છે.

(૪૧) આ એ લોકો છે, જેમને જો અમે ધરતીમાં વર્ચસ્વ આપીએ, તો

તેઓ નમાઝનો પ્રબંધ કરશે અને ઝકાત આપશે અને સારી વસ્તુઓ (ભલાઈઓ)નો આદેશ આપશે અને અપ્રિય વસ્તુઓ (બૂરાઈઓ)થી રોકશે અને બધા કાર્યોનું પરિણામ અલ્લાહના જ અધિકારમાં છે.

(૪૨) અને જો તેઓ તમને ખોટા ઠેરવે છે, તો આમનાથી પહેલા નૂહ અને આદ અને સમૂદની જાતિઓ ખોટું ઠેરવી ચૂકી છે, (૪૩) અને ઇબ્રાહીમની જાતિ અને લૂતની જાતિ, (૪૪) અને મદયનના લોકો પણ, અને મૂસાને ખોટો ઠેરવવામાં આવ્યો. પછી મેં ઇન્કાર કરનારાઓને ઢીલ આપી. પછી મેં તેમને પકડી લીધા. પછી કેવી હતી મારી યાતના !

(૪૫) આમ, કેટલીય વસ્તીઓ છે, જેને અમે નષ્ટ કરી દીધી અને તે સૌ અત્યાચારી હતી. તેથી હવે તે પોતાની છતો પર ઊલટી પડેલી છે, અને કેટલાય અવાવરા કૂવાઓ અને કેટલાય મજબૂર મહેલો વેરાન પડેલા છે. (૪૬) શું આ લોકો ધરતીમાં હર્યા-ફર્યા નથી કે તેમનાં હૃદય એવા થઈ જતા કે તેનાથી સમજતા અથવા તેમનાં કાન એવા થઈ જતા કે તેઓ તેનાથી સાંભળતા, કેમ કે આંખો આંધળી નથી હોતી, બલ્કે એ હૃદય આંધળાં થઈ જાય છે, જે છાતીઓમાં છે.

(૪૭) અને આ લોકો તમારાથી યાતના માટે ઉતાવળ કરી રહ્યા છે, અને અલ્લાહ કદાપિ પોતાના વચનના વિરુદ્ધ કરવાવાળો નથી, અને તારા રબના ત્યાંનો એક દિવસ તમારી ગણતરીના પ્રમાણે એક હજાર વર્ષ બરાબર હોય છે. (૪૮) અને કેટલીય વસ્તીઓ છે, જેને મેં ઢીલ આપી અને તે બધી અત્યાચારી હતી. પછી મેં તેમને પકડી લીધી, અને મારા જ તરફ પાછા ફરીને આવવાનું છે.

(૪૯) કહો કે હે લોકો ! હું તમારા માટે એક સ્પષ્ટ ડરાવનાર છું. (૫૦) તેથી જે લોકો ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા, તેમના માટે ક્ષમા અને

મુક્તિ છે અને પ્રતિષ્ઠિત રોજી. (૫૧) પછી જે લોકોએ અમારી આયતોને નીચું દેખાડવા માટે દોડધૂપ કરી, એ જ લોકો નર્કવાસી છે.

(૫૨) અને અમે તમારા પહેલા જે પણ ઈશદૂત અને પયગંબર મોકલ્યો, તો જ્યારે તેણે કંઈ વાંચ્યું તો શૈતાને તેમના વાંચવામાં ભેળવી દીધું. પછી અલ્લાહ શૈતાને જે નાખેલ હતું તેને નષ્ટ કરી નાખે છે. પછી અલ્લાહ પોતાની આયતોને દૃઢ (અને સુરક્ષિત) કરી દે છે, અને અલ્લાહ સર્વજ્ઞાની, તત્ત્વદર્શી છે, (૫૩) જેથી જે કંઈ શૈતાને મેળવી દીધું છે, તેનાથી તે એ લોકોની પરીક્ષા કરે જેમના હૃદયોમાં રોગ છે અને જેમના હૃદય કઠોર છે, અને અત્યાચારી લોકો વિરોધમાં ખૂબ દૂર નીકળી ગયા છે, (૫૪) અને એટલા માટે કે એ લોકો, જેમને જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેઓ જાણી લે કે આ વાસ્તવમાં તારા પાલનહાર તરફથી છે. પછી તેઓ તેના પર વિશ્વાસ લાવે, અને તેમનાં હૃદય તેના આગળ ઝૂકી જાય, અને અલ્લાહ ઈમાનવાળાઓને અવશ્ય સીધો માર્ગ બતાવે છે.

(૫૫) અને ઇન્કાર કરનારા લોકો હંમેશા તેના તરફથી સંદેહમાં પડેલા રહેશે, ત્યાં સુધી કે અચાનક તેમના પર કયામત આવી જાય, અથવા એક અશુભ દિવસની યાતના આવી જાય. (૫૬) એ દિવસે બધો અધિકાર અલ્લાહને હશે. તે તેમના વચ્ચે નિર્ણય કરશે. પછી જે લોકો ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કર્યા, તેઓ કૃપાથી ભરપૂર બગીચાઓમાં હશે, (૫૭) અને જેમણે ઇન્કાર કર્યો અને અમારી આયતોને ખોટી ઠેરવી તેમના માટે અપમાનિત કરેલ યાતના છે.

(૫૮) અને જે લોકોએ અલ્લાહના માર્ગમાં પોતાનું વતન છોડ્યું, પછી તેમને મારી નાખવામાં આવ્યા અથવા તેઓ મૃત્યુ પામ્યા, અલ્લાહ અવશ્ય તેમને સારી રોજી આપશે, અને નિઃશંક અલ્લાહ જ સૌથી ઉત્તમ રોજી આપવાવાળો છે. (૫૯) તે તેમને એવી જગ્યાએ પહોંચાડશે, જેનાથી તેઓ

રાજી થઈ જશે, અને નિઃશંક અલ્લાહ જાણવાવાળો, જ્ઞાની છે.

(૬૦) આ થઈ ચૂક્યું, અને જે વ્યક્તિ બદલો લે એવો જ, જેવો તેના સાથે કરવામાં આવ્યું હતું, અને પછી તેના પર અતિરેક કરવામાં આવે, તો અલ્લાહ અવશ્ય તેની મદદ કરશે. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, દરગુજર કરવાવાળો છે.

(૬૧) આ એટલા માટે કે અલ્લાહ રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે, અને અલ્લાહ સાંભળનાર, જોવાવાળો છે. (૬૨) આ એટલા માટે કે અલ્લાહ જ સત્ય છે અને તે સૌ અસત્ય છે, જેમને અલ્લાહને છોડીને લોકો પોકારે છે, અને નિઃસંદેહ અલ્લાહ સર્વોચ્ચ છે, સૌથી મહાન છે.

(૬૩) શું તમે નથી જોતા કે અલ્લાહે આકાશથી પાણી વરસાવ્યું. પછી જમીન હરિયાળી થઈ ગઈ. નિઃશંક અલ્લાહ સૂક્ષ્મદર્શી છે, ખબર રાખવાવાળો છે. (૬૪) તેનું જ છે, જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે. નિઃશંક, અલ્લાહ જ છે જે નિરપેક્ષ છે, પ્રશંસનીય છે.

(૬૫) શું તમે જોતા નથી કે અલ્લાહે ધરતીની વસ્તુઓને તમારા કામમાં લગાવી રાખી છે અને નૌકાને પણ, જે તેના આદેશથી સમુદ્રમાં ચાલે છે, અને અલ્લાહે આકાશને જમીન પર પડવાથી પકડી રાખ્યું છે, પરંતુ એ કે તેના આદેશથી. નિઃશંક, અલ્લાહ લોકો પર નરમી કરવાવાળો, મહેરબાન છે. (૬૬) અને એ જ છે, જેણે તમને જીવન પ્રદાન કર્યું, પછી તે તમને મૃત્યુ આપે છે. પછી તે તમને જીવતા કરશે. નિઃશંક, મનુષ્ય અત્યંત કૃતઘ્ન છે.

(૬૭) અને અમે દરેક ઉમ્મત (સમુદાય) માટે એક પદ્ધતિ નિર્ધારિત કરી કે તેઓ તેનું અનુસરણ કરતા હતા. પછી તેઓ આ મામલામાં તમારાથી ઝઘડો ન કરે, અને તમે પોતાના પ્રભુ-પાલનહાર તરફ બોલાવો. ચોક્કસ તમે સન્માર્ગ

પર છો. (૬૮) જો તેઓ તમારાથી ઝઘડો કરે, તો કહો કે અલ્લાહ સારી રીતે જાણે છે, જે કંઈ તમે કરી રહ્યા છો. (૬૯) અલ્લાહ કયામતના દિવસે તમારા વચ્ચે એ વસ્તુનો નિર્ણય કરી દેશે, જેમાં તમે મતભેદ કરી રહ્યા છો. (૭૦) શું તમે નથી જાણતા કે આકાશ અને ધરતીની દરેક વસ્તુ અલ્લાહના જ્ઞાનમાં છે. બધું જ એક પુસ્તકમાં છે. નિઃશંક, આ અલ્લાહ માટે સરળ છે.

(૭૧) અને તેઓ અલ્લાહ સિવાય તેમની ઉપાસના કરે છે, જેના માટે અલ્લાહે કોઈ પ્રમાણ નથી ઉતાર્યું અને ન તેમના વિશે તેમને કોઈ જ્ઞાન છે, અને અત્યાચારીઓનો કોઈ મદદગાર નથી. (૭૨) અને જ્યારે તેમને અમારી સ્પષ્ટ આયતો વાંચીને સંભળાવવામાં આવે છે, તો તમે ઈન્કાર કરનારાઓના ચહેરાઓ પર ખરાબ લક્ષણો જુઓ છો, જાણે કે તેઓ એ લોકો પર હુમલો કરી દેશે, જેઓ તેમને અમારી આયતો વાંચીને સંભળાવી રહ્યા છે. કહો કે શું હું તમને બતાવું કે આનાથી વધારે ખરાબ વસ્તુ શું છે ? એ આગ છે. તેનું અલ્લાહે એ લોકોને વચન આપ્યું છે, જેમણે ઈન્કાર કર્યો અને તે ખૂબ જ ખરાબ ઠેકાણુ છે.

(૭૩) હે લોકો ! એક દૃષ્ટાંત આપવામાં આવે છે, તો તેને ધ્યાનથી સાંભળો. તમે લોકો અલ્લાહ સિવાય જે વસ્તુને પોકારો છો, તેઓ એક માખી પણ પેદા કરી શકતા નથી, ચાહે સૌ તેના પક્ષમાં એકત્ર થઈ જાય, અને જો માખી કોઈ વસ્તુ તેમનાથી છીનવી લે, તો તેઓ તેને તેનાથી છોડાવી પણ શકતા નથી. મદદ માંગનારા પણ અસમર્થ અને જેનાથી મદદ માંગવામાં આવી તેઓ પણ અસમર્થ. (૭૪) તેમણે અલ્લાહની કદર ન જાણી, જેવી કે તેને જાણવાનો હક્ક છે. નિઃશંક, અલ્લાહ શક્તિશાળી છે, પ્રભુત્વશાળી છે. (૭૫) અલ્લાહ ફરિશ્તાઓમાંથી પોતાનો સંદેશ પહોંચાડનાર પસંદ કરે છે, અને મનુષ્યોમાંથી પણ. નિઃશંક, અલ્લાહ સાંભળનાર, જોવાવાળો છે.

(૭૬) તે જાણે છે, જે કંઈ તેમના આગળ છે અને જે કંઈ તેમના પાછળ છે, અને અલ્લાહ તરફ જ પાછા ફરે છે બધા મામલાઓ.

(૭૭) હે ઈમાનવાળાઓ ! રુકૂઅ (નમન) કરો અને સિજદા (દંડવત્) કરો, અને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની ઉપાસના કરો અને ભલાઈના કામ કરો, જેથી તમે સફળ થાઓ, (૭૮) અને અલ્લાહના માર્ગમાં કોશિશ કરો, જેમ કે કોશિશ કરવાનો હક્ક છે. તેણે જ તમને પસંદ કર્યા છે, અને તેણે દીન (ધર્મ)ના મામલામાં તમારા પર કોઈ તંગી નથી રાખી. તમારા પિતા ઈબ્રાહીમનો દીન (ધર્મ). તેણે જ તમારું નામ ‘મુસ્લિમ’ (આજ્ઞાંકિત) રાખ્યું, આનાથી પહેલા અને આ કુર્આનમાં પણ, જેથી રસૂલ (ઈશદૂત) તમારા પર સાક્ષી હોય અને તમે લોકો પર સાક્ષી બનો. તેથી નમાઝ સ્થાપિત કરો અને ઝકાત અદા કરો, અને અલ્લાહને દૃઢતાથી પકડો, એ જ તમારો માલિક છે, બસ કેવો સારો માલિક છે અને કેવો સારો મદદગાર !

—●—

## ૨૩. સૂરઃ અલ-મુ’મિનૂન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

★ **(૧) ચોક્કસ સફળતા પ્રાપ્ત કરી ઈમાનવાળાઓએ,** (૨) જેઓ પોતાની નમાઝમાં ઝુકવાવાળા છે, (૩) અને જેઓ તુચ્છ અને વ્યર્થ વાતોથી દૂર રહે છે, (૪) અને જેઓ ઝકાત અદા કરવાવાળા છે, (૫) અને જેઓ પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરવાવાળા છે, (૬) સિવાય પોતાની પત્નીઓના અને એ સ્ત્રીઓના જે તેમના સ્વામિત્વમાં હોય કે તેમના માટે તેઓ દોષિત નથી. (૭) અલબત્ત, જે તેના ઉપરાંત ઈચ્છે તો એ જ લોકો અતિરેક કરવાવાળા છે, (૮) અને જેઓ પોતાની અમાનતો અને પોતાના વચનની કાળજી રાખવાવાળા છે, (૯) અને જેઓ પોતાની નમાઝોની રક્ષા કરે છે. (૧૦) આ જ લોકો

ઉત્તરાધિકારી બનાવાના છે, જેઓ ફિરદૌસ (શ્રેષ્ઠતમ્ સ્વર્ગ)નો ઉત્તરાધિકાર પ્રાપ્ત કરશે. (૧૧) તેઓ તેમાં હંમેશા રહેશે.

(૧૨) અને અમે મનુષ્યને માટીના સત્ત્વથી પેદા કર્યો. (૧૩) પછી અમે પાણીના એક બિંદુના રૂપમાં તેને એક સુરક્ષિત જગ્યામાં રાખ્યો. (૧૪) પછી અમે પાણીના બિંદુને એક ભ્રૂણનો આકાર આપ્યો. પછી ભ્રૂણને માંસનો એક ટુકડો બનાવ્યો. પછી ટુકડાની અંદર હાડકાં પેદા કર્યાં. પછી અમે હાડકાં પર માંસ ચઢાવી દીધું. પછી અમે તેને એક નવા સ્વરૂપમાં બનાવીને ઊભો કરી દીધો. પછી ખૂબ જ બરકતવાળો છે અલ્લાહ, સૌથી ઉત્તમ પેદા કરવાવાળો. (૧૫) પછી ત્યારબાદ તમને અવશ્ય મરવાનું છે. (૧૬) પછી તમે કયામતના દિવસે ઉઠાવવામાં આવશો.

(૧૭) અને અમે તમારા ઉપર સાત રસ્તાઓ બનાવ્યા, અને અમે સર્જનોને અજાણ નથી રહ્યા, (૧૮) અને અમે આકાશથી પાણી વરસાવ્યું એક પ્રમાણની સાથે. પછી અમે તેને ધરતીમાં થોભાવી દીધું, અને અમે તેને પાછું લેવા માટે સમર્થ છીએ. (૧૯) પછી અમે તેનાથી તમારા માટે ખજૂર અને દ્રાક્ષના બગીચાઓ પેદા કર્યા. તમારા માટે તેમાં પુષ્કળ ફળ છે, અને તમે તેમાંથી ખાઓ છો. (૨૦) અને અમે એ વૃક્ષ પેદા કર્યું, જે સીના પહાડથી નીકળે છે, તે તેલ લઈને ઊગે છે, અને ખાવાવાળાઓ માટે શાક છે, (૨૧) અને તમારા માટે ઢોરોમાં બોધ છે. અમે તેમના પેટની વસ્તુમાંથી પીવડાવીએ છીએ, અને તમારા માટે તેમાં ઘણા લાભો છે, અને તમે તેને ખાઓ છો, (૨૨) અને તમે તેના પર અને નૌકાઓ પર સવારી કરો છો.

(૨૩) અને અમે નૂહને તેની જાતિ તરફ મોકલ્યો, તો તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! તમે અલ્લાહની ઉપાસના કરો. તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. (૨૪) શું તમે ડરતા નથી. તો તેની જાતિના સરદારો, જેમણે

ઈન્કાર કર્યો હતો, તેમણે કહ્યું કે આ તો બસ તમારા જેવો એક માણસ છે. તે ઈચ્છે છે કે તમારા ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત કરે, અને જો અલ્લાહ ઈચ્છતો તો તે ફરિશ્તાઓ મોકલતો. અમે આ વાત અમારા અગાઉના મોટાઓમાં નથી સાંભળી. (૨૫) આ તો બસ એક વ્યક્તિ છે, જેને ઝનૂન ચઢી ગયું છે. તેથી થોડાક સમય સુધી ઈન્કાર કરો.

(૨૬) નૂહે કહ્યું કે હે મારા પાલનહાર ! તું મારી મદદ કર કે આમણે મને ખોટો ઠેરવી દીધો. (૨૭) તો અમે તેને પ્રકાશના કરી કે તમે નૌકા તૈયાર કરો અમારા નિરીક્ષણમાં અને અમારા નિર્દેશ અનુસાર. તો જ્યારે અમારો આદેશ આવી જાય અને જમીનથી પાણી બહાર ઊભરી આવે, તો દરેક પ્રકારનાં પશુઓમાંથી એક-એક જોડું લઈને તેમાં સવાર થઈ જાઓ, અને પોતાના ઘરવાળાઓને પણ, સિવાય તેમના જેમના વિશે પહેલા નિર્ણય થઈ ચૂક્યો છે, અને જેમણે અત્યાચાર કર્યો છે. તેમના મામલામાં મારા સાથે વાત ન કરજે. નિશ્ચિતપણે તેમને ડૂબવાનું છે.

(૨૮) પછી જ્યારે તમે અને તમારા સાથીઓ નૌકામાં બેસી જાય, તો કહો કે આભાર છે અલ્લાહનો, જેણે અમને અત્યાચારી લોકોથી મુક્તિ આપી. (૨૯) અને કહો કે હે મારા માલિક ! તું મને ઉતાર બરકતની સાથે અને તું શ્રેષ્ઠ ઉતારવાવાળો છે. (૩૦) નિઃશંક, આમાં નિશાનીઓ છે, અને નિઃશંક અમે બંદાઓની પરીક્ષા લઈએ છીએ.

(૩૧) ત્યારબાદ અમે તેમના પછી બીજો સમૂહ પેદા કર્યો. (૩૨) પછી તેમનામાંથી એક ઈશદૂત મોકલ્યો, કે તમે અલ્લાહની ઉપાસના કરો. તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. શું તમે ડરતા નથી ? (૩૩) અને તેની જાતિના આગેવાનોએ, જેમણે ઈન્કાર કર્યો અને આખિરતની મુલાકાતને ખોટી ઠેરવી, અને અમે તેમને દુનિયાના જીવનમાં સુખ-સંપન્નતા આપી હતી, કહ્યું

કે આ તો તમારા જેવો જ એક માણસ છે. એ જ ખાય છે જે તમે ખાઓ છો અને એ જ પીવે છે જે તમે પીવો છો. (૩૪) અને જો તમે પોતાના જેવા એક માણસની વાત માની તો તમે મોટા નુકસાનમાં રહેશો.

(૩૫) શું આ વ્યક્તિ તમને એમ કહે છે કે જ્યારે તમે મૃત્યુ પામશો અને માટી અને હાડકાં બની જશો, તો ફરી તમને કાઢવામાં આવશે ? (૩૬) ખૂબ દૂર અને ખૂબ જ દૂર છે, જે વાત તમને કહેવામાં આવી રહી છે. (૩૭) જીવન તો બસ આ જ અમારું દુનિયાનું જીવન છે. અહીં અમે મરીએ છીએ અને જીવીએ છીએ, અને અમને ફરીથી ઉઠાવવામાં નહીં આવે. (૩૮) આ તો બસ એક એવો વ્યક્તિ છે, જેણે અલ્લાહ વિશે જૂઠ ઘડ્યું છે, અને અમે તેને માનવાના નથી.

(૩૯) ઈશદૂતે કહ્યું, હે મારા માલિક ! મારી મદદ કર કે આમણે મને ખોટો ઠેરવી દીધો. (૪૦) ફરમાવ્યું કે આ લોકો જલ્દી પસ્તાશે. (૪૧) પછી તેમને એક તીવ્ર અવાજે સત્ય અનુસાર પકડી લીધા. પછી અમે તેમને કાટમાળ બનાવી દીધા. હવે દૂર થા અત્યાચારી જાતિ !

(૪૨) ત્યારબાદ અમે તેમના પછી બીજી જાતિઓ પેદા કરી. (૪૩) કોઈ જાતિ ન પોતાના વચનથી આગળ જાય છે અને ન તેનાથી પાછળ. (૪૪) પછી અમે લગાતાર અમારા ઈશદૂતો મોકલ્યા. જ્યારે પણ કોઈ જાતિની પાસે તેનો ઈશદૂત આવ્યો, તો તેમણે તેને ખોટો ઠેરવ્યો. તો અમે એક પછી એકને લગાવી દીધો, અને અમે તેમને દંતકથાઓ બનાવી દીધા. હવે દૂર થાઓ એ લોકો જેઓ ઈમાન નથી લાવતા !

(૪૫) પછી અમે મૂસા અને તેના ભાઈ હારૂનને મોકલ્યા અમારી નિશાનીઓ અને ખુલ્લી દલીલોની સાથે (૪૬) ફિરઔન અને તેના દરબારીઓ પાસે, તો તેમણે અહંકાર કર્યો અને તેઓ ઘમંડી લોકો હતા.

(૪૭) પછી તેમણે કહ્યું, શું અમે અમારા જેવા બે માણસોની વાત માની લઈએ, જ્યારે કે તેમની જાતિના લોકો અમારા આધીન છે. (૪૮) પછી તેમણે તેમને ખોટા ઠેરવી દીધા, પછી તેમને નષ્ટ કરી દેવામાં આવ્યા. (૪૯) અને અમે મૂસાને ગ્રંથ આપ્યો, જેથી તેઓ માર્ગ પામે.

(૫૦) અને અમે મરયમના પુત્રને અને તેની માતાને એક નિશાની બનાવ્યા અને અમે તેમને એક ઊંચી જમીન પર ઠેકાણું આપ્યું, જે શાંતિની જગ્યા હતી અને ત્યાં ઝરણું વહી રહ્યું હતું.

(૫૧) હે પયગંબરો ! શુદ્ધ વસ્તુઓ ખાઓ અન સદ્કાર્યો કરો. હું જાણું છું, જે કંઈ તમે કરો છો (૫૨) અને આ તમારો દીન (ધર્મ) એક જ દીન (ધર્મ) છે, અને હું તમારો રબ (પ્રભુ-પાલનહાર) છું, તો તમે મારાથી ડરો.

(૫૩) પછી લોકોએ પોતાના ધર્મને પરસ્પર ટુકડે-ટુકડા કરી નાખ્યો. દરેક જૂથની પાસે જે કંઈ છે, તેમાં જ તે મગ્ન છે. (૫૪) પછી તેમને થોડાક દિવસ તેમના નિશ્ચેતનમાં છોડી દો. (૫૫) શું તેઓ એમ સમજે છે કે અમે તેમને જે ધન અને સંતાન આપતા જઈ રહ્યા છીએ, (૫૬) તો અમે તેમને લાભ પહોંચાડવામાં સક્રિય છીએ, બલ્કે તેઓ વાતને નથી સમજતા.

(૫૭) નિઃશંક, જે લોકો પોતાના પ્રભુ-પાલનહારના પ્રતાપથી ડરે છે, (૫૮) અને જે લોકો પોતાના પ્રભુ-પાલનહારની આયતો પર વિશ્વાસ રાખે છે, (૫૯) અને જે લોકો પોતાના પ્રભુ-પાલનહારની સાથે કોઈને ભાગીદાર નથી બતાવતા, (૬૦) અને જે લોકો આપે છે, જે કંઈ આપે છે અને તેમના હૃદય ધ્રુજતા રહે છે કે તેમને તેમના પ્રભુ-પાલનહારની પાસે પાછા લઈ જવામાં આવનાર છે, (૬૧) આ લોકો ભલાઈઓના માર્ગમાં આગળ વધી રહ્યા છે અને તેઓ તેના પર પહોંચવાના છે સૌથી આગળ, (૬૨) અને અમે કોઈના પર તેની શક્તિથી વધારે બોજ નથી નાખતા, અને અમારા પાસે એક ગ્રંથ

છે, જે તદ્દન બરાબર બોલે છે, અને તેમના સાથે અન્યાય અને અત્યાચાર નહીં થાય.

(૬૩) તેમનાં હૃદય તેના તરફથી ગફલતમાં છે, અને તેમનાં અમુક કાર્યો છે આના સિવાય, તેઓ તેને કરતા રહેશે, (૬૪) ત્યાં સુધી કે જ્યારે અમે તેમના સુખી-સંપન્ન લોકોને યાતનામાં પકડીશું, તો તેઓ ફરિયાદ કરવા લાગશે. (૬૫) હવે ફરિયાદ ન કરો. હવે અમારા તરફથી તમારી કોઈ મદદ નહીં થાય. (૬૬) તમને મારી આયતો સંભળાવવામાં આવતી હતી, તો તમે પીઠ ફેરવીને ભાગતા હતા (૬૭) તેનાથી અહંકાર કરીને, જાણે કોઈ વાર્તાને છોડી રહ્યા હોવ.

(૬૮) પછી શું તેમણે આ વાણી પર વિચાર નથી કર્યો ? અથવા તેમના પાસે એવી વસ્તુ આવી છે, જે તેમના અગાઉના બાપ-દાદાઓ પાસે નથી આવી ? (૬૯) અથવા તેમણે પોતાના ઈશદૂતને ઓળખ્યો નથી, એટલા માટે તેને નથી માનતા ? (૭૦) અથવા તેઓ કહે છે કે આને ઉન્માદ છે ? બલ્કે તે તેમના પાસે સત્ય લઈને આવ્યો છે, અને તેમના પૈકી મોટાભાગના લોકોને સત્ય વાત ખરાબ લાગે છે, (૭૧) અને જો સત્ય તેમની મનેચ્છાઓના તાબે હોત તો આકાશ અને ધરતી અને જે તેમાં છે બધું જ નષ્ટ થઈ જતું, બલ્કે અમે તેમના પાસે તેમની શિખામણ મોકલી છે, તો તેઓ પોતાની શિખામણથી અવગણના કરી રહ્યા છે.

(૭૨) શું તમે તેમનાથી કોઈ ધન માંગી રહ્યા છો ? તો તમારા પાલનહારનું ધન તમારા માટે ઉત્તમ છે, અને તે ઉત્તમ રોજી આપવાવાળો છે, (૭૩) અને ચોક્કસ તમે તેમને એક સન્માર્ગ તરફ બોલાવો છો, (૭૪) અને જે લોકો આખિરત (પરલોક) પર વિશ્વાસ નથી રાખતા તેઓ માર્ગથી હટી ગયા છે.

(૭૫) અને જો અમે તેમના પર દયા કરીએ અને તેમને જે તકલીફ છે તેને

દૂર કરી દઈએ, તો પણ તેઓ પોતાના વિદ્રોહમાં લાગેલા રહેશે બહેકેલા, (૭૬) અને અમે તેમને યાતનામાં પકડ્યા, પરંતુ ન તેઓ પોતાના પાલનહારની સામે ઝૂક્યા અને ન તેમણે આજીજી કરી, (૭૭) ત્યાં સુધી કે જ્યારે અમે તેમના પર કઠોર યાતનાનો દરવાજો ખોલી દઈશું, તો તે વખતે તેઓ આશ્ચર્યચકિત થઈ જશે.

(૭૮) અને એ જ છે, જેણે તમારા માટે કાન અને આંખો અને હૃદય બનાવ્યા. તમે ખૂબ ઓછો આભાર માનો છો, (૭૯) અને એ જ છે, જેણે તમને ધરતીમાં ફેલાવ્યા, અને તમે તેના જ તરફ એકત્ર કરવામાં આવશો. (૮૦) અને એ જ છે, જે જીવાડે છે અને મારે છે અને તેના જ અધિકારમાં છે રાત અને દિવસને બદલવા. તો શું તમે સમજતા નથી ?

(૮૧) બલ્કે તેમણે એ જ વાત કહી, જે અગાઉના લોકોએ કહી હતી. (૮૨) તેમણે કહ્યું કે શું જ્યારે અમે મૃત્યુ પામીશું અને અમે માટી અને હાડકાં બની જઈશું, તો પણ શું અમને ફરીથી ઉઠાવવામાં આવશે ? (૮૩) આનું વચન અમને અને અમારા બાપ-દાદાઓને પણ આપવામાં આવ્યું. આ માત્ર પૂર્વજોની વાર્તાઓ છે.

(૮૪) કહો કે ધરતી અને જે કંઈ તેમાં છે એ કોનું છે, જો તમે જાણો છો ? (૮૫) તેઓ કહેશે કે અલ્લાહનું છે. કહો કે પછી તમે વિચારતા નથી ? (૮૬) કહો કે કોણ માલિક છે સાત આકાશોનો અને કોણ માલિક છે રાજ-સિંહાસનનો ? (૮૭) તેઓ કહેશે કે બધું જ અલ્લાહનું છે. કહો, પછી શું તમે ડરતા નથી ? (૮૮) કહો કે કોણ છે જેના હાથમાં દરેક વસ્તુનો અધિકાર છે ? અને તે શરણ આપે છે અને તેના સામે કોઈ શરણ આપી શકતું નથી, જો તમે જાણતા હોવ ? (૮૯) તેઓ કહેશે કે આ અલ્લાહ માટે છે. કહો કે પછી કયાંથી તમે વશીભૂત કરવામાં આવો છો ?

(૯૦) બલ્કે અમે તેમના પાસે સત્ય લાવ્યા છીએ અને નિઃશંક તેઓ જૂઠા છે. (૯૧) અલ્લાહે કોઈ પુત્ર નથી બનાવ્યો અને તેના સાથે કોઈ અન્ય ઉપાસ્ય નથી. આવું હોત તો દરેક ઉપાસ્ય પોતાનાં સર્જનને લઈને અલગ થઈ જતો, અને એક-બીજા પર ચઢાઈ કરતો. અલ્લાહ પવિત્ર છે તેનાથી જે તેઓ કહે છે. (૯૨) તે જાહેર અને છૂપાંને જાણવાવાળો છે. તે ખૂબ ઉચ્ચ અને પર છે તેનાથી જેને આ લોકો ભાગીદાર બતાવે છે.

(૯૩) કહો કે હે મારા માલિક ! જો તું મને એ બતાવી દે જેનું આમને વચન આપવામાં આવી રહ્યું છે, (૯૪) તો હે મારા માલિક ! મને અત્યાચારી લોકોમાં સામલ ન કર, (૯૫) અને નિઃસંદેહ, અમે સમર્થ છીએ કે અમે તેમને જે વચન આપી રહ્યા છે તે તમને બતાવી દઈએ.

(૯૬) તમે બૂરાઈને એ પદ્ધતિથી દૂર કરો જે ઉત્તમ હોય. અમે સારી રીતે જાણીએ છીએ, જે આ લોકો કહે છે, (૯૭) અને કહો કે હે મારા માલિક ! હું શરણ માંગું છું શૈતાનોના વસવસાઓથી, (૯૮) અને હે મારા માલિક ! હું તારાથી શરણ માંગું છું કે તે મારા પાસ આવે.

(૯૯) ત્યાં સુધી કે જ્યારે તેમનામાંથી કોઈના પર મૃત્યુ આવે છે, તો કહે છે કે હે મારા માલિક ! મને પાછો મોકલી દે, (૧૦૦) જેથી જેને હું છોડી આવ્યો છું તેમાંથી કંઈક ભલાઈઓ કમાવું. કદાપિ નહીં, આ કેવળ એક વાત છે જેને તે કહે છે, અને તેમના આગળ એક પરદો છે એ દિવસ સુધી જ્યારે કે તેમને ઉઠાવવામાં આવશે. (૧૦૧) પછી જ્યારે રણશિંગું ફૂંકવામાં આવશે, તો પછી તેમના વચ્ચે ન કોઈ સંબંધ રહેશે અને ન કોઈ, કોઈને પૂછશે. (૧૦૨) પછી જેના પલ્લાં ભારે હશે એ જ લોકો સફળ હશે, (૧૦૩) અને જેમના પલ્લાં હલકા હશે, તો એ જ લોકો છે જેમણે પોતાને નુકસાનમાં નાખ્યા, તેઓ નર્કમાં હંમેશા રહેશે. (૧૦૪) તેમના ચહેરાઓને આગ બાળી નાખશે અને તેઓ

તેમાં કદરૂપા બનીને રહેશે.

(૧૦૫) શું તમને મારી આયતો પઢીને સંભળાવવામાં નહોતી આવતી, તો તમે તેમને ખોટું ઠેરવતા હતા. (૧૦૬) તેઓ કહેશે કે હે મારા માલિક ! અમારા દુર્ભાગ્યએ અમને ઘેરી લીધા હતા અને અમે પથભ્રષ્ટ લોકો હતા. (૧૦૭) હે અમારા માલિક ! અમને આનાથી બહાર કાઢી લે, પછી જો અમે ફરી આવું કરીએ તો નિઃશંક અમે અત્યાચારી છીએ. (૧૦૮) અલ્લાહ કહેશે કે દૂર થાઓ, આમાં જ પડ્યા રહો અને મારાથી વાત ન કરો.

(૧૦૯) મારા બંદાઓમાં એક જૂથ હતું, જે કહેતું હતું કે હે અમારા માલિક ! અમે ઈમાન લાવ્યા, હવે તું અમને માફ કરી દે અને અમારા પર દયા કર અને તું સૌથી શ્રેષ્ઠ દયા કરવાવાળો છે. (૧૧૦) તેથી તમે તેને મજાક બનાવી લીધી, ત્યાં સુધી કે તેમના પાછળ તમે અમારી યાદને ભુલાવી દીધી અને તમે તેમના પર હસતા રહ્યા. (૧૧૧) મેં તેમને આજે તેમના ધૈર્યનો બદલો આપ્યો કે એ જ છે સફળ થવાવાળા.

(૧૧૨) ઈરશાદ થશે કે વર્ષોની ગણતરીથી તમે કેટલી વાર ધરતીમાં રહ્યા ? (૧૧૩) તેઓ કહેશે, અમે એક દિવસ રહ્યા અથવા એક દિવસથી પણ ઓછું. તો ગણતરી કરવાવાળાઓને પૂછી લો. (૧૧૪) ઈરશાદ થશે કે તમે થોડીક જ મુદ્દત રહ્યા. કદાચ, તમે જાણતા હોત !

(૧૧૫) પછી શું હવે તમે વિચારો છો કે અમે તમને નિરુદ્દેશ્ય પેદા કર્યા છે ? અને તમને અમારા પાસે લાવવામાં નહીં આવે ? (૧૧૬) બસ, અત્યંત ઉચ્ચ છે અલ્લાહ, વાસ્તવિક બાદશાહ, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે માલિક છે મહાન રાજ-સિંહાસનનો. (૧૧૭) અને જે વ્યક્તિ અલ્લાહની સાથે કોઈ અન્ય ઉપાસ્યને પોકારશે, જેના પક્ષમાં તેના પાસે કોઈ પ્રમાણ નથી, તો તેનો હિસાબ તેના પ્રભુ-પાલનહાર પાસે છે. નિઃશંક, ઈન્કાર કરનારાઓ સફળ

નહીં થાય. (૧૧૮) અને કહો કે હે મારા માલિક ! મને માફ કરી દે અને મારા પર દયા કર, તું સૌથી શ્રેષ્ઠ દયા કરવાવાળો છે.

—●—

## ૨૪. સૂરઃ અન્-નૂર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) આ એક સૂરઃ છે, જેને અમે અવતરિત કરી છે અને તેને અમે અનિવાર્ય કરી છે, અને તેમાં અમે સાફ-સાફ આયતો અવતરિત કરી છે. (૨) વ્યભિચારી સ્ત્રી અને વ્યભિચારી પુરુષ બંનેને એકસો કોરડા મારો, અને તમને આ બંને પર અલ્લાહના દીન (ધર્મ)ના મામલામાં દયા ન આવવી જોઈએ, જો તમે અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન રાખતા હોવ, અને બંનેની સજા વખતે મુસલમાનોનો એક સમૂહ હાજર રહેવો જોઈએ. (૩) વ્યભિચારી પુરુષ નિકાહ (લગ્ન) ન કરે, પરંતુ વ્યભિચારી સ્ત્રી સાથે અથવા મુશ્રિક (અનેકેશ્વરવાદી) સ્ત્રી સાથે, અને વ્યભિચારી સ્ત્રીની સાથે નિકાહ ન કરે પરંતુ વ્યભિચારી કે મુશ્રિક પુરુષ, અને આ હરામ (અવૈધ) કરી દેવામાં આવેલ છે ઈમાનવાળાઓ પર.

(૪) અને જે લોકો શીલવાન-પવિત્ર સ્ત્રીઓ પર આરોપ લગાવે, પછી ચાર સાક્ષીઓ ન લાવે, તેમને એંશી કોરડા મારો અને તેમની સાક્ષી કદાપિ ન સ્વીકારો. આ જ લોકો અવજ્ઞાકારી છે. (૫) પરંતુ જે લોકો આના પછી તૌબા (પ્રાયશ્ચિત) કરે અને સુધારણા કરી લે, તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૬) અને જે લોકો પોતાની પત્નીઓ પર આરોપ મૂકે અને તેમના પાસે તેમના પોતાના સિવાય અન્ય સાક્ષી ન હોય, તો એવા વ્યક્તિની સાક્ષીનું સ્વરૂપ એ છે કે તે ચાર વાર અલ્લાહના સોગંદ ખાઈને કહે કે નિઃશંક, તે સાચો છે,

(૭) અને પાંચમી વાર એ કહે કે તેના પર ફિટકાર થાય જો તે જૂઠો છે, (૮) અને સ્ત્રી પરથી સજા એ રીતે ટળી જશે કે તે ચાર વાર અલ્લાહના સોગંદ ખાઈને કહે કે આ વ્યક્તિ જૂઠો છે, (૯) અને પાંચમી વાર એ કહે કે મારા પર અલ્લાહનો પ્રકોપ થાય જો આ વ્યક્તિ સાચો હોય, (૧૦) અને જો તમારા લોકો પર અલ્લાહની કૃપા અને તેની દયા ન હોત અને એ કે અલ્લાહ તૌબા (પ્રાયશ્ચિત) કબૂલ કરવાવાળો, તત્ત્વદર્શી છે.

(૧૧) જે લોકોએ આ તોફાન ઊભું કર્યું છે, તેઓ તમારા અંદરનો જ એક સમૂહ છે. તમે પોતાના માટે તેને ખરાબ ન સમજો, બલ્કે આ તમારા માટે ઉત્તમ છે. તેમાંથી દરેક વ્યક્તિ માટે એ છે જેટલો તેણે ગુનો કર્યો, અને જેણે આમાં સૌથી મોટો ભાગ લીધો તેના માટે મોટી યાતના છે.

(૧૨) જ્યારે તમે લોકોએ તેને સાંભળ્યું, તો મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓએ એક-બીજા વિશે સારું અનુમાન કેમ ન કર્યું અને કેમ ન કહ્યું કે આ સ્પષ્ટરૂપે જૂઠો આરોપ છે. (૧૩) આ લોકો તેના માટે ચાર સાક્ષીઓ કેમ ન લાવ્યા. હવે જો તેઓ સાક્ષીઓ નથી લાવ્યા, તો અલ્લાહના નજીક એ જ લોકો જૂઠા છે.

(૧૪) અને જો તમારા લોકો પર આલોક અને પરલોકમાં અલ્લાહની કૃપા અને તેની દયા ન હોત, તો જે વાતોમાં તમે પડી ગયા હતા, તેના કારણે તમારા પર કોઈ મોટી આફત આવી જતી. (૧૫) જ્યારે કે તમે તેને પોતાના મોઢેથી નકલ કરી રહ્યા હતા, અને પોતાના મોઢેથી એવી વાતો કરી રહ્યા હતા, જેનું તમને કોઈ જ્ઞાન નહોતું, અને તમે તેને એક મામૂલી વાત સમજી રહ્યા હતા, જ્યારે કે તે અલ્લાહના નજીક ખૂબ ભારે વાત હતી, (૧૬) અને જ્યારે તમે તેને સાંભળી તો એમ કેમ ન કહ્યું કે અમને શોભાસ્પદ નથી કે અમે આવી વાત મોઢેથી કાઢીએ. મઆઝ-લ્લાહ (અલ્લાહનું શરણ), આ ખૂબ મોટો આરોપ

છે. (૧૭) અલ્લાહ તમને નિર્દેશ કરે છે કે હવે પછી આવું ન કરજો, જો તમે ઈમાનવાળા છો. (૧૮) અલ્લાહ તમને સ્પષ્ટ આદેશો આપે છે, અને અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે.

(૧૯) નિઃશંક, જે લોકો એ જાણે છે કે મુસલમાનોમાં અશ્લીલતાની ચર્ચા થાય, તેમના માટે દુનિયા અને પરલોકમાં પીડાદાયક સજા છે, અને અલ્લાહ જાણે છે અને તમે નથી જાણતા. (૨૦) અને જો તમારા પર અલ્લાહની કૃપા અને તેની દયા ન હોત અને એ કે અલ્લાહ નરમી કરવાવાળો, દયાળુ છે.

(૨૧) હે ઈમાનવાળાઓ ! તમે શૈતાનના પદચિહ્નો પર ન ચાલો, અને જે વ્યક્તિ શૈતાનના પદચિહ્નો પર ચાલશે, તો તે તેને અશ્લીલતા અને બૂરાઈનું જ કાર્ય કરવાનું કહેશે, અને જો તમારા પર અલ્લાહની કૃપા અને તેની દયા ન હોત, તો તમારામાંથી કોઈ વ્યક્તિ પવિત્ર ન થઈ શકતો. પરંતુ અલ્લાહ જ જેને ઇચ્છે છે, પવિત્ર કરી દે છે, અને અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે.

(૨૨) અને તમારામાંથી જે લોકો સંપન્ન અને ઉદાર છે, તેઓ એ વાતના સોગંદ ન ખાય કે તેઓ પોતાના સગા-સંબંધીઓ અને ગરીબો અને અલ્લાહના માર્ગમાં હિજરત કરવાવાળાઓને નહીં આપે, અને તેમણે માફ કરી દેવું જોઈએ અને દરગુજર કરી દેવું જોઈએ. શું તમે નથી ઇચ્છતા કે અલ્લાહ તમને માફ કરી દે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૨૩) નિઃશંક, જે લોકો શીલવાન-પવિત્ર, અજાણ, ઈમાનવાળી સ્ત્રીઓ પર આરોપ મૂકે છે, તેમના પર આલોક અને પરલોકમાં શ્રાપ કરવામાં આવ્યો, અને તેમના માટે મોટી યાતના છે. (૨૪) એ દિવસે, જ્યારે કે તેમની જીભો તેમના વિરુદ્ધ સાક્ષી આપશે અને તેમના હાથ અને તેમના પગ પણ એ કાર્યોની જે તેઓ કરતા હતા. (૨૫) એ દિવસે અલ્લાહ તેમને યોગ્ય બદલો પૂરેપૂરો આપશે, અને તેઓ જાણી લેશે કે અલ્લાહ જ સત્ય છે, ખોલવાવાળો છે.

(૨૬) પાપી (દુષ્ટ, વ્યભિચારી) સ્ત્રીઓ પાપી પુરુષો માટે છે અને પાપી પુરુષો પાપી સ્ત્રીઓ માટે છે, અને પવિત્ર સ્ત્રીઓ પવિત્ર પુરુષો માટે છે અને પવિત્ર પુરુષો પવિત્ર સ્ત્રીઓ માટે. એ લોકો મુક્ત છે એ વાતોથી જે આ લોકો કહે છે. તેમના માટે કૃપાઓ છે અને પ્રતિષ્ઠિત રોજી.

(૨૭) હે ઈમાનવાળાઓ ! તમે પોતાના ઘરો સિવાય બીજાઓનાં ઘરોમાં દાખલ ન થાઓ, જ્યાં સુધી પરવાનગી પ્રાપ્ત ન કરી લો અને ઘરવાળાઓને સલામ ન કરી લો. આ તમારા માટે ઉત્તમ છે, જેથી તમે યાદ રાખો. (૨૮) પછી જો ત્યાં કોઈને ન જુઓ, તો તેમાં દાખલ ન થાઓ, જ્યાં સુધી તમને પરવાનગી ન આપી દેવામાં આવે, અને જો તમને પાછા ફરવાનું કહેવામાં આવે, તો તમે પાછા ફરી જાઓ. આ તમારા માટે ઉત્તમ છે, અને અલ્લાહ જાણે છે જે કંઈ તમે કરો છો. (૨૯) તમારા પર એ વાતમાં કોઈ ગુનો નથી કે તમે એ ઘરોમાં દાખલ થાઓ, જેમાં કોઈ ન રહેતું હોય, તેમાં તમારા લાભની કોઈ વસ્તુ હોય, અને અલ્લાહ જાણે છે જે કંઈ તમે જાહેર કરો છો અને જે કંઈ તમે છુપાવો છો.

(૩૦) ઈમાનવાળા પુરુષોને કહો કે તેઓ પોતાની નજરો નીચી રાખે અને પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરે. આ તેમના માટે પવિત્ર છે. નિઃશંક, અલ્લાહ સુમાહિતગાર છે તેનાથી જે તેઓ કરે છે.

(૩૧) અને ઈમાનવાળી સ્ત્રીઓને કહો કે તેઓ પોતાની નજરો નીચી રાખે અને પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરે અને પોતાના સૌંદર્યને પ્રગટ ન કરે, પરંતુ જે તેમાંથી પ્રગટ થઈ જાય, અને પોતાની ઓઢણીઓ પોતાની છાતીઓ પર નાખી રાખે, અને પોતાના સૌંદર્યને પ્રગટ ન કરે, પરંતુ પોતાના પતિઓ પર કે પોતાના પિતા પર કે પોતાના પતિના પિતા પર કે પોતાના પુત્રો કે પોતાના પતિના પુત્રો પર કે પોતાના ભાઈઓ પર કે પોતાના ભાઈઓના પુત્રો પર કે

પોતાની બહેનોના પુત્રો પર કે પોતાની સ્ત્રીઓ પર કે પોતાનાં દાસ અને પોતાના આધીન પુરુષો જેઓ કંઈ આશય નથી રાખતા, અથવા એવા બાળકો પર જેઓ સ્ત્રીઓના પરદાની વાતોથી હજુ અજાણ હોય. તેણીઓ પોતાનાં પગ જોરથી ન મારે કે તેમની છૂપા સૌંદર્યની ખબર પડી જાય, અને હે ઈમાનવાળાઓ, તમે સૌ મળીને અલ્લાહ તરફ પાછા ફરો, જેથી તમે સફળતા પામો.

(૩૨) અને તમારા પૈકી જે અપરણિત હોય તેમનાં લગ્ન (નિકાહ) કરાવી દો, અને તમારા સેવકો અને દાસીઓમાંથી જે લગ્નને લાયક હોય તેમનાં પણ. જો તે ગરીબ હશે તો અલ્લાહ તેમને પોતાની કૃપાથી સંપન્ન કરી દેશે, અને અલ્લાહ ઉદાર, જાણવાવાળો છે. (૩૩) અને જે લગ્નની તક ન પ્રાપ્ત કરી શકે, તેણે સંયમ રાખવો જોઈએ, ત્યાં સુધી કે અલ્લાહ પોતાની કૃપાથી તેને સંપન્ન કરી દે, અને તમારા આધીન સેવકો અને દાસીઓમાંથી 'મુકાતબત' કરવા (ધન કે કોઈ સેવાના બદલામાં મુક્તિ મેળવવા કરાર) ઈચ્છતા હોય તો તેમના સાથે 'મુકાતબત' કરી લો, જો તમે તેમનામાં યોગ્યતા જોતા હોવ, અને તેમને એ ધનમાંથી આપો જે અલ્લાહે તમને આપેલ છે, અને પોતાની દાસીઓને દેહવિક્રય વ્યવસાય માટે વિવશ ન કરો, જ્યારે તેણીઓ પવિત્ર-શીલવાન રહેવા માગતી હોય, માત્ર એટલા માટે કે દુનિયાના જીવનનો થોડોક લાભ તમને પ્રાપ્ત થઈ જાય, અને જે વ્યક્તિ તેમને વિવશ કરશે તો અલ્લાહ આ બળજબરી પછી ક્ષમાશીલ, મહેરબાન છે. (૩૪) અને નિઃશંક, અમે તમારા તરફ પ્રકાશિત આયતો અવતરિત કરી છે અને એ લોકોના દૃષ્ટાંતો પણ, જે તમારાથી પહેલા વિતી ગયા છે અને ડરવાવાળાઓ માટે શિખામણ પણ.

(૩૫) અલ્લાહ આકાશો અને ધરતીનો પ્રકાશ છે. તેના પ્રકાશનું દૃષ્ટાંત એવું છે, જાણે એક ગોખ, તેમાં એક દીપક છે. દીપક એક ફાનસમાં છે. ફાનસ એવું છે, જાણે એક ચમકતો તારો. તે જેતૂનના એક એવા શુભ વૃક્ષના તેલથી

પ્રકાશિત કરવામાં આવે છે, જે ન પૂર્વ તરફનો છે અને પશ્ચિમ તરફનો. તેનું તેલ એવું છે, જાણે આગના સ્પર્શ વગર જ આપોઆપ સળગી ઉઠે. પ્રકાશ ઉપર પ્રકાશ. અલ્લાહ પોતાના પ્રકાશનો માર્ગ (તેને) બતાવે છે જેને ઇચ્છે છે, અને અલ્લાહ લોકો માટે દૃષ્ટાંણ આપે છે અને અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન છે.

(૩૬) એવા ઘરોમાં, જેના સંબંધે અલ્લાહે આદેશ આપ્યો છે કે તે ઉચ્ચ કરવામાં આવે અને તેમાં તેના નામનું રટણ કરવામાં આવે, તેમાં સવાર અને સાંજ અલ્લાહનું સ્મરણ કરે છે (૩૭) એ લોકો, જેમને વેપાર અને ખરીદ-વેચાણ અલ્લાહની યાદથી ગાફેલ નથી કરતા અને ન નમાઝની સ્થાપનાથી અને ઝકાતને અદા કરવાથી. તેઓ એ દિવસથી ડરે છે, જેમાં હૃદય અને આંખો ઊલટી થઈ જશે (૩૮) કે અલ્લાહ તેમને તેમનાં કર્મોનો ઉત્તમ બદલો આપશે અને તેમને પોતાની કૃપાથી વધારે નવાજે, અને અલ્લાહ જેને ઇચ્છે છે પુષ્કળ આપે છે.

(૩૯) અને જે લોકોએ ઇન્કાર કર્યો તેમનાં કર્મો એવાં છે, જાણે સપાટ મેદાનમાં મૃગજળ. તરસ્યો તેને પાણી સમજે છે, ત્યાં સુધી કે જ્યારે તે તેના પાસે આવ્યો, તો તેને કંઈ ન મળ્યું, અને તેણે ત્યાં અલ્લાહને જોયો. પછી તેણે તેનો હિસાબ ચૂકવી દીધો, અને અલ્લાહ ઝડપથી હિસા ચૂકવી દેવાવાળો છે; (૪૦) અથવા જાણે એક ઊંડા સમુદ્રમાં અંધકાર હોય, મોજાના ઉપર મોજુ ઉઠી રહ્યું હોય, ઉપરથી વાદળ છવાયેલું હોય, ઉપરતળે અસંખ્ય અંધારા (પડ), જો કોઈ પોતાનો હાથ કાઢે તો તેને પણ ન જોઈ શકે, અને જેને અલ્લાહ પ્રકાશ પ્રદાન ન કરે તો તેના માટે કોઈ પ્રકાશ નથી.

(૪૧) શું તમે નથી જોયું કે અલ્લાહની પવિત્રતાનું વર્ણન કરે છે, જે આકાશો અને ધરતીમાં છે અને પક્ષીઓ પણ પાંખોને ફેલાવીને. દરેક પોતાની નમાઝને અને પોતાના મહિમાગાનને જાણે છે, અને અલ્લાહને ખબર છે, જે કંઈ તેઓ કરે છે, (૪૨) અને અલ્લાહનું જ શાસન છે આકાશોમાં અને

ધરતીમાં, અને અલ્લાહ તરફ જ સૌને પાછા જવાનું છે.

(૪૩) શું તમે જોયું નથી કે અલ્લાહ વાદળોને ચલાવે છે. પછી તેમને પરસ્પર મેળવી દે છે. પછી તેમને ઉપર-નીચે કરી દે છે. પછી તમે વરસાદને જુઓ છો કે તેના વચ્ચેથી નીકળે છે અને તે આકાશમાંથી – તેના અંદરના પહાડોમાંથી – કરા વરસાવે છે. પછી તેને જેના પર ઇચ્છે છે પાડે છે, અને જેનાથી ઇચ્છે છે તેને હટાવી દે છે. તેને વીજળીની ચમકની ખબર હોય છે કે આંખોને આંજી નાખશે. (૪૪) અલ્લાહ રાત અને દિવસને બદલતો રહે છે. નિઃશંક, આમાં બોધ છે આંખોવાળાઓ માટે.

(૪૫) અને અલ્લાહે પ્રત્યેક પ્રાણીનું પાણીથી સર્જન કર્યું. પછી તેમાંથી કોઈ પોતાના પેટથી ચાલે છે, અને તેમાંથી કોઈ બે પગ પર ચાલે છે, અને તેમાંથી કોઈ ચાર પગથી ચાલે છે. અલ્લાહ પેદા કરે છે, જે ઇચ્છે છે. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૪૬) અમે ખોલીને બતાવનાર આયતો અવતરિત કરી દીધી છે, અને અલ્લાહ જેને ઇચ્છે છે સન્માર્ગનું માર્ગદર્શન કરે છે.

(૪૭) અને તેઓ કહે છે કે અમે અલ્લાહ અને ઈશદૂત પર ઈમાન લાવ્યા અને અમે આજ્ઞાપાલન કર્યું. પરંતુ તેમના પૈકી એક જૂથ તેના પછી ફરી જાય છે, અને આ લોકો ઈમાન લાવવાના નથી. (૪૮) અને જ્યારે તેમને અલ્લાહ અને ઈશદૂત તરફ બોલાવવામાં આવે છે, જેથી અલ્લાહનો પયગંબર તેમના વચ્ચે નિર્ણય કરે, તો તેમનામાંથી એક જૂથ અવગણના કરે છે, (૪૯) અને જો ન્યાય તેમને મળવાનો હોય તો તેઓ તેના તરફ આજ્ઞાંકિત બનીને આવી જાય છે. (૫૦) શું તેમના હૃદયોમાં રોગ છે કે તેઓ શંકામાં પડેલા છે કે તેમને ભય છે કે અલ્લાહ અને તેનો પયગંબર તેમના સાથે અન્યાય કરશે ? બલ્કે આ જ લોકો અન્યાયી અને અત્યાચારી છે.

(૫૧) ઈમાનવાળાનું કથન તો એ હોય છે કે જ્યારે તેમને અલ્લાહ અને પયગંબર તરફ બોલાવવામાં આવે, જેથી પયગંબર તેમના વચ્ચે નિર્ણય કરે, તો તેઓ કહે કે અમે સાંભળ્યું અને માની લીધું, અને આ જ લોકો સફળતા પ્રાપ્ત કરવાવાળા છે. (૫૨) અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબરનું આજ્ઞાપાલન કરે અને તે અલ્લાહથી ડરે અને તેના વિરોધથી બચે, તો આ જ લોકો છે જેઓ સફળ થશે.

(૫૩) અને તેઓ અલ્લાહના સોગંદો ખાય છે, ખૂબ ગંભીર સોગંદો, કે જો તમે તેમને આદેશ આપો તો તેઓ અવશ્ય નીકળશે. કહો કે સોગદો ન ખાઓ, નિયમ અનુસાર આજ્ઞાપાલન જોઈએ. નિઃશંક, અલ્લાહને ખબર છે જે તમે કરો છો. (૫૪) કહો કે અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને પયગંબરનું આજ્ઞાપાલન કરો. પછી જો તમે અવગણના કરશો, તો પયગંબર પર એ ભાર છે જે તેના પર મૂકવામાં આવ્યો છે અને તમારા પર એ બોજ છે જે તમારા પર નાખવામાં આવ્યો છે, અને જો તમે તેનું અનુસરણ કરશો, તો માર્ગદર્શન પામશો, અને પયગંબરના શિરે કેવળ સાફ-સાફ પહોંચાડી દેવાનું છે.

(૫૫) અલ્લાહે વચન આપ્યું છે તમારા પૈકી એ લોકોને જેઓ ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા કે તે તેમને ભૂમિ પર સત્તા આપશે, જેવી રીતે તેમનાથી પહેલાના લોકોને સત્તા પ્રદાન કરી હતી, અને તેમના માટે તેમના દીન (ધર્મ)ને સ્થાપિત કરી દેશે, જેને તેમના માટે પસંદ કર્યો છે, અને તેમની ભયની સ્થિતિ પછી તેને શાંતિમાં બદલી નાખશે. તેઓ માત્ર મારી ઉપાસના કરશે અને કોઈ વસ્તુને મારો ભાગીદાર નહીં બનાવે, અને જે તેના પછી ઈન્કાર કરે, તો એવા જ લોકો અવજ્ઞાકારી છે.

(૫૬) અને નમાઝની સ્થાપના કરો અને ઝકાત અદા કરો અને પયગંબરનું આજ્ઞાપાલન કરો, જેથી તમારા પર દયા કરવામાં આવે. (૫૭) જે લોકો ઈન્કાર

કરી રહ્યા છે તેમના વિશે એ અનુમાન ન કરો કે તેઓ ધરતીમાં અલ્લાહને વિવશ કરી દેશે, અને તેમનું ઠેકાણું આગ છે અને તે અત્યંત ખરાબ ઠેકાણું છે.

(૫૮) હે ઈમાનવાળાઓ ! તમારા આધીન દાસ-દાસીઓ (નોકર-ચાકરો) અને તમારા પૈકી જેઓ પુખ્તતાએ નથી પહોંચ્યા તેમને ત્રણ સમયોમાં પરવાનગી લેવી જોઈએ – ફજ્ર (પરોઢ)ની નમાઝથી પહેલા, અને બપોરે જ્યારે તમે પોતાના કપડાં ઉતારો છો, અને ઇશા (રાત્રિ)ની નમાઝ પછી. આ ત્રણ સમય તમારા માટે પરદાના છે. તેના પછી ન તમારા પર કોઈ ગુનો છે અને તેમના પર. તમે એક-બીજા પાસે વારંવાર આવતા-જતા રહો છો. આ રીતે અલ્લાહ તમારા માટે પોતાની આયતોની સ્પષ્ટતા કરે છે, અને અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે. (૫૯) અને જ્યારે તમારા બાળકો સમજદારીએ પહોંચી જાય, તો તેઓ પણ એ જ પ્રમાણે પરવાનગી લે જે રીતે તેમના અગાઉના લોકો પરવાનગી લે છે. આ રીતે અલ્લાહ તમારા માટે પોતાની આયતોની સ્પષ્ટતા કરે છે અને અલ્લાહ સર્વજ્ઞાની અને ડહાપણવાળો છે. (૬૦) અને મોટી-વૃદ્ધ સ્ત્રીઓ, જેઓ નિકાહ (લગ્ન)ની આશા નથી રાખતી, તેમના પર કોઈ ગુનો નથી, જો તેણીઓ પોતાની ચાદરો ઉતારીને મૂકી દે, શરત એ છે કે તેણીઓ સૌંદર્યનું પ્રદર્શન કરવાવાળી ન હોય, અને જો તેણીઓ પણ સાવધાની રાખે, તો તેમના માટે વધારે ઉત્તમ છે, અને અલ્લાહ સાંભળનાર અને જાણવાવાળો છે.

(૬૧) અંધ વ્યક્તિ માટે કોઈ મનાઈ નથી અને બીમાર માટે કોઈ મનાઈ નથી અને ન તમારા લોકો માટે કોઈ મનાઈ છે કે તમે પોતાના ઘરોમાંથી ખાવ, કે પોતાના બાપ-દાદાના ઘરોમાંથી કે પોતાની માતાઓના ઘરોમાંથી કે પોતાના ભાઈઓના ઘરોમાંથી કે પોતાના કાકાઓના ઘરોમાંથી કે પોતાની ફોઈઓના ઘરોમાંથી કે પોતાના મામાઓના ઘરોમાંથી કે પોતાની માસીઓના ઘરોમાંથી,

અથવા જે ઘરની ચાવીઓના તમે માલિક હોવ, અથવા પોતાના મિત્રોના ઘરોમાંથી, તમારા પર કોઈ ગુનો નથી કે તમે લોકો મળીને ખાવ કે અલગ-અલગ. પછી જ્યારે તમે ઘરોમાં દાખલ થાઓ તો પોતાના લોકોને સલામ કરો, જે બરકતવાળી દુઆ છે અલ્લાહ તરફથી. આ રીતે અલ્લાહ તમારા માટે આયતોની સ્પષ્ટતા કરે છે, જેથી તમે સમજો.

(૬૨) ઈમાનવાળાં એ છે, જેઓ અલ્લાહ અને તેના પયગંબર પર વિશ્વાસ લાવે, અને જ્યારે તેઓ કોઈ સામૂહિક કામના અવસરે પયગંબરની સાથે હોય, તો જ્યાં સુધી તમારાથી અનુમતિ ન લઈ લે ત્યાંથી ન જાય. જે લોકો તમારાથી અનુમતિ લે છે તેઓ જ અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન રાખે છે. પછી જો તેઓ પોતાના કોઈ કામ માટે તમારાથી અનુમતિ માંગે તો તેમને અનુમતિ આપી દો, અને તેમના માટે અલ્લાહથી માફી માંગો. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે.

(૬૩) તમે લોકો પયગંબરને બોલાવવાને એ રીતે બોલાવવાનું ન સમજો, જે રીતે તમે પરસ્પર એક-બીજાને બોલાવો છો. અલ્લાહ તમારા પૈકી એ લોકોને જાણે છે, જેઓ એક-બીજાની આડ લઈને ચુપકેથી ચાલ્યા જાય છે. પછી જે લોકો તેના આદેશનું ઉલ્લંઘન કરે છે, તેમણે ડરવું જોઈએ કે તેમના પર કોઈ અજમાયશ આવી જાય, અથવા તેમને એક પીડાદાયક યાતના પકડી લે.
(૬૪) યાદ રાખો કે જે કંઈ આકાશો અને ધરતીમાં છે બધું અલ્લાહનું છે. અલ્લાહ એ સ્થિતિને જાણે છે જેમાં તમે છો, અને જે દિવસે લોકોને તેના તરફ લાવવામાં આવશે, તો જે કંઈ તેમણે કર્યું છે, તે તેનાથી તેમને માહિતગાર કરી દેશે, અને અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે.

—●—

# ૨૫. સૂરઃ અલ-ફુરકાન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અત્યંત બકરતવાળી છે એ હસ્તી, જેણે પોતાના બંદા (પયગંબર મુહમ્મદ) પર 'ફુરકાન' (સત્ય અને અસત્યની કસોટી) અવતિરત કર્યો, જેથી તે જગતવાસીઓ માટે ડરાવનાર હોય. (૨) એ, જેના માટે આકાશો અને ધરતીનું રાજ્ય છે, અને તેણે કોઈને પુત્ર નથી બનાવ્યો અને રાજ્યમાં તેનો કોઈ ભાગીદાર નથી, અને તેણે દરેક વસ્તુનું સર્જન કર્યું અને તેનો એક અંદાજ (ભાગ્ય) નિશ્ચિત કર્યો. (૩) અને લોકોએ તેના સિવાય એવા ઉપાસ્યો બનાવ્યા, જે કોઈ વસ્તુને પેદા નથી કરતા, તેમને સ્વયંને પેદા કરવામાં આવે છે, અને તેઓ પોતે પોતાના માટે ન કોઈ નુકસાનનો અધિકાર ધરાવે અને ન કોઈ નફાનો, અને ન તેઓ કોઈના મૃત્યુનો અધિકાર ધરાવે છે અને ન કોઈને જીવિત કરવાનો.

(૪) અને ઈન્કાર કરનારાં લોકો કહે છે કે આ કેવળ એક જૂઠ છે, જેને આ વ્યક્તિએ ઘડી લીધું છે, અને કેટલાક બીજા લોકોએ તેમાં તેની મદદ કરી છે. આ રીતે તેઓ અત્યાચાર અને જૂઠના દોષી થયા. (૫) અને તેઓ કહે છે કે આ અગાઉના લોકોની અપ્રમાણિત વાતો છે, જેને આણે લખાવી લીધી છે. આ રીતે તેને સવાર અને સાંજ સંભળાવવામાં આવે છે. (૬) કહો કે આને તેણે અવતરિત કરી છે, જે આકાશો અને ધરતીના રહસ્યને જાણે છે. નિઃશંક, તે ક્ષમાશીલ, દયાળુ છે.

(૭) અને તેઓ કહે છે કે આ કેવો પયગંબર છે, જે ખાવાનું ખાય છે અને બજારોમાં હરે-ફરે છે ? કેમ ન તેના પાસે કોઈ ફરિશ્તો મોકલવામાં આવ્યો કે તે તેના સાથે રહીને ડરાવતો ? (૮) અથવા તેના માટે કોઈ ખજાનો ઉતારવામાં આવતો ? અથવા તેના માટે કોઈ બાગ હોત જેમાંથી તે ખાતો ? અને

અત્યાચારીઓએ કહ્યું કે તમે લોકો એક જાદૂથી વશીભૂત વ્યક્તિનું અનુસરણ કરી રહ્યા છો. (૯) જુઓ, તેઓ કેવાં-કેવાં દૃષ્ટાંતો તમારા માટે આપી રહ્યા છે ? બસ, તેઓ બહેકી ગયા છે, પછી તેઓ માર્ગ પામી શકતા નથી.

(૧૦) અત્યંત બરકતવાળો છે તે. જો તે ઈચ્છે તો તમને આનાથી પણ વધારે વસ્તુ આપી દે, એવાં બાગ જેના નીચે નહેરો વહી રહી હોય, અને તમને ઘણા મહેલો આપી દે, (૧૧) બલ્કે તેમણે કયામતને ખોટી ઠેરવી છે, અને અમે આવા વ્યક્તિ માટે, જે કયામતને ખોટી ઠેરવે, નર્ક તૈયાર કરી રાખી છે. (૧૨) જ્યારે તે તેમને દૂરથી જોશે, તો તેઓ તેના વીફરવાને અને ત્રાડ પાડવાને સાંભળશે, (૧૩) અને જ્યારે તેમને તેની કોઈ સાંકડી જગ્યામાં બાંધીને નાખી દેવામાં આવશે, તો તેઓ ત્યાં મૃત્યુને પોકારશે. (૧૪) આજે એક મૃત્યુને ન પોકારો, બીજા ઘણા મૃત્યુને પોકારો. (૧૫) કહો શું આ વધારે ઉત્તમ છે કે હંમેશાનું સ્વર્ગ, જેનું વચન અલ્લાહે ડરવાવાળાઓને આપ્યું છે. તે તેમના માટે વળતર અને ઠેકાણું હશે. (૧૬) તેમાં તેમના માટે એ બધું જ હશે, જેની તેઓ ઈચ્છા કરશે. તેઓ તેમાં હંમેશા રહેશે. આ તારા પ્રભુ-પાલનહારના શિરે એક વચન છે પૂરું કરવાનું.

(૧૭) અને જે દિવસે તે તેમને એકત્ર કરશે અને તેમને પણ જેમની તેઓ અલ્લાહ સિવાય ઉપાસના કરે છે. પછી તે કહેશે, શું તમે મારા આ બંદાઓને પથભ્રષ્ટ કર્યા કે તેઓ સ્વયં માર્ગથી ભટકી ગયા ? (૧૮) તેઓ કહેશે કે પવિત્ર છે તારી હસ્તી. અમને એ શોભતું નહોતું કે અમે તારા સિવાય બીજાઓને કાર્યસાધક પ્રસ્તાવિત કરીએ. પરંતુ તેં તેમને અને તેમના પૂર્વજોને દુનિયાની સાધન-સામગ્રી આપી, ત્યાં સુધી કે તેઓ શિખામણને ભૂલી ગયા અને નષ્ટ થવાવાળા બન્યા. (૧૯) બસ, તેમણે તમને તમારી વાતોમાં ખોટા ઠેરવી લીધા. હવે ન તમે સ્વયં ટાળી શકો છો અને ન કોઈ મદદ પ્રાપ્ત કરી શકો છો, અને

તમારામાંથી જે વ્યક્તિ અત્યાચાર કરશે, અમે તેને એક મોટી યાતના ચખાડીશું.

(૨૦) અને અમે તમારા પહેલા જેટલા પયગંબરો મોકલ્યા, બધા ભોજન લેતા હતા અને બજારોમાં હરતા-ફરતા હતા, અને અમે તમને એક-બીજા માટે પરીક્ષા બનાવ્યા છે. શું તમે ધૈર્ય કરો છો ? અને તમારો પ્રભુ-પાલનહાર બધું જ જોઈ રહ્યો છે.

★ **(૨૧) અને જે લોકો અમારા સામે રજૂ થવાનો ડર નથી રાખતા,** તેઓ કહે છે કે અમારા ઉપર ફરિશ્તાઓ કેમ ન ઉતારવામાં આવ્યા, અથવા અમે અમારા પ્રભુ-પાલનહારને જોઈ લેતા. તેમણે પોતાના મનમાં પોતાને ખૂબ મોટા સમજ્યા અને તેઓ હદ વટાવી ગયા છે, વિદ્રોહી છે. (૨૨) જે દિવસે તેઓ ફરિશ્તાઓને જોશે, એ દિવસ ગુનેગારો માટે કોઈ ખુશખબરી નહીં હોય, અને તેઓ કહેશે કે શરણ ! શરણ ! (૨૩) અને અમે તેમના કર્મો તરફ વધીશું, જે તેમણે કર્યા હતા અને પછી તેને ઉડતી ધૂળ બનાવી નાખીશું. (૨૪) સ્વર્ગ-વાળા એ દિવસે સૌથી ઉત્તમ જગ્યાએ હશે અને અત્યંત સુંદર આરામગૃહમાં.

(૨૫) અને જે દિવસે આકાશ વાદળોથી ફાટી જશે, અને ફરિશ્તાઓને લગાતાર ઉતારવામાં આવશે, (૨૬) એ દિવસે વાસ્તવિક રાજ્ય કેવળ રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)નું હશે, અને એ દિવસ ઈન્કાર કરનારાઓ માટે ખૂબ જ કઠિન હશે, (૨૭) અને જે દિવસે અત્યાચારીઓ પોતાના હાથોને કરડી ખાશે, તે કહેશે, કદાચ ! મેં પયગંબરનો માર્ગ અપનાવ્યો હોત ! (૨૮) હાય મારું દુર્ભાગ્ય ! કદાચ, હું ફલાણા વ્યક્તિને મિત્ર ન બનાવતો ! (૨૯) તેણે મને શિખામણથી દૂર હટાવી દીધો, એ પછી કે તે મારા પાસે આવી ચૂકી હતી, અને શૈતાન છે જ માનવીને દગો આપનાર. (૩૦) અને પયગંબર કહેશે કે હે મારા માલિક ! મારી જાતિએ આ કુર્આનને તદ્દન અવગણી દીધું, (૩૧) અને આવી જ રીતે અમે ગુનેગારોમાંથી દરેક પયગંબરના દુશ્મનો બનાવ્યા, અને

તમારો પ્રભુ-પાલનહાર પૂરતો છે માર્ગદર્શન માટે અને મદદ કરવા માટે.

(૩૨) અને ઈન્કાર કરનારાઓએ કહ્યું કે આના ઉપર સંપૂર્ણ કુર્આન કેમ ઉતારી દેવામાં ન આવ્યું ? આવું એટલા માટે છે, જેથી તેના વડે અમે તમારા હૃદયને મજબૂત કરીએ અને અમે તેને તબક્કાવાર અવતરિત કર્યું છે. (૩૩) અને આ લોકો કેવા વિચિત્ર પ્રશ્નો તમારા સામે લાવ્યા, પરંતુ અમે તેનો બરાબર જવાબ અને સૌથી ઉત્તમ સ્પષ્ટતા બતાવી દઈશું. (૩૪) જે લોકોને પોતાના ઊંધા મોઢે નર્ક તરફ લઈ જવામાં આવશે, તેમનું જ ખરાબ ઠેકાણું છે, અને તેઓ જ છે માર્ગથી ખૂબ ભટકી ગયેલા.

(૩૫) અને અમે મૂસાને ગ્રંથ આપ્યો, અને તેના સાથે તેના ભાઈ હારૂનને મદદગાર બનાવ્યો. (૩૬) પછી અમે તેમને કહ્યું કે તમે બંને એ લોકોના પાસે જાઓ, જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી દીધી છે. પછી અમે તેમને તદ્દન નષ્ટ કરી દીધા. (૩૭) અને નૂહની જાતિને પણ અમે ડૂબાડી દીધી, જ્યારે કે તેમણે પયગંબરોને ખોટા ઠેરવ્યા અને અમે તેમને લોકો માટે એક નિશાની બનાવી દીધા, અને અમે અત્યાચારીઓ માટે પીડાદાયક યાતના તૈયાર રાખી છે. (૩૮) અને આદ અને સમૂદને અને અસ્હાબે-રસને અને તેમના વચ્ચે ઘણી જાતિઓને, (૩૯) અને અમે તેમાંથી દરેકને દૃષ્ટાંતો સંભળાવ્યા અને અમે દરેકને તદ્દન નષ્ટ કરી દીધી, (૪૦) અને આ લોકો એ વસ્તી પરથી પસાર થયા છે, જેના પર ખરાબ રીતે પથ્થરો વરસાવવામાં આવ્યા. શું તેઓ તેને જોતા રહ્યા નથી ? બલ્કે આ લોકો ફરી ઉઠાવવાની આશા રાખતા નથી.

(૪૧) અને તેઓ જ્યારે તમને જુએ છે, તો તેઓ તમારી મજાક બનાવી લે છે, શું આ જ છે જેને અલ્લાહે પયગંબર બનાવીને મોકલ્યો છે ? (૪૨) આણે તો અમને અમારા ઉપાસ્યોથી હટાવી જ દીધા હોત, જો અમે તેના પર મક્કમ ન રહ્યા હોત, અને ટૂંક સમયમાં જ તેમને ખબર પડી જશે, જ્યારે

તેઓ યાતનાને જોઈ લેશે કે સૌથી વધારે પથભ્રષ્ટ કોણ છે.

(૪૩) શું તમે એ વ્યક્તિને જોયો, જેણે પોતાની મનેચ્છાને પોતાનો ઉપાસ્ય બનાવી રાખેલ છે? પછી શું તમે તેની જવાબદારી લઈ શકો છો? (૪૪) અથવા તમે વિચારો છો કે તેમાંથી મોટાભાગના લોકો સાંભળે અને સમજે છે? તેઓ તો માત્ર પશુઓ જેવા છે, બલ્કે તેઓ તેનાથી પણ વધારે પથભ્રષ્ટ છે.

(૪૫) શું તમે તમારા પ્રભુ-પાલનહાર તરફ નથી જોયું કે કેવી રીતે પડછાયાને ફેલાવી દે છે? અને જો તે ઇચ્છતો, તો તેને થોભાવી દેતો. પછી અમે સૂર્યને તેના પર દલીલ બનાવ્યો. (૪૬) પછી અમે ધીમે-ધીમે તેને પોતાના તરફ સમેટી લીધો. (૪૭) અને એ જ છે, જેણે તમારા માટે રાતને પરદો અને ઊંઘને રાહત બનાવી અને દિવસને જીવી ઉઠવાનો સમય બનાવ્યો. (૪૮) અને એ જ છે, જે પોતાની દયાથી પહેલા હવાઓને ખુશખબર બનાવીને મોકલે છે, અને અમે આકાશથી પવિત્ર પાણી ઉતારીએ છીએ, (૪૯) જેથી તેના વડે મૃત જમીનમાં પ્રાણ નાખી દઈએ, અને તેને પીવડાવીએ અમારાં સર્જનોમાંથી ઘણા પ્રાણીઓને અને મનુષ્યોને.

(૫૦) અને અમે આને તેમના દરમ્યાન ભિન્ન-ભિન્ન પ્રકારે વર્ણવેલ છે, જેથી તેઓ સમજે. તેમ છતાં મોટાભાગના લોકો અપકાર અને કૃતઘ્નતા વગર નથી રહેતા. (૫૧) અને જો અમે ઇચ્છીએ તો દરેક વસ્તીમાં એક ડરાવનાર મોકલી દેતા. (૫૨) તો તમે ઇન્કાર કરનારાઓની વાત ન માનો અને આના દ્વારા તેમના સાથે મોટો જિહાદ (ખૂબ સંઘર્ષ) કરો.

(૫૩) અને એ જ છે, જેણે સમુદ્રોને મેળવ્યા. આ મીઠો છે તરસ બુઝાવનાર અને આ ખારો છે, કડવો, અને તેણે તેના વચ્ચે એક પરદો મૂકી દીધો અને એક મજબૂત આડ. (૫૪) અને એ જ છે, જેણે માનવીને પાણીથી પેદા કર્યો. પછી તેને પરિવારવાળો અને સ્વસુરવાળો બનાવ્યો, અને તમારો પાલનહાર

ખૂબ જ પ્રભુત્વશાળી છે.

(૫૫) અને તેઓ અલ્લાહને છોડીને એ વસ્તુઓની ઉપાસના કરે છે, જે તેમને ન નફો પહોંચાડી શકે છે અને ન નુકસાન, અને ઈન્કાર કરનાર તો પોતાના પ્રભુ-પાલનહાર વિરુદ્ધ મદદગાર બનેલો છે, (૫૬) અને અમે તમને માત્ર ખુશખબર આપનાર અને ડરાવનાર બનાવીને મોકલ્યો છે. (૫૭) તમે કહો કે હું તમારા પાસેથી આના માટે કોઈ વળતર નથી માંગતો, પરંતુ એ કે જે ઈચ્છે તે પોતાના પાલનહારનો માર્ગ પકડી લે.

(૫૮) અને જીવંત અલ્લાહ પર, જે ક્યારેય મૃત્યુ પામનાર નથી, ભરોસો રાખો અને તેની પ્રશંસાની સાથે મહિમાગાન કરો, અને તે પોતાના બંદાઓના ગુનાઓથી માહિતગાર રહેવા માટે પૂરતો છે, (૫૯) જેણે સર્જન કર્યું આકાશોનું અને ધરતીનું અને જે કંઈ તેના વચ્ચે છે, છ દિવસોમાં. પછી તે રાજ-સિંહાસન પર બિરાજમાન થયો. રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ), બસ તેના વિશે તો કોઈ જ્ઞાનીને પૂછો, (૬૦) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે 'રહમાન'ને સિજદો કરો, તો તેઓ કહે છે કે 'રહમાન' શું છે ? શું અમે તેને સિજદો કરીએ, જેને તું અમને કહે ? અને તેમનું ભડકવું ઓર વધી જાય છે.

(૬૧) અત્યંત બરકતવાળી (વિભૂતિવાળી) છે એ હસ્તી, જેણે આકાશમાં કિલ્લાઓ બનાવ્યા અને તેમાં એક દીપક (સૂર્ય) અને ચમકતો ચંદ્ર મૂક્યો. (૬૨) અને એ જ છે, જેણે રાત અને દિવસને એક-બીજાના અનુગામી બનાવ્યા, એ વ્યક્તિ માટે જે બોધ લેવા માંગે અને કૃતજ્ઞ બનવા માંગે.

(૬૩) અને 'રહમાન'ના બંદા એ છે, જેઓ જમીનમાં નમ્રતાપૂર્વક ચાલે છે, અને જ્યારે અજ્ઞાની લોકો તેમનાથી વાત કરે છે, તો તેઓ કહી દે છે કે તમને સલામ. (૬૪) અને જેઓ પોતાના પાલનહાર સમક્ષ સિજદા અને 'કયામ' (ઊભા રહેવા)માં રાત્રિઓ વિતાવે છે, (૬૫) અને જેઓ કહે છે કે

હે અમારા માલિક ! નર્કની યાતનાથી અમને દૂર રાખ. નિઃશંક, તેની યાતના સંપૂર્ણપણે વિનાશક છે. (૬૬) નિઃશંક, તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે અને ખૂબ જ ખરાબ સ્થાન છે. (૬૭) અને એ લોકો કે જ્યારે તેઓ ખર્ચ કરે છે, તો ન વ્યર્થ ખર્ચ કરે છે અને ન કંજૂસી કરે છે, અને તેમનો ખર્ચ તેના વચ્ચે સંતુલન પર હોય છે.

(૬૮) અને જે લોકો અલ્લાહ સિવાય કોઈ અન્ય ઉપાસ્યને નથી પોકારતા, અને તેઓ અલ્લાહે હરામ (અવૈધ) કરેલ કોઈ જીવની હત્યા નથી કરતા, પરંતુ સત્ય અને ન્યાયની સાથે, અને તેઓ વ્યભિચાર નથી કરતા, અને જે વ્યક્તિ આવું કાર્ય કરશે, તો તે સજાનો સામનો કરશે. (૬૯) કયામતના દિવસે તેમની યાતના વધતી જશે, અને તેઓ તેમાં હંમેશા અપમાનિત બનીને રહેશે. (૭૦) પરંતુ જે વ્યક્તિ તૌબા (પ્રાયશ્ચિત) કરે અને ઈમાન લાવે અને સદ્કાર્યો કરે, તો અલ્લાહ આવા લોકોની બૂરાઈઓને ભલાઈઓમાં બદલી નાખશે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૭૧) અને જે વ્યક્તિ 'તૌબા' કરે અને સદ્કાર્યો કરે, તો તે વાસ્તવમાં અલ્લાહ સમક્ષ પાછો વળી રહ્યો છે.

(૭૨) અને જે લોકો જૂઠા કાર્યમાં સામેલ નથી થતા, અને જ્યારે કોઈ અશ્લીલ વસ્તુ પાસેથી તેઓ પસાર થાય છે, તો ગંભીરતાથી પસાર થઈ જાય છે, (૭૩) અને તેઓ એવા છે કે જ્યારે તેમને તેમના પ્રભુ-પાલનહારની આયતો દ્વારા શિખામણ આપવામાં આવે છે, તો તેઓ તેના પર બહેરા અને આંધળા બનીને નથી રહી જતા, (૭૪) અને જેઓ કહે છે કે હે અમારા પાલનહાર ! અમને અમારી પત્ની અને અમારી સંતાન તરફથી આંખોની ઠંડક પ્રદાન કર અને અમને ઈશભય રાખનારાં-સંયમીઓના ઈમામ (નાયક) બનાવ.

(૭૫) આ લોકો છે કે તેમને ઉચ્ચ ભવનો મળશે, એટલા માટે કે તેમણે

ધૈર્ય કર્યું, અને તેમાં તેમનું સ્વાગત દુઆ અને સલામની સાથે થશે. (૭૬) તેઓ તેમાં હંમેશા રહેશે. તે ખૂબ જ સુંદર જગ્યા છે રોકાવાની અને ખૂબ સુંદર જગ્યા છે રહેવાની. (૭૭) કહો કે મારો પ્રભુ-પાલનહાર તમારી પરવા નથી રાખતો, જો તમે તેને ન પોકારો. પછી તમે ખોટું ઠેરવી ચૂક્યા, તો એ વસ્તુ ટૂંક સમયમાં બનીને રહેશે.

—●—

## ૨૬. સૂરઃ અલ-શુઅ્રા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) તા-સીન-મીમ. (૨) આ સ્પષ્ટ ગ્રંથની આયતો છે. (૩) કદાચ તમે પોતાને નષ્ટ કરી નાખશો એ વાત પર કે તેઓ ઈમાન નથી લાવતા. (૪) જો અમે ઈચ્છીએ તો તેમના પર આકાશમાંથી નિશાની ઉતારી દઈએ. પછી તેમની ગરદનો તેના સમક્ષ ઝૂકી જાય. (૫) તેમના પાસે ‘રહમાન’ (પરમ્ કૃપાળુ અલ્લાહ) તરફથી કોઈપણ નવી શિખામણ એવી નથી આવતી, જેની તેઓ અવગણના ન કરતા હોય. (૬) પછી તેમણે ખોટું ઠેરવ્યું, તો હવે ટૂંક સમયમાં તેમને એ વસ્તુની વાસ્તવિકતાની ખબર પડી જશે, જેની તેઓ મજાક ઉડાવતા હતા.

(૭) શું તેમણે ધરતીને નથી જોઈ કે અમે તેમાં કેટલી ભિન્ન-ભિન્ન પ્રકારની ઉમદા વસ્તુઓ ઊગાડી છે. (૮) નિઃશંક, આમાં નિશાની છે અને તેમાંથી મોટાભાગના લોકો ઈમાન નથી લાવતા. (૯) અને નિઃશંક તમારો પ્રભુ-પાલનહાર પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૧૦) અને જ્યારે તમારા પાલનહારે મૂસાને પોકાર્યો કે તમે અત્યાચારી જાતિ પાસે જાઓ, (૧૧) ફિરઔનની જાતિ પાસે, શું તેઓ ડરતા નથી? (૧૨) મૂસાએ કહ્યું, હે મારા પાલનહાર ! મને ભય છે કે તે મને ખોટો ઠેરવી

દેશે, (૧૩) અને મારી છાતી સંકુચતિ થઈ રહી છે અને મારી જીભ નથી ચાલતી, તેથી તું હારૂનના પાસે સંદેશ મોકલી દે, (૧૪) અને મારા પર તેમનો એક ગુનો પણ છે, તેથી હું ડરું છું કે તેઓ મને કતલ કરી દેશે.

(૧૫) ફરમાવ્યું, કદાપિ નહીં, બસ તમે બંને અમારી નિશાનીઓની સાથે જાઓ, અમે તમારા સાથે સાંભળવાવાળા છીએ. (૧૬) તેથી તમે બંને ફિરઔનની પાસે જાઓ અને કહો કે અમે સૃષ્ટિના સ્વામી અલ્લાહના પયગંબર છીએ (૧૭) કે તું બની ઈસરાઈલને અમારા સાથે જવા દે. (૧૮) ફિરઔને કહ્યું, શું અમે તમને બાળપણમાં અમારા અંદર નથી ઉછેર્યા, અને તમે પોતાની ઉંમરના કેટલાય વર્ષ અમારા ત્યાં વિતાવ્યા, (૧૯) અને તમે તમારું એ કૃત્ય કર્યું, જે કર્યું અને તમે અપકારીઓમાંથી છો.

(૨૦) મૂસાએ કહ્યું, તે વખતે મેં કર્યું હતું અને મારાથી ભૂલ થઈ ગઈ. (૨૧) પછી મને તમારા લોકોથી ડર લાગ્યો, તો હું તમારાથી ભાગી ગયો, પછી મને મારા પ્રભુ-પાલનહારે બુદ્ધિમત્તા પ્રદાન કરી અને મને ઈશદૂતોમાંથી બનાવી દીધો, (૨૨) અને આ ઉપકાર છે જે તમે મારા પર જતાવી રહ્યા છો કે તમે બની ઈસરાઈલને ગુલામ બનાવી લીધા.

(૨૩) ફિરઔને કહ્યું કે 'રબ્બુલ આલમીન' શું છે? (૨૪) મૂસાએ કહ્યું, આકાશો અને ધરતીનો રબ (પ્રભુ-પાલનહાર) અને એ સૌનો રબ જે તેમના વચ્ચે છે, જો તમે વિશ્વાસ લાવવાવાળા છો. (૨૫) ફિરઔને પોતાના આસપાસવાળાઓને કહ્યું, શું તમે સાંભળતા નથી? (૨૬) મૂસાએ કહ્યું, તે તમારો પણ રબ છે અને તમારા અગાઉના પૂર્વજોનો પણ. (૨૭) ફિરઔને કહ્યું, તમારો આ ઈશદૂત, જે તમારા તરફ મોકલવામાં આવ્યો છે, ઉન્માદી છે. (૨૮) મૂસાએ કહ્યું, પૂર્વ અને પશ્ચિમનો રબ અને જે કંઈ તેના વચ્ચે છે, જો તમે બુદ્ધિ રાખો છો. (૨૯) ફિરઔને કહ્યું, જો તમે મારા સિવાય કોઈને

ઉપાસ્ય બનાવ્યો, તો હું તમને કેદ કરી લઈશ. (૩૦) મૂસાએ કહ્યું, શું જો હું કોઈ સ્પષ્ટ દલીલ પ્રસ્તુત કરું તો પણ. (૩૧) ફિરઔને કહ્યું, પછી તેને રજૂ કરો જો તમે સાચા છો. (૩૨) પછી મૂસાએ પોતાની લાઠી નાખી દીધી, તો એકાએક એ સ્પષ્ટ અજગર હતો, (૩૩) અને તેણે પોતાનો હાથ ખેંચ્યો, તો એકાએક તે જોનારાઓ માટે ચમકી રહ્યો હતો. (૩૪) ફિરઔને પોતાના આસપાસના સરદારોને કહ્યું, ચોક્કસ આ વ્યક્તિ એક નિપુણ જાદુગર છે. (૩૫) તે ઇચ્છે છે કે તે પોતાના જાદૂથી તમને તમારા દેશમાંથી નીકાળી દે. અવે તમે શું સલાહ આપો છો ?

(૩૬) દરબારીઓએ કહ્યું કે આને અને તેના ભાઈને મહેતલ આપો, અને શહેરોમાં સંદેશવાહકો મોકલી દો (૩૭) કે તે તમારા પાસે તમારા નિપુણ જાદુગરોને લાવે. (૩૮) પછી જાદુગરોને એક નિર્ધારિત દિવસે એકત્ર કરવામાં આવ્યા, (૩૯) અને લોકોને કહેવામાં આવ્યું કે શું તમે લોકો એકત્ર થઈ ગયા, (૪૦) જેથી આપણે જાદુગરોને સાથ આપીએ, જો તેઓ વર્ચસ્વશાળી રહેવાના હોય. (૪૧) પછી જ્યારે જાદુગરો આવ્યા, તો તેમણે ફિરઔનને કહ્યું, શું અમારા માટે કોઈ ઇનામ છે, જો અમે વર્ચસ્વશાળી રહીએ ? (૪૨) તેણે કહ્યું, હા, અને તમે એ સ્થિતિમાં નિકટવર્તી લોકોમાં સામેલ થઈ જશો.

(૪૩) મૂસાએ તેમને કહ્યું કે તમારે જે કંઈ નાખવાનું છે, નાખો. (૪૪) પછી તેમણે પોતાની રસ્સીઓ અને લાઠીઓ નાખી, અને કહ્યું કે ફિરઔનના પ્રતાપના સોગંદ ! અમે જ વિજયી રહીશું. (૪૫) પછી મૂસાએ પોતાનો 'અસા' (લાઠી) નાખ્યો, તો અચાનક તે એ મિથ્યાને ગળવા લાગ્યો, જે તેમણે બનાવ્યું હતું. (૪૬) પછી જાદુગરો સિજદામાં પડી ગયા. (૪૭) તેમણે કહ્યું, અમે ઈમાન લાવ્યા સૃષ્ટિના માલિક અને પાલનહાર પર, (૪૮) જે મૂસા અને હારૂનનો પ્રભુ-પાલનહાર છે.

(૪૯) ફિરઔને કહ્યું, તમે તેને માની લીધો, તેના પહેલા કે હું તમને પરવાનગી આપું ! ચોક્કસ, એ જ તમારો ગુરુ છે, જેણે તમને જાદૂ શિખવાડ્યું છે. હવે તમને ખબર પડી જશે. હું તમારા એક તરફના હાથ અને બીજી તરફના પગ કાપીશ અને તમને સૌને શૂળી પર ચઢાવીશ. (૫૦) તેમણે કહ્યું કે કંઈ વાંધો નહીં. અમે અમારા માલિકના પાસે પહોંચી જઈશું. (૫૧) અમે આશા રાખીએ છીએ કે અમારો રબ (પ્રભુ-પાલનહાર) અમારી ભૂલોને માફ કરી દેશે, એટલા માટે કે અમે પહેલા ઈમાનવાળા બન્યા.

(૫૨) અને અમે મૂસાને વહી (પ્રકાશના) મોકલી કે મારા બંદાઓને લઈને રાત્રે નીકળી જાઓ. નિશ્ચિતપણે તમારો પીછો કરવામાં આવશે. (૫૩) પછી ફિરઔને શહેરોમાં સંદેશવાહકો મોકલી દીધા. (૫૪) આ લોકો થોડોક જ સમૂહ છે, (૫૫) અને તેમણે અમને પ્રકોપિત કર્યા છે, (૫૬) અને આપણે એક સુસંગઠિત સમૂહ છીએ. (૫૭) પછી અમે તેમને બગીચાઓ અને ઝરણાઓમાંથી કાઢ્યા, (૫૮) અને ખજાનાઓ અને ઉમદા મકાનોમાંથી. (૫૯) આ થયું, અને અમે બની ઈસરાઈલને એ વસ્તુઓના ઉત્તરાધિકારી બનાવી દીધા.

(૬૦) પછી તેમણે સૂર્ય નીકળવાના સમયે તેમનો પીછો કર્યો. (૬૧) પછી જ્યારે બંને સમૂહો આમને-સામને થયા, તો મૂસાના સાથીઓએ કહ્યું કે આપણે તો પકડાઈ ગયા. (૬૨) મૂસાએ કહ્યું કે કદાપિ નહીં. નિઃશંક, મારો રબ મારા સાથે છે. તે મને માર્ગ બતાવશે. (૬૩) પછી અમે મૂસાને વહી કરી કે પોતાની લાઠી નદી પર મારો. તેથી તે ફાટી ગઈ અને દરેક ભાગ એવો થઈ ગયો, જાણે મોટો પહાડ ! (૬૪) અને અમે બીજા પક્ષકારને પણ તેના નજીક પહોંચાડી દીધો, (૬૫) અને અમે મૂસાને અને એ સૌને જે તેના સાથે હતા, બચાવી લીધા. (૬૬) પછી બીજાઓને ડૂબાડી દીધા. (૬૭) નિઃશંક, આમાં એક નિશાની

છે, અને તેમાંથી મોટાભાગના લોકો માનવાવાળા નથી. (૬૮) અને નિશ્ચિતપણે તારો પ્રભુ-પાલનહાર પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૬૯) અને તેમને ઇબ્રાહીમનો પ્રસંગ સંભળાવો, (૭૦) જ્યારે તેણે પોતાના પિતાને અને પોતાની જાતિને કહ્યું કે તમે કઈ વસ્તુની ઉપાસના કરો છો ? (૭૧) તેમણે કહ્યું કે અમે મૂર્તિઓની ઉપાસના કરીએ છીએ અને અમે હંમેશા તેના પર અડગ રહીશું. (૭૨) ઇબ્રાહીમે કહ્યું, શું આ તમારું સાંભળે છે, જ્યારે તમે તેમને પોકારો છો ? (૭૩) અથવા તેઓ તમને નફો-નુસકાન પહોંચાડે છે ? (૭૪) તેમણે કહ્યું, બલ્કે અમે અમારા પૂર્વજોને આવું જ કરતા જોયા છે.

(૭૫) ઇબ્રાહીમે કહ્યું, શું તમે એ વસ્તુઓને જોઈ પણ છે, જેની તમે ઉપાસના કરો છો ? (૭૬) તમે પણ અને તમારા પૂર્વજો પણ, (૭૭) એ સૌ મારા દુશ્મનો છે, સિવાય એક સૃષ્ટિના સ્વામી અલ્લાહના, (૭૮) જેણે મને પેદા કર્યો, પછી એ જ મારું માર્ગદર્શન કરે છે (૭૯) અને જે મને ખવડાવે છે અને પીવડાવે છે (૮૦) અને જ્યારે હું બીમાર થાઉં છું તો એ જ મને સ્વાસ્થ્ય પ્રદાન કરે છે, (૮૧) અને જે મને મૃત્યુ આપશે, પછી મને જીવંત કરશે, (૮૨) અને તે, જેનાથી હું આશાઓ રાખું છું કે બદલાના દિવસે મારી ભૂલો માફ કરશે.

(૮૩) હે મારા પ્રભુ-પાલનહાર ! મને તત્ત્વદર્શિતા પ્રદાન કર અને મને સદાચારીઓમાં સામેલ કર, (૮૪) અને મારું કથન સાચું કર પછી આવનારાઓમાં (૮૫) અને મને બાગની કૃપાઓના ઉત્તરાધિકારીઓમાં બનાવ, (૮૬) અને મારા પિતાને માફ કર. નિઃશંક, તે પથભ્રષ્ટ લોકોમાંથી છે, (૮૭) અને મને એ દિવસે અપમાનિત ન કર, જ્યારે કે લોકોને ઉઠાવવામાં આવશે, (૮૮) જે દિવસે ન ધન કામ લાગશે અને ન સંતાન, (૮૯) પરંતુ તે

જે અલ્લાહ પાસે નિષ્કપટ અને વિશુદ્ધ હૃદય લઈને આવ્યો.

(૯૦) અને સ્વર્ગને ડરવાવાળાઓના નજીક લાવવામાં આવશે (૯૧) અને નર્કને પથભ્રષ્ટ લોકો સામે પ્રગટ કરવામાં આવશે, (૯૨) અને તેમને કહેવામાં આવશે, ક્યાં છે તેઓ જેમની તમે ઈબાદત કરતા હતા, (૯૩) અલ્લાહ સિવાય ? શું તેઓ તમારી મદદ કરશે ? અથવા તેઓ પોતાનો બચાવ કરી શકે છે ? (૯૪) પછી તેમાં ઊંધા મોઢે નાખી દેવામાં આવશે, (૯૫) તેઓ અને પથભ્રષ્ટ લોકો અને ઈબલિસનું લશ્કર, બધાં જ. (૯૬) તેઓ તેમાં પરસ્પર ઝઘડતાં કહેશે, (૯૭) અલ્લાહના સોગંદ ! અમે સ્પષ્ટ પથભ્રષ્ટતામાં હતા, (૯૮) જ્યારે અમે તમને સૃષ્ટિના સ્વામી અલ્લાહના સમકક્ષ કરતા હતા, (૯૯) અને અમને તો બસ ગુનેગારોએ માર્ગથી ભટકાવ્યા, (૧૦૦) બસ, હવે અમારો કોઈ ભલામણકર્તા નથી (૧૦૧) અને ન કોઈ નિખાલસ મિત્ર.

(૧૦૨) હવે કદાચ, અમને પણ પાછા જવાનું થાય કે અમે ઈમાન-વાળાઓમાંથી બનીએ. (૧૦૩) નિઃશંક, આમાં નિશાની છે, અને આમાં મોટાભાગના લોકો ઈમાન લાવવાના નથી, (૧૦૪) અને નિઃશંક, તારો પ્રભુ-પાલનહાર પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૧૦૫) નૂહની જાતિએ ઈશદૂતોને ખોટા ઠેરવ્યા, (૧૦૬) જ્યારે કે તેમના ભાઈ નૂહે તેમને કહ્યું, શું તમે ડરતા નથી ? (૧૦૭) હું તમારા માટે એક વિશ્વસનીય ઈશદૂત છું. (૧૦૮) તેથી તમે લોકો અલ્લાહથી ડરો અને મારી વાત માનો, (૧૦૯) અને હું આના માટે તમારા પાસેથી કોઈ વળતર નથી માંગતો, મારું વળતર તો સૃષ્ટિના સ્વામી અલ્લાહના શિરે છે.

(૧૧૦) તેથી તમે અલ્લાહથી ડરો અને મારી વાત માનો. (૧૧૧) તેમણે કહ્યું, શું અમે તમને માની લઈએ, જ્યારે કે તમારું અનુસરણ નિમ્ન સ્તરના લોકોએ કર્યું છે. (૧૧૨) નૂહે કહ્યું કે મને શું ખબર તેઓ શું કરી રહ્યા છે.

(૧૧૩) તેમનો હિસાબ તો મારા પ્રભુ-પાલનહારના શિરે છે, જો તમે સમજો, (૧૧૪) અને હું ઈમાનવાળાઓને દૂર કરવાવાળો નથી. (૧૧૫) હું તો બસ એક સ્પષ્ટ ડરાવનાર છું.

(૧૧૬) તેમણે કહ્યું કે હે નૂહ ! જો તમે અટકશો નહીં તો અવશ્ય પથ્થરોથી મારી નાખવામાં આવશો. (૧૧૭) નૂહે કહ્યું કે હે મારા માલિક ! મારી જાતિએ મને ખોટો ઠેરવી દીધો. (૧૧૮) બસ તું મારા અને તેમના વચ્ચે સ્પષ્ટ નિર્ણય કરી દે, અને મને અને જે ઈમાનવાળાઓ મારા સાથે છે, તેમને મુક્તિ આપ. (૧૧૯) પછી અમે તેને અને તેના સાથીઓને એક ભરેલી નૌકામાં બચાવી લીધા. (૧૨૦) ત્યારબાદ તેના પછી અમે બાકી લોકોને ડૂબાડી દીધા. (૧૨૧) ચોક્કસ આમાં નિશાની છે, અને આમાંથી મોટાભાગના લોકો માનવાવાળા નથી, (૧૨૨) અને નિઃશંક, તારો પાલનહાર પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૧૨૩) આદે ઈશદૂતોને ખોટા ઠેરવ્યા, (૧૨૪) જ્યારે કે તેમના ભાઈ હૂદે તેમને કહ્યું કે શું તમે લોકો ડરતા નથી ? (૧૨૫) હું તમારા માટે એક વિશ્વસનીય ઈશદૂત છું. (૧૨૬) તેથી અલ્લાહથી ડરો અને મારી વાત માનો, (૧૨૭) અને હું આના માટે તમારા પાસે કોઈ બદલો નથી માંગતો. મારો બદલો તો માત્ર સૃષ્ટિના સ્વામી અલ્લાહના શિરે છે. (૧૨૮) શું તમે દરેક ઊંચી ભૂમિ પર નિરર્થક એક યાદગાર ઈમારત બનાવો છો, (૧૨૯) અને મોટા-મોટા મહેલોનું નિર્માણ કરો છો. જાણે તમને હંમેશા રહેવાનું છે. (૧૩૦) અને જ્યારે કોઈના પર હાથ નાખો છો, તો અત્યાચારી બનીને નાખો છો. (૧૩૧) તેથી તમે અલ્લાહથી ડરો અને મારી વાત માનો. (૧૩૨) અને તેનાથી ડરો, જેણે એ વસ્તુઓથી તમને મદદ પહોંચાડી, જેને તમે જાણો છો. (૧૩૩) તેણે તમારી મદદ કરી ચોપગાઓ (ઢોરો)થી અને સંતાનથી,

(૧૩૪) અને બગીચાઓ અને ઝરણાઓથી. (૧૩૫) હું તમારા પર એક મોટા દિવસની યાતનાથી ડરું છું.

(૧૩૬) તેમણે કહ્યું, અમારા માટે સરખું છે, ચાહે તમે શિખામણ કરો કે શિખામણ ન કરનારાઓમાંથી ન બનો. (૧૩૭) આ તો બસ અગાઉના લોકોની એક આદત છે, (૧૩૮) અને અમારા પર કદાપિ યાતના આવવાની નથી. (૧૩૯) આમ, તેમણે તેને ખોટો ઠેરવી દીધો, પછી અમે તેમને નષ્ટ કરી દીધા. નિઃશંક આમાં નિશાની છે, અને આમાંથી મોટાભાગના લોકો માનવાવાળા નથી, (૧૪૦) અને નિઃશંક તમારો પાલનહાર પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૧૪૧) સમૂદે ઈશદૂતોને ખોટા ઠેરવ્યા, (૧૪૨) જ્યારે તેમના ભાઈ સાલેહે તેમને કહ્યું કે શું તમે ડરતા નથી ? (૧૪૩) હું તમારા માટે એક વિશ્વસનીય ઈશદૂત છું. (૧૪૪) તેથી તમે અલ્લાહથી ડરો અને મારી વાત માનો, (૧૪૫) અને હું તમારા પાસે આના માટે કોઈ બદલો નથી માંગતો. મારો બદલો માત્ર સૃષ્ટિના સ્વામી અલ્લાહના શિરે છે. (૧૪૬) શું તમને એ વસ્તુઓમાં નિશ્ચિતપણે રહેવા દેવામાં આવશે, જે અહીં છે, (૧૪૭) બાગો અને ઝરણાઓમાં, (૧૪૮) અને ખેતીઓ અને રસભર્યા ગુચ્છાઓવાળી ખજૂરોમાં, (૧૪૯) અને તમે પહાડો ખોદીને ગર્વ કરતાં મકાન બનાવો છો. (૧૫૦) તેથી અલ્લાહથી ડરો અને મારી વાત માનો, (૧૫૧) અને હદથી આગળ વધી જનારાઓની વાત ન માનો, (૧૫૨) જેઓ ધરતીમાં બગાડ કરે છે અને સુધારણા નથી કરતા.

(૧૫૩) તેમણે કહ્યું, તમારા પર તો કોઈએ જાદૂ કરી નાખ્યું છે. (૧૫૪) તમે માત્ર અમારા જેવા એક માણસ છો. તેથી તમે કોઈ નિશાની લાવો, જો તમે સાચા હોવ. (૧૫૫) સાલેહે કહ્યું, આ એક ઊંટણી છે. તેના

માટે પાણી પીવાનો એક વારો છે, અને એક નિશ્ચિત દિવસનો વારો તમારા માટે છે, (૧૫૬) અને તેને ખરાબ ઇરાદા સાથે ન છેડજો, નહિં તો એક મોટા દિવસની યાતના તમને આવીને પકડશે. (૧૫૭) પછી તેમણે આ ઊંટણીને મારી નાખી, પછી તેઓ પસ્તાઈને રહી ગયા. (૧૫૮) પછી તેમને યાતનાએ પકડી લીધા. નિઃશંક, આમાં નિશાની છે અને આમાંથી મોટાભાગના લોકો માનવાના નથી, (૧૫૯) અને નિઃશંક, તમારો પાલનહાર પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૧૬૦) લૂતની જાતિએ ઈશદૂતોને ખોટા ઠેરવ્યા, (૧૬૧) જ્યારે તેમના ભાઈ લૂતે તેમને કહ્યું, શું તમે ડરતા નથી ? (૧૬૨) હું તમારા માટે એક વિશ્વસનીય ઈશદૂત છું. (૧૬૩) તેથી અલ્લાહથી ડરો અને મારી વાત માનો. (૧૬૪) હું આના માટે તમારાથી કોઈ બદલો નથી માંગતો, મારો બદલો તો સૃષ્ટિના સ્વામી અલ્લાહના શિરે છે. (૧૬૫) શું તમે જગતવાસીઓમાં પુરુષો પાસે જાઓ છો, (૧૬૬) અને તમારા પાલનહારે તમારા માટે જે પત્નીઓ પેદા કરી છે તેમને છોડી દો છો, બલ્કે તમે હદથી આગળ વધી જનારાં લોકો છો.

(૧૬૭) તેમણે કહ્યું કે હે લૂત ! જો તમે અટકશો નહીં તો અવશ્ય તમને બહાર કાઢી મૂકવામાં આવશે. (૧૬૮) તેણે કહ્યું, હું તમારા અમલથી સંપૂર્ણ વિમુક્ત છું. (૧૬૯) હે મારા પાલનહાર ! તું મને અને મારા ઘરવાળાઓને તેમના કૃત્યથી મુક્તિ આપ. (૧૭૦) તેથી અમે તેને અને તેના ઘરવાળાઓને બચાવી લીધા, (૧૭૧) પરંતુ એક વૃદ્ધા કે તે રહી જનારાઓમાં રહી ગઈ, (૧૭૨) પછી અમે બીજાઓને નષ્ટ કરી દીધા, (૧૭૩) અને અમે તેમના ઉપર વરસાવ્યો એક મેઘ. બસ કેવો ખરાબ હતો મેઘ, જે તેમના ઉપર વરસ્યો, જેમને ડરાવવામાં આવ્યા હતા ! (૧૭૪) નિઃશંક, આમાં નિશાની છે, અને તેમાંથી

મોટાભાગના લોકો માનવાના નથી, (૧૭૫) અને નિઃશંક તમારો પાલનહાર પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૧૭૬) ઐકાવાળાએ ઈશદૂતોને ખોટા ઠેરવ્યા, (૧૭૭) જ્યારે શુઐબે તેમને કહ્યું, શું તમે ડરતા નથી ? (૧૭૮) હું તમારા માટે એક વિશ્વસનીય ઈશદૂત છું. (૧૭૯) તેથી અલ્લાહથી ડરો અને મારી વાત માનો, (૧૮૦) અને હું તેના માટે તમારાથી કોઈ બદલો નથી માંગતો, મારો બદલો સૃષ્ટિના સ્વામી અલ્લાહના શિરે છે. (૧૮૧) તમે લોકો પૂરું માપો અને નુકસાન આપનારા-ઓમાંથી ન બનો, (૧૮૨) અને સાચા ત્રાજવાથી તોલો, (૧૮૩) અને લોકોને તેમની વસ્તુઓ ઓછી કરીને ન આપો અને ધરતી પર બગાડ ન ફેલાવો. (૧૮૪) અને એ હસ્તીથી ડરો, જેણે તમને પેદા કર્યા છે અને પૂરોગામી પેઢીઓને પણ.

(૧૮૫) તેમણે કહ્યું, તમારા પર તો કોઈએ જાદૂ કરી નાખ્યું છે, (૧૮૬) અને તમે અમારા જેવા જ એક મનુષ્ય છો, અને અમે તો તમને જૂઠા લોકોમાં ગણીએ છીએ. (૧૮૭) તેથી અમારા ઉપર આકાશમાંથી કોઈ ટુકડો પાડો જો તમે સાચા છો. (૧૮૮) શુઐબે કહ્યું, મારો પાલનહાર સારી રીતે જાણે છે, જે કંઈ તમે કરી રહ્યા છો. (૧૮૯) પછી તેમણે તેને ખોટો ઠેરવી દીધો. પછી તેમને વાદળવાળા દિવસની યાતનાએ પકડી લીધા. (૧૯૦) નિઃશંક, તે એક મોટા દિવસની યાતના હતી. નિશ્ચિતપણે આમાં નિશાની છે અને તેમાંથી મોટાભાગના લોકો માનવાના નથી. (૧૯૧) અને નિઃશંક, તમારો પાલનહાર પ્રભુત્શાળી છે, દયાળુ છે.

(૧૯૨) અને નિઃશંક, આ સૃષ્ટિના સ્વામી અલ્લાહે અવતરિત કરેલ વાણી છે. (૧૯૩) તેને પ્રમાણિક ફરિશ્તો લઈને ઉતર્યો છે (૧૯૪) તમારા હૃદય પર, જેથી તમે ડરાવનારાઓમાં બનો, (૧૯૫) સ્પષ્ટ અરબી ભાષામાં,

(૧૯૬) અને તેનો ઉલ્લેખ અગાઉના લોકોના ગ્રંથોમાં છે, (૧૯૭) અને શું તેમના માટે એ નિશાની નથી કે આને બની ઈસરાઈલના વિદ્વાનો જાણે છે ?

(૧૯૮) અને જો આને અમે કોઈ બિનઆરબ (વ્યક્તિ) પર અવતરિત કરતા, (૧૯૯) પછી તે આમને વાંચીને સંભળાવવામાં આવતું, તો તેઓ આના પર ઈમાન લાવવાવાળા ન બનતા. (૨૦૦) એ જ પ્રમાણે અમે ઈમાન ન લાવવાને ગુનેગારોના હૃદયમાં નાખી રાખ્યું છે. (૨૦૧) આ લોકો ઈમાન નહીં લાવે, જ્યાં સુધી કઠિન યાતના ન જોઈ લે. (૨૦૨) તેથી તે તેમના પર અચાનક આવશે અને તેમને ખબર પણ નહીં હોય. (૨૦૩) પછી તેઓ કહેશે કે શું અમને થોડીક મહેતલ મળી શકે છે ?

(૨૦૪) શું તેઓ અમારી યાતનાને જલ્દી માંગી રહ્યા છે ? (૨૦૫) બતાવો કે જો અમે તેમને થોડાક વર્ષ ફાયદો પહોંચાડતા રહીએ, (૨૦૬) પછી તેમના ઉપર એ વસ્તુ આવી જાય જેનાથી તેમને ડરાવવામાં આવી રહ્યા છે, (૨૦૭) તો આ ફાયદો તેમને કોઈ કામ નહીં લાગે, (૨૦૮) અને અમે કોઈપણ વસ્તીને નષ્ટ નથી કરી, પરંતુ તેના માટે સચેત કરનારાં હતા (૨૦૯) યાદ દેવડાવવા માટે, અને અમે અત્યાચારી નથી૪ (૨૧૦) અને આને શૈતાનો લઈને નથી ઉતર્યા, (૨૧૧) ન આ તેમના માટે યોગ્ય છે, અને ન તેઓ આવું કરી શકે છે. (૨૧૨) તેમને આને સાંભળવાથી અટકાવી દેવામાં આવ્યા છે.

(૨૧૩) તેથી તમે અલ્લાહની સાથે કોઈ અન્ય ઉપાસ્યને ન પોકારો કે તમે પણ સજા પ્રાપ્ત કરનારાઓમાંથી થઈ જાઓ, (૨૧૪) અને પોતાના નજીકના સગાઓને ડરાવો (૨૧૫) અને એ લોકો માટે પોતાના હાથ ફેલાવી રાખો, જેઓ ઈમાનવાળા બનીને તમારું અનુસરણ કરે. (૨૧૬) તેથી જો તેઓ તમારી અવજ્ઞા કરે તો કહો કે જે કંઈ તમે કરી રહ્યા છો, હું તેનાથી વિમુક્ત છું.

(૨૧૭) અને પ્રભુત્વશાળી અને મહેરબાન અલ્લાહ પર ભરોસો કરો, (૨૧૮) જે જોઈ રહ્યો છે તમને, જ્યારે તમે ઉઠો છો (૨૧૯) અને તમારી ગતિવિધિઓ નમાઝ પઢનારાઓ સાથે. (૨૨૦) નિઃશંક, તે સાંભળનાર, જાણવાવાળો છે.

(૨૨૧) શું હું તમને બતાવું કે શૈતાનો કોના પર ઉતરે છે ? (૨૨૨) તે દરેક જૂઠા ગુનેગાર પર ઉતરે છે. (૨૨૩) તેઓ કાન લગાવે છે અને તેમાંથી મોટાભાગના લોકો જૂઠા છે, (૨૨૪) અને શાયરો (કવિઓ)ના પાછળ પથભ્રષ્ટ લોકો ચાલે છે. (૨૨૫) શું તમે જોતા નથી કે તેઓ દરેક ખીણમાં ભટકે છે, (૨૨૬) અને તેઓ (એ)કહે છે, જે તેઓ કરતા નથી, (૨૨૭) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા અને તેમણે અલ્લાહને પુષ્કળ યાદ કર્યો અને તેમણે બદલો લીધો એ પછી કે તેમના પર અત્યાચાર થયો, અને અત્યાચાર કરનારા લોકોને ટૂંક સમયમાં જાણ થઈ જશે કે તેમને કેવી જગ્યાએ પાછા ફરીને જવાનું છે.

—•—

## ૨૭. સૂરઃ અલ-નમ્લ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) તા - સીન. આ આયતો છે કુર્આનની અને એક સ્પષ્ટ ગ્રંથની. (૨) માર્ગદર્શન અને ખુશખબર છે ઈમાનવાળાઓ માટે, (૩) જેઓ નમાઝની સ્થાપના કરે છે અને ઝકાત આપે છે અને તેઓ આખિરત (પરલોક) પર વિશ્વાસ રાખે છે. (૪) જે લોકો આખિરત પર ઈમાન નથી રાખતા તેમના કાર્યોને અમે તેમના માટે આકર્ષક બનાવી નાખ્યા છે. તેથી તેઓ ભટકી રહ્યા છે. (૫) આ લોકો છે, જેમના માટે ખરાબ સજા છે અને તેઓ આખિરતમાં ખૂબ જ નુકસાનમાં હશે, (૬) અને નિઃશંક કુર્આન તમને એક તત્ત્વદર્શી અને

સર્વજ્ઞાની તરફથી આપવામાં આવી રહ્યું છે.

(૭) જ્યારે મૂસાએ પોતાના ઘરવાળાઓને કહ્યું કે મેં એક આગ જોઈ છે. હું ત્યાંથી કોઈ માહિતી લાવું છું અથવા આગનો એક અંગારો લાવું છું, જેથી તમે તાપી શકો. (૮) પછી જ્યારે તે તેના પાસે પહોંચ્યો, તો અવાજ આપવામાં આવ્યો કે મુબારક છે એ જે આગમાં છે અને જે તેના પાસે છે, અને પવિત્ર છે અલ્લાહ, જે રબ (પ્રભુ-પાલનહાર) છે સમગ્ર સૃષ્ટિનો.

(૯) હે મૂસા ! આ હું છું, અલ્લાહ, પ્રભુત્વશાળી તત્ત્વદર્શી, (૧૦) અને તમે પોતાની લાઠી નાખી દો. પછી જ્યારે તેણે તેને એ રીતે હલન-ચલન કરતાં જોઈ, જાણે તે સાપ હોય, તો તે પાછળ ફર્યો અને પલટીને ન જોયું. હે મૂસા ! ડરો નહીં, મારા સામે પયગંબરો ડરતા નથી, (૧૧) પરંતુ જેણે અત્યાચાર કર્યો હોય. પછી તેણે બૂરાઈ પછી તેને ભલાઈમાં બદલી નાખી, તો હું ક્ષમાશીલ, મહેરબાન છું. (૧૨) અને તમે પોતાનો હાથ પોતાની બગલમાં નાખો, તે કોઈ દોષ વગર સફેદ નીકળશે. આ બંને મળીને નિશાનીઓની સાથે ફિરઔન અને તેની જાતિ પાસે જાઓ. નિશ્ચિતપણે તેઓ અવજ્ઞાકારી લોકો છે. (૧૩) તેથી જ્યારે તેમના પાસે અમારી સ્પષ્ટ નિશાનીઓ આવી, તેમણે કહ્યું કે આ સ્પષ્ટ જાદૂ છે, (૧૪) અને તેમણે ઇન્કાર કર્યો, જો કે તેમનાં હૃદયે તેનો વિશ્વાસ કરી લીધો હતો, અત્યાચાર અને ઘમંડના કારણે. હવે જુઓ, કેવું ખરાબ પરિણામ આવ્યું ઉપદ્રવકારીઓનું.

(૧૫) અને અમે દાઉદ અને સુલૈમાનને જ્ઞાન પ્રદાન કર્યું, અને એ બંનેએ કહ્યું કે આભાર છે અલ્લાહ માટે, જેણે અમને પોતાના ઘણા ઈમાનવાળા બંદાઓ પર શ્રેષ્ઠતા પ્રદાન કરી. (૧૬) અને દાઉદનો ઉત્તરાધિકારી સુલૈમાન થયો, અને કહ્યું કે હે લોકો ! અમને પક્ષીઓની ભાષા શીખવાડવામાં આવી છે, અને અમને દરેક પ્રકારની વસ્તુઓ આપવામાં આવી. નિઃશંક, આ

સ્પષ્ટ કૃપા છે.

(૧૭) અને સુલૈમાન માટે તેનું લશ્કર એકત્ર કરવામાં આવ્યું, જિન્નાત અને મનુષ્યો અને પક્ષીઓ, પછી તેમના સમૂહો બનાવવામાં આવ્યા, (૧૮) ત્યાં સુધી કે જ્યારે તેઓ કીડીઓની તળેટીમાં પહોંચ્યા. એક કીડીએ કહ્યું, હે કીડીઓ ! પોતાના દરોમાં દાખલ થઈ જાઓ, ક્યાંક સુલૈમાન અને તેનું લશ્કર તમને કચડી નાખે અને તેમને ખબર પણ ન હોય. (૧૯) આમ, સુલૈમાન તેની વાતથી મલકાતો હસી પડ્યો અને કહ્યું, હે મારા પાલનહાર ! મને સદ્‌પ્રેરણા આપ કે હું તારી કૃપાઓનો આભાર વ્યક્ત કરું, જે તેં મારા પર અને મારા માતા-પિતા પર કરી છે, અને એ કે હું સદ્‌કાર્યો કરું, જે તને પસંદ હોય અને તારી દયાથી તું મને પોતાના સદાચારી બંદાઓમાં સામેલ કર.

(૨૦) અને સુલૈમાને પક્ષીઓનું નિરીક્ષણ કર્યું, તો કહ્યું, શું વાત છે કે હું હુદહુદને જોઈ નથી રહ્યો. (૨૧) શું તે ક્યાંક અદૃશ્ય થઈ ગયેલ છે? (૨૨) વધારે વાર નહોતી થઈ કે તેણે આવીને કહ્યું, હું એક વસ્તુના સમાચાર લાવ્યો છું, જેની તમને ખબર નહોતી, અને હું સબાથી એક વિશ્વસનીય સમાચાર લઈને આવ્યો છું . (૨૩) મેં જોયું કે એક મહિલા તેમના પર રાજ કરે છે અને તેને તમામ વસ્તુઓ પ્રાપ્ત છે, અને તેનું એક મોટું સિંહાસન છે. (૨૪) મેં તેને અને તેની જાતિને જોઈ કે તેઓ સૂર્યને સિજદો (દંડવત્‌) કરે છે, અલ્લાહ સિવાય. અને શૈતાને તેમનાં કાર્યો તેમના માટે આકર્ષક બનાવી દીધા છે. પછી તેમને માર્ગથી રોકી લીધા, તેથી તેઓ માર્ગ નથી પામતા (૨૫) કે તેઓ અલ્લાહને સિજદો ન કરે, જે આકાશો અને ધરતીની છૂપી વસ્તુને કાઢે છે, અને તે જાણે છે જે કંઈ તમે છુપાવો છો અને જે કંઈ જાહેર કરો છો. (૨૬) અલ્લાહ, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, મહાન રાજ-સિંહાસનનો માલિક.

(૨૭) સુલૈમાને કહ્યું, અમે જોઈશું કે તમે સાચું કહ્યું કે તમે જૂઠા લોકોમાંથી છો. (૨૮) મારો આ પત્ર લઈ જાઓ. પછી તેને એ લોકો તરફ નાખી દો. પછી તેમનાથી હટી જજો. પછી જુઓ કે તે શું પ્રતિક્રિયા આપે છે. (૨૯) રાણી સબાએ કહ્યું કે હે દરબારીઓ ! મારા તરફ એક પ્રતિષ્ઠિત પત્ર નાખવામાં આવ્યો છે. (૩૦) તે સુલૈમાન તરફથી છે, અને તે છે – શરૂ અલ્લાહના નામથી જે અત્યંત મહેરબાન, અત્યંત દયાળુ છે (૩૧) કે તમે મારા સામે વિદ્રોહ ન કરો અને આજ્ઞાંકિત બનીને મારા પાસે આવી જાઓ. (૩૨) રાણીએ કહ્યું કે હે દરબારીઓ ! મારા મામલામાં મને અભિપ્રાય આપો. હું કોઈ મામલામાં નિર્ણય નથી કરતી, જ્યાં સુધી તમે લોકો હાજર ન હોવ. (૩૩) તેમણે કહ્યું, અમે લોકો બળવાન છીએ, અને સખત લડાઈવાળા છીએ, અને નિર્ણય તમારા અધિકારમાં છે. તેથી તમે જોઈ લો કે તમે શું આદેશ આપો છો. (૩૪) રાણીએ કહ્યું કે બાદશાહ લોકો જ્યારે કોઈ વસ્તીમાં દાખલ થાય છે તો તેને ખરાબ કરી નાખે છે અને તેના પ્રતિષ્ઠિત લોકોને અપમાનિત કરી દે છે, અને એ જ આ લોકો કરશે, (૩૫) અને હું તેમના તરફ એક ભેટ મોકલું છું, પછી જોઉં છું કે સંદેશવાહક શું જવાબ લાવે છે.

(૩૬) પછી જ્યારે સંદેશવાહક સુલૈમાનની પાસે પહોંચ્યો, તેણે કહ્યું, શું તમે લોકો ધનથી મારી મદદ કરવા માગો છો ? બસ, અલ્લાહે જે કંઈ મને આપ્યું છે તે તેનાથી ઉત્તમ છે જે તેણે તમને આપ્યું છે. બલ્કે તમે જ તમારી ભેટથી ખુશ થાઓ. (૩૭) તેમના પાસે પાછા જાઓ. અમે તેમના ઉપર એવા લશ્કરો લઈને આવીશું જેનો સામનો તેઓ નહીં કરી શકે, અને અમે તેમને ત્યાંથી અપમાનિત કરીને બહાર કાઢી મૂકીશું, અને તેઓ નાશ પામશે.

(૩૮) સુલૈમાને કહ્યું કે હે દરબારીઓ ! તમારામાંથી કોણ તેનું સિંહાસન મારા પાસે લાવે છે, એ પહેલા કે તે લોકો આજ્ઞાંકિત બનીને મારા પાસે આવે.

(૩૮) જિન્નાતોમાંથી એક મહાકાયે કહ્યું, હું તેને તમારા પાસે લઈ આવીશ એ પહેલા કે તમે તમારી જગ્યાએથી ઊભા થાઓ, અને હું તેના પર સમર્થ છું, વિશ્વસનીય છું. (૪૦) જેના પાસે ગ્રંથનું કોઈ જ્ઞાન હતું, તેણે કહ્યું, હું તમારી પલક ઝપકતાં પહેલા તેને લઈ આવીશ. પછી જ્યારે તેણે સિંહાસનને પોતાના પાસે મૂકેલું જોયું, તો તેણે કહ્યું, આ મારા પાલનહારની કૃપા છે, જેથી તે મારી પરીક્ષા કરે કે હું આભાર વ્યક્ત કરું છું કે કૃતઘ્ન બનું છું, અને જે વ્યક્તિ કૃતજ્ઞતા કરે તો તે પોતાના માટે જ કૃતજ્ઞતા કરે છે, અને જે વ્યક્તિ કૃતઘ્નતા અને અપકાર કરે, તો મારો પાલનહાર નિરપેક્ષ છે, કૃપાળુ છે.

(૪૧) સુલૈમાને કહ્યું કે તેના સિંહાસનનું રૂપ બદલી નાખો, જુઓ તે સમજી શકે છે કે તે એ લોકોમાંથી થઈ જાય છે, જેમને સમજ નથી. (૪૨) પછી જ્યારે તે આવી, તો કહેવામાં આવ્યું, શું તમારું સિંહાસન આવું જ છે ? તેણે કહ્યું, મોટાભાગે તે આ જ છે, અને અમને આનાથી પહેલા ખબર પડી ગઈ હતી, અને અમે આજ્ઞાંકિતોમાંથી હતા. (૪૩) અને તેને રોકી રાખી હતી એ વસ્તુઓએ, જેને તે અલ્લાહ સિવાય પૂજતી હતી. તે ઈન્કાર કરનારાઓમાંથી હતી. (૪૪) તેને કહેવામાં આવ્યું કે મહેલમાં દાખલ થઈ જા. પછી જ્યારે તેણે તેને જોયો તો તેને એવું લાગ્યું કે તે ઊંડું પાણી છે અને પોતાની બંને પિંડીઓ ખોલી નાખી. સુલૈમાને કહ્યું, આ તો એક મહેલ છે, જે કાચથી બનાવવામાં આવ્યો છે. તેણે કહ્યું કે હે મારા પ્રભુ-પાલનહાર ! મેં મારી જાત પર અત્યાચાર કર્યો, અને હું સુલૈમાનની સાથે થઈને સૃષ્ટિના સ્વામી અને પાલનહાર પર ઈમાન લાવી.

(૪૫) અને અમે સમૂદ તરફ તેમના ભાઈ સાલેહને મોકલ્યો કે અલ્લાહની ઉપાસના કરો. પછી તેઓ બે પક્ષકાર બનીને પરસ્પર ઝઘડવા લાગ્યા. (૪૬) તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! તમે ભલાઈથી પહેલા બૂરાઈ માટે

કેમ ઉતાવળ કરી રહ્યા છો ? તમે અલ્લાહથી માફી કેમ નથી માંગતા કે તમારા પર દયા કરવામાં આવે ? (૪૭) તેમણે કહ્યું, અમે તો તમને અને તમારા સાથીઓને અશુભ સમજીએ છીએ. તેણે કહ્યું કે તમારું દુર્ભાગ્ય અલ્લાહની પાસે છે, બલ્કે તમારી પરીક્ષા થઈ રહી છે.

(૪૮) અને શહેરમાં નવ વ્યક્તિ હતા, જેઓ જમીનમાં બગાડ ફેલાવતા હતા અને તેઓ સુધારણાનું કાર્ય કરતા નહોતા. (૪૯) તેમણે કહ્યું કે તમે લોકો અલ્લાહના સોગંદ ખાવ કે અમે તેને અને તેના લોકોને ચુપકેથી મારી નાખીશું. પછી તેના વાલીઓને કહી દઈશું કે અમે તેના ઘરવાળાઓની હત્યા વખતે હાજર નહોતા, અને નિશ્ચિતપણે અમે સાચા છીએ. (૫૦) અને તેમણે એક યુક્તિ કરી અને અમે પણ એક યુક્તિ કરી અને તેમને ખબર પણ ન પડી. (૫૧) પછી જુઓ, કેવું આવ્યું તેમની યુક્તિનું પરિણામ ! અમે તેમને અને તેમની આખી જાતિને નષ્ટ કરી નાખી. (૫૨) હવે, આ છે તેમનાં ઘર વેરાન પડેલા તેમના અત્યાચારના કારણે. નિઃશંક, આમાં બોધપાઠ છે એ લોકો માટે, જેઓ જાણે, (૫૩) અને અમે એ લોકોને બચાવી લીધા, જેઓ ઈમાન લાવ્યા અને જેઓ ડરતા હતા.

(૫૪) અને લૂતને, જ્યારે તેણે પોતાની જાતિને કહ્યું, શું તમે અશ્લીલતા કરો છો અને તમે જુઓ છો ? (૫૫) શું તમે પુરુષોની સાથે સંભોગ કરો છો, સ્ત્રીઓને છોડીને, બલ્કે તમે લોકો મૂર્ખ છો. (૫૬) પછી તેની જાતિનો જવાબ તેના સિવાય કંઈ નહોતો કે તેમણે કહ્યું, લૂતના ઘરવાળાઓને આપણી વસ્તીમાંથી બહાર કાઢી મૂકો, આ લોકો મોટા પવિત્રાત્મા બને છે.

(૫૭) પછી અમે તેને અને તેના લોકોને મુક્તિ આપી, સિવાય તેની પત્નીના, જેનું પાછળ રહી જવાનું અમે નક્કી કરી દીધું હતું. (૫૮) અને અમે તેમના પર વરસાવ્યો એક ભયાનક વરસાદ. બસ, કેવી ખરાબ હતી વર્ષા,

જેમને સાધવાન કરી દેવામાં આવ્યા હતા. (૫૯) કહો, પ્રશંસા છે અલ્લાહ માટે અને સલામ તેના એ બંદાઓ પર જેને તેણે પસંદ કર્યા. શું અલ્લાહ સર્વશ્રેષ્ઠ છે કે તેઓ, જેમને આ લોકો ભાગીદાર બનાવે છે ?

★ **(૬૦) એ કોણ છે, જેણે આકાશો અને ધરતીને પેદા કર્યા ?** અને તમારા માટે આકાશમાંથી પાણી ઉતાર્યું ? પછી અમે તેનાથી સુંદર બગીચાઓ ઊગાડ્યા. તમારા વશમાં નહોતું કે તમે આ વૃક્ષોને ઊગાડી શકતા. શું અલ્લાહની સાથે કોઈ અન્ય ઉપાસ્ય છે ? બલ્કે તેઓ માર્ગથી વિચલિત થઈ જનારા લોકો છે. (૬૧) કોણે ધરતીને રોકાવા લાયક બનાવી અને તેના વચ્ચે નદીઓ વહાવી ? અને તેના માટે પહાડો બનાવ્યા, અને બે સમુદ્રોની વચ્ચે પરદો નાખી દીધો ? શું અલ્લાહની સાથે કોઈ અન્ય ઉપાસ્ય છે ? બલ્કે તેમાંના મોટાભાગના લોકો જાણતા નથી.

(૬૨) કોણ છે એ જે લાચારની પ્રાર્થના સાંભળે છે અને તેના દુઃખને દૂર કરે છે, અને તમને ધરતીના ઉત્તરાધિકારી બનાવે છે. શું અલ્લાહ સિવાય કોઈ અન્ય ઉપાસ્ય છે ? તમે શિખામણ ખૂબ ઓછી જ સ્વીકારો છો. (૬૩) કોણ છે, જે તમને જમીન અને સમુદ્રના અંધકારમાં માર્ગ બતાવે છે ? અને કોણ પોતાની દયાના આગળ હવાઓને ખુશખબર બનાવીને મોકલે છે ? શું અલ્લાહના સાથે કોઈ અન્ય ઉપાસ્ય છે ? અલ્લાહ ખૂબ જ ઉચ્ચ છે તેનાથી જેને તેઓ ભાગીદાર ઠરાવે છે. (૬૪) કોણ છે જે સર્જનનો આરંભ કરે છે અને પછી તેનું પુનરાવર્તન કરે છે ? અને કોણ તમને આકાશ અને ધરતીમાંથી રોજી આપે છે ? શું અલ્લાહના સાથે કોઈ અન્ય ઉપાસ્ય છે ? કહો કે પોતાની દલીલ લાવો, જો તમે સાચા છો.

(૬૫) કહો કે અલ્લાહ સિવાય આકાશો અને ધરતીમાં કોઈ અદૃશ્યનું જ્ઞાન નથી રાખતું, અને તેઓ નથી જાણતા કે તેમને ક્યારે ઉઠાવવામાં આવશે.

(૬૬) બલ્કે આખિરત (પરલોક) વિશે તેમનું જ્ઞાન ઉલઝી ગયું છે, બલ્કે તેઓ તેના વિશે સંદેહમાં છે, બલ્કે તેઓ તેનાથી આંધળા છે. (૬૭) અને ઈન્કાર કરનારાઓએ કહ્યું, શું જ્યારે અમે માટી બની જઈશું અને અમારા પૂર્વજો પણ, તો શું અમને જમીનમાંથી કાઢવામાં આવશે ? (૬૮) આનું વચન અમને પણ આપવામાં આવ્યું અને આનાથી પહેલા અમારા પૂર્વજોને પણ. આ કેવળ અગાઉના લોકોની ગાથાઓ છે. (૬૯) કહો કે જમીનમાં હરો-ફરો, પછી જુઓ કે ગુનેગારોનું શું પરિણામ આવ્યું.

(૭૦) અને તેના માટે દુઃખી ન થાઓ અને હૃદય સંકુચિત ન કરો એ યુક્તિઓ પર, જે તેઓ કરી રહ્યા છે. (૭૧) અને તેઓ કહે છે કે આ વચન ક્યારે પૂરું થશે, જો તમે સાચા છો. (૭૨) કહો કે જે વસ્તુની તમે ઉતાવળ કરી રહ્યા છો, કદાચ તેમાંથી કંઈક તમારા નજીક આવી પહોંચ્યું હોય, (૭૩) અને નિઃશંક તમારો પાલનહાર લોકો પર અત્યંત કૃપાળુ છે, પરંતુ તેમાંથી મોટાભાગના લોકો આભાર વ્યક્ત નથી કરતા, (૭૪) અને નિઃશંક તમારો પાલનહાર સારી રીતે જાણે છે, જે તેમણે પોતાના હૃદયમાં છુપાવી રાખ્યું છે અને જે તેઓ જાહેર કરે છે, (૭૫) અને આકાશો અને ધરતીની કોઈ છૂપી વસ્તુ નથી, જે એક સ્પષ્ટ પુસ્તકમાં અંકિત ન હોય.

(૭૬) નિઃશંક, આ કુર્આન બની ઈસરાઈલ સામે ઘણી વસ્તુઓને સ્પષ્ટ કરી રહ્યું છે, જેમાં તેઓ મતભેદ કરે છે, (૭૭) અને તે માર્ગદર્શન અને દયા છે ઈમાનવાળાઓ માટે. (૭૮) નિઃસંદેહ, તમારો પાલનહાર પોતાના આદેશ દ્વારા તેમના વચ્ચે નિર્ણય કરશે અને તે પ્રભુત્વશાળી છે, જાણવાવાળો છે. (૭૯) તેથી અલ્લાહ પર ભરોસો કરો. નિઃશંક તમે તદ્દન સત્ય પર છો. (૮૦) તમે મડદાંને નથી સંભળાવી શકતા અને ન તમે બહેરાઓને પોતાની પોકાર સંભળાવી શકો છો, જ્યારે કે તેઓ પીઠ ફેરવીને ચાલી નીકળે,

(૮૧) અને ન તમે આંધળાઓને તેમની પથભ્રષ્ટતાથી બચાવીને સન્માર્ગ બતાવનારાં છો. તમે તો માત્ર તેમને સંભળાવી શકો છો, જેઓ અમારી આયતો પર ઈમાન લાવે છે, પછી આજ્ઞાંકિત બની જાય છે.

(૮૨) અને જ્યારે વાત તેમના પર આવી પડશે, તો અમે તેમના માટે જમીનમાંથી એક 'દાબ્બા' (એક અમાનવ પ્રાણી) કાઢીશું, જે તેમના સાથે વાતચીત કરશે, કે લોકો અમારી આયતો પર વિશ્વાસ રાખતા નહોતા, (૮૩) અને જે દિવસે અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી એક સમૂહ એ લોકોનો એકત્ર કરીશું, જે અમારી આયતોને ખોટી ઠેરવતો હતો, પછી તેમના સમૂહને બંદી બનાવવામાં આવશે, (૮૪) ત્યાં સુધી કે જ્યારે તેઓ આવી જશે, તો અલ્લાહ કહેશે કે તમે મારી આયતોને ખોટી ઠેરવી, જો કે તમારું જ્ઞાન તેને સમજી શક્યું નહીં, અથવા બોલો કે તમે શું કરતા હતા, (૮૫) અને તેમના પર વાત પૂરી થઈ જશે એ કારણે કે તેમણે અત્યાચાર કર્યો. પછી તેઓ કંઈ નહીં બોલી શકે. (૮૬) શું તેમણે જોયું નહીં કે અમે રાત બનાવી, જેથી લોકો તેમાં આરામ કરે, અને દિવસ કે તેઓ તેમાં જુએ. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ વિશ્વાસ રાખે છે.

(૮૭) અને જે દિવસે રણશિંગુ ફૂંકવામાં આવશે, તો ગભરાઈ જશે, જેઓ આકાશોમાં છે અને જેઓ ધરતીમાં છે, પરંતુ તેઓ જેમના માટે અલ્લાહ ઈચ્છે, અને બધા જ ચાલ્યા આવશે તેના સમક્ષ આજીજીથી. (૮૮) અને તમે પહાડોને જોઈને અનુમાન કરો છો કે તે જામેલા છે, અને તે ચાલશે, જે રીતે વાદળો ચાલે છે. આ અલ્લાહની કરામત છે જેણે દરેક વસ્તુને મજબૂત કરી છે. નિઃશંક, તે જાણે છે જે તમે કરો છો. (૮૯) જે વ્યક્તિ ભલાઈ લઈને આવશે, તો તેના માટે તેનાથી વધારે ઉત્તમ છે, અને તે એ દિવસે ગભરાટથી સુરક્ષિત હશે, (૯૦) અને જે વ્યક્તિ બૂરાઈ લઈને આવ્યો, તો એવા લોકોને ઊંધા મોઢે

આગમાં નાખી દેવામાં આવશે. તમે એ જ બદલો પ્રાપ્ત કરી રહ્યા છો, જે તમે કરતા હતા.

(૯૧) અને આ જ આદેશ આપવામાં આવ્યો છે કે હું આ શહેરના પ્રભુ-પાલનહારની ઉપાસના કરું, જેણે આને પ્રતિષ્ઠિત ઠરાવ્યું અને દરેક વસ્તુ તેની જ છે, અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું આજ્ઞાંકિતોમાંથી બનું, (૯૨) અને એ કે કુર્આન સંભળાવું. પછી જે વ્યક્તિ માર્ગ પર આવશે, તો તે પોતાના માટે માર્ગ પર આવશે અને જે પથભ્રષ્ટ થયો, તો કહી દો કે હું તો માત્ર ડરાવનારાઓમાંથી છું, (૯૩) અને કહો કે સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, તે તમને પોતાની નિશાનીઓ બતાવશે, તો તમે તેને ઓળખી લેશો, અને તમારો રબ (પ્રભુ-પાલનહાર) તેનાથી અજાણ નથી, જે તમે કરો છો.

—●—

## ૨૮. સૂરઃ અલ-કસસ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) તા-સીન-મીમ. (૨) આ સ્પષ્ટ ગ્રંથની આયતો છે. (૩) અમે મૂસા અને ફિરઔનનો થોડોક અહેવાલ તમને બરાબર સંભળાવીએ છીએ, એ લોકો માટે જેઓ ઈમાન લાવ્યા. (૪) નિઃશંક, ફિરઔને ધરતીમાં વિદ્રોહ કર્યો, અને તેણે તેના રહેવાસીઓને જૂથોમાં વહેંચી નાખ્યા. તેમાંથી એક જૂથને તેણે અશક્ત-અસમર્થ બનાવી રાખ્યું હતું. તે તેમના છોકરાઓને ઝબેહ કરતો હતો અને તેમની સ્ત્રીઓને જીવતી રાખતો હતો. નિઃશંક, તે બગાડ કરનારાઓમાંથી હતો. (૫) અને અમે ઇચ્છતા હતા કે એ લોકો પર ઉપકાર કરીએ, જેમને ધરતીમાં અશક્ત-અસમર્થ બનાવી દેવામાં આવ્યા હતા, અને તેમને નાયક બનાવીએ અને તેમને ઉત્તરાધિકારી બનાવી દઈએ. (૬) અને તેમને ધરતીમાં સત્તા પ્રદાન કરીએ, અને ફિરઔન અને હામાન અને તેમનાં લશ્કરોને તેનાથી

એ જ બતાવી દઈએ, જેનાથી તેઓ ડરતા હતા.

(૭) અને અમે મૂસાની માતાને દિવ્ય પ્રેરણા કરી કે આને દૂધ પીવડાવ. પછી જ્યારે તમને એના વિશે ડર હોય તો તેને નદીમાં નાખી દો, અને ડરો નહીં અને ન દુઃખી થાઓ. અમે તેને તમારા પાસે પાછો લાવીશું, અને તેને પયગંબરોમાંથી બનાવીશું. (૮) પછી તેને ફિરઔનના ઘરવાળાઓએ ઉઠાવી લીધો, જેથી તે તેમના માટે દુશ્મન બને અને દુઃખનું કારણ બને. નિઃશંક, ફિરઔન અને હામાન અને તેનાં લશ્કરો ગુનેગાર હતા. (૯) અને ફિરઔનની પત્નીએ કહ્યું કે આ આંખોની ઠંડક છે, મારા માટે અને તમારા માટે. તેને મારી ન નાખો. એમાં કોઈ અચરજ નથી કે આ આપણા માટે લાભ આપે અથવા આપણે તેને પુત્ર બનાવી લઈએ, અને તેઓ સમજતા નહોતા.

(૧૦) અને મૂસાની માતાનું હૃદય બેચેન થઈ ગયું. નજીક હતું કે તે તેને જાહેર કરી દે, જો અમે તેના હૃદયને સંભાળી ન લેતા કે તે વિશ્વાસ કરનારાઓમાં રહે. (૧૧) અને તેણે તેની બહેનને કહ્યું કે તું તેના પાછળ-પાછળ જા. તો તે તેને અજાણી બનીને જોતી રહી અને એ લોકોને ખબર ન પડી. (૧૨) અને અમે પહેલાથી મૂસાથી દાઈઓને રોકી રાખી હતી. તો છોકરીએ કહ્યું, શું હું તમને એવા ઘરવાળાઓનો પત્તો આપું, જે તમારા માટે આનું પાલન-પોષણ કરે અને તેઓ આના શુભચિંતક બને. (૧૩) પછી અમે તેને તેની માતા તરફ પાછો લાવ્યા, જેથી તેની આંખો ઠંડી થાય અને તે દુઃખી ન થાય, અને એટલા માટે કે તે જાણી લે કે અલ્લાહનું વચન સાચું છે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૧૪) અને જ્યારે મૂસા પોતાની યુવાનીએ પહોંચ્યો અને પુખ્ત થઈ ગયો, તો અમે તેને તત્ત્વદર્શિતા અને જ્ઞાન પ્રદાન કર્યું અને અમે આવી જ રીતે બદલો આપીએ છીએ સદ્કાર્યો કરનારાઓને.

(૧૫) અને શહેરમાં તે એવા સમયે દાખલ થયો, જ્યારે શહેરવાળા

ગફલતમાં હતા, તો તેણે ત્યાં બે માણસોને લડતા જોયા. એક તેની પોતાની જાતિનો હતો અને બીજો દુશ્મનોમાંથી હતો. તો જે તેની જાતિમાંથી હતો તેણે તે વ્યક્તિના વિરુદ્ધ મદદ માંગી, જે તેના દુશ્મનોમાંથી હતો. પછી મૂસાએ તેને મુક્કો માર્યો. પછી તેનું કામ તમામ કરી નાખ્યું. મૂસાએ કહ્યું કે આ શૈતાનના કાર્યોમાંથી છે. નિઃશંક, તે દુશ્મન છે, સ્પષ્ટ પથભ્રષ્ટ કરનાર. (૧૬) તેણે કહ્યું કે હે મારા પાલનહાર ! મેં મારી જાત પર અત્યાચાર કર્યો છે. હવે તું મને માફ કરી દે, તો અલ્લાહે તેને માફ કરી દીધો. નિઃશંક, તે ક્ષમાશીલ, દયાળુ છે. (૧૭) તેણે કહ્યું કે હે મારા માલિક ! જેવી તેં મારા પર કૃપા કરી છે, તો હું કદાપિ ગુનેગારોનો મદદગાર નહીં બનું.

(૧૮) પછી સવારે તે શહેરમાં ઉઠ્યો ડરતો-ડરતો, સમાચાર લેતો. તો જોયું કે એ જ વ્યક્તિ જેણે કાલે મદદ માંગી હતી, આજે ફરી તેને મદદ માટે પોકારી રહ્યો હતો. મૂસાએ તેને કહ્યું, નિઃશંક, તમે સ્પષ્ટપણે પથભ્રષ્ટ છો. (૧૯) પછી જ્યારે તેણે ઇચ્છ્યું કે તેને પકડે, જે આ બંનેનો દુશ્મન હતો, તો તેણે કહ્યું કે હે મૂસા ! શું તમે મારી હત્યા કરવા ઇચ્છો છો, જે રીતે તમે કાલે એક વ્યક્તિની હત્યા કરી હતી ? તમે તો જમીનમાં વિદ્રોહી બનીને રહેવા માગો છો ? તમે સુલેહ કરનારાઓમાંથી બનવા નથી માંગતા ? (૨૦) અને એક વ્યક્તિ શહેરના છેવાડાથી દોડતો આવ્યો. તેણે કહ્યું, હે મૂસા ! દરબારવાળાઓ સલાહ-મસ્લત કરી રહ્યા છે કે તેઓ તમને મારી નાખે. તેથી તમે નીકળી જાઓ. હું તમારા શુભચિંતકોમાંથી છું. (૨૧) પછી તે ત્યાંથી નીકળ્યો ડરતો-ડરતો, સમાચાર લેતો. તેણે કહ્યું કે હે મારા માલિક ! મને અત્યાચારી લોકોથી મુક્તિ આપ.

(૨૨) અને જ્યારે તેણે મદયનની દિશા પકડી તો તેણે કહ્યું, આશા છે કે મારો પાલનહાર મને સીધો માર્ગ બતાવી દે, (૨૩) અને જ્યારે તે મદયનના

પાણી પર પહોંચ્યો, તો ત્યાં તેણે લોકોની એક ભીડને પાણી પીવડાવતા જોઈ, અને તેમનાથી અલગ એક તરફ બે મહિલાઓને જોઈ કે તેણીઓ પોતાની બકરીઓને લઈને ઊભી હતી. મૂસાએ તેમને પૂછ્યું કે તમારો શું મામલો છે ? તેમણે કહ્યું કે અમે પાણી નથી પીવડાવતા, જ્યાં સુધી ભરવાડો પોતાની બકરીઓ હટાવી ન લે, અને અમારા પિતા ખૂબ જ વૃદ્ધ છે. (૨૪) તો તેણે તેમનાં ઢોરોને પાણી પીવડાવ્યું. પછી છાંયડા તરફ હટી ગયો. પછી કહ્યું કે હે મારા માલિક ! તું જે વસ્તુ મારા તરફ ભલાઈમાંથી ઉતારે, હું તેનો જરૂરતમંદ છું.

(૨૫) પછી એ બંનેમાંથી એક છોકરી આવી શરમથી ચાલતી-ચાલતી. તેણે કહ્યું કે મારા પિતા તમને બોલાવી રહ્યા છે કે તમે અમારા માટે જે પાણી પીવડાવ્યું તેઓ તમને બદલો આપે. પછી જ્યારે તે તેમના પાસે આવ્યો અને તેને આખું વૃત્તાંત સંભળાવ્યું, તો તેણે કહ્યું કે ડરો નહીં. તમને અત્યાચારીઓથી મુક્તિ મળી ગઈ છે. (૨૬) તેમાંથી એકે કહ્યું કે હે પિતાજી ! આને સેવક બનાવી લો, સૌથી ઉત્તમ માણસ, જેને તમે સેવક રાખો તે એ જ છે, જે મજબૂત અને પ્રમાણિક હોય. (૨૭) તેણે કહ્યું કે હું ઇચ્છું છું કે મારી બે પુત્રીઓમાંથી એકના લગ્ન તમારા સાથે કરી દઉં. એ શરતે કે તમે આઠ વર્ષ મારી સેવા કરો. પછી જો તમે દસ વર્ષ પૂરા કરો, તો તે તમારા તરફથી છે, અને હું તમારા પર કષ્ટ નાખવા નથી માગતો. ઈન્શા-અલ્લાહ, તમે મને ભલો માણસ જોશો. (૨૮) મૂસાએ કહ્યું કે આ વાત મારા અને તમારા વચ્ચે નક્કી છે. આ બંને મુદ્દતોમાંથી જે પણ હું પૂરી કરું, તો મારા પર કોઈ બળજબરી નહીં હોય, અને અલ્લાહ આપણા કોલ-કરાર પર સાક્ષી છે.

(૨૯) પછી જ્યારે મૂસાએ મુદ્દત પૂરી કરી દીધી અને તે પોતાના ઘરવાળાઓની સાથે રવાના થયો, તો તેણે તૂર (પહાડ) તરફથી એક આગ

જોઈ. તેણે પોતાના ઘરવાળાઓને કહ્યું કે તમે થોભો, મેં એક આગ જોઈ છે. કદાચ, હું ત્યાંથી કોઈ જાણકારી લઈ આવું અથવા આગનો અંગારો, જેથી તમે તાપો. (૩૦) પછી જ્યારે તે ત્યાં પહોંચ્યો, તો ખીણના જમણા છેડાથી બકરતવાળા ભાગમાં વૃક્ષથી પોકારવામાં આવ્યો કે હે મૂસા ! હું અલ્લાહ છું, સમગ્ર સૃષ્ટિનો સ્વામી, (૩૧) અને એ કે તમે તમારી લાઠી નાખી દો. તો જ્યારે તેણે તેને હલન-ચલન કરતી જોઈ કે જાણે સાપ હોય, તો તે પીઠ ફેરવીને ભાગ્યો અને તેણે પાછળ વળીને ન જોયું. હે મૂસા ! આગળ આવો અને ડરો નહીં. તમે તદ્દન સુરક્ષિત છો. (૩૨) પોતાનો હાથ બગલમાં નાખો, તે ચમકતો નીકળશે કોઈપણ પ્રકારના દોષ વગર, અને ડર (થી બચવા) માટે પોતાનો હાથ પોતાના પાસે મેળવી લો. બસ, આ તમારા પાલનહાર તરફથી બે સનદો છે ફિરઔન અને તેના દરબારીઓ પાસે જવા માટે. નિશ્ચિતપણે તેઓ અવજ્ઞાકારી લોકો છે.

(૩૩) મૂસાએ કહ્યું, હે મારા માલિક ! મેં તેમનામાંથી એકની હત્યા કરી છે, તો હું ડરું છું કે તેઓ મને મારી નાખશે. (૩૪) અને મારો ભાઈ હારૂન બોલવામાં મારાથી વધારે પ્રવીણ છે, તેથી તું તેને મારા મદદગારની હેસિયતે મોકલ કે તે મારી સહાયતા કરે. હું ડરું છું કે એ લોકો મને ખોટો ઠેરવી દેશે. (૩૫) ફરમાવ્યું કે અમે તમારા ભાઈ દ્વારા તમારા હાથ મજબૂત કરીશું અને અમે તમને બંનેને વર્ચસ્વ પ્રદાન કરીશું, તો તેઓ તમારા સુધી નહીં પહોંચી શકે. અમારી નિશાનીઓની સાથે, તમે બંને અને તમારું અનુસરણ કરવાવાળાઓ જ વર્ચસ્વશાળી રહેશે.

(૩૬) પછી જ્યારે મૂસા એ લોકોની પાસે અમારી સ્પષ્ટ નિશાનીઓની સાથે પહોંચ્યો, તેમણે કહ્યું કે આ માત્ર ઘડેલું જાદૂ છે, અને આ વાત અમે અમારા અગાઉના પૂર્વજોમાં નથી સાંભળી. (૩૭) અને મૂસાએ કહ્યું, મારો પાલનહાર

સારી રીતે જાણે છે તેને જે તેના તરફથી માર્ગદર્શન લઈને આવ્યો છે અને જેને આખિરત (પરલોક)નું ઘર મળશે. નિઃશંક, અત્યાચારીઓ સફળતા નહીં પામે. (૩૮) અને ફિરઔને કહ્યું કે હે દરબારીઓ ! હું તમારા માટે મારા સિવાય કોઈને ઉપાસ્ય નથી જાણતો, તો હે હામાન ! મારા માટે માટીને આગ લગાવ, પછી મારા માટે એક ઊંચી ઈમારત બનાવ, જેથી હું મૂસાના પ્રભુ-પાલનહારને ઝાંકીને જોઉં, અને હું તો આને એક જૂઠો માણસ સમજું છું.

(૩૯) અને તેણે અને તેના સૈન્યએ ધરતીમાં અનુચિત ઘમંડ કર્યો અને તેમણે સમજ્યું કે તેમને અમારા તરફ પાછા ફરીને આવવાનું નથી. (૪૦) તો અમે તેને અને તેના સૈન્યને પકડ્યા. પછી તેમને સમુદ્રમાં ફેંકી દીધા. તો જુઓ કે અત્યાચારીઓનું શું પરિણામ આવ્યું. (૪૧) અને અમે તેમને નાયક બનાવ્યા કે તેઓ આગ તરફ બોલાવે છે, અને કયામતના દિવસે તેમને કદદ નહીં મળે. (૪૨) અને અમે આ દુનિયામાં તેમના પાછળ શ્રાપ લગાવી દીધો, અને કયામતના દિવસે તેઓ દુર્દશાગ્રસ્ત લોકોમાંથી હશે. (૪૩) અને અમે અગાઉની ઉમ્મતો (સમુદાયો)ને નષ્ટ કર્યા પછી મૂસાને ગ્રંથ આપ્યો, લોકો માટે બુદ્ધિમત્તાની સામગ્રી અને માર્ગદર્શન અને દયા, જેથી તેઓ બોધ ગ્રહણ કરે.

(૪૪) અને તમે પહાડના પશ્ચિમ તરફ હાજર નહોતા, જ્યારે અમે મૂસાને આદેશો આપ્યા અને ન તમે સાક્ષીઓમાં સામેલ હતા. (૪૫) પરંતુ અમે ઘણી પેઢીઓ પેદા કરી, પછી તેમના પર ઘણો જમાનો વિતી ગયો, અને તમે મદયન-વાળાઓમાં પણ રહેતા નહોતા કે તેમને અમારી આયતો બતાવતા. પરંતુ અમે છીએ પયગંબરો મોકલનારા. (૪૬) અને તમે તૂર (પહાડ)ના છેડે નહોતા, જ્યારે અમે મૂસાને પોકાર્યો, પરંતુ તમારા પાલનહારનું ઇનામ છે, જેથી તમે એક એવી જાતિને ડરાવો, જેના પાસે તમારાથી પહેલા કોઈ ડરાવનાર આવ્યો

નથી, જેથી તેઓ બોધ ગ્રહણ કરે.

(૪૭) અને જો આવુ ન થતું કે તેમના પર તેમના કર્મોના કારણે કોઈ આપત્તિ આવી, તો તેઓ કહેશે કે હે અમારા પાલનહાર ! તેં અમારા તરફ કોઈ પયગંબર કેમ ન મોકલ્યો કે અમે તારી આયતોનું અનુસરણ કરતા અને અમે ઈમાનવાળાઓમાંથી હોત. (૪૮) પછી જ્યારે તેમના પાસે અમારા તરફથી સત્ય આવ્યું, તો તેમણે કહ્યું કે કેમ આને એ જ ન મળ્યું જે મૂસાને મળ્યું હતું. તેમણે કહ્યું કે બંને જાદૂ છે એક-બીજાના મદદગાર, અને તેમણે કહ્યું કે અમે બંનેનો ઈન્કાર કરીએ છીએ.

(૪૯) કહો કે તમે અલ્લાહની પાસેથી કોઈ ગ્રંથ લઈ આવો, જે માર્ગદર્શન કરવામાં આ બંનેથી શ્રેષ્ઠ હોય, હું તેનું અનુસરણ કરીશ જો તમે સાચા છો. (૫૦) તેથી જો આ લોકો તમારું કહેવું ન કરી શકે, તો જાણી લો કે તેઓ કેવળ પોતાની મનેચ્છાનું અનુસરણ કરી રહ્યા છે, અને તેનાથી વધારે પથભ્રષ્ટ કોણ હશે, જે અલ્લાહના માર્ગદર્શન વગર પોતાની મનેચ્છાનું અનુસરણ કરે. નિઃશંક, અલ્લાહ અત્યાચારી લોકોને માર્ગદર્શન નથી આપતો, (૫૧) અને અમે એ લોકો માટે એક-પછી-એક અમારી વાણી મોકલી, જેથી તેઓ બોધ ગ્રહણ કરે.

(૫૨) જે લોકોને અમે આનાથી પહેલા ગ્રંથ આપ્યો છે, તેઓ આ (કુર્આન) પર ઈમાન લાવે છે, (૫૩) અને જ્યારે તે તેમને સંભળાવવામાં આવે છે, તો તેઓ કહે છે કે અમે આના પર ઈમાન લાવ્યા. નિઃશંક, આ સત્ય છે અમારા માલિક તરફથી, અમે તો પહેલાથી જ આને માનવાવાળા છીએ. (૫૪) આ લોકો છે કે તેમને તેમનો બદલો બમણો આપવામાં આવશે, તેના પર કે તેમણે ધૈર્ય દાખવ્યું, અને તેઓ બૂરાઈને ભલાઈથી દૂર કરે છે અને અમે જે કંઈ તેમને પ્રદાન કર્યું છે તેમાંથી તેઓ ખર્ચ કરે છે, (૫૫) અને જ્યારે તેઓ તુચ્છ અને

નિરર્થક વાત સાંભળે છે, તો તેઓ તેનાથી બચે છે અને કહે છે કે અમારા માટે અમારા કર્મો છે અને તમારા માટે તમારા કર્મો. તમને સલામ, અમે મૂર્ખ લોકોથી ઉલઝવા ઇચ્છતા નથી. (૫૬) તમે જેને ઇચ્છો માર્ગદર્શન નથી આપી શકતા, બલ્કે અલ્લાહ જેને ઇચ્છે છે માર્ગદર્શન આપે છે, અને એ જ સારી રીતે જાણે છે, જેઓ માર્ગદર્શનનો સ્વીકાર કરનારાં છે.

(૫૭) અને તેઓ કહે છે કે જો અમે તમારા સાથે થઈને આ માર્ગદર્શન પર ચાલવા લાગતા, તો અમને અમારી જમીનમાંથી આંચકી લેવામાં આવશે. શું અમે તેમને શાંતિવાળા હરમ (મક્કા શહેર)માં જગ્યા ન આપી, જ્યાં દરેક પ્રકારના ફળો ખેંચાઈને ચાલ્યા આવે છે, અમારા તરફથી રોજીના રૂપમાં, પરંતુ તેમાંથી મોટાભાગના લોકો જાણતા નથી.

(૫૮) અને અમે કેટલીય વસ્તીઓ નષ્ટ કરી દીધી, જે પોતાના આર્થિક સંસાધનો પર ગર્વ કરતા હતા. હવે આ છે તેમની વસ્તીઓ, જે તેમના પછી આબાદ ન થઈ, પરંતુ ખૂબ ઓછી, અને અમે જ તેમના ઉત્તરાધિકારી બન્યા. (૫૯) અને તારો પાલનહાર વસ્તીઓને નષ્ટ કરવાવાળો નહોતો, જ્યાં સુધી તેમની મોટી વસ્તીમાં કોઈ પયગંબર મોકલી દઈએ, જે તેમને અમારી આયતો વાંચીને સંભળાવે, અને અમે કદાપિ વસ્તીઓને નષ્ટ કરવાવાળા નહોતા, પરંતુ એટલા માટે કે ત્યાંના લોકો અત્યાચારી હોય.

(૬૦) અને જે વસ્તુ પણ તમને આપવામાં આવી છે, તો તે બસ દુનિયાના જીવનની સામગ્રી અને તેની શોભા છે, અને જે કંઈ અલ્લાહની પાસે છે તે શ્રેષ્ઠ છે અને બાકી રહેવાવાળું છે. પછી શું તમે સમજતા નથી ? (૬૧) એ વ્યક્તિ, જેને અમે સારું વચન આપ્યું છે, પછી તે તેને પામવાવાળો છે, શું એ વ્યક્તિ જેવો હોઈ શકે છે, જેને અમે માત્ર દુનિયાના જીવનનો લાભ આપ્યો છે ? પછી કયામતના દિવસે તે હાજર કરવામાં આવનાર લોકોમાંથી છે.

(૬૨) અને જે દિવસે અલ્લાહ તેમને પોકારશે, પછી કહેશે કે ક્યાં છે મારા એ ભાગીદારો જેનો તમે દાવો કરતા હતા ? (૬૩) જેમના પર વાત સાબિત થઈ ચૂકી હશે, તેઓ કહેશે કે હે અમારા પાલનહાર ! આ લોકો છે, જેમણે અમને બહેકાવ્યા. અમે આમને એ જ રીતે બહેકાવ્યા, જે રીતે અમે સ્વયં બહેક્યા હતા. અમે તેમનાથી વિમુક્ત છીએ. આ લોકો અમારી ઉપાસના કરતા નહોતા.

(૬૪) અને કહેવામાં આવશે કે પોતાના ભાગીદારોને બોલાવો, તો તેઓ તેમને પોકારશે, તો તેઓ તેમને જવાબ નહીં આપે, અને તેઓ યાતનાને જોશે. કદાચ, તેઓ માર્ગદર્શન અપનાવનારાઓ પૈકી હોત ! (૬૫) અને જે દિવસે અલ્લાહ તેમને પોકારશે અને ફરમાવશે કે તમે સંદેશ પહોંચાડનારાઓને શું જવાબ આપ્યો હતો ? (૬૬) પછી એ દિવસે તેમની તમામ વાતો ગૂમ થઈ જશે, તો તેઓ પરસ્પર એક-બીજાને પણ નહીં પૂછે. (૬૭) અલબત્ત, જેણે તૌબા (પ્રાયશ્ચિત) કરી અને ઈમાન લાવ્યો અને સદ્કાર્યો કર્યા, તો આશા છે કે તેઓ સફળતા પામનારાઓમાંથી હશે.

(૬૮) અને તારો પ્રભુ-પાલનહાર પેદા કરે છે જે ઇચ્છે અને તે પસંદ કરે છે જેને ઇચ્છે. તેમના હાથમાં નથી પસંદ કરવું. અલ્લાહ પવિત્ર અને ઉચ્ચતર છે તેનાથી જેને તેઓ ભાગીદાર ઠરાવે છે. (૬૯) અને તારો પાલનહાર જાણે છે, જે કંઈ તેમના મનમાં તેઓ છુપાવે છે અને જે કંઈ તેઓ જાહેર કરે છે. (૭૦) અને એ જ અલ્લાહ છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તેના જ માટે પ્રશંસા છે દુનિયામાં અને આખિરત (પરલોક)માં, અને તેના જ માટે નિર્ણય (ની સત્તા) છે અને તેના જ તરફ તમને પાછા લઈ જવામાં આવશે.

(૭૧) કહો કે બતાવો, જો અલ્લાહ કયામતના દિવસ સુધી તમારા પર હંમેશ માટે રાત કરી દે, તો અલ્લાહ સિવાય કોણ ઉપાસ્ય છે, જે તમારા માટે

પ્રકાશ લઈ આવે ? તો શું તમે લોકો સાંભળતા નથી. (૭૨) કહો કે બતાવો, જો અલ્લાહ કયામત સુધી તમારા પર હંમેશ માટે દિવસ કરી દે, તો અલ્લાહ સિવાય કોણ ઉપાસ્ય છે, જે તમારા માટે રાતને લઈ આવે, જેમાં તમે શાંતિ પ્રાપ્ત કરો છો ? શું તમે લોકો જોતા નથી. (૭૩) અને તેણે પોતાની દયાથી તમારા માટે રાત અને દિવસને બનાવ્યા, જેથી તમે તેમાં શાંતિ પ્રાપ્ત કરો અને એટલા માટે કે તમે તેની કૃપા શોધો અને એટલા માટે કે તમે આભાર વ્યક્ત કરો.

(૭૪) અને જે દિવસે અલ્લાહ તેમને પોકારશે, પછી કહેશે કે ક્યાં છે મારા ભાગીદારો, જેમના વિશે તમે (મારા ભાગીદાર હોવાનું) અનુમાન કરતા હતા. (૭૫) અને અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી એક જૂથ કાઢીને લાવીશું. પછી લોકોને કહીશું કે પોતાની દલીલ લાવો, ત્યારે તેઓ જાણી લેશે કે સત્ય અલ્લાહ તરફ છે, અને તે વાતો તેમનાથી ગૂમ થઈ જશે, જે તેઓ ઘડતા હતા.

(૭૬) કારૂન, મૂસાની જાતિમાંથી હતો.પછી તે તેમના વિરુદ્ધ વિદ્રોહી બની ગયો, અને અમે તેને એટલા ખજાના આપ્યા હતા કે તેની ચાવીઓ ઉઠાવવાથી કેટલાય શક્તિશાળી પુરુષો થાકી જતા હતા. જયારે તેની જાતિએ તેને કહ્યું કે ફૂલી ન જાઓ, અલ્લાહ ફૂલી જનારાઓને પસંદ નથી કરતો. (૭૭) અને જે કંઈ અલ્લાહે તમને આપ્યું છે તેમાં આખિરત (પરલોક)ના અભિલાષી બનો, અને દુનિયામાંથી પોતાનો ભાગ ન ભૂલો, અને લોકોની સાથે ભલાઈ કરો, જેવી રીતે અલ્લાહે તમારા સાથે ભલાઈ કરી છે, અને જમીનમાં બગાડના ઈચ્છુક ન બનો. અલ્લાહ બગાડ કરનારાઓને પસંદ કરતો નથી.

(૭૮) તેણે કહ્યું, આ ધન મને એક જ્ઞાનના કારણે મળ્યું છે, જે મારા પાસે છે. શું તેણે એ ન જાણ્યું કે અલ્લાહ આના પહેલા કેટલાય સમૂહોને નષ્ટ કરી ચૂક્યો છે, જે તેનાથી વધારે શક્તિશાળી અને જથ્થો ધરાવતા હતા, અને

ગુનેગારોથી તેમના ગુનાઓ વિશે પૂછવામાં આવતું નથી.

(૭૯) પછી તે પોતાની જાતિની સામે સંપૂર્ણ ઠાઠ-માઠ સાથે નીકળ્યો. જે લોકો દુનિયાના જીવનના અભિલાષી હતા, તેમણે કહ્યું, કદાચ, અમને પણ એ જ મળતું જે કારૂનને આપવામાં આવ્યું છે. નિઃશંક, તે ખૂબ ભાગ્યશાળી છે. (૮૦) અને જે લોકોને જ્ઞાન મળ્યું હતું, તેમણે કહ્યું, તમારું ખરાબ થાય, અલ્લાહનું પુણ્ય તો ઉત્તમ છે એ વ્યક્તિ માટે જે ઈમાન લાવ્યો અને સદ્કાર્યો કરે, અને આ તેમને જ મળે છે જેઓ ધૈર્ય કરવાવાળા છે.

(૮૧) પછી અમે તેને અને તેમના ઘરને જમીનમાં ધસાવી દીધા. પછી તેના માટે કોઈ સમૂહ ન ઉઠ્યો, જે અલ્લાહની સામે તેની મદદ કરતો, અને ન એ સ્વયં જ પોતાને બચાવી શક્યો. (૮૨) અને જે લોકો કાલે તેના જેવા બનવાની અભિલાષા કરતા હતા, તેઓ કહેવા લાગ્યા કે અફસોસ ! નિઃશંક, અલ્લાહ પોતાના બંદાઓથી જેના માટે ઈચ્છે છે, રોજી વિશાળ કરી દે છે અને જેના માટે ઈચ્છે છે, તંગ કરી દે છે. જો અલ્લાહે અમારા પર ઉપકાર ન કર્યો હોત, તો અમને પણ જમીનમાં ધસાવી દેતો. અફસોસ ! નિઃશંક, ઈન્કાર કરનારાઓ સફળતા નહીં પામે.

(૮૩) આ આખિરત (પરલોક)નું ઘર અમે એ લોકોને આપીશું, જેઓ જમીનમાં ન મોટા બનવા ઈચ્છે છે અને ન બગાડ ઊભો કરવા, અને અંતિમ પરિણામ ડરવાવાળાઓ માટે છે. (૮૪) જે વ્યક્તિ સત્કર્મો લઈને આવશે, તેના માટે તેનાથી વધારે ઉત્તમ છે અને જે વ્યક્તિ બૂરાઈ લઈને આવશે, તો જે લોકો બૂરાઈ કરે છે તેમને એ જ મળશે જે તેમણે કર્યું.

(૮૫) નિઃશંક, જેણે તમારા પર કુર્આનને અનિવાર્ય કર્યું છે, તે તમને એક સારા પરિણામ સુધી પહોંચાડીને રહેશે. કહો કે મારો પ્રભુ-પાલનહાર સારી રીતે જાણે છે કે કોણ માર્ગદર્શન લઈને આવ્યું છે અને કોણ સ્પષ્ટ પથભ્રષ્ટતામાં

છે. (૮૬) અને તમને એ આશા નહોતી કે તમારા પર ગ્રંથ અવતરિત કરવામાં આવશે, પરંતુ તમારા પાલનહારની મહેરબાનીથી. તેથી તમે ઈન્કાર કરનારાઓના મદદગાર ન બનો. (૮૭) અને તેઓ તમને અલ્લાહની આયતોથી રોકી ન લે, જ્યારે કે તે તમારા તરફ અવતરિત કરવામાં આવી ચૂકી છે, અને તમે પોતાના પાલનહાર તરફ બોલાવો અને મુશ્રિકો (અનેકે-શ્વરવાદીઓ)માંથી ન બનો, (૮૮) અને અલ્લાહની સાથે કોઈ અન્ય ઉપાસ્યને ન પોકારો. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. દરેક વસ્તુ નાશ પામવાની છે, સિવાય તેની જાતના. નિર્ણય તેના જ માટે છે અને તમને લોકોને તેના જ તરફ પાછા લઈ જવામાં આવશો.

—●—

## ૨૯. સૂરઃ અલ-અન્કબૂત

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-મીમ. (૨) શું લોકો એમ સમજે છે કે તેમને માત્ર એમ કહેવા પર છોડી દેવામાં આવશે કે અમે ઈમાન લાવ્યા અને તેમને પારખવામાં નહીં આવે? (૩) અને અમે એ લોકોની પરીક્ષા કરી છે, જેઓ તેમનાથી પહેલા હતા. તેથી અલ્લાહ એ લોકોને જાણીને રહેશે, જેઓ સાચા છે અને તે જૂઠા લોકોને પણ અવશ્ય જાણી લેશે.

(૪) શું જે લોકો બૂરાઈઓ કરી રહ્યા છે, તેઓ (એમ) સમજે છે કે તેઓ અમારાથી બચી જશે. ખૂબ જ ખરાબ નિર્ણય છે જે તેઓ કરી રહ્યા છે. (૫) જે વ્યક્તિ અલ્લાહથી મળવાની આશા રાખે છે, તો અલ્લાહનું વચન અવશ્ય પૂરું થવાનું છે, અને તે સાંભળનાર છે, જાણવાવાળો છે. (૬) અને જે વ્યક્તિ મહેનત કરે, તો તે પોતાના જ માટે મહેનત કરે છે. નિઃશંક, અલ્લાહ જગતવાસીઓથી નિરપેક્ષ છે, (૭) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે

સદ્કાર્યો કર્યા, તો અમે તેમની બૂરાઈઓ તેમનાથી દૂર કરી દઈશું અને તેમને તેમના કર્મોનો સૌથી શ્રેષ્ઠ બદલો આપીશું.

(૮) અને અમે મનુષ્યને તાકીદ કરી કે તે પોતાના માતા-પિતાની સાથે સદ્વ્યવહાર કરે, અને જો તેઓ તારા પર દબાણ કરે કે તું એવી વસ્તુને મારો ભાગીદાર ઠરાવે, જેનું તને કોઈ જ્ઞાન નથી, તો તેમનું અનુસરણ ન કર. તમને સૌને મારા તરફ પાછા ફરીને આવવાનું છે. પછી હું તમને બતાવી દઈશ જે કંઈ તમે કરતા હતા, (૯) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, તો અમે તેમને સદાચારીઓમાં સામેલ કરીશું.

(૧૦) અને લોકોમાં કોઈ એવો છે, જે કહે છે કે અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા. પછી જ્યારે અલ્લાહના માર્ગમાં તેમને સતાવવામાં આવે છે, તો તેઓ લોકો તરફથી સતામણીને અલ્લાહની યાતનાની જેમ સમજી લે છે, અને જો તમારા પ્રભુ-પાલનહાર તરફથી કોઈ મદદ આવી જાય, તો તેઓ કહેશે કે અમે તો તમારા સાથે હતા. શું અલ્લાહ તેનાથી સારી રીતે માહિતગાર નથી, જે લોકોના હૃદયોમાં છે, (૧૧) અને અલ્લાહ અવશ્ય જાણશે એ લોકોને જેઓ ઈમાન લાવ્યા અને તે અવશ્ય જાણશે મુનાફિકો (દંભીઓ)ને.

(૧૨) અને ઈન્કાર કરનારા લોકો ઈમાનવાળાઓથી કહે છે કે તમે અમારા માર્ગે ચાલો અને અમે તમારા ગુનાઓને ઉઠાવી લઈશું, અને તેઓ તેમના ગુનાઓમાંથી કંઈપણ ઉઠાવવાના નથી. નિઃશંક, તેઓ જૂઠા છે. (૧૩) અને તેઓ પોતાનો બોજ ઉઠાવશે અને પોતાના બોજની સાથે બીજા કેટલાક બોજ પણ, અને આ લોકો જે જૂઠી વાતો બનાવે છે, કયામતના દિવસે તેના વિશે તેમની પૂછપરછ થશે.

(૧૪) અને અમે નૂહને તેની જાતિ તરફ મોકલ્યો, તો તે તેમના અંદર હજારમાં પચાસ વર્ષ ઓછા સુધી રહ્યો. પછી તેમને તોફાને આવીને પકડ્યા

અને તેઓ અત્યાચારી હતા. (૧૫) પછી અમે નૂહને અને નૌકાવાળાઓને બચાવી લીધા, અને અમે આ ઘટનાને જગતવાસીઓ માટે એક નિશાની બનાવી દીધી.

(૧૬) અને ઈબ્રાહીમને, જ્યારે કે તેણે પોતાની જાતિને કહ્યું કે અલ્લાહની ઉપાસના કરો અને તેનાથી ડરો. આ તમારા માટે ઉત્તમ છે જો તમે જાણો. (૧૭) તમે લોકો અલ્લાહને છોડીને માત્ર મૂર્તિઓને પૂજો છો અને તમે જૂઠી વાતો ઘડો છો. અલ્લાહ સિવાય તમે જેમની ઉપાસના કરો છો, તેઓ તમને રોજી આપવાનો અધિકાર નથી રાખતા. તેથી તમે અલ્લાહની પાસે રોજી શોધો અને તેની ઉપાસના કરો અને તેનો આભાર વ્યક્ત કરો. તેના જ તરફ તમને પાછા લઈ જવામાં આવશે. (૧૮) અને જો તમે ખોટું ઠેરવશો, તો તમારાથી પહેલા ઘણી જાતિઓ ખોટું ઠેરવી ચૂકી છે, અને પયગંબર પર સાફ-સાફ પહોંચાડી દેવા સિવાય કોઈ જવાબદારી નથી.

(૧૯) શું લોકોએ નથી જોયું કે અલ્લાહ કેવી રીતે સર્જનનો આરંભ કરે છે, પછી તેને પુનરાવર્તિત કરશે. નિઃશંક, આ અલ્લાહ માટે સરળ છે. (૨૦) કહો કે ધરતીમાં ચાલો-ફરો, પછી જુઓ કે અલ્લાહે કેવી રીતે સર્જનનો આરંભ કર્યો, પછી તે તેમને ફરીથી ઉઠાવશે. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૨૧) તે જેને ઇચ્છશે યાતના આપશે અને જેના પર ઇચ્છશે તેના પર દયા કરશે, અને તેના જ તરફ તમને પાછા લઈ જવામાં આવશે. (૨૨) અને ન તમે ધરતીમાં વિવશ કરવાવાળા છો અને ન આકાશમાં, અને તમારા માટે અલ્લાહ સિવાય ન કોઈ કાર્યસાધક છે અને ન કોઈ મદદગાર. (૨૩) અને જે લોકોએ અલ્લાહની આયતોનો અને તેનાથી મળવાનો ઈન્કાર કર્યો, તો તેઓ જ મારી દયાથી વંચિત થયા અને તેમના માટે પીડાદાયક યાતના છે.

(૨૪) પછી તેમની જાતિનો જવાબ તેના સિવાય બીજો કંઈ ન હતો કે તેમણે કહ્યું, આને કતલ કરી નાખો અથવા બાળી નાખો, તો અલ્લાહે તેમને આગથી બચાવી લીધા. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે, જેઓ ઈમાન લાવ્યા, (૨૫) અને તેણે કહ્યું કે તમે અલ્લાહ સિવાય જે મૂર્તિઓ બનાવી છે, બસ તે તમારા પરસ્પરના દુનિયાના સંબંધોના કારણે છે. પછી કયામતના દિવસે તમારામાંથી પ્રત્યેક બીજાનો ઈન્કાર કરશે અને એક-બીજા પર ફિટકાર કરશે, અને આગ તમારું ઠેકાણું હશે અને કોઈ તમારો મદદગાર નહીં હોય. (૨૬) પછી લૂતે તેને માન્યો અને કહ્યું કે હું મારા પાલનહાર તરફ હિજરત કરું છું. નિઃશંક, તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૨૭) અને અમે પ્રદાન કર્યા તેને ઈસ્હાક અને યાકૂબ અને તેની પેઢીમાં પયગંબરી અને ગ્રંથ મૂકી દીધા, અને અમે દુનિયામાં તેને બદલો પ્રદાન કર્યો અને આખિરત (પરલોક)માં ચોક્કસ તેઓ સદાચારીઓમાંથી હશે.

(૨૮) અને લૂતને, જ્યારે કે તેણે પોતાની જાતિને કહ્યું કે તમે એવું અશ્લીલતાનું કામ કરો છો કે તમારાથી પહેલા દુનિયાવાળાઓમાંથી કોઈએ નથી કર્યું. (૨૯) શું તમે પુરુષોની પાસે જાઓ છો અને લૂટફાટ કરો છો, અને પોતાની સભામાં નિર્લજ્જ કાર્ય કરો છો. પછી તેમની જાતિનો જવાબ તેના સિવાય બીજો કંઈ ન હતો કે તેણે કહ્યું, જો તમે સાચા છો, તો અમારા પર અલ્લાહની યાતના લાવો. (૩૦) લૂતે કહ્યું કે હે મારા માલિક ! ઉપદ્રવી લોકોની સામે મારી મદદ કર.

(૩૧) અને જ્યારે અમે મોકલેલા (ફરિશ્તાઓ) ખુશખબર લઈને ઈબ્રાહીમ પાસે પહોંચ્યા, તેમણે કહ્યુ કે અમે એ વસ્તીના લોકોનો નાશ કરવાના છીએ, નિશ્ચિતપણે એ વસ્તીના લોકો સખત અત્યાચારી છે. (૩૨) ઈબ્રાહીમે કહ્યું કે તેમાં લૂત પણ તો છે, તેમણે કહ્યું કે અમે સારી રીતે જાણીએ છીએ કે

ત્યાં કોણ છે. અમે તેને અને તેના ઘરવાળાઓને બચાવી લઈશું, પરંતુ તેની પત્ની કે તે પાછળ રહી જનારાઓમાં હશે. (૩૩) પછી જ્યારે અમારા મોકલેલા (ફરિશ્તાઓ) લૂતની પાસે આવ્યા, તો તે તેમને જોઈને પરેશાન થયો અને દિલ તંગ થયું, અને તેમણે કહ્યું કે તમે ડરો નહીં અને ન દુઃખી થાઓ. અમે તમને અને તમારા ઘરવાળાઓને બચાવી લઈશું, પરંતુ તમારી પત્ની કે તે પાછળ રહી જનારાઓમાંથી હશે. (૩૪) અમે આ વસ્તીના રહેવાસીઓ પર એક આકાશી યાતના તેમના અશ્લીલ કાર્યોની સજારૂપે અવતરિત કરવા-વાળા છીએ, (૩૫) અને અમે આ વસ્તીના કેટલીક નિશાનીઓ રહેવા દીધી છે એ લોકોના બોધ માટે જે બુદ્ધિ રાખે છે.

(૩૬) અને મદયનની તરફ તેમના ભાઈ શુઐબને. તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! અલ્લાહની ઉપાસના કરો, અને આખિરત (પરલોક)ના દિવસની આશા રાખો અને ધરતીમાં બગાડ ફેલાવનારા ન બનો. (૩૭) તો તેમણે તેને ખોટું ઠેરવ્યું. તેથી ધરતીકંપે તેમને આવી પકડ્યા. પછી તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા.

(૩૮) અને આદ અને સમૂદને, અને તમારા પર (તેમની) સ્થિતિ પ્રગટ થઈ ચૂકી છે તેમના ઘરોથી, અને તેમના કર્મોને શૈતાને તેમના માટે આકર્ષક બનાવી દીધા. પછી તેમને માર્ગથી રોકી દીધા અને તેઓ હોશિયાર લોકો હતા.

(૩૯) અને કારૂનને અને ફિરઔનને અને હામાનને, અને મૂસા તેમના પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યો, તો તેમણે ધરતીમાં ઘમંડ કર્યો અને તેઓ અમારાથી ભાગી જવાવાળા ન હતા. (૪૦) તેથી અમે દરેકને તેના ગુનામાં પકડી લીધા. પછી તેમાંથી કેટલાક પર અમે પથ્થરો વરસાવનારી હવા મોકલી, અને તેમાંથી કેટલાકને તીવ્ર ધડાકાએ આવી પકડ્યા, અને તેમાંથી કેટલાકને અમે જમીનમાં ધસાવી દીધા, અને તેમાંથી કેટલાકને અમે ડૂબાડી

દીધા, અને અલ્લાહ તેમના પર અત્યાચાર કરવાવાળો નહોતો, પરંતુ તેઓ સ્વયં પોતાની જાત પર અત્યાચાર કરી રહ્યા હતા.

(૪૧) જે લોકોએ અલ્લાહ સિવાય બીજા કાર્યસાધક બનાવ્યા છે તેમનું ઉદાહરણ કરોળિયા જેવું છે. તેણે એક ઘર બનાવ્યું, અને નિઃશંક તમામ ઘરોથી વધારે કમજોર ઘર કરોળિયાનું ઘર છે. કદાચ, આ લોકો જાણતા. (૪૨) નિઃશંક અલ્લાહ જાણે છે એ વસ્તુઓને જેને તેઓ તેના સિવાય પોકારે છે, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૪૩) અને આ ઉદાહરણો છે, જેને અમે લોકો માટે વર્ણવતા રહ્યા છીએ અને તેમને એ જ લોકો સમજે છે, જેઓ જ્ઞાની છે. (૪૪) અલ્લાહે આકાશો અને ધરતીને સત્યપૂર્વક પેદા કર્યા છે. નિઃશંક, આમાં નિશાની છે ઈમાનવાળાઓ માટે.

★**(૪૫) તમે આ ગ્રંથને પઢો જે તમારા પર વહી (પ્રકાશના) કરવામાં** આવેલ છે, અને નમાઝની સ્થાપના કરો. નિઃસંદેહ, નમાઝ અશ્લીલતા અને બૂરાઈથી રોકે છે, અને અલ્લાહનું સ્મરણ ખૂબ જ મોટી વસ્તુ છે, અને અલ્લાહ જાણે છે, જે કંઈ તમે કરો છો.

(૪૬) અને તમે ગ્રંથવાળા (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) સાથે ચર્ચા ન કરો, પરંતુ એ રીતે જે ઉત્તમ છે. પરંતુ તેમાં જેઓ અન્યાયી છે, અને કહો કે અમે ઈમાન લાવ્યા એ વસ્તુ પર, જે અમારા તરફ મોકલવામાં આવી છે, અને તેના પર જે તમારા તરફ મોકલવામાં આવી છે. અમારો ઉપાસ્ય અને તમારો ઉપાસ્ય એક છે અને અમે તેનું જ આજ્ઞાપાલન કરવાવાળા છીએ.

(૪૭) અને એ જ પ્રમાણે અમે તમારા પર ગ્રંથ અવતરિત કર્યો, તો જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે તેઓ તેના પર ઈમાન લાવે છે, અને એ લોકોમાંથી પણ કેટલાક ઈમાન લાવે છે, અને અમારી આયતોનો ઈન્કાર કેવળ કાફિરો (અધર્મીઓ) જ કરે છે. (૪૮) અને તમે આનાથી પહેલા કોઈ ગ્રંથ નહોતા

પઢતા અને ન તેને પોતાના હાથથી લખતા હતા. આ સ્થિતિમાં અસત્યવાદીઓ સંદેહમાં પડતા, (૪૯) બલ્કે આ સ્પષ્ટ આયતો છે એ લોકોનાં હૃદયમાં જેમને જ્ઞાન પ્રદાન કરવામાં આવ્યું છે, અને અમારી આયતોનો ઈન્કાર નથી કરતા, પરંતુ તેઓ જેઓ અત્યાચારી છે.

(૫૦) અને તેઓ કહે છે કે આના પર તેના પાલનહાર તરફથી નિશાનીઓ કેમ ઉતારવામાં ન આવી. કહો કે નિશાનીઓ તો અલ્લાહની પાસે છે, અને હું કેવળ સ્પષ્ટ ડરાવનાર છું. (૫૧) શું તેમના માટે પર્યાપ્ત નથી કે અમે તમારા પર ગ્રંથ અવતરિત કર્યો, જે તમને પઢીને સંભળાવવામાં આવે છે. નિઃશંક, આમાં દયા અને અનુસ્મરણ છે એ લોકો માટે, જેઓ ઈમાન લાવ્યા છે. (૫૨) કહો કે અલ્લાહ મારા અને તમારા વચ્ચે સાક્ષી માટે પૂરતો છે. તે જાણે છે જે કંઈ આકાશોમાં અને ધરતીમાં છે, અને જે લોકો અસત્ય પર વિશ્વાસ લાવ્યા અને જેમણે અલ્લાહનો ઈન્કાર કર્યો, તેઓ જ નુકસાનમાં રહેવાવાળા છે.

(૫૩) અને આ લોકો તમારાથી યાતના જલ્દી માંગી રહ્યા છે, અને જો એક સમય નિર્ધારિત ન હોત તો તેમના પર યાતના આવી જતી, અને નિશ્ચિતપણે તે તેમના પર અચાનક આવશે અને તેમને ખબર પણ નહીં હોય. (૫૪) તેઓ તમારાથી યાતના જલ્દી માંગી રહ્યા છે, અને નર્કે ઈન્કાર કરનારાઓને ઘેરામાં લઈ રાખ્યા છે. (૫૫) જે દિવસે યાતના તેમને ઉપરથી ઢાંકી લેશે અને પગ નીચેથી પણ, અને કહેવામાં આવશે કે ચાખો તેને, જે તમે કરતા હતા.

(૫૬) હે મારા બંદાઓ, જેઓ ઈમાન લાવ્યા છો ! નિઃશંક, મારી ધરતી વિશાળ છે, તો તમે મારી જ ઉપાસના કરો. (૫૭) દરેક જીવને મૃત્યુનો સ્વાદ ચાખવાનો છે. પછી તમને અમારા તરફ પાછા લાવવામાં આવશે. (૫૮) અને

જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, તેમને અમે સ્વર્ગના ઉચ્ચ સ્થાનોમાં જગ્યા આપીશું, જેના નીચે નહેરો વહેતી હશે. તેઓ તેમાં હંમેશા રહેશે. (૫૯) કેવો સરસ બદલો છે કર્મ કરનારાઓનો, જેમણે ધૈર્ય દાખવ્યું અને જેઓ પોતાના પ્રભુ-પાલનહાર પર વિશ્વાસ રાખે છે, (૬૦) અને કેટલાય પ્રાણીઓ છે, જેઓ પોતાની રોજી ઉઠાવીને નથી ફરતા, અલ્લાહ તેમને રોજી આપે છે અને તમને પણ, અને તે સાંભળનાર, જાણવાવાળો છે.

(૬૧) અને જો તમે તેમને પૂછો કે કોણે સર્જન કર્યું આકાશોનું અને ધરતીનું, અને વશમાં કર્યા સૂર્યને અને ચંદ્રને, તો તેઓ અવશ્ય કહેશે કે અલ્લાહે. પછી તેમને ક્યાં ફેરવી દેવામાં આવે છે? (૬૨) અલ્લાહ જ પોતાના બંદાઓમાંથી જેની ઇચ્છે છે રોજી વિશાળ કરી દે છે અને જેની ઇચ્છે છે તંગ કરી દે છે. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે. (૬૩) અને જો તમે તેમને પૂછો કે કોણે આકાશથી પાણી ઉતાર્યું, પછી જમીનને જીવંત કરી તેના મૃત્યુ પછી, તો અવશ્ય તેઓ કહેશે કે અલ્લાહે. કહો કે સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, બલ્કે તેમાંથી મોટાભાગના લોકો સમજતા નથી.

(૬૪) અને આ દુનિયાનું જીવન કંઈ નથી, પરંતુ એક ખેલ અને દિલ બહેલાવવાની વસ્તુ, અને આખિરત (પરલોક)નું ઘર જ વાસ્તવિક જીવનની જગ્યા છે. કદાચ કે તેઓ જાણતા. (૬૫) પછી જ્યારે તેઓ નૌકામાં સવાર થાય છે, તો અલ્લાહને પોકારે છે, તેના જ માટે દીન (ધર્મ)ને વિશુદ્ધ કરીને. પછી જ્યારે તે તેમને મુક્તિ આપીને જમીન તરફ લઈ જાય છે, તો તેઓ તરત જ શિર્ક કરવા લાગે છે (અર્થાત્ અલ્લાહની સાથે બીજાઓને ભાગીદાર બનાવે છે), (૬૬) જેથી અમે જે કૃપાઓ તેમને પ્રદાન કરી છે તેની કૃતઘ્નતા કરે અને થોડાક લાભો પ્રાપ્ત કરે. પછી ટૂંક સમયમાં તેઓ જાણી લેશે.

(૬૭) શું તેઓ જોતા નથી કે અમે એક શાંતિ-સ્થળ બનાવ્યું, અને તેના

આસપાસ લોકોને આંચકી લેવામાં આવે છે. તો શું તેઓ અસત્યને માને છે અને અલ્લાહની કૃપાઓની કૃતઘ્નતા કરે છે? (૬૮) અને એ વ્યક્તિથી વધારે અત્યાચારી કોણ હશે, જે અલ્લાહ વિશે જૂઠ ઘડે અથવા સત્યને ખોટું ઠેરવે, જ્યારે કે તે તેમના પાસે આવી ચૂક્યું ? શું ઈન્કાર કરનારાઓનું ઠેકાણું નર્ક નહીં હોય? (૬૯) અને જે લોકો અમારા કાજે કષ્ટ ઉઠાવશે, તેમને અમે અમારા માર્ગો બતાવીશું, અને ચોક્કસ અલ્લાહ સદાચારીઓની સાથે છે.

—●—

## ૩૦. સૂરઃ અલ-રૂમ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-મીમ. (૨) રોમવાસીઓ પાસેના પ્રદેશમાં પરાજિત થઈ ગયા, (૩) અને તેઓ પોતાના પરાજય પછી ટૂંક સમયમાં વિજયી થશે (૪) થોડાક વર્ષોમાં. અલ્લાહના જ હાથમાં બધા કાર્યો છે, પહેલા પણ અને પછી પણ, અને એ દિવસે ઈમાનવાળા ખુશ થશે (૫) અલ્લાહની મદદથી. તે જેની ઇચ્છે છે મદદ કરે છે, અને તે પ્રભુત્વશાળી છે, દયાળુ છે. (૬) અલ્લાહનું વચન છે. અલ્લાહ પોતાના વચનનું ઉલ્લંઘન નથી કરતો. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૭) તેઓ દુનિયાના જીવનના કેવળ પ્રત્યક્ષને જાણે છે અને આખિરત (પરલોક)થી અજાણ છે.

(૮) શું તેમણે પોતાના મનમાં વિચાર નથી કર્યો? અલ્લાહે આકાશો અને ધરતીને અને જે કંઈ તેના વચ્ચે છે સત્યપૂર્વક પેદા કર્યા છે, અને કેવળ એક નિર્ધારિત મુદ્દત માટે, અને લોકોમાં ઘણા છે જેઓ પોતાના પ્રભુ-પાલનહારથી મુલાકાતનો ઈન્કાર કરે છે. (૯) શું તેઓ ધરતીમાં હર્યા-ફર્યા નથી કે તેઓ જોતા કે શું પરિણામ આવ્યું, એ લોકોનું જેઓ તેમના પહેલા હતા. તેઓ

આમનાથી વધારે શક્તિશાળી હતા અને તેમણે જમીનને (ખૂબ) ખેડી અને તેને એનાથી વધારે આબાદ કરી જેટલી આમણે આબાદ કરી છે, અને તેમના પાસે તેમના પયગંબરો સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા. પછી અલ્લાહ તેમના પર અત્યાચાર કરવાવાળો નહોતો. પરંતુ તેઓ સ્વયં જ પોતાની જાત પર અત્યાચાર કરી રહ્યા હતા. (૧૦) પછી જે લોકોએ બૂરાઈના કાર્યો કર્યા હતા તેમનું પરિણામ ખરાબ આવ્યું, એ કારણે કે તેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી, અને તેઓ તેની હાંસી ઉડાવતા હતા.

(૧૧) અલ્લાહ સૃષ્ટિનું પહેલી વાર સર્જન કરે છે, પછી એ જ ફરીથી તેનું સર્જન કરશે. પછી તમને તેના જ તરફ પાછા લઈ જવામાં આવશે. (૧૨) અને જે દિવસે કયામત આવશે એ દિવસે ગુનેગાર લોકો આશ્ચર્યચકિત રહી જશે. (૧૩) અને તેમના ભાગીદારોમાંથી કોઈ તેમનો ભલામણકર્તા નહીં હોય અને તેઓ પોતાના ભાગીદારોનો ઈન્કાર કરનારાં બની જશે. (૧૪) અને જે દિવસે કયામત આવશે એ દિવસે બધા લોકો અલગ-અલગ થઈ જશે. (૧૫) પછી જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્યો કર્યા તેઓ એક બાગમાં ખુશ હશે, (૧૬) અને જે લોકોએ ઈન્કાર કર્યો અને અમારી આયતોને અને આખિરત (પરલોક)માં રજૂ થવાને ખોટું ઠેરવ્યું, તો તેઓ યાતનામાં પડેલા હશે. (૧૭) તેથી તમે પવિત્ર અલ્લાહનું સ્મરણ કરો, જ્યારે સાંજ કરો છો અને જ્યારે તમે સવાર કરો છો, (૧૮) અને આકાશો અને ધરતીમાં તેના જ માટે પ્રશંસા છે અને ત્રીજો પહોર અને જ્યારે તમે ઝુહ્‌ર (બપોર) કરો છો.

(૧૯) તે સજીવને નિર્જીવમાંથી કાઢે છે અને નિર્જીવને સજીવમાંથી કાઢે છે, અને તે જમીનને તેના મૃત્યુ પછી જીવંત કરે છે અને એ જ રીતે તમને લોકોને કાઢવામાં આવશે. (૨૦) તેની નિશાનીઓમાંથી એ છે કે તેણે તમને માટીથી પેદા કર્યા છે, પછી એકાએક તમે મનુષ્ય બનીને ફેલાઈ જાઓ છો, (૨૧) અને

તની નિશાનીઓમાંથી એ છે કે તેણે તમારી જાતિથી તમારા માટે જોડાં પેદા કર્યા, જેથી તમે તેમનાથી શાંતિ અને સંતોષ પ્રાપ્ત કરો, અને તેણે તમારા વચ્ચે પ્રેમ અને દયા મૂકી દીધા. નિઃશંક, આમાં ઘણી નિશાનીઓ છે એ લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે.

(૨૨) અને તેની નિશાનીઓમાંથી આકાશો અને ધરતીનું સર્જન અને તમારી પત્નીઓ અને તમારા રંગોની ભિન્નતા છે. નિઃશંક, આમાં ઘણી નિશાનીઓ છે જ્ઞાનવાળાઓ માટે. (૨૩) અને તેની નિશાનીઓમાંથી તમારું રાત્રે અને દિવસે ઊંઘવું અને તમારું તેની કૃપા (આજીવિકા)ને શોધવું છે. નિઃશંક, આમાં ઘણી નિશાનીઓ છે એ લોકો માટે જઓ સાંભળે છે. (૨૪) અને તેની નિશાનીઓમાંથી એ છે કે તે તમને વીજળી બતાવે છે, ભયની સાથે અને આશાની સાથે, અને તે આકાશથી પાણી ઉતારે છે, પછી તેનાથી જમીનને જીવંત કરે છે તેના મૃત્યુ પછી. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ બુદ્ધિથી કામ લે છે.

(૨૫) અને તેની નિશાનીઓમાંથી એ છે કે આકાશ અને ધરતી તેના આદેશથી સ્થાઈ અને સ્થિર છે. પછી જ્યારે તે તમને એક વાર પોકારશે, તો તમે એ જ વખતે જમીનથી નીકળી પડશો, (૨૬) અને આકાશો અને ધરતીમાં જે પણ છે તેનું જ છે. બધા જ તેને આધીન છે, (૨૭) અને એ જ છે, જે પહેલી વાર પેદા કરે છે, પછી એ જ ફરીથી પેદા કરશે, અને આ તેના માટે સરળ છે, અને આકાશો અને ધરતીમાં તેના જ માટે સૌથી ઉચ્ચ ગુણો છે, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૨૮) તે તમારા માટે સ્વયં તમારી જાતથી એક દૃષ્ટાંત આપે છે. શું તમારા ગુલામો (સેવકો)માં કોઈ તમારા એ ધનમાં ભાગીદાર છે, જે અમે તમને પ્રદાન કર્યું છે અને તેઓ તેમાં સમાન હોય, અને જે રીતે તમે પોતાનાઓનું ધ્યાન

રાખો છો, એ જ રીતે તેમનું પણ ધ્યાન રાખો છો ? આ રીતે અમે આયતોને ખોલીને વર્ણવીએ છીએ એ લોકો માટે જેઓ બુદ્ધિથી કામ લે છે. (૨૯) બલ્કે પોતાની જાત પર અત્યાચાર કરનારાઓએ કોઈ દલીલ વગર પોતાનાં વિચારોનું અનુસરણ કર્યે રાખ્યું છે, તો તેને કોણ માર્ગદર્શન આપી શકે છે, જેને અલ્લાહે ભટકાવી દીધો હોય, અને કોઈ તેમનો મદદગાર નથી.

(૩૦) તેથી તમે એકાગ્ર થઈને પોતાનું મન આ દીન (ઈસ્લામ ધર્મ) તરફ રાખો. અલ્લાહની પ્રકૃતિ (અને નિયમ) જેના પર તેણે લોકોને બનાવ્યા છે. તેણે બનાવેલ (પ્રકૃતિ કે નિયમ)ને બદલવાનું નથી. આ જ સીધો દીન (ધર્મ) છે. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૩૧) તેના જ તરફ ધ્યાન કરીને અને તેનાથી જ ડરો અને નમાઝની સ્થાપના કરો અને અનેકેશ્વરવાદીઓમાંથી ન બનો, (૩૨) જેમણે પોતાના ધર્મના ટુકડે-ટુકડા કરી નાખ્યા, અને ઘણા જૂથો બની ગયા. દરેક જૂથ પોતાના પર ગર્વ કરી રહ્યું છે, જે તેના પાસે છે.

(૩૩) અને જ્યારે લોકોને કોઈ તકલીફ પહોંચે છે, તો તેઓ પોતાના પ્રભુ-પાલનહારને પોકારે છે તેના જ તરફ એકાગ્ર થઈને. પછી જ્યારે તે પોતાના તરફથી તેમને કૃપાનો (સ્વાદ) ચખાડે છે, તો તેમાંથી એક જૂથ પોતાના પ્રભુ-પાલનહારના ભાગીદાર ઠરાવવા લાગે છે (૩૪) કે જે કંઈ અમે તેમને આપ્યું છે તેનો ઈન્કાર કરનાર બની જાય. તો થોડાક દિવસ ફાયદો ઉઠાવી લો, ટૂંક સમયમાં તમને ખબર પડી જશે. (૩૫) શું અમે તેમના માટે કોઈ સનદ ઉતારી છે કે તે તેમને અલ્લાહની સાથે શિર્ક (ભાગીદાર) કરવાનું કહી રહ્યો છે ?

(૩૬) અને જ્યારે અમે લોકોને કૃપાનો (સ્વાદ) ચખાડીએ છીએ, તો તેઓ તેનાથી ખુશ થઈ જાય છે, અને જો તેમના કર્મોના કારણે તેમને કોઈ તકલીફ પહોંચે છે, તો એકાએક તેઓ નિરાશ થઈ જાય છે. (૩૭) શું તેઓ જોતા નથી કે અલ્લાહ જેને ઇચ્છે વધારે રોજી આપે છે અને જેને ઇચ્છે ઓછી. નિઃશંક,

આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ ઈમાન રાખે છે. (૩૮) તેથી સગાઓને તેમનો હક્ક આપો અને ગરીબને અને મુસાફરને. આ ઉત્તમ છે એ લોકો માટે, જેઓ અલ્લાહની પ્રસન્નતા ઈચ્છે છે અને એ જ લોકો સફળતા પ્રાપ્ત કરવાવાળા છે. (૩૯) અને જે વ્યાજ તમે આપો છો, જેથી લોકોના ધનમાં સામેલ થઈને તે વધી જાય, તો અલ્લાહની નજીક તે વધતું નથી, અને જે ઝકાત તમે આપશો અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે, તો આ જ લોકો છે જેઓ અલ્લાહના ત્યાં પોતાના ધનને વધારવાવાળા છે.

(૪૦) અલ્લાહ જ છે, જેણે તમને પેદા કર્યા. પછી તેણે તમને રોજી આપી. પછી તે તમને મૃત્યુ આપે છે. પછી તે તમને સજીવન કરશે. શું તમારા ભાગીદારોમાંથી કોઈ એવો છે, જે આમાંથી કોઈ કાર્ય કરતો હોય ? તે પવિત્ર છે અને ઉચ્ચતર છે એ શિર્ક (અલ્લાહ સાથે ભાગીદાર બનાવવા)થી, જે આ લોકો કરે છે. (૪૧) જમીન અને પાણીમાં બગાડ અને ઉપદ્રવ ફેલાઈ ગયો લોકોના પોતાના હાથની કમાણીથી, જેથી અલ્લાહ મજા ચખાડે તેમને તેમના કેટલાક કર્મોની, કદાચ કે તેઓ અટકી જાય. (૪૨) કહો કે જમીનમાં ચાલો-ફરો, પછી જુઓ કે એ લોકોનું શું પરિણામ આવ્યું, જેઓ અગાઉ વિતી ગયા છે. તેમાંથી મોટભાગના લોકો મુશ્રિક (અનેકેશ્વરવાદીઓ) હતા.

(૪૩) તેથી પોતાનું રૂખ 'દીને-કય્યિમ' (સત્ય-ધર્મ) તરફ સીધું રાખો, એ પહેલા કે અલ્લાહ તરફથી એવો દિવસ આવી જાય જે ટળવાનો નથી. એ દિવસે લોકો અલગ-અલગ થઈ જશે. (૪૪) જેણે ઈન્કાર કર્યો, તો તેનો ઈન્કાર તેના પર જ પડશે અને જેણે સદ્કાર્યો કર્યા, તો આ લોકો પોતાના જ માટે ઉપાય કરી રહ્યા છે, (૪૫) જેથી અલ્લાહ ઈમાન લાવવાવાળાઓને અને સદ્કાર્યો કરવાવાળાઓને પોતાની કૃપાથી બદલો આપે. નિઃશંક, અલ્લાહ ઈન્કાર કરનારાઓને પસંદ કરતો નથી.

(૪૬) અને તેની નિશાનીઓમાંથી એ છે કે તે હવાઓ મોકલે છે ખુશખબર આપવા માટે, અને એટલા માટે કે તમને પોતાની દયાથી નવાજે અને એટલા માટે કે નૌકાઓ તેના આદેશથી ચાલે, અને એટલા માટે કે તમે તેની કૃપા (આજીવિકા) શોધો, અને એટલા માટે કે તમે આભાર વ્યક્ત કરો. (૪૭) અને અમે તમારાથી પહેલા પયગંબરોને મોકલ્યા તેમની જાતિ તરફ. પછી તેમના પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા, તો અમે એ લોકોથી બદલો લીધો, જેમણે ગુનો કર્યો હતો, અને અમારા પર એ હક્ક હતો કે અમે ઈમાન-વાળાઓની મદદ કરીએ.

(૪૮) અલ્લાહ જ છે, જે હવાઓને મોકલે છે. તેથી તે વાદળોને ઉઠાવે છે. પછી અલ્લાહ તેમને આકાશમાં ફેલાવી દે છે, જે રીતે ઇચ્છે છે, અને તે તેને ઉપર-તળે કરી દે છે. પછી તમે મેઘને જુઓ છો કે તેના અંદરથી નીકળે છે. પછી જ્યારે તે પોતાના બંદાઓમાંથી જ્યાં ઇચ્છે છે, તેને પહોંચાડી દે છે, તો એકાએક તેઓ ખુશ થઈ જાય છે, (૪૯) અને તેઓ તેને અવતરિત કરવાના પૂર્વે, ખુશીથી પહેલા નિરાશ હતા. (૫૦) પછી અલ્લાહની દયાનો પ્રભાવ જુઓ કે તે કેવી રીતે જમીનને જીવંત કરે છે તેના મૃત થઈ ગયા પછી. નિઃશંક, એ જ નિર્જીવને સજીવ કરવાવાળો છે, અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૫૧) અને જો અમે એક હવા મોકલી દઈએ, પછી તે ખેતીને ભૂસુ બનેલી જુએ, તો તેના પછી તેઓ ઈન્કાર કરવા લાગશે. (૫૨) તો તમે મડદાઓને નથી સંભળાવી શકતા અને ન તમે બહેરાઓને પોતાની પોકાર સંભળાવી શકો છો, જ્યારે કે તેઓ પીઠ ફેરવીને જઈ રહ્યા હોય, (૫૩) અને ન તમે આંધળાઓને તેમની પથભ્રષ્ટતાથી કાઢીને માર્ગ પર લાવી શકો છો. તમે કેવળ તેને સંભળાવી શકો છો, જેઓ અમારી આયતો પર ઈમાન લાવવાવાળો હોય. પછી આ જ લોકો આજ્ઞાપાલન કરવાવાળા છે.

(૫૪) અલ્લાહ જ છે, જેણે તમને નિર્બળ પેદા કર્યા, પછી નિર્બળતા બાદ શક્તિ પ્રદાન કરી, ત્યારબાદ શક્તિ પછી નબળાઈ અને વૃદ્ધત્વ વ્યાપ્ત કરી દીધું. તે જે ઇચ્છે છે પેદા કરે છે, અને તે સર્વજ્ઞાની, પ્રભુત્વશાળી છે, (૫૫) અને જે દિવસે કયામત આવશે, ગુનેગાર લોકો સોગંદ ખાઈ-ખાઈને કહેશે કે તેઓ એક પળથી વધારે નથી રહ્યા. આ રીતે તેમને ફેરવવામાં આવતા હતા. (૫૬) અને જે લોકોને જ્ઞાન અને ઈમાન પ્રદાન કરવામાં આવ્યું હતું, તેઓ કહેશે કે અલ્લાહના ગ્રંથમાં તો તમે હશ્ર (એકત્ર થવા)ના દિવસ સુધી પડ્યા રહ્યા. બસ, આ એકત્ર થવાનો દિવસ છે. પરંતુ તમે જાણતા નહોતા. (૫૭) પછી એ દિવસે અત્યાચારીઓને તેમનું બહાનુ કંઈ લાભ નહીં પહોંચાડે અને ન તેમનાથી માફી માંગવા કહેવામાં આવશે.

(૫૮) અને અમે આ કુર્આનમાં લોકો માટે દરેક પ્રકારના ઉદાહરણો વર્ણવ્યા છે, અને જો તમે તેમના પાસે કોઈ નિશાની લઈ આવો, તો જે લોકોએ ઈન્કાર કર્યો છે તેઓ એ જ કહેશે કે તમે-સૌ અસત્ય પર છો. (૫૯) આ રીતે અલ્લાહ મહોર મારી દે છે એ લોકોનાં હૃદયો પર, જેઓ નથી જાણતા. (૬૦) તેથી તમે ધૈર્ય રાખો. નિઃશંક, અલ્લાહનું વચન સાચું છે, અને તમને અધીરા ન કરી દે એ લોકો જેઓ વિશ્વાસ નથી રાખતા.

—●—

## ૩૧. સૂરઃ લુકમાન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-મીમ. (૨) આ બુદ્ધિમત્તાથી ભરપૂર ગ્રંથની આયતો છે. (૩) માર્ગદર્શન અને દયા સદાચારીઓ માટે, (૪) જેઓ નમાઝની સ્થાપના કરે છે અને ઝકાત (ધર્મદાન) અદા કરે છે, અને તેઓ આખિરત પર વિશ્વાસ રાખે છે. (૫) આ લોકો પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ના સીધા માર્ગ

પર છે અને આજ લોકો સફળતા પામવાવાળા છે.

(૬) અને લોકોમાં કોઈ (વ્યક્તિ) એવો છે, જે એ વાતોનો ખરીદનાર બને છે, જે બેપરવા કરવાવાળી છે, જેથી અલ્લાહના માર્ગથી પથભ્રષ્ટ કરે કોઈપણ જ્ઞાન વગર, અને તે તેની હાંસી ઉડાવે. આવા લોકો માટે અપમાનિત કરવાવાળી યાતના છે. (૭) અને જ્યારે તેમને અમારી આયતો સંભળાવવામાં આવે છે, તો તે અહંકાર કરતો મોઢું ફેરવી લે છે, જાણે તેણે સાંભળ્યું જ નથી, જાણે તેના કાનોમાં બહેરાશ છે. તો તેને એક પીડાદાયક યાતનાની ખુશખબર આપી દો. (૮) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, તેમના માટે કૃપાઓના બાગ છે. (૯) તેમાં તેઓ હંમેશા રહેશે. આ અલ્લાહનું દૃઢ વચન છે, અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

(૧૦) અલ્લાહે આકાશોનું સર્જન કર્યું, એવા સ્તંભો વગર જેને તમે જોઈ શકો, અને તેણે ધરતીમાં પહાડો મૂકી દીધા કે તે તમને લઈને ઝૂકી ન જાય, અને તેમાં દરેક પ્રકારના પ્રાણીઓ ફેલાવી દીધા, અને અમે આકાશથી પાણી ઉતાર્યું, પછી જમીનમાં દરેક પ્રકારની ઉમદા વસ્તુઓ ઊગાવી. (૧૧) આ છે અલ્લાહનું સર્જન, તો તમે મને બતાવો કે તેના સિવાય જેઓ છે તેમણે શું પેદા કર્યું છે, બલ્કે અત્યાચારી લોકો સ્પષ્ટ પથભ્રષ્ટતામાં છે.

(૧૨) અને અમે લુકમાનને બુદ્ધિમત્તા પ્રદાન કરી કે અલ્લાહનો આભાર વ્યક્ત કરો, અને જે આભાર વ્યક્ત કરશે તો તે પોતાના જ માટે આભાર વ્યક્ત કરશે અને જે અપકાર કરશે તો અલ્લાહ નિરપેક્ષ છે, ખૂબીઓવાળો છે. (૧૩) અને જ્યારે લુકમાને પોતાના પુત્રને શિખામણ આપતાં કહ્યું કે હે મારા પુત્ર ! અલ્લાહની સાથે ભાગીદાર ન ઠરાવો. નિઃશંક, શિર્ક (અનેકેશ્વરવાદ) ખૂબ મોટો અત્યાચાર છે.

(૧૪) અને અમે માનવીને તેના માતા-પિતાના મામલામાં તાકીદ કરી.

તેની માતાએ દુઃખ પર દુઃખ ઉઠાવીને તેને પેટમાં રાખ્યો અને બે વર્ષ તેને દૂધ છોડાવવામાં લાગ્યા કે તું મારો આભાર વ્યક્ત કર અને પોતાના માતા-પિતાનો. મારા જ તરફ પાછા ફરવાનું છે. (૧૫) અને જો તે બંને તારા પર દબાણ કરે કે તું મારા સાથે એવી વસ્તુને ભાગીદાર ઠરાવ, જેની તને ખબર નથી, તો તેમની વાત ન માનજે, અને દુનિયામાં તેમના સાથે સદ્‌વ્યવહાર કરજે, અને તું એ વ્યક્તિનું અનુસરણ કરજે જેણે મારા તરફ ધ્યાન કર્યું છે. પછી તમને સૌને મારા પાસે આવવાનું છે. પછી હું તમને બતાવી દઈશ, જે કંઈ તમે કરતા રહ્યા.

(૧૬) હે મારા પુત્ર ! કોઈ કાર્ય જો રાઈના દાણા બરાબર હોય, પછી તે કોઈ પથ્થરના અંદર હોય કે આકાશોમાં હોય કે જમીનમાં હોય, અલ્લાહ તેને હાજર કરી દેશે. નિઃશંક, અલ્લાહ સૂક્ષ્મદર્શી છે, સુમાહિતગાર છે. (૧૭) હે મારા પુત્ર ! નમાઝની સ્થાપના કરો, સદ્‌કાર્યોની શિખામણ આપો અને બૂરાઈથી રોકો અને જે મુસીબત તમને પહોંચે તેના પર ધૈર્ય રાખો. નિઃશંક, આ હિંમતના કાર્યોમાંથી છે, (૧૮) અને લોકોથી મોઢું ન ફેરવી લે, અને જમીન પર અકડાઈને ન ચાલ. નિઃશંક, અલ્લાહ કોઈ અકડાઈ કરનારને અને ઘમંડ કરનારને પસંદ કરતો નથી, (૧૯) અને પોતાની ચાલને મધ્યમ રાખ અને પોતાના અવાજને ધીમો રાખ. નિઃશંક સૌથી ખરાબ અવાજ ગધેડાનો અવાજ છે.

(૨૦) શું તમે નથી જોતા કે અલ્લાહે તમારા કાર્યમાં લગાવી દીધા છે તેમને જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને તેણે પોતાની જાહેર અને છૂપી કૃપાઓ તમારા પર પરિપૂર્ણ કરી દીધી, અને લોકોમાં એવા પણ છે જેઓ અલ્લાહ વિશે ઝઘડે છે, કોઈ જ્ઞાન અને માર્ગદર્શન અને કોઈ પ્રકાશિત ગ્રંથ વગર, (૨૧) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે તમે અનુસરણ કરો એ

વસ્તુનું જે અલ્લાહે અવતરિત કરેલ છે, તો તેઓ કહે છે કે ના. અમે એ વસ્તુનું અનુસરણ કરીશું જેના પર અમે અમારા પૂર્વજોને જોયા છે. શું જો શૈતાન તેમને આગની યાતના તરફ બોલાવી રહ્યો હોય તો પણ !

(૨૨) અને જે વ્યક્તિ પોતાનો ચહેરો અલ્લાહ તરફ ઝુકાવી દે અને તે સત્કર્મી પણ હોય, તો તેણે મજબૂત રસ્સી પકડી લીધી, અને અલ્લાહ પાસે જ છે તમામ મામલાઓનું પરિણામ, (૨૩) અને જેણે ઈનકાર કર્યો, તો તેનો ઈન્કાર તમને દુઃખી ન કરે. અમારા જ તરફ છે તેમનું પાછું ફરવું. તો અમે તેમને બતાવી દઈશું જે કંઈ તેમણે કર્યું. નિઃશંક, અલ્લાહ હૃદયોની વાતથી પણ વાકેફ છે. (૨૪) તેમને અમે થોડી મુદત સુધી લાભ આપીશું. પછી તેમને એક કઠોર યાતના તરફ ખેંચી લાવીશું.

(૨૫) અને જો તમે તેમને પૂછો કે આકાશો અને ધરતીને કોણે પેદા કર્યા, તો તેઓ અવશ્ય કહેશે કે અલ્લાહે. કહો કે સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે. બલ્કે તેમાંથી મોટાભાગના લોકો જાણતા નથી. (૨૬) અલ્લાહનું જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે. નિઃશંક, અલ્લાહ નિરપેક્ષ છે, ખૂબીઓવાળો છે. (૨૭) અને જો ધરતીમાં જે વૃક્ષ છે, તે કલમ બની જાય અને સમુદ્ર, સાત વધુ સમુદ્રોની સાથે, શાહી બની જાય, તો પણ અલ્લાહની વાતો સમાપ્ત ન થાય. નિઃશંક, અલ્લાહ પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૨૮) તમને સૌને પેદા કરવા અને જીવંત કરવા, બસ એવું જ છે, જાણે એક વ્યક્તિને (પેદા કરવું). નિઃશંક, અલ્લાહ સાંભળવાવાળો અને જોવાવાળો છે. (૨૯) શું તમે નથી જોયું કે અલ્લાહ રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે, અને તેણે સૂર્ય અને ચંદ્રને કામમાં લગાવી દીધા છે. દરેક ચાલે છે એક નિશ્ચિત સમય સુધી, અને એ કે જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેનાથી માહિતગાર છે. (૩૦) આવું એટલા માટે છે કે અલ્લાહ જ

સત્ય છે, અને તેના સિવાય જે વસ્તુઓને તેઓ પોકારે છે તે અસત્ય છે અને નિઃશંક, અલ્લાહ સર્વોચ્ચ છે, મહાન છે.

(૩૧) શું તમે જોયું નથી કે નૌકા સમુદ્રમાં અલ્લાહની કૃપાથી ચાલે છે, જેથી તે તમને પોતાની નિશાનીઓ બતાવે. નિઃશંક, આમાં નિશાનીઓ છે દરેક ધૈર્ય કરવાવાળા, કૃતજ્ઞ માટે. (૩૨) અને જ્યારે મૃત્યુ તેમના માથા પર વાદળની જેમ છવાઈ જાય છે, તો તેઓ અલ્લાહને પોકારે છે તેના ધર્મને વિશુદ્ધ કરીને. પછી જ્યારે તે તેમને મુક્તિ આપીને જમીન તરફ લઈ આવે છે, તો તેમાં કેટલાક મધ્યમમાર્ગ પર રહે છે અને અમારી નિશાનીઓનો ઇન્કાર એ જ લોકો કરે છે, જેઓ વચન-ભંગ કરનારાં અને કૃતઘ્ન છે.

(૩૩) હે લોકો ! પોતાના પાલનહારથી ડરો અને એ દિવસથી ડરો, જ્યારે કોઈ પિતા પોતાના પુત્ર તરફથી બદલો નહીં આપે અને ન કોઈ પુત્ર પોતાના પિતા તરફથી કંઈ બદલો આપવાવાળો હશે. નિઃશંક, અલ્લાહનું વચન સાચું છે, તો દુનિયાનું જીવન તમને ધોકામાં ન નાખે અને ન ધોકેબાજ તમને અલ્લાહ વિશે ધોકો આપે. (૩૪) નિઃશંક, અલ્લાહને જ કયામતનું જ્ઞાન છે અને એ જ વરસાદ વરસાવે છે અને તે જાણે છે જે કંઈ ગર્ભમાં છે, અને કોઈ વ્યક્તિ નથી જાણતો કે કાલે તે શું કમાણી કરશે, અને કોઈ વ્યક્તિ નથી જાણતો કે તે કઈ ભૂમિમાં મરશે. નિઃશંક, અલ્લાહ જાણવાવાળો, માહિતગાર છે.

—●—

## ૩૨. સૂરઃ અસ્-સજદહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલીફ-લામ-મીમ. (૨) આ અવતરિત કરેલ ગ્રંથ છે, તેમાં કોઈ સંદેહ નથી, સૃષ્ટિના સ્વામી અલ્લાહ તરફથી છે. (૩) શું તેઓ કહે છે કે આ વ્યક્તિએ આને સ્વયં ઘડી લીધો છે ? બલ્કે સત્ય એ છે કે તમારા પ્રભુ-પાલનહાર

તરફથી, જેથી તમે એ લોકોને ડરાવો અને જેમના પાસે તમારાથી પહેલા કોઈ ડરાવનાર નથી આવ્યો, જેથી તેઓ સન્માર્ગ પર આવી જાય.

(૪) અલ્લાહ જ છે, જેણે પેદા કર્યા આકાશો અને ધરતીને અને જે તેમના વચ્ચે છે છ દિવસોમાં, પછી તે રાજ-સિંહાસન પર સ્થાપિત થયો. તેના સિવાય ન તમારો કોઈ મદદગાર છે અને ન કોઈ ભલામણકર્તા. તો શું તમે ધ્યાન નથી આપતા ? (૫) તે આકાશોથી ધરતી સુધી તમામ મામલાઓની યોજના કરે છે. પછી તે તેના તરફ પાછો વળે છે એક એવા દિવસે જેનું પ્રમાણ તમારી ગણતરીથી હજાર વર્ષના બરાબર છે. (૬) એ જ છે છૂપા અને જાહેરને જાણવાવાળો. પ્રભુત્વશાળી છે, દયાળુ છે. (૭) તેણે જે વસ્તુ પણ બનાવી, સુંદર બનાવી, અને તેણે માનવીના સર્જનની શરૂઆત કરી માટીથી. (૮) પછી તેનો વંશ તુચ્છ પાણીના સત્વથી ચલાવ્યો. (૯) પછી તેના અંગો દુરસ્ત કર્યા, અને તેમાં અમારી રૂહ (આત્મા) ફૂંકી. તમારા માટે કાન અને આંખો અને હૃદય બનાવ્યા. તમે લોકો ખૂબ ઓછા આભારી બનો છો.

(૧૦) અને તેમણે કહ્યું કે શું જ્યારે અમે જમીનમાં ગૂમ થઈ જઈશું, તો અમને ફરી નવેસરથી પેદા કરવામાં આવશે ? બલ્કે તેઓ પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની મુલાકાતનો ઇન્કાર કરનારાં છે. (૧૧) કહો કે મૃત્યુનો ફરિશ્તો તમારા પ્રાણ ખેંચે છે, જે તમારા પર નિયુક્ત કરવામાં આવ્યો છે. પછી તમને પોતાના રબ તરફ પાછા લઈ જવામાં આવશે. (૧૨) અને કદાચ, તમે જુઓ, જ્યારે આ ગુનેગાર લોકો પોતાના રબની સામે માથું ઝુકાવી ઊભા હશે. હે અમારા રબ ! અમે જોઈ લીધું અને અમે સાંભળી લીધું, તું અમને પાછા મોકલી દે કે અમે સદ્કાર્યો કરીએ. અમે વિશ્વાસ કરનારાં બનીશું. (૧૩) અને જો અમે ઇચ્છતા તો દરેક વ્યક્તિને તેનું માર્ગદર્શન આપી દેતા. પરંતુ મારી વાત સાબિત થઈ ચૂકી કે હું નર્કને જિન્નાતો અને મનુષ્યોથી ભરી દઈશ. (૧૪) તો હવે મજા

ચાખો એ વાતની કે તમે આ દિવસની મુલાકાતને ભુલાવી દીધી. અમે પણ તમને ભુલાવી દીધા, અને પોતે જે કર્યું છે તેના કારણે હંમેશાની યાતના ચાખો.

(૧૫) અમારી આયતો પર એ જ લોકો ઈમાન લાવે છે કે જ્યારે તેમને તેના દ્વારા અનુસ્મરણ કરાવવામાં આવે છે, તો તેઓ સિજદામાં પડી જાય છે અને પોતાના પાલનહારનું પ્રશંસાની સાથે મહિમાગાન કરે છે, અને તેઓ અહંકાર નથી કરતા. (૧૬) તેમના પડખાં બિસ્તરોથી અલગ રહે છે. તેઓ પોતાના પાલનહારને પોકારે છે ડરથી અને આશાથી, અને જે કંઈ અમે તેમને આપ્યું છે તેઓ તેમાંથી ખર્ચ કરે છે. (૧૭) તો કોઈને ખબર નથી કે આ લોકો માટે તેમના કર્મોના બદલામાં આંખોની શું ઠંડક છુપાવી રાખવામાં આવી છે.

(૧૮) તો શું જે ઈમાનવાળો છે તે એ વ્યક્તિ જેવો હશે જે અવજ્ઞાકારી છે ? બંને સમાન નથી હોઈ શકતા. (૧૯) જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, તો તેમના માટે જન્નત (સ્વર્ગ)ના નિવાસ-સ્થાનો છે. આતિથ્ય-સત્કાર એ કર્મોના કારણે, જે તેઓ કરતા હતા. (૨૦) અને જે લોકોએ અવજ્ઞા કરી, તો તેમનું ઠેકાણું આગ છે. એ લોકો જ્યારે તેમાંથી નીકળવા માંગશે, તો ફરી તેમને તેમાં જ ધકેલી દેવામાં આવશે, અને તેમને કહેવામાં આવશે કે આગની યાતના ચાખો, જેને તમે ખોટી ઠેરવતા હતા. (૨૧) અને અમે તેમને મોટી યાતનાથી પહેલા નાની યાતના ચખાડીશું, કદાચ કે તેઓ અટકી જાય. (૨૨) અને એ વ્યક્તિથી વધારે અત્યાચારી કોણ હશે, જેને તેના પ્રભુ-પાલનહારની આયતો દ્વારા શિખામણ આપવામાં આવે, પછી તે તેનાથી મોઢું ફેરવે. અમે આવા ગુનેગારોથી અવશ્ય બદલો લઈશું.

(૨૩) અને અમે મૂસાને ગ્રંથ આપ્યો. તો તમે તેને મળવામાં કોઈ સંદેહ ન કરો, અને અમે તેને બની ઈસરાઈલ માટે માર્ગદર્શન બનાવ્યો. (૨૪) અને તેમનામાં નાયકો બનાવ્યા, જેઓ અમારા આદેશથી લોકોનું માર્ગદર્શન કરતા

હતા, જ્યારે તેમણે ધૈર્ય કર્યું, અને તેઓ અમારી આયતો પર વિશ્વાસ રાખતા હતા. (૨૫) નિઃશંક, તારો પાલનહાર કયામતના દિવસે તેમના વચ્ચે એ બાબતોમાં નિર્ણય કરી દેશે, જેમાં તેઓ પરસ્પર મતભેદ કરતા હતા. (૨૬) શું તેમના માટે આ વસ્તુ માર્ગદર્શન આપવાવાળી ન બની કે તેમનાથી પહેલા અમે કેટલીય વસ્તીઓને નષ્ટ કરી નાખી, જેમની વસ્તીઓમાંથી આ લોકો પસાર થાય છે. નિઃશંક, આમાં નિશાનીઓ છે, શું આ લોકો સાંભળતા નથી ?

(૨૭) શું આમણે જોયું નથી કે અમે પાણીને સપાટ જમીન તરફ હાંકીને લઈ જઈએ છીએ. પછી અમે તેનાથી ખેતી કાઢીએ છીએ, જેનાથી તેમના ઢોરો ખાય છે અને તેઓ પોતે પણ. પછી શું તેઓ જોતા નથી ? (૨૮) અને તેઓ કહે છે કે આ નિર્ણય ક્યારે થશે, જો તમે સાચા છો ? (૨૯) કહો કે નિર્ણયના દિવસે એ લોકોનું ઈમાન લાભ નહીં આપે જેમણે ઇન્કાર કર્યો, અને ન તેમને મહેતલ આપવામાં આવશે. (૩૦) તો તેમની ઉપેક્ષા કરો અને રાહ જુઓ, તેઓ પણ રાહ જોઈ રહ્યા છે.

—●—

## ૩૩. સૂરઃ અલ-અહઝાબ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે પયગંબર ! અલ્લાહથી ડરો અને કાફિરો (ઇન્કાર કરનારાઓ) અને મુનાફિકો (દંભીઓ)નું અનુસરણ ન કરો. નિઃશંક, અલ્લાહ જાણવાવાળો તત્ત્વદર્શી છે. (૨) અને અનુસરણ કરો એ વસ્તુનું જે તમારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી તમારા પર વહી (પ્રકાશના) કરવામાં આવી રહી છે. નિઃશંક, અલ્લાહ માહિતગાર છે તેનાથી જે તમે લોકો કરો છો. (૩) અને અલ્લાહ પર ભરોસો રાખો, અને અલ્લાહ કામ પાર પાડવા માટે પૂરતો છે.

(૪) અલ્લાહે કોઈ વ્યક્તિની છાતીમાં બે હૃદય નથી મૂક્યા, અને ન તમારી

પત્નીઓને તમારી માતા બનાવી જેનાથી તમે 'ઝિહાર' (પત્નીને માતાની પીઠની જેમ અવૈધ કહેવું) કરો છો, અને ન તમારા પાલક પુત્રોને તમારા પુત્રો બનાવી દીધા. આ બધી તમારા મોઢાની વાતો છે, અને અલ્લાહ સાચી વાત કહે છે અને તે સીધો રસ્તો બતાવે છે. (૫) પાલક પુત્રોને તેમના પિતાઓના સંબંધથી પોકારો. આ અલ્લાની નજીક વધારે ન્યાયી વાત છે. પછી જો તમે તેમનાં પિતાઓને ન જાણો, તો તેઓ તમારા દીની (ધાર્મિક) ભાઈ છે અને તમારા સાથી છે, અને જે વસ્તુમાં તમારાથી ભૂલ-ચૂક થઈ જાય, તો તેનો તમારા પર કોઈ ગુનો નથી, પરંતુ જે તમે દિલથી ઇરાદો કરીને કરો, અને અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે.

(૬) અને પયગંબરનો હક્ક ઈમાનવાળાઓ પર તેમના પોતાના પ્રાણથી પણ વધારે છે, અને પયગંબરની પત્નીઓ તેમની માતાઓ છે, અને સગાઓ અલ્લાહના ગ્રંથમાં બીજા ઈમાનવાળા અને મુહાજિરોની તુલનામાં એક-બીજાથી વધારે સંબંધ ધરાવે છે. પરંતુ એ કે તમે પોતાના મિત્રોથી કંઈક સદ્-વ્યવહાર કરવા ઇચ્છો, આ ગ્રંથમાં અંકિત છે.

(૭) અને જ્યારે અમે પયગંબરોથી તેમની પ્રતિજ્ઞા લીધી, અને તમારાથી અને નૂહથી અને ઇબ્રાહીમ અને મૂસા અને મરયમના પુત્ર ઈસાથી - અને અમે તેમનાથી દૃઢ પ્રતિજ્ઞા લીધી, (૮) જેથી અલ્લાહ સત્યનિષ્ઠોથી તેમની સચ્ચાઈ વિશે પ્રશ્ન કરે, અને ઇન્કાર કરનારાઓ માટે તેણે પીડાદાયક યાતના તૈયાર કરી રાખી છે.

(૯) હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાના ઉપર અલ્લાહના ઉપકારને યાદ કરો,જ્યારે તમારા પર લશ્કરો ચઢી આવ્યા, તો અમે તેમના પર એક આંધી મોકલી અને એવું લશ્કર જે તમને દેખાતું નહોતું, અને અલ્લાહ જોવાવાળો છે જે કંઈ તમે કરો છો. (૧૦) જ્યારે તે તમારા પર ચઢી આવ્યા,

તમારા ઉપરની તરફથી અને તમારા નીચેની તરફથી, અને જ્યારે આંખો ફાટી ગઈ અને હૃદયો ગળાં સુધી પહોંચી ગયા અને તમે અલ્લાહ વિશે જાત-જાતના અનુમાનો કરવા લાગ્યા. (૧૧) તે વખતે ઈમાનવાળાઓને પરીક્ષામાં નાખવામાં આવ્યા અને બરાબર હચમચાવી નાખવામાં આવ્યા.

(૧૨) અને જ્યારે મુનાફિકો અને એ લોકો જેમનાં હૃદયમાં રોગ છે, તેઓ કહેતા હતા કે અલ્લાહ અને તેના પયગંબરે જે વચન અમને આપ્યું હતું, તે માત્ર ધોકો હતો. (૧૩) અને જ્યારે તેમાંથી એક જૂથે કહ્યું કે હે યસરબ-વાસીઓ ! તમારા માટે થોભવાનો અવસર નથી, તો તમે પાછા વળી જાઓ, અને તેમાંથી એક જૂથ પયગંબરથી પરવાનગી માંગતું હતું. તે કહેતું હતું કે અમારા ઘરો અસુરક્ષિત છે, અને તે અસુરક્ષિત નહોતા, તેઓ માત્ર ભાગવા માગતા હતા. (૧૪) અને જો મદીનાના આસપાસથી તેમના પર કોઈ ઘૂસી આવતો અને તેમને 'ફિત્ના' (ઉપદ્રવ)નું આમંત્રણ આપતો તો તેઓ માની લેતા અને તેઓ તેમાં ખૂબ ઓછો વિલંબ કરતા. (૧૫) અને તેમણે આનાથી પહેલા અલ્લાહ સાથે કરાર કર્યો હતો કે તેઓ પીઠ નહીં ફેરવે, અને અલ્લાહથી કરેલ કરારની પૂછપરછ થશે. (૧૬) કહો કે જો તમે મૃત્યુ કે હત્યાથી ભાગો, તો આ ભાગવું તમારા કંઈ કામ નહીં લાગે, અને એ સ્થિતિમાં તમને કેવળ થોડા દિવસોનો લાભ ઉઠાવવાની તક મળશે. (૧૭) કહો, કોણ છે જે તમને અલ્લાહથી બચાવે, જો તે તમને નુકસાન પહોંચાડવા ઈચ્છે અથવા તે તમારા પર દયા કરવા ઈચ્છે, અને તે પોતાના માટે અલ્લાહની સામે કોઈ સમર્થક અને સહાયક નહીં મેળવે.

(૧૮) અલ્લાહ તમારામાંથી એ લોકોને જાણે છે, જે તમારામાંથી રોકવા-વાળા છે અને જે પોતાના ભાઈઓને કહે છે કે અમારા પાસે આવી જાઓ, અને તેઓ યુદ્ધમાં ઓછા જ ભાગ લે છે. (૧૯) તેઓ તમારાથી કંજૂસી કરે છે. બસ,

જ્યારે ભયનો સામનો કરવાનો હોય છે, તો તમે જુઓ છો કે તેઓ તમારા તરફ એ રીતે જોવા લાગે છે કે તેમની આંખો એ વ્યક્તિ આંખોની જેમ ફરી રહી છે જેના પર મૃત્યુની બેહોશી છવાઈ ગઈ હોય. પછી જ્યારે જોખમ દૂર થઈ જાય છે, તો તેઓ ધનદોલતની લાલચમાં તમારા સાથે વાક્પટુતાની સાથે મળે છે. આ લોકો વિશ્વાસ નથી લાવ્યા, તો અલ્લાહે તેમનાં કર્મો વ્યર્થ કરી દીધા, અને આ અલ્લાહ માટે સરળ છે. (૨૦) તેઓ સમજે છે કે લશ્કરો હજુ ગયા નથી, અને જો લશ્કરો આવી જાય તો આ લોકો એ જ પસંદ કરશે કે કદાચ, અમે ગ્રામવાસી આરબોની સાથે ગામોમાં હોઈએ, તમારાં સમાચાર પૂછતા રહીએ, અને જો તેઓ તમારા સાથે હોત તો લડાઈમાં ઓછો જ ભાગ લેતા.

(૨૧) તમારા માટે અલ્લાહના પયગંબરમાં સૌથી શ્રેષ્ઠ નમૂનો હતો, એ વ્યક્તિ માટે જે અલ્લાહનો અને આખિરત (પરલોક)ના દિવસનો ઉમેદવાર હોય અને અલ્લાહને પુષ્કળ યાદ કરે. (૨૨) અને જ્યારે ઈમાનવાળાઓએ લશ્કરોને જોયા, તેઓ બોલ્યા, આ એ જ છે જેનું અલ્લાહ અને તેના પયગંબરે અમને વચન આપ્યું હતું, અને અલ્લાહ અને તેના પયગંબરે સાચું કહ્યું, અને તેણે એમના ઈમાન અને આજ્ઞાપાલનમાં વધારો કરી દીધો. (૨૩) ઈમાન-વાળાઓમાં એવા લોકો પણ છે, જેમણે અલ્લાહથી કરેલ પ્રતિજ્ઞાને પૂરી કરી બતાવી. તેથી, તેમાંથી કોઈ પોતાની જવાબદારી પૂરી કરી ચૂક્યો અને તેમાંથી કોઈ રાહ જોઈ રહ્યો છે, અને તેમણે (પોતાના વલણમાં) સહેજપણ પરિવર્તન ન કર્યું, (૨૪) જેથી અલ્લાહ સત્ય-નિષ્ઠોની સચ્ચાઈનો બદલો આપે અને મુનફિકો (દંભીઓ)ને યાતના આપે જો ઇચ્છે અથવા તેમની તૌબા (પ્રાયશ્ચિત)નો સ્વીકાર કરે. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૨૫) અને અલ્લાહે ઇન્કાર કરનારાઓને તેમનાં ગુસ્સાની સાથે ફેરવી દીધા કે તેમની કોઈપણ આશા પૂરી ન થઈ અને ઈમાનવાળાઓ તરફથી લડવા

માટે અલ્લાહ પૂરતો થઈ ગયો. અલ્લાહ સર્વશક્તિમાન, પ્રભુત્વશાળી છે. (૨૬) અને અલ્લાહે એ ગ્રંથવાળાઓને જેમણે હુમલાખોરોનો સાથ આપ્યો તેમના કિલ્લાઓથી ઉતાર્યા, અને તેમનાં હૃદયોમાં તેણે ધાક બેસાડી દીધી. તમે તેમના એક જૂથની કતલ કરી રહ્યા છો અને એક જૂથને કેદ કરી રહ્યા છો, (૨૭) અને તેણે તેમની જમીન અને તેમના ઘરો અને તેમની સંપત્તિના તમને ઉત્તરાધિકારી બનાવી દીધા, અને એવી જમીનના પણ જેના પર તમે પગ મૂક્યો નથી, અને અલ્લાહ દરેક વસ્તુનું સામાર્થ્ય ધરાવે છે.

(૨૮) હે પયગંબર ! પોતાની પત્નીઓને કહો કે જો તમે દુનિયાનું જીવન અને તેની શોભા અને વૈભવ ચાહો છો, તો આવો, હું તમને કંઈક ધનદોલત અને સામગ્રી આપીને સારી રીતે વિદાય કરી દઉં, (૨૯) અને જો તમે અલ્લાહ અને તેના પયગંબર અને પરલોકના ઘરને ચાહો છો, તો અલ્લાહે તમારામાંથી સારા કર્મ કરનાર માટે ખૂબ મોટો બદલો રાખ્યો છે. (૩૦) હે પયગંબરની પત્નીઓ ! તમારામાંથી જે કોઈ ખુલ્લી નિર્લજ્જતાનું આચરણ કરશે, તેને બમણી યાતના આપવામાં આવશે, અને આ અલ્લાહ માટે સરળ છે.

★**(૩૧) અને તમારામાંથી જે અલ્લાહ અને તેના પયગંબરનું આજ્ઞા-**પાલન કરશે, તો અમે તેને તેનો બમણો બદલો આપીશું, અને અમે તેના માટે પ્રતિષ્ઠિત આજીવિકા તૈયાર કરી રાખી છે. (૩૨) હે પયગંબરની પત્નીઓ ! તમે સામાન્ય સ્ત્રીઓ સમાન નથી. જો તમે અલ્લાહથી ડરો તો તમે લહેજામાં નરમી ન અપનાવો કે જેના દિલમાં બીમારી છે તે લાલચમાં પડી જાય, અને સાફ-સીધી વાત કરો.

(૩૩) અને તમે પોતાના ઘરોમાં સ્થિર થઈને રહો અને પહેલાની અજ્ઞાનતાની જેમ દેખાડો કરતી ન ફરો, અને નમાઝની સ્થાપના કરો અને ઝકાત અદા કરો અને અલ્લાહ અને પયગંબરનું આજ્ઞાપાલન કરો. અલ્લાહ

તો ઇચ્છે છે કે તમારા - એહલે બૈત (પયગંબરના પરિવારમાંથી) ગંદકીને દૂર કરે અને તમને સંપૂર્ણપણે પવિત્ર કરી દે, (૩૪) અને તમારા ઘરોમાં અલ્લાહની આયતો અને તત્ત્વદર્શિતાનું શિક્ષણ આપવામાં આવે છે તેને યાદ રાખો. નિઃશંક, અલ્લાહ સૂક્ષ્મદર્શી છે, સુમાહિતગાર છે.

(૩૫) નિશ્ચિતપણે અનુસરણ કરનાર પુરુષો અને અનુસરણ કરનાર સ્ત્રીઓ, અને ઈમાન લાવનાર પુરુષો અને ઈમાન લાવનાર સ્ત્રીઓ, અને આજ્ઞાંકિત પુરુષો અને આજ્ઞાંકિત સ્ત્રીઓ, સન્માર્ગ પર ચાલનાર પુરુષો અને સન્માર્ગ પર ચાલનાર સ્ત્રીઓ, ધૈર્ય રાખનાર પુરુષો અને ધૈર્ય રાખનાર સ્ત્રીઓ, અને ઈશભય રાખનાર પુરુષો અને ઈશભય રાખનાર સ્ત્રીઓ, અને દાન કરનાર પુરુષો અને દાન કરનાર સ્ત્રીઓ, અને રોઝા (ઉપવાસ) રાખનાર પુરુષો અને રોઝા રાખનાર સ્ત્રીઓ, અને પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરનાર પુરુષો અને પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરનાર સ્ત્રીઓ, અને અલ્લાહને પુષ્કળ યાદ કરનાર પુરુષો અને અલ્લાહને પુષ્કળ યાદ કરનાર સ્ત્રીઓ — આમના માટે અલ્લાહે ક્ષમા અને મુક્તિ તથા મોટો બદલો ઉપલબ્ધ કરી રાખ્યો છે.

(૩૬) કોઈ ઈમાનવાળા પુરુષ કે કોઈ ઈમાનવાળી સ્ત્રી માટે અવકાશ નથી કે જ્યારે અલ્લાહ અને તેના પયગંબર કોઈ મામલાનો નિર્ણય કરી દે, તો પછી તેમના માટે તેમાં કોઈ અધિકાર બાકી રહે, અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબરની અવજ્ઞા કરશે, તો તે સ્પષ્ટ પથભ્રષ્ટતામાં પડી ગયો.

(૩૭) અને જ્યારે તમે એ વ્યક્તિને કહી રહ્યા હતા, જેના પર અલ્લાહે ઉપકાર કર્યો કે પોતાની પત્નીને રોકી રાખો અને અલ્લાહથી ડરો, અને તમે પોતાના મનમાં તે વાત છુપાવી રાખી હતી જેને અલ્લાહ જાહેર કરવાવાળો હતો, અને તમે લોકોથી ડરી રહ્યા હતા અને અલ્લાહ વધારે હકદાર છે કે તમે તેનાથી ડરો. પછી જ્યારે ઝૈદ તેનાથી પોતાની જરૂરત પૂરી કરી ચૂક્યો, અમે

તમારાથી તેનો નિકાહ કરાવી દીધો, જેથી મુસલમાનો પર પોતાના પાલક-પુત્રોની પત્નીઓ વિશે કોઈ તંગી ન રહે, જ્યારે તે તેમનાથી પોતાની જરૂરત પૂરી કરી લે, અને અલ્લાહનો આદેશ થવાનો જ હતો.

(૩૮) પયગંબર માટે એમાં કોઈ વાંધો નથી, જે અલ્લાહે તેના માટે નિશ્ચિત કરી દીધું હોય. આ જ અલ્લાહની રીત એ પયગંબરોના મામલામાં રહી છે, જે પહેલા વિતી ચૂક્યા છે, અને અલ્લાહનો આદેશ એક અંતિમ નિર્ણય હોય છે. (૩૯) તેઓ અલ્લાહના સંદેશને પહોંચાડતા હતા અને તેનાથી જ ડરતા હતા અને અલ્લાહ સિવાય કોઈથી નહોતા ડરતા, અને અલ્લાહ હિસાબ લેવા માટે પૂરતો છે. (૪૦) મુહમ્મદ તમારા પુરુષોમાંથી કોઈના પિતા નથી, પરંતુ તેઓ અલ્લાહના પયગંબર અને ઈશદૂતોના સમાપક છે, અને અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે.

(૪૧) હે ઈમાનવાળાઓ ! અલ્લાહને પુષ્કળ યાદ કરો (૪૨) અને તેની 'તસ્બીહ' (મહિમાગાન) કરો સવાર અને સાંજ. (૪૩) એ જ છે જે તમારા પર કૃપા મોકલે છે અને તેના ફરિશ્તાઓ પણ, જેથી તમને અંધકારોમાંથી કાઢીને પ્રકાશમાં લાવે, અને તે ઈમાનવાળાઓ પર ખૂબ મહેરબાન છે. (૪૪) જે દિવસે તેઓ તેનાથી મળશે, તેમનું સ્વાગત 'સલામ' (શાંતિ અને સલામતીની પ્રાર્થના)થી થશે, અને તેણે તેમના માટે સન્માનનીય બદલો તૈયાર કરી રાખ્યો છે.

(૪૫) હે પયગંબર ! અમે તમને સાક્ષી આપનાર અને ખુશખબર આપનાર અને ડરાવનાર બનાવીને મોકલ્યા છે, (૪૬) અને અલ્લાહ તરફ તેના આદેશથી આમંત્રણ આપનાર અને એક પ્રકાશિત દીપક, (૪૭) અને ઈમાનવાળાઓને ખુશખબર આપી દો કે તેમના માટે અલ્લાહ તરફથી ખૂબ મોટી કૃપા છે, (૪૮) અને તમે કાફિરો (ઇન્કાર કરનારાઓ) અને મુનાફિકો

(દંભી મુસલમાનો)ની વાત ન માનો અને તેમના સતાવવાની અવગણના કરો અને અલ્લાહ પર ભરોસો કરો, અને અલ્લાહ ભરોસા માટે પૂરતો છે.

(૪૯) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે ઈમાનવાળી સ્ત્રીઓથી નિકાહ કરો, પછી તેમને હાથ લગાવતાં પહેલા તલાક આપી દો, તો તેમના વિશે તમારા પર કોઈ 'ઇદ્દત' અનિવાર્ય નથી, જેની તમે ગણતરી કરો. તેથી તેમને કંઈક સામગ્રી આપી દો અને ભલી રીતે તેમને વિદાય કરી દો.

(૫૦) હે પયગંબર ! અમે તમારા માટે વૈધ કરી દીધી તમારી એ પત્નીઓ જેમની મહેર તમે આપી ચૂક્યા છો અને એ સ્ત્રીઓ જે તમારા સ્વામીત્વમાં હોય, જે 'ગનીમત'માં (યુદ્ધમાં પ્રાપ્ત થયેલ દાસીના રૂપમાં) તમને આપવામાં આવી છે અને તમારા કાકાની પુત્રીઓ અને તમારી ફઈની પુત્રીઓ અને તમારા મામાઓની પુત્રીઓ અને તમારી માસીઓની પુત્રીઓ, જેમણે તમારા સાથે હિજરત કરી હોય, અને એ મુસલમાન સ્ત્રીઓને પણ જે પોતાને પયગંબરને સુપ્રત કરી દે, શરત એ છે કે પયગંબર તેમને નિકાહમાં લેવા માંગે, આ વિશેષ તમારા માટે છે, મુસલમાનોથી અલગ. અમને ખબર છે, જે અમે તેમના ઉપર તેમની પત્નીઓ અને તેમની દાસીઓ વિશે અનિવાર્ય કરેલ છે, જેથી તમારા પર કોઈ તંગી ન રહે અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૫૧) તમે તેમાંથી જેને-જેને ઇચ્છો, દૂર રાખો અને જેને ઇચ્છો પોતાના પાસે રાખો, અને જેને દૂર કરી હતી તેમાંથી ફરી કોઈને બોલાવી લો ત્યારે પણ તમારા પર કોઈ ગુનો નથી. આમાં વધારે આશા છે કે તેમની આંખો ઠંડી રહેશે અને તે દુઃખી નહીં થાય, અને તેઓ તેના પર રાજી રહે જે તમે તે સૌને આપો, અને અલ્લાહ જાણે છે જે તમારા હૃદયોમાં છે, અને અલ્લાહ જાણવાવાળો છે, ઉદાર છે. (૫૨) આમના સિવાય બીજી સ્ત્રીઓ તમારા માટે વૈધ નથી, અને ન એ યોગ્ય છે કે તમે તેમની જગ્યાએ બીજી પત્નીઓ કરી

લો, ચાહે તેમનાં રૂપ-રંગ તમને ગમે તેટલા સારા લાગે, પરંતુ જે તમારા સ્વામીત્વમાં હોય, અને અલ્લાહ દરેક વસ્તુનો નિરીક્ષક અને સંરક્ષક છે.

(૫૩) હે ઈમાનવાળાઓ ! પયગંબરના ઘરોમાં ન જાઓ, પરંતુ જે સમયે તમને ભોજન માટે પરવાનગી આપવામાં આવે, એવી રીતે કે તેની તૈયારીની રાહ ન જુઓ. પરંતુ જ્યારે તમને બોલાવવામાં આવે તો દાખલ થાઓ. પછી જ્યારે તમે ખાઈ ચૂકો તો ઊભા થઈને ચાલ્યા જાઓ અને વાતોમાં લાગીને બેસી ન રહો. આ વાતથી પયગંબરને હેરાનગતિ થાય છે, પરંતુ તેઓ તમારું માન રાખે છે, અને અલ્લાહ સાચી વાત કહેવામાં કોઈનો સંકોચ નથી કરતો, અને જ્યારે તમે પયગંબરની પત્નીઓથી કોઈ વસ્તુ માંગો, તો પરદાની ઓટથી માંગો. આ રીત તમારા હૃદયો માટે વધારે પવિત્ર છે અને તેમના હૃદયો માટે પણ, અને તમારા માટે વૈધ નથી કે તમે અલ્લાહના પયગંબરને તકલીફ આપો અને ન એ વૈધ છે કે તમે તેમના પછી તેમની પત્નીઓથી કદી નિકાહ કરો. આ અલ્લાહની નજીક અત્યંત સંગીન વાત છે. (૫૪) તમે કોઈ વસ્તુને જાહેર કરો કે તેને છુપાવો, અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે.

(૫૫) પયગંબરની પત્નીઓ પર પોતાના પિતાઓ વિશે કોઈ ગુનો નથી, અને ન પોતાના પુત્રો વિશે અને ન પોતાના ભાઈઓ વિશે અને ન પોતાના ભત્રીજાઓ વિશે અને ન પોતાના ભાણિયાઓ વિશે અને ન પોતાની સ્ત્રીઓ વિશે અને ન પોતાની દાસીઓ (સેવિકાઓ) વિશે, અને તમે અલ્લાહથી ડરતી રહો. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુ પર નજર રાખે છે.

(૫૬) અલ્લાહ અને તેના ફરિશ્તાઓ પયગંબર પર રહમત (દયા) મોકલે છે. હે ઈમાનવાળાઓ ! તમે પણ તેમના પર દરૂદ-સલામ (દયા અને શાંતિ-સલામતી) મોકલો. (૫૭) જે લોકો અલ્લાહ અને તેના પયગંબરને તકલીફ (અને કષ્ટ) પહોંચાડે છે, અલ્લાહે તેમના પર દુનિયા અને પરલોકમાં શ્રાપ

કર્યો અને તેમના માટે અપમાનિત કરવાવાળી યાતના તૈયાર કરી રાખી છે, (૫૮) અને જે લોકો ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને તકલીફ (અને કષ્ટ) આપે છે, એના વગર કે તેમણે કંઈ કર્યું હોય, તો તેમણે જૂઠા આરોપનો અને સ્પષ્ટ ગુનાનો બોજ ઉઠાવ્યો.

(૫૯) હે પયગંબર ! પોતાની પત્નીઓને કહો અને પોતાની પુત્રીઓને અને મુસલમાનોની સ્ત્રીઓને કે નીચે કરી લેવાનું રાખે પોતાના ઉપર થોડી પોતાની ચાદરો, તેનાથી તરત જ ઓળખ થઈ જશે, તો તેમને સતાવવામાં નહીં આવે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૬૦) મુનાફિકો (દંભી મુસલમાનો) અને એ લોકો જેમના હૃદયોમાં રોગ છે અને જેઓ મદીનામાં જૂઠી અફવાઓ ફેલાવનારાં છે, જો તેઓ અટક્યા નહીં, તો અમે તમને તેમના પાછળ લગાવી દઈશું. પછી તેઓ તમારા સાથે મદીનામાં ખૂબ ઓછું રહેવા પામશે, (૬૧) તિરસ્કૃત, ધિક્કારેલ, જ્યાં જોવા મળશે, પકડવામાં આવશે અને ખરાબ રીતે માર્યા જશે. (૬૨) આ અલ્લાહનો નિયમ છે એ લોકો માટે જેઓ પહેલા વિતી ચૂક્યા છે, અને તમે અલ્લાહના નિયમમાં કોઈ ફેરફાર નહીં જુઓ.

(૬૩) લોકો તમને કયામત વિશે પૂછે છે. કહો કે તેનું જ્ઞાન તો કેવળ અલ્લાહની પાસે છે, અને તમને શું ખબર, કદાચ કયામત નજીક આવી ગઈ હોય ! (૬૪) નિઃશંક, અલ્લાહે કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને દયાથી દૂર કરી દીધા છે, અને તેમના માટે ભડકે બળતી આગ તૈયાર છે. (૬૫) તેમાં તેઓ હંમેશા રહેશે. તેઓ ન કોઈ સમર્થક મેળવી શકશે અને ન કોઈ મદદગાર. (૬૬) જે દિવસે તેમના ચહેરા આગમાં ઊલટપુલટ કરવામાં આવશે, તેઓ કહેશે, અરે કદાચ ! અમે અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું હોત અને અમે પયગંબરનું આજ્ઞાપાલન કર્યું હોત ! (૬૭) અને તેઓ કહેશે, હે અમારા રબ

(પ્રભુ-પાલનહાર) ! અમે અમારા સરદારો અને અમારા વડીલોનું કહેવું માન્યું, તો તેમણે અમને માર્ગથી ભટકાવી દીધા. (૬૮) હે અમારા રબ ! તેમને બમણી યાતના આપ અને તેમના પર ભારે અભિશાપ કર.

(૬૯) હે ઈમાનવાળાઓ ! તમે એ લોકોની જેમ ન બનો, જેમણે મૂસાને તકલીફ આપી અને કષ્ટ પહોંચાડ્યું, તો અલ્લાહે તેને એ લોકોની વાતોથી વિમુક્ત કરી દીધો, અને તે અલ્લાહના સમીપ પ્રતિષ્ઠિત હતો. (૭૦) હે ઈમાન-વાળાઓ ! અલ્લાહથી ડરો અને સાચી અને ન્યાયી વાત કહો. (૭૧) તે તમારા કર્મો સુધારી દેશે અને તમારા ગુનાઓને માફ કરી દેશે, અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબરનું આજ્ઞાપાલન કરે તેણે મોટી સફળતા પ્રાપ્ત કરી લીધી.

(૭૨) અમે અમાનતને આકાશો અને ધરતી અને પહાડોની સામે પ્રસ્તુત કરી, તો તેમણે તેને ઉઠાવવાનો ઈન્કાર કર્યો અને તેઓ તેનાથી ડરી ગયા, અને મનુષ્યએ તેને ઉઠાવી લીધી. નિશ્ચિતપણે તે અત્યાચારી અને અજ્ઞાની હતો, (૭૩) જેથી અલ્લાહ મુનાફિક (દંભી) પુરુષો અને મુનાફિક સ્ત્રીઓને તથા મુશ્‌રિક (અનેકેશ્વરવાદી) પુરુષો અને મુશ્‌રિક સ્ત્રીઓને સજા આપે, અને ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓ તરફ ધ્યાન કરે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

—●—

## ૩૪. સૂરઃ સબા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) પ્રશંસા અલ્લાહ માટે છે, જેનું એ સર્વસ્વ છે જે આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે અને તેની જ સ્તુતિ છે આખિરત (પરલોક)માં અને તે

તત્ત્વદર્શી, સર્વજ્ઞાની છે. (૨) તે જાણે છે જે કંઈ જમીનના અંદર દાખલ થાય છે અને જે કંઈ તેનાથી નીકળે છે, અને જે આકાશથી ઉતરે છે અને જે તેમાં ચઢે છે, અને તે દયાળુ, ક્ષમાશીલ છે.

(૩) અને જેમણે ઈન્કાર કર્યો તેઓ કહે છે કે અમારા પર કયામત નહીં આવે. કહો કે કેમ નહીં. સોગંદ છે મારા પાલનહારના, જે અદશ્યનો જ્ઞાની છે, તે અવશ્ય તમારા પર આવશે. તેનાથી કણ જેટલી કોઈ વસ્તુ છૂપી નથી, ન આકાશોમાં અને ન જમીનમાં, અને ન કોઈ વસ્તુ તેનાથી નાની અને ન મોટી, પરંતુ તે એક ખુલ્લા ગ્રંથમાં છે, (૪) જેથી તે એ લોકોને બદલો આપે જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા. આ જ લોકો છે, જેમના માટે માફી છે અને પ્રતિષ્ઠિત રોજી. (૫) અને જે લોકોએ અમારી આયતોને અક્ષમ બનાવવાની કોશિશ કરી, તેમના માટે કઠોર પીડાદાયક યાતના છે. (૬) અને જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે તેઓ, એ વસ્તુને જે તમારા પાલનહાર તરફથી તમારા પાસે મોકલવામાં આવેલ છે, જાણે છે કે તે સત્ય છે અને તે પ્રભુત્વશાળી અને પ્રશંસનીય અલ્લાહનો માર્ગ બતાવે છે.

(૭) અને જેમણે ઈન્કાર કર્યો તેઓ કહે છે, શું અમે તમને એક એવો માણસ બતાવીએ, જે તમને સમાચાર આપે છે કે જ્યારે તમે તદ્દન કણ-કણ થઈ જશો, તો તમારે નવેસરથી બનવાનું છે. (૮) શું તેણે અલ્લાહ પર જૂઠ ઘડ્યું છે કે તેને કોઈ પ્રકારનો ઉન્માદ છે. બલ્કે જે લોકો આખિરત (પરલોક) પર વિશ્વાસ નથી રાખતા, તેઓ જ યાતના અને ઊંડી પથભ્રષ્ટતામાં ગ્રસ્ત છે. (૯) તો શું તેમણે આકાશ અને ધરતી તરફ નજર નથી કરી, જે તેમના આગળ છે અને તેમના પાછળ પણ. જો અમે ઈચ્છીએ તો તેમને જમીનમાં ધસાવી દઈએ અથવા તેમના પર આકાશથી ટુકડા પાડી દઈએ. નિઃશંક, આમાં નિશાની છે પ્રત્યેક એ બંદા માટે, જે ધ્યાન આપવાવાળો હોય.

(૧૦) અને અમે દાઉદને અમારા તરફથી મોટી કૃપા આપી. હે પહાડ ! તમે પણ તેના સાથે તસ્બીહ (મહિમાગાન)માં સામેલ થાઓ, અને એ જ પ્રમાણે પક્ષીઓને આદેશ આપ્યો, અને અમે લોખંડને એટલા માટે નરમ કરી દીધું (૧૧) કે તમે મોટા બખ્તરો બનાવો અને કડીઓને અંદાજથી જોડો અને સદ્કાર્યો કરો. જે કંઈ તમે કરો છો તેને હું જોઈ રહ્યો છું.

(૧૨) અને સુલૈમાન માટે અમે હવાને આધીન કરી દીધી. તેની સવારની મંજિલ એક મહિનાની થતી હતી અને તેની સંધ્યાની મંજિલ એક મહિનાની, અને અમે તેના માટે તાંબાનું ઝરણું વહાવી દીધું, અને જિન્નાતોમાંથી એવા હતા, જે તેના પ્રભુ-પાલનહારના આદેશથી તેના આગળ કામ કરતા હતા, અને તેમાંથી જો કોઈ અમારા આદેશથી ફરી જાય, તો અમે તેને આગની યાતના ચખાડીશું. (૧૩) તેઓ તેના માટે બનાવતા જે તે ઈચ્છતો, ઈમારતો (મહેલો) અને ચિત્રો અને હોજ (તળાવો), જાણે લાગેલા અને જામી ગયેલ દેગડાઓ, હે દાઉદના વંશજો ! કૃતજ્ઞતાની સાથે કર્મ કરો અને મારા બંદાઓમાં ખોછા કૃતજ્ઞ છે.

(૧૪) પછી જ્યારે અમે તેના પર મૃત્યુનો નિર્ણય લાગુ કર્યો, તો કોઈ વસ્તુએ તેમને તેના મૃત્યુના સમાચાર ન આપ્યા, પરંતુ જમીનના કીડાઓએ, તે તેના ‘અસા’ (લાઠી)ને ખાતો હતો. પછી જ્યારે નીચે પડી ગયો, ત્યારે જિન્નાતોને ખબર પડી કે જો તે અદૃશ્યને જાણતો હોત, તો આ અપમાનિત મુસીબતમાં ન રહેતો.

(૧૫) સબા માટે તેમના પોતાના રહેઠાણોમાં નિશાની હતી. બે બગીચાઓ જમણી બાજુ, પોતાના પાલનહારની રોજીમાંથી ખાવ અને તેનો આભાર માનો. ઉમદા શહેર અને ક્ષમાશીલ રબ (પ્રભુ-પાલનહાર). (૧૬) તેથી તેમણે વિદ્રોહ કર્યો, તો અમે તેમના ઉપર બંધ (તોડી નાખે) એવો જળ-પ્રલય મોકલી

દીધો અને તેમના બગીચાઓને બે એવા બગીચાઓથી બદલી નાખ્યા, જેમાં નિઃસ્વાદ ફળો અને ઝાઉ (એક પ્રકારની વનસ્પતિ)ના વૃક્ષો અને અમુક થોડી બોરડીઓ. (૧૭) આ અમે તેમને તેમની કૃતઘ્નતાનો બદલો આપ્યો અને આવો બદલો અમે તેને જ આપી છીએ, જેઓ કૃતઘ્ન છે.

(૧૮) અને અમે તેમના અને તેમની વસ્તીઓ વચ્ચે, જ્યાં અમે બરકત (નિરંતર વધતી જતી સમૃદ્ધિ) મૂકી હતી, એવી વસ્તીઓ વસાવી જે દેખાતી હતી, અને અમે તેમના વચ્ચે પ્રવાસની મંજિલો નક્કી કરી દીધી. તેમાં રાત-દિવસ શાંતિની સાથે ચાલો. (૧૯) પછી તેમણે કહ્યું કે હે અમારા માલિક ! પ્રવાસોની વચ્ચે અંતર નાખી દે, અને તેમણે પોતાની જાત પર અત્યાચાર કર્યો, તો અમે તેમને દંતકથા બનાવી દીધા અને અમે તેમને તદ્દન વેરણછેરણ કરી દીધા. નિઃશંક, આમાં નિશાની છે પ્રત્યેક ધૈર્ય કરવાવાળા, કૃતજ્ઞતા કરવાવાળા માટે.

(૨૦) અને ઇબલિસે તેમના માટે પોતાનું અનુમાન સાચું કરી દેખાડ્યું. પછી તેમણે તેનું અનુસરણ કર્યું, પરંતુ ઈમાનવાળાઓનું એક જૂથ, (૨૧) અને ઇબલિસને તેમના ઉપર કોઈ અધિકાર નહોતો, પરંતુ એ કે અમે જાણી લઈએ એ લોકોને, જેઓ આખિરત (પરલોક) પર ઈમાન રાખે છે, એ લોકોથી (અલગ કરીને જેઓ તેના વિશે સંદેહમાં છે) અને તમારો રબ દરેક વસ્તુ પર નિરીક્ષક છે.

(૨૨) કહો કે તેમને પોકારો, જેમને તમે અલ્લાહ સિવાય ઉપાસ્ય સમજી રાખ્યા છે. તેઓ ન આકાશોમાં કણ બરાબર અધિકાર ધરાવે છે અને ન ધરતીમાં અને ન એ બંનેમાં તેમને કોઈ ભાગીદારી પ્રાપ્ત છે, અને ન તેમાંથી કોઈ તેમનો મદદગાર છે. (૨૩) અને તેના સામે કોઈ ભલામણ કામ નથી લાગતી, પરંતુ તેમના માટે જેના માટે તે પરવાનગી આપે, ત્યાં સુધી કે જ્યારે તેમનાં હૃદયોથી

ગભરાટ દૂર થશે, તો તેઓ પૂછશે કે તમારા પ્રભુ-પાલનહારે શું ફરમાવ્યું. તેઓ કહેશે કે સત્ય વાતનો આદેશ આપ્યો, અને તે સર્વોચ્ચ છે, સૌથી મહાન.

(૨૪) કહો કે કોણ તમને આકાશો અને ધરતીમાંથી આજીવિકા આપે છે ? કહો કે અલ્લાહ. અને અમારા અને તમારામાંથી કોઈ એક માર્ગદર્શન પર છે અથવા સ્પષ્ટ પથભ્રષ્ટતામાં છે. (૨૫) કહો કે જે ભૂલ અમે કરી તેની કોઈ પૂછપરછ તમારાથી નહીં થાય, અને જે કંઈ તમે કરી રહ્યા છો તેના વિશે અમને પૂછવામાં નહીં આવે. (૨૬) કહો કે અમારો પ્રભુ-પાલનહાર અમને એકત્ર કરશે, પછી અમારા વચ્ચે તે સત્ય અનુસાર નિર્ણય કરશે, અને તે નિર્ણયવાળો છે. (૨૭) કહો, મને એ લોકો બતાવો, જેમને તમે ભાગીદાર બનાવીને અલ્લાહની સાથે મેળવી રાખ્યા છે. કદાપિ નહીં, બલ્કે એ અલ્લાહ પ્રભુત્વ-શાળી છે, તત્ત્વદર્શી છે.

(૨૮) અને અમે તમને તમામ મનુષ્યો માટે ખુશખબર આપનાર અને ડરાવનાર બનાવીને મોકલ્યા છે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૨૯) અને તેઓ કહે છે કે આ વચન ક્યારે (પૂરું) થશે, જો તમે સાચા છો ? (૩૦) કહો કે તમારા માટે એક વિશેષ દિવસનું વચન છે કે ન તેનાથી એક પળ પાછળ હટી શકો છો અને ન આગળ વધી શકો છો.

(૩૧) અને જે લોકોએ ઇન્કાર કર્યો, તેઓ કહે છે કે અમે કદાપિ ન આ કુર્આનને માનીશું અને ન તેને જે તેના આગળ છે, અને જો તમે એ સમયને જુઓ, જ્યારે આ અત્યાચારીઓને પોતાના પ્રભુ-પાલનહાર સમક્ષ ઊભા કરવામાં આવશે. એક-બીજા પર વાતને નાખતા હશે. જે લોકોને નિર્બળ સમજવામાં આવતા હતા, તેઓ મોટા બનવાવાળાઓને કહેશે કે જો તમે ન હોત તો અમે અવશ્ય ઈમાનવાળા હોત. (૩૨) મોટા બનવાવાળા નિર્બળ લોકોને જવાબ આપશે - શું અમે તમને માર્ગદર્શનથી રોક્યા હતા, જ્યારે કે

તે તમારા સુધી પહોંચી ચૂક્યું હતું. બલ્કે તમે પોતે ગુનેગાર હતા. (૩૩) અને નિર્બળ લોકો મોટા બનવાવાળાઓને કહેશે - ના, બલ્કે તમારી રાત-દિવસની યુક્તિઓથી, જ્યારે કે તમે અમને કહેતા હતા કે અમે અલ્લાહની સાથે કુફ્ર કરીએ અને તેના સાથે ભાગીદાર ઠરાવીએ, અને તેઓ પોતાના પશ્ચાતાપને છુપાવશે, જ્યારે તેઓ યાતના જોશે, અને અમે ઇન્કાર કરનારાઓની ગરદનમાં તોક નાખીશું. તેઓ એ જ બદલો મેળવશે, જે તેઓ કરતા હતા.

(૩૪) અને અમે જે વસ્તીમાં પણ કોઈ ડરાવનાર મોકલ્યો, તો તેના સુખ-સંપન્ન ધનવાન લોકોએ એ જ કહ્યું કે અમે તો આનો ઇન્કાર કરીએ છીએ, જેને લઈને તમને મોકલવામાં આવ્યા છે, (૩૫) અને તેમણે કહ્યું કે અમે ધનદોલત અને સંતાનમાં વધારે છીએ અને અમે ક્યારેય સજા પામીશું નહીં. (૩૬) કહો કે મારો પ્રભુ-પાલનહાર જેને ઇચ્છે છે વધારે રોજી આપે છે અને જેની ઇચ્છે છે ઓછી કરી નાખે છે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૩૭) અને તમારા ધનદોલત અને તમારી સંતાન એ વસ્તુ નથી જે દરજ્જામાં તમને અમારા સમીપ કરી દે, અલબત્ત જેઓ ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા. આવા લોકો માટે તેમના કર્મોનો બમણો બદલો છે, અને તેઓ ઉચ્ચ ભવનોમાં શાંતિથી રહેશે, (૩૮) અને જે લોકો અમારી આયતોને નીચું દેખાડવા માટે સક્રિય છે, તેમને યાતનામાં દાખલ કરવામાં આવશે. (૩૯) કહો કે મારો રબ પોતાના બંદાઓમાંથી જેને ઇચ્છે છે વિશાળ રોજી આપે છે અને જેની ઇચ્છે છે તંગ કરી દે છે, અને જે વસ્તુ પણ તમે ખર્ચ કરશો, તો તમે તેનો બદલો પ્રાપ્ત કરશો, અને તે સૌથી ઉત્તમ રોજી આપનાર છે.

(૪૦) અને જે દિવસે તે આ સૌને એકત્ર કરશે, પછી તે ફરિશ્તાઓને પૂછશે - શું આ લોકો તમારી ઉપાસના કરતા હતા? (૪૧) તેઓ કહેશે - પવિત્ર છે તારી જાત, અમારો સંબંધ તો તારાથી છે, ન કે આ લોકોથી. બલ્કે આ લોકો

જિન્નાતોની ઉપાસના કરતા હતા. તેમાંથી મોટાભાગના લોકો તેમને જ માનતા હતા. (૪૨) હવે આજે તમારામાંથી કોઈ એક-બીજાને ન લાભ પહોંચાડી શકે છે અને ન નુકસાન, અને અમે અત્યાચારીઓને કહીશું કે આગની યાતના ચાખો, જેને તમે ખોટી ઠેરવતા હતા.

(૪૩) અને જ્યારે તેમને અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવતી હતી, તો તેઓ કહેતા હતા કે આ તો બસ એક વ્યક્તિ છે, જે ઇચ્છે છે કે તમને તેનાથી રોકી દે જેની તમારા પૂર્વજો ઉપાસના કરતા હતા, અને તેમણે કહ્યું, આ તો કેવળ એક જૂઠ છે સ્પષ્ટ, અને આ ઇન્કાર કરનારાઓની સામે જ્યારે સત્ય આવ્યું, તો તેમણે કહ્યું કે આ તો બસ, સ્પષ્ટ જાદૂ છે, (૪૪) અને અમે તેમને પુસ્તકો આપ્યા નહોતા જેને તેઓ વાંચતા હોય, અને અમે તમારાથી પહેલા તેમના પાસે કોઈ ડરાવનાર નથી મોકલ્યો. (૪૫) અને તેમના પુરોગામીઓએ પણ ખોટું ઠેરવ્યું અને આ લોકો તેમના દસમા ભાગ સુધી પણ નથી પહોંચ્યા, જે અમે તેમને આપ્યું હતું. હવે તેમણે મારા ઈશદૂતોને ખોટા ઠેરવ્યા, તો કેવી હતી તેમના પર મારી યાતના !

(૪૬) કહો - હું તમને એક વાતની શિખામણ આપું છું, એ કે તમે અલ્લાહ કાજે ઊભા થઈ જાઓ, બબ્બે અને એક-એક, પછી વિચારો. તમારા સાથીને ઉન્માદ નથી, તે તો બસ એક કઠોર યાતનાથી પહેલા તમને ડરાવનાર છે. (૪૭) કહો કે મેં તમારા પાસે કોઈ વળતર માંગ્યું હોય તો તે તમારું જ છે. મારું વળતર તો બસ અલ્લાહના શિરે છે, અને તે દરેક વસ્તુ પર સાક્ષી છે.

(૪૮) કહો કે મારો રબ (પ્રભુ-પાલનહાર) સત્યને (અસત્ય પર) મારશે. તે છૂપી વસ્તુઓને જાણવાવાળો છે. (૪૯) કહો કે સત્ય આવી ગયું, અને ન અસત્ય આરંભ કરે છે અને ન પુનરાવર્તન. (૫૦) કહો કે જો હું પથભ્રષ્ટ છું, તો મારી પથભ્રષ્ટતાની આપત્તિ મારા પર છે અને જો હું માર્ગદર્શન પર છું તો

આ વહી (દિવ્ય પ્રકાશના)ના કારણે છે, જે મારો રબ મારા તરફ મોકલી રહ્યો છે. નિઃશંક, તે સાંભળનાર છે, નિકટ છે.

(૫૧) અને જો તમે જુઓ, જ્યારે આ લોકો ગભરાયેલા હશે. પછી તેઓ ભાગી નહીં શકે અને નજીકથી તેમને પકડી લેવામાં આવશે, (૫૨) અને તેઓ કહેશે અમે આના પર ઈમાન લાવ્યા, અને આટલે દૂરથી તેમના માટે આને પામવું કેવું ! (૫૩) અને આનાથી પહેલા આમણે આનો ઈન્કાર કર્યો, અને જોયા વગર દૂર રહીને વાતો ફેંકતા રહ્યા, (૫૪) અને તેમના અને તેમની ઈચ્છાઓ વચ્ચે આડ કરી દેવામાં આવશે, જેમ કે આનાથી પહેલા તેમના સહપંથીઓની સાથે કરવામાં આવ્યું. તેઓ ખૂબ જ ધોકાવાળા સંદેહમાં પડેલા રહ્યા.

## ૩૫. સૂરઃ ફાતિર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) પ્રશંસા અલ્લાહ માટે છે, આકાશો અને ધરતીને પેદા કરનાર, ફરિશ્તાઓને સંદેશવાહક બનાવનાર, જેમની પાંખો છે બબ્બે અને ત્રણ-ત્રણ અને ચાર-ચાર. તે સર્જનમાં જે ઈચ્છે વધારે કરી દે છે. નિઃશંક, અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે. (૨) અલ્લાહ જે કૃપાને લોકો માટે ખોલે, તો કોઈ તેને રોકવાવાળું નથી અને જેને તે રોકી લે તો કોઈ તેને ખોલવાવાળું નથી, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૩) હે લોકો ! પોતાના ઉપર અલ્લાહના ઉપકારને યાદ કરો. શું અલ્લાહ સિવાય કોઈ અન્ય સર્જનહાર છે, જે તમને આકાશ અને ધરતીમાંથી આજીવિકા આપે છે ? તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તો તમે ક્યાંથી ધોકો ખાઈ રહ્યા છો ? (૪) અને જો આ લોકો તમને ખોટા ઠેરવે, તો તમારાથી પહેલા પણ

ઘણા પયગંબરોને ખોટા ઠેરવવામાં આવી ચૂક્યા છે, અને તમામ મામલાઓ અલ્લાહ તરફ જ રજૂ થવાના છે.

(૫) હે લોકો ! નિઃશંક અલ્લાહનું વચન સાચું છે. તો દુનિયાનું જીવન તમને ધોકામાં ન નાખે, અને ન તે મોટો ધોકેબાજ તમને અલ્લાહ વિશે ધોકામાં નાખે. (૬) નિઃશંક શૈતાન તમારો દુશ્મન છે, તો તમે તેને દુશ્મન જ સમજો. તે તો પોતાના જૂથને એટલા માટે જ બોલાવે છે કે તે નર્કવાળાઓમાંથી થઈ જાય. (૭) જે લોકોએ ઈન્કાર કર્યો, તેમના માટે કઠોર યાતના છે, અને જેઓ ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા, તેમના માટે ક્ષમા છે અને મોટો બદલો છે.

(૮) શું એવો વ્યક્તિ જેને તેનું દુષ્કર્મ સારું કરીને બતાવવામાં આવ્યું, પછી તે તેને સારું સમજવા લાગે. બસ, અલ્લાહ જેને ઇચ્છે છે ભટકાવી દે છે અને જેને ઇચ્છે છે માર્ગદર્શન પ્રદાન કરે છે. પછી આના પર અફસોસ કરીને તમે પોતાને દુઃખી ન કરો. અલ્લાહને ખબર છે જે કંઈ તેઓ કરે છે.

(૯) અને અલ્લાહ જ છે જે હવાઓને મોકલે છે. પછી તે વાદળોને ઉઠાવે છે. પછી અમે તેને એક મૃત દેશ તરફ લઈ જઈએ છીએ. પછી અમે તેનાથી જમીનને તેના મૃત થઈ ગયા પછી ફરી સજીવ કરી દીધી. આ જ પ્રમાણે થશે પુનઃ જીવી ઉઠવું. (૧૦) જે વ્યક્તિ સન્માન ચાહે છે, તો સન્માન સંપૂર્ણપણે અલ્લાહ માટે જ છે. તેના જ તરફ પવિત્ર વાણી ચઢે છે અને સદ્કાર્ય તેને ઉપર ચઢાવે છે, અને જે લોકો ખરાબ યુક્તિઓ કરી રહ્યા છે તેમના માટે કઠોર યાતના છે અને તેમની યુક્તિઓ નિર્મૂળ થઈને રહેશે.

(૧૧) અને અલ્લાહે તમને માટીથી પેદા કર્યા. પછી પાણીના ટીપાથી, પછી તમને જોડા-જોડા બનાવ્યા, અને ન કોઈ સ્ત્રી ગર્ભવતી થાય છે અને ન જણે છે, પરંતુ તેના જ્ઞાનથી, અને ન કોઈ આયુષ્યવાળો મોટી વય મેળવે છે અને ન કોઈનું આયુષ્ય ઘટે છે, પરંતુ તે એક પુસ્તકમાં નોંધેલું છે. નિઃશંક,

આ અલ્લાહ માટે સરળ છે.

(૧૨) અને બંને સમુદ્રો સમાન નથી. આ મીઠો છે, તરસ બુઝાવનાર, પીવામાં રુચિકર, અને આ ખારો કડવો છે, અને તમે બંનેમાંથી તાજું માંસ ખાઓ છો અને શોભાની વસ્તુઓ કાઢો છો જેને તમે પહેરો છો, અને તમે જુઓ છો જહાજોને કે તે તેમાં ચીરતાં ચાલે છે, જેથી તમે તેની કૃપા શોધો અને એટલા માટે કે તમે કૃતજ્ઞતા વ્યક્ત કરો. (૧૩) તે દાખલ કરે છે રાતને દિવસમાં અને તે દાખલ કરે છે દિવસને રાતમાં, અને તેણે સૂર્ય અને ચંદ્રને આધીન કરી દીધા છે. પ્રત્યેક ચાલે છે એક નિશ્ચિત સમય માટે. આ અલ્લાહ તમારો રબ (પ્રભુ-પાલનહાર) છે. તેના જ માટે બાદશાહી છે, અને તેના સિવાય તમે જેમને પોકારો છો તેઓ ખજૂરના એક ઠળિયાના છોતરાના પણ માલિક નથી. (૧૪) જો તમે તેમને પોકારો તો તેઓ તમારી પોકાર ન સાંભળે, અને જો તેઓ સાંભળે તો તેઓ તમારી ફરિયાદ નથી સાંભળી શકતા, અને તેઓ કયામતના દિવસે તમારા શિર્ક (ભાગીદાર ઠરાવવા)નો ઇન્કાર કરશે, અને એક સુમાહિતગારની જેમ કોઈ તમને બતાવી શકતું નથી.

(૧૫) હે લોકો ! તમે અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહ નિરપેક્ષ છે, પ્રશંસનીય. (૧૬) જો તે ઇચ્છે તો તમને લઈ જાય અને એક નવું સર્જન લઈ આવે, (૧૭) અને આ અલ્લાહ માટે કંઈ મુશ્કેલ નથી, (૧૮) અને કોઈ ઉઠાવનાર કોઈ બીજાનો બોજ નહીં ઉઠાવે, અને જો કોઈ ભારે બોજવાળો પોતાનો બોજ ઉઠાવવા માટે પોકારશે, તો તેમાંથી સહેજપણ ઉઠાવવામાં નહીં આવે, ચાહે તે નિકટનો સંબંધી જ કેમ ન હોય. તમે તો માત્ર એ જ લોકોને ડરાવી શકો છો, જેઓ જોયા વગર પોતાના પ્રભુ-પાલનહારથી ડરે છે અને નમાઝની સ્થાપના કરે છે, અને જે વ્યક્તિ પવિત્ર હોય છે તે પોતાના માટે પવિત્ર હોય છે અને અલ્લાહ તરફ જ પાછા ફરીને જવાનું છે.

(૧૯) અને આંધળો અને આંખોવાળો સમાન નથી, (૨૦) અને ન અંધારું અને ન અજવાળું, (૨૧) અને ન છાંયડો અને ન તડકો, (૨૨) અને ન સજીવ અને ન નિર્જીવ સમાન હોઈ શકે છે. નિઃશંક, અલ્લાહ સંભળાવે છે જેને તે ઈચ્છે છે, અને તમે તેમને સંભળાવનાર નથી બની શકતા જેઓ કબરોમાં છે. (૨૩) તમે તો બસ એક સાવધાન કરવાવાળા છો. (૨૪) અમે તમને સત્યની સાથે મોકલ્યા છે, શુભસૂચના આપનાર અને ડરાવનાર બનાવીને, અને કોઈ સમુદાય એવો નથી જેમાં કોઈ ડરાવનાર ન આવ્યો હોય, (૨૫) અને જો આ લોકો તમને ખોટા ઠેરવે છે, તો તેમનાથી પહેલા જે લોકો થયા છે, તેમણે પણ ખોટું ઠેરવ્યું. તેમના પાસે તેમના પયગંબરો સ્પષ્ટ દલીલો અને પુસ્તિકાઓ અને પ્રકાશિત ગ્રંથ લઈને આવ્યા. (૨૬) પછી જે લોકોએ ન માન્યું, તેમને મેં પકડી લીધા, તો જુઓ કે કેવી હોય છે તેમના ઉપર મારી યાતના.

(૨૭) શું તમે નથી જોતા કે અલ્લાહે આકાશથી પાણી ઉતાર્યું. પછી અમે તેનાથી વિભિન્ન રંગો (અને સ્વાદો)ના ફળો પેદા કરી દીધા, અને પહાડોમાં પણ સફેદ અને લાલ, જુદા-જુદા રંગોના ટુકડાઓ છે અને ઘાટા કાળા પણ, (૨૮) અને એ જ પ્રમાણે મનુષ્યો અને પશુઓમાં અને ઢોરોમાં પણ અલગ-અલગ રંગના છે. અલ્લાહથી તેના બંદાઓમાંથી કેવળ એ જ લોકો ડરે છે, જેઓ જ્ઞાનવાળા છે. નિઃશંક, અલ્લાહ પ્રભુત્વશાળી છે, ક્ષમાશીલ છે.

(૨૯) જે લોકો અલ્લાહનો ગ્રંથ વાંચે છે અને નમાઝની સ્થાપના કરે છે અને જે કંઈ અમે તેમને પ્રદાન કર્યું છે તેમાંથી છૂપી રીતે અને જાહેરમાં ખર્ચ કરે છ, તેઓ એવા વેપારના ઉમેદવાર છે, જે કદી મંદ નહીં પડે, (૩૦) જેથી અલ્લાહ તેમને તેમનું પૂરેપૂરું વળતર આપે, અને તેમના માટે પોતાની કૃપાથી વધારે કરી દે. નિઃશંક, તે ક્ષમાશીલ છે, કદરદાન છે. (૩૧) અને અમે તમારા તરફ જે ગ્રંથ વહી (પ્રકાશના) કરેલ છે, તે સત્ય છે. તેની પુષ્ટિ કરનાર છે જે

તેના પહેલાથી મોજૂદ છે. નિઃશંક, અલ્લાહ પોતાના બંદાઓની ખબર રાખવાવાળો અને જોવાવાળો છે.

(૩૨) પછી અમે ગ્રંથના ઉત્તરાધિકારી બનાવ્યા એ લોકોને જેમને અમે અમારા બંદાઓમાંથી પસંદ કર્યા. પછી તેમાંથી કેટલાક પોતાની જાત પર અત્યાચાર કરવાવાળા છે અને તેમાંથી કેટલાક મધ્યમમાર્ગ પર છે, અને તેમાંથી કેટલાક અલ્લાહની સદ્‌પ્રેરણાથી ભલાઈઓમાં આગળ વધી જનારા છે. આ જ સૌથી શ્રેષ્ઠ છે. (૩૩) હંમેશા રહેવાવાળા બગીચાઓ છે, જેમાં આ લોકો દાખલ થશે, ત્યાં તેમને સોનાના કંગન અને મોતી પહેરાવવામાં આવશે, અને ત્યાં તેમનો પોશાક રેશમ હશે, (૩૪) અને તેઓ કહેશે, આભાર અલ્લાહનો, જેણે અમારાથી દુઃખ દૂર કરી દીધું. નિઃશંક, અમારો પ્રભુ-પાલનહાર ક્ષમાશીલ, કદરદાન છે, (૩૫) જેણે અમને પોતાની કૃપાથી આબાદ રહેનારા ઘરમાં ઉતાર્યા, તેમાં અમને ન કોઈ કષ્ટ પહોંચશે અને ન કદી થાક લાગશે.

(૩૬) અને જેમણે ઈન્કાર કર્યો, તેમના માટે નર્કની આગ છે, ન તેમનો અંત આવશે કે તેઓ મૃત્યુ પામે અને ન નર્કની યાતના જ તેમનાથી હળવી કરવામાં આવશે. અમે ઈન્કાર કરનારાઓને આવી જ સજા આપીએ છીએ, (૩૭) અને એ લોકો તેમાં ચીસો પાડશે કે હે અમારા માલિક ! અમને બહાર કાઢી લે. અમે સદ્‌કાર્યો કરીશું, તેનાથી ભિન્ન જે અમે કર્યા કરતા હતા. શું અમે તમને એટલું આયુષ્ય નહોતું આપ્યું કે જેને સમજવું હોત તે સમજી શકતો, અને તમારા પાસે ડરાવનાર આવ્યો. હવે ચાખો, કે અત્યાચારીઓનો કોઈ મદદગાર નથી.

(૩૮) અલ્લાહ આકાશો અને ધરતીના અદૃશ્યને જાણવાવાળો છે. નિઃશંક તે હૃદયની વાતોથી પણ માહિતગાર છે. (૩૯) એ જ છે જેણે તમને ધરતીમાં વસાવ્યા. તો જે વ્યક્તિ ઈન્કાર કરશે તેનો ઈન્કાર તેના પર જ પડશે, અને

ઈન્કાર કરનારાઓ માટે તેમનો ઈન્કાર તેમના પ્રભુ-પાલનહારની નજીક નારાજગીના જ વધવાનું કારણ હોય છે, અને ઈન્કાર કરનારાઓ માટે તેમનો ઈન્કાર તેમના નુકસાનમાં જ વધારો કરશે.

(૪૦) કહો, જરા તમે જુઓ પોતાના એ ભાગીદારોને, જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો. મને બતાવો કે તેમણે ધરતીમાંથી શું બનાવ્યું છે, અથવા તેમની આકાશોમાં કંઈ ભાગીદારી છે, અથવા અમે તેમને કોઈ પુસ્તક આપ્યું છે, તો તેઓ તેની કોઈ દલીલ પર છે, બલ્કે આ અત્યાચારીઓ એક-બીજા સાથે માત્ર ધોકાની વાતનું વચન આપી રહ્યા છે. (૪૧) નિઃશંક, અલ્લાહે જ આકાશો અને ધરતીને પકડી રાખેલ છે કે તે ઢળી ન પડે, અને જો તે ઢળી પડે તો તેના સિવાય કોઈ અન્ય તેને પકડી શકતું નથી. નિઃશંક, તે સહનશીલ છે, ક્ષમાશીલ છે.

(૪૨) અને તેમણે અલ્લાહની પાકી સોગંદો ખાધી હતી કે જો તેમના પાસે કોઈ ડરાવનાર આવ્યો, તો તે કોઈપણથી વધારે માર્ગદર્શન કબૂલ કરવાવાળા બનશે. પછી જ્યારે તેમના પાસે એક ડરાવનાર આવ્યો, તો માત્ર તેમની ઉપેક્ષામાં જ વધારો થયો. (૪૩) ધરતીમાં પોતાને મોટા સમજવા, અને ખરાબ યુક્તિઓ કરવી, અને ખરાબ યુક્તિઓની આપત્તિ તો ખરાબ યુક્તિ કરનારાઓ પર જ પડે છે. તો શું આ લોકો એ જ નિયમની રાહ જોઈ રહ્યા છે જે અગાઉના લોકો વિશે જાહેર થયો. પછી તમે અલ્લાહના નિયમમાં ન કોઈ પરિવર્તન જોશો અને ન અલ્લાહના નિયમને ટળતો જોશો. (૪૪) શું આ લોકો ધરતીમાં હર્યા-ફર્યા નથી કે તેઓ જોતા કે શું આવ્યું પરિણામ એ લોકોનું, જેઓ આમનાથી પહેલા વિતી ગયા છે, અને તેઓ શક્તિમાં આમનાથી વધારે હતા, અને અલ્લાહ એવો નથી કે કોઈ વસ્તુ તેને વિવશ કરી નાખે, ન આકાશોમાં અને ન ધરતીમાં. નિઃશંક, તે સર્વજ્ઞાની છે, પ્રભુત્વશાળી છે.

(૪૫) અને જો લોકોના કર્મો પર અલ્લાહ તેમને પકડતો, તો ધરતી પર તે એક જીવધારીને પણ ન છોડતો, પરંતુ તે તેમને એક નિશ્ચિત મુદત સુધી મહેતલ આપે છે. પછી જ્યારે તેમની મુદત પૂરી થઈ જશે, તો અલ્લાહ પોતાના બંદાઓને સ્વયં જોવાવાળો છે.

—●—

## ૩૬. સૂરઃ યા-સીન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) યા-સીન. (૨) સોગંદ છે તત્ત્વદર્શિતાવાળા કુર્આનના. (૩) નિઃશંક, તમે ઈશદૂતોમાંથી છો. (૪) અત્યંત સીધા માર્ગ પર. (૫) આ પ્રભુત્વશાળી અને દયાળુ અલ્લાહ તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, (૬) જેથી તમે એ લોકોને ડરાવી દો, જેમના અગાઉના લોકોને ડરાવવામાં આવ્યા નહોતા. તેથી તેઓ અજાણ છે.

(૭) તેમાંથી મોટાભાગના લોકો પર વાત સાબિત થઈ ચૂકી છે, તો તેઓ ઈમાન નહીં લાવે. (૮) અમે તેમની ગરદનોમાં તોક નાખી દીધા છે, તેથી તેઓ હડપચીઓ સુધી છે, તેથી તેમના માથા ઊંચા થઈ રહ્યા છે. (૯) અને અમે એક આડ તેમના સામે કરી દીધી છે અને એક આડ તેમના પાછળ કરી દીધી છે. પછી અમે તેમને ઢાંકી દીધા, તો તેમને દેખાતું નથી. (૧૦) અને તેમના માટે સરખું છે, તમે તેમને ડરાવો કે ન ડરાવો, તેઓ ઈમાન નહીં લાવે. (૧૧) તમે તો માત્ર એ વ્યક્તિને ડરાવી શકો છો, જેઓ શિખામણ પર ચાલે અને અલ્લાહથી ડરે જોયા વગર. તો એવા વ્યક્તિને માફીની અને પ્રતિષ્ઠિત પુણ્યની શુભસૂચના આપી દો.

(૧૨) ચોક્કસ અમે મડદાઓને જીવતા કરીશું, અને અમે લખી રહ્યા છીએ જે તેમણે આગળ મોકલ્યું અને જે તેમણે પાછળ છોડ્યું, અને દરેક વસ્તુ અમે

નોંધી લીધી છે એક ખુલ્લા પુસ્તકમાં.

(૧૩) અને તેમને વસ્તીવાળાઓનું દૃષ્ટાંત આપો, જ્યારે કે તેમાં પયગંબરો આવ્યા, (૧૪) જ્યારે અમે તેમના પાસે બે પયગંબરો મોકલ્યા, તો તેમણે બંનેને ખોટા ઠેરવી દીધા. પછી અમે ત્રીજાથી તેમનું સમર્થન કર્યું. તેમણે કહ્યું કે અમને તમારા પાસે મોકલવામાં આવ્યા છે. (૧૫) લોકોએ કહ્યું કે તમે તો અમારા જેવા જ મનુષ્ય છો અને રહમાને (પરમ્ કૃપાળુ અલ્લાહે) કોઈ વસ્તુ અવતરિત કરી નથી. તમે કેવળ જૂઠ બોલો છો. (૧૬) તેમણે કહ્યું કે અમારો રબ (પ્રભુ-પાલનહાર) જાણે છે કે અમને નિશ્ચિતપણે તમારા પાસે મોકલવામાં આવ્યા છે, (૧૭) અને અમારા શિરે તો કેવળ સ્પષ્ટ રૂપે પહોંચાડી દેવાનું છે. (૧૮) લોકોએ કહ્યું કે અમે તો તમને અશુભ સમજીએ છીએ. જો તમે લોકો અટકશો નહીં તો અમે તમને પથ્થરોથી મારી નાખીશું અને તમને અમારા તરફથી કઠોર તકલીફ પહોંચશે. (૧૯) તેમણે કહ્યું કે તમારું અશુભ તમારા સાથે છે. શું એટલી વાત પર કે તમને શિખામણ આપવામાં આવી, બલ્કે તમે હદથી નીકળી જવાવાળા લોકો છો.

(૨૦) અને શહેરના દૂરના સ્થળેથી એક વ્યક્તિ દોડતો આવ્યો. તેણે કહ્યું, હે મારી જાતિના લોકો ! ઈશદૂતોનું અનુસરણ કરો, (૨૧) એ લોકોનું અનુસરણ કરો જેઓ તમારાથી કોઈ બદલો નથી માંગતા, અને તેઓ સીધા માર્ગ પર છે,

**★(૨૨) અને હું કેમ ઉપાસના ન કરું એ હસ્તીની, જેણે મને પેદા કર્યો** અને તેના જ તરફ તમને પાછા ફેરવીને લઈ જવામાં આવશે. (૨૩) શું હું તેના સિવાય બીજાઓને ઉપાસ્ય બનાવું ? જો રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) મને કોઈ તકલીફ પહોંચાડવા ઇચ્છે તો તેમની ભલામણ મને કોઈ કામ નહીં લાગે અને ન તેઓ મને છોડાવી શકશે. (૨૪) નિઃશંક, તે વખતે હું એક સ્પષ્ટ

પથભ્રષ્ટતામાં હોઈશ. (૨૫) હું તમારા રબ પર ઈમાન લાવ્યો, તો તમે પણ મારી વાત સાંભળી લો. (૨૬) ઇરશાદ થયો કે જન્નતમાં દાખલ થઈ જાઓ. તેણે કહ્યું, કદાચ ! મારી જાતિના લોકો જાણતા (૨૭) કે મારા પાલનહારે મને માફ કરી દીધો અને મને પ્રતિષ્ઠિત લોકોમાં સામેલ કરી દીધો.

(૨૮) અને ત્યારબાદ તેની જાતિ પર અમે આકાશમાંથી કોઈ સૈન્ય ન ઉતાર્યું, અને અમે સૈન્ય નથી ઉતાર્યા કરતા. (૨૯) બસ, એક ધડાકો થયો, તો એકાએક તેઓ સૌ બુઝાઈને રહી ગયા. (૩૦) અફસોસ છે બંદાઓ પર, જે ઈશદૂત પણ તેમના પાસે આવ્યો, તેની મજાક જ ઉડાવતા રહ્યા. (૩૧) શું તેમણે નથી જોયું કે અમે તેમનાથી પહેલા કેટલીય જાતિઓને નષ્ટ કરી દીધી. હવે તે તેમના તરફ પાછી આવવાની નથી, (૩૨) અને તેમાંથી કોઈ એવો નથી, જેને એકત્ર કરીને અમારા પાસે હાજર કરવામાં ન આવે.

(૩૩) અને એક નિશાની તેમના માટે મૃત જમીન છે. તેને અમે જીવંત કરી અને તેનાથી અનાજ કાઢ્યું. પછી તેઓ તેમાંથી ખાય છે. (૩૪) અને તેમાં અમે ખજૂરના અને દ્રાક્ષના બગીચાઓ બનાવ્યા, અને તેમાં અમે ઝરણાઓ વહાવી દીધા, (૩૫) જેથી લોકો તેના ફળ ખાય, અને તેને તેમના હાથોએ નથી બનાવ્યા. તો શું તેઓ આભાર વ્યક્ત નથી કરતા ? (૩૬) પવિત્ર છે એ હસ્તી, જેણે બધી વસ્તુઓના જોડા બનાવ્યા. તેમાંથી પણ જેને જમીન ઊગાડે છે અને સ્વયં તેમના અંદરથી પણ, અને તેમાંથી પણ જેને તેઓ નથી જાણતા.

(૩૭) અને એક નિશાની તેમના માટે રાત છે. અમે તેનાથી દિવસને ખેંચી લઈએ છીએ તો તેઓ અંધકારમાં રહી જાય છે, (૩૮) અને સૂર્ય, તે પોતાની થોભી ગયેલા (નિર્ધારિત) માર્ગ ચાલતો રહે છે. આ પ્રભુત્વશાળી અને સર્વજ્ઞાનીનો બાંધેલો અંદાજ છે, (૩૯) અને ચંદ્ર માટે અમે મંજિલો નિર્ધારિત

કરી દીધી, ત્યાં સુધી કે તે એવો રહી જાય છે જાણે ખજૂરની જૂની ડાળી ! (૪૦) ન સૂર્યના વશમાં છે કે તે ચંદ્રને પકડી લે અને ન રાત, દિવસથી પહેલા આવી શકે છે, અને સૌ એક-એક કક્ષામાં તરી રહ્યા છે.

(૪૧) અને એક નિશાની તેમના માટે એ છે કે અમે તેમની પેઢીને ભરેલી નૌકામાં સવાર કર્યા, (૪૨) અને અમે તેમના માટે તેના જ સમાન અન્ય વસ્તુઓ પેદા કરી, જેમના પર તેઓ સવાર થાય છે, (૪૩) અને જો અમે ઇચ્છીએ તો તેમને ડૂબાડી દઈએ. પછી ન કોઈ તેમની ફરિયાદ સાંભળનાર હોય અને ન તેમને બચાવી શકાય. (૪૪) પરંતુ આ અમારી દયા છે અને તેમને એક નિર્ધારિત સમય સુધી દુનિયાનો લાભ છે.

(૪૫) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે એનાથી ડરો જે તમારા આગળ છે અને જે તમારા પાછળ છે, જેથી તમારા પર દયા કરવામાં આવે, (૪૬) અને તેમના પાલનહારની નિશાનીઓમાંથી કોઈ નિશાની પણ તેમના પાસે એવી નથી આવતી, જેનાથી તેઓ મોઢું ન ફેરવતા હોય, (૪૭) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે કંઈ તમને આપ્યું છે, તેમાંથી ખર્ચ કરો, તો જે લોકોએ ઇન્કાર કર્યો તેઓ ઈમાનવાળાઓને કહે છે કે અમે એવા લોકોને ખવડાવીએ જેમને અલ્લાહ ઇચ્છતો તો તે તેમને ખવડાવી દેતો. તમે લોકો તો સ્પષ્ટ પથભ્રષ્ટતામાં છો.

(૪૮) અને તેઓ કહે છે કે આ વચન ક્યારે પૂરું થશે જો તમે સાચા છો ? (૪૯) આ લોકો બસ, તીવ્ર ધડાકાની રાહ જોઈ રહ્યા છે, જે તેમને આવીને પકડી લેશે, અને તેઓ ઝઘડતા જ રહી જશે. (૫૦) પછી તેઓ ન કોઈ વસિયત કરી શકશે અને ન પોતાના લોકો તરફ પાછા ફરી શકશે, (૫૧) અને સૂર (રણશિંગુ) ફૂંકી દેવામાં આવશે, તો એકાએક તેઓ કબરોમાંથી પોતાના પ્રભુ-પાલનહાર તરફ ચાલી નીકળશે. (૫૨) તેઓ કહેશે, હાય અમારું દુર્ભાગ્ય !

અમારી કબરથી કોઈએ અમને ઉઠાડી દીધા ! આ એ જ છે જેનો રહમાને (પરમ્ કૃપાળુ અલ્લાહે) વચન આપ્યું હતું અને પયગંબરોએ સાચું કહ્યું હતું. (૫૩) બસ, તે એક તીવ્ર ધડાકો હશે, પછી એકાએક સૌને એકત્ર કરીને અમારા પાસે હાજર કરી દેવામાં આવશે.

(૫૪) પછી, આજના દિવસે કોઈના સાથે અન્યાય અને અત્યાચાર નહીં થાય, અને તમને એ જ બદલો મળશે જે તમે કરતા હતા. (૫૫) નિઃશંક, સ્વર્ગના લોકો આજે પોતાની પ્રવૃત્તિઓમાં ખુશ હશે, (૫૬) તેઓ અને તેમની પત્નીઓ છાંયડાઓમાં આસનો પર ટેક લગાવીને બેસેલા હશે. (૫૭) તેમના માટે ત્યાં વિભિન્ન ફળો હશે અને તેમના માટે એ બધું જ હશે જે તેઓ માંગશે. (૫૮) તેમને સલામ કહેવડાવવામાં આવશે મહેરબાન રબ તરફથી.

(૫૯) અને હે ગુનેગારો ! આજે તમે અલગ થઈ જાઓ. (૬૦) હે આદમની સંતાન ! શું મેં તમને તાકીદ કરી દીધી નહોતી કે તમે શૈતાનની ઉપાસના ન કરજો. નિઃશંક, તે તમારો ખુલ્લો દુશ્મન છે, (૬૧) અને એ કે તમે મારી જ ઉપાસના કરજો, આ જ સીધો માર્ગ છે, (૬૨) અને તેણે તમારા પૈકી એક મોટા સમૂહને પથભ્રષ્ટ કરી દીધો, તો શું તમે સમજતા નહોતા ? (૬૩) આ છે નર્ક, જેનું તમને વચન આપવામાં આવતું હતું. (૬૪) હવે પોતાના કુફ્ર (અધર્મ)ના બદલામાં આમાં દાખલ થઈ જાઓ. (૬૫) આજે અમે તેમના મોઢા પર મહોર મારી દઈશું અને તેમના હાથ અમારા સામે બોલશે અને તેમના પગ સાક્ષી આપશે, જે કંઈ આ લોકો કરતા હતા.

(૬૬) અને જો અમે ઇચ્છતા તો તેમની આંખોને મિટાવી દેતા, પછી તેઓ રસ્તા તરફ દોડતા, તો તેમને કેવી રીતે દેખાતું ? (૬૭) અને જો અમે ઇચ્છતા તો તેમની જગ્યા પર જ તેમનું રૂપ બદલી નાખતા, તો તેઓ ન આગળ વધી શકતા અને ન પાછળ જઈ શકતા, (૬૮) અને અમે જેનું આયુષ્ય વધારે દઈએ

છીએ, તો તેને તેના જન્મમાં પાછા ફેરવી દઈએ છીએ, તો શું તેઓ સમજતા નથી ?

(૬૯) અને અમે આને શાયરી (કવિતા) નથી શિખવાડી અને ન આ તેને શોભા આપે છે. આ તો કેવળ એક શિખામણ છે અને સ્પષ્ટ કુર્આન છે, (૭૦) જેથી તે એ વ્યક્તિને સાવધાન કરી દે જે જીવંત હોય અને ઈન્કાર કરનારાઓ પર પ્રમાણ સ્થાપિત થઈ જાય.

(૭૧) શું આમણે નથી જોયું કે અમે અમારા હાથે બનાવેલ વસ્તુઓમાંથી તેમના માટે ઢોર પેદા કર્યા, તો તેઓ તેના માલિક છે. (૭૨) અને અમે તેમને તેના તાબે કરી દીધા, તો તેમાંથી કોઈ તેમની સવારી કરે છે અને કોઈને તેઓ ખાય છે. (૭૩) અને તેમના માટે તેમાં લાભ છે અને પીવાની વસ્તુઓ પણ, તો શું તેઓ આભાર વ્યક્ત નથી કરતા ? (૭૪) અને તેમણે અલ્લાહ સિવાય બીજા ઉપાસ્યો બનાવ્યા કે કદાચ તેમની મદદ કરવામાં આવે. (૭૫) તેઓ તેમની મદદ નહીં કરી શકે, અને તેમને તેમની સેના બનીને ઉપસ્થિત કરવામાં આવશે. (૭૬) તો તેમની વાત તમને દુઃખી ન કરે, અમે જાણીએ છીએ જે કંઈ તેઓ છુપાવે છે અને જે કંઈ તેઓ જાહેર કરે છે.

(૭૭) શું મનુષ્યએ નથી જોયું કે અમે તેને એક ટીપાથી પેદા કર્યો, પછી તે સ્પષ્ટ ઝઘડાળુ બની ગયો, (૭૮) અને તેઓ અમારા પર દૃષ્ટાંતો વર્ણવી રહ્યા છે, અને તે પોતાના જન્મને ભૂલી ગયો. તે કહે છે કે હાડકાઓને કોણ જીવંત કરશે, જ્યારે કે તે જીર્ણ થઈ ગયા હશે. (૭૯) કહો, તેને એ જીવંત કરશે, જેણે તેમને પહેલી વાર પેદા કર્યા, અને તે બધી રીતે પેદા કરવાનું જાણે છે. (૮૦) એ જ છે, જેણે તમારા માટે હર્યા-ભર્યા વૃક્ષોથી આગ પેદા કરી દીધી. પછી તમે તેનાથી આગ સળગાવો છો. (૮૧) શું જેણે આકાશો અને ધરતીને પેદા કર્યા, તે તેના પર સમર્થ નથી કે આમના જેવાઓને પેદા કરી દે. હા, તે

સમર્થ છે, અને એ જ છે મૂળ પેદા કરવાવાળો, જાણવાવાળો. (૮૨) તેનો મામલો તો બસ એ છે કે જ્યારે તે કોઈ વસ્તુનો ઈરાદો કરે છે, તો કહે છે કે 'થઈ જા' તો તે થઈ જાય છે. (૮૩) બસ, પવિત્ર છે એ હસ્તી જેના હાથમાં દરેક વસ્તુનો અધિકાર છે અને તેના જ તરફ તમને પાછા લઈ જવામાં આવશે.

—●—

## ૩૭. સૂરઃ અસ્-સાફ્ફાત

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે કતારબદ્ધ ફરિશ્તાઓના. (૨) પછી ઠપકો આપનારના ઠપકારીને (૩) પછી તેમને જે ઉપદેશ સંભળાવનાર છે (૪) કે તમારો ઉપાસ્ય એક જ છે, (૫) આકાશો અને ધરતીનો રબ (પ્રભુ-પાલનહાર) અને જે કંઈ તેમના વચ્ચે છે અને તમામ પૂર્વ દિશાઓનો રબ.

(૬) અમે દુનિયાના આકાશને તારાઓથી સુશોભિત કર્યું છે (૭) અને દરેક વિદ્રોહી શૈતાનથી તેને સુરક્ષિત કર્યું છે.

(૮) તે મલએ-આ'લા (અદ્વિતીય સર્વોચ્ચ લોક) તરફ કાન નથી લગાવી શકતા અને તેમને દરેક તરફથી મારવામાં આવે છે, (૯) ભગાડવામાં આવે છે, અને તેમના માટે એક શાશ્વત યાતના છે. (૧૦) પરંતુ જે શૈતાન કોઈ વાત ઉંચકી લે તો એક ધગધગતી જ્વાળા તેનો પીછો કરે છે.

(૧૧) પછી તેમને પૂછો કે તેમનું સર્જન વધારે મુશ્કેલ છે કે એ વસ્તુઓનું જે અમે સર્જન કર્યું છે. અમે તેમને ચીકણી માટીથી પેદા કર્યા છે, (૧૨) બલ્કે તમે આશ્ચર્ય કરો છો અને તેઓ મજાક ઉડાવે છે, (૧૩) અને જ્યારે તેમને સમજાવવામાં આવે છે, તો તેઓ સમજતા નથી, (૧૪) અને જ્યારે તેઓ કોઈ નિશાની જુએ છે, તો તેઓ તેને હસવામાં કાઢી નાખે છે, (૧૫) અને કહે છે કે આ તો બસ ખુલ્લો જાદૂ છે. (૧૬) શું જ્યારે અમે મરી જઈશું અને

માટી અને હાડકાં બની જઈશું, તો ફરી અમને ઉઠાવવામાં આવશે ? (૧૭) અને શું અમારા અગાઉના પૂર્વજોને પણ? (૧૮) કહો કે હા, અને તમે અપમાનિત પણ થશો.

(૧૯) પછી તે તો એક ઠપકો હશે, પછી એ જ વખતે તેઓ જોવા લાગશે, (૨૦) અને તેઓ કહેશે કે હાય અમારું દુર્ભાગ્ય ! આ તો બદલાનો દિવસ છે. (૨૧) આ એ જ નિર્ણયનો દિવસ છે, જેને તમે ખોટો ઠેરવતા હતા. (૨૨) એકત્ર કરો તેમને જેમણે અત્યાચાર કર્યો અને તેમના સાથીઓને અને એ ઉપાસ્યોને, (૨૩) જેમની તેઓ અલ્લાહ સિવાય ઉપાસના કરતા હતા, પછી એ સૌને નર્કનો રસ્તો બતાવો, (૨૪) અને તેમને રોકો, તેમને કંઈક પૂછવું છે - (૨૫) તમને શું થયું કે એક-બીજાની મદદ નથી કરતા? (૨૬) બલ્કે આજે તો તેઓ આજ્ઞાંકિત છે !

(૨૭) અને તેઓ એક-બીજા તરફ ધ્યાન આપીને સવાલ-જવાબ કરશે. (૨૮) કહેશે, તમે અમારા પાસે જમણી બાજુથી આવતા હતા. (૨૯) તેઓ જવાબ આપશે, બલ્કે તમે સ્વયં ઈમાન લાવવાના નહોતા, (૩૦) અને અમારું તમારા પર કોઈ જોર નહોતું, બલ્કે તમે પોતે જ વિદ્રોહી લોકો હતા. (૩૧) આમ, અમારા સૌ ઉપર અમારા પાલનહારની વાત પૂરી થઈને રહી. અમને આની મજા ચાખવાની જ છે. (૩૨) અમે તમને પથભ્રષ્ટ કર્યા, અમે પોતે પણ પથભ્રષ્ટ હતા. (૩૩) તેથી તેઓ બધા એ દિવસે યાતનામાં ભાગીદાર હશે.

(૩૪) અમે ગુનેગારોની સાથે આવું જ કરીએ છીએ. (૩૫) આ એ લોકો હતા, જ્યારે તેમને કહેવામાં આવતું હતું કે અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તો તેઓ ઘમંડ કરતા હતા, (૩૬) અને કહેતા હતા કે શું અમે એક કવિ-પાગલના કહેવાથી અમારા ઉપાસ્યોને છોડી દઈએ? (૩૭) બલ્કે તે સત્ય લઈને

આવ્યો છે અને એ ઈશદૂતોની ભવિષ્યવાણીઓની પુષ્ટિ છે. (૩૮) નિઃશંક, તમને પીડાદાયક યાતના ચાખવી પડશે, (૩૯) અને તમને તેનો જ બદલો આપવામાં આવી રહ્યો છે, જે તમે કરતા હતા.

(૪૦) પરંતુ જેઓ અલ્લાહના પ્રિય બંદાઓ છે, (૪૧) તેમના માટે નિશ્ચિત આજીવિકા હશે, (૪૨) ફળો, અને તેઓ અત્યંત પ્રતિષ્ઠિત હશે, (૪૩) આરામદાયક બગીચાઓમાં, (૪૪) આસનો પર આમને-સામને બેસેલા હશે.

(૪૫) તેમના પાસે એવો પ્યાલો લાવવામાં આવશે, જે વહેતી મદિરાથી ભરવામાં આવશે, (૪૬) સ્વચ્છ-પારદર્શી, પીવાવાળાઓ માટે સ્વાદિષ્ટ, (૪૭) ન તેમાં કોઈ નુકસાન હશે અને ન તેનાથી બુદ્ધિ ભ્રષ્ટ થશે, (૪૮) અને તેમના પાસે નીચી દૃષ્ટિવાળી, મોટા નયનો ધરાવતી સ્ત્રીઓ હશે, (૪૯) જાણે એ ઈંડા છે જે છુપાવીને રાખ્યા હોય !

(૫૦) પછી તેઓ એક-બીજાને સંબોધીને વાત કરશે. (૫૧) તેમાંથી એક કહેવાવાળો કહેશે કે મારો એક મળવાવાળો હતો. (૫૨) તે કહ્યા કરતો હતો કે શું તમે પણ પુષ્ટિ કરનારાઓમાંથી છો ? (૫૩) જ્યારે આપણે મરી જઈશું અને માટી અને હાડકાં બની જઈશું, તો શું આપણને બદલો મળશે ? (૫૪) કહેશે, શું તમે ઝાંકીને જોશો ? (૫૫) તો તેઓ ઝાંકીને જોશે અને તેઓ તેને નર્કના વચ્ચે જોશે. (૫૬) કહેશે કે અલ્લાહના સોગંદ ! તમે તો મને નષ્ટ કરી દેવાના હતા, (૫૭) અને જો મારા પાલનહારની કૃપા ન હોત, તો હું પણ એ જ લોકોમાં હોત, જેમને પકડીને લાવવામાં આવ્યા છે. (૫૮) શું હવે આપણને મૃત્યુ નહીં આવે ? (૫૯) પરંતુ પહેલી વાર જે આપણે મરી ચૂક્યા અને હવે આપણને યાતના નહીં થાય. (૬૦) નિઃશંક, આ જ મોટી સફળતા છે. (૬૧) આવી જ સફળતા માટે કર્મ કરનારાઓએ કર્મ કરવાં જોઈએ.

(૬૨) આ આતિથ્ય સારું છે કે ઝક્કુમનું વૃક્ષ ? (૬૩) અમે આને અત્યાચારીઓ માટે પરીક્ષા બનાવેલ છે. (૬૪) એ એક વૃક્ષ છે, જે નર્કના તળિયેથી નીકળે છે. (૬૫) તેનું ફળ એવું છે જાણે શૈતાનનું માથું ! (૬૬) તો એ લોકો આને ખાશે. પછી તેનાથી જ પેટ ભરશે. (૬૭) પછી તેમને ઉકળતું પાણી મેળવીને આપવામાં આવશે. (૬૮) પછી તેમનું પાછું ફરવું નર્ક તરફ જ થશે. (૬૯) તેમણે પોતાના પૂર્વજોને પથભ્રષ્ટતામાં જોયા. (૭૦) પછી તેઓ પણ તેમનાં જ પદચિહ્નો પર દોડતા રહ્યા, (૭૧) અને તેમનાથી પહેલા પણ અગાઉના લોકોમાં મોટાભાગના પથભ્રષ્ટ હતા, (૭૨) અને અમે તેમનામાં પણ ડરાવનારાઓ મોકલ્યા. (૭૩) તો જુઓ, એ લોકોનું શું પરિણામ આવ્યું, જેમને ડરાવવામાં આવ્યા હતા. (૭૪) પરંતુ તેઓ, જેઓ અલ્લાહે પસંદ કરેલા બંદાઓ હતા.

(૭૫) અને અમને નૂહે પોકાર્યા, તો અમે કેટલા સારા પોકાર સાંભળનાર છીએ, (૭૬) અને અમે તેને અને તેના લોકોને ખૂબ મોટા દુઃખથી બચાવી લીધા, (૭૭) અને અમે તેમના વંશને બાકી રહેવાવાળો બનાવ્યો, (૭૮) અને અમે તેની પદ્ધતિ પર પછી આવનારાઓમાં એક સમૂહને છોડ્યો. (૭૯) સલામ છે નૂહ પર તમામ જગતવાસીઓમાં. (૮૦) અમે સત્કર્મીઓને આવો જ બદલો આપીએ છીએ. (૮૧) નિઃશંક, તે અમારા ઈમાનવાળા બંદાઓમાંથી હતો. (૮૨) પછી અમે બીજાઓને ડૂબાડી દીધા.

(૮૩) અને તેની જ પદ્ધતિવાળાઓમાંથી ઈબ્રાહીમ પણ હતો (૮૪) જ્યારે તે આવ્યો પોતાના પાલનહારની પાસે વિશુદ્ધ હૃદયની સાથે, (૮૫) જ્યારે તેણે પોતાના પિતાથી અને પોતાની જાતિને કહ્યું કે તમે કઈ વસ્તુની ઉપાસના કરો છો ? (૮૬) શું તમે અલ્લાહ સિવાય કાલ્પનિક ઉપાસ્યોને ચાહો છો ? (૮૭) તો સૃષ્ટિના સ્વામી અલ્લાહ વિશે તમારો શું વિચાર છે ?

(૮૮) પછી ઈબ્રાહીમે તારાઓ એક નજર નાખી. (૮૯) પછી કહ્યું કે હું બીમાર છું. (૯૦) પછી એ લોકો તેને છોડીને જતા રહ્યા. (૯૧) તો તે તેમની મૂર્તિઓમાં ઘૂસી ગયો, કહ્યું કે શું તમે ખાતા નથી ? (૯૨) તમને શું થયું કે તમે કંઈ બોલતા નથી ? (૯૩) પછી તેમને માર્યા પૂરી શક્તિથી. (૯૪) પછી લોકો તેના પાસે દોડતા આવ્યા.

(૯૫) ઈબ્રાહીમે કહ્યું, શું તમે લોકો આ વસ્તુઓને પૂજો છો, જેને સ્વયં ઘડો છો ? (૯૬) અને અલ્લાહે જ પેદા કર્યા છે તમને પણ અને એ વસ્તુઓને પણ જેને તમે બનાવો છો. (૯૭) તેમણે કહ્યું, આના માટે એક મકાન (ચિતા) બનાવો, પછી આને ધગધગતી આગમાં નાખી દો. (૯૮) પછી તેમણે તેના વિરુદ્ધ એક કાર્યવાહી કરવાનું વિચાર્યું, તો અમે તેમને જ નીચા (અપમાનિત) કરી દીધા, (૯૯) અને તેણે કહ્યું કે હું મારા રબ (પ્રભુ-પાલનહાર) તરફ જઈ રહ્યો છું, તે મારું માર્ગદર્શન કરશે. (૧૦૦) હે મારા રબ ! મને સદાચારી સંતાન પ્રદાન કર. (૧૦૧) તો અમે તેને એક સહનશીલ પુત્રની શુભસૂચના આપી.

(૧૦૨) પછી જ્યારે તે તેના સાથે ચાલવા-ફરવાની વયે પહોંચ્યો, તેણે કહ્યું કે હે મારા પુત્ર! હું સ્વપ્નમાં જોઉં છું કે તમને ઝબેહ કરી રહ્યો છું. હવે તમે વિચારી લો કે તમારો શું મત છે ? તેણે કહ્યું, હે મારા પિતાજી ! તમને જે આદેશ આપવામાં આવી રહ્યો છે, તમે તેને પૂરો કરો. ઈન્શા-અલ્લાહ, તમે મને ધૈર્યવાનોમાંથી જોશો. (૧૦૩) પછી જ્યારે બંને આજ્ઞાંકિત થઈ ગયા અને ઈબ્રાહીમે તેને માથાથી નીચે પાડી દીધો (૧૦૪) અને અમે તેને અવાજ આપ્યો કે હે ઈબ્રાહીમ ! (૧૦૫) તમે સ્વપ્નને સાચું કરી દેખાડ્યું. નિઃશંક, અમે સત્કર્મીઓને આવો જ બદલો આપીએ છીએ. (૧૦૬) ચોક્કસ આ એક સ્પષ્ટ પરીક્ષા હતી (૧૦૭) અને અમે એક મોટી કુરબાની (બલિ)ના બદલે તેને છોડાવી લીધો, (૧૦૮) અને અમે તેના પછી આવનારાઓમાં એક સમૂહ

છોડ્યો. (૧૦૯) સલામતી થાય ઇબ્રાહીમ પર. (૧૧૦) અમે સત્કર્મીઓને આ જ પ્રમાણે બદલો આપીએ છીએ. (૧૧૧) નિઃશંક, તે અમારા ઈમાનવાળા બંદાઓ પૈકી હતો, (૧૧૨) અને અમે તેને ઇસ્હાકની શુભસૂચના આપી, એક પયગંબર સદાચારીઓમાંથી, (૧૧૩) અને અમે તેને અને ઇસ્હાકને બરકત આપી, અને આ બંનેના વંશમાં સારા પણ છે અને એવા પણ જેઓ પોતાની જાત પર સ્પષ્ટ અત્યાચાર કરવાવાળા છે.

(૧૧૪) અને અમે મૂસા અને હારૂન પર ઉપકાર કર્યો, (૧૧૫) અને તેમને અને તેમની જાતિને એક મોટી મુસીબતથી મુક્તિ આપી, (૧૧૬) અને અમે તેમની મદદ કરી, તો તેઓ જ વર્ચસ્વ પ્રાપ્ત કરનારા બન્યા, (૧૧૭) અને અમે આ બંનેને સ્પષ્ટ ગ્રંથ આપ્યો, (૧૧૮) અને આ બંનેને સીધો માર્ગ બતાવ્યો, (૧૧૯) અને અમે તેમની પદ્ધતિ પર પછી આવનારાઓમાં એક સમૂહને છોડ્યો. (૧૨૦) સલામતી થાય મૂસા અને હારૂન પર. (૧૨૧) અમે ભલાઈ કરનારાઓને આવો જ બદલો આપીએ છીએ. (૧૨૨) નિઃશંક, તે બંને અમારા ઈમાનવાળા બંદાઓમાંથી હતા.

(૧૨૩) અને ઇલ્યાસ પણ પયગંબરોમાંથી હતો, (૧૨૪) જ્યારે તેણે પોતાની જાતિને કહ્યું, (૧૨૫) શું તમે ડરતા નથી ? શું તમે લોકો 'બઅલ'ને પોકારો છો અને સૌથી શ્રેષ્ઠ સર્જનહારને છોડી દો છો, (૧૨૬) અલ્લાહને, જે તમારો પણ પ્રભુ-પાલનહાર છે અને તમારા પૂર્વજોનો પણ. (૧૨૭) પછી તેમણે તેને ખોટો ઠેરવ્યો, તો તેઓ પકડાઈ જનારાઓમાંથી હશે, (૧૨૮) પણ જેઓ અલ્લાહના વિશિષ્ટ બંદા હતા, (૧૨૯) અને અમે તેની પદ્ધતિ પર પછી આવનારાઓમાં એક સમૂહ છોડી દીધો. (૧૩૦) સલામતી થાય ઇલ્યાસ પર. (૧૩૧) અમે સદાચારીઓને આવો જ બદલો આપીએ છીએ. (૧૩૨) નિઃશંક તે અમારા ઈમાનવાળા બંદાઓમાંથી હતો.

(૧૩૩) અને નિઃસંદેહ, લૂત પણ પયગંબરોમાંથી હતો, (૧૩૪) જ્યારે અમે તેને અને તેના લોકોને મુક્તિ આપી. (૧૩૫) પરંતુ એક વૃદ્ધા જે પાછળ રહી જનારાઓમાંથી હતી, (૧૩૬) પછી અમે બીજાઓને નષ્ટ કરી દીધા, (૧૩૭) અને તમે એ વસ્તીઓમાંથી પસાર થાઓ છો સવારે પણ (૧૩૮) અને રાત્રે પણ, તો શું તમે સમજતા નથી ?

(૧૩૯) અને નિઃસંદેહ, યૂનુસ પણ ઈશદૂતોમાંથી હતો, (૧૪૦) જ્યારે તે ભાગીને ધરેલી નૌકા પર પહોંચ્યો. (૧૪૧) પછી ચિઠ્ઠી નાખી તો એ જ દોષી નીકળ્યો. (૧૪૨) પછી તેને માછલીએ ગળી લીધો, અને તે પોતાને ઠપકો આપી રહ્યો હતો. (૧૪૩) પછી જો તે સ્તુતિ કરનારાઓમાંથી ન હોત, (૧૪૪) તો લોકોને ઉઠાવવાના દિવસ સુધી તેના પેટમાંજ રહેતો. (૧૪૫) પછી અમે તેને એક મેદાનમાં નાખી દીધો અને તે ખૂબ થાકી ગયો હતો, (૧૪૬) અને અમે તેના પર એક વેલાવાળું વૃક્ષ ઊગાડી દીધું (૧૪૭) અને તેને એક લાખ કે તેનાથી વધુ લોકો તરફ મોકલ્યો. (૧૪૮) પછી એ લોકો ઈમાન લાવ્યા, તો અમે તેમને લાભાન્વિત થવા દીધા એક મુદ્દત સુધી.

(૧૪૯) પછી તેમને પૂછો, શું તમારા રબ (પ્રભુ-પાલનહાર) માટે પુત્રીઓ છે અને તેમના માટે પુત્રો ? (૧૫૦) શું અમે ફરિશ્તાઓને સ્ત્રી બનાવેલ છે ? અને તેઓ જોઈ રહ્યા હતા. (૧૫૧) સાંભળી લો, આ લોકો માત્ર મનઘડંત રીતે આવું કહે છે (૧૫૨) કે અલ્લાહ સંતાન રાખે છે અને ચોક્કસ તેઓ જૂઠા છે. (૧૫૩) શું અલ્લાહે પુત્રોની સરખામણીમાં પુત્રીઓ પસંદ કરી છે ? (૧૫૪) તમને શું થઈ ગયું છે ? તમે કેવા નિર્ણયો કરો છો ? (૧૫૫) પછી શું તમે સૂઝબૂઝથી કામ નથી લેતા ? (૧૫૬) શું તમારા પાસે કોઈ સ્પષ્ટ દલીલ છે ? (૧૫૭) તો પોતાનો ગ્રંથ લાવો, જો તમે સાચા છો.

(૧૫૮) અને તેમણે અલ્લાહ અને જિન્નાતમાં પણ સંબંધ ઠેરવ્યો છે, અને

જિન્નાતોને ખબર છે કે ચોક્કસ તેઓ પકડાઈને આવશે. (૧૫૯) અલ્લાહ પવિત્ર છે આ વાતોથી જે આ લોકો કહે છે. (૧૬૦) પરંતુ તેઓ જેઓ અલ્લાહે પસંદ કરેલા બંદાઓ છે. (૧૬૧) પછી તમે અને જેમની તમે ઉપાસના કરો છો (૧૬૨) અલ્લાહથી કોઈને ફેરવી નથી શકતા. (૧૬૩) પરંતુ તેને જે નર્કમાં પડવાવાળો છે (૧૬૪) અને અમારામાંથી દરેકનું એક નિશ્ચિત સ્થાન છે. (૧૬૫) અને અમે અલ્લાહ સમક્ષ માત્ર કતારબદ્ધ રહેવાવાળા છીએ (૧૬૬) અને અમે તેનો મહિમાગાન કરવાવાળા છીએ.

(૧૬૭) અને આ લોકો કહ્યા કરતા હતા (૧૬૮) કે જો અમારા પાસે અગાઉની કોઈ શિક્ષા હોત (૧૬૯) તો અમે અલ્લાહના વિશિષ્ટ બંદા હોત. (૧૭૦) પછી તેમણે તેનો ઇન્કાર કરી દીધો, તો ટૂંક સમયમાં તેઓ જાણી લેશે (૧૭૧) અને પોતાના મોકલેલા બંદાઓ માટે અમારો આ નિર્ણય પહેલાં જ થઈ ચૂક્યો છે (૧૭૨) કે નિઃશંક, તેમને જ વર્ચસ્વશાળી કરવામાં આવશે (૧૭૩) અને અમારું લશ્કર જ વિજયી રહેવાવાળું છે, (૧૭૪) તો થોડીક મુદ્દત સુધી તેમની ઉપેક્ષા કરો (૧૭૫) અને જોતા રહો, ટૂંક સમયમાં તેઓ પણ જોઈ લેશે.

(૧૭૬) શું તેઓ અમારી યાતના માટે ઉતાવળ કરી રહ્યા છે. (૧૭૭) પછી જ્યારે તે તેમની ઓસરીમાં ઉતરશે, તો ખૂબ જ ખરાબ હશે એ લોકોની સવાર, જેમને તેનાથી ડરાવવામાં આવી ચૂક્યા છે, (૧૭૮) તો થોડીક મુદ્દત માટે તેમની ઉપેક્ષા કરો (૧૭૯) અને જોતા રહો, ટૂંક સમયમાં તેઓ સ્વયં પણ જોઈ લેશે. (૧૮૦) પવિત્ર છે તારો પ્રભુ-પાલનહાર, સન્માનો સ્વામી, એ વાતોથી જે આ લોકો કહી રહ્યા છે, (૧૮૧) અને સલામ છે પયગંબરો પર (૧૮૨) અને સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે જે રબ (પ્રભુ-પાલનહાર) છે સમગ્ર સૃષ્ટિનો.

—●—

# ૩૮. સૂરઃ સૉદ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સૉદ. સોગંદ છે શિખામણથી ભરપૂર કુર્આનના, (૨) બલ્કે જે લોકોએ ઈન્કાર કર્યો તેઓ ઘમંડ અને જીદમાં છે. (૩) તેમનાથી પહેલા અમે કેટલીય જાતિઓને નષ્ટ કરી દીધી, તો તેઓ પોકારવા લાગ્યા અને તે સમય બચવાનો ન હતો.

(૪) અને એ લોકોએ આશ્ચર્ય વ્યક્ત કર્યું કે તેમના પાસે તેમનામાંથી એક ડરાવનાર આવ્યો, અને ઈન્કાર કરનારાઓએ કહ્યું કે આ જાદુગર છે, જૂઠો છે. (૫) શું તેણે આટલા (બધા) ઉપાસ્યોના બદલે એક ઉપાસ્ય કરી દીધો ? આ તો ખૂબ આશ્ચર્યની વાત છે ! (૬) અને તેમના નેતાઓ ઊભા થઈ ગયા કે ચાલો, અને આપણા ઉપાસ્યો પર અટલ રહો. આ કોઈ સ્વાર્થની વાત છે. (૭) આપણે આ વાત અગાઉના ધર્મમાં નહોતી સાંભળી, આ કેવળ એક ઘડી કાઢેલ વાત છે. (૮) શું આપણા બધામાંથી માત્ર આ જ એક વ્યક્તિ પર અલ્લાહની વાણી અવતરિત કરવામાં આવી ? બલ્કે આ લોકો મારા અનુસ્મરણ અંગે સંદેહમાં છે, બલ્કે આમણે હજુ સુધી મારી યાતનાની મજા ચાખી નથી.

(૯) શું તારા પ્રભુ-પાલનહારની દયાના ખજાના તેમના પાસે છે, જે શક્તિશાળી છે, ઉદાર છે. (૧૦) શું આકાશો અને ધરતી અને તેના વચ્ચેની વસ્તુઓની બાદશાહી તેમના અધિકારમાં છે ? તો પછી તેઓ સીડીઓ લગાવીને ચઢી જાય. (૧૧) એક લશ્કર આ પણ અહીં નષ્ટ થશે, બધા લશ્કરોમાંથી. (૧૨) આમનાથી પહેલા નૂહની જાતિ અને આદ અને ખૂંટાવાળો ફિરઔન, (૧૩) અને સમૂદ અને લૂતની જાતિ અને ઐકાવાળા લોકોએ ખોટા ઠેરવ્યા. આ લોકો મોટા-મોટા સમૂહો હતા. (૧૪) આ સૌએ ઈશદૂતોને ખોટા ઠેરવ્યા, તો મારી યાતના અવતરિત થઈને રહી, (૧૫) અને આ લોકો કેવળ

એક તીવ્ર ધડાકાની રાહ જોઈ રહ્યા છે, જેના પછી કોઈ ઢીલ નથી, (૧૬) અને તેમણે કહ્યું કે હે અમારા પાલનહાર ! અમારો ભાગ અમને હિસાબના દિવસ પહેલા આપી દે.

(૧૭) જે કંઈ તેઓ કહે છે તેના પર ધૈર્ય કરો, અને અમારા બંદા દાઉદને યાદ કરો, જે શક્તિશાળી, રજૂ થવાવાળો હતો. (૧૮) અમે પહાડોને તેના સાથે આધીન કરી દીધા કે તેઓ તેના સાથે સવાર અને સાંજ મહિમાગાન કરતા હતા, (૧૯) અને પક્ષીઓને પણ એકત્ર કરીને. સૌ અલ્લાહ સમક્ષ રજૂ થવાવાળા હતા, (૨૦) અને અમે તેનું રાજ્ય મજબૂત કર્યું, અને તેને રાજ્ય પ્રદાન કર્યું, અને મામલાઓના નિર્ણયની યોગ્યતા આપી.

(૨૧) અને શું તમને સમાચાર પહોંચ્યા છે મુકદ્દમાવાળાઓની, જ્યારે તેઓ દીવાલ કૂદીને ઉપાસના-ગૃહમાં દાખલ થઈ ગયા. (૨૨) જ્યારે તેઓ દાઉદની પાસે પહોંચ્યા, તો તે તેમનાથી ગભરાઈ ગયો. તેમણે કહ્યું કે તમે ડરો નહીં. અમે મામલાના બે પક્ષકારો છીએ, એકે બીજા પર અતિરેક કર્યો છે, તો તમે અમારા દરમ્યાન સત્યની સાથે નિર્ણય કરો. અન્યાય ન કરો અને અમને સીધો માર્ગ બતાવો.

(૨૩) આ મારો ભાઈ છે. તેના પાસે નવ્વાણુ ઘેટીઓ છે અને મારા પાસે માત્ર એક ઘેટી છે. તો તે કહે છે કે એ પણ મારા હવાલે કરી દે, અને તેણે વાતચીતમાં મને દબાવી દીધો. (૨૪) દાઉદે કહ્યું, તેણે તમારી ઘેટીને પોતાની ઘેટીઓમાં મેળવી દેવાની માંગણી કરીને ખરેખર તમારા પર અત્યાચાર કર્યો છે, અને મોટાભાગના ભાગીદારો એક-બીજા પર અતિરેક કરતા હોય છે, સિવાય તેઓ જેઓ ઈમાન રાખે છે અને સત્કર્મો કરે છે, અને આવા લોકો ઘણા ઓછા છે, અને દાઉદને વિચાર આવ્યો કે અમે તેની પરીક્ષા કરી છે, તો તેણે પોતાના પાલનહારથી માફી માંગી અને સિજદામાં પડી ગયો, અને રજૂ

થઈ ગયો. (૨૫) પછી અમે તેની એ (ભૂલ) માફ કરી દીધી, અને નિઃશંક અમારા ત્યાં તેના માટે સામીપ્ય છે અને સારું પરિણામ.

(૨૬) હે દાઉદ ! અમે તમને જમીનમાં ખલીફા (શાસક) બનાવ્યા છે, તો લોકો દરમ્યાન ન્યાયની સાથે નિર્ણય કરો અને મનેચ્છાઓનું અનુસરણ ન કરો, તે તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે. જે લોકો અલ્લાહના માર્ગથી ભટકી જાય છે, તેમના માટે કઠોર યાતના છે, એ કારણે કે તેઓ હંમેશા હિસાબને ભૂલી જતા હતા.

(૨૭) અને અમે ધરતી અને આકાશ અને તેના વચ્ચે છે નિરર્થક નથી પેદા કર્યા. આ એ લોકોની કલ્પના છે, જેમણે ઈન્કાર કર્યો, તો જે લોકોએ ઈન્કાર કર્યો તેમના માટે વિનાશ છે આગથી. (૨૮) શું અમે એ લોકોને, જેઓ ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા તેમના સમાન કરી દઈશું, જેઓ જમીનમાં બગાડ કરનારા છે, અથવા અમે સંયમી અને સદાચારીઓને દુરાચારીઓ સમાન કરી દઈશું. (૨૯) આ એક બરકતવાળો ગ્રંથ છે, જે અમે તમારા તરફ અવતરિત કર્યો છે, જેથી લોકો તેની આયતો પર ચિંતન-મનન કરે અને એટલા માટે કે બુદ્ધિશાળીઓ આનાથી શિખામણ પ્રાપ્ત કરે.

(૩૦) અને અમે દાઉદને સુલૈમાન પ્રદાન કર્યો. સૌથી શ્રેષ્ઠ બંદો, પોતાના પાલનહાર સમક્ષ અત્યંત રજૂ થવાવાળો. (૩૧) જ્યારે સંધ્યા સમયે તેના સામે તેજ દોડતા, ઉમદા ઘોડાઓ પ્રસ્તુત કરવામાં આવ્યા, (૩૨) તો તેણે કહ્યું, મેં મિત્ર બનાવ્યો ધનના પ્રેમને પોતાના પાલનહારના સ્મરણથી, ત્યાં સુધી કે છૂપાઈ ગયો ઊંટમાં, (૩૩) તેને મારા પાસે પાછો લાવો. પછી તે ખંખેરવા લાગ્યો પિંડીઓ અને ગરદનને.

(૩૪) અને અમે સુલૈમાનની પરીક્ષા કરી, અને અમે તેના સિંહાસન પર એક ધડ નાખી દીધું. પછી તે રજૂ થયો. (૩૫) તેણે કહ્યું કે હે મારા માલિક !

મને માફ કરી દે અને મને એવું રાજ્ય આપ, જે મારા પછી કોઈના માટે શોભાસ્પદ ન હોય. નિઃશંક, તું જ સાચો દાતા છે. (૩૬) તો અમે હવાને તેના તાબે કરી દીધી. તે તેના આદેશથી નરમીની સાથે ચાલતી હતી જે તરફ તે ઈચ્છતો, (૩૭) અને જિન્નાતોને પણ તેના તાબે કરી દીધા. દરેક પ્રકારના નિર્માણકર્તા અને ડૂબકી મારનાર, (૩૮) અને બીજા જે બેડીઓમાં જકડાયેલા રહતા. (૩૯) આ અમારું પ્રદાન છે, તો ચાહે તેને આપો કે રોકો, અપાર. (૪૦) અને તેના માટે અમારા ત્યાં સામીપ્ય છે અને ઉત્તમ પરિણામ.

(૪૧) અને અમારા બંદા ઐયૂબને યાદ કરો, જ્યારે તેણે પોતાના પાલનહારને પોકાર્યો કે શૈતાને મને તકલીફ અને યાતનામાં નાખી દીધો છે. (૪૨) પોતાનો પગ મારો. આ ઠંડું પાણી છે ન્હાવા માટે અને પીવા માટે, (૪૩) અને અમે તેને પરિવાર પ્રદાન કર્યો અને તેના સાથે એના બરાબર વધારે પણ, પોતાના તરફ દયાના રૂપમાં અને બુદ્ધિશાળીઓ માટે શિખામણના રૂપમાં. (૪૪) અને પોતાના હાથમાં ડાળીઓનો એક ગુચ્છો લો અને તેનાથી મારો અને સોગંદ ન તોડો. નિઃશંક, અમે તેને ધૈર્યવાન જોયો. સૌથી શ્રેષ્ઠ બંદો, પોતાના પ્રભુ-પાલનહાર સામે રજૂ થનાર.

(૪૫) અને અમારા બંદા, ઈબ્રાહીમ અને ઈસ્હાક અને યાકૂબને યાદ કરો. તેઓ હાથોવાળા (ખૂબ કાર્ય-શક્તિ ધરાવનાર) અને આંખોવાળા (દૃષ્ટિવાન) હતા. (૪૬) અમે તેમને એક ખાસ વાતની સાથે વિશિષ્ટ કર્યા હતા કે તે આખિરત (પરલોક)નું અનુસ્મરણ છે, (૪૭) અને તેઓ અમારા ત્યાં ચૂંટેલા સદાચારી લોકોમાંથી છે, (૪૮) અને ઈસ્માઈલ અને અલ-યસ્અ અને ઝુલકિફ્લને યાદ કરો. સૌ સદાચારી બંદાઓમાંથી હતા.

(૪૯) આ શિખામણ છે, અને નિઃશંક અલ્લાહથી ડરવાવાળાઓ માટે ઉત્તમ ઠેકાણું છે. (૫૦) હંમેશાના બાગ, જેના દરવાજાઓ તેમના માટે ખુલ્લા હશે.

(૫૧) તેઓ તેમાં ટેક લગાવીને બેસ્યા હશે, અને અસંખ્ય મેવા અને શરબતો માંગતા હશે, (૫૨) અને તેમના પાસે શરમાળ સમવયસ્ક પત્નીઓ હશે. (૫૩) આ છે એ વસ્તુ જેનું તમને હિસાબનો દિવસ આવવા પર વચન આપવામાં આવે છે. (૫૪) આ અમારી રોજી છે, જે ક્યારેય સમાપ્ત થવાવાળી નથી.

(૫૫) આ વાત થઈ ચૂકી, અને વિદ્રોહીઓ માટે ખરાબ ઠેકાણું છે, (૫૬) જહન્નમ, તેમાં તેઓ દાખલ થશે. પછી કેવી ખરાબ જગ્યા છે ! (૫૭) આ ઉકળતું પાણી અને પરુ છે, તો આ લોકો તેમને ચાખે, (૫૮) અને આ પ્રકારની બીજી અન્ય વસ્તુઓ પણ હશે. (૫૯) આ એક લશ્કર તમારા પાસે ઘૂસી આવી રહ્યું છે, તેમના માટે કોઈ આતિથ્ય-સત્કાર નથી. તેઓ આગમાં પડવાવાળા છે. (૬૦) તેઓ કહેશે, બલ્કે તમે, તમારા માટે કોઈ આતિથ્ય-સત્કાર નથી. તમે તો આ અમારા સામે લાવ્યા છો. પછી કેવું ખરાબ છે આ ઠેકાણું ! (૬૧) તેઓ કહેશે કે હે અમારા માલિક ! જે વ્યક્તિ આને અમારા સામે લાવ્યો તેને તું બમણી યાતના આપ નર્કમાં, (૬૨) અને તેઓ કહેશે, શું વાત છે કે અમે એ લોકોને અહીં નથી જોઈ રહ્યા, જેમને અમે ખરાબ લોકોમાં ગણતા હતા. (૬૩) શું અમે તેમને મજાક બનાવી રાખ્યા હતા અથવા તેમની નજર ચૂકી રહી છે. (૬૪) નિઃસંદેહ, આ વાત સાચી છે, નર્કવાસીઓનું પરસ્પર ઝઘડવું.

(૬૫) કહો કે હું માત્ર એક ડરાવનાર છું, અને કોઈ ઉપાસ્ય નથી પરંતુ અલ્લાહ, એકલો અને પ્રભુત્વશાળી. (૬૬) તે રબ (પ્રભુ-પાલનહાર) છે આકાશો અને ધરતીનો અને એ વસ્તુઓનો જે તેના વચ્ચે છે, તે શક્તિશાળી છે, ક્ષમાશીલ છે. (૬૭) કહો કે આ એક મોટા સમાચાર છે, (૬૮) જેનાથી તમે બેપરવા બની રહ્યા છો. (૬૯) મને ઉચ્ચ લોકની કંઈ ખબર નથી, જ્યારે કે તેઓ પરસ્પર તકરાર કરી રહ્યા હતા. (૭૦) મારા પાસે તો વહી (દિવ્ય

પ્રકાશના) કેવળ એટલા માટે આવે છે કે હું એક સ્પષ્ટ ડરાવનાર છું.

(૭૧) જ્યારે તમારા પ્રભુ-પાલનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું માટીથી એક મનુષ્ય બનાવવાનો છું. (૭૨) પછી જ્યારે હું તેને નખશીખ બરાબર કરી લઉં અને તેમાં મારી રૂહ (આત્મા) ફૂંકી દઉં, તો તમે તેના આગળ સિજદા (દંડવત્)માં પડી જજો. (૭૩) પછી તમામ ફરિશ્તાઓએ સિજદો કર્યો. (૭૪) પરંતુ ઈબલિસ (શૈતાન) કે તેણે અહંકાર કર્યો અને તે ઈન્કાર કરનારા-ઓમાંથી બની ગયો. (૭૫) ફરમાવ્યું કે હે ઈબલિસ ! કઈ વસ્તુએ તને રોકી લીધો કે તું આને સિજદો કરે, જેને મેં મારા બંને હાથોથી બનાવ્યો ? આ તેં ઘમંડ કર્યો કે તું મોટા દરજ્જાઓમાંથી છે ? (૮૬) તેણે કહ્યું કે હું આદમથી શ્રેષ્ઠ છું. તેં મને આગથી પેદા કર્યો છે અને આને માટીથી. (૭૭) ફરમાવ્યું કે તું અહીંથી નીકળી જા, કેમ કે તું તિરસ્કૃત છે, (૭૮) અને તારા પર મારો શ્રાપ છે બદલાના દિવસ સુધી.

(૭૯) ઈબલિસે કહ્યું કે હે મારા પ્રભુ ! મને મહેતલ આપ એ દિવસ સુધી, જ્યારે લોકોને પુનઃ ઉઠાવવામાં આવશે. (૮૦) ફરમાવ્યું કે તને મહેતલ આપવામાં આવ (૮૧) નિશ્ચિત સમય સુધી. (૮૨) તેણે કહ્યું કે તારા પ્રતાપના સોગંદ ! હું એ સૌને પથભ્રષ્ટ કરીને રહીશ, (૮૩) સિવાય તારા એ બંદાઓના જેમને તેં વિશિષ્ટ કરી લીધા છે. (૮૪) ફરમાવ્યું, તો સત્ય આ છે અને હું સત્ય જ કહું છું (૮૫) કે હું નર્કને તારાથી અને એ તમામ લોકોથી ભરી દઈશ, જે તેમાંથી તારું અનુસરણ કરશે.

(૮૬) કહો કે હું આના માટે તમારાથી કોઈ વળતર નથી માંગતો અને ન હું સંકોચ કરનારાઓમાંથી છું. (૮૭) આ તો બસ એક અનુસ્મરણ છે જગત-વાસીઓ માટે (૮૮) અને તમે ટૂંકમાં જ તેણે આપેલ સમાચારને જાણી લેશો.

—●—

# ૩૯. સૂરઃ અલ-ઝુમર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) આ ગ્રંથ અલ્લાહ તરફથી અવતરિત કરવામાં આવેલ છે, જે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૨) નિઃશંક, અમે આ ગ્રંથ તમારા તરફ સત્યની સાથે અવતરિત કરેલ છે. તેથી તમે અલ્લાહની ઉપાસના કરો, તેના જ માટે દીન (ધર્મ)ને વિશુદ્ધ કરીને. (૩) સાવધાન ! દીન (ધર્મ) વિશુદ્ધ રૂપે અલ્લાહ માટે જ છે, અને જે લોકોએ તેના સિવાય બીજા સમર્થકો બનાવી રાખ્યા છે, કે અમે તો તેમની ઉપાસના (અને પૂજા-અર્ચના) કેવળ એટલા માટે કરીએ છીએ કે તેઓ અમને ખુદા (ઈશ્વર)ની નિકટ કરી દે. નિઃશંક, અલ્લાહ તેમના વચ્ચે એ વાતનો નિર્ણય કરી દેશે, જેમાં તેઓ મતભેદ કરી રહ્યા છે. અલ્લાહ એવા વ્યક્તિને માર્ગદર્શન નથી આપતો, જે જૂઠો, સત્યને માનવાવાળો ન હોય.

(૪) જો અલ્લાહ ઇચ્છતો કે તે પુત્ર બનાવે, તો પોતાના સર્જનોમાંથી જેને ઇચ્છતો પસંદ કરી લેતો. તે પવિત્ર છે. એ અલ્લાહ છે, એકલો, સૌ પર પ્રભુત્વશાળી. (૫) તેણે આકાશો અને ધરતીને સત્યની સાથે પેદા કર્યા. તે રાતને દિવસ પર લપેટે છે અને દિવસને રાત પર લપેટે છે, અને તેણે સૂર્ય અને ચંદ્રને આધીન કરી રાખ્યા છે. દરેક પોતાની નિર્ધારીત મુદ્દત અનુસાર ચાલતો રહે છે. સાંભળી લો કે તે સર્વશક્તિમાન છે, ક્ષમાશીલ છે.

(૬) અલ્લાહે તમને એક જીવથી પેદા કર્યા, પછી તેણે તેનાથી જ તેનું જોડું બનાવ્યું, અને તેણે જ તમારા માટે નર અને માદા ચોપગા ઢોરોના આઠ પ્રકાર ઉતાર્યા. તે તમને તમારી માતાઓના પેટમાં બનાવે છે, એક રચના પછી બીજી રચના, ત્રણ અંધારાઓની અંદર. આ જ અલ્લાહ તમારો પ્રભુ-પાલનહાર છે. સાર્વભૌમત્વ તેનું જ છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. પછી તમે ક્યાંથી

ફેરવવામાં આવી રહ્યા છો ?

(૭) જો તમે ઈન્કાર કરો, તો અલ્લાહ તમારાથી નિરપેક્ષ છે, અને તે પોતાના બંદાઓ માટે ઈન્કારને પસંદ કરતો નથી, અને જો તમે શુક્ર (કૃતજ્ઞતા) દર્શાવો તો તે તેને તમારા માટે પસંદ કરે છે, અને કોઈ બોજ ઉપાડનાર કોઈ અન્યનો બોજ નહીં ઉઠાવે. પછી તમારા પ્રભુ-પાલનહાર તરફ જ તમારે પાછા ફરવાનું છે. તો તે તમને બતાવી દેશે જે તમે કરતા હતા. નિઃશંક, તે હૃદયોની વાતને પણ જાણવાવાળો છે.

(૮) અને જ્યારે માનવીને કોઈ તકલીફ પહોંચે છે, તો તે પોતાના પાલનહારને પોકારે છે, તેના તરફ રજૂ થઈને. પછી જ્યારે તે તેને પોતાના પાસેથી કૃપા પ્રદાન કરી દે છે, તો તે એ વસ્તુને ભૂલી જાય છે જેના માટે તે પહેલા પોકારી રહ્યો હતો અને તે બીજાઓને અલ્લાહના સમકક્ષ ઠરાવવા લાગે છે, જેથી તે તેના માર્ગથી પથભ્રષ્ટ કરી દે. કહો કે તું પોતાના કુફ્ર (અધર્મ)થી થોડાક સમય માટે ફાયદો ઉઠાવી લે. નિઃશંક, તું આગવાળાઓમાંથી છે.
(૯) ભલા કોઈ વ્યક્તિ રાત્રિની પળોમાં સિજદા (દંડવત્) અને કયામ (ઊભા રહેવાની) હાલતમાં આજીજી કરી રહ્યો હોય, આખિરતથી ડરતો હોય અને પોતાના પાલનહારની દયાનો યાચક હો, કહો - શું જાણવાવાળો અને ન જાણવાવાળો બંને સમાન હોઈ શકે છે ? શિખામણ તો એ જ લોકો ગ્રહણ કરે છે જેઓ બુદ્ધિશાળી છે.

(૧૦) કહો કે હે મારા બંદાઓ, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાના પ્રભુ-પાલનહારથી ડરો. જે લોકો આ દુનિયામાં સદ્કાર્યો કરશે તેમના માટે ઉત્તમ બદલો છે, અને અલ્લાહની ધરતી વિશાળ છે. નિઃશંક, ધૈર્ય કરવાવાળાઓને તેમનો અપાર બદલો આપવામાં આવશે.

(૧૧) કહો, મને આદેશ આપવામાં આવ્યો છે કે હું અલ્લાહની જ ઉપાસના

કરું, તેના જ માટે દીન (ધર્મ)ને વિશુદ્ધ કરીને, (૧૨) અને મને આદેશ આપવામાં આવ્યો છે કે સૌપ્રથમ સ્વયં મુસલમાન બનું. (૧૩) કહો કે જો હું મારા પાલનહારની અવજ્ઞા કરું તો હું એક ભયાનક દિવસની યાતનાથી ડરું છું. (૧૪) કહો કે હું અલ્લાહની ઉપાસના કરું છું તેના જ માટે દીન (ધર્મ)ને વિશુદ્ધ કરીને. (૧૫) પછી તમે તેના સિવાય જેની ઇચ્છો તેની ઉપાસના કરો. કહો કે ખરેખર નુકસાન ઉઠાવનારાં તો તેઓ છે, જેમણે પોતાને અને પોતાના ઘરવાળાઓને કયામતના દિવસે નુકસાનમાં નાખ્યા. સાંભળી લો, આ જ સ્પષ્ટ નુકસાન છે. (૧૬) તેમના માટે તેમના ઉપરથી પણ આગની છત્રછાયા હશે અને તેમના નીચેથી પણ. આ વસ્તુ છે જેનાથી અલ્લાહ પોતાના બંદાઓને ડરાવે છે. હે મારા બંદાઓ ! તેથી મારાથી ડરો.

(૧૭) અને જે લોકો શૈતાનથી બચે કે તેઓ તેની ઉપાસના કરે, અને તેઓ અલ્લાહ તરફ રજૂ થઈને, તેમના માટે શુભસૂચના છે. તો મારા બંદાઓને શુભસૂચના આપી દો, (૧૮) જેઓ વાત ધ્યાનથી સાંભળે છે. પછી તેના ઉત્તમ પાસાનું અનુસરણ કરે છે. આ જ એ લોકો છે જેમને અલ્લાહે માર્ગદર્શન પ્રદાન કર્યું છે, અને આ જ લોકો છે જેઓ બુદ્ધિશાળી છે.

(૧૯) શું જેના માટે યાતના પુરવાર થઈ ચૂકી, પછી શું તમે એવા વ્યક્તિને બચાવી શકો છો, જે આગમાં છે. (૨૦) પરંતુ જે લોકો પોતાના પાલનહારથી ડરે, તેમના માટે ઉચ્ચ ભવનો છે નિર્મિત. તેના નીચે નહેરો વહે છે. આ અલ્લાહનું વચન છે. અલ્લાહ પોતાના વચનનું ઉલ્લંઘન કરતો નથી.

(૨૧) શું તમે નથી જોયું કે અલ્લાહે આકાશમાંથી પાણી ઉતાર્યું. પછી તેને જમીનના સ્રોતોમાં જારી કરી દીધું. પછી તે તેનાથી વિભિન્ન પ્રકારની ખેતીઓ કાઢે છે. પછી તે સૂકાઈ જાય છે. તો તમે તેને પીળી પડી ગયેલ જુઓ છો. પછી તે તેને કણ-કણ કરી નાખે છે. નિઃશંક, આમાં બોધ છે બુદ્ધિશાળીઓ

માટે. (૨૨) શું એ વ્યક્તિ જેનું હૃદય અલ્લાહે ઈસ્લામ માટે ખોલી દીધું, પછી તે પોતાના પ્રભુ-પાલનહાર તરફથી એક પ્રકાશ પર છે. તો વિનાશ છે એ લોકો માટે, જેમનાં હૃદય અલ્લાહની શિખામણથી કઠણ થઈ ગયા. આ લોકો સ્પષ્ટ પથભ્રષ્ટતામાં છે.

(૨૩) અલ્લાહે સર્વશ્રેષ્ઠ વાણી અવતરિત કરી છે. એક એવો ગ્રંથ, પરસ્પર મળતો, વારંવાર પુનરાવર્તિત થતો, આનાથી એ લોકોના રૂંવાડા ઊભા થઈ જાય છે જેઓ પોતાના પાલનહારથી ડરવાવાળા છે. પછી તેમનાં શરીર અને તેમનાં હૃદય વિનમ્ર થઈને અલ્લાહની યાદ તરફ એકાગ્રચિત્ત થઈ જાય છે. આ અલ્લાહનું માર્ગદર્શન છે. આનાથી તે માર્ગદર્શન આપે છે જેને તે ઇચ્છે છે, અને જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે તો તેને કોઈ માર્ગદર્શન આપનાર નથી.

(૨૪) શું એ વ્યક્તિ જે કયામતના દિવસે પોતાના ચહેરાને ખરાબ યાતનાની ઢાલ બનાવશે, અને અત્યાચારીને કહેવામાં આવશે કે ચાખો મજા એ કમાણીની જે તમે કરતા હતા. (૨૫) તેમનાથી પહેલાના લોકોએ પણ ખોટું ઠેરવ્યું, તો તેમના ઉપર યાતના ત્યાંથી આવી ગઈ જ્યાંથી તેમને કલ્પના પણ નહોતી. (૨૬) તો અલ્લાહે તેમને દુનિયાના જીવનમાં અપમાનની મજા ચખાડી અને આખિરતની યાતના તેનાથી પણ મોટી છે. કદાચ, આ લોકો જાણતા !

(૨૭) અને અમે આ કુર્આનમાં દરેક પ્રકારના દૃષ્ટાંતો વર્ણવ્યા છે, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે. (૨૮) આ અરબી કુર્આન છે, આમાં કોઈ વિકૃતિ નથી, જેથી લોકો ડરે. (૨૯) અલ્લાહ દૃષ્ટાંત વર્ણવે છે એક વ્યક્તિનું, જેની માલિકીમાં ઘણા હઠાગ્રહી માલિકો સામેલ છે, અને બીજો વ્યક્તિ સંપૂર્ણપણે એક જ માલિકનો સેવક છે. શું આ બંનેની સ્થિતિ સમાન હશે ? સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી. (૩૦) તમને પણ

મરવાનું છે અને તેઓ પણ મરવાના છે. (૩૧) પછી તમે લોકો કયામતના દિવસે પોતાના પ્રભુ-પાલનહારની સામે પોતાનો કેસ રજૂ કરશો.

★ **(૩૨) એ વ્યક્તિથી વધારે અત્યાચારી કોણ હશે, જેણે અલ્લાહ પર** જૂઠો આરોપ ઘડ્યો, અને સત્યને ખોટું ઠેરવી દીધું, જ્યારે કે તે તેના પાસે આવ્યું. શું આવા ઇન્કાર કરનારાઓનું ઠેકાણું નર્ક નહીં હોય ? (૩૩) અને જે વ્યક્તિ સત્ય લઈને આવ્યો અને જેમણે તેની પુષ્ટિ કરી, આ જ લોકો અલ્લાહથી ડરવાવાળા છે. (૩૪) તેમના માટે તેમના પાલનહાર પાસે એ બધું છે જે તેઓ ઇચ્છશે. આ બદલો છે સદાચારીઓનો, (૩૫) જેથી અલ્લાહ તેમનાથી તેમનાં ખરાબ કર્મોને દૂર કરી દે અને તેમના સદ્કાર્યોના બદલામાં તેમને સવાબ (પુણ્ય) પ્રદાન કરે.

(૩૬) શું અલ્લાહ પોતાના બંદાઓ માટે પૂરતો નથી ? અને આ લોકો તેના સિવાય બીજાઓથી તમને ડરાવે છે, અને અલ્લાહ જેને પથભ્રષ્ટ કરી દે તેને કોઈ માર્ગ બતાવનાર નથી, (૩૭) અને અલ્લાહ જેને માર્ગદર્શન આપે તેને કોઈ પથભ્રષ્ટ કરનાર નથી. શું અલ્લાહ પ્રભુત્વશાળી, પ્રતિશોધ લેવાવાળો નથી ?

(૩૮) અને જો તમે તેમને પૂછો કે આકાશો અને ધરતીને કોણે પેદા કર્યા, તો તેઓ કહેશે કે અલ્લાહે. કહો, તમારો શું વિચાર છે, અલ્લાહ સિવાય તમે જેમને પોકારો છો, જો અલ્લાહ મને કોઈ તકલીફ પહોંચાડવા ઇચ્છે તો શું આ લોકો તેણે આપેલ તકલીફને દૂર કરી શકે છે ? અથવા અલ્લાહ મારા પર કોઈ મહેરબાની કરવા ઇચ્છે તો શું આ લોકો તેની મહેરબાનીને રોકવાવાળા બની શકે છે ? કહો કે અલ્લાહ મારા માટે પર્યાપ્ત છે. ભરોસો કરનારાં તેના પર જ ભરોસો કરે છે. (૩૯) કહો કે હે મારી જાતિના લોકો ! તમે તમારી જગ્યાએ કર્મ કરો, હું પણ કર્મ કરી રહ્યો છું. તમે ટૂંક સમયમાં જ તમને જાણ થઈ જશે

(૪૦) કે કોના પર અપમાનિત કરનાર યાતના આવે છે અને કોના પર એ યાતના આવે છે જે ક્યારેય ટળવાવાળી નથી. (૪૧) અમે લોકોના માર્ગદર્શન માટે આ ગ્રંથ તમારા પર સત્યની સાથે અવતરિત કર્યો છે. તેથી જે વ્યક્તિ માર્ગદર્શન પ્રાપ્ત કરશે તે પોતાના માટે જ પ્રાપ્ત કરશે, અને જે વ્યક્તિ પથભ્રષ્ટ થશે, તો તેનું પથભ્રષ્ટ થવું તેના પર જ પડશે, અને તમે તેમના માટે જવાબદાર નથી.

(૪૨) અલ્લાહ જ મૃત્યુ આપે છે પ્રાણોને તેમનાં મૃત્યુ વખતે, અને જેમનું મૃત્યુ નથી આવ્યું તેમને ઊંઘના સમયે. પછી તે તેમને રોકી લે છે જેમના મૃત્યુનો નિર્ણય થઈ ચૂક્યો છે અને બીજાઓને એક નિશ્ચિત મુદ્દત સુધી મુક્ત કરી દે છે. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ વિચાર કરે છે.

(૪૩) શું તેમણે અલ્લાહને છોડીને બીજાઓને ભલામણકર્તા બનાવી રાખ્યા છે ? કહો, ચાહે તેઓ ન કોઈ અધિકાર ધરાવતા હોય અને ન કંઈ સમજતા હોય ? કહો, ભલામણ બધી જ અલ્લાહના અધિકારમાં છે. આકાશો અને ધરતીની સત્તા તેની જ છે. પછી તમને તેના જ તરફ પાછા ફેરવવામાં આવશો. (૪૫) અને જ્યારે એકલા અલ્લાહનો ઉલ્લેખ કરવામાં આવે છે તો એ લોકોનાં હૃદય સંતાપ કરે છે જેઓ આખિરત પર ઈમાન નથી રાખતા, અને જ્યારે તેના સિવાય બીજાઓનો ઉલ્લેખ થાય છે તો તે વખતે તેઓ ખુશ થઈ જાય છે. (૪૬) કહો કે હે અલ્લાહ ! આકાશો અને ધરતીના સર્જનહાર ! અદૃશ્ય અને દૃશ્યના જ્ઞાતા ! તું પોતાના બંદાઓ દરમ્યાન એ વસ્તુનો નિર્ણય કરીશ જેમાં તેઓ મતભેદ કરી રહ્યા છે, (૪૭) અને જો અત્યાચારીઓની પાસે એ બધું જ હોય જે ધરતીમાં છે અને વધારામાં તેના બરાબર, તો તેઓ કયામતની કઠોર યાતનાથી બચવા માટે તેમને ફિદયા (પ્રતિફળ)માં આપી દે, અને અલ્લાહ તરફથી તેમને એ મામલાનો સામનો કરવો પડશે, જેની તમને કલ્પના

પણ નહોતી, (૪૮) અને તેમના સામે આવી જશે તેમના દુષ્કર્મો અને એ વસ્તુ તેમને ઘેરામાં લઈ લેશે, જેની તેઓ હાંસી ઉડાવતા હતા.

(૪૯) પછી માનવીને જ્યારે કોઈ તકલીફ પહોંચે છે, તો તેઓ અમને પોકારે છે. પછી જ્યારે અમે અમારા તરફથી તેને કૃપા પ્રદાન કરી દઈએ છીએ તો તે કહે છે કે આ તો મને જ્ઞાનના કારણે આપવામાં આવેલ છે, બલ્કે આ પરીક્ષા છે, પરંતુ તેમાંથી મોટાભાગના લોકો જાણતા નથી. (૫૦) તેમનાથી પહેલાનાં લોકોએ પણ આ વાત કહી, તો જે કંઈ તેઓ કમાતા હતા તે તેમના કંઈ કામ ન આવી. (૫૧) પછી તેમના પર એ બૂરાઈઓ આવી પડી જે તેમણે કમાવી હતી, અને એ લોકોમાંથી જેઓ અત્યાચારી છે તેમના સામે પણ તેમની કમાણીના દુષ્પરિણામો ટૂંક સમયમાં આવશે. તેઓ અમને વિવશ કરી શકવાના નથી. (૫૨) શું તેમને ખબર નથી કે અલ્લાહ જેની ઇચ્છે છે આજીવિકા વિશાળ કરી દે છે, અને એ જ તંગ કરી દે છે. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ ઈમાન લાવનારા છે.

(૫૩) કહો કે હે મારા બંદાઓ ! જેમણે પોતાના પ્રાણો પર અતિરેક કર્યો છે, અલ્લાહની દયાથી નિરાશ ન થાઓ. નિઃશંક, અલ્લાહ તમામ ગુનાઓને માફ કરી દે છે, તે અત્યંત ક્ષમાશીલ, મહેરબાન છે, (૫૪) અને તમે તમારા પાલનહાર તરફ રજૂ થાઓ અને તેના આજ્ઞાંકિત બની જાઓ, તેના પહેલા કે તમારા પર યાતના આવી જાય, પછી તમારી કોઈ મદદ કરવામાં નહીં આવે.

(૫૫) અને તમે અનુસરણ કરો પોતાના પાલનહારે મોકલેલ ગ્રંથના ઉત્તમ પાસાનું, એ પહેલા કે તમારા પર અચાનક યાતના આવી જાય અને તમને ખબર પણ ન હોય. (૫૬) ક્યાંક કોઈ વ્યક્તિ એમ કહે કે અફસોસ મારી નિષ્કાળજી પર જે મેં અલ્લાહના ગ્રંથ પ્રત્યે કરી અને શું મજાક ઉડાવનારાઓમાં સામેલ રહ્યો, (૫૭) અથવા કોઈ એમ કહે કે જો અલ્લાહ મને માર્ગદર્શન

આપતો તો હું પણ ડરવાવાળાઓમાંથી હોત, (૫૮) અથવા યાતનાને જોઈને કોઈ વ્યક્તિ એમ કહે કે કદાચ, મને દુનિયામાં મને ફરીથી જવાનું થાય તો હું સદાચારી બંદાઓમાંથી બની જાઉં. (૫૯) હા, તારી પાસે મારી આયતો આવી, પછી તેં તેને ખોટી ઠેરવી અને ઘમંડ કર્યો અને તું ઈન્કાર કરનારાઓમાં સામેલ રહ્યો, (૬૦) અને તમે કયામતના દિવસે એ લોકોના ચહેરાઓને કાળા જોશો, જેમણે અલ્લાહ પર જૂઠ ઘડ્યું હતું. શું અહંકારીઓનું ઠેકાણું નર્કમાં નહીં હોય ? (૬૧) અને જે લોકો ડરતા રહ્યા, અલ્લાહ એ લોકોને સફળતાની સાથે મુક્તિ આપશે, અને તેમને કોઈ તકલીફ નહીં પહોંચે અને ન તેઓ દુઃખી થશે.

(૬૨) અલ્લાહ દરેક વસ્તુનો સર્જનહાર છે અને એ જ દરેક વસ્તુ પર નિરીક્ષક છે. (૬૩) આકાશો અને ધરતીની ચાવીઓ તેના જ પાસે છે, અને જે લોકોએ અલ્લાહની આયતોનો ઈન્કાર કર્યો, તેઓ જ નુકસાનમાં રહેનારાં છે. (૬૪) કહો કે હે અણસમજ લોકો ! શું તમે મને અલ્લાહ સિવાય અન્યની ઉપાસના કરવાનું કહો છો ? (૬૫) અને તમારાથી પહેલાના લોકો તરફ પણ વહી (દિવ્ય પ્રકાશના) મોકલવામાં આવી ચૂકી છે કે જો તમે શિર્ક (અલ્લાહ સિવાય અન્યની ઉપાસના અને આજ્ઞાપાલન) કર્યું, તો તમારાં કર્મો વ્યર્થ થઈ જશે, અને તમે નુકસાનમાં રહેશો, (૬૬) બલ્કે કેવળ અલ્લાહની ઉપાસના કરો અને શિર્ક કરનારાઓમાંથી ન બનો.

(૬૭) અને લોકોએ અલ્લાહની કદર ન કરી, જેવી કે તેની કદર કરવાનો હક્ક છે, અને સમગ્ર ધરતી તેની મુઠ્ઠીમાં હશે કયામતના દિવસે અને તમામ આકાશો લપેટાયેલા હશે તેના જમણા હાથમાં. તે પવિત્ર અને સર્વોચ્ચ છે એ શિર્ક (અનેકેશ્વરવાદ)થી જે આ લોકો કરે છે, (૬૮) અને સૂર (રણશિંગુ) ફૂંકવામાં આવશે, તો આકાશો અને ધરતીમાં જે પણ છે, સૌ બેભાન થઈને પડી જશે, પરંતુ જેને અલ્લાહ ઇચ્છે. પછી ફરીથી સૂર ફૂંકવામાં આવશે, તો

એકાએક સૌ ઊભા થઈને જોવા લાગશે, (૬૯) અને ધરતી પોતાના પ્રભુના નૂર (જ્યોતિર્મય પ્રકાશ)થી ઝગમગી ઉઠશે, અને કર્મ-પત્ર મૂકી દેવામાં આવશે અને પયગંબરો અને સાક્ષીઓને હાજર કરવામાં આવશે, અને લોકો વચ્ચે બરાબર નિર્ણય કરી દેવામાં આવશે અને તેમના સાથે કોઈ અન્યાય અને અત્યાચાર નહીં થાય, (૭૦) અને દરેક વ્યક્તિને તેના કર્મોનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે, અને તે સારી રીતે જાણે છે જે કંઈ તેઓ કરે છે.

(૭૧) અને જે લોકોએ ઈન્કાર કર્યો તેઓ ટોળે-ટોળા બનાવીને નર્ક તરફ હંકારવામાં આવશે, ત્યાં સુધી કે જ્યારે તેઓ તેના પાસે પહોંચશે, તેના દરવાજાઓ ખોલી દેવામાં આવશે અને તેના દરવાનો તેમને કહેશે, શું તમારા પાસે તમારા જ લોકોમાંથી પયગંબરો નહોતા આવ્યા, જે તમને તમારા પ્રભુ-પાલનહારની આયતો સંભળાવતા હતા અને તમને તમારા આ દિવસની મુલાકાતથી ડરાવતા હતા. તેઓ કહેશે કે હા, પરંતુ યાતનાનું વચન ઈન્કાર કરનારાઓ માટે યથાર્થ થઈને રહ્યું (૭૨) કહેવામાં આવશે કે નર્કના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ, તેમાં હંમેશા રહેવા માટે. પછી કેવું ખરાબ ઠેકાણું છે અહંકાર કરનારાઓનું !

(૭૩) અને જે લોકો પોતાના પ્રભુ-પાલનહારથી ડર્યા, તેમને ટોળે-ટોળા સ્વર્ગ તરફ લઈ જવામાં આવશે, ત્યાં સુધી કે જ્યારે તેઓ ત્યાં પહોંચશે અને તેના દરવાજાઓ ખોલી દેવામાં આવશે અને તેના દરવાનો તેમને કહેશે કે સલામ થાય તમારા પર, પ્રસન્ન રહો, પછી આમાં દાખલ થઈ જાઓ હંમેશા માટે, (૭૪) અને તેઓ કહેશે કે આભાર એ અલ્લાહનો, જેણે અમારા સાથે પોતાનું વચન સાચું કરી દેખાડ્યું અને અમને આ ધરતીના ઉત્તરાધિકારી બનાવી દીધા. અમે સ્વર્ગમાં જ્યાં ઇચ્છીએ, રોકાઈએ. પછી કેવો સુંદર બદલો છે કર્મ કરનારાઓ માટે. (૭૫) અને તમે ફરિશ્તાઓને જોશો કે અર્શ (રાજ-

સિંહાસન)ની આસપાસ વર્તુળ બનાવીને પોતાના પ્રભુ-પાલનહારની પ્રશંસા અને ગુણગાન કરતા હશે, અને લોકો વચ્ચે બરાબર અને યથોચિત નિર્ણય કરી દેવામાં આવશે અને કહેવામાં આવશે કે સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે, સૃષ્ટિનો સ્વામી !

—●—

## ૪૦. સૂરઃ અલ-મુ'મિન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હા-મીમ. (૨) આ ગ્રંથ અવતરિત કરવામાં આવ્યો છે અલ્લાહ તરફથી, જે પ્રભુત્વશાળી છે, જાણવાવાળો છે, (૩) ક્ષમાશીલ છે અને તૌબા (પ્રાયશ્ચિત)ને કબૂલ કરવાવાળો છે. કઠોર સજા આપવાવાળો, અત્યંત સામર્થ્યવાન, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તેના જ તરફ પાછા ફરવાનું છે.

(૪) અલ્લાહની આયતોમાં એ જ લોકો ઝઘડો કાઢે છે, જેઓ ઇન્કાર કરનારાં છે, તો આ લોકોનું શહેરોમાં હરવું-ફરવું તમને ધોકામાં ન નાખે. (૫) તેમનાથી પહેલા નૂહને ખોટો ઠેરવ્યો, અને તેમના પછીના જૂથોએ પણ, અને દરેક ઉમ્મતે (સમુદાયે) ઇરાદો કર્યો કે પોતાના પયગંબરને પકડી લે અને તેમણે નાહકના ઝઘડાઓ કાઢ્યા, જેથી તેઓ તેનાથી સત્યને નીચું કરી દે, તો મેં તેમને પકડી લીધા. પછી કેવી હતી મારી સજા ! (૬) અને એ જ રીતે તારા પ્રભુની વાત એ લોકો પર પૂરી થઈ ચૂકી છે, જેમણે ઇન્કાર કર્યો કે તેઓ આગવાળા છે.

(૭) જેમણે અર્શ (રાજ-સિંહાસન)ને ઉઠાવી રાખ્યું છે, અને જેઓ તેના આસપાસ છે, તેઓ પોતાના પ્રભુના ગુણગાન કરે છે, તેની સ્તુતિની સાથે, અને તેઓ તેના પર ઈમાન રાખે છે, અને તેઓ ઈમાનવાળાઓ માટે માફીની દુઆ

કરે છે - હે મારા પ્રભુ ! તારી દયા અને તારું જ્ઞાન દરેક વસ્તુ પર વ્યાપ્ત છે. બસ, તું માફ કરી દે એ લોકોને જેઓ તૌબા (ક્ષમાયાચના) કરે અને તારા માર્ગનું અનુસરણ કરે અને તું તેમને નર્કની યાતનાથી બચાવ. (૮) હે મારા માલિક ! અને તું તેમને શાશ્વત બાગોમાં દાખલ કર, જેનું તેં તેમને વચન આપ્યું છે, અને તેમને પણ જેઓ સદાચારી હોય, તેમના માતા-પિતા અને તેમની પત્નીઓ અને તેમની સંતાનોમાંથી. નિઃશંક, તું પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે, (૯) અને તેમને બૂરાઈઓથી બચાવી લે, અને જેને તેં આ દિવસે બૂરાઈઓથી બચાવી લીધો, તો તેના પર તેં દયા કરી, અને આ જ મોટી સફળતા છે.

(૧૦) જે લોકોએ ઈન્કાર કર્યો, તેમને પોકારીને કહેવામાં આવશે, અલ્લાહની વિમુખતા તમારાથી તેનાથી વધારે છે, જેટલી વિમુખતા તમને સ્વયં પોતાનાથી છે. જ્યારે તમને ઈમાન તરફ બોલાવવામાં આવતા હતા, તો તમે ઈન્કાર કરતા હતા. (૧૧) તેઓ કહેશે કે હે અમારા માલિક ! તેં અમને ફરીથી મૃત્યુ આપ્યું અને ફરીથી અમને જીવન આપ્યું. બસ, અમે અમારા ગુનાઓનો સ્વીકાર કર્યો, તો શું નીકળવાનો કોઈ ઉપાય છે ? (૧૨) આ તમારા પર એટલા માટે છે કે જ્યારે એકલા અલ્લાહ તરફ બોલાવવામાં આવતા હતા, તો તમે ઈન્કાર કરતા હતા, અને જ્યારે તેના સાથે ભાગીદાર કરવામાં આવતા, તો તમે માની લેતા. હવે નિર્ણય અલ્લાહના અધિકારમાં છે, જે મહાન છે, ઉચ્ચ દરજ્જાવાળો છે.

(૧૩) એ જ છે, જે તમને નિશાનીઓ બતાવે છે અને આકાશથી તમારા માટે આજીવિકા ઉતારે છે, અને બોધ કેવળ એ જ વ્યક્તિ ગ્રહણ કરે છે જે અલ્લાહ તરફ રજૂ થવાવાળો હોય. (૧૪) તેથી અલ્લાહને જ પોકારો, દીન (ધર્મ)ને તેના જ માટે વિશુદ્ધ કરીને, ચાહે ઈન્કાર કરનારાઓને અપ્રિય કેમ ન હોય. (૧૫) તે ઉચ્ચ દરજ્જાઓવાળો, અર્શ (રાજ-સિંહાસન)નો માલિક

છે. તે પોતાના બંદાઓમાંથી જેના પર ઇચ્છે છે વહી (દિવ્ય પ્રકાશના) મોકલે છે, જેથી તે મુલાકાતના દિવસથી ડરાવે, (૧૬) જે દિવસે કે તે પ્રગટ થશે. અલ્લાહથી તેમની કોઈ વસ્તુ છુપાયેલી નહીં હોય. આજે સત્તા કોની છે ? એક માત્ર અલ્લાહ, અત્યંત પ્રબળ હસ્તીની. (૧૭) આજે દરેક વ્યક્તિને તેણે કરેલ કર્મોનો બદલો મળશે. આજે કોઈ અન્યાય અને અત્યાચાર નહીં થાય. નિઃશંક, અલ્લાહ જલ્દી હિસાબ લેવાવાળો છે.

(૧૮) અને તેમને નજીક આવવાવાળી મુસીબતના દિવસથી ડરાવો, જ્યારે કે હૃદય ગળા સુધી આવી જશે. તેઓ દુઃખથી ભરેલા હશે. અત્યા-ચારીઓનો ન કોઈ મિત્ર હશે અને ન કોઈ ભલામણકર્તા, જેની વાત માનવામાં આવે. (૧૯) તે નજરોની અપ્રમાણિકતાને જાણે છે અને એ વાતોને પણ, જેને હૃદયોએ છુપાવી રાખેલ છે. (૨૦) અને અલ્લાહ સત્યની સાથે નિર્ણય કરશે, અને જેમને તેઓ અલ્લાહ સિવાય પોકારે છે, તેઓ કોઈ વસ્તુનો નિર્ણય નથી કરતા. નિઃશંક, અલ્લાહ સાંભળનાર છે, જોવાવાળો છે.

(૨૧) શું તેઓ ધરતીમાં હર્યા-ફર્યા નથી કે તેઓ જોતા કે શું પરિણામ આવ્યું એ લોકોનું, જેઓ તેમનાથી પહેલા વિતી ગયા છે ? તેઓ તેમનાથી ખૂબ વધારે હતા શક્તિમાં અને એ અવશેષોના સ્વરૂપે પણ જે તેમણે ધરતીમાં છોડ્યા. પછી અલ્લાહે તેમને ગુનાઓ માટે તેમને પકડી લીધા અને કોઈ તેમને અલ્લાહથી બચાવનાર નહોતો. (૨૨) આવું એટલા માટે થયું કે તેમના પાસે તેમના ઈશદૂતો સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા, તો તેમણે ઇન્કાર કર્યો. તો અલ્લાહે તેમને પકડી લીધા. ચોક્કસ તે સર્વશક્તિશાળી છે, કઠોર સજા આપવાવાળો છે.

(૨૩) અને અમે મૂસાને અમારી નિશાનીઓની સાથે અને સ્પષ્ટ દલીલોની સાથે (૨૪) ફિરઔન અને હામાન અને કારૂનની પાસે મોકલ્યો, તો તેમણે

કહ્યું કે આ એક જાદુગર છે, જૂઠો છે. (૨૫) પછી જ્યારે તે અમારા તરફથી સત્ય લઈને તેમના પાસે પહોંચ્યો, તેમણે કહ્યું કે આ લોકોના પુત્રોને કતલ કરી નાખો, જે તેમના સાથે ઈમાન લાવે અને તેમની સ્ત્રીઓની જીવતી રાખો, અને આ ઈન્કાર કરનારાઓની યુક્તિ કેવળ નિષ્ફળ રહી.

(૨૬) અને ફિરઔને કહ્યું, મને છોડો, હું મૂસાને કતલ કરી નાખું અને તે પોતાના પાલનહારને પોકારે. મને ભય છે કે ક્યાંક તે તમારા દીન (ધર્મ)ને બદલી નાખશે અથવા દેશમાં ઉપદ્રવ ફેલાવી દેશે. (૨૭) અને મૂસાએ કહ્યું કે મેં મારા અને તારા પ્રભુ-પાલનહારનું શરણ લીધું દરેક એ અહંકાર કરનારાથી જે હિસાબના દિવસ પર ઈમાન નથી રાખતો.

(૨૮) અને ફિરઔનના વંશજોમાંથી એક મોમિન (ઈમાનવાળો) વ્યક્તિ, જેણે પોતાના ઈમાનને છુપાવી રાખ્યું હતું, બોલ્યો : શું તમે લોકો એક વ્યક્તિને કેવળ એ વાત માટે કતલ કરી નાખશો કે તે કહે છે કે મારો રબ (પ્રભુ-પાલનહાર) અલ્લાહ છે, જો કે તે તમારો રબ તરફથી સ્પષ્ટ દલીલો પણ લઈને આવ્યો છે, અને જો તે જૂઠો છે તો તેનું જૂઠ તેના પર જ પડશે, અને જો તે સાચો છે તો તેનો કોઈ હિસ્સો તમને પહોંચીને રહેશે જેનું વચન તે તમને આપે છે. નિઃશંક, અલ્લાહ એવા વ્યક્તિને માર્ગદર્શન નથી આપતો જે સીમાનું ઉલ્લંઘન કરનાર હોય, જૂઠો હોય. (૨૯) હે મારી જાતિના લોકો ! આજે તમારી સત્તા છે કે તમે ધરતી પર પ્રભુત્વશાળી છો. પછી અલ્લાહની યાતનાની સામે અમારી કોણ મદદ કરશે, જો તે અમારા પર આવી ગઈ ? ફિરઔને કહ્યું, હું તમને એ અભિપ્રાય આપું છું જેને હું સમજી રહ્યો છું, અને હું તમારું માર્ગદર્શન બરાબર ભલાઈના માર્ગ તરફ કરી રહ્યો છું.

(૩૦) અને જે વ્યક્તિ ઈમાન લાવ્યો હતો, તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! હું ડરું છું કે તમારા પર અન્ય જૂથો જેવો દિવસ આવી જાય,

(૩૧) જેવો દિવસ નૂહની જાતિ અને આદ અને સમૂદ અન તેમના પછી આવનારાઓ પર આવ્યો, અને અલ્લાહ પોતાના બંદાઓ પર કોઈ અત્યાચાર કરવા માગતો નથી. (૩૨) અને હે મારી જાતિના લોકો ! હું ડરું છું કે તમારા પર ફરિયાદ અને આર્તનાદનો દિવસ આવી જાય, (૩૩) જે દિવસે તમે પીઠ ફેરવીને ભાગશો, અને તમને અલ્લાહથી બચાવનાર કોઈ નહીં હોય, અને જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે તેને કોઈ માર્ગદર્શન આપનાર નથી.

(૩૪) અને આનાથી પહેલા યૂસુફ તમારા પાસે સ્પષ્ટ દલીલોની સાથે આવ્યો, તો તમે તેમની લાવેલ વાતો તરફ શંકામાં જ પડેલા રહ્યા, ત્યાં સુધી કે જ્યારે તેમનું દેહાવસાન થઈ ગયું તો તમે કહ્યું કે અલ્લાહ તેમના પછી કદાપિ કોઈ ઈશદૂત નહીં મોકલે. એ જ પ્રમાણે અલ્લાહ એ લોકોને પથભ્રષ્ટ કરી દે છે, જેઓ સીમાનું ઉલ્લંઘન કરનાર અને સંદેહ કરવાવાળા હોય છે. (૩૫) જે અલ્લાહની આયતોમાં વિવાદ કરે છે કોઈપણ દલીલ વગર, જે તેમના પાસે આવી હોય, અલ્લાહ અને ઈમાનવાળાઓની નજીક તેઓ સખત પ્રકોપપાત્ર છે. આ જ રીતે અલ્લાહ મહોર મારી દે છે અહંકારી, વિદ્રોહીના હૃદય પર.

(૩૬) અને ફિરઔને કહ્યું કે હે હામાન ! મારા માટે એક ઊંચી ઈમારત બનાવ, જેથી હું માર્ગો પર પહોંચું, (૩૭) આકાશોના માર્ગો સુધી. પછી મૂસાના ઉપાસ્યને ઝાંખીને જોઉં, અને હું તો તેને જૂઠો માનું છું, અને આ રીતે ફિરઔન માટે તેનું દુષ્કૃત્ય આકર્ષક બનાવી દેવામાં આવ્યું અને તેને સન્માર્ગથી રોકી લેવામાં આવ્યો, અને ફિરઔનની યુક્તિ નિષ્ફળ બનીને રહી ગઈ.

(૩૮) અને જે વ્યક્તિ ઈમાન લાવ્યો હતો તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! તમે મારું અનુસરણ કરો, હું તમને સીધો માર્ગ બતાવી રહ્યો છું. (૩૯) હે મારી જાતિના લોકો ! આ દુનિયાનું જીવન માત્ર થોડાક દિવસનું છે અને ખરેખર રોકાવાનું સ્થાન આખિરત (પરલોક) છે. (૪૦) જે વ્યક્તિ બૂરાઈ કરશે

તો તે તેના બરાબર બદલો મેળવશે, અને જે વ્યક્તિ સદ્કાર્ય કરશે, ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી, શરત એ છે કે તે મોમિન (આસ્થાવાન) હોય, એ જ લોકો સ્વર્ગમાં દાખલ થશે. ત્યાં તેઓ અપાર રોજી મેળવશે. (૪૧) અને હે મારી જાતિના લોકો ! શું વાત છે કે હું તો તમને મુક્તિ તરફ બોલાવું છું અને તમે મને આગની તરફ બોલાવી રહ્યા છો. (૪૨) તમે મને બોલાવી રહ્યા છો કે હું અલ્લાહની સાથે કુફ્ર (ઇન્કાર) કરું અને એવી વસ્તુને તેનો ભાગીદાર બનાવું જેનું મને કોઈ જ્ઞાન નથી, અને હું તમને શક્તિશાળી માફ કરવાવાળા અલ્લાહ તરફ બોલાવી રહ્યો છું. (૪૩) ચોક્કસ વાત એ છે કે તમે જે વસ્તુ તરફ મને બોલાવી રહ્યા છો તેનો કોઈ અવાજ ન દુનિયામાં છે અને ન આખિરત (પરલોક)માં, અને નિઃશંક આપણે સૌનું પાછું ફરવું અલ્લાહ તરફ છે અને સીમાનું ઉલ્લંઘન કરનારાં જ આગમાં જવાવાળા છે. (૪૪) પછી તમે આગળ ચાલીને મારી વાતને યાદ કરશો, અને હું મારો મામલો અલ્લાહને સુપ્રત કરું છું. નિઃશંક, અલ્લાહ તમામ બંદાઓનો સંરક્ષક છે.

(૪૫) પછી અલ્લાહે તેને તેમની ખરાબ યુક્તિઓથી બચાવી લીધો, અને ફિરઔનવાળાઓને ખરાબ યાતનાએ ઘેરી લીધા. (૪૬) આગ, જેના પર તેમને સવાર-સાંજ રજૂ કરવામાં આવે છે, અને જે દિવસે કયામત સ્થાપિત થશે, ફિરઔનવાળાઓને અત્યંત કઠોર યાતનામાં દાખલ કરો.

(૪૭) અને જ્યારે તેઓ નર્કમાં એક-બીજાથી ઝઘડશે, તો નિર્બળ લોકો મોટા બનનારાઓને કહેશે કે અમે તમારા આધીન હતા, તો શું તમે અમારાથી આગનો થોડોક ભાગ દૂર કરી શકો છો ? (૪૮) મોટા લોકો કહેશે કે આપણે બધા જ આમાં છીએ. અલ્લાહે બંદાઓ દરમ્યાન નિર્ણય કરી દીધો (૪૯) અને જે લોકો આગમાં હશે તેઓ નર્કના સંરક્ષકોને કહેશે કે તમે તમારા પ્રભુ-પાલનહારને નિવેદન કરો કે તે અમારી યાતનામાંથી એક દિવસ ઓછો કરી

નાખે. (૫૦) તેઓ કહેશે, શું તમારા પાસે તમારા ઈશદૂતો સ્પષ્ટ દલીલો લઈને નથી આવ્યા ? તેઓ કહેશે કે હા. સંરક્ષકો કહેશે, પછી તમે જ નિવેદન કરો, અને ઈન્કાર કરનારાઓની પોકાર વ્યર્થ જ જવાની છે.

(૫૧) નિઃશંક, અમે મદદ કરીએ છીએ અમારા ઈશદૂતોની અને ઈમાનવાળાઓની દુનિયાના જીવનમાં, અને એ દિવસે પણ જ્યારે કે સાક્ષીઓ ઊભા થશે, (૫૨) જે દિવસે અત્યાચારીઅઓને તેમનું બહાનું કંઈ લાભ નહીં આપે અને તેમના માટે શ્રાપ હશે અને તેમના માટે ખરાબ ઠેકાણું હશે, (૫૩) અને અમે મૂસાને માર્ગદર્શન પ્રદાન કર્યું અને ઈસરાઈલની સંતાનને ગ્રંથના ઉત્તરાધિકારી બનાવ્યા. (૫૪) માર્ગદર્શન અને બોધ બુદ્ધિશાળીઓ માટે. (૫૫) તેથી તમે ધૈર્ય દાખવો, નિઃશંક અલ્લાહનું વચન સત્ય છે અને પોતાની ભૂલોની માફી માંગો, અને સવાર-સાંજ પોતાના પ્રભુ-પાલનહારના ગુણગાન કરો તેની પ્રશંસાની સાથે.

(૫૬) જે લોકો કોઈ સનદ વગર, જે તેમના પાસે આવી હોય, અલ્લાહની આયતોમાં વિવાદ કરે છે, તેમનાં હૃદયોમાં માત્ર મોટાઈ છે કે તેઓ તેના સુધી ક્યારેય પહોંચવાવાળા નથી. તેથી તમે અલ્લાહનું શરણ માંગો. નિઃશંક તે સાંભળવાવાળો છે, જોવાવાળો છે.

(૫૭) નિશ્ચિતપણે આકાશો અને ધરતીનો સર્જન કરવું માનવીના સર્જનની સરખામણીમાં વધારે મોટું કાર્ય છે, પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી, (૫૮) અને આંધળો અને આંખોવાળો સમાન નથી હોઈ શકતો, અને ન ઈમાનદાર અને સદાચારી તેમજ જેઓ બૂરાઈ કરવાવાળા છે. તમે લોકો ખૂબ ઓછું વિચારો છો. (૫૯) નિઃશંક, કયામત આવીને રહેશે, એમાં કોઈ શંકા નથી. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી.

(૬૦) અને તમારા પ્રભુ-પાલનહારે ફરમાવી દીધું છે કે મને પોકારો, હું

તમારી પ્રાર્થનાઓનો સ્વીકાર કરીશ. જે લોકો મારી ઉપાસનાથી મોઢું ફેરવે છે, તેઓ ટૂંક સમયમાં અપમાનિત થઈને નર્કમાં દાખલ થશે. (૬૧) અલ્લાહ જ છે, જેણે તમારા માટે રાત બનાવી, જેથી તમે તેમાં આરામ કરો, અને દિવસને પ્રકાશિત બનાવ્યો. નિઃશંક અલ્લાહ લોકો પર અત્યંત કૃપા કરવાવાળો છે, પરંતુ મોટાભાગના લોકો કૃતજ્ઞતા વ્યક્ત કરતા નથી. (૬૨) આ જ અલ્લાહ તમારો પ્રભુ-પાલનહાર છે, દરેક વસ્તુનો સર્જનહાર, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. પછી તમે ક્યાં બહેકાવવામાં આવી રહ્યા છો ? (૬૩) એ જ રીતે એ લોકોને બહેકાવવામાં આવી રહ્યા છે, જેઓ અલ્લાહની આયતોનો ઈન્કાર કરતા હતા.

(૬૪) અલ્લાહ જ છે, જેણે તમારા માટે પૃથ્વીને રોકાવાની જગ્યા બનાવી અને આકાશને છત બનાવ્યું અને તમારા રંગ-રૂપ બનાવ્યા, પછી ઉત્તમ રંગ-રૂપ બનાવ્યા, અને તેણે તમને ઉમદા વસ્તુઓની આજીવિકા આપી. આ અલ્લાહ તમારો પ્રભુ-પાલનહાર, પછી તે ખૂબ બરકતવાળો (શ્રેયસ્કર) છે અલ્લાહ જે સ્વામી છે સમગ્ર સૃષ્ટિનો. (૬૫) એ જ જીવંત છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તેથી તમે તેને જ પોકારો દીન (ધર્મ)ને તેના જ માટે વિશુદ્ધ કરીને. સર્વ પ્રશંસા અલ્લાહ માટે, જે પ્રભુ-પાલનહાર છે સમગ્ર સૃષ્ટિનો.

(૬૬) કહો, મને તેનાથી મનાઈ કરવામાં આવી છે કે હું તેની ઉપાસના કરું, જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો, જ્યારે કે મારા પાસે સ્પષ્ટ દલીલો આવી ચૂકી છે, અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું પોતાને અલ્લાહ, સમગ્ર સૃષ્ટિના સ્વામીને સમર્પિત કરી દઉં. (૬૭) એ જ છે જેણે તમને માટીથી પેદા કર્યા, પછી વીર્ય-બિંદુથી, પછી લોહીના લોચાથી, પછી તે તમને બાળકના સ્વરૂપે કાઢે છે, પછી તે તમને વધારે છે જેથી તમે તમારા પૂરેપૂરા સામર્થ્યએ પહોંચો, પછી એટલા માટે કે તમે વૃદ્ધ થઈ જાઓ, અને તમારામાંથી કોઈ

પહેલા જ મૃત્યુ પામે છે, અને એટલા માટે કે તમે નિર્ધારિત સમયે પહોંતી જાઓ અને એટલા માટે કે તમે વિચારો. (૬૮) એ જ છે જે જીવાડે છે અને મારે છે. તેથી જ્યારે તે કોઈ બાબતનો નિર્ણય કરી લે છે, તો બસ તે તેને કહે છે કે 'થઈ જા', બસ તે થઈ જાય છે.

(૬૯) શું તમે એ લોકોને નથી જોયા, જેઓ અલ્લાહની આયતોમાં ઝઘડો કરે છે. તેઓ ક્યાથી ફેરવવામાં આવી રહ્યા છે ? (૭૦) જેમણે ગ્રંથને ખોટો ઠેરવ્યો અને એ વસ્તુને પણ જેના સાથે અમે અમારા ઈશદૂતોને મોકલ્યા, તો ટૂંક સમયમાં તેઓ જાણી લેશે, (૭૧) જ્યારે કે તેમનાં ગળામાં તોક હશે અને જંજીરો, તેમને ઘસડવામાં આવશે, (૭૨) ઉકળતા પાણીમાં. પછી તેમને આગમાં ફેંકી દેવામાં આવશે. (૭૩) પછી તેમને કહેવામાં આવશે, ક્યાં છે તેઓ જેમને તમે ભાગીદાર ઠેરવતા હતા (૭૪) અલ્લાહ સિવાય. તેઓ કહેશે, તેઓ અમારાથી ગૂમ થઈ ગયા, બલ્કે અમે આનાથી પહેલા કોઈ વસ્તુને પોકારતા નહોતા. આ રીતે અલ્લાહ પથભ્રષ્ટ કરે છે ઈન્કાર કરનારાઓને. (૭૫) આવું એ કારણસર કે તમે ધરતીમાં અનુચિત ખુશ થતા હતા અને એ કારણે કે તમે ઘમંડ કરતા હતા. (૭૬) નર્કના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ, તેમાં હંમેશા રહેવા માટે. પછી કેટલું ખરાબ ઠેકાણું છે ઘમંડ કરનારાઓ માટે.

(૭૭) તેથી ધૈર્ય દાખવો. નિઃશંક અલ્લાહનું વચન સત્ય છે. પછી જેનું અમે તેમને વચન આપી રહ્યા છીએ, તેનો કેટલોક ભાગ અમે તમને બતાવીશું, અથવા તમને દેહાવસાન આપીશું, પછી તેમનું પાછું ફરવું અમારા તરફ છે.

(૭૮) અને અમે તમારાથી પહેલા ઘણા ઈશદૂતો મોકલ્યા, તેમાંથી કેટલાકનાં અહેવાલ અમે તમને સંભળાવ્યા છે અને તેમાંથી અમુક એવાં પણ છે જેનાં અહેવાલ અમે તમને નથી સંભળાવ્યા, અને કોઈ ઈશદૂત એટલો સમર્થ નહોતો કે અલ્લાહની આજ્ઞા વગર કોઈ નિશાની લઈ આવે. પછી જ્યારે

અલ્લાહનો હુકમ આવી ગયો તો સત્ય અનુસાર નિર્ણય કરી દેવામાં આવ્યો, અને દુષ્કર્મી લોકો તે વખતે નુકસાનમાં રહી ગયા.

(૭૯) અલ્લાહ જ છે, જેણે તમારા માટે ઢોરો બનાવ્યા, જેથી તમે અમુકથી સવારીનું કામ લો અને તેમાંથી કેટલાકને તમે ખાઓ છો, (૮૦) અને તમારા માટે તેમાં બીજા પણ ફાયદા છે, અને એટલા માટે કે તમે તેમના દ્વારા પોતાની જરૂરિયાતો પૂરી કરો, જે તમારા હૃદયોમાં હોય અને તેમના પર અને નૌકાઓ પર તમે સવાર થાઓ છો, (૮૧) અને તે તમને બીજી પણ કેટલીક નિશાનીઓ બતાવે છે, તો તમે અલ્લાહની કઈ-કઈ નિશાનીઓનો ઈન્કાર કરશો ?

(૮૨) શું તેઓ ધરતીમાં હર્યા-ફર્યા નથી કે તેઓ જોતા કે શું પરિણામ આવ્યું એ લોકોનું, જેઓ તેમનાથી પહેલા વિતી ગયા ? તેઓ તેમનાથી વધારે હતા, અને શક્તિમાં અને અવશેષોમાં જે તેઓ ધરતીમાં મૂકી ગયા, તેઓ તેમનાથી ખૂબ આગળ હતા. પછી તેમની કમાણી તેમના કોઈ કામ ન આવી. (૮૩) પછી જ્યારે તેમનાં પયગંબરો તેમના પાસે સ્પષ્ટ દલીલો લઈને આવ્યા, તો તેઓ પોતાના એ જ્ઞાન પર ગર્વ કરી રહ્યા હતા, જે તેમના પાસે હતું, અને તેમના પર એ યાતના આવી પડી, જેની તેઓ મજાક ઉડાવી રહ્યા હતા. (૮૪) પછી જ્યારે તેમણે અમારી યાતના જોઈ, તેઓ કહેવા લાગ્યા કે અમે એક અલ્લાહ પર ઈમાન લાવ્યા અને અમે ઈન્કાર કરીએ છીએ, જેમને અમે તેના સાથે ભાગીદાર બનાવતા હતા. (૮૫) પછી તેમનું ઈમાન તેમને કંઈ કામ ન લાગ્યું, જ્યારે કે તેમણે અમારી યાતના જોઈ લીધી. આ જ અલ્લાહનો નિયમ છે, જે તેના બંદાઓમાં જારી રહ્યો છે અને તે વખતે ઈન્કાર કરનારાઓ નુકસાનમાં રહી ગયા.

—●—

# ૪૧. સૂરઃ હા-મીમ અસ્-સજદહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હા-મીમ. (૨) આ મોટા મહેરબાન, અત્યંત કૃપાળુ તરફથી અવતરિત કરવામાં આવેલ વાણી છે. (૩) આ એક ગ્રંથ છે, જેની આયતો ખોલી-ખોલીને વર્ણવવામાં આવી છે, અરબી ભાષાનું કુર્આન, એ લોકો માટે જેઓ જ્ઞાન ધરાવે છે. (૪) શુભસૂચના આપવાવાળો અને ડરાવનાર. પછી આ લોકોમાંથી મહદ્અંશે આનાથી મોઢું ફેરવ્યું. તેથી તેઓ સાંભળી રહ્યા નથી, (૫) અને તેમણે કહ્યું, અમારાં હૃદય પર આવરણ ચઢેલું છે જેના તરફ તમે અમને બોલાવો છો અને અમારા કાનોમાં ડાટો છે, અને અમારા અને તમારા વચ્ચે એક પરદો છે. તેથી તમે તમારું કામ કરો, અમે પણ અમારું કામ કરી રહ્યા છીએ.

(૬) કહો, હું તો એક મનુષ્ય છું તમારા જેવો. મારા પાસે એ વહી (દિવ્ય પ્રકાશના) આવે છે કે તમારો ઉપાસ્ય બસ એક જ ઉપાસ્ય છે, તેથી તમે સીધા રહો તેના તરફ અને તેનાથી માફી માંગો, અને ખરાબી છે મુશ્રિકો (બહુદેવ-વાદીઓ) માટે, (૭) જેઓ ઝકાત (અનિવાર્ય ધર્મદાન) આપતા નથી અને તેઓ આખિરત (પરલોક)નો ઇન્કાર કરે છે. (૮) નિઃશંક, જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા તેમના માટે એવો બદલો છે જે સ્થગિત થવાવાળો નથી.

(૯) કહો, શું તમે લોકો એ હસ્તીનો ઇન્કાર કરો છો, જેણે ધરતીને બે દિવસમાં બનાવી, અને તમે તેના સમકક્ષ ઠરાવો છો ? તે રબ (પ્રભુ-પાલનહાર) છે સમગ્ર જગતવાસીઓનો, (૧૦) અને તેણે ધરતીમાં તેના ઉપર પહાડો બનાવ્યા અને તેમાં લાભની વસ્તુઓ મૂકી દીધી અને તેમાં તેની ખાદ્ય-સામગ્રી થોભાવી દીધી ચાર દિવસમાં, પૂરું થયું પૂછવાવાળાઓ માટે.

(૧૧) પછી તેણે આકાશ તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું, અને તે ધૂમાડો હતું. પછી તેણે આકાશ અને ધરતીને કહ્યું કે તમે બંને આવો ઈચ્છાએ કે અનિચ્છાએ. બંનેએ કહ્યું કે અમે ખુશીથી હાજર છીએ. (૧૨) પછી તેણે બે દિવસમાં તેના સાત આકાશ બનાવ્યા અને દરેક આકાશમાં તેની આજ્ઞા પહોંચાડી દીધી, અને અમે દુનિયાના આકાશને દીપકો (તારાઓ)થી સુશોભિત કર્યું, અને તેને સુરક્ષિત કરી દીધું. આ પ્રભુત્વશાળી અને સર્વજ્ઞાની (અલ્લાહ)ની યોજના છે.

(૧૩) પછી તેઓ અવગણના કરે છે, તો કહો કે તમને એવી જ રીતે યાતનાથી ડરાવું છું, જેવી યાતના આદ અને સમૂદ (જાતિઓ) પર અવતરિત થયો, (૧૪) જ્યારે કે તેમના પાસે ઈશદૂતો આવ્યા, તેમના આગળથી અને તેમના પાછળથી કે અલ્લાહ સિવાય તમે કોઈની પૂજા-અર્ચના ન કરો. તેમણે કહ્યું કે જો અમારો પ્રભુ-પાલનહાર ઈચ્છતો તો તે ફરિશ્તો ઉતારતો. તેથી અમે એ વસ્તુનો ઈન્કાર કરીએ છીએ જેને આપીને તમને મોકલવામાં આવ્યા છે.

(૧૫) આદની સ્થિતિ એ હતી કે તેમણે ધરતીમાં કોઈ સત્ય વગર ઘમંડ કર્યો, અને તેમણે કહ્યું, કોણ છે જે શક્તિમાં તેમનાથી વધારે છે. શું તેમણે નથી જોયું કે જે અલ્લાહે તેમને પેદા કર્યા છે તે શક્તિમાં તેમનાથી વધારે છે અને તેઓ અમારી નિશાનીઓનો ઈન્કાર કરતા રહ્યા. (૧૬) તો અમે કેટલાક અશુભ દિવસોમાં તેમના ઉપર તીવ્ર તોફાની હવા મોકલી, જેથી તેમને દુનિયામાં અપમાનિત કરનાર યાતના ચખાડે, અને પરલોકની યાતના તેનાથી પણ વધારે અપમાનિત કરનાર છે અને તેમને કોઈ મદદ નહીં પહોંચે. (૧૭) અને જે તેઓ સમૂદ હતા, તો અમે તેમને માર્ગદર્શનનો રસ્તો બતાવ્યો, પરંતુ તેમણે માર્ગદર્શનની તુલનામાં આંધળા બનવાનું પસંદ કર્યું, તો તેમને યાતનાના અપમાનના કડાકાએ પકડી લીધા, તેમનાં દુષ્કર્મોના કારણે, (૧૮) અને અમે એ લોકોને મુક્તિ આપી, જેઓ ઈમાન લાવ્યા અને ડરવાવાળા હતા.

(૧૯) અને જે દિવસે અલ્લાહના દુશ્મનો આગ તરફ એકત્ર કરવામાં આવશે, પછી તેમને અલગ-અલગ કરવામાં આવશે, (૨૦) ત્યાં સુધી કે જ્યારે તેઓ તેના પાસે આવી જશે, તેમનાં કાન અને તેમની આંખો અને તેમની ચામડીઓ તેમના પર સાક્ષી આપશે, (૨૧) અને તેઓ પોતાની ચામડીઓને કહેશે, તમે અમારા વિરુદ્ધ કેમ સાક્ષી આપી. તેઓ કહેશે કે અમને એ જ અલ્લાહે વાચા આપી છે જેણે દરેક વસ્તુને વાચા આપી છે, અને તેણે જ તમને પહેલી વાર પેદા કર્યા અને તેના જ પાસે તમને લાવવામાં આવ્યા છે (૨૨) અને તમે પોતાને તેનાથી છુપાવી શકતા નહોતા કે તમારાં કાન અને તમારી આંખો અને તમારી ચામડીઓ તમારા વિરુદ્ધ સાક્ષી આપશે, પરંતુ તમે એ ભ્રમમાં રહ્યા કે અલ્લાહ તમારા એ ઘણાખરા કર્મોને નથી જાણતો, જે તમે કરો છો, (૨૩) અને તમારા આ જ ભ્રમે જે તમે પોતાના પ્રભુ-પાલનહારની સાથે કર્યો હતો, તમને વિનષ્ટ કરી દીધા, પછી તમે નુકસાન ઉઠાવનારાઓમાંથી બની ગયા. (૨૪) પછી જો તેઓ ધૈર્ય રાખે, તો આગ જ તેમનું ઠેકાણું છે અને જો તેઓ માફી માંગે, તો તેમને માફી નહીં મળે.

(૨૫) અને અમે તેમના પર અમુક સાથીઓ થોપી દીધા, તો તેમણે તેમના આગળ અને પાછળની દરેક વસ્તુ તેમને આકર્ષક બનાવીને બતાવી, અને તેમના પર એ જ વાત પૂરી થઈને રહી, જે જિન્નાતો અને મનુષ્યોના એ જૂથો પર પૂરી થઈ , જે તેમનાથી પહેલા વિતી ચૂક્યા હતા. નિઃશંક, તેઓ નુકસાનમાં રહી જવાવાળા હતા.

(૨૬) અને કુફ્ર (અધર્મ) કરનારાઓએ કહ્યું, આ કુર્આનને ન સાંભળો અને આમાં ખલેલ નાખો, જેથી તમે વર્ચસ્વશાળી રહો. (૨૭) પછી અમે ઈન્કાર કરનારાઓને કઠોર યાતના ચખાડીશું અને તેમને તેમનાં કર્મોનો સૌથી ખરાબ બદલો આપીશું. (૨૮) આ અલ્લાહના દુશ્મનોનો બદલો છે, અર્થાત્

આગ. તેમના માટે આમાં હંમેશાનું ઠેકાણું હશે, એ વાતના બદલામાં કે તેઓ અમારી આયતોનો ઈન્કાર કરતા હતા.

(૨૯) અને ઈન્કાર કરનારાઓ કહેશે કે હે મારા પાલનહાર ! અમને એ લોકોને બતાવ, જેમણે જિન્નાતો અને મનુષ્યોમાંથી અમને પથભ્રષ્ટ કર્યા. અમે તેમને પગ તળે નાખીશું, જેથી તેઓ અપમાનિત થાય. (૩૦) જે લોકોએ કહ્યું કે અલ્લાહ અમારો રબ (પ્રભુ-પાલનહાર) છે, પછી તેઓ અડગ રહ્યા, ચોક્કસ તેમના પર ફરિશ્તાઓ ઉતરે છે અને તેમને કહે છે કે તમે ન ડરો અને ન દુઃખી થાઓ અને એ સ્વર્ગની શુભસૂચનાથી ખુશ થઈ જાઓ જેનું તમને વચન આપવામાં આવ્યું છે. (૩૧) અમે દુનિયાના જીવનમાં તમારા સાથી છીએ અને આખિરત (પરલોક)માં પણ, અને તમારા માટે ત્યાં દરેક વસ્તુ છે જેની તમારું મન ઈચ્છા કરે અને તમારા માટે તેમાં દરેક વસ્તુ છે જે તમે માંગો, (૩૨) ક્ષમાશીલ અને દયાળુ તરફથી મહેરબાનીના રૂપમાં.

(૩૩) અને તેનાથી વધારે ઉત્તમ વાત કોની વાત હશે, જેણે અલ્લાહ તરફ બોલાવ્યા અને સદ્‌કાર્યો કર્યા અને કહ્યું કે હું આજ્ઞાંકિતોમાંથી છું, (૩૪) અને ભલાઈ અને બૂરાઈ બંને સમાન નથી, તમે જવાબમાં એ કહો, જે તેનાથી વધારે ઉત્તમ હોય, પછી તમે જોશો કે તમારામાં અને જેનામાં વૈમનસ્ય હતું, તે એવો થઈ ગયો જાણે કોઈ ઘનિષ્ઠ મિત્ર, (૩૫) અને આ વાત તેમને જ પ્રાપ્ત થાય છે જેઓ ધૈર્ય કરવાવાળા છે, અને આ વાત તેને જ પ્રાપ્ત થાય છે જે ખૂબ ભાગ્યવાન છે, (૩૬) અને જો શૈતાન તમારા મનમાં કંઈક વસવસો (શંકા-કુશંકા) નાખે તો અલ્લાહનું શરણ માંગો. નિઃશંક, તે સાંભળનાર અને જાણવાવાળો છે.

(૩૭) અને તેની નિશાનીઓમાંથી છે રાત અને દિવસ તથા સૂર્ય અને ચંદ્ર. તમે સૂર્ય અને ચંદ્રને સિજદો (દંડવત્) ન કરો, બલ્કે એ અલ્લાહને સિજદો કરો, જેણે આ સૌનું સર્જન કર્યું છે, જો તમે તેની ઉપાસના કરવાવાળા છો.

(૩૮) પછી જો તેઓ અહંકાર કરે, તો જે લોકો તારા પ્રભુ-પાલનહારની પાસે છે, તેઓ રાત-દિવસ તેનાં જ ગુણગાન કરે છે અને તેનાથી તેઓ ક્યારેય થાકતા નથી.

(૩૯) અને તેની નિશાનીઓમાંથી એ છે કે તમે જમીનને વેરાન હાલતમાં જુઓ છો, પછી જ્યારે અમે તેના પર પાણી વરસાવીએ છીએ, તો તે ખીલી ઉઠે છે અને ફળવા લાગે છે. નિશ્ચિતપણે જેણે તેને જીવંત કરી દીધી, તે મડદાઓને પણ સજીવ કરવાવાળો છે. નિઃશંક, તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૪૦) જે લોકો અમારી આયતોને ઊલટો અર્થ કરે છે તેઓ અમારાથી છુપાયેલા નથી. શું તે જેને આગમાં નાખવામાં આવશે તે સારો છે કે તે વ્યક્તિ જે કયામતના દિવસે શાંતિની સાથે આવશે ? જે કંઈ ઇચ્છો કરી લો, નિઃશંક તે જુએ છે જે તમે કરી રહ્યા છો.

(૪૧) જે લોકોએ અલ્લાહની શિખામણનો ઇન્કાર કર્યો, જ્યારે કે તે તેમના પાસે આવી ગઈ, અને નિઃસંદેહ આ એક પ્રભાવશાળી ગ્રંથ છે. (૪૨) આમાં અસત્ય ન તેના આગળથી આવી શકે છે અને ન તેના પાછળથી, આ તત્ત્વદર્શી અને પ્રશંસનીય (અલ્લાહ) તરફથી અવતરિત કરવામાં આવ્યો છે. (૪૩) તમને એ જ વાતો કહેવામાં આવી રહી છે, જે તમારાથી પહેલા પયગંબરોને કહેવામાં આવી છે. નિઃશંક, તમારો પાલનહાર માફ કરવાવાળો છે અને પીડાદાયક યાતના આપવાવાળો પણ.

(૪૪) અને જો અમે આને બિનઅરબી કુર્આન બનાવતા, તો તેઓ કહેતા કે આની આયતો સ્પષ્ટ વર્ણવવામાં કેમ નથી આવી ? શું બિનઅરબી ગ્રંથ અને અરબી લોકો ? કહો કે તે ઈમાન લાવનારાઓ માટે તો માર્ગદર્શન અને શિફા (રોગ-નિવારણ) છે, અને એ લોકો જેઓ ઈમાન નથી લાવતા તેમના કાનોનો ડાટો છે અને તે તેમના માટે આંધળાપણું છે. આ લોકો જાણે કે દૂરના સ્થાનેથી

પોકારવામાં આવી રહ્યા છે.

(૪૫) અને અમે મૂસાને ગ્રંથ આપ્યો હતો, તો તેમાં મતભેદ ઊભા કરવામાં આવ્યા, અને જો તારા પાલનહાર તરફથી એક વાત અગાઉથી નિશ્ચિત થઈ ચૂકી ન હોત, તો તેમના વચ્ચે નિર્ણય કરી દેવામાં આવતો, અને આ લોકો તેના તરફથી એવા સંદેહમાં છે જેણે તેમને દ્વિધામાં નાખી રાખ્યા છે. (૪૬) જે વ્યક્તિ સદ્કાર્ય કરશે, તો પોતાના જ માટે કરશે અને જે વ્યક્તિ બૂરાઈ કરશે, તો તેની આફત તેના પર જ આવશે, અને તારો પાલનહાર બંદાઓ પર અત્યાચાર કરવાવાળો નથી.

★(૪૭) **કયામતનું જ્ઞાન અલ્લાહથી જ સંબંધિત છે, અને કોઈ ફળ** પોતાના મીજમાંથી નથી નીકળતું અને ન કોઈ સ્ત્રી ગર્ભવતી થાય છે અને ન જણે છે, પરંતુ આ બધું તેની જાણમાં હોય છે, અને જે દિવસે અલ્લાહ પોકારશે કે મારા ભાગીદારો ક્યાં છે, તેઓ કહેશે કે અમે તમારાથી એ જ અરજ કરીએ છીએ કે અમારામાં કોઈ આનો દાવેદાર નથી, (૪૮) અને જેમને તેઓ અગાઉ પોકારતા હતા તે સૌ તેમનાથી ગૂમ થઈ જશે, અને તેઓ સમજી લેશે કે તેમના માટે બચાવનો કોઈ ઉપાય નથી.

(૪૯) અને મનુષ્ય ભલાઈ માંગવાથી નથી થાકતો, અને જો તેને કોઈ તકલીફ પહોંચી જાય તો નિરાશ અને હતોત્સાહિત થઈ જાય છે, (૫૦) અને જો અમે તેને તકલીફ પછી જે તેને પહોંચી હતી, અમારી મહેરબાનીનો સ્વાદ ચખાડી દઈએ છીએ, તો તે કહે છે - આ તો મારો હક્ક જ છે, અને હું નથી સમજતો કે કયામત ક્યારેય આવશે, અને જો મને મારા પ્રભુ-પાલનહાર તરફ પાછો લઈ જવામાં આવશે, તો તેના પાસે પણ મારા માટે સારું જ છે. પછી અમે આ ઈન્કાર કરનારાઓને તેમનાં કર્મોથી અવશ્ય માહિતગાર કરીશું, અને તેમને કઠોર સજાનો સ્વાદ ચખાડીશું.

(૫૧) અને જ્યારે અમે મનુષ્ય પર કૃપા કરીએ છીએ, તો તે અવગણના કરે છે અને પોતાનું મોઢું ફેરવી લે છે, અને જ્યારે તેને તકલીફ પહોંચે છે તો તે લાંબી-લાંબી પ્રાર્થનાઓ કરવાવાળો બની જાય છે. (૫૨) કહો કે બતાવો, જો આ કુર્આન અલ્લાહ તરફથી આવેલ હોય, પછી તમે તેનો ઇન્કાર કર્યો તો એ વ્યક્તિથી વધારે પથભ્રષ્ટ બીજો કોણ હશે જે વિરોધમાં ખૂબ દૂર નીકળી જાય?

(૫૩) અમે તેમને અમારી નિશાનીઓ બતાવીશું અવકાશમાં પણ અને તેમના અંદર પણ, ત્યાં સુધી કે તેમના પર જાહેર થઈ જાય કે આ કુર્આન સત્ય છે, અને શું એ વાત પૂરતી નથી કે તારો પાલનહાર દરેક વસ્તુ પર સાક્ષી છે? (૫૪) સાંભળી લો, આ લોકો પોતાના પ્રભુ-પાલનહારની મુલાકાતમાં સંદેહ કરે છે. સાંભળી લો, તેણે દરેક વસ્તુને ઘેરી રાખી છે.

—●—

## ૪૨. સૂરઃ અશ્-શૂરા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હા-મીમ. (૨) ઍન-સીન-કૉફ. (૩) આ જ રીતે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી અલ્લાહ વહી (દિવ્ય પ્રકાશના) કરે છે તમારા તરફ અને તેમના તરફ, જેઓ તમારાથી પહેલાં વિતી ગયા છે. (૪) તેનું જ છે, જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે. તે સૌથી ઉપર છે, સોથી મહાન. (૫) નિકટ છે કે આકાશ પોતાના ઉપરથી ફાટી જાય અને ફરિશ્તાઓ પોતાના પ્રભુ-પાલનહારના મહિમાગાન કરતાં તેની જ સ્તુતિ સાથે અને ધરતીવાસીઓ માટે માફી માંગે છે. સાંભળી લો કે અલ્લાહ જ માફ કરનાર, દયાળુ છે. (૬) અને જે લોકોએ તેના સિવાય બીજાઓને કાર્યસાધક બનાવ્યા છે, અલ્લાહ તેમના ઉપર નિરીક્ષક છે અને તમે તેમના માટે જવાબદાર નથી.

(૭) અને અમે આ જ રીતે તમારા તરફ અરબી કુર્આન અવતરિત કર્યું

છે, જેથી તમે મક્કાવાસીઓ અને તેના આસપાસવાળાઓને ડરાવી દો અને તેમને એકઠા થવાના દિવસથી ડરાવી દો, જેના આવવામાં કોઈ સંદેહ નથી. એક સમૂહ જન્નત (સ્વર્ગ)માં હશે અને એક સમૂહ આગમાં.

(૮) અને જો અલ્લાહ ઇચ્છતો, તો આ સૌને એક જ ઉમ્મત (સમુદાય) બનાવી દેતો, પરંતુ તે જેને ઇચ્છે છે પોતાની દયામાં દાખલ કરે છે અને અત્યાચારીઓનો કોઈ સમર્થક અને સહાયક નથી. (૯) શું તેમણે તેના સિવાય બીજા કાર્યસાધકો બનાવી રાખ્યા છે? બસ, અલ્લાહ જ કાર્યસાધક છે અને એ જ નિર્જીવને સજીવ કરે છે અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે, (૧૦) અને જે કંઈ વાતમાં તમે મતભેદ કરો છો તેનો નિર્ણય અલ્લાહને જ સુપ્રત છે. એ જ અલ્લાહ મારો રબ (પ્રભુ-પાલનહાર) છે, તેના પર જ મેં ભરોસો કર્યો અને તેના જ તરફ હું સંમુખ થાઉં છું.

(૧૧) તે આકાશોનો અને ધરતીનો સર્જનહાર છે. તેણે તમારી જાતિમાંથી તમારા જોડાં બનાવ્યા અને જાનવરોના પણ જોડાં બનાવ્યા. તેના દ્વારા તે તમારો વંશ ચલાવે છે. કોઈ વસ્તુ તેના સમાન નથી અને તે સાંભળનાર, જોવાવાળો છે. (૧૨) તેના જ અધિકારમાં છે આકાશો અને ધરતીની ચાવીઓ. તે જેને ઇચ્છે છે વધારે રોજી આપે છે અને જેને ઇચ્છે છે ઓછી કરી નાખે છે. નિઃશંક, તે દરેક વસ્તુનું જ્ઞાન રાખવાવાળો છે.

(૧૩) અલ્લાહે તમારા માટે એ જ દીન (ધર્મ) નિર્ધારિત કર્યો છે જેનો તેણે નૂહને આદેશ કર્યો હતો અને જેની વહી (દિવ્ય પ્રકાશના) અમે તમારા તરફ કરી છે અને જેનો આદેશ અમે ઇબ્રાહીમને અને મૂસાને અને ઈસાને આપ્યો હતો કે દીન (ધર્મ)ને પ્રસ્થાપિત રાખો અને તેમાં મતભેદ ઊભા ન કરો. મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ને એ વાત ખૂબ અસહ્ય છે જેના તરફ તમે તેમને બોલાવી રહ્યા છો. અલ્લાહ જેને ઇચ્છે છે પોતાના માટે પસંદ કરી લે છે, અને

તે પોતાના તરફ તેમનું માર્ગદર્શન કરે છે, જેઓ તેના તરફ ધ્યાન કરે છે.

(૧૪) અને જે લોકો વિભાજિત થઈ ગયા, તેઓ જ્ઞાન આવી ગયા પછી થયા, કેવળ પરસ્પરની જીદના કારણે, અને જો તમારા પાલનહાર તરફથી એક નિર્ધારિત સમય સુધી વાત નિશ્ચિત થઈ ચૂકી ન હોત, તો તેમના વચ્ચે નિર્ણય કરી દેવામાં આવતો, અને જે લોકોને તેમના પછી ગ્રંથ આપવામાં આવ્યો તેઓ તેના તરફ સંદેહમાં પડેલા છે, જેણે તેમને દ્વિધામાં નાખી દીધા છે.

(૧૫) તેથી તમે તેના જ તરફ બોલાવો અને તેના પર અડગ રહો, જે રીતે આદેશ આપવામાં આવ્યો છે અને તેમની ઈચ્છાઓનું અનુસરણ ન કરો, અને કહો કે અલ્લાહે જે ગ્રંથ અવતરિત કર્યો છે હું તેના પર ઈમાન લાવું છું, અને મને એ આદેશ થયો છે કે હું તમારા વચ્ચે ન્યાય કરું. અલ્લાહ અમારો પ્રભુ-પાલનહાર છે અને તમારો પ્રભુ-પાલનહાર પણ. અમારાં કર્મો અમારા માટે અને તમારાં કર્મો તમારા માટે. અમારામાં અને તમારામાં કોઈ વિવાદ નથી. અલ્લાહ આપણા સૌને એકત્ર કરશે અને તેના જ પાસે સૌએ જવાનું છે, (૧૬) અને જે લોકો અલ્લાહ વિશે બહાનાબાજી કરી રહ્યા છે, એ પછી કે તેને માની લેવામાં આવ્યું, તેમની બહાનાબાજી તેમના પ્રભુ-પાલનહારના નજીક અસત્ય છે અને તેમના પર પ્રકોપ છે અને તેમના માટે કઠોર યાતના છે.

(૧૭) અલ્લાહ જ છે જેણે સત્યની સાથે ગ્રંત અવતરિત કર્યો અને તુલા પણ, અને તમને શું ખબર, કદાચ તે ઘડી નિકટ હોય. (૧૮) જે લોકો આનો વિશ્વાસ નથી રાખતા તેઓ તેની ઉતાવળ કરી રહ્યા છે, અને જે લોકો વિશ્વાસ રાખવાવાળા છે તેઓ તેનાથી ડરે છે અને તેઓ જાણે છે કે તે સત્ય છે. યાદ રાખો, જે લોકો એ ઘડી વિશે ઝઘડે છે તેઓ પથભ્રષ્ટતામાં ખૂબ દૂર નીકળી ગયા છે.

(૧૯) અલ્લાહ પોતાના બંદાઓ પર મહેરબાન છે. તે જેને ઈચ્છે છે રોજી આપે છે, અને તે શક્તિશાળી, પ્રભુત્વવાળો છે. (૨૦) જે વ્યક્તિ આખિરત

(પરલોક)ની ખેતી ઇચ્છે અમે તેને તેની ખેતીમાં વૃદ્ધિ આપીશું, અને જે વ્યક્તિ દુનિયાની ખેતી ઇચ્છે અમે તેને તેમાંથી કંઈક આપી દઈએ છીએ અને આખિરતમાં તેનો કોઈ હિસ્સો નથી.

(૨૧) શું તેમના કેટલાક ભાગીદારો છે, જેમણે તેમના માટે એવો ધર્મ નિર્ધારિત કર્યો છે જેની અલ્લાહે અનુમતિ નથી આપી ? અને જો નિર્ણયની વાત નિશ્ચિત ન થઈ ચૂકી હોત તો તેમનો નિર્ણય કરી દેવામાં આવતો, અને નિઃશંક અત્યાચારીઓ માટે પીડાદાયક યાતના છે. (૨૨) તમે અત્યચારીઓને જોશો કે તેઓ ડરી રહ્યા હશે તેનાથી જે તેમણે કમાવી, અને તેઓ તે તેમના પર અવશ્ય પડવાવાળો છે, અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્‌કાર્યો કર્યા તેઓ સ્વર્ગના બગીચાઓમાં હશે. તેમના માટે તેમના પ્રભુ-પાલનહાર પાસે એ બધું હશે જે તેઓ ઇચ્છશે. આ જ મોટું ઇનામ છે. (૨૩) આ વસ્તુ છે, જેની શુભસૂચના અલ્લાહ પોતાના બંદાઓને આપે છે જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્યો કર્યા. કહો કે હું આના માટે કોઈ બદલો નથી ઇચ્છતો, પરંતુ નિકટતાનો પ્રેમ, અને જે વ્યક્તિ કોઈ ભલાઈ કરશે અમે તેના માટે તેમાં ભલાઈ વધારી દઈશું. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ છે, કદરદાન છે.

(૨૪) શું તેઓ કહે છે કે આણે અલ્લાહ પર જૂઠ ઘડ્યું છે ? પછી અલ્લાહ ઇચ્છે તો તે તમારા હૃદયો પર મહોર મારી દે, અલ્લાહ અસત્યનો નાશ કરે છે અને સત્યને પ્રસ્થાપિત કરે છે પોતાની વાતોથી. નિઃશંક, તે હૃદયોની વાતો જાણે છે, (૨૫) અને એ જ છે જે પોતાના બંદાઓની ક્ષમાયાચનાનો સ્વીકાર કરે છે અને બૂરાઈઓને માફ કરી દે છે અને તે જાણે જે કંઈ તમે કરો છો, (૨૬) અને તે એ લોકોની પ્રાર્થનાઓનો સ્વીકાર કરે છે જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્યો કર્યા, અને તે પોતાની કૃપાથી વધારે આપે છે, અને જેઓ ઇન્કાર કરનારાં છે તેમના માટે કઠોર સજા છે.

(૨૭) અને જો અલ્લાહ પોતાના બંદાઓ માટે રોજીને ખોલી દેતો તો તેઓ ધરતીમાં ઉપદ્રવ કરતા, પરંતુ તે પ્રમાણસર ઉતારે છે જેટલું ઇચ્છે છે. નિઃશંક, તે પોતાના બંદાઓને જાણવાવાળો છે, જોવાવાળો છે. (૨૮) અને એ જ છે, જે લોકોના નિરાશ થઈ ગયા પછી વરસાદ વરસાવે છે અને પોતાની કૃપાને ફેલાવી દે છે અને તે કામ બનાવવાવાળો છે, પ્રશંસનીય છે, (૨૯) અને તેની જ નિશાનીઓમાંથી છે આકાશો અને ધરતીનું સર્જન કરવું, અને એ પ્રાણીઓ જે તેણે તેમના વચ્ચે ફેલાવ્યા છે, અને તે તેમને એકત્ર કરવા માટે સમર્થ છે, જ્યારે તે તેમને એકત્ર કરવા ઇચ્છે.

(૩૦) અને જે મુસીબત તમને પહોંચે છે, તો તે તમારા હાથોએ કરેલાં કર્મોના કારણે જ પહોંચે છે, અને કેટલીય ભૂલોને તે માફ કરી દે છે, (૩૧) અને તમે ધરતીમાં અલ્લાહના કાબૂમાંથી નીકળી નથી શકતા, અને અલ્લાહ સિવાય ન તમારો કોઈ કામ બનાવનાર છે અને ન કોઈ મદદગાર.

(૩૨) અને તેની નિશાનીઓમાંથી એ છે કે જહાજો સમુદ્રમાં ચાલે છે જેમ કે પહાડો. (૩૩) જો તે ઇચ્છે તો તે હવાને રોકી દે, પછી તે સમુદ્રની સપાટી પર થોભેલી રહી જાય. નિઃશંક, આમાં નિશાનીઓ છે દરેક એ વ્યક્તિ માટે જે ધૈર્ય કરવાવાળો, કૃતજ્ઞ છે. (૩૪) અથવા તે તેમને વિનષ્ટ કરી નાખે તેમના કર્મોના કારણે અને માફ કરી દે કેટલાય લોકોને, (૩૫) અને એટલા માટે કે જાણી લે એ લોકો જેઓ અમારી નિશાનીઓમાં ઝઘડે છે કે તેમના માટે ભાગવાની કોઈ જગ્યા નથી.

(૩૬) પછી જે કંઈ તમને મળ્યું છે તે માત્ર દુનિયાનું જીવન ગુજારવા માટે છે, અને જે કંઈ અલ્લાહની પાસે છે તે વધારે ઉત્તમ છે અને બાકી રહેવાવાળું છે એ લોકો માટે જેઓ ઈમાન લાવ્યા અને તેઓ અલ્લાહ પર ભરોસો કરે છે.

(૩૭) અને એ લોકો જેઓ મોટા ગુનાઓથી અને નિર્લજ્જતાથી બચે છે

અને જ્યારે તેમને ગુસ્સો આવે છે, તો તેઓ માફ કરી દે છે, (૩૮) અને તેઓ જેમણે પોતાના પાલનહારના આમંત્રણને કબૂલ કર્યું અને નમાઝ સ્થાપિત કરી અને તેઓ પોતાનું કાર્ય પરસ્પર પરામર્શથી કરે છે, અને અમે જે કંઈ તેમને આપ્યું છે તેઓ તેમાંથી ખર્ચ કરે છે, (૩૯) અને એ લોકો કે જ્યારે તેમના પર ચઢાઈ થાય છે તો તેઓ બદલો લે છે, (૪૦) અને બૂરાઈનો બદલો છે એવી જ બૂરાઈ. પછી જેણે માફ કરી દીધું અને સુધારણા કરી તો તેનું વળતર અલ્લાહના શિરે છે. નિઃશંક, તે અત્યાચારીઓને પસંદ કરતો નથી, (૪૧) અને જે વ્યક્તિ પોતાના પીડિત થયા પછી બદલો લે તો આવા લોકો પર કોઈ આરોપ નથી. (૪૨) આરોપ કેવળ એમના પર છે જેઓ લોકો પર અત્યાચાર કરે છે અને ધરતીમાં અનુચિત વિદ્રોહ કરે છે. આ જ લોકો છે, જેમના માટે પીડાદાયક યાતના છે, (૪૩) અને જે વ્યક્તિએ ધૈર્ય દાખવ્યું અને માફ કરી દીધું, તો નિઃસંદેહ આ હિંમતનાં કાર્યો છે.

(૪૪) અને જે વ્યક્તિને અલ્લાહ ભટકાવી દે તો તેના પછી તેનો કોઈ કાર્યસાધક નથી, અને તમે અત્યાચારીઓને જોશો કે જ્યારે તેઓ યાતના જોશે તો તેઓ કહેશે કે શું પાછા ફરવાનો કોઈ ઉપાય છે ? અને તમે તેમને જોશો કે તેઓ નર્કના દરવાજાઓની સામે જશે. (૪૫) તેઓ અપમાનિત ઝુકેલા હશે. છૂપી નજરથી જોતા હશે, અને ઈમાનવાળાઓ કહેશે કે નુકસાનવાળા એ જ લોકો છે, જેમણે કયામતના દિવસે પોતાને અને પોતાના સંબંધિતોને નુકસાનમાં નાખી દીધા. સાંભળી લો, અત્યાચારી લોકો શાશ્વત યાતનામાં રહેશે, (૪૬) અને તેમના માટે કોઈ મદદગાર નહીં હોય, જે અલ્લાહના સામે તેમની મદદ કરે, અને અલ્લાહ જેને ભટકાવી દે તો તેના માટે કોઈ માર્ગ નથી.

(૪૭) તમે તમારા પ્રભુ-પાલનહારનું આમંત્રણ કબૂલ કરો તેનાથી પહેલા કે એવો દિવસ આવી જાય, જેના માટે અલ્લાહ તરફથી ટળવાનું નહીં હોય.

એ દિવસે તમારા માટે કોઈ શરણ નહીં હોય અને ન તમે કોઈ વસ્તુને રદ કરી શકશો. (૪૮) પછી જો તેઓ અવગણના કરે, તો અમે તમને તેમના ઉપર નિરીક્ષક બનાવીને નથી મોકલ્યા. તમારી જવાબદારી કેવળ પહોંચાડી દેવાની છે, અને મનુષ્યને જ્યારે અમે અમારી દયાથી નવાજીએ છીએ, તો તે તેના પર ખુશ થઈ જાય છે, અને જો તેમનાં કર્મોના બદલામાં તેમના પર કોઈ મુસીબત આવી પડે છે, તો માણસ કૃતઘ્નતા કરવા લાગે છે.

(૪૯) આકાશો અને ધરતીનું રાજ્ય અલ્લાહ માટે છે. તે જે ઇચ્છે છે, પેદા કરે છે. તે જેને ઇચ્છે છે પુત્રીઓ પ્રદાન કરે છે અને જેને ઇચ્છે છે પુત્રો પ્રદાન કરે છે, (૫૦) અથવા તેમને એકત્ર કરીને આપે છે પુત્રો પણ અને પુત્રીઓ પણ, અને જેને ઇચ્છે છે નિઃસંતાન રાખે છે. નિશ્ચિતપણે તે જાણવાવાળો અને સામર્થ્યવાન છે.

(૫૧) અને કોઈ વ્યક્તિની શક્તિ નથી કે અલ્લાહ તેનાથી વાર્તાલાપ કરે, પરંતુ વહી (દિવ્ય પ્રકાશના) દ્વારા અથવા પરદાના પાછળથી અથવા તે કોઈ ફરિશ્તાને મોકલે કે તે વહી કરી દે તેના આદેશથી જે તે ઇચ્છે. નિઃશંક, તે સર્વોચ્ચ છે, તત્ત્વદર્શી છે, (૫૨) અને એ જ રીતે અમે તમારા તરફ પણ વહી કરી છે, એક રૂહ (આત્મા) પોતાના આદેશથી. તમે જાણતા નહોતા કે ગ્રંથ શું છે અને ન એ જાણતા હતા કે ઈમાન શું છે. પરંતુ અમે તેને એક 'નૂર' (જ્યોતિર્મય પ્રકાશ) બનાવ્યો, તેનાથી અમે માર્ગદર્શન આપીએ છીએ પોતાના બંદાઓમાંથી જેને ઇચ્છીએ છીએ, અને નિઃશંક તમે એક સીધા રસ્તા તરફ માર્ગદર્શન કરી રહ્યા છો. (૫૩) એ અલ્લાહના રસ્તા તરફ, જેનું એ સર્વસ્વ છે જે આકાશોમાં અને ધરતીમાં છે. સાંભળી લો, બધા મામલાઓ અલ્લાહ તરફ જ ફરવાના છે.

—●—

# ૪૩. સૂરઃ અઝ્-ઝુખરુફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હા-મીમ. (૨) સોગંદ છે આ સ્પષ્ટ ગ્રંથના ! (૩) અમે આને અરબી ભાષાનું કુર્આન બનાવેલ છે, જેથી તમે સમજો, (૪) અને નિઃસંદેહ આ મૂળ ગ્રંથમાં અમારા પાસે છે, ઉચ્ચ અને તત્ત્વદર્શિતાથી ભરપૂર.

(૫) શું અમે તમારી શિખામણથી એટલા માટે અવગણના કરી લઈએ કે તમે હદ વટાવી જનારાં છો, (૬) અને અમે અગાઉના લોકોમાં કેટલાક પયગંબરો મોકલ્યા, (૭) અને એ લોકોની પાસે કોઈ પયગંબર નથી આવ્યો, જેની તેમણે હાંસી ન ઉડાવી હોય. (૮) પછી જે લોકો તેમનાથી વધારે શક્તિશાળી હતા, તેમને અમે નષ્ટ કરી દીધા, અને અગાઉના લોકોના દૃષ્ટાંતો વિતી ચૂક્યા.

(૯) અને જો તમે તેમને પૂછો કે આકાશો અને ધરતીનું સર્જન કોણે કર્યું, તો તેઓ અવશ્ય કહેશે કે તેમનું સર્જન શક્તિશાળી, સર્વજ્ઞાનીએ કર્યું, (૧૦) જેણે તમારા માટે ધરતીને ફર્શ બનાવી, અને તેમાં તમારા માટે રસ્તાઓ બનાવ્યા, જેથી તમે માર્ગ પામો, (૧૧) અને જેણે આકાશથી પાણી વરસાવ્યું એક પ્રમાણની સાથે. પછી અમે તેનાથી મૃત જમીનને જીવંત કરી દીધી. એ જ પ્રમાણે તમને કાઢવામાં આવશે, (૧૨) અને તેણે વિભિન્ન પ્રકારની વસ્તુઓ બનાવી અને તમારા માટે એ નૌકાઓ અને ઢોરો બનાવ્યા, જેના પર તમે સવાર થાઓ છો, (૧૩) જેથી તમે તેમની પીઠ પર અડગ થઈને બેસો. પછી તમે તમારા પાલનહારની કૃપાને યાદ કરો, જ્યારે તમે તેના પર સવાર થાઓ, અને કહો કે પવિત્ર છે તે, જેણે આ વસ્તુઓને અમારા વશમાં કરી દીધી, અને અમે એવા નહોતા કે આમને કાબૂમાં કરતા, (૧૪) અને નિઃશંક અમે અમાર પાલનહાર તરફ પાછા ફરનાર છીએ.

(૧૫) અને આ લોકોએ અલ્લાહના બંદાઓમાંથી અલ્લાહનો અંશે ઠરાવ્યો. નિઃશંક, મનુષ્ય સ્પષ્ટ કૃતઘ્ન છે. (૧૬) શું અલ્લાહે પોતાનાં સર્જનોમાંથી પુત્રીઓ પસંદ કરી અને તમને પુત્રોથી નવાજ્યા ? (૧૭) અને જ્યારે તેમનામાંથી કોઈને એ વસ્તુના સમાચાર આપવામાં આવે છે, જેને તે રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) તરફ જોડે છે, તો તેનો ચહેરો કાળો પડી જાય છે અને તે દુઃખથી ભરાઈ જાય છે. (૧૮) શું તે જે ઘરેણાઓમાં ઉછરે અને ઝઘડામાં પોતાની વાત ન કહી શકે (૧૯) અને ફરિશ્તાઓ જે રહમાનના બંદાઓ છે, તેમને તેમણે સ્ત્રી ઠરાવી રાખ્યા છે. શું તેઓ તેમનાં સર્જન વખતે હાજર હતા ? તેમનો આ દાવો લખી લેવામાં આવશે અને તેમને પૂછવામાં આવશે.

(૨૦) અને તેઓ કહે છે કે જો રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) ઈચ્છતો તો અમે તેમની ઉપાસના ન કરતા. તેમને આનું કોઈ જ્ઞાન નથી. તેઓ માત્ર કાલ્પનિક વાત કરી રહ્યા છે. (૨૧) શું અમે તેમને આનાથી પહેલા કોઈ ગ્રંથ આપ્યો છે, તો તેને તેમણે દૃઢતાથી પકડી રાખ્યો છે ? (૨૨) બલ્કે તેઓ કહે છે કે અમે અમારા પૂર્વજોને એક રિત પર જોયા છે અને અમે તેમના પાછળ ચાલી રહ્યા છીએ, (૨૩) અને આ જ પ્રમાણે અમે તમારાથી પહેલા જે વસ્તીમાં કોઈ ડરાવનાર મોકલ્યો, તો તેના સુખી-સંપન્ન લોકોએ કહ્યું કે અમે અમારા પૂર્વજોને એક પરંપરા પર જોયા છે અને અમે તેમના પાછળ ચાલી રહ્યા છીએ. (૨૪) ડરાવનારે કહ્યું, ચાહે હું તેનાથી વધારે સાચો માર્ગ તમને બતાવું, જેના પર તમે તમારાં પૂર્વજોને જોયા છે ? તેમણે કહ્યું કે અમે તેનો ઈન્કાર કરરનારાં છીએ જેને લઈને તમને મોકલવામાં આવ્યા છે. (૨૫) તો અમે તેમનાથી બદલો લીધો. પછી જુઓ કે કેવું પરિણામ આવ્યું ખોટું ઠેરવનારાઓનું.

(૨૬) અને જ્યારે ઈબ્રાહીમે પોતાના પિતાને અને પોતાની જાતિને કહ્યું

કે હું એ વસ્તુઓથી વિમુક્ત છું જેની તમે પૂજા-અર્ચના કરો છો, (૨૭) પરંતુ તે જેણે મને પેદા કર્યો. પછી નિઃશંક, તેણે મારું માર્ગદર્શન કરશે (૨૮) અને ઈબ્રાહીમ આ જ કલેમા (બોલ) પોતાની પાછળ પોતાના સંતાનો માટે છોડી ગયો, જેથી તે તેના તરફ રજૂ થાય, (૨૯) બલ્કે મેં તેમને અને તેમના પૂર્વજોને દુનિયાની સાધન-સામગ્રી આપી, ત્યાં સુધી કે તેમના પાસે સત્ય આવ્યું અને ઈશદૂત સ્પષ્ટ સંભળાવનાર, (૩૦) અને જ્યારે તેમના પાસે સત્ય આવી ગયું, તેમણે કહ્યું કે આ જાદૂ છે અને અમે તેનો ઈન્કાર કરનારાં છીએ.

(૩૧) અને તેમણે કહ્યું કે આ કુર્આન બંને વસ્તીઓમાંથી કોઈ મોટા માણસ પર કેમ અવતરિત કરવામાં ન આવ્યું ? (૩૨) શું આ લોકો તારા પ્રભુ-પાલનહારની દયાને વહેંચી રહ્યા છે ? દુનિયાના જીવનમાં તેમની રોજીને તો અમે વિતરીત કરી છે અને અમે એકને બીજા પર શ્રેષ્ઠતા પ્રદાન કરી છે, જેથી તેઓ એક-બીજાથી કામ લે, અને તારા પાલનહારની દયા તેનાથી વધારે છે જેને આ લોકો એકત્ર કરી રહ્યા છે, (૩૩) અને જો એ વાત ન હોત કે સૌ લોકો એક જ પદ્ધતિના બની જશે, તો એ લોકો પરમ્ કૃપાળુ અલ્લાહનો ઈન્કાર કરે છે, તેમના માટે અમે તેમના ઘરોની છતો ચાંદીની બનાવી દેતા અને સીડીઓ પણ, જેના પર તેઓ ચઢે છે (૩૪) અને તેમના ઘરોના કમાડ પણ અને બેઠકો પણ, જેના પર તેઓ ટેક લગાવીને બેસે છે, (૩૫) અને સોનાના પણ, અને આ વસ્તુઓ તો કેવળ દુનિયાનો સાજ-સામાન છે અને આખિરત (પરલોક) તારા પ્રભુ-પાલનહારની પાસે ઈશપરાયણ લોકો માટે છે.

(૩૬) અને જે વ્યક્તિ પરમ્ કૃપાળુ અલ્લાહની શિખામણની અવગણના કરે છે, તો અમે તેના પર એક શૈતાન થોપી દઈએ છીએ, પછી તે તેનો સાથી બની જાય છે, (૩૭) અને તે તેમને સત્ય-માર્ગથી રોકતા રહે છે, અને આ લોકો સમજે છે કે તેઓ સન્માર્ગ પર છે, (૩૮) ત્યાં સુધી કે જ્યારે તે અમારા

પાસે આવશે કે કદાચ, મારા અને તારા વચ્ચે પૂર્વ અને પશ્ચિમનું અંતર હોત ! પછી કેટલો ખરાબ સાથી છે ! (૩૯) અને જ્યારે તમે અત્યાચાર કરી ચૂક્યા, તો એ વાત તમને કંઈ લાભ નહીં પહોંચાડે કે તમે યાતનામાં એક-બીજાના ભાગીદાર છો.

(૪૦) પછી શું તમે બહેરાઓને સંભળાવશો અથવા તમે આંધળાઓને બતાવશો અને તેમને, જેઓ સ્પષ્ટ પથભ્રષ્ટતામાં છે. (૪૧) પછી જો અમે તમને ઉઠાવી લઈએ, તો અમે તેમનાથી બદલો લેવાવાળા છીએ (૪૨) અથવા તમને બતાવી દઈશું એ વસ્તુ જેનું અમે તમને વચન આપ્યું છે. (૪૩) પછી અમે તેમના પર સંપૂર્ણ સામર્થ્યવાન છીએ. તેથી તમે આને દૃઢતાથી પકડી રાખો, જે તમારા પર વહી (દિવ્ય પ્રકાશના) કરવામાં આવેલ છે. નિઃશંક, તમે એક સીધા માર્ગ પર છો, (૪૪) અને આ તમારા માટે અને તમારી જાતિ માટે શિખામણ છે, અને ટૂંક સમયમાં તમારી પૂછપરછ થશે, (૪૫) અને જેમને અમે તમારાથી પહેલા મોકલ્યા છે તેમને પૂછી લો કે શું અમે રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) સિવાય બીજા ઉપાસ્યો ઠરાવ્યા હતા કે તેમની ઉપાસના કરવામાં આવે ?

(૪૬) અને અમે મૂસાને અમારી નિશાનીઓની સાથે ફિરઔન અને તેમના અમીરોની પાસે મોકલ્યો, તો તેણે કહ્યું કે હું સૃષ્ટિના સ્વામીનો પયગંબર છું. (૪૭) તેથી જ્યારે તે તેમની પાસે અમારી નિશાનીઓની સાથે આવ્યો, તો તેઓ તેના પર હસવા લાગ્યા (૪૮) અને અમે તેમને જે નિશાનીઓ બતાવતા હતા તે પહેલી નિશાનીથી વધારે પ્રભાવી હતી, અને અમે તેમને યાતનામાં પકડ્યા, જેથી તેઓ પલટે, (૪૯) અને તેમણે કહ્યું કે હે જાદુગર ! અમારા માટે તમારા રબ (પ્રભુ-પાલનહાર)ને પ્રાર્થના કરો, એ વચનના આધારે જે તેણે તમને આપ્યું છે. અમે અવશ્ય માર્ગ પર આવી જઈશું.

(૫૦) પછી જ્યારે અમે એ યાતના તેમનાથી હટાવી દીધી, તો તેમણે પોતાની પ્રતિજ્ઞા તોડી નાખી.

(૫૧) અને ફિરઔનને પોતાની જાતિ વચ્ચે પોકારીની કહ્યું કે હે મારી જાતિ ! શું મિસર (ઇજિપ્ત)નું રાજ્ય મારું નથી ? અને આ નહેરો જે મારા નીચે વહી રહી છે ? શું તમે લોકો જોતા નથી ? (૫૨) બલ્કે હું શ્રેષ્ઠ છું આ વ્યક્તિથી જે નીચ છે, અને ચોખ્ખું બોલી નથી શકતો. (૫૩) પછી કેમ તેના પર સોનાના કંગન આવી ન પડ્યા અથવા ફરિશ્તાઓ તેના સાથે પાંખો ફેલાવીને આવતા. (૫૪) બસ, તેણે પોતાની જાતિને મૂર્ખ બનાવી દીધી. પછી તેમણે તેની વાત માની લીધી. આ અવજ્ઞાકારી લોકો હતા. (૫૫) પછી જ્યારે તેમણે અમને ક્રોધિત કર્યા, તો અમે તેમનાથી બદલો લીધો, અને અમે એ સૌને ડૂબાડી દીધા. (૫૬) પછી અમે તેમને ભૂતકાળની દંતકથા બનાવી દીધા અને બીજાઓ માટે શિક્ષાપ્રદ નમૂનો.

(૫૭) અને જ્યારે મરયમના પુત્રનું દૃષ્ટાંત આપવામાં આવ્યું, તો તમારી જાતિના લોકો તેના પર ચીસ પાડી ઉઠ્યા, (૫૮) અને તેમણે કહ્યું કે અમારા ઉપાસ્યો સારા છે કે તે ? આ દૃષ્ટાંત તેઓ કેવળ તમારાથી ઝઘડવા માટે વર્ણવે છે, (૫૯) બલ્કે આ લોકો ઝઘડાળુ છે. ઈસા તો બસ અમારો એક બંદો હતો, જેના પર અમે કૃપા કરી અને તેને ઈસરાઈલની સંતાન માટે એક આદર્શ બનાવી દીધો, (૬૦) અને જો અમે ઇચ્છીએ તો તમારા અંદરથી ફરિશ્તાઓ બનાવી દઈએ, જેઓ ધરતીમાં તમારા ઉત્તરાધિકારી હોય, (૬૧) અને નિઃશંક ઈસા કયામતની એક નિશાની છે, તો તમે તેમાં સંદેહ ન કરો અને મારું અનંસરણ કરો. આ જ સીધો માર્ગ છે, (૬૨) અને શૈતાન તમને આનાથી રોકવા ન પામે. નિઃસંદેહ, તે તમારો ખુલ્લો દુશ્મન છે.

(૬૩) અને જ્યારે ઈસા ખુલ્લી નિશાનીઓની સાથે આવ્યો, તેણે કહ્યું કે

હું તમારા પાસે તત્ત્વદર્શિતા લઈને આવ્યો છું અને એટલા માટે કે તમારા સામે સ્પષ્ટ કરી દઉં કેટલીક વાતો, જેમાં તમે મતભેદ કરી રહ્યા છો. બસ, તમે અલ્લાહથી ડરો અને મારું અનુસરણ કરો. (૬૪) નિઃશંક, અલ્લાહ જ મારો રબ (પ્રભુ-પાલનહાર) છે અને તમારો રબ પણ, તો તમે તેની જ ઉપાસના કરો, આ જ સીધો માર્ગ છે. (૬૫) પછી સમૂહોએ પરસ્પર મતભેદ કર્યો. પછી વિનાશ છે એ લોકો માટે, જેમણે અત્યાચાર કર્યો, એક પીડાદાયક દિવસની યાતનાથી.

(૬૬) આ લોકો બસ કયામતની રાહ જોઈ રહ્યા છે કે તે તેમના પર અચાનક આવી પડે અને તેમને ખબર પણ ન હોય. (૬૭) તમામ મિત્રો એ દિવસે એક-બીજાના દુશ્મન હશે, સિવાય ડરવાવાળાઓના. (૬૮) હે મારા બંદાઓ ! આજે તમારા માટે કોઈ ભય નથી અને ન તમે દુઃખી થશો. (૬૯) જે લોકો ઈમાન લાવ્યા અને આજ્ઞાંકિત છે (૭૦) સ્વર્ગમાં દાખલ થઈ જાઓ તમે અને તમારી પત્નીઓ, તમને પ્રસન્ન કરી દેવામાં આવશે. (૭૧) તેમના સામે સોનાની રકાબીઓ અને પ્યાલાઓ પ્રસ્તુત કરવામાં આવશે, અને ત્યાં એ વસ્તુઓ હશે, જેનાથી મન લાગશે અને જેનાથી આંખોને લિઝ્ઝત મળશે, અને તમે અહીં હંમેશા રહેશો, (૭૨) અને આ એ સ્વર્ગ છે, જેના તમને માલિક બનાવી દેવામાં આવ્યા એ કારણસર જે તમે કરતા હતા. (૭૩) તમારા માટે આમાં પુષ્કળ મેવા છે, જેમાંથી તમે ખાશો.

(૭૪) નિઃશંક, ગુનેગાર લોકો હંમેશા નર્કમાં રહેશે. (૭૫) તે તેમનાથી હળવો કરવામાં નહીં આવે અને તેઓ તેમાં નિરાશ પડેલા રહેશે, (૭૬) અને અમે તેમના પર અત્યાચાર નથી કર્યો, બલ્કે તેઓ સ્વયં જ અત્યાચારી હતા, (૭૭) અને તેઓ પોકારશે કે હે માલિક ! તમારો રબ અમારો નાશ જ કરી દે. ફરિશ્તો કહેશે, તમને આમ જ રીતે પડી રહેવાનું છે. (૭૮) અમે તમારા પાસે

સત્ય લઈને આવ્યા, પરંતુ તમારામાંથી મોટાભાગના લોકો સત્યથી વિમુખ રહ્યા. (૭૯) શું તેમણે કોઈ વાત નક્કી કરી લીધી છે, તો અમે પણ એક વાત નક્કી કરી લઈશું. (૮૦) શું તેમનો ખ્યાલ છે કે અમે તેમનાં રહસ્યોને અને તેમની સલાહોને નથી સાંભળી રહ્યા. હા, અને અમારા મોકલેલા તેમના પાસે લખતા રહે છે.

(૮૧) કહો કે જો રહમાનને કોઈ સંતાન હોય, તો હું સૌથી પહેલો તેની ઉપાસના કરવાવાળો છું. (૮૨) આકાશો અને ધરતીનો સ્વામી, અર્શ (રાજ-સિંહાસન)નો માલિક, તે એ વાતોથી પવિત્ર છે જેને લોકો વર્ણવે છે. (૮૩) પછી તેમને છોડી દો કે તેઓ વિવાદ કરે અને ખેલ કરે, ત્યાં સુધી કે તેઓ એ દિવસનો સામનો કરે, જેનું તેમને વચન આપવામાં આવી રહ્યું છે.

(૮૪) અને એ જ છે, જે આકાશમાં સ્વામી છે અને એ જ ધરતીમાં સ્વામી છે અને તે તત્ત્વદર્શી, સર્વજ્ઞાની છે, (૮૫) અને અત્યંત વિભૂતિવાળી છે એ હસ્તી, જેની સત્તા આકાશોમાં અને ધરતીમાં છે અને જે કંઈ તેના વચ્ચે છે, અને તેના જ પાસે કયામતનું જ્ઞાન છે, અને તેના જ તરફ તમને પાછા ફેરવવામાં આવશે.

(૮૬) અને અલ્લાહ સિવાય જેમને આ લોકો પોકારે છે તેઓ ભલામણનો અધિકાર નથી રાખતા, પરંતુ તેઓ જેઓ સત્યની સાક્ષી આપશે અને તેઓ જાણતા હશે, (૮૭) અને જો તમે એમને પૂછો કે તેમને કોણે પેદા કર્યા છે, તો તેઓ એ જ કહેશે કે અલ્લાહે. પછી તેઓ ક્યાં ભટકી જાય છે, (૮૮) અને તેને પયગંબર જે કહી રહ્યો છે તેની ખબર છે કે હે મારા માલિક ! આ એવા લોકો છે કે ઈમાન નથી લાવતા. (૮૯) તેથી તેમનાથી દરગુજર કરો અને કહો શે સલામ છે તમને, ટૂંક સમયમાં તેમને ખબર પડી જશે.

—●—

# ૪૪. સૂરઃ અદ્-દુખાન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હા-મીમ, (૨) સોગંદ છે આ સ્પષ્ટ ગ્રંથના. (૩) અમે આને એક બરકતવાળી રાત્રિમાં અવતરિત કરી છે. નિઃશંક, અમે સચેત કરવાવાળા હતા. (૪) આ રાત્રે દરેક તત્ત્વદર્શિતાવાળો મામલો નક્કી કરવામાં આવે છે.

(૫) અમારી આજ્ઞાથી, નિશ્ચિતપણે અમે હતા મોકલનારા, (૬) તારા પાલનહારની કૃપાથી, એ જ સાંભળનાર છે, જાણવાવાળો છે. (૭) આકાશો અને ધરતીનો રબ (પ્રભુ-પાલનહાર) અને જે કંઈ તેમના વચ્ચે છે, જો તમે વિશ્વાસ કરવાવાળા છો. (૮) તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. એ જ જીવન આપે છે અને મૃત્યુ આપે છે. તમારો પણ રબ પણ અને તમારા અગાઉના બાપ-દાદાઓનો રબ પણ.

(૯) બલ્કે તેઓ સંદેહમાં પડીને રમત રમી રહ્યા છે. (૧૦) પછી રાહ જુઓ એ દિવસની, જ્યારે આકાશ એક ખુલ્લા ધૂમાડાની સાથે પ્રગટ થશે. (૧૧) તે એક પીડાદાયક યાતના છે. (૧૨) હે મારા માલિક ! અમારા પર યાતનાને ટાળી દે, અમે ઈમાન લાવીએ છીએ. (૧૩) તેમના માટે શિખામણ કેવી, અને તેમના પાસે ઈશદૂત આવી ચૂક્યો હતો ખોલીને સંભળાવનાર. (૧૪) પછી તેમણે આનાથી પીઠ ફેરવી અને કહ્યું કે આ તો એક શીખવાડેલ દીવાનો છે. (૧૫) અમે થોડાક સમય માટે યાતનાને હટાવી દઈએ, તમે ફરી પોતાની એ જ હાલત પર આવી જશો, (૧૬) જે દિવસે અમે પકડીશું, કઠોર પકડ, એ દિવસે અમે પૂરેપૂરો બદલો લઈશું.

(૧૭) અને તેમનાથી પહેલા અમે ફિરઔનની જાતિની પરીક્ષા કરી, અને તેમના પાસે એક પ્રતિષ્ઠિત ઈશદૂત આવ્યો (૧૮) કે અલ્લાહના બંદાઓને મારા સુપ્રત કરી દો. હું તમારા માટે એક વિશ્વસનીય ઈશદૂત છું, (૧૯) અને એ કે

અલ્લાહની સામે વિદ્રોહ ન કરો. હું તમારા સામે એક સ્પષ્ટ દલીલ પ્રસ્તુત કરું છું. (૨૦) અને હું મારા અને તમારા પાલનહારનું શરણ લઈ ચૂક્યો છું એ વાતથી કે તમે મને પથ્થરોથી મારી નાખો, (૨૧) અને જો તમે મારા પર ઈમાન નથી લાવતા, તો તમે મારાથી અલગ રહો.

(૨૨) પછી મૂસાએ પોતાના પાલનહારને પોકાર્યો કે આ લોકો ગુનેગાર છે. (૨૩) તો હવે તમે મારા બંદાઓને રાત્રે જ લઈને ચાલ્યા જાઓ. તમારો પીછો કરવામાં આવશે, (૨૪) અને અને તમે નદીને થોભેલી છોડી દો, તેમનું લશ્કર ડૂબવાનું છે. (૨૫) તેમણે કેટલાય બગીચાઓ અને ઝરણાં, (૨૬) અને ખેતીઓ અને સુંદર મકાનો, (૨૭) અને એશઆરામનો સામાન જેમાં તેઓ ખુશ રહેતા હતા, બધું જ છોડી દીધું. (૨૮) એ જ પ્રમાણે થયું અને અમે બીજી જાતિને તેની માલિક બનાવી દીધી. (૨૯) પછી ન તેમના પર આકાશ રડ્યું અને ન જમીન, અને ન તેમને મહેતલ આપવામાં આવી.

(૩૦) અને અમે ઈસરાઈલની સંતાનને અપમાનિત કરનાર યાતનાથી મુક્તિ આપી, (૩૧) અર્થાત્ ફિરઔનથી. નિઃશંક તે વિદ્રોહી અને હદ વટાવી જનારાઓમાંથી હતો, (૩૨) અને અમે તેમને અમારા જ્ઞાનથી જગત-વાસીઓમાં પ્રાધાન્યતા આપી, (૩૩) અને અમે તેમને એવી નિશાનીઓ આપી, જેમાં સ્પષ્ટ ઇનામ હતું.

(૩૪) આ લોકો કહે છે, (૩૫) બસ આ જ અમારું પહેલું મૃત્યુ છે અને અમને પછી ઉઠાવવામાં નહીં આવે. (૩૬) જો તમે સાચા છો, તો લઈ આવો અમારા બાપ-દાદાઓને. (૩૭) શું આ લોકો શ્રેષ્ઠ છે કે તુબ્બાની જાતિ અને જેઓ તેના પહેલા હતા? અમે તેમને નષ્ટ કરી દીધા. નિઃશંક તેઓ અવજ્ઞાકારી હતા.

(૩૮) અને અમે આકાશો અને ધરતીને અને જે કંઈ તેમના વચ્ચે છે ખેલના

રૂપમાં નથી બનાવ્યા. (૩૯) તેમને અમે સત્યની સાથે બનાવ્યા છે, પરંતુ તેમના મોટાભાગના લોકો જાણતા નથી. (૪૦) નિશ્ચિતપણે નિર્ણયનો દિવસ આ સૌનો નિર્ધારિત દિવસ છે, (૪૧) જે દિવસે કોઈ સગો કોઈ સગાને કામ નહીં લાગે અને ન તેમની કોઈ સહાયતા કરવામાં આવશે. (૪૨) હા, પરંતુ તે જેના પર અલ્લાહ દયા કરે. નિઃશંક તે પ્રભુત્વશાળી છે, દયાળુ છે.

(૪૩) ઝક્કુમનું વૃક્ષ ! (૪૪) ગુનેગારોનો ખોરાક હશે. (૪૫) તેલના કીટા જેવો, તે પેટમાં ઉકળશે, (૪૬) જે રીતે ગરમ પાણી ઉકળે છે. (૪૭) તેને પકડો અને તેને ઘસડીને નર્કમાં વચ્ચોવચ્ચ લઈ જાઓ. (૪૮) પછી તેના માથા પર ઉકળતા પાણીની યાતના નાખી દો. (૪૯) ચાખ આને, તું ખૂબ મોટો પ્રતિષ્ઠિત, આદરણીય છે ! (૫૦) આ એ જ વસ્તુ છે, જેમાં તમે સંદેહ કરતા હતા.

(૫૧) નિઃશંક, અલ્લાહથી ડરવાવાળા શાંતિની જગ્યામાં હશે. (૫૨) બાગોમાં અને ઝરણાઓમાં. (૫૩) સૂક્ષ્મ રેશમ અને ઝીણા રેશમના પોશાક પહેરીને આમને-સામને બેસેલા હશે. (૫૪) આ વાત એવી જ છે, અને અમે તેમને પરણાવીશું હૂરો, મોટી-મોટી આંખોવાળી. (૫૫) તેઓ તેમાં માંગશે દરેક પ્રકારના મેવા અત્યંત શાંતિથી. (૫૬) તેઓ ત્યાં મૃત્યુને નહીં ચાખે, પરંતુ એ મૃત્યુ જે પહેલા આવી ચૂક્યું છે અને અલ્લાહે તેમને નર્કની યાતનાથી બચાવી લીધા. (૫૭) આ તારા રબ (પ્રભુ-પાલનહાર)ની કૃપા હશે, આ જ છે મોટી સફળતા.

(૫૮) તેથી અમે આ ગ્રંથને તમારી ભાષામાં સરળ બનાવી દીધો છે, જેથી લોકો બોધ ગ્રહણ કરે. (૫૯) પછી તમે પણ રાહ જુઓ, તેઓ પણ રાહ જોઈ રહ્યા છે.

—●—

# ૪૫. સૂરઃ અલ-જાસિયહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હા-મીમ. (૨) આ અવતરિત કરેલ ગ્રંથ છે, પ્રભુત્વશાળી, તત્ત્વદર્શી અલ્લાહ તરફથી. (૩) નિઃશંક, આકાશો અને ધરતીમાં નિશાનીઓ છે ઈમાન-વાળાઓ માટે (૪) અને તમને બનાવવામાં અને એ પશુઓમાં જે તેણે ધરતીમાં ફેલાવી રાખ્યા છે, નિશાનીઓ છે એ લોકો માટે જેઓ વિશ્વાસ રાખે છે, (૫) અને રાત અને દિવસના આવવા-જવામાં અને એ આજીવિકામાં જેને અલ્લાહ આકાશમાંથી ઉતારી, પછી તેનાથી જમીનને જીવંત કરી દીધી તેના મૃત થઈ ગયા પછી, અને હવાઓના ચાલવામાં પણ નિશાનીઓ છે એ લોકો માટેજેઓ બુદ્ધિ રાખે છે. (૬) આ અલ્લાહની આયતો છે જેને અમે સત્યની સાથે તમને સંભાળવી રહ્યા છીએ. પછી અલ્લાહ અને તેની આયતો પછી કઈ વાત છે જેના પર તેઓ ઈમાન લાવશે.

(૭) વિનાશ છે પ્રત્યેક એ વ્યક્તિ માટે જે જૂઠો છે, (૮) જે અલ્લાહની આયતોને સાંભળે છે, જ્યારે કે તે તેના સામે પઢવામાં આવે છે, પછી તે અહંકારની સાથે જીદ પર અડેલો રહે છે, જાણે તેણે તેને સાંભળી જ નથી. પછી તમે તેને એક પીડાદાયક યાતનાની શુભસૂચના સંભળાવી દો, (૯) અને જ્યારે તે અમારી આયતોમાંથી કોઈ વસ્તુની માહિતી મેળવે છે, તો તે તેને મજાક બનાવી લે છે. આવા લોકો માટે અપમાનિત કરનાર યાતના છે. (૧૦) તેમના આગળ નર્ક છે, અને જે કંઈ તેમણે કમાવ્યું તે તેમના કંઈ કામ ન લાગવાનું નથી, અને ન તેઓ જેમને તેમણે અલ્લાહ સિવાય કાર્યસાધક બનાવ્યા હતા, અને તેમના માટે મોટી યાતના છે. (૧૧) આ માર્ગદર્શન છે, અને જેમણે પોતાના પ્રભુ-પાલનહારની આયતોનો ઈન્કાર કર્યો, તેમના માટે કઠોર પીડાદાયક યાતના છે.

(૧૨) અલ્લાહ જ છે, જેણે તમારા માટે સમુદ્રને આધીન કરી દીધો, જેથી તેના આદેશથી તેમાં નૌકાઓ ચાલે અને એટલા માટે કે તમે તેની કૃપા શોધો અને એટલા માટે કે તમે આભાર વ્યક્ત કરો, (૧૩) અને તેણે આકાશો અને ધરતીની તમામ વસ્તુઓને તમારા માટે વશમાં કરી દીધી, સૌને પોતાના તરફથી. નિઃશંક, આમાં નિશાનીઓ છે એ લોકો માટે જેઓ ચિંતન કરે છે.

(૧૪) ઈમાનવાળાઓને કહો કે એ લોકોને દરગુજર કરે, જેઓ અલ્લાહના દિવસોની આશા નથી રાખતા, જેથી અલ્લાહ એક જાતિને તેની કમાણીનો બદલો આપે. (૧૫) જે વ્યક્તિ સદ્‌કાર્ય કરશે, તો તેનો લાભ તેના માટે જ છે, અને જે વ્યક્તિએ દુષ્કૃત્ય કર્યું તો તેની આફત તેના પર જ પડશે. પછી તમને પોતાના પ્રભુ-પાલનહાર તરફ પાછા ફેરવવામાં આવશે.

(૧૬) અને અમે ઈસરાઈલની સંતાનને ગ્રંથ અને આદેશ અને પયગંબરી પ્રદાન કર્યા અને તેમને પવિત્ર આજીવિકા પ્રદાન કરી અને અમે તેમને જગતવાસીઓ પર શ્રેષ્ઠતા પ્રદાન કરી, (૧૭) અને અમે તેમને દીન (ધર્મ) વિશે ખુલ્લી-ખુલ્લી દલીલો આપી. પછી તેમણે મતભેદ ન કર્યો, પરંતુ એ પછી કે તેમના પાસે જ્ઞાન આવી ચૂક્યું હતું, પરસ્પર જીદના કારણે. નિઃશંક તારો પાલનહાર કયામતના દિવસે તેમના વચ્ચે નિર્ણય કરી દેશે એ વસ્તુઓ વિશે જેમાં તેઓ પરસ્પર મતભેદ કરતા હતા. (૧૮) પછી અમે તમને દીન (ધર્મ)ની એક સ્પષ્ટ પદ્ધતિ પર સ્થાપિત કર્યા. તેથી તમે તેના પર જ ચાલો અને એ લોકોને ઈચ્છાઓનું અનુસરણ ન કરો જેઓ જ્ઞાન નથી રાખતા. (૧૯) આ લોકો અલ્લાહની સામે તમારા કંઈ કામ નથી આવી શકતા, અને અત્યાચારી લોકો એક-બીજાના સાથી છે, અને ડરવાવાઈઓનો સાથી અલ્લાહ છે. (૨૦) આ લોકો માટે બુદ્ધિમત્તાની વાતો છે અને માર્ગદર્શન અને દયા એ લોકો માટે જેઓ વિશ્વાસ રાખે છે.

(૨૧) શું એ લોકો, જેમણે બૂરાઈઓનું આચરણ કર્યું છે, તેઓ એ વિચારે છે કે અમે તેમને એ લોકોના સમાન કરી દઈશું, જેઓ ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા. આ સૌનું જીવવું અને મરવું સમાન થઈ જાય. ખૂબ ખરાબ નિર્ણય છે જે તેઓ કરી રહ્યા છે, (૨૨) અને અલ્લાહ આકાશો અને ધરતીને બુદ્ધિમત્તાની સાથે પેદા કર્યા અને એટલા માટે કે દરેક વ્યક્તિને તેણે કરેલ કર્મોનો બદલો આપવામાં આવે અને તેમના પર કોઈ અત્યાચાર નહીં થાય.

(૨૩) શું તમે એ વ્યક્તિને જોયો, જેણે પોતાની મનેચ્છાને પોતાનો ઉપાસ્ય બનાવી રાખેલ છે અને અલ્લાહે તેના જ્ઞાન હોવા છતાં તેને પથભ્રષ્ટતામાં નાખી દીધો અને તેનાં કાન અને તેના હૃદય પર મહોર લગાવી દીધી અને તેની આંખો પર પરદો નાખી દીધો. પછી આવા વ્યક્તિને કોણ માર્ગદર્શન આપી શકે છે, એ પછી કે અલ્લાહે તેને પથભ્રષ્ટ કરી દીધો હોય, શું તમે ધ્યાન નથી આપતા ?

(૨૪) અને તેઓ કહે છે કે અમારા આ દુનિયાના જીવન સિવાય કોઈ અન્ય જીવન નથી. અમે મરીએ છીએ અને જીવીએ છીએ અને અમને કેવળ કાળચક્ર નષ્ટ કરે છે, અને તેમને આ વિશે કોઈ જ્ઞાન નથી. તેઓ માત્ર કલ્પનાના કારણે આવું કરે છે, (૨૫) અને જ્યારે તેમને અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે, તો તેમના પાસે કોઈ દલીલ તેના સિવાય નથી હોતી કે અમારા પૂર્વજોને જીવતા કરીને લાવો, જો તમે સાચા છો. (૨૬) કહો કે અલ્લાહ તમને જીવતા કરે છે, પછી તે તમને મૃત્યુ આપે છે, પછી તે કયામતના દિવસે તમને એકઠા કરશે, તેમાં કોઈ સંદેહ નથી. પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી.

(૨૭) અને અલ્લાહની જ સત્તા છે આકાશોમાં અને ધરતીમાં, અને જે દિવસે કયામત સ્થાપિત થશે એ દિવસે અસત્યવાદીઓ નુકસાનમાં પડી જશે, (૨૮) અને તમે જોશો કે દરેક સમૂહ ઘૂંટણિયે પડી જશે. દરેક સમૂહને તેમના

કર્મ-પત્ર તરફ બોલાવવામાં આવશે. આજે તમને એ કમર્યોનો બદલો આપવામાં આવશે, જે તમે કરી રહ્યા હતા. (૨૯) આ અમારું દફતર છે, જે તમારા ઉપર બરાબર સાક્ષી આપી રહ્યું છે. અમે લખાવતા જઈ રહ્યા હતા જે કંઈ તમે કરતા હતા.

(૩૦) પછી જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, તો તેમનો પ્રભુ-પાલનહારને પોતાની દયામાં દાખલ કરશે. આ જ સ્પષ્ટ સફળતા છે. (૩૧) અને જેમણે ઇન્કાર કર્યો, શું તમને મારી આયતો પઢીને સંભળાવવામાં નહોતી આવતી ? પછી તમે અહંકાર કર્યો અને તમે ગુનેગાર લોકો હતા, (૩૨) અને જ્યારે કહેવામાં આવતું હતું કે અલ્લાહનું વચન સાચું છે અને કયામતમાં કોઈ સંદેહ નથી, તો તમે કહેતા હતા કે અમે નથી જાણતા કે કયામત શું છે. અમે તો બસ એક કલ્પના જેવી રાખીએ છીએ અને અમે તેના પર વિશ્વાસ કરવાવાળા નથી.

(૩૩) અને તેમના પર તેમના આચરણની બૂરાઈઓ ખુલી જશે, અને એ વસ્તુ તેમને ઘેરી લેશે જેની તેઓ હાંસી ઉડાવી રહ્યા હતા, (૩૪) અને કહેવામાં આવશે કે આજે અમે તમને ભુલાવી દઈશું, જે રીતે તમે પોતાના એ દિવસના આવવાને ભુલાવી રાખ્યું, અને તમારું ઠેકાણું નર્ક છે અને કોઈ તમારો મદદગાર નથી. (૩૫) આ એટલા માટે કે તમે અલ્લાહની આયતોની મજાક ઉડાવી, અને દુનિયાના જીવને તમને ધોકામાં રાખ્યા. તેથી આજે ન તેમને આનાથી કાઢવામાં આવશે અને ન તેમનું બહાનું કબૂલ કરવામાં આવશે.

(૩૬) તો સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે જે રબ (પ્રભુ-પાલનહાર) છે આકાશો અને રબ છે ધરતીનો, રબ છે સમગ્ર સૃષ્ટિનો, (૩૮) અને તેના જ માટે મોટાઈ છે આકાશો અને ધરતીમાં, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

—●—

# ૪૬. સૂરઃ અલ-અહકાફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

★(૧) **હા-મીમ. (૨) આ ગ્રંથ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી અલ્લાહ** તરફથી અવતરિત કરવામાં આવ્યો છે. (૩) અમે આકાશો અને ધરતીને અને તેના વચ્ચેની વસ્તુઓને નથી પેદા કર્યા, પરંતુ સત્યની સાથે અને નિશ્ચિત મુદ્દત માટે, અને જે લોકો ઈન્કાર કરનારાં છે તેઓ એનાથી મોઢું ફેરવે છે જેનાથી તેમને ડરાવવામાં આવ્યા છે.

(૪) કહો કે તમે વિચાર કર્યો એ વસ્તુઓ પર, જેને અલ્લાહ તમે અલ્લાહ સિવાય પોકારો છો. મને બતાવો કે તેમણે ધરતીમાં શું બનાવ્યું છે, અથવા આકાશમાં કંઈ ભાગીદારી છે ? મારા પાસે આનાથી પહેલાનો કોઈ ગ્રંથ લઈ આવો અથવા કોઈ જ્ઞાન જે ચાલ્યું આવતું હોય, જો તમે સાચા છો. (૫) અને એ વ્યક્તિથી વધારે પથભ્રષ્ટ કોણ હશે, જે અલ્લાહને છોડીને એમને પોકારે જેઓ કયામત સુધી તેનો જવાબ આપી શકતા નથી, અને તેમને તેમની પોકારની પણ ખબર નથી. (૬) અને જ્યારે લોકોને એકત્ર કરવામાં આવશે, તો તેઓ તેમનાં દુશ્મન હશે અને તેમની ઉપાસનાનો ઈન્કાર કરનારાં બની જશે.

(૭) અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો તેમને પઢીને સંભળાવવામાં આવે છે, તો ઈન્કાર કરનારાં લોકો એ સત્ય વિશે, જ્યારે કે તે તેમના પાસે પહોંચે છે, કહે છે કે આ ખુલ્લું જાદૂ છે. (૮) શું આ લોકો કહે છે કે આણે આને પોતાના તરફથી બનાવી લીધું છે. કહો કે જો મેં આને મારા તરફથી બનાવેલ છે, તો તમે લોકો મને સહેજપણ અલ્લાહથી બચાવી શકતા નથી. જે વાતો તમે બનાવો છો, અલ્લાહ તેને સારી રીતે જાણે છે. તે મારા અને તમારા વચ્ચે સાક્ષી માટે પૂરતો છે, અને તે ક્ષમાશીલ અને દયાળુ છે.

(૯) કહો કે હું કોઈ અનોખો ઈશદૂત તો છું નહીં, અને હું નથી જાણતો કે

મારા સાથે શું કરવામાં આવશે અને તમારા સાથે શું. હું તો માત્ર તેનું જ અનુપાલન કરું છું, જે મારા તરફ વહી (દિવ્ય પ્રકાશના) દ્વારા આવે છે અને હું તો કેવળ એક સ્પષ્ટ સચેત કરવાવાળો છું. (૧૦) કહો, શું ક્યારેય તમે વિચાર્યું કે જો આ કુર્આન અલ્લાહ તરફથી હોય અને તમે તેને ન માન્યું ? અને ઈસરાઈલની સંતાનમાંથી એક સમૂહે આના જેવા ગ્રંથ વિશે સાક્ષી આપી છે, પછી તે ઈમાન લાવ્યો અને તમે અહંકાર કર્યો. નિઃશંક અલ્લાહ અત્યા-ચારીઓને માર્ગદર્શન નથી આપતો.

(૧૧) અને ઇન્કાર કરનારાં ઈમાનવાળાઓ વિશે કહે છે કે જો આ કોઈ સારી વસ્તુ હોત, તો તેઓ તેના પર અમારાથી પહેલા ન દોડતા, અને તેમણે આનાથી માર્ગદર્શન નથી મેળવ્યું, તેથી હવે તેઓ કહેશે કે આ તો પુરાણું જૂઠ છે.

(૧૨) અને આનાથી પહેલા મૂસાનો ગ્રંથ હતો માર્ગદર્શક અને કૃપા, અને આ એક ગ્રંથ છે જે તેની પુષ્ટિ કરે છે, અરબી ભાષામાં, જેથી એ લોકોને ડરાવી દે જેમણે અત્યાચાર કર્યો, અને તે ખુશખબર છે સત્કર્મીઓ માટે. (૧૩) નિઃશંક જે લોકોએ કહ્યું કે અમારો રબ (પ્રભુ-પાલનહાર) અલ્લાહ છે, પછી તેઓ તેના પર અડગ રહ્યા, તો એ લોકો માટે કોઈ ભય નથી અને ન તેઓ દુઃખી થશે. (૧૪) આ જ લોકો જન્નત (સ્વર્ગ)વાળા છે, જેઓ તેમાં હંમેશા રહેશે, એ કર્મોના બદલામાં જે તેઓ દુનિયામાં કરતા હતા.

(૧૫) અને અમે મનુષ્યને આદેશ આપ્યો કે તે પોતાના માતા-પિતાની સાથે ભલાઈ કરે. તેની માતાએ તકલીફની સાથે તેને પેટમાં રાખ્યો, અને તકલીફની સાથે તેને જન્મ આપ્યો, અને તેનું દૂધ છોડાવવામાં ત્રીસ મહિના લાગ્યા, ત્યાં સુધી કે જયારે તે પોતાની પુખ્તતાએ પહોંચ્યો અને ચાળીસ વર્ષે પહોંચી ગયો, તો તે કહેવા લાગ્યો કે હે મારા માલિક ! મને પ્રેરણા આપ કે હું તારા ઉપકારનો આભાર વ્યક્ત કરું, જે તેં મારા પર કર્યો અને મારા માતા-

પિતા પર કર્યો અને એ કે હું એ સત્કર્મ કરું જેનાથી તું પ્રસન્ન થાય, અને મારી સંતાનમાંથી પણ મને સત્કર્મી સંતાન પ્રદાન કર. હું તારા તરફ પાછો ફર્યો અને હું આજ્ઞાંકિતોમાંથી છું. (૧૬) આ લોકો છે, જેમના સત્કર્મોનો અમે સ્વીકાર કરીશું અને તેમની બૂરાઈઓથી અમે દરગુજર કરીશું, તેઓ જન્નત-વાળાઓમાંથી હશે, સાચું વચન જે તેમને આપવામાં આવતું હતું.

(૧૭) અને જેણે માતા-પિતાને કહ્યું કે હું દુઃખી છું તમારાથી. શું તમે એનાથી ડરાવો છો કે મને કબરમાંથી કાઢવામાં આવશે, જો કે મારાથી પહેલા ઘણી જાતિઓ વિતી ચૂકી છે, અને તે બંને અલ્લાહથી ફરિયાદ કરે છે કે તારો નાશ થાય, તું ઈમાન લાવ, નિઃશંક અલ્લાહનું વચન સાચું છે. પછી તે કહે છે કે આ બધું અગાઉના લોકોની કથાઓ છે. (૧૮) આ એ લોકો છે, જેમના પર અલ્લાહનું કથન પૂરું થયું એ સમૂહોની સાથે જેઓ આમનાથી પહેલા વિતી ગયા, જિન્નાતો અને મનુષ્યોમાંથી. નિઃશંક તેઓ નુકસાનમાં રહ્યા.

(૧૯) અને દરેક માટે તેમનાં કર્મોના પ્રમાણમાં દરજ્જાઓ હશે, અને એટલા માટે કે અલ્લાહ સૌને તેમનાં કર્મો પૂરા કરી દે અને તેમના સાથે અન્યાય અને અત્યાચાર નહીં થાય. (૨૦) અને જે દિવસે ઈન્કાર કરનારાં આગની સામે લાવવામાં આવશે, તમે પોતાની સારી વસ્તુઓ દુનિયાના જીવનમાં લઈ ચૂક્યા અને તેમનાથી લાભ ઉઠાવી ચૂક્યા, તો આજે તમને અપમાનિત કરનાર સજા આપવામાં આવશે, એ કારણસર કે તમે દુનિયામાં અનુચિત અહંકાર કરતા હતા અને એટલા માટે કે તમે અવજ્ઞા કરતા હતા.

(૨૧) અને આદના ભાઈ (હૂદ)ને યાદ કરો, જ્યારે તેણે પોતાની જાતિને અહકાફમાં ડરાવ્યા અને ડરાવનારાં આનાથી પહેલા પણ વિતી ચૂક્યા હતા અને તેઓ તેના પછી પણ આવ્યા કે અલ્લાહ સિવાય કોઈની ઉપાસના ન કરો. હું તમારા પર એક ભયાનક દિવસની યાતનાથી ડરું છું. (૨૨) તેમણે કહ્યું કે

શું તમે અમારા પાસે એટલા માટે આવ્યા છો કે અમને અમારા ઉપાસ્યોથી ફેરવી દો. પછી જો તમે સાચા છો, તો એ વસ્તુ અમારા પર લાવો, જેનું તમે અમને વચન આપો છો. (૨૩) તેણે કહ્યું કે આનું જ્ઞાન તો અલ્લાહને છે, અને હું તો તમને એ સંદેશ પહોંચાડી રહ્યો છું, જેના સાથે મને મોકલવામાં આવ્યો છે, પરંતુ હું તમને જોઉં છું કે તમે લોકો મૂર્ખતાની વાતો કરો છો.

(૨૪) પછી જ્યારે તેમણે તેને વાદળોના રૂપમાં પોતાની ખીણો તરફ આવતાં જોયું, તો તેમણે કહ્યું કે આ તો વાદળ છે, જે અમારા પર વરસશે, નહીં, બલ્કે આ એ વસ્તુ છે, જેની તમે ઉતાવળ કરી રહ્યા હતા. એક આંધી છે, જેમાં પીડાદાયક યાતના છે. (૨૫) તે દરેક વસ્તુને પોતાના પ્રભુ-પાલનહારની આજ્ઞાથી ઉખાડી ફેંકશે. પછી તેઓ એવા થઈ ગયા કે તેમનાં ઘરો સિવાય ત્યાં કંઈજ દેખાતું નહોતું. ગુનેગારોને અમે આવી જ રીતે સજા આપીએ છીએ.

(૨૬) અને અમે એ લોકોને એ વાતોમાં સમાર્થ્ય આપ્યું હતું કે તમને એ વાતોમાં સામર્થ્ય નથી આપ્યું અને અમે તેમને કાન અને આંખો અને હૃદય આપ્યા, પરંતુ એ કાન તેમને કંઈ કામ લાગ્યા, અને આંખો અને ન હૃદય; કેમ કે તેઓ અલ્લાહની આયતોનો ઈન્કાર કરતા હતા અને તેમને એ વસ્તુએ ઘેરી લીધા જેની તેઓ હાંસી ઉડાવતા હતા, (૨૭) અને અમે તમારા આસપાસની વસ્તીઓ પણ વિનષ્ટ કરી નાખી, અને અમે વારંવાર અમારી નિશાનીઓ બતાવી, જેથી તેઓ અટકી જાય. (૨૮) પછી કેમ તેમની મદદ ન કરી તેમણે, જેમને તેમણે અલ્લાહના સામીપ્ય માટે ઉપાસ્ય બનાવી રાખ્યા હતા, બલ્કે તે સૌ તેમનાથી ગૂમ થઈ ગયા અને આ તેમનું જૂઠ હતું અને તેમણે ઘડેલી વાત હતી.

(૨૯) અને તે જ્યારે અમારા જિન્નાતોના એક સમૂહને તમારા તરફ લઈ આવ્યા, તેઓ કુર્આન સાંભળવા લાગ્યા. પછી જ્યારે તેઓ તેના પાસે આવ્યા, તો કહેવા લાગ્યા કે ચૂપ રહો. પછી જ્યારે કુર્આન પઢવાનું સમાપ્ત થઈ ગયું,

તો તે લોકો ડરાવનાર બનીને પોતાની જાતિ તરફ પાછા ફર્યા.

(૩૦) તેમણે કહ્યું કે હે મારી જાતિ! અમે એક ગ્રંથ સાંભળ્યો છે, જે મૂસા પછી અવતરિત કરવામાં આવ્યો છે. એ ભવિષ્યવાણીઓની પુષ્ટિ કરતો, જે આનાથી પહેલા મોજૂદ છે. તે સત્ય તરફ અને એક સીધા માર્ગ તરફ માર્ગદર્શન કરે છે.

(૩૧) હે મારી જાતિ ! અલ્લાહ તરફ બોલાવનારનું આમંત્રણ સ્વીકારી લો અને તેના પર ઈમાન લઈ આવો, અલ્લાહ તમારા ગુનાઓને માફ કરી દેશે અને તમને પીડાદાયક યાતનાથી બચાવશે.

(૩૨) અને જે વ્યક્તિ અલ્લાહના આવાહકના આહવાન્નો સ્વીકાર નહીં કરે, તો તે ધરતીમાં હરાવી નથી શકતો અને અલ્લાહ સિવાય તેનો કોઈ મદદગાર નહીં હોય. આવા લોકો સ્પષ્ટ પથભ્રષ્ટતામાં છે.

(૩૩) શું આ લોકોએ નથી જોયું કે જે અલ્લાહે આકાશો અને ધરતીને પેદા કર્યા અને તે તેમને પેદા કરવાથી નથી થાક્યો, તેના પર સામર્થ્ય ધરાવે છે કે તે મડદાઓને જીવંત કરી દે. હા, તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૩૪) અને જે દિવસે આ ઈન્કાર કરનારાઓને લોકો આગની સામે લાવવામાં આવશે, શું આ હકીકત નથી ? તેઓ કહેશે કે હા, અમારા પ્રભુ-પાલનહારના સોગંદ ! ફરમાવવામાં આવશે, તો ચાખો યાતના એ ઈન્કારના બદલામાં જે તમે કરી રહ્યા હતા.

(૩૫) પછી તમે ધૈર્ય કરો, જે રીતે હિંમતવાળા પયગંબરોએ ધૈર્ય કર્યું, અને તેમના માટે ઉતાવળ ન કરો. જે દિવસે એ વસ્તુને જોશે, જેનું તેમને વચન આપવામાં આવી રહ્યું છે, તો જાણે તેઓ દિવસની એક ક્ષણથી વધારે નથી રહ્યા. આ પહોંચાડી દેવાનું છે. પછી એ જ લોકો વિનષ્ટ થશે જેઓ અવજ્ઞા કરવાવાળા હતા.

—•—

# ૪૭. સૂરઃ મુહમ્મદ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી રોક્યા, અલ્લાહે તેમના કર્મોને વ્યર્થ કરી દીધા, (૨) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા અને એ વસ્તુને માની જે મુહમ્મદ પર અવતરિત કરવામાં આવેલ છે, અને તે સત્ય છે તેમના રબ તરફથી. અલ્લાહે તેમની બૂરાઈઓ તેમનાથી દૂર કરી દીધી અને તેમની સ્થિતિ સુધારી દીધી. (૩) આ એટલા માટે કે જે લોકોએ ઇન્કાર કર્યો, તેમણે અસત્યનું અનુસરણ કર્યું, અને જે લોકો ઈમાન લાવ્યા, તેમણે સત્યનું અનુસરણ કર્યું, જે તેમના પ્રભુ-પાલનહાર તરફથી છે. આ રીતે અલ્લાહ લોકો માટે તેમના દૃષ્ટાંતોનું વર્ણન કરે છે.

(૪) પછી જ્યારે ઇન્કાર કરનાઓથી તમારી અથડામણ થાય, તો તેમની ગરદનો ઉડાવી દો, ત્યાં સુધી જ્યારે બરાબર હત્યા કરી ચૂકો તો તેમને મજબૂત બાંધો. પછી ત્યારબાદ કાં તો ઉપકાર કરીને છોડી દેવાના છે અથવા ક્ષતિપૂર્તિ (અર્થદંડ) લઈને, ત્યાં સુધી કે યુદ્ધ પોતાનાં હથિયાર નાખી દે. આ છે કામ, અને જો અલ્લાહ ઇચ્છતો તો તે તેમનાથી બદલો લઈ લેતો, પરંતુ એટલા માટે કે તે તમને લોકોને એક-બીજાથી અજમાવે, અને જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા જશે, અલ્લાહ તેમનાં કર્મોને કદાપિ વ્યર્થ નહીં કરે. (૫) તે તેમનું માર્ગદર્શન કરશે અને તેમની સ્થિતિને સુધારી દેશે, (૬) અને તેમને જન્નત (સ્વર્ગ)માં દાખલ કરશે, જેની તેણે તેમને ઓળખ કરાવી દીધી છે.

(૭) હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહની મદદ કરશો, તો તે તમારી મદદ કરશે અને તમારાં કદમ મજબૂત જમાવી દેશે, (૮) અને જે લોકોએ ઇન્કાર કર્યો તેમના માટે વિનાશ છે અને અલ્લાહ તેમનાં કર્મોને વ્યર્થ કરી દેશે. (૯) આ એ કારણે કે તેમણે એ વસ્તુને નાપસંદ કરી, જે અલ્લાહે અવતરિત કરી છે. પછી

અલ્લાહે તેમનાં કર્મો વ્યર્થ કરી દીધા. (૧૦) શું આ લોકો દેશમાં હર્યા-ફર્યા નથી કે તેઓ એ લોકોનું પરિણામ જોતા, જેઓ તેમનાથી પહેલા વિતી ગયા છે. અલ્લાહે તેમને ઉખાડી ફેંક્યા અને ઈન્કાર કરનારાઓની સામે તેમનાં જ દૃષ્ટાંતો આવવાના છે. (૧૧) આ એટલા માટે કે અલ્લાહ ઈમાનવાળાઓનો કાર્યસાધક છે અને ઈન્કાર કરનારાઓનો કોઈ કાર્યસાધક નથી.

(૧૨) નિઃશંક, અલ્લાહ એ લોકોને, જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા, એવા બાગોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહેતી હશે, અને જે લોકોએ ઈન્કાર કર્યો, તેઓ ઉપભોગ કરી રહ્યા છે અને ખાઈ રહ્યા છે જે રીતે પશુઓ ખાય છે, અને આગ એ લોકોનું ઠેકાણું છે, (૧૩) અને કેટલીય વસ્તીઓ છે જે શક્તિમાં તમારી આ વસ્તીથી વધારે હતી, જેણે તમને કાઢ્યા છે, અમે તેમને વિનષ્ટ કરી નાખી. પછી કોઈ તેમનો મદદગાર ન થયો.

(૧૪) શું તે, જે પોતાના પાલનહાર તરફથી એક સ્પષ્ટ પ્રમાણ પર છે, તેના સમાન થઈ જશે જેનો દુરાચાર તેના માટે આકર્ષક બનાવી દેવામાં આવેલ છે અને તે પોતાની મનેચ્છાઓ પર ચાલી રહ્યો છે. (૧૫) જન્નતનું ઉદાહરણ, જેનું વચન ડરવાવાળાઓને આપવામાં આવ્યું છે, તેની સ્થિતિ એવી છે કે તેમાં નહેરો હશે એવા પાણીની જેમાં પરિવર્તન નહીં હોય (હંમેશા શુદ્ધ રહેશે), અને નહેરો હશે દૂધની જેનો સ્વાદ નહીં બદલાય, અને નહેરો હશે મદિરાની જે પીવાવાળાઓ માટે સ્વાદિષ્ટ હશે, અને નહેરો હશે મધની જે તદ્દન સાફ હશે, અને તેમના માટે ત્યાં દરેક પ્રકારના ફળ હશે, અને તેમના પ્રભુ-પાલનહાર તરફથી બક્ષિસ હશે. શું આ લોકો એમના જેવા હોઈ શકે છે જેઓ હંમેશા આગમાં રહેશે અને તેમને ઉકળતું પાણી પીવા માટે આપવામાં આવશે. પછી તે તેમના આંતરડાઓને ટુકડે-ટુકડા કરી નાખશે.

(૧૬) અને તેમાં કેટલાક લોકો એવાં છે, જેઓ તમારા તરફ કાન લગાવે

છે, ત્યાં સુધી કે જ્યારે તેઓ તમારા પાસેથી બહાર જાય છે, તો જ્ઞાનવાળાઓને પૂછે છે કે આમણે હમણા શું કહ્યું. આ જ લોકો છે, જેમનાં હૃદય પર અલ્લાહે મહોર લગાવી દીધી, અને તેઓ પોતાની મનેચ્છાઓ પર ચાલે છે, (૧૭) અને જે લોકોએ સન્માર્ગનો રસ્તો અપનાવ્યો, તો અલ્લાહ તેમને તેનાથી પણ વધારે માર્ગદર્શન આપે છે, અને તેમને તેમની ઈશનિષ્ઠા અને સંયમ પ્રદાન કરે છે.

(૧૮) આ લોકો તો બસ તેની રાહ જોઈ રહ્યા છે કે કયામત તેમના પર અચાનક આવી જાય, તો તેના ચિહ્નો પ્રગટ થઈ ચૂક્યા છે. બસ જ્યારે તે આવશે, તો તેમના માટે શિખામણ પ્રાપ્ત કરવાનો અવકાશ ક્યાંથી રહેશે ? (૧૯) પછી જાણી લો કે અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી અને માફી માંગો પોતાની ભૂલો માટે અને ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓ માટે, અને અલ્લાહ જાણે છે તમારા ચાલવા-ફરવાને (પ્રવૃત્તિઓને) અને તમારા ઠેકાણાઓને.

(૨૦) અને જે લોકો ઈમાન લાવ્યા છે તેઓ કહે છે કે કોઈ સૂરઃ કેમ ઉતારવામાં નથી આવતી ? પછી જ્યારે એક સ્પષ્ટ સૂરઃ ઉતારી દેવામાં આવી અને તેમાં યુદ્ધનો પણ ઉલ્લેખ હતો, તો તમે જોયું કે જે લોકોનાં હૃદયમાં રોગ છે, તેઓ તમારા તરફ એ રીતે જોઈ રહ્યા છે જાણે કોઈના પર મૃત્યુ છવાઈ ગયું હોય ! પછી વિનાશ છે તેમનો. (૨૧) આદેશ માનવાનો છે અને ભલી વાત કહેવાની છે. પછી જ્યારે મામલાનો અંતિમ નિર્ણય થઈ જાય, તો જો તેઓ અલ્લાહ સાથે સાચા રહેતા તો તેમના માટે સારું હોત. (૨૨) પછી જો તમે ફરી ગયા, તો તેના સિવાય તમારાથી કોઈ આશા નથી કે તમે ધરતીમાં બગાડ કરો અને પરસ્પરના નજીકના સંબંધોને તોડો. (૨૩) આ જ લોકો છે, જેમને અલ્લાહે પોતાની દયાથી દૂર કર્યા. પછી તેમને બહેરા કરી દીધા અને તેમની આંખોને આંધળી કરી દીધી.

(૨૪) શું આ લોકો કુર્આનમાં ચિંતન-મનન નથી કરતા? કે તેમનાં હૃદયો પર તાળાં લાગેલા છે ? (૨૫) જે લોકો પીઠ ફેરવીને હટી ગયા, એ પછી કે માર્ગદર્શન તેમનાં પર સ્પષ્ટ થઈ ગયું, શૈતાને તેમને ધોકો આપ્યો અને અલ્લાહે તેમને ઢીલ આપી દીધી. (૨૬) આ એ કારણસર થયું કે તેમણે એ લોકોને, જેઓ અલ્લાહે અવતરિત કરેલ વસ્તુને નાપસંદ કરે છે, કહ્યું કે કેટલીક વાતોમાં અમે તમારું કહેવું માની લઈશું, અને અલ્લાહ તેમનાં રહસ્યોને જાણે છે. (૨૭) પછી એ સમયે શું થશે, જ્યારે ફરિશ્તાઓ તેમની આત્માઓ કબજે કરતા હશે, તેમના મોઢા અને તેમની પીઠો પર મારતા-મારતા. (૨૮) આવુ એટલા માટે કે તેમણે એ વસ્તુનું અનુસરણ કર્યું, જે અલ્લાહને ક્રોધિત કરનારી હતી અને તેમણે તેની પ્રસન્નતાને નાપસંદ કરી. પછી અલ્લાહે તેમનાં કર્મોને વ્યર્થ કરી દીધા.

(૨૯) જે લોકોનાં હૃદયમાં રોગ છે, શું તેઓ એવું વિચારે છે કે અલ્લાહ તેમનાં કપટને ક્યારેય જાહેર નહીં કરે ? (૩૦) અને જો અમે ઇચ્છતા તો તેમને અમે તમને બતાવી દેતા. પછી તમે તેમની નિશાનીઓથી તેમને ઓળખી તા, અને તમે તેમની વાત કરવાની રીતથી અવશ્ય તેમને ઓળખી લેશો, અને અલ્લાહ તમારાં કર્મોને જાણે છે.

(૩૧) અને અમે અવશ્ય તમારી પરીક્ષા કરીશું, જેથી અમે એ લોકોને જાણી લઈએ, જેઓ તમારા જિહાદ (જાન-માલથી સંઘર્ષ) કરવાવાળા છે અને અડગ રહેવાવાળા છે અને તમારી સ્થિતિની તપાસ કરી લઈએ. (૩૨) નિઃશંક જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી રોક્યા અને ઈશદૂતનો વિરોધ કર્યો, જો કે માર્ગદર્શન તેમના સામે સ્પષ્ટ થઈ ચૂક્યું હતું, તેઓ અલ્લાહને કંઈ નુકસાન નહીં પહોંચાડી શકે અને અલ્લાહ તેમનાં કાર્યોને ધ્વસ્ત કરી નાખશે.

(૩૩) હે ઈમાનવાળાઓ ! અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને ઈશદૂતનું

આજ્ઞાપાલન કરો અને પોતાનાં કર્મોને વ્યર્થ ન કરો. (૩૪) નિઃશંક, જે લોકોએ ઈન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી રોક્યા, પછી તેઓ કાફિર (ઈન્કાર કરનારાંની હેસિયતે) જ મૃત્યુ પામ્યા, અલ્લાહ તેમને કદાપિ માફ નહીં કરે. (૩૫) તેથી તમે હિંમત ન હારો અને સુલેહની દરખાસ્ત ન કરો, અને તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો, અને અલ્લાહ તમારા સાથે છે, અને તે કદાપિ તમારાં કર્મોને ઓછા નહીં કરે.

(૩૬) દુનિયાનું જીવન તો કેવળ એક ખેલ-તમાશો છે અને જો તમે ઈમાન લાવો અને તકવા (ઈશનિષ્ઠા) અપનાવો, તો અલ્લાહ તમને તમારાં વળતર પ્રદાન કરશે અને તે તમારી ધનસંપત્તિમાંથી કંઈ નહીં માંગે. (૩૭) જો તે તમારી ધનસંપત્તિ માંગે, પછી અંતિમ ક્ષણ સુધી માંગતો રહે, તો તમે કંજૂસી કરવા લાગશો અને અલ્લાહ તમારા કપટને જાહેર કરી દેશે. (૩૮) હા, તમે એ લોકો છો કે તમને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવા માટે બોલાવવામાં આવે છે, પછી તમારામાંથી કેટલાક લોકો છે જેઓ કંજૂસી કરે છે, અને જે વ્યક્તિ કંજૂસી કરે છે તો તે પોતાના સાથે જ કંજૂસી કરે છે, અને અલ્લાહ નિરપેક્ષ છે, તમે મોહતાજ (વંચિત અને જરૂરતમંદ) છો, અને જો તમે ફરી જાઓ, તો અલ્લાહ તમારી જગ્યાએ બીજી જાતિને લઈ આવશે, પછી તે તમારા જેવા નહીં હોય.

—●—

## ૪૮. સૂરઃ અલ-ફત્હ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) નિઃસંદેહ, અમે તમને સ્પષ્ટ વિજય પ્રદાન કરી દીધો, (૨) જેથી અલ્લાહ તમારા આગળ અને પાછળની ભૂલોને માફ કરી દે, અને તમારા પર પોતાની કૃપાને પરિપૂર્ણ કરી દે, અને તમને સન્માર્ગ બતાવે (૩) અને તમને ભરપૂર સહાયતા પ્રદાન કરે.

(૪) એ જ છે, જેણે ઈમાનવાળાઓનાં હૃદયમાં શાંતિ ઉતારી, જેથી તેમના ઈમાનની સાથે તેમનું ઈમાન વધી જાય, અને આકાશો અને ધરતીનાં લશ્કરો અલ્લાહનાં જ છે, અને અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે, (૫) જેથી અલ્લાહ ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને એવાં બાગોમાં દાખલ કરે, જના નીચે નહેરો વહી રહી હશે, તેઓ તેમાં હંમેશા રહેશે, અને એટલા માટે કે અલ્લાહ તેમની બૂરાઈઓ તેમનાથી દૂર કરી દે, અને આ અલ્લાહના નજીક મોટી સફળતા છે, (૬) અને એટલા માટે કે અલ્લાહ મુનાફિક (દંભી) પુરુષો અને મુનાફિક સ્ત્રીઓને તથા મુશ્રિક પુરુષો અને મુશ્રિક સ્ત્રીઓને યાતના આપે, જેઓ અલ્લાહ વિશે ખરાબ ધારણાઓ રાખે છે. બૂરાઈનું ચક્કર તેમનાં પર જ છે, અને તેમના પર અલ્લાહનો પ્રકોપ થયો અને તેમના પર તેણે શ્રાપ કર્યો, અને તેમના માટે નર્ક તૈયાર રાખી છે અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે. (૭) અને આકાશો અને ધરતીનાં લશ્કરો અલ્લાહનાં જ છે, અને અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

(૮) નિઃશંક અમે તમને સાક્ષી આપવાવાળા અને ખુશખબર આપવાવાળા અને ડરાવનાર બનાવીને મોકલ્યા છે, (૯) જેથી તમે લોકો અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવો અને તેની મદદ કરો અને તેનું સન્માન કરો, અને તમે અલ્લાહનો મહિમાગાન કરો સવાર અને સાંજ. (૧૦) જે લોકો તમારાથી બૈત (પ્રતિજ્ઞા, શપથ) કરે છે તેઓ વાસ્તવમાં અલ્લાહથી બૈત કરે છે. અલ્લાહનો હાથ તેમના હાથોના ઉપર છે. પછી જે વ્યક્તિ તેને તોડશે, તેના તોડવાની આફત તેના પર જ પડશે, અને જે વ્યક્તિ પ્રતિજ્ઞાને પૂરી કરશે, જે તેણે અલ્લાહથી કરી છે, તો અલ્લાહ તેને મોટું ઈનામ પ્રદાન કરશે.

(૧૧) જે ગ્રામવાસીઓ પાછળ રહી ગયા તેઓ હવે તમને કહેશે કે અમને અમારી ધનદોલતે અને અમારા બાળબચ્ચાઓએ વ્યસ્ત રાખ્યા. તેથી તમે

અમારા માટે માફીની દુઆ કરો. આ લોકો પોતાનાં મોઢેથી એ વાત કહે છે, જે તેમનાં હૃદયોમાં નથી. તમે કહો કે કોણ છે, જે અલ્લાહની સામે તમારા માટે કંઈ અધિકાર ધરાવતો હોય, જો તે તમને કોઈ નુકસાન પહોંચાડવા માગે. બલ્કે અલ્લાહ તેનાથી સુમાહિતગાર છે, જે તમે કરી રહ્યા છો, (૧૨) બલ્કે તમે એ વિચાર કર્યો કે પયગંબર અને ઈમાનવાળાઓ ક્યારેય પોતાના ઘરવાળાઓ તરફ પાછા નહીં આવે, અને આ વિચાર તમારાં હૃદયોને ખૂબ જ સારો લાગ્યો અને તમે ખૂબ ખરાબ વિચારો કર્યા, અને તમે નષ્ટ થવાવાળા લોકો બની ગયા, (૧૩) અને જે ઈમાન ન લાવ્યો અલ્લાહ પર અને તેના પયગંબર પર, તો અમે એવા ઈન્કાર કરનારાઓ માટે ભડકે બળતી આગ તૈયાર કરી રાખી છે, (૧૪) અને આકાશો અને ધરતીની સત્તા અલ્લાહ માટે જ છે. તે જેને ઇચ્છે માફ કરે અને જેને ઇચ્છે યાતના આપે, અને અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે.

(૧૫) જ્યારે તમે 'ગનીમત' (યુદ્ધ પશ્ચાત્ પ્રાપ્ત થયેલ માલસામાન) લેવા માટે ચાલશો, તો પાછળ રહી ગયેલા લોકો કહેશે કે અમને પણ પોતાની સાથે ચાલવા દો. તેઓ ઈચ્છે છે કે અલ્લાહની વાતને બદલી નાખે. કહો કે તમે કદાપિ અમારા સાથે ચાલી નથી શકતા. અલ્લાહ પહેલાથી જ આ ફરમાવી ચૂક્યો છે. તો તેઓ કહેશે કે બલ્કે તમે લોકો અમારાથી ઈર્ષ્યા કરો છો, બલ્કે આ જ લોકો ખૂબ ઓછી સમજ રાખે છે.

(૧૬) પાછળ રહી જનારાં ગ્રામવાસીઓને કહો કે ટૂંક સમયમાં જ તમને એવા લોકો તરફ બોલાવવામાં આવશે, જેઓ ખૂબ શક્તિશાળી છે, તમે તેમના સાથે લડશો અથવા તેઓ ઈસ્લામનો સ્વીકાર કરશે. પછી જો તમે આદેશ માનશો, તો અલ્લાહ તમને સારો બદલો આપશે અને જો તમે અવગણના કરશો, જેમ કે તમે આનાથી પહેલા અવગણના કરી ચૂક્યા છો, તો તે તમને

પીડાદાયક યાતના આપશે. (૧૭) ન આંધળા પર કોઈ ગુનો છે અને ન લંગડા પર કોઈ ગુનો છે અને ન બીમાર પર કોઈ ગુનો છે, અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબરનું આજ્ઞાપાલન કરશે, તેને અલ્લાહ એવા બાગોમાં દાખલ કરશે, જેના નીચે નહેરો વહેતી હશે, અને જે વ્યક્તિ મોઢું ફેરવશે તેને તે પીડા-દાયક યાતના આપશે.

(૧૮) અલ્લાહ ઈમાનવાળાઓથી પ્રસન્ન થઈ ગયો, જ્યારે તેઓ તમારાથી વૃક્ષના નીચે બૈત (શપથ) લઈ રહ્યા હતા. અલ્લાહે જાણી લીધું, જે કંઈ તેમનાં હૃદયોમાં હતું. બસ, તેણે તેમના પર શાંતિ અવતરિત કરી અને તેમને ઈનામમાં નજીકમાં મળનારો વિજય પ્રદાન કરી દીધો, (૧૯) અને અપાર 'ગનીમત' (યુદ્ધ પશ્ચાત્ મળેલ માલસામાન) પણ, જેને તેઓ મેળવશે, અને અલ્લાહ પ્રભુત્વ-શાળી છે, તત્ત્વદર્શી છે, (૨૦) અને અલ્લાહે તમને અસંખ્ય ગનીમતનું વચન આપ્યું છે, જેને તમે પ્રાપ્ત કરશો. પછી આ તેણે તમને ઝડપથી આપી દીધો, અને લોકોના હાથોને તમારાથી રોકી દીધા અને એટલા માટે કે ઈમાનવાળાઓ માટે આ એક નિશાની બની જાય, અને એટલા માટે કે તે તમને સીધા માર્ગ પર ચલાવે, (૨૧) અને એક વિજય અન્ય પણ છે, જેના પર તમે હજુ સમર્થ બન્યા નથી. અલ્લાહે તેને ઘેરી રાખેલ છે, અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૨૨) અને જો આ ઈન્કાર કરનારાં લોકો તમારાથી યુદ્ધ કરતા, તો તેઓ અવશ્ય પીઠ ફેરવીને ભાગતા, પછી તેમને ન કોઈ સમર્થક મળશે અને ન મદદગાર. (૨૩) આ અલ્લાહનો નિયમ છે, જે પહેલાથી ચાલી આવી રહ્યો છે, અને તમે અલ્લાહના નિયમમાં કોઈ પરિવર્તન નહીં જુઓ, (૨૪) અને એ જ છે, જેણે મક્કાની ખીણમાં તેમનાં હાથ તમારાથી અને તમારા હાથ તેમનાથી રોકી લીધા, એ પછી કે તમને તેમના પર કાબૂ આપી દીધો હતો, અને અલ્લાહ તમારા કાર્યોને જોઈ રહ્યો છે.

(૨૫) એ જ લોકો છે, જેમણે ઈન્કાર કર્યો અને તમને ‘મસ્જિદે હરામ’ (કાબા)થી રોક્યા અને કુરબાનીના પશુઓને પણ રોકી રાખ્યા કે તેઓ પોતાની જગ્યાએ ન પહોંચે, અને જો (મક્કામાં) ઘણાં ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓ ન હોત, જેમને તમે અજાણતામાં કચડી નાખતા, પછી તેના કારણે તમારા પર અજ્ઞાનતાવશ આરોપ આવતો, જેથી અલ્લાહ જેને ઈચ્છે પોતાની દયામાં દાખલ કરે, અને જો એ લોકો અલગ થઈ ગયા હોત તો તેમાં જેઓ ઈન્કાર કરનારાં હતા, તેમને અમે પીડાદાયક સજા આપતા.

(૨૬) જ્યારે ઈન્કાર કરનારાઓએ પોતાનાં હૃદયોમાં પક્ષપાત પેદા કર્યો, અજ્ઞાનતા-કાળનો પક્ષપાત, પછી અલ્લાહે પોતાના તરફથી શાંતિ અવતરિત કરી પોતાના પયગંબર પર અને ઈમાનવાળાઓ પર, અને અલ્લાહે તેમને ઈશનિષ્ઠા અને સંયમની વાત પર અટલ રાખ્યા અને તેઓ તેના વધારે હકદાર અને પાત્ર હતા, અને અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે.

(૨૭) નિઃશંક, અલ્લાહે પોતાના પયગંબરને સાચું સ્વપ્ન બતાવ્યું, જે હકીકત અનુસાર છે. ચોક્કસ અલ્લાહે ઈચ્છ્યું તો તમે મસ્જિદે-હરામમાં અવશ્ય દાખલ થશો, શાંતિની સાથે, વાળ મુંડાવવાનો પોતાના માથાના અને કપાવવાનો, તમને કોઈ ડર નહીં હોય. બસ, અલ્લાહને એ વાતની ખબર છે, જેની તમને ખબર નથી, પછી તેના પહેલા તેણે વિજય પ્રદાન કરી દીધો.

(૨૮) અને અલ્લાહ જ છે, જેણે પોતાના પયગંબરને માર્ગદર્શન અને સત્ય દીન (ધર્મ) આપીને મોકલ્યો, જેથી તે તેને તમામ ધર્મો (અને જીવન-વ્યવસ્થાઓ) પર વર્ચસ્વ પ્રદાન કરી દે, અને અલ્લાહ સાક્ષી માટે પૂરતો છે.

(૨૯) મુહમ્મદ અલ્લાહના પયગંબર છે અને જે લોકો તેમનાં સાથે છે તેઓ કાફિરો (અધર્મીઓ) પર કઠોર છે અને પરસ્પર મહેરબાન છે. તમે તેમને રુકૂઅ અને સિજદામાં જોશો. તેઓ અલ્લાહની કૃપા અને તેની પ્રસન્નતાની

અભિલાષામાં લાગેલા રહે છે. તેમની નિશાની તેમનાં ચહેરાઓ પર છે સિજદાની અસર છે. તેમનું દૃષ્ટાંત તૌરાતમાં છે, અને ઇંજીલમાં તેમનું દૃષ્ટાંત એ છે કે જાણે ખેતી, તેણે પોતાની કુંપળ કાઢી, પછી તેને મજબૂત કરી, પછી તે વધુ મોટી થઈ, પછી પોતાના થડ પર ઊભી હશે. તે ખેડૂતોને ભલી લાગે છે, જેથી તેનાથી કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને બોલાવે. તેમાંથી જે લોકો ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કર્યા, અલ્લાહે તેમને માફીનું અને મોટા પુણ્યનું વચન આપ્યું છે.

—●—

## ૪૯. સૂરઃ અલ-હુજુરાત

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને તેના પયગંબરથી આગળ ન વધો, અને અલ્લાહથી ડરો. નિઃશંક અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે.

(૨) હે ઈમાનવાળાઓ ! તમે પોતાનો અવાજ પયગંબરના અવાજથી ઊંચો ન કરો અને ન તેને એ રીતે અવાજ દઈને પોકારો, જે રીતે તમે પરસ્પર એક-બીજાને પોકારો છો. ક્યાંક એવું ન થાય કે તમારાં કર્મો વ્યર્થ થઈ જાય અને તમને ખબર પણ ન હોય. (૩) જે લોકો અલ્લાહના પયગંબરની આગળ પોતાનો અવાજ નીચો રાખે છે, એ જ એ લોકો છે જેમનાં હૃદયોમાં અલ્લાહે તકવા (ઈશનિષ્ઠા અને સંયમ) માટે પારખી લીધા છે. તેમના માટે માફી છે અને મોટું પુણ્ય છે. (૪) જે લોકો તમને હુજરા (ઓરડા)ના બહારથી પોકારે છે, તેમાંથી મોટાભાગના લોકો સમજ નથી રાખતા. (૫) જો તેઓ ધીરજ રાખતા, ત્યાં સુધી કે તમે સ્વયં તેમના પાસે નીકળીને આવી જાઓ, તો આ તેમના માટે ઉત્તમ હોત, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૬) હે ઈમાનવાળાઓ ! જો કોઈ ફાસિક (અવજ્ઞાકારી) તમારા પાસે સમાચાર લાવે, તો તમે સારી રીતે તપાસ કરી લેવાનું રાખો, ક્યાંક એવું ન

બને કે તમે કોઈ સમૂહને અજાણતામાં કોઈ નુકસાન પહોંચાડી દો. પછી તમને પોતે કરેલ કૃત્ય પર પસ્તાવું પડે, (૭) અને જાણી લો કે તમારા વચ્ચે અલ્લાહનો પયગંબર છે. જો તે ઘણાખરા મામલાઓમાં તમારી વાત માની લે, તો તમે મોટી મુશ્કેલીમાં પડી જાઓ, પરંતુ અલ્લાહે તમને ઈમાનનો પ્રેમ પ્રદાન કર્યો અને તેને તમારા હૃદયોમાં મનપસંદ બનાવી દીધું, અને અધર્મ અને દુરાચાર અને અવજ્ઞાથી તમને વિમુખ કરી દીધા. (૮) આવા જ લોકો અલ્લાહની કૃપા અને ઇનામથી સન્માર્ગ પર છે, અને અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે.

(૯) અને જો મુસલમાનોના બે સમૂહો પરસ્પર લડી પડે, તો તેમના વચ્ચે સુલેહ કરાવો. પછી જો તેમાંથી એક સમૂહ બીજા સમૂહ પર અતિરેક કરે, તો એ સમૂહથી લડો જે અતિરેક કરે છે, ત્યાં સુધી કે તે અલ્લાહના આદેશ તરફ પાછો ફરે. પછી જો તે પાછો ફરે તો તેમના વચ્ચે સમાનતા અને નિષ્પક્ષતાની સાથે સુલેહ કરાવો અને ન્યાય કરો. નિઃશંક અલ્લાહ ન્યાય કરનારાઓને પસંદ કરે છે. (૧૦) ઈમાનવાળાં સૌ ભાઈ-ભાઈ છે. તેથી પોતાના ભાઈઓ વચ્ચે મેળમેળાપ કરાવો અને અલ્લાહથી ડરો, જેથી તમારા પર દયા કરવામાં આવે.

(૧૧) હે ઈમાનવાળાઓ ! ન પુરુષો બીજા પુરુષોની મજાક ઉડાવે, બની શકે છે કે તેઓ તેમનાથી શ્રેષ્ઠ હોય, અને ન સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની મજાક ઉડાવે, બની શકે છે કે તેણીઓ તેમનાથી શ્રેષ્ઠ હોય, અને ન એક-બીજા પર વ્યંગ કરો (અથવા ન એક-બીજાને મહેણા મારો) અને ન એક-બીજાને ખરાબ ઇલકાબો (ઉપનામો)થી પોકારો. ઈમાન લાવ્યા પછી ગુનાનું નામ કરવું ખરાબ છે, અને જેઓ અટકે નહીં તો એ જ લોકો અત્યાચારી છે.

(૧૨) હે ઈમાનવાળાઓ ! વધારે અનુમાનોથી બચો, કેમ કે કેટલાક અનુમાનો ગુનો હોય છે અને ખણખોદ ન કરો, અને તમારામાંથી કોઈ કોઈ બીજાની નિંદા ન કરે. શું તમારામાંથી કોઈ એ વાતને પસંદ કરશે કે તે પોતાના

મૃત ભાઈનું માંસ ખાય ! આને તમે સ્વયં અપ્રિય સમજો છો, અને અલ્લાહથી ડરો. નિઃશંક અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે.

(૧૩) હે લોકો ! અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીથી પેદા કર્યા, અને તમને જાતિઓ અને પરિવારોમાં વહેંચી નાખ્યા, જેથી તમે એક-બીજાને ઓળખો. નિઃસંદેહ, અલ્લાહના નજીક તમારામાં સૌથી વધારે પ્રતિષ્ઠિત એ છે જે સૌથી વધારે ઈશનિષ્ઠ અને સંયમી છે. નિઃશંક, અલ્લાહ સર્વજ્ઞ અને ખબર રાખવાવાળો છે.

(૧૪) આરબ ગ્રામવાસીઓ કહે છે કે અમે ઈમાન લાવ્યા. કહો કે તમે ઈમાન નથી લાવ્યા, બલ્કે એમ કહો કે અમે ઈસ્લામનો સ્વીકાર કર્યો, અને હજુ ઈમાન તમારાં હૃદયોમાં દાખલ થયું નથી, અને જો તમે અલ્લાહ અને તેના પયગંબરનું આજ્ઞાપાલન કરો તો અલ્લાહ તમારાં કર્મોમાંથી કંઈ ઓછું નહીં કરે. નિઃશંક, અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે. (૧૫) ઈમાનવાળા તો બસ તેઓ છે, જેઓ અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવે, પછી તેમણે સંદેહ ન કર્યો અને પોતાનાં ધન અને પોતાનાં પ્રાણથી અલ્લાહના માર્ગમાં જિહાદ (તન-મનથી સંઘર્ષ) કર્યો. આ જ સાચા લોકો છે.

(૧૬) કહો, શું તમે અલ્લાહને પોતના દીન (ધર્મ)ની જાણકારી આપો છો ? જો કે અલ્લાહ જાણે છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને અલ્લાહ દરેક વસ્તુથી માહિતગાર છે. (૧૭) આ લોકો તમારા પર ઉપકાર રાખે છે કે તેમણે ઈસ્લામનો સ્વીકાર કર્યો છે. કહો કે પોતાના ઈસ્લામનો ઉપકાર મારા પર ન મૂકો, બલ્કે અલ્લાહનો તમારા પર ઉપકાર છે કે તેણે તમને ઈમાનની પ્રેરણા આપી, જો તમે સાચા છો. (૧૮) નિઃશંક, અલ્લાહ આકાશો અને ધરતીની છૂપી વાતોને જાણે છે, અને અલ્લાહ જુએ છે જે કંઈ તમે કરો છો.

—●—

# ૫૦. સૂરઃ કૉફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કૉફ. સોગંદ છે મહિમાવાન કુર્આનના, (૨) બલ્કે આમને આશ્ચર્ય થયું કે તેમના પાસે તેમનામાંથી જ એક ડરાવનાર આવ્યો. પછી ઈન્કાર કરનારાઓએ કહ્યું કે આ આશ્ચર્યની વાત છે, (૩) શું જ્યારે અમે મૃત્યુ પામીશું અને માટી બની જઈશું ? આ ફરીવાર જીવંત થવું ખૂબ અસંભવ છે. (૪) અમને ખબર છે જેટલું ધરતી પોતાના અંદરથી ઘટાડે છે અને અમારા પાસે પુસ્તક છે જેમાં બધું જ સુરક્ષિત છે, (૫) બલ્કે આમણે સત્યને ખોટું ઠેરવ્યું છે, જ્યારે કે તે તેમના પાસે આવી ચૂક્યું છે. તેથી તેઓ દ્વિધામાં પડેલા છે.

(૬) શું આ લોકોએ પોતાના ઉપર આકાશને નથી જોયું, અમે કેવું તેને બનાવ્યું અને તેને શોભા પ્રદાન કરી અને તેમાં કોઈ વિકૃતિ નથી (૭) અને ધરતીને અમે ફેલાવી અને તેમાં પહાડો મૂકી દીધા અને તેમાં દરેક પ્રકારની શોભાની વસ્તુઓ ઊગાડી (૮) સમજાવવા માટે અને યાદ દેવડાવવા માટે, દરેક એ બંદા માટે જે રજૂ થાય, (૯) અને અમે આકાશથી બરકતવાળું (સમૃદ્ધિવાળું) પાણી ઉતાર્યું, પછી તેનાથી અમે બાગ ઊગાડ્યા અને લણવામાં આવતી ખેતીઓ, (૧૦) અને ખજૂરોના લાંબા વૃક્ષો જેમાં ઉપરતળે ગુચ્છાઓ લાગે છે, (૧૧) બંદાઓની રોજી માટે, અને અમે તેના દ્વારા મૃત જમીનને જીવંત કરી. આ જ રીતે જમીનમાંથી નીકળવાનું હશે.

(૧૨) તેમનાથી પહેલા નૂહની જાતિ અને અસ્હાબુલ-રસ અને સમૂદ (૧૩) અને આદ અને ફિરઔન અને લૂતના ભાઈઓ (૧૪) અને ઐકાવાળા અને તુબ્બાની જાતિએ પણ ખોટું ફેરવ્યું, સૌએ પયગંબરોને ખોટા ઠેરવ્યા. પછી મારો ડર તેમના પર વાસ્તવમાં ઘટિત થઈને રહ્યો. (૧૫) શું અમે પહેલી વાર પેદા કરવા માટે વિવશ રહ્યા ? બલ્કે આ લોકો નવેસરથી પેદા કરવા વિશે સંદેહમાં છે.

(૧૬) અને અમે માનવીને પેદા કર્યો અને અમે જાણીએ છીએ એ વાતોને, જે તેના મનમાં આવે છે, અને અમે ધોરી નસથી પણ વધારે તેનાથી નજીક છીએ. (૧૭) જ્યારે બે લેવાવાળા લે છે જેઓ ડાબી અને જમણી તરફ બેસેલા છે. (૧૮) કોઈ શબ્દ તેઓ નથી બોલતા, પરંતુ તેના પાસે એક સચેત નિરીક્ષક હોય છે.

(૧૯) અને મૃત્યુની બેહોશી સત્યની સાથે આવી પહોંચી. આ એ જ વસ્તુ છે જેનાથી તું ભાગતો હતો. (૨૦) અને રણશિંગુ ફૂંકવામાં આવશે. આ ડરાવવાનો દિવસ હશે, (૨૧) પ્રત્યેક વ્યક્તિ એવી રીતે આવી ગયો કે તેના સાથે એક હાંકવાવાળો છે અને એક સાક્ષી આપવાવાળો. (૨૨) તમે તેનાથી બેપરવા રહ્યા. હવે અમે તમારા પરથી પરદો હટાવી દીધો. હવે આજે તમારી નજર તેજ છે, (૨૩) અને તેના સાથેનો ફરિશ્તો કહેશે, આ જે મારા પાસે હતો, હાજર છે. (૨૪) નર્કમાં નાખી દો કૃતઘ્ન, વિરોધીને, (૨૫) ભલાઈથી રોકવાવાળો, હદ વટાવી જનારો, સંદેહ નાખવાવાળો, (૨૬) જેણે અલ્લાહની સાથે બીજાઓને ઉપાસ્ય બનાવ્યા. હવે આને નાખી દો કઠોર યાતનામાં. (૨૭) તેનો સાથી શૈતાન કહેશે કે હે મારા માલિક ! મેં આને વિદ્રોહી નથી બનાવ્યો, બલ્કે તે સ્વયં માર્ગ ભૂલેલો, દૂર પડ્યો હતો. (૨૮) ઈરશાદ થશે, મારા સામે ઝઘડો નહીં અને મેં પહેલાથી જ તમને યાતનાથી ડરાવ્યા હતા. (૨૯) મારા ત્યાં વાત બદલવામાં આવતી નથી અને શું બંદાઓ પર અત્યાચાર કરવાવાળો નથી.

(૩૦) જે દિવસે અમે નર્કને કહીશું, શું તું ભરાઈ ગઈ ? અને તે કહેશે કે હજુ કંઈ છે ? (૩૧) અને સ્વર્ગ ઈશભય રાખનારાઓના નજીક લઈ આવવામાં આવશે, કંઈ દૂર નહીં રહે. (૩૨) આ છે એ વસ્તુ જેનું તમને વચન આપવામાં આવતું હતું, દરેક રજૂ થવાવાળા અને યાદ રાખવાવાળા માટે. (૩૩) જે વ્યક્તિ

રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)થી દેખ્યા વગર ડર્યો અને રજૂ થવાવાળું હૃદય લઈને આવ્યો. (૩૪) દાખલ થઈ જાઓ આમાં સલામતીની સાથે, આ દિવસ હંમેશા રહેશે, (૩૫) ત્યાં તેમના માટે એ બધું જ હશે, જેની તેઓ ઇચ્છા કરે, અને અમારા પાસે (તેનાથી પણ) વધારે છે.

(૩૬) અને અમે તેમનાથી પહેલા કેટલીય જાતિઓને નષ્ટ કરી ચૂક્યા છીએ, તેઓ શક્તિમાં આમનાથી વધારે હતી. પછી તેમણે દેશોને ખૂંદી નાખ્યા કે છે કોઈ શરણ લેવાની જગ્યા ! (૩૭) આમાં અનુસ્મરણ છે એ વ્યક્તિ માટે જેના પાસે હૃદય હોય અથવા તે કાન લગાવે એકાગ્રચિત્ત થઈને.

(૩૮) અને અમે આકાશો અને ધરતીને અને જે કંઈ તેના વચ્ચે છે, છ દિવસોમાં બનાવ્યા અને અમને કંઈ થાક ન લાગ્યો. (૩૯) પછી જે કંઈ તેઓ કહે છે તેના પર ધૈર્ય રાખો અને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)નો મહિમાગાન કરો પ્રશંસાથી સાથે, સૂર્ય નીકળવાથી પહેલા અને તેના ડૂબવાથી પહેલા, (૪૦) અને રાત્રે તેનો મહિમાગાન કરો અને સિજદાઓ પછી.

(૪૧) અને કાન લગાવી રાખો કે જે દિવસે પોકારનાર ખૂબ નજીકથી પોકારશે. (૪૨) જે દિવસે લોકો વિશ્વાસની સાથે તીવ્ર ચીસને સાંભળશે, તે નીકળવાનો દિવસ હશે. (૪૩) નિઃસંદેહ, અમે જ જીવાડીએ છીએ અને અમે જ મૃત્યુ આપીએ છીએ અને અમારા તરફ જ પાછા ફરવાનું છે. (૪૪) જે દિવસે જમીન તેમના સામે ખુલી જશે, તે સૌ ડરતા હશે, આ એકત્ર કરવું અમારા માટે સરળ છે.

(૪૫) અમે જાણીએ છીએ જે કંઈ આ લોકો કહી રહ્યા છે, અને તમે તેમના સાથે બળજબરી કરવાવાળા નથી. તેથી તમે કુર્આન દ્વારા એ વ્યક્તિને શિખામણ આપો, જેઓ મારા ડરાવવાથી ડરે.

—●—

# ૫૧. સૂરઃ અઝ્-ઝારિયાત

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે એ હવાઓના, જે ધૂળ ઉડાવવાવાળી છે. (૨) પછી તે ઉઠાવી લે છે બોજ. (૩) પછી તે ચાલવા લાગે છે ધીમે-ધીમે. (૪) પછી અલગ-અલગ કરે છે મામલાને. (૫) નિઃશંક, તમને જે વચન આપવામાં આવી રહ્યું છે તે સાચું છે, (૬) અને નિઃશંક ન્યાય અવશ્ય થશે. (૭) સોગંદ છે જાળીવાળા આકાશના ! (૮) ચોક્કસ તમે એક મતભેદમાં પડેલા છો. (૯) આનાથી એ ફરે છે જેને ફેરવવામાં આવે.

(૧૦) માર્યા ગયા અટકળથી વાતો કરવાવાળા, (૧૧) જેઓ ગફલતમાં ભૂલી ગયેલા છે. (૧૨) તેઓ પૂછે છે કે ક્યારે છે બદલાનો દિવસ ? (૧૩) જે દિવસે તેમને આગ પર મૂકવામાં આવશે. (૧૪) ચાખો મજા પોતાની ધૃષ્ટતાની. આ છે એ વસ્તુ, જેની તમે ઉતાવળ કરી રહ્યા હતા. (૧૫) નિઃશંક, ડરવાવાળા લોકો બાગોમાં અને ઝરણાઓમાં હશે, (૧૬) લઈ રહ્યા હશે જે કંઈ તેમના પ્રભુ-પાલનહારે તેમને આપ્યું, તેઓ આનાથી પહેલા ભલાઈ કરવાવાળા હતા. (૧૭) તેઓ રાત્રિઓમાં ઓછું ઊંઘતા હતા (૧૮) અને સવારના સમયે તેઓ માફી માંગતા હતા, (૧૯) અને તેમનાં ધનમાં માંગનારાઓ અને વંચિતોનો હિસ્સો હતો.

(૨૦) અને ધરતીમાં નિશાનીઓ છે વિશ્વાસ કરનારાઓ માટે (૨૧) અને સ્વયં તમારા અંદર પણ, શું તમે જોતા નથી ? (૨૨) અને આકાશમાં તમારી રોજી છે અને એ વસ્તુ પણ જેનું તમને વચન આપવામાં આવી રહ્યું છે. (૨૩) પછી આકાશ અને ધરતીના રબના સોગંદ ! એ નિશ્ચિત છે જેમ કે તમે બોલો છો.

(૨૪) શું તમને ઇબ્રાહીમના આદરણીય મહેમાનોની વાત પહોંચી, (૨૫) જ્યારે તેઓ તેના પાસે આવ્યા. પછી તેમને સલામ કર્યો. તેણે કહ્યું,

તમને લોકોને પણ સલામ છે — કંઈ અજાણ્યા લોકો છે. (૨૬) પછી તે પોતાના ઘર તરફ ચાલ્યો અને એક વાછરડું શેકેલું લઈ આવ્યો. (૨૭) પછી તેને તેમના પાસે મૂક્યું, તેણે કહ્યું - તમે લોકો ખાતા કેમ નથી ? (૨૮) પછી તે મનમાં તેમનાથી ડર્યો. તેમણે કહ્યું કે ડરો નહીં, અને તેમને જ્ઞાની પુત્રની ખુશખબર આપી. (૨૯) પછી તેની પત્ની બોલતી-બોલતી આવી, પછી માથા પર હાથ માર્યો અને કહેવા લાગી કે ઘરડી, વાંઝણી ! (૩૦) તેમણે કહ્યું કે આવું જ ફરમાવ્યું છે તારા પ્રભુ-પાલનહારે. નિઃશંક તે તત્ત્વદર્શી, જાણવાવાળો છે.

★(૩૧) **ઈબ્રાહીમે કહ્યું કે હે ફરિશ્તાઓ ! તમારા સામે શું અભિયાન** છે ? (૩૨) તેમણે કહ્યું કે અમે એક ગુનેગાર જાતિ (લૂતની જાતિ) તરફ મોકલવામાં આવ્યા છીએ, (૩૩) જેથી તેના પર પાકેલી માટીના પથ્થરો વરસાવીએ, (૩૪) જે નિશાન લગાવેલા છે તમારા પ્રભુ-પાલનહારની પાસે એ લોકો માટે જેઓ હદ વટાવી જનારા છે. (૩૫) પછી ત્યાં જેટલા ઈમાનવાળા હતા તેમને અમે કાઢી લીધા. (૩૬) પછી ત્યાં અમે એક ઘરના સિવાય કોઈ મુસ્લિમ ઘર ન જોયું, (૩૭) અને અમે તેમાં એક નિશાની છોડી એ લોકો માટે જેઓ પીડાદાયક યાતનાથી ડરે છે.

(૩૮) અને મૂસામાં પણ એક નિશાની છે, જ્યારે અમે તેને ફિરઔન પાસે એક ખુલ્લી દલીલની સાથે મોકલ્યો. (૩૯) તો તે પોતાની શક્તિની સાથે ફરી ગયો, અને કહ્યું કે આ જાદુગર છે અથવા પાગલ છે. (૪૦) પછી અમે તેને અને તેના લશ્કરને પકડ્યા, પછી તેમને સમુદ્રમાં ફેંકી દીધા અને તેઓ નિંદાપાત્ર હતા, (૪૧) અને આદમાં પણ નિશાની છે, જ્યારે અમે તેમના પર એક અશુભ હવા મોકલી દીધી. (૪૨) તે જે વસ્તુ પરથી પણ પસાર થઈ, તેને ચૂરેચૂરા કરીને મૂકી દીધી, (૪૩) અને સમૂદમાં નિશાની છે, જ્યારે તેમને કહેવામાં આવ્યું કે થોડી મુદ્દત માટે લાભ ઉઠાવી લો. (૪૪) પછી તેમણે

પોતાના પ્રભુ-પાલનહારના આદેશથી વિદ્રોહ કર્યો, પછી તેમણે કડાકાએ ઝડપી લીધા, અને તેઓ જોઈ રહ્યા હતા. (૪૫) પછી તેઓ ઉઠી ન શક્યા, અને ન પોતાનો બચાવ કરી શક્યા, (૪૬) અને નૂહની જાતિને પણ આનાથી પહેલા. નિઃશંક તેઓ અવજ્ઞાકારી હતા.

(૪૭) અને અમે આકાશને અમારા સામર્થ્યથી બનાવ્યું અને અમે વિસ્તૃત કરવાવાળા છીએ, (૪૮) અને જમીનને અમે બિછાવી, પછી અમે કેટલા સારા બિછાવવાવાળા છીએ, (૪૯) અને અમે દરેક વસ્તુના જોડાં બનાવ્યા, જેથી તમે ધ્યાન આપો. (૫૦) પછી દોડો અલ્લાહ તરફ, હું તેના તરફથી એક સ્પષ્ટ ડરાવનાર છું, (૫૧) અને અલ્લાહની સાથે કોઈ અન્ય ઉપાસ્ય ન બનાવો. હું તેના તરફથી તમારા માટે એક સ્પષ્ટ ડરાવનાર છું.

(૫૨) આ જ રીતે તેમના પહેલાંના લોકોની પાસે કોઈ પયગંબર એવો નથી આવ્યો જેને તેમણે જાદુગર કે ઉન્માદી ન કહ્યો હોય. (૫૩) શું આ લોકો એક-બીજાની આની વસિયત કરતા આવ્યા છે, બલ્કે આ સૌ વિદ્રોહી લોકો છે. (૫૪) તેથી તમે તેમની ઉપેક્ષા કરો. તમારા પર કોઈ આરોપ નથી (૫૫) અને સમજાવતા રહો કેમ કે સમજાવવું ઈમાનવાળાઓને લાભ આપે છે.

(૫૬) અને મેં જિન્નાતો અને મનુષ્યોને કેવળ એટલા માટે પેદા કર્યા છે કે તેઓ મારી ઉપાસના કરે. (૫૭) હું તેમનાથી રોજી નથી ઇચ્છતો અને ન એ ઇચ્છું છું કે તેઓ મને ખવડાવે. (૫૮) નિઃસંદેહ અલ્લાહ જ રોજી આપનાર, શક્તિશાળી અને પ્રભુત્વશાળી છે. (૫૯) પછી જે લોકોએ અત્યાચાર કર્યો તેમનો ઘડો ભરાઈ ચૂક્યો છે, જે રીતે તેમના સાથીઓનો ઘડો ભરાઈ ચૂક્યો હતો, બસ તેઓ ઉતાવળ ન કરે.(૬૦) પછી ઇન્કાર કરનારાઓ માટે વિનાશ છે તેમના એ દિવસે જેનું તેમને વચન આપવામાં આવી રહ્યું છે.

●

# પર. સૂરઃ અત્-તૂર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે તૂરના, (૨) અને લખવામાં આવેલ ગ્રંથના, (૩) વિસ્તૃત પૃષ્ઠોમાં, (૪) અને આબાદ ઘરના, (૫) અને ઊંચી છતના, (૬) અને ઉછળતા સમુદ્રના. (૭) નિઃશંક તમારા રબ (પ્રભુ-પાલનહાર)ની યાતના ઘટિત થઈને રહેશે. (૮) તેને કોઈ ટાળવાવાળું નથી. (૯) જે દિવસે આકાશ ડગમગશે, (૧૦) અને પહાડો ચાલવા લાગશે, (૧૧) પછી વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે, (૧૨) જેઓ વાતો બનાવે છે રમતમાં. (૧૩) જે દિવસે નર્કની આગ તરફ ધકેલવામાં આવશે, (૧૪) આ છે એ આગ, જેને તમે ખોટી ઠેરવતા હતા. (૧૫) શું આ જાદૂ છે કે તમને દેખાતું નથી? (૧૬) આમાં દાખલ થઈ જાઓ, પછી તમે ધૈર્ય કરો કે ધૈર્ય ન કરો, તમારા માટે સરખું છે. તમે એ જ બદલો પામી રહ્યા છો, જે તમે કરતા હતા.

(૧૭) નિઃશંક, ઈષનિષ્ઠ-સંયમી લોકો બાગોમાં અને કૃપાઓમાં હશે. (૧૮) તેઓ પ્રફુલ્લિત હશે એ વસ્તુઓથી જે તેમના પ્રભુ-પાલનહારે તેમને આપી હશે, અને તેમના પ્રભુ-પાલનહારે તેમને નર્કની યાતનાથી બચાવી લીધા. (૧૯) ખાવ અને પીવો મજાની સાથે પોતાનાં કર્મોના બદલામાં. (૨૦) ટેક લગાવીને કતારબદ્ધ આસનો પર, અને અમે મોટી આંખોવાળી હૂરો તેમને પરણાવીશું.

(૨૧) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમના સંતાનો પણ તેમના માર્ગે ઈમાનની સાથે ચાલ્યા, તેમના સાથે અમે તેમનાં સંતાનોને પણ એકત્ર કરી દઈશું, અને તેમના કર્મોમાં અમે કોઈ ઘટાડો નહીં કરીએ. દરેક વ્યક્તિ પોતાની કમાણીમાં ફસાયેલ છે, (૨૨) અને અમે તેમની પસંદના મેવા અને માંસ તેમને નિરંતર આપતા રહીશું. (૨૩) તેમના વચ્ચે મદિરાના પ્યાલાઓની આપ-લે

થઈ રહી હશે, જે વાહિયાતપણા અને ગુનાથી પવિત્ર હશે, (૨૪) અને તેમની સેવામાં કિશોરો દોડતા ફરી રહ્યા હશે, જાણે સુરક્ષિત રાખવામાં આવેલ મોતી છે ! (૨૫) તેઓ એક-બીજા તરફ સંમુખ થઈને વાત કરશે. (૨૬) તેઓ કહેશે કે અમે આનાથી પહેલા અમારા ઘરવાળાઓમાં (અલ્લાહથી) ડરીને રહેતા હતા. (૨૭) પછી અલ્લાહે અમારા પર કૃપા કરી અને અમને લૂની યાતનાથી બચાવી લીધા. (૨૮) અમે આનાથી પહેલા તેને જ પોકારતા હતા. નિઃશંક તે ભલું કરનાર, મહેરબાન છે.

(૨૯) તેથી તમે શિખામણ આપતા રહો, પોતાના પ્રભુ-પાલનહારની કૃપાથી ન તમે જ્યોતિષ છો અને ન ઉન્માદી. (૩૦) શું તેઓ કહે છે કે આ એક કવિ છે. અમે તેમના માટે કાળચક્રની રાહ જોઈ રહ્યા છીએ. (૩૧) કહો કે રાહ જુઓ, હું પણ તમારા સાથે રાહ જોવાવાળાઓમાંથી છું. (૩૨) શું તેમની બુદ્ધિઓ તેમને આવું જ શીખવાડે છે કે આ લોકો વિદ્રોહી છે ? (૩૩) શું તેઓ કહે છે કે આ કુર્આનને સ્વયં ઘડી લીધું છે ? બલ્કે તેઓ ઈમાન લાવવા નથી માગતા. (૩૪) પછી તેઓ આના જેવી કોઈ વાણી લઈ આવે, જો તેઓ સાચા છે.

(૩૫) શું તેઓ કોઈ સર્જનહાર વગર પેદા થઈ ગયા કે તેઓ પોતે જ સૃષ્ટા છે ? (૩૬) શું ધરતી અને આકાશને તેમણે પેદા કર્યા છે ? બલ્કે તેઓ વિશ્વાસ નથી રાખતા. (૩૭) શું તેમના પાસે તમારા પ્રભુ-પાલનહારના ખજાના છે, કે તેઓ હવાલદાર છે ? (૩૮) શું તેમના પાસે કોઈ સીડી છે, જેના પર (ચઢીને) તેઓ વાતો સાંભળી લે છે ? તો તેને સાંભળનાર કોઈ સ્પષ્ટ દલીલ લઈને આવે. (૩૯) શું અલ્લાહ માટે પુત્રીઓ છે અને તમારા માટે પુત્રો ?

(૪૦) શું તમે તેમનાથી વળતર માંગો છો કે તેઓ દંડના બોજથી દબાઈ જઈ રહ્યા છે ? (૪૧) શું તેમના પાસે અદૃશ્ય (ની વાતો) છે કે તેઓ લખી લે છે ? (૪૨) શું તેઓ કોઈ યુક્તિ કરવા માગે છે ? પછી ઇન્કાર કરનારાં પોતે

જ એ યુક્તિમાં પકડાઈ જશે. (૪૩) શું અલ્લાહ સિવાય તેમનો અન્ય કોઈ ઉપાસ્ય છે ? અલ્લાહ પવિત્ર છે એમના શિર્ક (બહુદેવવાદ)થી.

(૪૪) અને જો તેઓ આકાશથી કોઈ ટુકડો પડતો જુએ, તો તેઓ કહેશે કે આ ઉપર-નીચે વાદળો છે. (૪૫) હવે તેમને છોડો, ત્યાં સુધી કે તેઓ પોતાના એ દિવસનો સામનો કરે, જેમાં તેમના હોશ ઊડી જશે, (૪૬) જે દિવસે તેમની યુક્તિઓ તેમના કંઈ કામ નહીં લાગે અને ન તેમને કોઈ મદદ મળશે. (૪૭) અને આ અત્યાચારીઓ માટે આના સિવાય પણ યાતના છે, પરંતુ તેમાંથી મોટાભાગના લોકો જાણતા નથી.

(૪૮) અને તમે ધૈર્યની સાથે પોતાના પ્રભુ-પાલનહારના નિર્ણયની રાહ જુઓ. નિશ્ચિતપણે તમે અમારી નજરમાં છો, અને પોતાના પ્રભુ-પાલનહારનો મહિમાગાન કરો તેની સ્તુતિની સાથે, જે સમયે તમે ઉઠો છો, (૪૯) અને રાત્રે પણ તેનો મહિમાગાન કરો, અને તારાઓના પાછળ હટતા સમયે પણ.

●

## ૫૩. સૂરઃ અન્-નજ્મ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે તારાઓના જ્યારે કે તે ડૂબી જાય, (૨) તમારો સાથી ન ભટકેલો છે અને ન પથભ્રષ્ટ થયો છે, (૩) અને તે પોતાના મનથી નથી બોલતો. (૪) આ એક વહી (દિવ્ય પ્રકાશના) છે જે તેના પર મોકલવામાં આવે છે. (૫) તેને પ્રભુત્વશાળી, શક્તિશાળીએ શિક્ષા આપી છે, (૬) બુદ્ધિ-મત્તાવાળા અને તત્ત્વદર્શીએ. (૭) પછી તે પ્રગટ થયો અને તે આકાશના ઉચ્ચ કિનારા પર હતો. (૮) પછી તે સમીપ થયો. (૯) પછી તે ઉતરી આવ્યો. પછી બે કમાનોના બરાબર અથવા તેનાથી પણ ઓછા અંતરે રહી ગયો. (૧૦) પછી અલ્લાહે વહી કરી પોતાના બંદા તરફ, જે પણ વહી કરી. (૧૧) જૂઠ નથી

કહ્યું ઈશદૂતના હૃદયે, જે તેણે જોયું. (૧૨) હવે શું તમે એ વસ્તુ માટે તેનાથી ઝઘડો કરો છો, જે તેણે જોઈ છે. (૧૩) અને તેણે વધુ એક વાર તેને ઉતરતી જોઈ છે, (૧૪) સિદરતુલ મુન્તહા (અંતિમ કિનારા પર સ્થિત બોરડીના વૃક્ષ) પાસે, (૧૫) તેના પાસે જ જન્નત છે આરામથી રહેવા માટે, (૧૬) જ્યારે કે બોરડી પર છવાઈ રહ્યું હતું, જે કંઈ છવાઈ રહ્યું હતું, (૧૭) દૃષ્ટિ ભટકી નહીં અને ન હદથી આગળ વધી, (૧૮) તેણે પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની મોટી-મોટી નિશાનીઓ જોઈ.

(૧૯) શું તમે 'લાત' અને 'ઉઝ્ઝા' પર વિચાર કર્યો છે, (૨૦) અને ત્રીજા એક વધુ 'મનાત' પર ? (૨૧) શું તમારા માટે પુત્રો છે અને અલ્લાહ માટે પુત્રીઓ ? (૨૨) આ તો ખૂબ કઢંગી વહેંચણી થઈ. (૨૩) આ કેવળ નામો છે, જે તમે અને તમારા પૂર્વજોએ રાખી લીધા છે. અલ્લાહે તેમના માટે કોઈ દલીલ નથી ઉતારી. તેઓ માત્ર કલ્પનાનું અનુસરણ કરી રહ્યા છે અને મનેચ્છાનું, જો કે તેમના પાસે તેમના પ્રભુ-પાલનહાર તરફથી માર્ગદર્શન આવી ચૂક્યું છે. (૨૪) શું માનવી એ બધું પામી લે છે જે તે ઇચ્છે ? (૨૫) પછી અલ્લાહના અધિકારમાં છે આખિરત (પરલોક) અને દુનિયા.

(૨૬) અને આકાશોમાં કેટલાય ફરિશ્તાઓ છે, જેની ભલામણ કંઈ કામ નથી લાગી શકતી, પરંતુ એ પછી કે અલ્લાહ અનુમતિ આપે, જેના માટે તે ઇચ્છે અને પસંદ કરે. (૨૭) નિઃશંક, જે લોકો આખિરત પર ઈમાન નથી રાખતા, તેઓ ફરિશ્તાઓને સ્ત્રીઓના નામથી જોડે છે, (૨૮) જો કે તેમના પાસે આના માટે કોઈ દલીલ નથી. તેઓ કેવળ અટકળ પાછળ ચાલી રહ્યા છે, અને અટકળ સત્યના મામલામાં સહેજ પણ લાભપ્રદ નથી. (૨૯) તેથી તમે એવા વ્યક્તિની ઉપેક્ષા કરો, જે અમારી શિખામણથી મોઢું ફેરવે, અને તેઓ દુનિયાના જીવન સિવાય બીજું કંઈ નહીં ચાહે. તેમની સમજ બસ અહીં

સુધી પહોંચેલી છે. (૩૦) તમારો રબ સારી રીતે જાણે છે કે કોણ તેના માર્ગથી ભટકેલો છે, અને તે તેમને પણ બરાબર જાણે છે જેઓ સન્માર્ગ પર છે.

(૩૧) અને અલ્લાહનું જ છે, જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, જેથી તે બદલો આપે દુષ્કર્મ કરનારાઓને તેમણે કરેલ કર્મોનો અને બદલો આપે ભલાઈ કરનારાઓને ભલાઈનો, (૩૨) જેઓ મોટા ગુનાઓથી અને નિર્લજ્જતાથી બચે છે, પરંતુ થોડીક ગંદકી. નિઃશંક, તમારા પાલનહારની કૃપા વિશાળ છે. તે તમને સારી રીતે જાણે છે, જ્યારે કે તેણે તમને ધરતી પર પેદા કર્યા, અને જ્યારે તમે પોતાની માતાઓના ગર્ભમાં ભ્રૂણના રૂપમાં હતા. તો તમે પોતાને પવિત્ર ન સમજો. તે ઈશનિષ્ઠોને બરાબર જાણે છે.

(૩૩) શું તમે એ વ્યક્તિને જોયો, જેણે અવગણના કરી ? (૩૪) થોડુંક આપ્યું અને રોકાઈ ગયો ? (૩૫) શું તેના પાસે અદૃશ્યનું જ્ઞાન છે ? પછી તે જોઈ રહ્યો છે. (૩૬) શું તેને સમાચાર નથી પહોંચ્યા એ વાતના કે જે મૂસાની પુસ્તિકાઓમાં છે (૩૭) અને ઈબ્રાહીમની, જેણે પોતાનું કથન પૂરું કરી દીધું (૩૮) કે કોઈ ઉઠાવનાર કોઈ બીજાનો બોજ નહીં ઉઠાવે, (૩૯) અને એ કે માનવી માટે એ જ છે જે તેણે કમાવ્યું, (૪૦) અને એ કે તેની કમાણી ટૂંક સમયમાં જોવામાં આવશે. (૪૧) પછી તેને પૂરેપૂરો બદલો આપવામાં આવશે, (૪૨) અને એ કે બધાને તમારા રબ પાસે પહોંચવાનું છે.

(૪૩) નિઃશંક, એ જ હસાવે છે અને રડાવે છે, (૪૪) અને એ જ મારે છે અને જીવાડે છે, (૪૫) અને તેણે જ બંને પ્રકાર, નર અને માદાને પેદા કર્યા (૪૬) એ ટીપાથી, જ્યારે તે ટપકાવવામાં આવે, (૪૭) અને તેના જ શિરે છે બીજી વાર ઉઠાવવું, (૪૮) અને તેણે જ ધન આપ્યું અને ધનવાન બનાવ્યા (૪૯) અને એ જ 'શિઅ્‌રા' (એક તારો)નો પ્રભુ-પાલનહાર છે.

(૫૦) અને અલ્લાહે જ વિનષ્ટ કર્યા પ્રથમ આદને (૫૧) અને સમૂદને.

પછી કોઈને બાકી ન છોડ્યા, (૫૨) અને નૂહની જાતિને તેમનાથી પહેલા, નિઃશંક તેઓ અત્યંત અત્યાચારી અને વિદ્રોહી લોકો હતા, (૫૩) અને ઊલટપુલટ થઈ ગયેલ વસ્તીઓને પણ ફેંકી દીધી. (૫૪) પછી તેમને ઢાંકી લીધી, જે વસ્તુએ પણ ઢાંકી લીધી. (૫૫) પછી તમે તમારા પાલનહારની કઈ-કઈ વસ્તુઓને ખોટી ઠેરવશો.

(૫૬) આ એક ડરાવનાર છે અગાઉના ડરાવનારાઓની જેમ. (૫૭) નજીક આવવાવાળી નજીક આવી ગઈ. (૫૮) અલ્લાહ સિવાય કોઈ તેને દૂર કરનાર નથી. (૫૯) શું તમને આ વાતનું આશ્ચર્ય થાય છે, (૬૦) અને તમે હસો છો અને તમે રડતા નથી, (૬૧) અને તમે ઘમંડ કરો છો. (૬૨) પછી અલ્લાહ માટે સિજદો (દંડવત્) કરો અને તેની જ ઉપાસના કરો.

●

## ૫૪. સૂરઃ અલ-કમર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કયામત નજીક આવી ગઈ અને ચંદ્ર ફાટી ગયો, (૨) અને તેઓ કોઈપણ નિશાની જુએ, તો તેઓ અવગણના જ કરશે, અને કહેશે કે આ તો જાદૂ છે જે પહેલાથી ચાલતું આવી રહ્યું છે, (૩) અને તેમણે ખોટું ઠેરવ્યું અને પોતાની મનેચ્છાઓનું અનુસરણ કર્યું અને દરેક કાર્યનો સમય નિશ્ચિત છે, (૪) અને તેમને એ સમાચારો પહોંચી ચૂક્યા છે, જેમાં પર્યાપ્ત બોધપાઠ છે. (૫) ઉચ્ચતમ્ દરજ્જાની તત્ત્વદર્શિતા, પરંતુ ચેતવણીઓ તેમને લાભ નથી પહોંચાડતી. (૬) તેથી તેમની ઉપેક્ષા કરો, જે દિવસે પોકારનાર એક અપ્રિય વસ્તુ તરફ પોકારશે, (૭) આંખો ઝુકાવીને કબરોથી નીકળી પડશે, જાણે તેઓ વિખેરાયેલ હાડકાં છે ! (૮) ભાગતાં પોકારનાર તરફ. ઇન્કાર કરનારાઓ કહેશે કે આ દિવસ ખૂબ કઠિન છે.

(૯) તેમનાથી પહેલા નૂહની જાતિએ ખોટું ઠેરવ્યું. તેમણે અમારા બંદાને ખોટો ઠેરવ્યો અને કહ્યું કે દીવાનો છે, અને ઝાટકી નાખ્યો. (૧૦) પછી તેણે પોતાના રબને પોકાર્યો કે હું દબાઈ ગયો છું, તું બદલો લે. (૧૧) પછી અમે આકાશના દરવાજાઓ મુશળધાર વરસાદથી ખોલી નાખ્યા, (૧૨) અને ધરતીથી ઝરણાઓ વહાવી દીધા. પછી બધું પાણી એક કામ માટે લાગી ગયું, જે ભાગ્ય બની ચૂક્યું હતું, (૧૩) અને અમે તેને એક તખ્તા અને ખીલાવાળી (નૌકા) પર ઉઠાવી લીધો. (૧૪) તે અમારી આંખોની સામે ચાલતી રહી. એ વ્યક્તિનો બદલો લેવા માટે, જેનો અનાદર કરવામાં આવ્યો હતો, (૧૫) અને તેને અમે નિશાની માટે છોડી દીધી. પછી છે કોઈ વિચાર કરવાવાળો ? (૧૬) પછી કેવી હતી મારી યાતના અને કેવી હતી મારી ચેતવણી ! (૧૭) અને અમે કુર્આનને શિખામણ માટે સરળ કરી દીધું છે, તો શું કોઈ છે શિખામણ પ્રાપ્ત કરવાવાળું ?

(૧૮) આદે ખોટું ઠેરવ્યું. તો કેવી હતી મારી યાતના અને કેવી હતી મારી ચેતવણી ! (૧૯) અને તેમના પર એક તીવ્ર હવા મોકલી નિરંતર અશુભ (સખત ઠંડીના) દિવસે. (૨૦) તે લોકોને ઉખાડીને ફેંકી દેતી હતી, જાણે તેઓ ઉખડેલા ખજૂરોના થડ હોય ! (૨૧) પછી કેવી હતી મારી યાતના અને મારી ચેતવણી ! (૨૨) અને અમે કુર્આનને શિખામણ માટે સરળ કરી દીધું છે, તો શું કોઈ છે શિખામણ પ્રાપ્ત કરનાર ?

(૨૩) સમૂદે ડર સંભળાવવાને ખોટું ઠેરવ્યું. (૨૪) પછી તેમણે કહ્યું, અમે અમારા જ અંદરના માણસના કહેવા પર ચાલીશું ? આ સ્થિતિમાં તો અમે ભૂલ અને ઝનૂનમાં પડી જઈશું. (૨૫) શું અમારા સૌમાં આના જ ઉપર શિખામણ અવતરિત થઈ છે ? બલ્કે તે જૂઠો છે, મોટો બનવાવાળો. (૨૬) હવે તેઓ કાલના દિવસે જાણી લેશે કે કોણ જૂઠો છે અને મોટો બનવાવાળો છે. (૨૭) અમે

ઊંટણીને મોકલવાના છીએ તેમના માટે પરીક્ષા બનાવીને. પછી તમે તેની રાહ જુઓ, અને ધૈર્ય રાખો, (૨૮) અને તેમને સાવધાન કરી દો કે પાણી તેમના વચ્ચે વહેંચી નાખવામાં આવ્યું છે. દરેક પોતાના વારા પર હાજર થાય. (૨૯) પછી તેમણે પોતાના એક માણસને પોકાર્યો, પછી તેણે પ્રહાર કર્યો અને ઊંટણીને કાપી નાખી. (૩૦) પછી કેવી હતી મારી યાતના અને મારી ચેતવણી ! (૩૧) અમે તેમના પર એક ધડાકો મોકલ્યો, તો તેઓ ખેતરના ઠૂંઠાઓની ચગદાઈ ગયેલ વાડની જેમ બનીને રહી ગયા. (૩૨) અને અમે કુર્આનને શિખામણ માટે સરળ કરી દીધું, તો શું કોઈ છે શિખામણ પ્રાપ્ત કરનાર ?

(૩૩) લૂતની જાતિએ ડરાવનારાઓને ખોટા ઠેરવ્યા. (૩૪) અમે તેમના પર પથ્થરો વરસાવનાર હવા મોકલી. માત્ર લૂતના ઘરવાળા તેનાથી બચ્યા. તેમને અમે બચાવી લીધા પરોઢ વખતે, (૩૫) અમારા તરફથી કૃપા કરીને. અમે આ જ રીતે બદલો આપીએ છીએ તેને જે આભાર વ્યક્ત કરે, (૩૬) અને લૂતે તેમને અમારી પકડથી ડરાવ્યા, પછી તેમણે આ ડરાવવામાં ઝઘડાઓ પેદા કર્યા, (૩૭) અને તેઓ તેના મહેમાનોને તેનાથી લેવા લાગ્યા. પછી અમે તેમની દૃષ્ટિ છીનવી લીધી. હવે ચાખો મારી યાતના અને મારી ચેતવણી, (૩૮) અને વહેલી સવારે તેમના પર યાતના આવી પડી, જે થોભી ગઈ હતી. (૩૯) હવે ચાખો મારી યાતના અને મારી ચેતવણી. (૪૦) અને અમે કુર્આનને શિખામણ માટે સરળ કરી દીધું છે, તો શું કોઈ છે શિખામણ પ્રાપ્ત કરનાર ?

(૪૧) અને ફિરઔનવાળાઓની પાસે પહોંચ્યા ડરાવનારાઓ. (૪૨) તેમણે અમારી તમામ નિશાનીઓને ખોટી ઠેરવી, તો અમે તેમને એક પ્રભુત્વશાળી અને શક્તિશાળીની પકડની જેમ પકડ્યા.

(૪૩) શું તમારો ઈન્કાર કરનારા આ લોકોથી સારા છે કે તમારા માટે આકાશી ગ્રંથોમાં માફી લખી દેવામાં આવી છે ? (૪૪) શું તેઓ કહે છે કે

અમે એવો સમૂહ છીએ, જે વર્ચસ્વશાળી રહેશે. (૪૫) ટૂંક સમયમાં આ સમૂહ પરાજિત થશે અને પીઠ ફેરવીને ભાગશે, (૪૬) બલ્કે કયામત તેમના વચનનો સમય છે અને કયામત ખૂબ જ કઠિન અને અત્યંત કડવી વસ્તુ છે. (૪૭) નિઃશંક ગુનેગાર લોકો પથભ્રષ્ટતામાં અને મૂર્ખતામાં છે. (૪૮) જે દિવસે તેઓ ઊંધા મોઢે આગમાં ઘસડવામાં આવશે. ચાખો મજા આગની.

(૪૯) અમે દરેક વસ્તુ પેદા કરી છે પ્રમાણસર (૫૦) અને અમારો આદેશ બસ એકાએક આવી જશે, જાણે આંખનો પલકારો, (૫૧) અને અમે નષ્ટ કરી ચૂક્યા છીએ તમારા સાથીઓને, પછી શું કોઈ છે વિચાર કરવાવાળો, (૫૨) અને જે કંઈ તેમણે કર્યું, બધું જ પુસ્તકોમાં નોંધેલું છે, (૫૩) અને દરેક નાની અને મોટી વાત લખેલી છે. (૫૪) નિઃશંક, ઈશભય રાખવાવાળા બાગોમાં અને નહેરોમાં હશે. (૫૫) તેઓ બેસેલા હશે સાચા આસનોમાં, સામર્થ્યવાન બાદશાહની પાસે.

•

## ૫૫. સૂરઃ અર્-રહમાન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) રહમાને (પરમ્ કૃપાળુ અલ્લાહે) (૨) કુર્આનની શિક્ષા આપી. (૩) તેણે મનુષ્યનું સર્જન કર્યું. (૪) તેને બોલતા શીખવાડ્યું. (૫) સૂર્ય અને ચંદ્ર માટે એક હિસાબ છે (૬) અને તારાઓ અને વૃક્ષો સિજદા કરે છે (૭) અને તેણે આકાશને ઊંચું કર્યું અને તેણે તુલા મૂકી દીધી (૮) કે તમે તોલવામાં અન્યાય ન કરો, (૯) અને ન્યાયની સાથે સીધા ત્રાજવાથી તોલો અને તોલમાં ઓછું ન કરો.

(૧૦) અને ધરતીને તેણે સર્જન કરવા માટે મૂકી દીધી. (૧૧) તેમાં મેવા છે અને ખજૂર છે, જેના ઉપર આવરણ હોય છે, (૧૨) અને ભૂસાવાળા અનાજ પણ છે અને સુગંધીદાર ફૂલ પણ. (૧૩) પછી તમે પોતાના રબ (પ્રભુ-

પાલનહાર)ની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૧૪) તેણે પેદા કર્યો મનુષ્યને ઠીકરા જેવા સૂકા ગારામાંથી, (૧૫) અને તેણે જિન્નાતને આગની જ્વાળાઓથી પેદા કર્યા. (૧૬) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૧૭) અને તે માલિક છે બંને પૂર્વ દિશાઓનો અને બંને પશ્ચિમ દિશાઓનો. (૧૮) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૧૯) તેણે ચલાવ્યા બે સમુદ્રો મળીને ચાલવાવાળા. (૨૦) બંને સમુદ્રો વચ્ચે એક આડ છે, જેનું તેઓ ઉલ્લંઘન નથી કરતા.

(૨૧) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૨૨) આ બંનેથી મોતી અને પરવાળાં નીકળે છે. (૨૩) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૨૪) અને તેનું જ છે વહાણ, સમુદ્રમાં ઊંચે ઊભેલો જાણે પહાડ ! (૨૫) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૨૬) જે પણ ધરતી પર છે, તે નાશ પામવાનું છે (૨૭) અને તારા રબ (પ્રભુ-પાલનહાર)ની જાત બાકી રહેશે, મહિમાવાન અને પ્રતિષ્ઠિત. (૨૮) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૨૯) તેનાથી જ માંગે છે જે કંઈ આકાશો અને ધરતીમાં છે. દરરોજ તેનું એક કામ છે. (૩૦) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો.

(૩૧) અમે ટૂંક સમયમાં જ નિવૃત્ત થવાના છીએ તમારા માટે, હે બે ભારે કાફલાઓ ! (૩૨) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૩૩) હે જિન્નાતો અને મનુષ્યોના સમૂહ ! જો તમારાથી સંભવ હોય કે તમે આકાશો અને ધરતીની સીમાઓથી નીકળી જાઓ, તો નીકળી જાઓ, તમે નથી નીકળી શકતા કોઈ સનદ વગર. (૩૪) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૩૫) તમારા પર છોડવામાં આવશે આગની જ્વાળાઓ અને ધૂમાડો, તો તમે બચાવ નહીં કરી શકો. (૩૬) પછી તમે

પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો.

(૩૭) પછી જ્યારે આકાશ ફાટીને ચામડી જેવું લાલ થઈ જશે. (૩૮) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૩૯) પછી એ દિવસે કોઈ મનુષ્ય કે જિન્નાતને તેના ગુના વિશે પૂછવામાં નહીં આવે. (૪૦) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૪૧) ગુનેગાર ઓળખાઈ જશે પોતાની નિશાનીઓથી, પછી પકડાઈ જશે કપાળના વાળથી અને પગથી. પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૪૨) આ નર્ક છે, જેને ગુનેગાર લોકો જૂઠ બતાવતા હતા. (૪૩) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૪૪) તેઓ ફરશે તેના વચ્ચે અને ઉકળતા પાણીની વચ્ચે. (૪૫) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો.

(૪૬) અને જે વ્યક્તિ પોતાના રબની સામે ઊભા રહેવાથી ડરે, તેના માટે બે બાગ છે. (૪૭) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૪૮) બંને ખૂબ જ શાખાઓવાળા. (૪૯) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૫૦) તેમના વચ્ચે બે ઝરણાઓ વહી રહ્યા હશે. (૫૧) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૫૨) બંને બાગોમાં દરેક ફળના બે પ્રકારો. (૫૩) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૫૪) તેઓ ટેક લગાવીને એવા આસનો પર બેસેલા હશે, જેના અસ્તર જાડા રેશમના હશે, અને ફળો એ બાગોમાં લચી પડતા હશે. (૫૫) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૫૬) તેમાં શરમાળ નયનોવાળી સ્ત્રીઓ હશે, જેમને એ લોકોના પહેલાં ન કોઈ મનુષ્યએ સ્પર્શ કર્યો હશે, ન કોઈ જિન્નાતે. (૫૭) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૫૮) તેણીઓ એવી હશે, જાણે હીરા-માણેક અને

પરવાળાં. (૫૯) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૬૦) ભલાઈનો બદલો ભલાઈ સિવાય બીજો શું છે. (૬૧) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો.

(૬૨) અને તે ઉપરાંત બે બાગ વધારે હશે. (૬૩) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૬૪) બંને ઘીચ લીલાછમ. (૬૫) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૬૬) તેમાં બે ઝરણાઓ હશે બહાર ઉછળીને નીકળતા. (૬૭) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૬૮) તેમાં ફળો અને ખજૂર અને દાડમ હશે. (૬૯) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૭૦) તેમાં સુશીલ, સુંદર સ્ત્રીઓ હશે. (૭૧) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૭૨) હૂરો (અપ્સરાઓ)તંબુઓમાં રહેવાવાળી. (૭૩) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૭૪) તેમનાથી પહેલા તેમને ન કોઈ મનુષ્યએ સ્પર્શ કર્યો હશે અને ન કોઈ જિન્નાતે. (૭૫) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૭૬) ટેક લગાવીને લીલા આસનો પર અને કીમતી સર્વોત્તમ-અતિ સુંદર બેઠકો પર. (૭૭) પછી તમે પોતાના રબની કઈ-કઈ કૃપાઓને ખોટી ઠેરવશો. (૭૮) અત્યંત બરકતવાળું છે તારા રબનું નામ અને મહિમાવાન.

●

## ૫૬. સૂરઃ અલ-વાકિઆ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જ્યારે ઘટિત થનાર ઘટિત થઈ જશે. (૨) તેના ઘટિત થવામાં કંઈ જૂઠ નથી. (૩) તે નીચા કરી નાખનારી (અપમાનિત કરનારી) અને ઉચ્ચ કરવાવાળી હશે, (૪) જ્યારે ધરતીને હચમચાવી નાખવામાં આવશે,

(૫) અને પહાડો તૂટીને કણ-કણ થઈ જશે. (૬) પછી તે વિખેરાયેલ ધૂળ બની જશે, (૭) અને તમે લોકો ત્રણ પ્રકારના બની જશો.

(૮) પછી જમણી બાજુવાળા, પછી કેટલા સારા છે જમણી બાજુવાળા ! (૯) અને ડાબી બાજુવાળા, કેવા ખરાબ લોકો છે ડાબી બાજુવાળા ! (૧૦) અને આગળવાળા તો આગળવાળા જ છે. (૧૧) તેઓ નિકટવર્તી લોકો છે. (૧૨) ને'મતો (કૃપાઓ)થી ભરપૂર બાગોમાં, (૧૩) તેમની મોટી સંખ્યા આગળવાળાઓમાંથી હશે, (૧૪) અને થોડા પાછળવાળાઓમાંથી હશે, (૧૫) રત્ન-જડિત આસનો પર (૧૬) ટેક લગાવીને આમને-સામને બેસેલા હશે. (૧૭) ફરી રહ્યા હશે તેમના પાસે શાશ્વત બાળકો (૧૮) સુરાહીઓ અને પ્યાલાઓ લઈને અને જામ સ્વચ્છ મદિરાનાં. (૧૯) તેનાથી ન માથું દુઃખશે અને ન બુદ્ધિમાં વિકાર આવશે (૨૦) અને મેવા કે જે ઇચ્છે, પસંદ કરી લે (૨૧) અને પક્ષીઓનું માંસ, જે તેમને ભાવતું હોય, (૨૨) અને મોટી આંખોવાળી હૂરો (અપ્સરાઓ) (૨૩) જાણે મોતીના દાણા પોતાના આવરણમાં ! (૨૪) બદલો તેમના કર્મોનો, જે તેઓ કરતા હતા. (૨૫) તેમાં તેઓ કોઈ વ્યર્થ અને ગુનાની વાત નહીં સાંભળે, (૨૬) પરંતુ માત્ર સલામનો બોલ.

(૨૭) અને જમણી બાજુવાળા, કેટલા સારા છે જમણી બાજુવાળા. (૨૮) બોરના વૃક્ષોમાં, જેમાં કાંટા નહીં હોય, (૨૯) અને કેળાં ઉપર-તળે, (૩૦) અને ફેલાયેલ છાંયડો, (૩૧) અને વહેતું પાણી, (૩૨) અને પુષ્કળ મેવા, (૩૩) જે ન સમાપ્ત થશે અને ન કોઈ રોકટોક હશે, (૩૪) અને ઉચ્ચ આસનો. (૩૫) અમે એ સ્ત્રીઓને વિશિષ્ટ રૂપે બનાવી છે. (૩૬) પછી તેમને કુંવારી રાખી છે (૩૭) મનને મોહી લેનારી અને સમવયસ્ક (૩૮) જમણી બાજુવાળાઓ માટે. (૩૯) આગળનાઓમાંથી એક મોટો સમૂહ હશે (૪૦) અને પાછળનાઓમાંથી પણ એક મોટો સમૂહ.

(૪૧) અને ડાબી બાજુવાળાં, કેવા ખરાબ છે ડાબી બાજુવાળાં. (૪૨) આગમાં અને ઉકળતા પાણીમાં (૪૩) અને કાળા ધૂમાડાના છાંયડામાં, (૪૪) ન ઠંડો અને ન સન્માનવાળો. (૪૫) આ લોકો આનાથી પહેલા સુખી હતા (૪૬) અને તેઓ મોટા ગુનાઓ પર હઠાગ્રહ કરતા રહ્યા, (૪૭) અને કહેતા હતા, શું જ્યારે અમે મરી જઈશું અને અમે માટી અને હાડકાં બની જઈશું, તો શું અમને ફરી ઉઠાવવામાં આવશે ? (૪૮) અને શું અમારા પૂર્વજોને પણ ? (૪૯) કહો કે આગળના અને પાછળના (૫૦) સૌને એકત્ર કરવામાં આવશે એક નિશ્ચિત દિવસના સમયે. (૫૧) પછી તમે લોકો, હે બહેકી ગયેલા અને ખોટું ઠેરવનારાઓ ! (૫૨) ઝક્કુમના વૃક્ષમાંથી ખાશો. (૫૩) પછી તેનાથી પોતાનું પેટ ભરશો. (૫૪) પછી તેના પર ઉકળતું પાણી પીશો. (૫૫) પછી તરસ્યા ઊંટોની જેમ પીશો. (૫૬) આ તેમનું આતિથ્ય હશે ન્યાયના દિવસે.

(૫૭) અમે તમને પેદા કર્યા છે. પછી તમે પુષ્ટિ કેમ કરતા નથી ? (૫૮) શું તમે વિચાર કર્યો એ વસ્તુનો, જે તમે ટપકાવો છો ? (૫૯) શું તમે તેને બનાવો છો કે અમે છીએ બનાવનારા ? (૬૦) અમે તમારા વચ્ચે મૃત્યુ નિર્ધારિત કરી દીધું છે અને અમે તેનાથી વિવશ નથી (૬૧) કે તમારી જગ્યાએ તમારા જેવા પેદા કરી દઈએ અને તમને એવા રંગ-રૂપના બનાવી દઈએ, જેમને તમે જાણતા નથી, (૬૨) અને તમે પહેલા જન્મને જાણો છો, પછી કેમ બોધપાઠ લેતા નથી ? (૬૩) શું તમે વિચાર કર્યો એ વસ્તુનો જે તમે વાવો છો ? (૬૪) શું તમે તેને ઊગાડો છો કે અમે છીએ ઊગાડનારા ? (૬૫) જો અમે ઇચ્છીએ તો તેને કણ-કણ બનાવી દઈએ. પછી તમે વાતો બનાવતા રહી જાઓ (૬૬) કે અમે દંડિત થઈ ગયા, (૬૭) બલ્કે અમે તદ્દન વંચિત થઈ ગયા. (૬૮) શું તમે વિચાર કર્યો એ પાણીનો જે તમે પીવો છો ? (૬૯) શું તમે તેને વાદળમાંથી ઉતાર્યું છે (૭૦) કે અમે છીએ ઉતારનારા ? જો અમે ઇચ્છીએ તો તેને તદ્દન

ખારું બનાવી દઈએ. પછી તમે આભાર વ્યક્ત કેમ કરતા નથી. (૭૧) શું તમે વિચાર કર્યો એ આગનો જેને તમે સળગાવો છો ? (૭૨) શું તમે પેદા કરેલ છે તેના વૃક્ષને કે અમે છીએ તેને પેદા કરનારા ? (૭૩) અમે તેને અનુસ્મરણ બનાવેલ છે, અને મુસાફરો માટે લાભની વસ્તુ. (૭૪) તેથી તમે પોતાના મહાન રબ (પ્રભુ-પાલનહાર)ના નામનો મહિમાગાન કરો.

(૭૫) તો નહીં, હું સોગંદ ખાઉં છું તારાઓની સ્થિતિઓના ! (૭૬) અને જો તમે વિચાર કરો તો આ ખૂબ મોટા સોગંદ છે. (૭૭) નિઃશંક, આ એક પ્રતિષ્ઠિત કુર્આન છે. (૭૮) એક સુરક્ષિત ગ્રંથમાં. (૭૯) તેને એ જ સ્પર્શી શકે છે જેમને પવિત્ર બનાવવામાં આવેલ છે. (૮૦) અવતરિત થયેલ છે સૃષ્ટિના પ્રભુ-પાલનહાર તરફથી. (૮૧) પછી શું તમે આ વાણીની અવગણના કરો છો ? (૮૨) અને પોતાનો હિસ્સો એ જ લો છો કે તમે તેને ખોટું ઠેરવો છો.

(૮૩) પછી કેમ નહીં, જ્યારે પ્રાણ ગળામાં પહોંચે છે (૮૪) અને તમે તે વખતે જોઈ રહ્યા હોવ છો (૮૫) અને અમે તમારાથી વધારે એ વ્યક્તિના નજીક હોઈએ છીએ, પરંતુ તમે જોતા નથી. (૮૬) પછી કેમ નહીં, જો તમે આધીન નથી, (૮૭) તો તમે એ પ્રાણને કેમ પાછો લાવી શકતા નથી, જો તમે સાચા છો. (૮૮) પછી જો તેઓ નિકટવર્તીઓમાંથી હોય.

(૮૯) તો રાહત છે અને ઉત્તમ રોજી છે અને કૃપાઓથી ભરપૂર બાગ છે, (૯૦) અને જો તેઓ જમણી બાજુવાળાઓમાંથી હોય, (૯૧) તો તમારા માટે સલામતી, તમે જમણી બાજુવાળાઓમાંથી છે, (૯૨) અને જો તેઓ ખોટું ઠેરવનાર, પથભ્રષ્ટ લોકોમાંથી હોય, (૯૩) તો ગરમ પાણીની બાંહેધરી છે, (૯૪) અને નર્કમાં દાખલ થવું. (૯૫) નિઃશંક, આ તદ્દન સત્ય છે. (૯૬) પછી તમે પોતાના મહિમાવાન પ્રભુ-પાલનહારના ગુણગાન (તસ્બીહ) કરો.

●

# ૫૭. સૂરઃ અલ-હદીદ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલ્લાહનો મહિમાગાન કરે છે દરેક વસ્તુ, જે આકાશો અને ધરતીમાં છે અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૨) આકાશો અને ધરતીનું રાજ્ય તેનું જ છે. તે જ જીવાડે છે અને મારે છે અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૩) એ જ પ્રથમ છે અને અંતિમ પણ અને પ્રત્યક્ષ પણ છે અને પરોક્ષ પણ, અને તે દરેક વસ્તુનો જ્ઞાતા છે. (૪) એ જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું છ દિવસોમાં, પછી તે અર્શ (રાજ-સિંહાસન) પર બિરાજમાન થયો. તે જાણે છે જે કંઈ જમીનના અંદર જાય છે અને જે કંઈ તેનાથી નીકળે છે અને જે કંઈ આકાશમાંથી ઉતરે છે અને જે કંઈ તેમાં ચઢે છે, અને તે તમારા સાથે છે જ્યાં પણ તમે છો, અને અલ્લાહ જુએ છે જે કંઈ તમે કરો છો. (૫) આકાશો અને ધરતીનું રાજ્ય તેનું જ છે અને અલ્લાહ તરફ જ પાછા ફરે છે બધા મામલાઓ. (૬) તે રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે, અને તે હૃદયની વાતોને જાણે છે.

(૭) ઈમાન લાવો અલ્લાહ અને તેના પયગંબર પર અને ખર્ચ કરો એ વસ્તુમાંથી જેમાં તેણે તમને અમાનતદાર બનાવ્યા છે, પછી જે લોકો તમારામાંથી ઈમાન લાવે અને ખર્ચ કરે તેમના માટે મોટું વળતર છે (૮) અને તમને શું થયું કે તમે અલ્લાહ પર ઈમાન નથી લાવતા, જો કે પયગંબર તમને બોલાવી રહ્યો છે કે પોતાના રબ (પ્રભુ-પાલનહાર) પર ઈમાન લાવો અને તે તમારાથી પ્રતિજ્ઞા લઈ ચૂક્યો છે, જો તમે ઈમાનવાળા હોવ. (૯) એ જ છે, જે પોતાના બંદા પર સ્પષ્ટ આયતો અવતરિત કરે છે, જેથી તમને અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ આવે, અને અલ્લાહ તમારા પર નરમી કરવાવાળો છે, મહેરબાન છે, (૧૦) અને તમને શું થયું કે તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી

કરતા, જો કે તમામ આકાશો અને ધરતી છેવટે અલ્લાહના જ રહી જશે. તમારામાંથી જે લોકો વિજય પછી ખર્ચ કરે અને યુદ્ધ કરે તેઓ એ લોકોના સમાન નથી હોઈ શકતા, જેમણે વિજય પહેલા ખર્ચ કર્યો અને યુદ્ધ કર્યું, અને અલ્લાહે સૌને ભલાઈનું વચન આપ્યું છે, અલ્લાહ જાણે છે જે કંઈ તમે કરો છો.

(૧૧) કોણ છે જે અલ્લાહને ઋણ આપે, ઉત્તમ ઋણ, કે તેના માટે તે તેને વધારે, અને તેના માટે સન્માનનીય વળતર છે. (૧૨) જે દિવસે તમે ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને જોશો કે તેમનો પ્રકાશ તેમના આગળ અને તેમની જમણી બાજુ ચાલી રહ્યો હશે. આજના દિવસે તમને ખુશખબર છે બાગોની, જેના નીચે નહેરો વહી રહી હશે. આ મોટી સફળતા છે. (૧૩) જે દિવસે મુનાફિક (દંભી) પુરુષો અને મુનાફિક સ્ત્રીઓ ઈમાન-વાળાઓને કહેશે કે અમને તક આપો કે અમે પણ તમારા પ્રકાશથી થોડોક ફાયદો ઉઠાવી લઈએ. કહેવામાં આવશે કે તમે પોતાના પાછળ પાછા ફરી જાઓ, પછી પ્રકાશ શોધો. પછી તેમના વચ્ચે એક દીવાલ ઊભી કરી દેવામાં આવશે, જેમાં એક દરવાજો હશે. તેના અંદરની બાજુ દયા હશે અને તેના બહારની બાજુ યાતના હશે. (૧૪) તેઓ તેમને પોકારશે કે શું અમે તમારા સાથે નહોતા? તેઓ કહેશે કે હા, પરંતુ તમે પોતાને પરીક્ષામાં નાખ્યા અને રાહ જોતા રહ્યા અને સંદેહમાં પડેલા રહ્યા અને જૂઠી આશાઓએ તમને ધોકામાં રાખ્યા, ત્યાં સુધી કે અલ્લાહનો નિર્ણય આવી ગયો અને ધોકાબાજે તમને અલ્લાહના મામલામાં ધોકો આપ્યો. (૧૫) હવે આજે ન તમારા પાસેથી કોઈ ફિદયા (અર્થદંડ) સ્વીકારવામાં આવશે અને ન એ લોકો પાસેથી જેમણે ઇન્કાર કર્યો. તમારું ઠેકાણું આગ છે. એ જ તમારો સાથી છે, અને તે ખરાબ ઠેકાણું છે.

(૧૬) શું ઈમાનવાળાઓ માટે એ સમય આવ્યો નથી કે તેમનાં હૃદય અલ્લાહની શિખામણની સામે ઝૂકી જાય, અને એ સત્યની આગળ જે અવતરિત

થઈ ચૂક્યું છે, અને તેઓ એ લોકો જેવા ન થઈ જાય જેમને પહેલા ગ્રંથ આપવામાં આવ્યો હતો, પછી તેમના પર લાંબી મુદ્દત વિતી ગઈ તો તેમનાં હૃદય કઠોર થઈ ગયા, અને તેમાંથી મોટાભાગના લોકો અવજ્ઞાકારી છે. (૧૭) જાણી લો કે અલ્લાહ જમીનને જીવન પ્રદાન કરે છે તેના મૃત્યુ પછી, અમે તમારા માટે નિશાનીઓ બતાવી દીધી છે, જેથી તમે સમજો.

(૧૮) નિઃશંક, દાન આપવાવાળા પુરુષો અને દાન આપવાવાળી સ્ત્રીઓ, અને એ લોકો જેમણે અલ્લાહને ૠણ આપ્યું, ઉત્તમ ૠણ, તો તેમના માટે વધારવામાં આવશે અને તેમના માટે પ્રતિષ્ઠિત વળતર છે, (૧૯) અને જે લોકો ઈમાન લાવ્યા અલ્લાહ પર અને તેના પયગંબરો પર, એ જ લોકો પોતાના રબના નજીક સિદ્દીક (સત્ય-નિષ્ઠ) અને શહીદ (તન-મન-ધનથી સત્યની સાક્ષી આપનારાં) છે. તેમના માટે તેમનું વળતર અને તેમનો પ્રકાશ છે, અને જે લોકોએ ઇન્કાર કર્યો અને અમારી આયતોને ખોટી ઠેરવી તેઓ નર્કના લોકો છે.

(૨૦) જાણી લો કે દુનિયાનું જીવન તેના સિવાય કંઈ નથી કે ખેલ અને તમાશો છે અને શોભા અને પરસ્પર ગર્વ અને શેખી કરવું અને ધન અને સંતાનમાં એક-બીજાથી વધી જવાની કોશિશ કરવું છે; જેમ કે વર્ષા કે તેની ઉપજ ખેડૂતોને સારી લાગે છે, પછી તે સૂકાઈ જાય છે, પછી તું તેને પીળી પડેલી જુએ છે, પછી તે ભૂસું બની જાય છે, અને આખિરત (પરલોક)માં કઠોર યાતના છે અને અલ્લાહ તરફથી માફી અને પ્રસન્નતા પણ, અને દુનિયાનું જીવન ધોકાની પૂંજી સિવાય બીજું કંઈ નથી. (૨૧) દોડો પોતાના પ્રભુ-પાલનહારની માફી તરફ અને એવી જન્નત તરફ જેની વિશાળતા આકાશ અને ધરતીની વિશાળતાના બરાબર છે. તે એ લોકો માટે તૈયાર કરવામાં આવી છે, જેઓ અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવે. આ અલ્લાહની કૃપા છે. તે તેને આપે છે જેને તે ઇચ્છે છે અને અલ્લાહ અત્યંત કૃપાળુ છે.

(૨૨) કોઈ મુસીબત ન ધરતીમાં આવે છે અને તમારા પ્રાણોમાં, પરંતુ તે એક પુસ્તકમાં લખેલ હોય છે એ પહેલા કે અમે તેને પેદા કરીએ. નિઃશંક, આ અલ્લાહ માટે સરળ છે, (૨૩) જેથી તમે દુઃખ ન કરો તેના પર જે તમારાથી ખોવાઈ ગયું, અને ન એ વસ્તુ પર અભિમાન કરો જે તેણે તમને આપ્યું, અને અલ્લાહ ઈતરાનાર, અભિમાન કરનારને પસંદ નથી કરતો, (૨૪) જેઓ કંજૂસી કરે છે અને બીજાઓને પણ કંજૂસીની શિખામણ આપે છે, અને જે વ્યક્તિ અવગણના કરશે, તો અલ્લાહ નિરપેક્ષ છે, ખૂબીઓવાળો છે.

(૨૫) અમે અમારા ઈશદૂતોને નિશાનીઓની સાથે મોકલ્યા અને તેમના સાથે ગ્રંથ અને તુલા ઉતાર્યા, જેથી લોકો ન્યાય પર સ્થાપિત થાય, અને અમે લોખંડ ઉતાર્યું જેમાં ખૂબ શક્તિ છે અને લોકો માટે ફાયદા છે, અને એટલા માટે કે અલ્લાહ જાણી લે કે કોણ તેની અને તેના ઈશદૂતોની મદદ કરે છે જોયા વગર. નિઃશંક, અલ્લાહ શક્તિશાળી, પ્રભુત્વશાળી છે.

(૨૬) અને અમે નૂહને અને ઈબ્રાહીમને મોકલ્યા, અને તેમની સંતાનમાં અમે પયગંબરી અને ગ્રંથ મૂકી દીધા. પછી તેમાંથી કોઈ માર્ગ પર છે અને તેમાંથી ઘણાંખરા અવજ્ઞાકારી છે. (૨૭) પછી તેમના જ પદચિહ્નો પર અમે અમારા ઈશદૂતો મોકલ્યા અને તેમના જ પદચિહ્નો પર મરયમના પુત્ર ઈસા ને મોકલ્યો અને અમે તેને ઈંજીલ પ્રદાન કરી, અને જે લોકોએ તેનું અનુસરણ કર્યું અમે તેમનાં હૃદયોમાં પ્રેમ અને દયા મૂકી દીધા, અને સંન્યાસ (સંસાર-ત્યાગ અને વૈરાગ્ય)ને તેમણે સ્વયં ઘડી લીધું છે, અમે તેને તેમના માટે લખ્યું નહોતું. પરંતુ તેમણે અલ્લાહની પ્રસન્નતા માટે તેને અપનાવી લીધું. પછી તેમણે તેનું બરાબર ધ્યાન ન રાખ્યું. પછી તેમાંથી જે લોકો ઈમાન લાવ્યા તેમને અમે તેનું વળતર પ્રદાન કર્યું, અને તેમાંથી મોટાભાગના લોકો અવજ્ઞાકારી છે.

(૨૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને તેના ઈશદૂત પર ઈમાન

લાવો. અલ્લાહ તમને પોતાની દયામાંથી બે ભાગ પ્રદાન કરશે, અને તમને પ્રકાશ પ્રદાન કરશે, જેને લઈને તમે ચાલશો, અને તમને માફ કરી દેશે, અને અલ્લાહ ક્ષમાશીલ અને મહેરબાન છે, (૨૯) જેથી ગ્રંથવાળા (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) જાણી લે કે તેઓ અલ્લાહની કૃપામાંથી કોઈ વસ્તુ પર અધિકાર નથી ધરાવતા અને એ કે કૃપા અલ્લાહના હાથમાં છે. તે જેને ઈચ્છે છે પ્રદાન કરે છે, અને અલ્લાહ અત્યતં કૃપાળુ છે.

●

## ૫૮. સૂરઃ અલ-મુજાદિલહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

★(૧) **અલ્લાહે સાંભળી લીધી એ સ્ત્રીની વાત, જે પોતાના પતિના** મામલામાં તમારાથી તકરાર કરતી હતી અને અલ્લાહથી ફરિયાદ કરી રહી હતી, અને અલ્લાહ તમારા બંનેની વાતચીત સાંભળી રહ્યો હતો, નિઃશંક અલ્લાહ સાંભળનાર, જાણવાવાળો છે.

(૨) તમારામાંથી જે લોકો પોતાની પત્નીઓથી 'ઝિહાર'★ કરે છે, તેઓ તેમની માતાઓ નથી. તેમની માતાઓ તો એ જ છે જેમણે તમને જણ્યા, અને આ લોકો નિશ્ચિતપણે એક બુદ્ધિહીન અને જૂઠી વાત કહે છે, અને અલ્લાહ માફ કરવાવાળો, ક્ષમાશીલ છે. (૩) અને જે લોકો પોતાની પત્નીઓથી 'ઝિહાર' કરે, પછી તેનાથી પાછો ફરે જે તેણે કહ્યું હતું, તો એક દાસને સ્વતંત્ર કરવો પડશે, એ પહેલા કે તેઓ પરસ્પર સ્પર્શ કરે. આનાથી તમને શિખામણ આપવામાં આવે છે, અને અલ્લાહ જાણે છે જે કંઈ તમે કરો છો. (૪) પછી જે વ્યક્તિ પાસે ન હોય, તો રોઝા છે બે મહિનાના લગાતાર, તેનાથી પહેલા કે તેઓ પરસ્પર એક-બીજાને સ્પર્શ કરે. પછી જે વ્યક્તિ ન કરી શકે, તો સાઈઠ

★ **એક પ્રકારની તલાક, જેમાં પતિ પોતાની પત્નીને કહે છે કે તું મારી માતાની પીઠની જેમ છે.**

ગરીબોને ભોજન કરાવવાનું છે. આ એટલા માટે કે તમે અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવો, અને આ અલ્લાહની સીમાઓ છે અને ઈન્કાર કરનારાઓ માટે પીડાદાયક યાતના છે.

(૫) જે લોકો અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરે છે તેઓ અપમાનિત થશે, જે રીતે એ લોકો અપમાનિત થયા હતા જે તેમનાથી પહેલા હતા અને અમે સ્પષ્ટ આયતો અવતરિત કરી દીધી છે, અને ઈન્કાર કરનારાઓ માટે અપમાનિત કરનાર યાતના છે, (૬) જે દિવસે અલ્લાહ એ સૌને એકત્ર કરશે અને તેમણે કરેલા કર્મો તેમને બતાવશે. અલ્લાહે તેને ગણી રાખ્યા છે, અને એ લોકો તેને ભૂલી ગયા, અને અલ્લાહની સામે છે દરેક વસ્તુ.

(૭) તમે નથી જોયું કે અલ્લાહ જાણે છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે. કોઈ ગુસપુસ ત્રણ માણસોની નથી હોતી, જેમાં ચોથો અલ્લાહ ન હોય, અને ન પાંચની ગુસપુસ હોય છે જેમાં છઠ્ઠો તે ન હોય અને ન તેનાથી ઓછાની કે વધારેની. પરંતુ તે તેમના સાથે હોય છે જ્યાં પણ તેઓ હોય, પછી તે તેમણે કરેલા કૃત્યોથી તેમને વાકેફ કરશે કયામતના દિવસે. નિઃશંક, અલ્લાહ દરેક વાતનું જ્ઞાન રાખવાવાળો છે. (૮) શું તમે નથી જોયું, જેમને ગુસપુસથી રોકવામાં આવ્યા હતા, તેમ છતાં પણ તેઓ એ જ કરી રહ્યા છે જેનાથી તેમને રોકવામાં આવ્યા હતા, અને તેઓ ગુના અને અતિરેક અને પયગંબરની અવજ્ઞાની ગુસપુસ કરે છે, અને જ્યારે તેઓ તમારા પાસે આવે છે તો તમને એવી રીતે સલામ કરે છે જે રીતે અલ્લાહે તમને સલામ નથી કર્યો, અને પોતાના મનમાં કહે છે કે અમારી આ વાતો પર અલ્લાહ અમને યાતના કેમ નથી આપતો. તેમના માટે નર્ક પર્યાપ્ત છે, તેઓ તેમાં પડ્યા રહેશે, પછી તે ખરાબ ઠેકાણું છે.

(૯) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે ગુસપુસ (ગુપ્ત વાતચીત) કરો, તો

ગુના અને અતિરેક અને પયગંબરની અવજ્ઞાની ગુસપુસ ન કરો, અને તમે ભલાઈ અને ઈશનિષ્ઠાની ગુસપુસ કરો, અને અલ્લાહથી ડરો, જેના પાસે તમને એકત્ર કરવામાં આવશે. (૧૦) આ ગુસપુસ શૈતાન તરફથી છે, જેથી તે ઈમાનવાળાઓને દુઃખ પહોંચાડે, અને તે તેમને જરા પણ દુઃખ પહોંચાડી શકતો નથી, પરંતુ અલ્લાહના આદેશથી, અને ઈમાનવાળાઓને અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ.

(૧૧) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમને કહેવામાં આવે કે સભાઓમાં મોકળાશથી બેસો, તો તમે મોકળાશ કરી દો. અલ્લાહ તમને વિશાળતા પ્રદાન કરશે, અને જ્યારે કહેવામાં આવે કે ઊભા થઈ જાઓ તો તમે ઊભા થઈ જાઓ. તમારામાંથી જે લોકો ઈમાનવાળા છે, અને જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે, અલ્લાહ તેમનાં દરજ્જા ઉચ્ચ કરશે, અને જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેનાથી વાકેફ છે.

(૧૨) હે ઈમાનવાળાઓ ! જ્યારે પયગંબરથી તમે ગુપ્ત વાત કરો, તો પોતાની ગુપ્ત વાતથી પહેલા કંઈક દાન કરો. આ તમારા માટે ઉત્તમ છે અને વધારે પવિત્ર છે. પછી જો તમારા પાસે ન હોય તો અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૧૩) શું તમે ડરી ગયા એ વાતથી કે તમને તમારી ગુપ્ત વાતચીતથી પહેલા દાન આપવું પડશે. પછી જો તમે આવું ન કરો, અને અલ્લાહે તમને માફ કરી દીધા, તો તમે નમાઝ સ્થાપિત કરો અને ઝકાત અદા કરો અને અલ્લાહ અને પયગંબરનું આજ્ઞાપાલન કરો, અને જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેનાથી વાકેફ છે. (૧૪) શું તમે એ લોકોને નથી જોયા, જેઓ એવા લોકો સાથે મિત્રતા કરે છે જેમના પર અલ્લાહનો પ્રકોપ થયો. તેઓ ન તમારામાંથી છે અને ન તમે તેમનામાંથી, અને તેઓ જૂઠી વાત પર સોગંદ ખાય છે, જો કે તેઓ જાણે છે. (૧૫) અલ્લાહે એ લોકો માટે કઠોર યાતના

તૈયાર કરી રાખી છે. નિઃશંક, તે દુષ્કર્મો છે જે તેઓ કરે છે. (૧૬) તેમણે પોતાની સોગંદોને ઢાલ બનાવી રાખેલ છે. પછી તેઓ રોકે છે અલ્લાહના માર્ગથી, બસ તેમના માટે અપમાનિત કરનાર યાતના છે.

(૧૭) તેમનું ધન અને તેમની સંતાન તેમને સહેજ પણ અલ્લાહથી બચાવી શકશે નહીં. આ લોકો નર્કવાળા છે. તેઓ તેમાં રહેશે. (૧૮) જે દિવસે અલ્લાહ સૌને એકત્ર કરશે, તો તેઓ તેના સામે પણ એ રીતે સોગંદ ખાશે જે રીતે તમારા સામે ખાતા હતા, અને તેઓ સમજે છે કે તેઓ કોઈ વસ્તુ પર છે. સાંભળી લો કે આ જ લોકો જૂઠા છે. (૧૯) શૈતાને તેમના પર કાબૂ પ્રાપ્ત કરી લીધો છે. પછી તેણે તેમને અલ્લાહનું સ્મરણ ભુલાવી દીધું છે. આ લોકો શૈતાનનું જૂથ છે. સાંભળી લો કે શૈતાનનું જૂથ અવશ્ય નષ્ટ થવાવાળું છે. (૨૦) જે લોકો અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરે છે, એ જ લોકો સૌથી વધારે અપમાનિત લોકો છે. (૨૧) અલ્લાહે લખી દીધું છે કે હું અને મારો પયગંબર જ પ્રભુત્વશાળી રહીશું. નિઃશંક શક્તિશાળી, પ્રભુત્વશાળી છે.

(૨૨) તમે એવી જાતિ જોઈ નથી શકતા, જે અલ્લાહ પર અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન રાખતી હોય અને તે એવા લોકોથી મિત્રતા રાખે જેઓ અલ્લાહ અને તેના પયગંબરના વિરોધી છે, ચાહે તેઓ તેમના પિતા કે તેમના પુત્રો કે તેમના ભાઈ કે તેમના પરિવારવાળા કેમ ન હોય. આ જ લોકો છે જેમના હૃદયોમાં અલ્લાહે ઈમાન લખી દીધું છે, અને તેમને પોતાની કૃપાથી શક્તિ પ્રદાન કરી છે, અને તે તેમને એવા બાગોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહી રહી હશે, તેમાં તેઓ હંમેશા રહેશે. અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી પ્રસન્ન થયા. આ જ લોકો અલ્લાહનો સમૂહ છે, અને અલ્લાહનો સમૂહ જ સફળતા પામવાવાળો છે.

●

# ૫૯. સૂરઃ અલ-હશ્ર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલ્લાહની પવિત્રતાનું વર્ણન કરે છે સર્વે વસ્તુઓ, જે આકાશો અને ધરતીમાં છે, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૨) એ જ છે, જેણે ગ્રંથવાળા (યહૂદી અને ખ્રિસ્તી) અધર્મીઓને તેમના ઘરોમાંથી પહેલી વાર એકી સાથે બહાર કાઢી મૂક્યા. તમને અનુમાન નહોતું કે તેઓ નીકળશે અને તેઓ વિચારતા હતા કે તેમનાં કિલ્લાઓ તેમને અલ્લાહથી બચાવી લેશે, પછી અલ્લાહ તેમના પર ત્યાંથી પહોંચ્યો, જ્યાંથી તેમને કલ્પના પણ નહોતી, અને તેમનાં હૃદયોમાં ધાક બેસાડી દીધી. તેઓ પોતાના ઘરોને પોતે પોતાના હાથે વેરાન કરી રહ્યા હતા અને મુસલમાનોના હાથે પણ. તેથી હે દૃષ્ટિવાનો ! બોધપાઠ લો.

(૩) અને જો અલ્લાહે તેમના પર દેશનિકાલ ન લખી દીધો હોત, તો તે દુનિયામાં જ તેમને યાતના આપતો, અને આખિરત (પરલોક)માં તેમના માટે આગની યાતના છે. (૪) આ એટલા માટે કે તેમણે અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કર્યો, અને જે વ્યક્તિ અલ્લાહનો વિરોધ કરે છે, તો અલ્લાહ કઠોર યાતના આપવાવાળો છે. (૫) ખજૂરોના જે વૃક્ષો તમે કાપી નાખ્યા અથવા તેમને તેમના મૂળમાંથી ઊભા રહેવા દીધા, તો તે અલ્લાહના આદેશથી, અને એટલા માટે કે તેઓ અવજ્ઞાકારીઓને અપમાનિત કરે.

(૬) અને અલ્લાહે તેમનાથી જે કંઈ પોતાના પયગંબર તરફ પાછું ફેરવ્યું, તો તમે ન તેના માટે ઘોડા દોડાવ્યા અને ન ઊંટ, પરંતુ અલ્લાહ પોતાના પયગંબરોને જેના પર ઇચ્છે છે વર્ચસ્વ આપી દે છે, અને અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૭) જે કંઈ અલ્લાહ પોતાના પયગંબરને વસ્તીવાળાઓ તરફથી પાછું ફેરવે, તો તે અલ્લાહ માટે છે અને પયગંબર માટે છે અને

સગાવહાલાઓ અને અનાથો અને ગરીબો અને મુસાફરો માટે છે, એટલા માટે કે તે તમારા ધનવાનો વચ્ચે જ ફરતું ન રહે, અને પયગંબર તમને જે કંઈ આપે તેને તમે લઈ લો અને તે જે વસ્તુથી તમને રોકે તેનાથી તમે રોકાઈ જાઓ અને અલ્લાહથી ડરો, અલ્લાહ કઠોર સજા આપવાવાળો છે. (૮) આ ગરીબ મુહાજિરો માટે, જેમને પોતાના ઘરબાર અને પોતાના ધન-સંપત્તિમાંથી કાઢી મૂકવામાં આવ્યા છે, તેઓ અલ્લાહની કૃપા અને પ્રસન્નતા ચાહે છે, અને તેઓ અલ્લાહ અને તેના પયગંબરની મદદ કરે છે. આ જ લોકો સાચા છે.

(૯) અને જે લોકો પહેલાથી મદીનામાં સ્થાયી રહી રહ્યા છે અને ઈમાન પર મક્કમ છે, જેઓ તેમના પાસે હિજરત કરીને આવે છે તેનાથી તેઓ પ્રેમ કરે છે અને તેઓ પોતાના દિલોમાં તેનાથી સંકીર્ણતા નથી અનુભવતા, જે મુહાજિરોને આપવામાં આવે છે, અને તેઓ તેમને પોતાના પર પ્રાધાન્યતા આપે છે, ચાહે તેઓ પોતે ભૂખ્યા હોય, અને જે વ્યક્તિ પોતાના મનની લાલસાથી બચાવી લેવામાં આવ્યો તો એ જ લોકો સફળતા પામવાવાળા છે, (૧૦) અને જેઓ તેમના પછી આવ્યા, તેઓ કહે છે કે હે અમારા માલિક ! અમને માફ કરી દે અને અમારા એ ભાઈઓને, જેઓ અમારાથી પહેલા ઈમાન લાવી ચૂક્યા છે, અને અમારા હૃદયોમાં ઈમાનવાળાઓ માટે દ્વેષ ન રાખ, હે અમારા પ્રભુ ! તું ખૂબ કરુણામય અને મહેરબાન છે.

(૧૧) શું તમે એ લોકોને નથી જોયા, જેઓ નિફાક (દંભ)માં ગ્રસ્ત છે. તેઓ પોતાના ભાઈઓને કહે છે, જેમણે ગ્રંથવાળાઓમાંથી અધર્મનું આચરણ કર્યું છે, જો તમને કાઢી મૂકવામાં આવ્યા, તો તમારા સાથે અમે પણ નીકળી જઈશું, અને તમારા મામલામાં અમે કોઈની વાત નહીં માનીએ, અને જો તમારા સાથે લડાઈ થઈ તો અમે તમારી મદદ કરીશું, અને અલ્લાહ સાક્ષી આપે છે કે તેઓ જૂઠા છે. (૧૨) જો તેમને કાઢી મૂકવામાં આવ્યા તો તેઓ તેમના

સાથે નહીં નીકળે, અને જો તેમના સાથે લડાઈ થઈ તો આ લોકો તેમની મદદ નહીં કરે, અને જો તેમની મદદ કરશે તો અવશ્ય પીઠ ફેરવીને ભાગી જશે, પછી તેમને ક્યાંયથી મદદ નહીં મળે.

(૧૩) નિઃશંક, તમારા લોકોનો ડર એ લોકોના હૃદયોમાં અલ્લાહથી વધારે છે. આ એટલા માટે કે તેઓ સમજ નથી રાખતા. (૧૪) આ લોકો સૌ મળીને તમારા સામે ક્યારેય નહીં લડે, પરંતુ સુરક્ષિત વસ્તીઓમાં અથવા દીવાલોની આડમાં. તેમની લડાઈ પરસ્પર વધારે છે. તમે તેમને સંગઠિત માનો છો અને તેમના હૃદય અલગ-અલગ થઈ રહ્યા છે. આ એટલા માટે કે એ લોકો બુદ્ધિ નથી રાખતા.

(૧૫) આ લોકો એમના જેવા છે, જેઓ તેમના થોડાક સમય પહેલા જ પોતાના કરતૂકોની મજા ચાખી ચૂક્યા છે, અને તેમના માટે પીડાદાયક યાતના છે. (૧૬) જેમ કે શૈતાન, જે મનુષ્યને કહે છે કે કાફિર (ઇન્કાર કરનાર ) બની જા, પછી જ્યારે તે કાફિર બની જાય છે તો તે કહે છે કે હું તમારાથી વિમુક્ત છું. હું અલ્લાહથી ડરું છું, જે સમગ્ર સૃષ્ટિનો પ્રભુ-પાલનહાર છે. (૧૭) પછી પરિણામ બંનેનું એ આવ્યું કે બંને નર્કમાં ગયા, જ્યાં તેઓ હંમેશા રહેશે, અને અત્યાચારીઓની સજા આ જ છે.

(૧૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો, અને દરેક વ્યક્તિ જુએ કે તેણે કાલ માટે શું મોકલ્યું છે, અને અલ્લાહથી ડરો. નિઃશંક, અલ્લાહ માહિતગાર છે તેનાથી જે તમે કરો છો. (૧૦) અને તમે એ લોકોના જેવા ન બની જાઓ, જેઓ અલ્લાહને ભૂલી ગયા, તો અલ્લાહે તેમને સ્વયં તેમની જાતથી બેપરવા કરી દીધા. આ જ લોકો અવજ્ઞાકારી છે. (૨૦) નર્કવાળા અને સ્વર્ગવાળા સમાન નથી હોઈ શકતા. સ્વર્ગવાળા જ વાસ્તવમાં સફળ છે.

(૨૧) જો અમે આ કુર્આનને પહાડ પર અવતરિત કરતા, તો તમે જોતા કે

તે અલ્લાહના ડરથી દબાઈ જતો અને ફાટી જતો, અને આ દૃષ્ટાંતો અમે લોકો માટે વર્ણવીએ છીએ, જેથી તેઓ વિચારે. (૨૨) એ જ અલ્લાહ છે, જેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. પરોક્ષ અને પ્રત્યક્ષને જાણવાવાળો, તે અત્યંત મહેરબાન છે, અત્યંત દયાળુ છે. (૨૩) એ જ અલ્લાહ છે, જેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, બાદશાહ, સર્વ ત્રુટિઓથી પવિત્ર, સરાસર સલામતી, શાંતિ પ્રદાન કરનાર, સંરક્ષક, પ્રભુત્વશાળી, શક્તિશાળી, મહિમાવાન, અલ્લાહ એ શિર્ક (અનેકેશ્વાવાદ)થી પવિત્ર અને પર છે, જે લોકો કરી રહ્યા છે. (૨૪) એ જ અલ્લાહ છે, સર્જનહાર, અસ્તિત્વમાં લાવનાર, રૂપ-રંગ આપનાર, તેના જ માટે છે બધા ઉત્તમ નામો. દરેક વસ્તુ જે આકાશો અને ધરતીમાં છે તેનો મહિમાગાન કરી રહી છે, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

●

## ૬૦. સૂરઃ અલ-મુમ્તહિના

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે ઈમાનવાળાઓ ! તમે મારા દુશ્મનો અને પોતાના દુશ્મનોને મિત્ર ન બનાવો. તમે તેમના સામે મિત્રતા પ્રગટ કરો છો, જો કે તેમણે એ સત્યનો ઈન્કાર કર્યો, જે તમારા પાસે આવ્યું. તેઓ પયગંબરને અને તમને એટલા માટે દેશનિકાલ કરે છે કે તમે પોતાના રબ અલ્લાહ પર ઈમાન લાવ્યા—જો તમે મારા માર્ગમાં જિહાદ (તનતોડ સંઘર્ષ) કરો અને મારી પ્રસન્નતાની અભિલાષા માટે નીકળ્યા છો. તમે છૂપી રીતે તેમને મિત્રતાનો સંદેશો મોકલો છો, અને હું જાણું છું જે કંઈ તમે છુપાવો છો અને જે કંઈ તમે જાહેર કરો છો, અને જે વ્યક્તિ તમારામાંથી આવું કરશે તે સન્માર્ગથી ભટકી ગયો. (૨) જો તેઓ તમારા પર કાબૂ મેળવી લે, તો તેઓ તમારા દુશ્મન બની જશે, અને તેઓ પોતાના હાથ અને પોતાના મોઢેથી તમને ઈજાઓ પહોંચાડશે, અને ઈચ્છશે કે તમે પણ

કોઈપણ રીતે ઈન્કાર કરનારાં બની જાઓ. (૩) તમારા સગા-સંબંધીઓ અને તમારી સંતાન કયામતના દિવસે તમને કંઈ કામ નહીં લાગે, તે તમારા વચ્ચે નિર્ણય કરશે, અને અલ્લાહ જોવાવાળો છે જે કંઈ તમે કરો છો.

(૪) તમારા માટે ઈબ્રાહીમ અને તેના સાથીઓમાં ઉત્તમ નમૂનો છે, જ્યારે કે તેમણે પોતાની જાતિને કહ્યું કે અમે અલગ છીએ તમારાથી અને એ વસ્તુઓથી જેની તમે અલ્લાહ સિવાય ઉપાસના કરો છો, અમે તમારો ઈન્કાર કરનારા છીએ અને અમારા અને તમારા વચ્ચે વૈમનસ્ય અને તીવ્ર અણગમો જાહેર થઈ ગયો, ત્યાં સુધી કે તમે એક અલ્લાહ પર ઈમાન લાવો. પરંતુ ઈબ્રાહીમનું પોતાના પિતા વિશે એમ કહેવું કે હું તમારા માટે માફી માંગીશ, અને હું તમારા માટે અલ્લાહ સમક્ષ કોઈ વાતનો અધિકાર ધરાવતો નથી. હે અમારા પ્રભુ-પાલનહાર ! અમે તારા પર ભરોસો કર્યો અને અમે તારા તરફ જ રજૂ થયા અને તારા જ તરફ પાછા ફરવાનું છે. (૫) હે અમારા માલિક ! અમને કાફિરો (અધર્મીઓ) માટે પરીક્ષા ન બનાવ, અને હે અમારા પ્રભુ ! અમને માફ કરી દે. નિઃશંક તું પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૬) નિઃશંક, તમારા માટે તેમના અંદર એક ઉત્તમ નમૂનો છે, એ વ્યક્તિ માટે જે અલ્લાહનો અને આખિરત (પરલોક)ના દિવસનો અભિલાષી હોય, અને જે વ્યક્તિ મોઢું ફેરવશે, તો અલ્લાહ નિરપેક્ષ છે, પ્રશંસનીય છે. (૭) આશા છે કે અલ્લાહ તમારા અને એ લોકો દરમ્યાન મિત્રતા પેદા કરી દે, જેનાથી તમે દુશ્મની કરી, અને અલ્લાહ બધું જ કરી શકે છે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૮) અલ્લાહ તમને એ લોકોથી નથી રોકતો, જેમણે દીન (ધર્મ)ના મામલામાં તમારાથી યુદ્ધ નથી કર્યું, અને તમને તમારા ઘરોથી બહાર કાઢ્યા નથી કે તમે તેમનાથી ભલાઈ કરો અને તમે તેમના સાથે ન્યાય કરો. નિઃશંક, અલ્લાહ ન્યાય કરવાવાળાઓને પસંદ કરે છે. (૯) અલ્લાહ બસ એ લોકોથી તમને મનાઈ

કરે છે, જેઓ ધર્મના મામલામાં તમારા સાથે લડે અને તમને તમારા ઘરોમાંથી બહાર કાઢ્યા, અને તમને બહાર કાઢવામાં મદદ કરી કે તમે તેમના સાથે મિત્રતા કરો, અને જેઓ તેમના સાથે મિત્રતા કરે, તો એ જ લોકો અત્યાચારી છે.

(૧૦) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારા પાસે મુસલમાન સ્ત્રીઓ હિજરત કરીને આવે, તો તમે તેમની તપાસ કરી લો, અલ્લાહ તેમના ઈમાનને બરાબર જાણે છે. પછી જ્યારે તમે જાણી લો કે તેણીઓ ઈમાનવાળી છે, તો તેમને કાફિરો (અધર્મીઓ, વિરોધીઓ) તરફ પાછી ન મોકલો. ન એ સ્ત્રીઓ તેમના માટે હલાલ (વૈધ) છે અને ન તેઓ એ સ્ત્રીઓ માટે હલાલ છે, અને કાફિર પતિઓએ જે કંઈ ખર્ચ કર્યો તે તેમને અદા કરી દો, અને તમારા પર કોઈ ગુનો નથી જો તમે તેમના સાથે નિકાહ (લગ્ન) કરી લો, જ્યારે તમે તેમની મહ્ર અદા કરી દો, અને તમે કાફિર સ્ત્રીઓને પોતાના નિકાહમાં ન રોકી રાખો, અને જે કંઈ તમે ખર્ચ કર્યો છે તે માંગી લો, અને જે કંઈ કાફિરોએ ખર્ચ કર્યો તેઓ પણ તમારા પાસે માંગી લે. આ અલ્લાહનો આદેશ છે, તે તમારા વચ્ચે નિર્ણય કરે છે, અને અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે, (૧૧) અને જો તમારી પત્નીઓના મહ્રમાંથી કંઈક કાફિરો તરફ રહી જાય, પછી તમારો વારો આવે તો તેમની પત્નીઓ ગઈ છે તેમને અદા કરી દો જે કંઈ તેમણે ખર્ચ કર્યો, અને અલ્લાહથી ડરો જેના પર તમે ઈમાન લાવ્યા છો.

(૧૨) હે પયગંબર ! જ્યારે તમારા પાસે ઈમાનવાળી સ્ત્રીઓ એ વાત પર પ્રતિજ્ઞા માટે આવે કે તેણીઓ અલ્લાહની સાથે કોઈને ભાગીદાર નહીં બનાવે, અને તેણીઓ ચોરી નહીં કરે, અને તેણીઓ વ્યભિચાર નહીં કરે, અને તેણીઓ પોતાના સંતાનની હત્યા નહીં કરે, અને તેણીઓ પોતાના હાથ અને પોતાના પગની આગળ કોઈ આરોપ ઘડીને નહીં લાવે, અને તેણીઓ ભલાઈના કાર્યમાં તમારી અવજ્ઞા નહીં કરે, તો તમે તેમનાથી પ્રતિજ્ઞા લઈ લો અને તેમના માટે

અલ્લાહથી માફીની પ્રાર્થના કરો, નિઃશંક અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

(૧૩) હે ઈમાનવાળાઓ ! તમે એ લોકોને મિત્ર ન બનાવો, જેમના ઉપર અલ્લાહનો પ્રકોપ થયો, તેઓ આખિરત (પરલોક)થી નિરાશ થઈ ગયા છે, જે રીતે કબરોમાં પડેલા કાફિરો (ઈન્કાર કરનારાઓ) નિરાશ છે.

●

## ૬૧. સૂરઃ અસ્-સફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલ્લાહનો મહિમાગાન કરી રહી છે દરેક વસ્તુ જે આકાશો અને ધરતીમાં છે, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૨) હે ઈમાનવાળાઓ ! તમે એવી વાત કેમ કહો છો, જે તમે કરતા નથી. (૩) અલ્લાહના નજીક એ વાત ખૂબ જ અપ્રિય છે કે તમે એવી વાત કરો જે તમે કરો નહીં. (૪) અલ્લાહ તો એ લોકોને પસંદ કરે છે, જેઓ તેના માર્ગમાં એ રીતે મળીને લડે છે, જાણે તેઓ એક સીસુ પાયેલ દીવાલ છે.

(૫) અને જ્યારે મૂસાએ પોતાની જાતિને કહ્યું કે હે મારી જાતિના લોકો ! તમે લોકો કેમ મને સતાવો છો, જો કે તમને ખબર છે કે હું તમારા તરફ અલ્લાહે મોકલેલ પયગંબર છું. પછી જ્યારે તેઓ ફરી ગયા, તો અલ્લાહે તેમનાં હૃદય ફેરવી દીધા, અને અલ્લાહ અવજ્ઞાકારી લોકોને માર્ગદર્શન નથી આપતો.

(૬) અને જ્યારે મરયમના પુત્ર ઈસાએ કહ્યું કે હે ઈસરાઈલની સંતાન ! હું તમારા તરફ અલ્લાહે મોકલેલ પયગંબર છું, પુષ્ટિ કરવાવાળો છું એ તૌરાતની જે મારાથી પહેલા મોજૂદ છે, અને ખુશખબર આપવાવાળો છું એક ઈશદૂતની જે મારા પાછી આવશે, તેનું નામ અહમદ હશે. પછી જ્યારે તે તેમની પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યો, તો તેમણે કહ્યું, આ તો ખૂલ્લો જાદૂ છે, (૭) અને તેનાથી વધારે અત્યાચારી કોણ હશે, જે અલ્લાહ વિશે જૂઠ ઘડે,

જો કે તેને ઇસ્લામ તરફ બોલાવવામાં આવી રહ્યો હોય, અને અલ્લાહ અત્યા-ચારીઓને માર્ગદર્શન નથી આપતો. (૮) તેઓ ઇચ્છે છે કે અલ્લાહના પ્રકાશને પોતાના મોઢાની ફૂંકોથી બુઝાવી દે, જો કે અલ્લાહ પોતાના પ્રકાશને પરિપૂર્ણ કરીને રહેશે, ચાહે કાફિરો (અધર્મીઓ)ને આ ગમે તેટલું અપ્રિય હોય. (૯) એ જ છે જેણે મોકલ્યો પોતાના ઈશદૂતને માર્ગદર્શન અને સત્ય-દીન (સત્ય-ધર્મ)ની સાથે, જેથી તે તેને તમામ ધર્મો (અને જીવન-વ્યવસ્થાઓ) પર પ્રભુત્વ અપાવી દે, ચાહે મુશ્રિકો (અનેકેશ્વાવાદીઓ)ને આ ગમે તેટલું અપ્રિય હોય.

(૧૦) હે ઈમાનવાળાઓ ! શું હું તમને એક એવો વેપાર બતાવું, જે તમને એક પીડાદાયક યાતનાથી બચાવી લે. (૧૧) તમે અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવો અને અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પોતાના પ્રાણથી જિહાદ (સંઘર્ષ) કરો, આ તમારા માટે ઉત્તમ છે, જો તમે જાણો. (૧૨) અલ્લાહ તમારા ગુનાઓ માફ કરી દેશે અને તમને એવા બાગોમાં દાખલ કરશે, જેના નીચે નહેરો વહી રહી હશે, અને ઉમદા મકાનોમાં જે હંમેશા રહેવાવાળા બાગોમાં હશે, આ છે મહાન સફળતા ! (૧૩) અને એક અન્ય વસ્તુ પણ, જેની તમે અભિલાષા કરો છો, અલ્લાહની મદદ અને ત્વરીત પ્રાપ્ત થનાર વિજય, અને ઈમાનવાળાઓને ખુશખબર આપી દો.

(૧૪) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહના મદદગાર બનો, જે રીતે મરયમના પુત્ર ઈસાએ હવારીઓ (સાથીઓ)ને કહ્યું, કોણ અલ્લાહ કાજે મારો મદદગાર બને છે ? હવારીઓએ કહ્યું, અમે છીએ અલ્લાહના મદદગાર. પછી ઈસરાઈલની સંતાનમાંથી કેટલાક લોકો ઈમાન લાવ્યા અને કેટલાક લોકોએ ઈન્કાર કર્યો. પછી અમે ઈમાન લાવનારાઓની તેમના શત્રુઓની સામે મદદ કરી, પછી તેઓ વિજયી થયા.

●

# ૬૨. સૂરઃ અલ-જુમુઆ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલ્લાહનો મહિમાગાન કરી રહી છે એ વસ્તુઓ જે આકાશો અને ધરતીમાં છે, જે બાદશાહ છે, પવિત્ર છે, પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે. (૨) એ જ છે, જેણે ઉમ્મીઓ (નિરક્ષરો)માં એક ઈશદૂત તેમનામાંથી જ ઉદયમાન કર્યો, તે તેમને તેની આયતો વાંચીને સંભળાવે છે, અને તેમને પવિત્ર કરે છે અને તેમને ગ્રંથ અને બુદ્ધિમત્તાનું શિક્ષણ આપે છે, અને તેઓ આનાથી પહેલા સ્પષ્ટ પથભ્રષ્ટતામાં હતા, (૩) અને બીજાઓ માટે પણ તેમનામાંથી જેઓ હજુ તેમાં સામેલ નથી થયા, અને તે પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

(૫) જે લોકોને તૌરાત (ગ્રંથ)ના વાહક બનાવવામાં આવ્યા, પછી તેમણે તેને ન ઉઠાવ્યો, તેમનું દૃષ્ટાંત એ ગધેડા જેવું છે, જેણે પુસ્તકોનો બોજ ઉઠાવેલ હોય. કેટલું ખરાબ દૃષ્ટાંત છે આ લોકો માટે જેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી અને અલ્લાહ અત્યાચારીઓને માર્ગદર્શન નથી આપતો. (૬) કહો કે હે યહૂદીઓ ! જો તમારું અનુમાન છે કે તમે બીજાઓની તુલનામાં અલ્લાહના પ્રિય છો, તો તમે મૃત્યુની કામના કરો, જો તમે સાચા છો. (૭) અને તેઓ કદાપિ તેની કામના નહીં કરે, એ કર્મોના કારણે જેને તેમના હાથો આગળ મોકલી ચૂક્યા છે, અને અલ્લાહ અત્યાચારીઓને બરાબર જાણે છે. (૮) કહો કે જે મૃત્યુથી તમે ભાગો છો તે તમને આવીને રહેશે, પછી તમને પરોક્ષ અને પ્રત્યક્ષને જાણવાવાળાની પાસે લઈ જવામાં આવશે, પછી તે તમને બતાવી દેશે જે તમે કરતા રહ્યા છો.

(૯) હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્આના દિવસે નમાઝ માટે પોકારવામાં આવે, તો અલ્લાહની યાદ તરફ ચાલી નીકળો અને ખરીદ-વેચાણ છોડી દો, આ તમારા માટે ઉત્તમ છે જો તમે જાણો. (૧૦) પછી જ્યારે નમાઝ પૂરી થઈ

જાય, તો જમીનમાં ફેલાઈ જાઓ અને અલ્લાહની કૃપાની શોધ કરો, અને અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરો, જેથી તમે સફળતા પામો, (૧૧) અને જ્યારે તેઓ કોઈ વેપાર કે ખેલ-તમાશો જુએ છે તો તેના તરફ દોડી પડે છે, અને તમને ઊભા-ને-ઊભા છોડી દે છે. કહો કે જે અલ્લાહની પાસે છે તે ખેલ-તમાશા અને વેપારથી ઉત્તમ છે, અને અલ્લાહ શ્રેષ્ઠ રોજી આપવાવાળો છે.

●

## ૬૩. સૂરઃ અલ-મુનાફિકૂન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જ્યારે મુનાફિકો (દંભીઓ) તમારા પાસે આવે છે, તો તેઓ કહે છે કે અમે સાક્ષી આપીએ છીએ કે તમે નિઃશંક, અલ્લાહના પયગંબર છો, અને અલ્લાહ જાણે છે કે નિઃશંક તમે તેના પયગંબર છો, અને અલ્લાહ સાક્ષી આપે છે કે આ દંભીઓ જૂઠા છે. (૨) તેમણે પોતાની સોગંદોને ઢાલ બનાવી રાખી છે, પછી તેઓ રોકે છે અલ્લાહના માર્ગથી, નિઃશંક અત્યંત ખરાબ છે જે તેઓ કરી રહ્યા છે. (૩) આવું એ કારણસર છે કે તેઓ ઈમાન લાવ્યા, પછી તેમણે કુફ્ર (અધર્મ) આચર્યું, પછી તેમનાં હૃદયો પર મહોર મારી દેવામાં આવી, હવે તેઓ નથી સમજતા.

(૪) અને જ્યારે તમે તેમને જુઓ, તો તેમનાં શરીર તમને સારા લાગે છે, અને જો તેઓ વાત કરે છે તો તમે તેમની વાત સાંભળો છો, જાણે કે તેઓ લાકડાં છે ટેકાથી ઊભેલાં. તેઓ દરેક વજનદાર અવાજને પોતાના વિરુદ્ધ સમજે છે. આ જ લોકો દુશ્મન છે, તેથી આમનાથી બચો. અલ્લાહ તેમનો નાશ કરે, તેઓ ક્યાં ફરી રહ્યા છે. (૫) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, અલ્લાહનો પયગંબર તમારા માટે માફીની પ્રાર્થના કરે, તો તેઓ પોતાનું માથું ફેરવી લે છે, અને તમે તેમને જોશો કે તેઓ ઘમંડ કરતાં મોઢું ફેરવે છે.

(૬) તેમના માટે સરખું છે, તમે તેમના માટે માફીની પ્રાર્થના કરો કે માફીની પ્રાર્થના ન કરો. અલ્લાહ કદાપિ તેમને માફ નહીં કરે. અલ્લાહ અવજ્ઞાકારી લોકોને માર્ગદર્શન આપતો નથી.

(૭) આ જ લોકો છે, જેઓ કહે છે કે જે લોકો અલ્લાહના પયગંબરની પાસે છે તેમના પર ખર્ચ ન કરો, ત્યાં સુધી કે તેઓ વિખેરાઈ જાય, અને આકાશો અને ધરતીના ખજાના અલ્લાહના જ છે, પરંતુ મુનાફિકો (દંભીઓ) સમજતા નથી. (૮) તેઓ કહે છે કે જયારે આપણે મદીના પાછા ફરીએ, તો ઈજ્જતવાળો ત્યાંથી અપમાનિતને કાઢી મૂકશે; જો કે ઈજ્જત અને સન્માન અલ્લાહ માટે અને તેના પયગંબર માટે અને ઈમાનવાળાઓ માટે છે, પરંતુ મુનાફિકો (દંભીઓ) જાણતા નથી.

(૯) હે ઈમાનવાળાઓ ! તમારું ધન અને તમારી સંતાન તમને અલ્લાહના સ્મરણથી બેપરવા ન કરવા પામે, અને જે આવું કરશે તો એ જ નુકસાનમાં પડવાવાળા લોકો છે, (૧૦) અને અમે જે કંઈ તમને આપ્યું છે તેમાંથી ખર્ચ કરો એ પહેલા કે તમારામાંથી કોઈનું મૃત્યુ આવી જાય, પછી તે કહે કે હે મારા માલિક ! તેં મને થોડીક વધારે મહેતલ કેમ ન આપી કે હું દાન કરતો અને સત્કર્મીઓમાં સામેલ થઈ જતો, (૧૧) અને અલ્લાહ કદાપિ કોઈ પ્રાણને મહેતલ નથી આપતો, જ્યારે કે તેનો સમય આવી જાય, અને અલ્લાહ જાણે છે જે તંકઈ તમે કરો છો.

●

## ૬૪. સૂરઃ અત્‌-તગાબુન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અલ્લાહનો માહિમાગાન કરી રહી છે દરેક વસ્તુ જે આકાશોમાં અને દરેક વસ્તુ જે ધરતીમાં છે. તેની જ સત્તા છે અને તેના જ માટે પ્રશંસા છે

અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. (૨) એ જ છે, જેણે તમને પેદા કર્યા, પછી તમારામાંથી કોઈ કાફિર (ઇન્કાર કરનાર) છે અને કોઈ ઈમાનવાળો, અને અલ્લાહ જોઈ રહ્યો છે જે કંઈ તમે કરો છો. (૩) તેણે આકાશો અને ધરતીને બરાબર પેદા કર્યા અને તેણે તમારાં રૂપ-રંગ બનાવ્યા, તો અત્યંત સરસ રંગ-રૂપ બનાવ્યા, અને તેના જ તરફ પાછા ફરવાનું છે. (૪) તે જાણે છે જે કંઈ આકાશો અને ધરતીમાં છે, અને તે જાણે છે જે કંઈ તમે છુપાવો છો અને જે કંઈ તમે જાહેર કરો છો, અને અલ્લાહ હૃદયો સુદ્ધાંની વાતોને જાણવાવાળો છે.

(૫) શું તમને એ લોકોના સમાચાર પહોંચ્યા છે, જેમણે આનાથી પહેલા ઇન્કાર કર્યો, પછી તેમણે પોતે કરેલા (કાર્યો)ની આફતની મજા ચાખી અને તેમના માટે એક પીડાદાયક યાતના છે. (૬) આ એટલા માટે કે તેમના પાસે તેમનાં પયગંબરો ખુલ્લી નિશાનીઓની સાથે આવ્યા, તો તેમણે કહ્યું કે મનુષ્ય અમારું માર્ગદર્શન કરશે ? પછી તેમણે ઇન્કાર કર્યો અને મોઢું ફેરવી લીધું, અને અલ્લાહ તેમનાથી બેપરવા થઈ ગયો, અને અલ્લાહ નિરપેક્ષ છે, પ્રશંસનીય છે.

(૭) ઇન્કાર કરનારાઓએ દાવો કર્યો કે તેઓ કદાપિ ફરીથી ઉઠાવવામાં નહીં આવે. કહો કે હા, મારા પ્રભુ-પાલનહારના સોગંદ ! તમને અવશ્ય ઉઠાવવામાં આવશે, પછી તમને બતાવવામાં આવશે, જે કંઈ તમે કર્યું છે, અને આ અલ્લાહ માટે ખૂબ સરળ છે. (૮) તેથી અલ્લાહ પર ઈમાન લાવો અને તેના ઈશદૂત પર અને એ પ્રકાશ પર, જે અમે અવતરિત કરેલ છે, અને અલ્લાહ જાણે છે જે કંઈ તમે કરો છો. (૯) જે દિવસે તે તમને સૌને એક એકત્ર થવાના દિવસે એકત્ર કરશે, એ જ દિવસ હાર-જીતનો દિવસ હશે, અને જે વ્યક્તિ અલ્લાહ પર ઈમાન લાવ્યો હશે અને તેણે સદ્કાર્યો કર્યા હશે, અલ્લાહ તેના ગુનાઓને તેમનાથી દૂર કરી દેશે અને તેને એવા બાગોમાં દાખલ કરશે, જેના

નીચે નહેરો વહી રહી હશે, તેઓ હંમેશા તેમાં રહેશે. આ જ છે ખૂબ મોટી સફળતા ! (૧૦) અને જે લોકોએ ઈન્કાર કર્યો અને અમારી આયતોને ખોટી ઠેરવી, એ જ લોકો આગવાળા છે, તેમાં તેઓ હંમેશા રહેશે, અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

(૧૧) જે મુસીબત પણ આવે છે, અલ્લાહની મરજીથી આવે છે, અને જે વ્યક્તિ અલ્લાહ પર ઈમાન રાખે છે, અલ્લાહ તેના હૃદયને માર્ગ બતાવે છે, અને અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે, (૧૨) અને તમે અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને પયગંબરનું આજ્ઞાપાલન કરો, પછી જો તમે અવગણના કરશો, તો અમારા પયગંબર પર બસ સાફ-સાફ પહોંચાડી દેવાનું છે. (૧૩) અલ્લાહ, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, અને ઈમાન લાવનારાઓએ અલ્લાહ પર જ ભરોસો કરવો જોઈએ.

(૧૪) હે ઈમાનવાળાઓ ! તમારી કેટલીક પત્નીઓ અને કેટલાક સંતાનો તમારાં દુશ્મન છે, પછી તમે તેમનાથી સાવધાન રહો, અને જો તમે માફ કરી દો અને દરગુજર કરો અને બક્ષી દો, તો અલ્લાહ ક્ષમાશીલ, દયાળુ છે. (૧૫) તમારું ધન અને તમારી સંતાન પરીક્ષાની વસ્તુ છે, અને અલ્લાહની પાસે ખૂબ મોટું વળતર છે. (૧૬) પછી તમે અલ્લાહથી ડરો, જ્યાં સુધી સંભવ હોય, અને સાંભળો અને માનો અને ખર્ચ કરો, આ તમારા માટે ઉત્તમ છે, અને જે વ્યક્તિ હૃદયની સંકીર્ણતાથી સુરક્ષિત રહ્યો, તો એવા જ લોકો સફળતા પામવાવાળા છે. (૧૮) જો તમે અલ્લાહને ઉત્તમ ઋણ આપશો, તો તે તેને તમારા માટે અનેકગણું વધારશે અને તમને માફ કરી દેશે, અને અલ્લાહ કદરદાન છે, સહનશીલ છે. (૧૮) પરોક્ષ અને પ્રત્યક્ષને જાણવાવાળો, પ્રભુત્વશાળી છે, તત્ત્વદર્શી છે.

•

# ૬૫. સૂરઃ અત્-તલાક

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે પયગંબર ! જ્યારે તમે લોકો સ્ત્રીઓને તલાક આપો, તો તેમની ઈદ્દત (નિર્ધારિત મુદ્દત) પર આપો અને ઈદ્દતને ગણતા રહો, અને અલ્લાહથી ડરો જે તમારો રબ (પ્રભુ-પાલનહાર) છે. એ સ્ત્રીઓને તેમનાં ઘરોથી ન કાઢો અને ન તેઓ પોતે નીકળે, સિવાય કે તે કોઈ ખુલ્લી નિર્લજ્જતા કરે, અને આ અલ્લાહની સીમાઓ છે, અને જે વ્યક્તિ અલ્લાહની સીમાઓનું ઉલ્લંઘન કરશે, તો તેણે પોતાના ઉપર અત્યાચાર કર્યો, તમે નથી જાણતા કદાચ અલ્લાહ આ તલાક પછી કોઈ નવી સ્થિતિ પેદા કરી દે. (૨) પછી જ્યારે તે પોતાની મુદ્દતે પહોંચી જાય, તો તેમને કાં તો પ્રચલન અનુસાર ભલી રીતે રાખી લો અથવા પ્રચલન અનુસાર ભલી રીતે તેમને છોડી દો અને પોતાનામાંથી બે વિશ્વસનીય સાક્ષીઓ બનાવી લો અને અલ્લાહ માટે બરાબર સાક્ષી આપો. આ એ વ્યક્તિને શિખામણ આપવામાં આવે છે, જે અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસ પર ઈમાન રાખતો હોય, અને જે વ્યક્તિ અલ્લાહથી ડરે, અલ્લાહ તેના માટે માર્ગ કાઢશે, (૩) અને તેને એ બાજુથી રોજી આપશે, જ્યાંથી તેણે કલ્પના પણ કરી નહીં હોય, અને જે વ્યક્તિ અલ્લાહ પર ભરોસો કરશે, તો અલ્લાહ તેના માટે પૂરતો છે. નિઃશંક, અલ્લાહ પોતાનું કામ પૂરું કરીને રહે છે. અલ્લાહે દરેક વસ્તુ માટે એક પ્રમાણ નિર્ધારિત કરી રાખ્યું છે.

(૪) અને તમારી સ્ત્રીઓમાંથી જે માસિક-ધર્મથી નિરાશ થઈ ચૂકી છે, જો તમને સંદેહ હોય તો તેમની ઈદ્દત ત્રણ મહિના છે, અને એ જ રીતે તેમની પણ ઈદ્દત, જેમને માસિક-ધર્મ નથી આવ્યું, અને ગર્ભવતી મહિલાઓની ઈદ્દત એ ગર્ભનું જન્મ લેવું છે, અને જે વ્યક્તિ અલ્લાહથી ડરશે, અલ્લાહ તેના માટે તેના કામમાં સરળતા કરી દેશે. (૫) આ અલ્લાહનો આદેશ છે, જે તેણે તમારા

તરફ અવતરિત કરેલ છે, અને જે વ્યક્તિ અલ્લાહથી ડરશે, અલ્લાહ તેના ગુનાઓ માફ કરી દેશે અને તેને મોટો બદલો આપશે.

(૬) તમે એ સ્ત્રીઓને પોતાની શક્તિ અનુસાર રહેવાનું મકાન આપો, જ્યાં તમે રહો છો અને તેમને પરેશાન કરવા માટે તેમને તકલીફ ન આપો, અને જો તેણીઓ ગર્ભવતી હોય તો તેમના પર ખર્ચ કરો, ત્યાં સુધી કે તેમની પ્રસૂતિ થઈ જાય. પછી જો તે તમારા માટે દૂધ પીવડાવે, તો તેનું વળતર તેમને આપો, અને તમે પરસ્પર એક-બીજાને સદાચાર શીખવાડો, અને જો તમે પરસ્પર જીદ કરો તો કોઈ અન્ય સ્ત્રી દૂધ પીવડાવશે. (૭) સામર્થ્યવાને પોતાના સામર્થ્ય અનુસાર ખર્ચ કરવો જોઈએ અને જેની આવક ઓછી હોય તેણે અલ્લાહે તેને જેટલું આપ્યું છે તેમાંથી ખર્ચ કરવો જોઈએ. અલ્લાહ કોઈના પર બોજ નથી નાખતો, પરંતુ એટલો જ જેટલું તેને આપ્યું છે. અલ્લાહ કઠિનાઈ પછી જલ્દી જ સરળતા પેદા કરી દેશે.

(૮) અને કેટલીય વસ્તીઓ એવી છે, જેમણે પોતાના પ્રભુ-પાલનહારના આદેશથી માથું ઉંચક્યું, પછી અમે તેમનો કઠોર હિસાબ લીધો અને અમે તેમને ભયાનક સજા આપી. (૯) પછી તેમણે પોતે કરેલાં (કાર્યો)ની આફત (ની મજા) ચાખી અને તેમનું પરિણામ નુકસાનમાં આવ્યું.

(૧૦) અલ્લાહે તેમના માટે એક કઠોર યાતના તૈયાર કરી રાખી છે. તેથી અલ્લાહથી ડરો હે બુદ્ધિશાળીઓ, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહે તમારા તરફ એક શિખામણ ઉતારેલ છે. (૧૧) એક પયગંબર, જે તમને અલ્લાહની સ્પષ્ટ આયતો વાંચીને સંભળાવે છે, જેથી એ લોકોને અંધકારમાંથી પ્રકાશ તરફ કાઢી લાવે, જેઓ ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, અને જે વ્યક્તિ અલ્લાહ ઈમાન લાવ્યો અને સદ્કાર્યો કર્યા તેને તે એવા બાગોમાં દાખલ કરશે, જેના નીચે નહેરો વહેતી હશે, તેઓ તેમાં હંમેશા રહેશે. અલ્લાહ તેમને ખૂબ

સારી રોજી આપશે.

(૧૨) અલ્લાહ જ છે, જેણે બનાવ્યા સાત આકાશ અને તેમની જેમ જ પૃથ્વી પણ. તેમના અંદર તેનો આદેશ અવતરિત થાય છે, જેથી તમે જાણી લો કે અલ્લાહ દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે, અને અલ્લાહે પોતાના જ્ઞાનથી દરેક વસ્તુને ઘેરી રાખી છે.

●

## ૬૬. સૂરઃ અત્-તહરીમ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે પયગંબર ! તમે કેમ એ વસ્તુને હરામ (અવૈધ) કરો છો, જે અલ્લાહે તમારા માટે હલાલ (વૈધ) કરી છે, પોતાની પત્નીઓની ખુશી માટે, અને અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે. (૨) અલ્લાહે તમારા લોકો માટે તમારી સોગંદોને ખોલવાનું નિર્ધારિત કરી દીધું છે, અને અલ્લાહ તમારો કાર્યસાધક છે, અને તે જાણવાવાળો, તત્ત્વદર્શી છે.

(૩) અને જ્યારે પયગંબરે પોતાની કોઈ પત્નીને એક વાત છૂપાવીને કહી, તો જ્યારે તેણે તેને બતાવી દીધી અને અલ્લાહે પયગંબરને તેનાથી માહિતગાર કરી દીધા, તો પયગંબરે અમુક વાત બતાવી અને થોડીક ટાળી દીધી. પછી જ્યારે પયગંબરે તેને એ વાત બતાવી, તો તેણે કહ્યું કે તમને કોણે આ સમાચાર આપ્યા. પયગંબરે કહ્યું કે મને બતાવ્યું જાણવાવાળાએ, માહિતગારે. (૪) જો તમે બંને અલ્લાહ તરફ પલટો, તો તમારાં હૃદય ઝૂકી ગયા છે, અને જો તમે બંને પયગંબરની સરખામણીમાં કાર્યવાહીઓ કરશો, તો તેનો સાથી અલ્લાહ છે અને જિબ્રઈલ અને સદાચારી ઈમાનવાળા અને તેમના ઉપરાંત ફરિશ્તાઓ તેના મદદગાર છે. (૫) જો પયગંબર તમને સૌને તલાક આપી દે, તો તેનો રબ (પ્રભુ-પાલનહાર) તમારા બદલામાં તમારાથી ઉત્તમ પત્નીઓ તેને આપી

દે, મુસ્લિમા (આજ્ઞાંકિત), ઈમાનવાળી, કૃતજ્ઞ, તૌબા (પશ્ચાતાપ) કરનારી, ઉપાસના કરવાવાળી, રોઝા રાખવાવાળી, વિધવા અને કુંવારી.

(૬) હે ઈમાનવાળાઓ ! પોતાને અને પોતાના ઘરવાળાઓને એ આગથી બચાવો, જેનું ઈંધણ મનુષ્ય અને પથ્થર હશે, તેના પર તીવ્ર સ્વભાવના અને કડક ફરિશ્તાઓ નિયુક્ત છે. અલ્લાહ તેમને જે આદેશ આપે તેમાં તેઓ તેની અવજ્ઞા નથી કરતા, અને તેઓ એ જ કરે છે જેનો તેમને આદેશ મળે છે. (૭) હે લોકો ! જેમણે ઈન્કાર કર્યો છે, આજે બહાનું પ્રસ્તુત ન કરો, તમને એ જ બદલો મળી રહ્યો છે, જે તમે કરતા હતા.

(૮) અલ્લાહ સમક્ષ સાચી તૌબા કરો. આશા છે કે તમારો રબ તમારા ગુનાઓ માફ કરી દે અને તમને એવા બાગોમાં દાખલ કરે, જેના નીચે નહેરો વહેતી હશે, જે દિવસે અલ્લાહ પયગંબરને અને તેના સાથે ઈમાનવાળાઓને અપમાનિત નહીં કરે. તેમનો પ્રકાશ તેમના આગળ અને તેમની જમણી બાજુ દોડી રહ્યો હશે, તેઓ કહી રહ્યા હશે કે હે અમારા માલિક ! અમારા માટે અમારા પ્રકાશને પરિપૂર્ણ કરી દે અને અમને માફ કર. નિઃશંક તું દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

(૯) હે પયગંબર ! ઈન્કાર કરનારાઓ અને મુનાફિકો (દંભીઓ)થી જિહાદ (યુદ્ધ) કરો અને તેમના પર સખ્તાઈ કરો, અને તેમનું ઠેકાણું નર્ક છે અને તે ખરાબ ઠેકાણું છે. (૧૦) અલ્લાહ ઈન્કાર કરનારાઓ માટે દૃષ્ટાંત વર્ણવે છે નૂહની પત્નીનું અને લૂતની પત્નીનું. બંને અમારા બંદાઓમાંથી બે સદાચારી બંદાઓના દાંપત્યમાં હતી. પછી તેણીઓએ તેમના સાથે વિશ્વાસઘાત કર્યો, તો તે બંને અલ્લાહની સામે તેમના કંઈ કામ ન આવી શક્યા, અને બંનેને કહી દેવામાં આવ્યું કે આગમાં દાખલ થઈ જાઓ, દાખલ થવાવાળાઓની સાથે.

(૧૧) અને અલ્લાહ ઈમાનવાળાઓ માટે દૃષ્ટાંત વર્ણવે છે ફિરઔનની

પત્નીનું, જ્યારે કે તેણીએ કહ્યું કે હે મારા માલિક ! મારા માટે પોતાના પાસે જન્નત (સ્વર્ગ)માં એક ઘર બનાવી દે અને મને ફિરઔન અને તેના કૃત્યોથી બચાવી લે અને મને અત્યાચારી જાતિથી મુક્તિ આપ, (૧૨) અને ઈમરાનની પુત્રી મરયમ, જેણે પોતાના શીલની રક્ષા કરી. પછી અમે તેમાં અમારી રૂહ ફૂંકી દીધી અને તેણે પોતાના રબના કલેમાઓ (વાણી)ની અને તેના ગ્રંથોની પુષ્ટિ કરી, અને તે આજ્ઞાંકિતોમાંથી હતી.

●

## ૬૭. સૂરઃ અલ-મુલ્ક

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

★ **(૧) મોટો બરકતવાળો છે એ જેના હાથમાં સત્તા છે અને તે દરેક વસ્તુ** પર સામર્થ્ય ધરાવે છે, (૨) જેણે મૃત્યુ અને જીવન પેદા કર્યા, જેથી તમારી પરીક્ષા કરે કે તમારામાંથી કોણ સારાં કાર્યો કરે છે, અને તે પ્રભુત્વશાળી છે, ક્ષમાશીલ છે, (૩) જેણે બનાવ્યા સાત આકાશો ઉપર-નીચે, તમે રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)ની રચનામાં કોઈ વિકૃતિ નહીં જુઓ, પછી નજર નાખીને જોઈ લો, ક્યાંય તમને કોઈ વિક્ષેપ દેખાય છે. (૪) પછી વારંવાર નજર નાખીને જુઓ, નજર નિષ્ફળ, થાકીને તમારા તરફ પાછી આવી જશે.

(૫) અને અમે નજીકના આકાશને દીપકોથી સજાવ્યું છે, અને અમે તેને શૈતાનોને મારવાનું સાધન બનાવેલ છે, અને અમે તેમના માટે નર્કની યાતના તૈયાર રાખી છે, (૬) અને જે લોકોએ પોતાના રબ (પ્રભુ-પાલનહાર)નો ઈન્કાર કર્યો, તેમના માટે નર્કની યાતના છે, અને ખૂબ જ ખરાબ ઠેકાણું છે. (૭) જ્યારે તેમને તેમાં નાખવામાં આવશે, તેઓ તેની ગર્જના સાંભળશે, (૮) અને તે ઉછાળા મારતી હશે, એવું લાગશે કે તે ગુસ્સામાં ફાટી પડશે. જ્યારે તેમાં કોઈ સમૂહને નાખવામાં આવશે, તેનો દરવાન તેને પૂછશે, શું

તમારા પાસે કોઈ ડરાવનાર નથી આવ્યો ? (૯) તેઓ કહેશે કે હા, અમારા પાસે ડરાવનાર આવ્યો. પછી અમે તેને ખોટો ઠેરવી દીધો અને અમે કહ્યું કે અલ્લાહે કોઈ વસ્તુ અવતરિત કરી નથી, તમે લોકો મોટી પથભ્રષ્ટતામાં પડેલા છો, (૧૦) અને તેઓ કહેશે કે જો અમે સાંભળતા કે સમજતા તો અમે નર્કવાળાઓમાંથી ન હોત. (૧૧) આમ, તેઓ પોતના ગુનાઓનો સ્વીકાર કરશે. પછી ધિક્કાર થાય નર્કવાળાઓ પર.

(૧૨) જે લોકો પોતાના રબથી જોયા વગર ડરે છે, તેમના માટે માફી અને મોટું વળતર છે, (૧૩) અને તમે પોતાની વાત છુપાવીને કહો કે પોકારીને કહો, તે હૃદયોની વાત પણ જાણે છે. (૧૪) શું તે નહીં જાણે, જેણે પેદા કર્યા છે, અને તે સૂક્ષ્મદર્શી છે, સુમાહિતગાર છે.

(૧૫) એ જ છે, જેણે ધરતીને તમારા માટે આધીન કરી દીધી, તો તમે તેના માર્ગોમાં ચાલો અને તેની રોજીમાંથી ખાવ અને તેના જ તરફ ઉઠવાનું છે. (૧૬) શું તમે તેનાથી નિર્ભય થઈ ગયા છો, જે આકાશમાં છે કે તે તમને જમીનમાં ધસાવી દે, પછી તેઓ ધ્રુજવા લાગે. (૧૭) શું તમે તેનાથી, જે આકાશમાં છે, નિશ્ચિંત થઈ ગયા છો કે તે તમારા પર પથ્થરો વરસાવનાર હવા મોકલી દે, પછી તમે જાણી લો કે કેવી છે મારી ચેતવણી ! (૧૮) અને તેમણે ખોટું ઠેરવ્યું, જે આમનાથી પહેલા હતા. તો કેવી હતી મારી ફિટકાર !

(૧૯) શું તેઓ પક્ષીઓને પોતાના ઉપર નથી જોતા પાંખો ફેલાવેલા ? અને તેઓ તેને સમેટી પણ લે છે. રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) સિવાય કોઈ નથી જેણે તેમને પકડી રાખ્યા હોય. નિઃશંક, તે દરેક વસ્તુને જોઈ રહ્યો છે. (૨૦) છેવટે કોણ છે કે જેઓ તમારું લશ્કર બનીને રહમાનની સામે તમારી મદદ કરી શકે ? ઇન્કાર કરનારાઓ ધોકામાં પડેલા છે. (૨૧) છેવટે કોણ છે જે તમને રોજી આપે, જો અલ્લાહ પોતાની રોજી રોકી લે ? બલ્કે તેઓ વિદ્રોહ

પર વધારે ઉછળવા માટે હઠાગ્રહ કરે છે.

(૨૨) શું જે વ્યક્તિ ઊંધા મોઢે ચાલી રહ્યો હોય તે વધારે સાચો માર્ગ પામવાવાળો છે કે એ વ્યક્તિ જે સીધો એક સન્માર્ગ પર ચાલી રહ્યો હોય છે ? (૨૩) કહો કે એ જ છે જેણે તમને પેદા કર્યા અને તમારા માટે કાન અને આંખો અને હૃદય બનાવ્યા. તમે લોકો ભાગ્યે જ આભાર વ્યક્ત કરો છો. (૨૪) કહો કે એ જ છે, જેણે તમને ધરતીમાં ફેલાવ્યા અને તમે તેના જ તરફ એકત્ર કરવામાં આવશો.

(૨૫) અને તેઓ કહે છે કે આ વચન ક્યારે પૂરું થશે, જો તમે સાચા છો. (૨૬) કહો કે આનું જ્ઞાન અલ્લાહની પાસે છે અને હું કેવળ સ્પષ્ટ રૂપે ડરાવનાર છું. (૨૭) પછી જ્યારે તેઓ તેને નજીક આવતી જોશે, તો તેમના ચહેરા બગડી જશે જેમણે ઈન્કાર કર્યો, અને કહેવામાં આવશે કે આ જ છે એ વસ્તુ જે તમે માંગ્યા કરતા હતા. (૨૮) કહો કે જો અલ્લાહ મને નષ્ટ કરી દે અને એ લોકોને જેઓ મારા સાથે છે, અથવા અમારા પર દયા કરે, તો ઈન્કાર કરનારાઓને યાતનાથી કોણ બચાવશે. (૨૯) કહો, એ રહમાન છે, અમે તેના પર જ ઈમાન લાવ્યા અને તેના પર જ અમે ભરોસો કર્યો. પછી ટૂંક સમયમાં તમે જાણી લેશો કે ખુલ્લી પથભ્રષ્ટતામાં કોણ છે ? (૩૦) કહો કે બતાવો, જો તમારું પાણી નીચે ઉતરી જાય, તો કોણ છે જે તમારા માટે સ્વચ્છ પાણી લઈ આવે ?

●

## ૬૮. સૂરઃ અલ-કલમ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) નૂન. સોગંદ છે કલમના, અને જે કંઈ લોકો લખે છે. (૨) તમે પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની કૃપાથી દીવાના નથી, (૩) અને નિઃસંદેહ તમારા માટે ઈનામ છે ક્યારેય સમાપ્ત ન થનાર, (૪) અને નિઃસંદેહ તમે એક

ઉચ્ચ નૈતિકતા પર છો. (૫) પછી ટૂંક સમયમાં તમે જોશો અને તેઓ પણ જોશે (૬) કે તમારામાંથી કોને પાગલપન હતું ? (૭) તમારો રબ જ બરાબર જાણે છે જે તેના માર્ગથી ભટકેલો છે, અને તે માર્ગ પર ચાલવાવાળાઓને પણ સારી રીતે જાણે છે.

(૮) તેથી તમે એ ખોટું ઠેરવનારાઓનું કહેવું ન માનો. (૯) તેઓ ઇચ્છે છે કે તમે નરમ પડી જાઓ, તો તેઓ પણ નરમ પડી જાય, (૧૦) અને તમે એવા વ્યક્તિનું કહેવું ન માનો, જે ખૂબ જ સોગંદો ખાવાવાળો હોય, (૧૧) હીન હોય, મહેણા મારવાવાળો હોય, ચાડી ખાતો ફરતો હોય, (૧૨) સદ્કાર્યથી રોકવાવાળો હોય, હદ વટાવી જનારો હોય, હક્ક મારવા-વાળો હોય, (૧૩) પાષાણ-હૃદયી હોય, વધુમાં કુળહીન (હરામજાદો) હોય (૧૪) એ કારણે કે તે ધનવાન અને સંતાનોવાળો છે. (૧૫) જ્યારે તેને અમારી આયતો પઢીને સંભળાવવામાં આવે છે, તો તે કહે છે કે આ અગાઉના લોકોની અપ્રમાણિત વાતો છે. (૧૬) ટૂંક સમયમાં જ અમે તેના નાક પર ડામ આપીશું.

(૧૭) અમે તેમને પરીક્ષામાં નાખ્યા છે, જે રીતે અમે બાગવાળાઓને પરીક્ષામાં નાખ્યા હતા, જ્યારે તેમણે સોગંદ ખાધા કે તેઓ વહેલી સવારે અવશ્ય તેનું ફળ તોડશે, (૧૮) અને તેમણે 'ઇન્શા-અલ્લાહ' (જો ઇચ્છ્યું તો) ન કહ્યું. (૧૯) પછી અમે એ બાગ પર તારા પ્રભુ-પાલનહાર તરફથી એક ફરવાવાળો ફરી ગયો અને તેઓ ઊંઘી રહ્યા હતા. (૨૦) પછી સવારે તે એવો રહી ગયો જાણે કાપેલો પાક ! (૨૧) પછી વહેલી સવારે તેમણે એક-બીજાને પોકાર્યા (૨૨) કે પોતાના ખેતર પર સવાર-સવારમાં જ ચાલો, જો તમને ફળ તોડવા છે. (૨૩) પછી તેઓ ચાલી નીકળ્યા અને તેઓ પરસ્પર ચુપકે-ચુપકે કહી રહ્યા હતા (૨૪) કે આજે કોઈ વંચિત અને નિર્ધન તમારા પાસે બાગમાં ન આવવા પામે, (૨૫) અને તેઓ પોતાને ન આપવા માટે સમર્થ સમજીને

ચાલ્યા. (૨૬) પછી જ્યારે બાગને જોયો, તો કહ્યું કે આપણે રસ્તો ભૂલી ગયા, (૨૭) બલ્કે આપણે વંચિત થઈ ગયા. (૨૮) તેમાં જે સારો માણસ હતો તેણે કહ્યું, મેં તમને નહોતું કહ્યું કે તમે લોકો તસ્બીહ (અલ્લાહનો મહિમાગાન) કેમ નથી કરતા ? (૨૯) તેમણે કહ્યું કે આપણો રબ પવિત્ર છે. નિઃશંક આપણે અત્યાચારી હતા. (૩૦) પછી તેઓ પરસ્પર એક-બીજા પર આરોપ મૂકવા લાગ્યા. (૩૧) તેમણે કહ્યું, અફસોસ છે આપણા પર, ચોક્કસ આપણે હદ વટાવી જનારા લોકો હતા. (૩૨) કદાચ, આપણો રબ આપણને આનાથી સારો બાગ આના બદલામાં આી દે, આપણે તેના જ તરફ પાછા વળીએ છીએ. (૩૩) આ જ રીતે આવે છે યાતના અને આખિરત (પરલોક)ની યાતના આનાથી પણ મોટી છે, કદાચ આ લોકો જાણતા.

(૩૪) નિઃશંક, ડરવાવાળાઓ માટે તેમના રબની પાસે કૃપાઓથી ભરપૂર બાગ છે. (૩૫) શું અમે આજ્ઞાંકિતોને અવજ્ઞાકારીઓના સમાન કરી દઈશું ? (૩૬) તમને શું થયું, તમે કેવાં નિર્ણયો કરો છો ? (૩૭) શું તમારા પાસે કોઈ ગ્રંથ છે, જેમાં તમે વાંચો છો ? (૩૮) આમાં તમારા માટે એ છે, જેને તમે પસંદ કરો છો. (૩૯) શું તમારા માટે અમારા પર સોગંદો છે કયામત સુધી બાકી રહેવાવાળી કે તમારા માટે એ જ બધું છે જે તમે નિર્ણય કરો. (૪૦) તેમને પૂછો કે આમાંથી કોણ આનો જવાબદાર છે ? (૪૧) શું તેમનાં અમુક ભાગીદારો છે ? તો તેઓ પોતાના ભાગીદારોને લાવે, જો તેઓ સાચા છે.

(૪૨) જે દિવસે હકીકતથી પરદો ઉઠાવવામાં આવશે અને લોકોને સિજદા (દંડવત્) માટે બોલાવવામાં આવશે, તો તેઓ સિજદો નહીં કરી શકે. (૪૩) તેમની નજરો ઝૂકેલી હશે, તેમના પર અપમાન છવાયેલું હશે, અને તેમને સિજદા માટે બોલાવવામાં આવતા હતા અને તેઓ હૃષ્ટપુષ્ટ-તંદુરસ્ત હતા. (૪૪) પછી છોડો મને અને તેમને, જેઓ આ વાણીને ખોટી ઠેરવે છે,

અમે તેમને ધીમે-ધીમે લાવી રહ્યા છીએ જયાંથી તેઓ નથી જાણતા, (૪૫) અને હું તેમને મહેતલ આપી રહ્યો છું. નિઃશંક મારી યુક્તિ દઢ છે.

(૪૬) શું તમે તેમનાથી વળતર માંગો છો કે તેઓ તેના દંડથી દબાઈ જઈ રહ્યા છે? (૪૭) કે તેમના પાસે અદશ્ય (નું જ્ઞાન) છે? પછી તેઓ લખી રહ્યા છે. (૪૮) તેથી પોતાના પ્રભુ-પાલનહારના નિર્ણય સુધી ધૈર્ય રાખો અને માછલીવાળાની જેમ ન બની જાઓ, જ્યારે તેણે પોકાર્યો અને તે દુઃખથી ભરેલો હતો. (૪૯) જો તેના રબની મહેરબાની તેના સાથે ન હોત, તો તે નિંદાપાત્ર બનીને સપાટ મેદાનમાં ફેંકી દેવામાં આવતો. (૫૦) પછી તેના પ્રભુ-પાલનહારે તેને નવાજ્યો, પછી તેને સદાચારીઓમાં સામેલ કરી દીધો, (૫૧) અને આ ઈન્કાર કરનારાં લોકો જ્યારે શિખામણને સાંભળે છે, તો એ રીતે તમને જુએ છે, જાણે પોતાની નજરોથી તમને સરકાવી દેશે, અને કહે છે કે આ અવશ્ય દીવાનો છે, (૫૨) અને આ જગતવાસીઓ માટે કેવળ એક અનુસ્મરણ છે.

•

## ૬૯. સૂરઃ અલ-હાક્કા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) તે ઘટિત થનાર! (૨) શું છે તે ઘટિત થનાર? (૩) અને તમે શું જાણો કે શું છે તે ઘટિત થનાર? (૪) સમૂદ અને આદ (ની જાતિએ) આ ખખડાવનારી વસ્તુને ખોટી ઠેરવી. (૫) પછી સમૂદ, તો તેમને એક ભયાનક દુર્ઘટનાથી નષ્ટ કરી દેવામાં આવ્યા, (૬) અને આદ, તો તેમને એક તીવ્ર અને પ્રચંડ હવાથી નષ્ટ કરી નાખવામાં આવ્યા. (૭) તેને અલ્લાહે સાત રાત અને સાત દિવસ તેમના પર વ્યાપ્ત રાખી. પછી તમે જુઓ છો કે ત્યાં તેઓ એ રીતે પડેલા છે, જાણે કે તેઓ ખજૂરોના બોદાં થડ હોય! (૮) તો શું તમને તેમાંથી કોઈ બચેલો

દેખાય છે ? (૯) અને ફિરઔન અને તેનાથી અગાઉના લોકોને અને ઊંધી પડેલી વસ્તીઓએ અપરાધ કર્યો. (૧૦) તેમણે પોતાના પ્રભુ-પાલનહારના પયગંબરોની અવજ્ઞા કરી, તો અલ્લાહે તેમને ખૂબ જ કઠોર રીતે પકડ્યા, (૧૧) અને જ્યારે પાણી હદથી ઉપર જતું રહ્યું, તો અમે તેમને નૌકામાં સવાર કરી દીધા, (૧૨) જેથી અમે તેને તમારા માટે યાદગાર બનાવી દઈએ, અને યાદ રાખવાવાળા કાન તેમને યાદ રાખે.

(૧૩) પછી જ્યારે રણશિંગામાં ફૂંક મારવામાં આવશે, (૧૪) અને ધરતી અને પહાડોને ઉઠાવીને એક જ વારમાં કણ-કણ કરી દેવામાં આવશે, (૧૫) તો એ દિવસે ઘટિત થનાર ઘટિત થઈ જશે (૧૬) અને આકાશ ફાટી જશે, તો તે એ દિવસે તદ્દન બોદું હશે, (૧૭) અને ફરિશ્તાઓ તેના કિનારાઓ પર હશે, અને તારા પ્રભુ-પાલનહારના રાજ-સિંહાસન (અર્શ)ને એ દિવસે આઠ ફરિશ્તાઓએ પોતાના ઉપર ઉઠાવી રાખ્યું હશે. (૧૮) એ દિવસે તમને રજૂ કરવામાં આવશે. તમારી કોઈ વાત છુપી નહીં હોય.

(૧૯) પછી જે વ્યક્તિને તેનું કર્મ-પત્રક તેના જમણા હાથમાં આપવામાં આવશે, તો તે કહેશે કે લો, મારું કર્મ-પત્રક વાંચો. (૨૦) મેં વિચાર્યું હતું કે મારો હિસાબ રજૂ થવાનો છે. (૨૧) પછી તે એક મનગમતા આનંદમાં હશે, (૨૨) ઉચ્ચ બાગોમાં, (૨૩) તેના ફળો ઝૂકી પડતા હશે. (૨૪) ખાવ અને પીવો મજાની સાથે, એ કર્મોના બદલામાં જે તમે વિતેલા દિવસોમાં કર્યા છે, (૨૫) અને જે વ્યક્તિનું કર્મ-પત્રક તેના ડાબા હાથમાં આપવામાં આવશે, તો તે કહેશે, કાશ ! મારું કર્મ-પત્રક મને આપવામાં જ ન આવ્યું હોત ! (૨૬) અને હું ન જાણતો કે મારો હિસાબ શું છે. (૨૭) કાશ ! એ જ મૃત્યુ અંતિમ અને નિર્ણાયક હોત ! (૨૮) મારું ધન મારા કામ ન આવ્યું.(૨૯) મારી સત્તા સમાપ્ત થઈ ગઈ. (૩૦) આ વ્યક્તિને પકડો, પછી તેને તોક પહેરાવો.

(૩૧) પછી તેને નર્કમાં દાખલ કરી દો. (૩૨) પછી એક જંજીરમાં, જેની લંબાઈ સિત્તેર હાથ છે, જકડી દો. (૩૩) આ વ્યક્તિ મહાન અલ્લાહ પર ઈમાન નહોતો રાખતો, (૩૪) અને ગરીબોને ભોજન કરાવવા માટે પ્રોત્સાહન નહોતો આપતો. (૩૫) તેથી આજે અહીં તેનો કોઈ હમદર્દ નથી, (૩૬) અને જખમોના ધોવાણ સિવાય તેના માટે કોઈ ભોજન નથી. (૩૭) તેને ગુનેગારો સિવાય કોઈ નહીં ખાય.

(૩૮) પછી નહીં, હું સોગંદ ખાઉં છું એ વસ્તુઓની જેને તમે જુઓ છો, (૩૯) અને જેને તમે નથી જોતા. (૪૦) નિઃશંક, આ એક પ્રતિષ્ઠિત સંદેશ-વાહકની વાણી છે, (૪૧) અને તે કોઈ શાયર (કવિ)ની વાણી નથી. તમે ભાગ્યે જ ઈમાન લાવો છો, (૪૨) અને આ કોઈ જ્યોતિષીની વાણી નથી. તમે ભાગ્યે જ વિચાર કરો છો. (૪૩) સૃષ્ટિના માલિક અને પાલનહાર તરફથી ઉતારેલ છે (૪૪) અને જો તે કોઈ વાત ઘડીને અમારા સાથે જોડતો (૪૫) તો અમે તેનો જમણો હાથ પકડતા, (૪૬) પછી અમે તેની હૃદયની નસ કાપી નાખતા, (૪૭) પછી તમારામાંથી કોઈ તેનાથી અમને રોકવાવાળા ન હોત, (૪૮) અને નિઃશંક આ અનુસ્મરણ છે ડરવાવાળાઓ માટે, (૪૯) અને અમે જાણીએ છીએ કે તમારામાં તેને ખોટું ઠેરવનારાં છે, (૫૦) અને તે ઇન્કાર કરનારાઓ માટે પસ્તાવો છે, (૫૧) અને આ નિશ્ચિત અને વિશ્વસનીય સત્ય છે. (૫૨) તેથી તમે પોતાના મહાન પ્રભુ-પાલનહારનો મહિમાગાન કરો.

•

## ૭૦. સૂરઃ અલ-મઆરિજ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) માંગવાવાળાએ યાતના માંગી ઘટિત થનાર. (૨) ઇન્કાર કરનારાઓ માટે કોઈ તેને હટાવનાર નથી. (૩) અલ્લાહ તરફથી જે સીડીઓનો માલિક

છે. (૪) તેના તરફ ફરિશ્તાઓ અને જિબ્રઈલ ચઢીને જાય છે, એક એવા દિવસે જેનું પ્રમાણ પચાસ હજાર વર્ષ છે. (૫) તેથી તમે ધૈર્ય રાખો, ઉમદા રીતે ધૈર્ય. (૬) તેઓ તેને દૂર જુએ છે, (૭) અને અમે તેને નજીક જોઈ રહ્યા છીએ, (૮) જે દિવસે આકાશ તેલના કીટા જેવું થઈ જશે, (૯) અને પહાડો પીંજેલા ઊનની જેમ, (૧૦) અને કોઈ મિત્ર કોઈ મિત્રને નહીં પૂછે, (૧૧) (જ્યારે કે) તેઓ તેમને બતાવવામાં આવશે. ગુનેગાર ઈચ્છશે કે કાશ, એ દિવસની યાતનાથી બચવા માટે પુત્રો (૧૨) અને પોતાની પત્નીઓ અને પોતાના ભાઈ (૧૩) અને પોતાના પરિવારને, જે તેને શરણ આપવાવાળું હતા, (૧૪) અને તમામ જગતવાસીઓને ફિદયા (અર્થ-દંડ)માં આપીને પોતાને બચાવી લે.

(૧૫) કદાપિ નહીં, તે તો ભડકે બળતી આગની જવાળાઓ હશે, (૧૬) જે ચામડી ઉતારી નાખશે. (૧૭) તે દરેક એ વ્યક્તિને બોલાવશે જેણે પીઠ ફેરવી અને અવગણના કરી, (૧૮) જમા કર્યું અને ગણી-ગણીને રાખ્યું. (૧૯) નિઃશંક, મનુષ્ય કાચા મનનો પેદા થયો છે. (૨૦) જ્યારે તેને તકલીફ પહોંચે છે તો તે ગભરાઈ જાય છે (૨૧) અને જ્યારે તેને સંપન્નતા પ્રાપ્ત થાય છે, તો કંજૂસી કરવા લાગે છે, (૨૨) પરંતુ એ નમાઝ પઢનાર, (૨૩) જેઓ પોતાની નમાઝની પાબંદી કરે છે, (૨૪) અને જેમનાં ધનમાં નિર્ધારિત હક્ક છે (૨૫) માંગનારાઓનો અને નિર્ધનોનો, (૨૬) અને જેઓ ન્યાયના દિવસ પર વિશ્વાસ રાખે છે, (૨૭) અને જેઓ પોતાના પ્રભુ-પાલનહારની યાતનાથી ડરે છે. (૨૮) નિઃશંક, તેમના પ્રભુ-પાલનહારની યાતનાથી કોઈએ નીડર ન હોવું જોઈએ, (૨૯) અને જેઓ પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરે છે, (૩૦) પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાના આધીન સ્ત્રીઓથી, પછી તેમના માટે તેમના પર કોઈ દોષ નથી. (૩૧) પછી જે વ્યક્તિ તેના સિવાય કંઈ અન્ય ચાહે, તો એ જ લોકો હદ વટાવી જનારાં છે, (૩૨) અને જેઓ

પોતાની અમાનતો અને પોતાની પ્રતિજ્ઞાને નિભાવે છે, (૩૩) અને જેઓ પોતાની સાક્ષીઓ પર અટલ રહે છે, (૩૪) અને જેઓ પોતાની નમાઝની રક્ષા કરે છે. (૩૫) આ જ લોકો જન્નતોમાં સન્માનની સાથે રહેશે.

(૩૬) પછી આ ઈન્કાર કરનારાઓને શું થઈ ગયું છે કે તેઓ તમારા તરફ દોડતા આવી રહ્યા છે, (૩૭) જમણી બાજુથી અને ડાબી બાજુથી ટોળે-ટોળા. (૩૮) શું તેમાંથી દરેક વ્યક્તિ એ લાલસા રાખે છે કે તેને કૃપાઓથી ભરપૂર બાગમાં દાખલ કરી દેવામાં આવશે. (૩૯) કદાપિ નહીં, અમે તેમને પેદા કર્યા છે એ વસ્તુથી જેને તેઓ જાણે છે.

(૪૦) પછી નહીં, હું સોગંદ ખાઉં છું પૂર્વ દિશાઓ અને પશ્ચિમ દિશાઓના પ્રભુ-પાલનહારના, અમે તેના પર સમર્થ છીએ (૪૧) કે બદલીને તેમનાથી વધારે ઉત્તમ લઈ આવીએ, અને અમે વિવશ નથી. (૪૨) તેથી તેમને છોડી દો કે તેઓ વાતો બનાવે અને રમત કરે, ત્યાં સુધી કે તેઓ પોતાના એ દિવસનો સામનો કરે, જેનું તેમને વચન આપવામાં આવી રહ્યું છે, (૪૩) જે દિવસે કબરોથી નીકળી પડશે દોડતાં, જાણે તેઓ કોઈ લક્ષ્ય તરફ ભાગી રહ્યા હોય, (૪૪) તેમની નજરો ઝૂકેલી હશે, તેમના પર અપમાન છવાયેલું હશે, આ છે એ દિવસ જેનું તેમને વચન આપવામાં આવ્યું હતું.

●

## ૭૧. સૂરઃ નૂહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અમે નૂહને તેની જાતિ તરફ પયગંબર બનાવીને મોકલ્યો કે પોતાની જાતિના લોકોને સાવધાન કરી દો, એનાથી પહેલા કે તેમના પર એક પીડાદાયક યાતના આવી જાય. (૨) તેણે કહ્યું કે હે મારી જાતિના લોકો ! હું તમારા માટે એક સ્પષ્ટ ડરાવનાર છું (૩) કે તમે અલ્લાહની ઉપાસના કરો અને તેનાથી

ડરો અને મારું અનુસરણ કરો. (૪) અલ્લાહ તમારા ગુનાઓથી દરગુજર કરશે અને તમને એક નિશ્ચિત સમય સુધી બાકી રાખશે. નિઃશંક, જ્યારે અલ્લાહનો નિર્ધારિત કરેલ સમય આવી જાય છે, તો પછી તે ટાળી શકાતો નથી. કદાચ, તમે તેને જાણતા.

(૫) નૂહે કહ્યું કે હે મારા માલિક ! મેં મારી જાતિને રાત-દિવસ પોકારી, (૬) પરંતુ મારી પોકારે તેમના દૂર થવામાં જ વધારો કર્યો, (૭) અને મેં જ્યારે પણ તેમને બોલાવ્યા કે તું તેમને માફ કરી દે, તો તેમણે પોતાના કાનોમાં આંગળીઓ નાખી દીધી અને પોતાના ઉપર પોતાના કપડાં લપેટી લીધા અને જીદ પર અડી ગયા અને ખૂબ ઘમંડ કર્યો. (૮) પછી મેં તેમને ખુલ્લંખુલ્લા પોકાર્યા, (૯) પછી મેં તેમનામાં જાહેર પ્રચાર કર્યો, અને તેમને ચુપકેથી સમજાવ્યા. (૧૦) મેં કહ્યું કે પોતાના પ્રભુ-પાલનહારથી માફી માંગો, નિઃસંદેહ તે મોટો માફ કરનાર છે. (૧૧) તે તમારા પર આકાશથી ખૂબ વરસાદ વરસાવશે, (૧૩) અને તમારા ધનદોલત અને સંતાનમાં વૃદ્ધિ કરશે, અને તમારા માટે બગીચાઓ પેદા કરશે, અને તમારા માટે નહેરો વહાવી દેશે. (૧૩) તમને શું થઈ ગયું છે કે તમે અલ્લાહ માટે ગૌરવની આશા રાખતા નથી, (૧૪) જ્યારે કે તેણે તમને વિભિન્ન રીતે બનાવ્યા. (૧૫) શું તમે જોયું નથી કે અલ્લાહે કેવી રીતે સાત આકાશ ઉપર-નીચે બનાવ્યા, (૧૬) અને તેમાં ચંદ્રને પ્રકાશ અને સૂર્યને દીપક બનાવ્યો, (૧૭) અને અલ્લાહે તમને જમીનમાંથી વિશિષ્ટ રૂપે ઊગાડ્યા. (૧૮) પછી તે તમને જમીનમાં પાછો લઈ જશે, અને પછી તેનાથી તમને બહાર લઈ આવશે, (૧૯) અને અલ્લાહે જમીનને તમારા માટે સમતળ બનાવી, (૨૦) જેથી તમે તેના ખુલ્લા માર્ગો પર ચાલો.

(૨૧) નૂહે કહ્યું કે હે મારા માલિક ! આમણે મારું કહ્યું ન માન્યું અને એવા માણસોનું અનુસરણ કર્યું, જેમના ધન અને સંતાનોએ તેમના નુકસાનમાં વધારો

કર્યો, (૨૨) અને તેમણે મોટી-મોટી યુક્તિઓ કરી, (૨૩) અને તેમણે કહ્યું કે તમે પોતાના ઉપાસ્યોને કદાપિ ન છોડજો, અને તમે કદાપિ ન છોડજો 'વદ્દ'ને અને 'સુવાઅ'ને અને 'યગૂષ'ને અને 'નસ્ર'ને, (૨૪) અને તેમણે ઘણા લોકોને બહેકાવ્યા, અને હવે તું એ પથભ્રષ્ટ લોકોની પથભ્રષ્ટતામાં વધારો કર. (૨૫) પોતાના ગુનાઓના કારણે તેમને ડૂબાડી દેવામાં આવ્યા, પછી તેમને આગમાં દાખલ કરી દેવામાં આવ્યા. પછી તેમને પોતાના માટે અલ્લાહથી બચાવનાર કોઈ મદદગાર ન મળ્યો.

(૨૬) અને નૂહે કહ્યું કે હે મારા માલિક ! તું આ ઈન્કાર કરનારાઓમાંથી કોઈને ધરતી પર વસનારો ન છોડ. (૨૭) જો તેં તેમને છોડી દીધા તો આ લોકો તારા બંદાઓને પથભ્રષ્ટ કરશે અને તેમના વંશમાંથી જે પણ પેદા થશે તે દુરાચારી અને વ્યભિચારી અને સખત ઈન્કાર કરનાર જ હશે. (૨૮) હે મારા માલિક ! મને માફ કર, અને મારા માતા-પિતાને માફ કર અને જે મારા ઘરમાં ઈમાનવાળો બનીને દાખલ થયો, તો તેને માફ કર, અને સૌ ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને માફ કરી દે, અને અત્યાચારીઓ માટે વિનાશ સિવાય કોઈ વસ્તુમાં વૃદ્ધિ ન કર.

●

## ૭૨. સૂરઃ અલ-જિન્ન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કહો કે મને વહી (દિવ્ય પ્રકાશના) કરવામાં આવી છે કે જિન્નાતના એક સમૂહે કુર્આન સાંભળ્યું, તો તેમણે કહ્યું કે અમે એક અનોખું કુર્આન સાંભળ્યું છે, (૨) જે માર્ગદર્શનનો રસ્તો બતાવે છે, તો અમે તેના પર ઈમાન લાવ્યા અને અમે અમારા પ્રભુ-પાલનહારની સાથે કોઈને ભાગીદાર નહીં બનાવીએ, (૩) અને એ કે અમારા પ્રભુ-પાલનહારનો પ્રતાપ ખૂબ જ ઉચ્ચ છે. તેણે ન

કોઈ પત્ની બનાવી છે અને ન સંતાન, (૪) અને એ કે આપણો મૂર્ખ વ્યક્તિ અલ્લાહ વિશે ખૂબ જ સત્ય-વિરુદ્ધ વાતો કહેતો હતો, (૫) અને અમે કલ્પના કરી હતી કે મનુષ્ય અને જિન્ન, અલ્લાહની શાનમાં કદી જૂઠ વાત નહીં કહે, (૬) અને એ કે મનુષ્યોમાં અમુક એવા હતા જેઓ જિન્નાતમાંથી કેટલાકનું શરણ લેતા હતા, તો તેમણે જિન્નાતનો ઘમંડ ખૂબ વધારી દીધો, (૭) અને એ કે તેમણે પણ અનુમાન કર્યું, જેમ કે તમારું અનુમાન હતું કે અલ્લાહ કોઈને નહીં ઉઠાવે.

(૮) અને અમે આકાશનું અવલોકન કર્યું, તો અમે જોયું કે તે કઠોર પહેરેદારો અને જ્વાળાઓથી ભરેલું છે, (૯) અને અમે તેના કેટલાક ઠેકાણાઓમાં સાંભળવા માટે બેસતા હતા, તો હવે જો કોઈ સાંભળવા ઇચ્છે છે તો તેઓ પોતાના માટે એક જ્વાળા તૈયાર જુએ છે, (૧૦) અને અમે નથી જાણતા કે આ ધરતીવાળાઓ માટે કોઈ બૂરાઈ કરવાનો ઈરાદો છે કે તેમના પ્રભુ-પાલનહારે તેમના સાથે ભલાઈનો ઈરાદો કર્યો છે, (૧૧) અને એ કે આપણામાંથી કેટલાક સદાચારી છે અને કેટલાક બીજા પ્રકારના. આપણે જુદી-જુદી પદ્ધતિઓ પર છીએ, (૧૨) અને એ કે અમે સમજી લીધું કે આપણે ધરતીમાં અલ્લાહને હરાવી શકતા નથી, અને ન ભાગીને તેને હરાવી શકીએ છીએ, (૧૩) અને એ કે અમે જ્યારે માર્ગદર્શનની વાત સાંભળી તો અમે તેના પર ઈમાન લાવ્યા. પછી જે વ્યક્તિ પોતાના પ્રભુ-પાલનહાર પર ઈમાન લાવશે, તો તેને ન કોઈ અભાવની આશંકા હશે અને ન કોઈ અતિશયોક્તિની, (૧૪) અને એ કે આપણામાં કેટલાક આજ્ઞાંકિત છે અને આપણામાં કેટલાક માર્ગભ્રષ્ટ છે. પછી જેમણે આજ્ઞાપાલન કર્યું, તો તેમણે ભલાઈનો માર્ગ શોધી લીધો, (૧૫) અને જે લોકો માર્ગભ્રષ્ટ છે, તો તેઓ નર્કનું ઈંધણ હશે.

(૧૬) અને (મને વહી કરવામાં આવી છે કે) આ લોકો જો માર્ગ પર અડગ

થઈ જાય તો અમે તેમને ખૂબ સંતૃપ્ત કરતા, (૧૭) જેથી તેમાં તેમની પરીક્ષા કરીએ, અને જે વ્યક્તિ પોતાના પ્રભુ-પાલનહારના સ્મરણથી મોઢું ફેરવશે, તો તે તેને કઠોર યાતનામાં ગ્રસ્ત કરશે, (૧૮) અને એ કે મસ્જિદો અલ્લાહ માટે છે, પછી તમે અલ્લાહની સાથે કોઈને ન પોકારો, (૧૯) અને એ કે જ્યારે અલ્લાહનો બંદો તેને પોકારવા માટે ઊભો થાય, તો લોકો તેના પર તૂટી પડવા તૈયાર થઈ ગયા, (૨૦) કેમ કે હું કેવળ મારા પ્રભુ-પાલનહારને પોકારું છું અને તેના સાથે કોઈને ભાગીદાર નથી બનાવતો. (૨૧) કહો કે હું તમારા લોકો માટે ન કોઈ નુકસાનો અધિકાર રાખું છું અને ન કોઈ ભલાઈનો. (૨૨) કહો કે મને અલ્લાહથી કોઈ બચાવી શકતું નથી, અને ન હું તેના સિવાય કોઈ શરણ મેળવી શકું છું. (૨૩) બસ, અલ્લાહ તરફથી જ પહોંચાડી દેવાનું છે અને તેના સંદેશને અદા કરી દેવાનું છે, અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબરની અવજ્ઞા કરશે, તો તેના માટે નર્કની આગ છે, જેમાં તેઓ હંમેશા રહેશે.

(૨૪) ત્યાં સુધી કે જ્યારે તેઓ જોશે એ વસ્તુને, જેનું તેમને વચન આપવામાં આવી રહ્યું છે, તો તેઓ જાણી લેશે કે કોના સહાયકો અસમર્થ છે અને કોણ સંખ્યામાં ઓછા છે. (૨૫) કહો કે હું નથી જાણતો કે જે વસ્તુનું તમને વચન આપવામાં આવી રહ્યું છે તે નજીક છે કે મારા પ્રભુ-પાલનહારે તેના માટે લાંબી મુદત નિર્ધારિત કરી રાખી છે. (૨૬) ગૈબ (અદૃશ્ય)ને જાણવાવાળો એ જ છે. તે પોતાના 'ગૈબ'થી કોઈને માહિતગાર કરતો નથી, (૨૭) સિવાય એ પયગંબરના જેને તેણે પસંદ કર્યો હોય, તો તે તેના આગળ અને પાછળ સંરક્ષકો લગાવી દે છે, (૨૮) જેથી અલ્લાહ જાણી લે કે તેમણે પોતાના પ્રભુ-પાલનહારના સંદેશાઓ પહોંચાડી દીધા છે અને તેણે તેમના વાતાવરણને ઘેરી રાખ્યું છે અને તેણે દરેક વસ્તુને ગણી રાખી છે.

●

# ૫૧. સૂરઃ અલ-મુઝ્ઝમ્મિલ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે કપડાંમાં લપેટાનારાં ! (૨) રાત્રે કિયામ કરો (ઊભા રહો), પરંતુ થોડો ભાગ, (૩) અડધી રાત અથવા તેનાથી થોડુંક ઓછું કરી લો, (૪) અથવા તેનાથી થોડુંક વધારી દો, અને કુર્આન થોભી-થોભીને પઢો. (૫) અમે તમારા પર એક ભારે વાત નાખવાના છીએ.

(૬) નિશ્ચિતપણે, (ઉપાસના માટે) રાત્રે ઉઠવું ખૂબ જ કઠિન છે (પણ મનને વશમાં કરવા ખૂબ જ શ્રેયસ્કર છે) અને વાત બરાબર નીકળે છે. (૭) નિઃશંક તમને દિવસે ખૂબ જ કામ રહે છે, (૮) અને પોતાના પ્રભુ-પાલનહારનું નામ યાદ કરો અને તેના તરફ એકાગ્રચિત્ત થઈ જાઓ સૌથી અલગ થઈને. (૯) તે પૂર્વ અને પશ્ચિમનો માલિક છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેથી તમે તેને પોતાનો કાર્યસાધક બનાવી લો, (૧૦) અને લોકો જે કંઈ કહે છે તેના પર ધૈર્ય રાખો, અને ભલી રીતે તેમનાથી અલગ થઈ જાઓ, (૧૧) અને ખોટું ઠેરવનાર સુખી-સંપન્ન લોકોનો મામલો મારા પર છોડી દો, અને તેમને થોડી ઢીલ આપી દો. (૧૨) અમારા પાસે બેડીઓ છે અને નર્ક છે, (૧૩) અને ગળામાં ફસાઈ જનાર ભોજન છે અને પીડાદાયક યાતના છે. (૧૪) જે દિવસે જમીન અને પહાડો હલવા લાગશે અને પહાડો રેતીના લપસણા ઢગલા થઈ જશે.

(૧૫) અમે તમારા તરફ એક પયગંબર મોકલ્યો છે, તમારા પર સાક્ષી બનાવીને, જે રીતે અમે ફિરઔન તરફ એક પયગંબર મોકલ્યો. (૧૬) પછી ફિરઔને પયગંબરનું કહેવું ન માન્યું, તો અમે તને પકડ્યો, કઠોર રીતે પકડ્યો. (૧૭) તેથી જો તમે ઇન્કાર કર્યો, તો તમે એ દિવસની યાતનાથી કેવી રીતે બચશો જે બાળકોને વૃદ્ધ કરી નાખશે, (૧૮) જેમાં આકાશ ફાટી જશે. નિઃશંક, તેનું વચન પૂરું થઈને રહેશે. (૧૯) આ એક શિખામણ છે, પછી જે ઇચ્છે

પોતાના પ્રભુ-પાલનહાર તરફ જવાનો માર્ગ અપનાવી લે.

(૨૦) નિઃશંક, તમારો પ્રભુ-પાલનહાર જાણે છે કે તમે બે-તૃત્યાંશ રાત જેટલો કે અડધી કે એક-તૃત્યાંશ રાત જેટલો કિયામ કરો છો (બંદગીમાં ઊભા રહો છો), અને એક સમૂહ તમારા સાથીઓમાંથી પણ, અને અલ્લાહ જ રાત અને દિવસનો અંદાજ નિશ્ચિત કરે છે. તેણે જાણ્યું કે તમે તેને નિભાવી નહીં શકો. તેથી તેણે તમારા પર મહેરબાની કરી. હવે કુર્આનમાંથી પઢો જેટલું તમારા માટે સરળ હોય. તેણે જાણ્યું કે તમારામાં બીમાર હશે અને કેટલાક લોકો અલ્લાહની કૃપાની શોધમાં ભૂમિમાં સફર કરશે, અને બીજા એવા લોકો પણ હશે જેઓ અલ્લાહના માર્ગમાં જિહાદ કરશે. તેથી તેમાંથી પઢો જેટલું તમને સરળ હોય, અને નમાઝની સ્થાપના કરો અને ઝકાત (ધર્મદાન) આપો અને અલ્લાહને ઋણ આપો, ઉત્તમ ઋણ; અને જે ભલાઈ તમે પોતાના માટે મોકલશો તેને અલ્લાહના ત્યાં હાજર જોશો. તે ઉત્તમ છે અને સવાબ (પુણ્ય)માં વધારે, અને અલ્લાહથી માફી માંગો. નિઃશંક અલ્લાહ ક્ષમાશીલ, મહેરબાન છે.

●

## ૭૪. સૂરઃ અલ-મુદ્દસ્સિર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) હે કપડાંમાં લપેટાનારાં ! (૨) ઊઠો અને લોકોને ડરાવો, (૩) અને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની મહાનતાનું વર્ણન કરો, (૪) અને પોતાના કપડાં પવિત્ર રાખો, (૫) અને ગંદકીને છોડી દો (૬) અને એવું ન કરો કે ઉપકાર કરો અને વધારે બદલાની ઇચ્છા કરો, (૭) અને પોતાના પ્રભુ-પાલનહાર માટે ધૈર્ય રાખો.

(૮) પછી જ્યારે રણશિંગુ ફૂંકવામાં આવશે, (૯) તો તે ખૂબ કઠિન દિવસ હશે (૧૦) ઇન્કાર કરનારાઓ માટે સરળ નહીં હોય. (૧૧) છોડો મને અને

એ વ્યક્તિને, જેને મેં પેદા કર્યો એકલો (૧૨) અને તેને પુષ્કળ ધન આપ્યું (૧૩) અને પાસે રહેવાવાળા પુત્રો (૧૪) અને બધા પ્રકારનો સામાન તેને ઉપલબ્ધ કરી દીધો. (૧૫) પછી તે લાલચ રાખે છે કે હું તેને હજુ વધારે આપું. (૧૬) કદાપિ નહીં, તે અમારી આયતોનો વિરોધી છે. (૧૭) ટૂંક સમયમાં તેને એક કઠિન ચઢાઈ ચઢાવીશ.

(૧૮) તેણે વિચાર્યું અને વાત બનાવી. (૧૯) પછી તેનો નાશ થાય, તેણે કેવી વાત બનાવી. (૨૦) પછી તેનો નાશ થાય, તેણે કેવી વાત બનાવી. (૨૧) પછી તેણે જોયું. (૨૨) પછી તેણે ભવાં ચઢાવ્યા અને મોઢું બનાવ્યું. (૨૩) પછી પીઠ ફેરવી અને ઘમંડ કર્યો. (૨૪) પછી બોલ્યો, આ તો માત્ર એક જાદૂ છે જે અગાઉથી ચાલતું આવી રહ્યું છે. (૨૫) આ તો બસ મનુષ્યની વાણી છે.

(૨૬) હું તેને ટૂંક સમયમાં નર્કમાં દાખલ કરીશ, (૨૭) અને તમે શું જાણો કે શું છે નર્ક? (૨૮) ન બાકી રહેવા દેશે અને ન છોડશે. (૨૯) ચામડી બાળી નાખનારી (૩૦) તેના પર ઓગણીસ ફરિશ્તાઓ છે, (૩૧) અને અમે નર્કના કર્મચારીઓ માત્ર ફરિશ્તાઓને બનાવ્યા છે, અને અમે તેમની જે ગણતરી રાખી છે તે કેવળ ઇન્કાર કરનારાઓની પરીક્ષા કરવા માટે, જેથી વિશ્વાસ પ્રાપ્ત કરે એ લોકો જેમને ગ્રંથ પ્રદાન કરવામાં આવ્યો છે, અને ઈમાનવાળા પોતાના ઈમાનને વધારે અને ગ્રંથવાળા અને ઈમાનવાળાઓ સંદેહ ન કરે, અને એટલા માટે કે જે લોકોના હૃદયોમાં બીમારી છે (તેઓ) અને ઇન્કાર કરનારાઓ કહેશે કે આનાથી અલ્લાહનો શું આશય છે. આ રીતે અલ્લાહ પથભ્રષ્ટ કરે છે જેને ઇચ્છે છે અને માર્ગદર્શન પ્રદાન કરે છે જેને ઇચ્છે છે, અને તારા રબના લશ્કરોને માત્ર એ જાણે છે, અને આ તો માત્ર સમજાવવાનું છે લોકો માટે.

(૩૨) કદાપિ નહીં, સોગંદ છે ચંદ્રના (૩૩) અને રાતના કે જ્યારે તે જવા લાગે, (૩૪) અને પરોઢના કે જ્યારે તે પ્રકાશિત થઈ જાય. (૩૫) ચોક્કસ

નર્ક ખૂબ મોટી વસ્તુઓમાંથી છે, (૩૬) માનવી માટે ચેતવણી, (૩૭) તેમના માટે જેઓ તમારામાંથી આગળની તરફ વધે અથવા પાછળની તરફ હટે. દરેક વ્યક્તિ પોતાના કર્મોના બદલામાં ગીરો છે. (૩૯) જમણી બાજુવાળાઓ સિવાય. (૪૦) તેઓ બાગોમાં હશે, પૂછી રહ્યા હશે (૪૧) ગુનેગારોને, (૪૨) તમને કઈ વસ્તુ નર્કમાં લઈ ગઈ ? (૪૩) તેઓ કહેશે, અમે નમાઝ પઢવાવાળા પૈકીના નહોતા (૪૪) અને અમે ગરીબોને ભોજન કરાવતા નહોતા (૪૫) અને અમે વાદ-વિવાદ કરનારાઓની સાથે વાદ-વિવાદ કરતા હતા (૪૬) અને અમે ન્યાયના દિવસને ખોટો ઠેરવતા હતા, (૪૭) ત્યાં સુધી કે એ વિશ્વસનીય વાત અમારા પર આવી ગઈ, (૪૮) તો તેમને ભલામણકર્તાઓની કોઈ ભલામણ કંઈ કામ નહીં લાગે.

(૪૯) પછી તેમને શું થઈ ગયું છે કે તેઓ શિખામણથી મોઢું ફેરવે છે, (૫૦) જાણે તેઓ જંગલી ગધેડા છે, (૫૧) જેઓ સિંહથી ભાગી રહ્યા છે, (૫૨) બલ્કે તેમાંથી દરેક વ્યક્તિ એ ઇચ્છે છે કે તેમને ખુલ્લા પુસ્તકો આપી દેવામાં આવે. (૫૩) કદાપિ નહીં, બલ્કે આ લોકો આખિરત (પરલોક)થી નથી ડરતા. (૫૪) કદાપિ નહીં, આ તો એક અનુસ્મરણ છે. (૫૫) બસ, જેનું મન કરે, આનાથી બોધ ગ્રહણ કરે, (૫૬) અને આનાથી બોધ ગ્રહણ નહીં કરે, પરંતુ એ કે અલ્લાહ ઇચ્છે. એ જ છે જેનાથી ડરવું જોઈએ અને એ જ છે ક્ષમા પ્રદાન કરવા યોગ્ય.

●

## ૭૫. સૂરઃ અલ-કિયામા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) નહીં, હું સોગંદ ખાઉં છું કયામતના દિવસના, (૨) અને નહીં, હું સોગંદ ખાઉં છું ઠપકો આપનાર નફસ (મન)ના. (૩) શું માનવી વિચારે છે કે

અમે તેના હાડકાંને એકત્ર નહીં કરીએ. (૪) કેમ નહીં, અમે તેના પર સમર્થ છીએ કે તેની આંગળીઓના ટેરવાં સુદ્ધાં બરાબર કરી દઈશું. (૫) બલ્કે માનવી ઇચ્છે છે કે તે ધૃષ્ટતા કરતો રહે તેના સામે. (૬) તે પૂછે છે કે કયામતનો દિવસ ક્યારે આવશે. (૭) પછી જ્યારે આંખો પથરાઈ જશે (૮) અને ચંદ્ર પ્રકાશહીન થઈ જશે (૯) અને સૂર્ય અને ચંદ્રને એક કરી દેવામાં આવશે, (૧૦) એ દિવસે મનુષ્ય કહેશે કે ક્યાં ભાગું ! (૧૧) કદાપિ નહીં, ક્યાંય શરણ નથી. (૧૨) એ દિવસે તારા પ્રભુ-પાલનહાર પાસે જ ઠેકાણું છે. (૧૩) એ દિવસે મનુષ્યને બતાવવામાં આવશે કે તેણે શું આગળ મોકલ્યું અને શું પાછળ છોડ્યું, (૧૪) બલ્કે મનુષ્ય સ્વયં પોતાને જાણે છે, (૧૫) ચાહે તે ગમે તેટલા બહાના કરે.

(૧૬) તમે તેને પઢવા માટે પોતાની જીભ ન ચલાવો કે તમે તેને જલ્દી શીખી લો. (૧૭) અમારા શિરે છે તેને એકત્ર (સંકલિત) કરવું અને તેને સંભળાવવું. (૧૮) પછી જ્યારે અમે તેને સંભળાવીશું, તો તમે આ સંભળાવવાનું અનુપાલન કરો. (૧૯) પછી અમારા શિરે છે તેને વર્ણવી દેવું.

(૨૦) કદાપિ નહીં, બલ્કે તમે ઇચ્છો છો જે જલ્દી આવે (૨૧) અને તમે છોડો છો જે વિલંબથી આવે. (૨૨) કેટલાક ચહેરાઓ એ દિવસે ઝળહળતા હશે. (૨૩) પોતાના પ્રભુ-પાલનહાર તરફ જોઈ રહ્યા હશે, (૨૪) અને કેટલાક ચહેરાઓ એ દિવસે ઉદાસ હશે, (૨૫) અનુમાન કરી રહ્યા હશે કે તેમના સાથે કમર તોડી નાખે એવો મામલો કરવામાં આવશે. (૨૬) કદાપિ નહીં, જ્યારે પ્રાણ ગળા સુધી પહોંચી જશે, (૨૭) અને કહેવામાં આવશે કે કોણ છે મંત્ર-તંત્ર કરવાવાળો, (૨૮) અને તેઓ અનુમાન કરશે કે આ જુદાઈનો સમય છે, (૨૯) અને પિંડીથી પિંડી જોડાઈ જશે. (૩૦) તે દિવસ હશે તારા પ્રભુ-પાલનહાર તરફ જવાનો.

(૩૧) તો તેણે ન સાચું માન્યું અને ન નમાઝ પઢી, (૩૨) બલ્કે ખોટું ઠેરવ્યું

અને મોઢું ફેરવ્યું, (૩૩) પછી અકડાઈ કરતો પોતાના લોકો તરફ ચાલ્યો ગયો. (૩૪) અફસોસ છે તારા પર, અફસોસ છે. (૩૫) પછી અફસોસ છે તારા પર, અફસોસ છે. (૩૬) શું માનવી વિચારે છે કે તેને બસ આમ જ છોડી દેવામાં આવશે. (૩૭) શું તે ટપકાવવામાં આવેલ વીર્યનું એક બિંદુ નહોતો ? (૩૮) પછી તે માંસનો એક લોચો બની ગયો, પછી અલ્લાહે બનાવ્યો, પછી અંગોને બરાબર કર્યા. (૩૯) પછી તેનાં બે પ્રકાર કરી દીધા, પુરુષ અને સ્ત્રી. (૪૦) શું તે તેના પર સમર્થ નથી કે મડદાઓને સજીવ કરે ?

●

## ૭૬. સૂરઃ અદ્-દહ્ર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) ક્યારેક માનવી પર એ જમાનામાંથી એક સમય એ પણ વિત્યો છે કે તે કોઈ નોંધપાત્ર વસ્તુ નહોતો. (૨) અમે માનવીને એક મિશ્રિત બિંદુથી પેદા કર્યો, અમે તેને પલટતા રહ્યા. પછી અમે તેને સાંભળવાવાળો, જોવાવાળો બનાવી દીધો. (૩) અમે તેને માર્ગ સમજાવ્યો, ચાહે તે કૃતજ્ઞ બને કે કૃતઘ્ન.

(૪) અમે ઇન્કાર કરનારાઓ માટે જંજીરો અને તોક અને ભડકે બળતી આગ તૈયાર કરી રાખી છે. (૫) સદાચારી લોકો એવા પ્યાલાઓથી પીશે, જેમાં કસ્તૂરીનું મિશ્રણ હશે. (૬) આ સ્ત્રોતથી અલ્લાહના બંદાઓ પીશે. (૭) તે તેની શાખાઓ કાઢશે. એ લોકો અનિવાર્ય કર્મોને પૂરા કરે છે, અને એવા દિવસથી ડરે છે જેની સખ્તાઈ ચોતરફ હશે, (૮) અને તેના પ્રેમમાં ભોજન કરાવે છે ગરીબને અને અનાથને અને કેદીને. (૯) અમે જે તમને ભોજન કરાવીએ છીએ તો અલ્લાહની પ્રસન્નતા માટે. અમે ન તમારાથી વળતર ઇચ્છીએ છીએ અને ન આભાર. (૧૦) અમે અમારા પ્રભુ-પાલનહાર તરફથી એક કઠિન અને કટુ દિવસનો ભય રાખીએ છીએ. (૧૧) પછી અલ્લાહે તેમને

એ દિવસની સખ્તાઈથી બચાવી લીધા, અને તેમને તાજગી અને પ્રસન્નતા પ્રદાન કરી, (૧૨) અને તેમનાં ધૈર્યના બદલામાં તેમને જન્નત અને રેશમના પોશાક પ્રદાન કર્યા. (૧૩) ટેક લગાવેલા હશે તેઓ તેમાં આસનો પર, તેમાં તેમને ન ગરમી લાગશે અને ન ઠંડી. (૧૪) જન્નતના છાંયડાઓ તેમના પર ઝુકેલા હશે અને તેના ફળો તેમના વશમાં હશે, (૧૫) અને તેમના આગળ ચાંદીના વાણસો અને કાચના પ્યાલાઓ ફરતા હશે, (૧૬) શીશાઓ ચાંદીના હશે, જેને ભરવાવાળાઓએ યોગ્ય અંદાજથી ભર્યા હશે.

(૧૭) અને ત્યાં તેમને એક જામ પીવડાવવામાં આવશે, જેમાં સૂંઠનું મિશ્રણ હશે. (૧૮) અને તેમાં એક ઝરણું છે, જેને 'સલસબીલ' કહેવામાં આવે છે, (૧૯) અને તેમના પાસે ફરી રહ્યા હશે એવા કિશોરો જેઓ હંમેશા કિશોરો જ રહેશે. તમે તેમને જુઓ તો સમજો કે મોતી છે, જે વિખેરી દેવામાં આવ્યા છે, (૨૦) અને તમે જ્યાં જોશો ત્યાં મહાન કૃપાઓ અને મહાન બાદશાહી જોશો. (૨૧) તેમના ઉપર ઝીણા રેશમના લીલા પોશાક હશે અને સૂક્ષ્મ રેશમના કપડાં પણ, અને તેમને ચાંદીના કંગન પહેરાવવામાં આવશે, અને તેમનો પ્રભુ-પાલનહાર તેમને પવિત્ર શરબત પીવડાવશે. (૨૨) નિઃસંદેહ, આ તમારો બદલો છે અને તમારી કોશિશ સ્વીકાર્ય રહી.

(૨૩) અમે તમારા પર કુર્આન થોડું-થોડું કરીને અવતરિત કર્યું છે. (૨૪) પછી તમે પોતાના પ્રભુ-પાલનહારના આદેશ પર ધૈર્ય રાખો અને તેમાંથી કોઈ ગુનેગાર અને કૃતઘ્નની વાત ન માનો, (૨૫) અને પોતાના પ્રભુ-પાલનહારનું નામ સવાર અને સાંજ યાદ કરો, (૨૬) અને રાત્રે પણ તેને સિજદો કરો, અને તેનો મહિમાગાન કરો રાતના લાંબા ભાગમાં. (૨૭) આ લોકો જલ્દીથી મળવાવાળી વસ્તુને પ્રેમ કરે છે અને તેમણે છોડી રાખેલ છે પોતાના પાછળ એક ભારે દિવસને. (૨૮) અમે જ તેમને પેદા કર્યા અને અમે

જ તેમના અંગ-ઉપાંગોને મજબૂત કર્યા, અને જ્યારે અમે ઈચ્છીશું આમના જેવા લોકો તેમની જગ્યાએ બદલી નાખીશું. (૨૯) આ એક બોધ છે. બસ જે વ્યક્તિ ઈચ્છે, પોતાના પ્રભુ-પાલનહાર તરફ આવવાનો માર્ગ અપનાવી લે, (૩૦) અને તમે નથી ઈચ્છી શકતા, પરંતુ એ કે અલ્લાહ ઈચ્છે. નિઃશંક અલ્લાહ જાણવાવાળો, તત્ત્વદર્શી છે. (૩૧) તે જેને ઈચ્છે છે પોતાની દયામાં દાખલ કરે છે, અને અત્યાચારીઓ માટે તેણે પીડાદાયક યાતના તૈયાર કરી રાખી છે.

●

## ૭૭. સૂરઃ અલ-મુરસલાત

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે હવાઓના, જે છોડી દેવામાં આવે છે. (૨) પછી તે તોફાની ગતિથી ચાલે છે, (૩) અને વાદળોને ઉઠાવીને ફેલાવે છે. (૪) પછી મામલાને અલગ કરે છે. (૫) પછી અનુસ્મરણ કરાવે છે, (૬) બહાના રૂપે કે ચેતવણી રૂપે. (૭) જે વચન તમને આપવામાં આવી રહ્યું છે, તે અવશ્ય ઘટિત થવાનું છે.

(૮) પછી જ્યારે તારાઓ પ્રકાશહીન થઈ જશે (૯) અને જ્યારે આકાશ ફાટી જશે (૧૦) અને જ્યારે પહાડોને ચૂરેચૂરા કરી દેવામાં આવશે (૧૧) અને જ્યારે પયગંબરોને નિર્ધારિત સમયે એકત્ર કરવામાં આવશે. (૧૨) કયા દિવસ માટે તેમને રોકવામાં આવ્યા છે. (૧૩) નિર્ણયના દિવસ માટે, (૧૪) અને તમને શું ખબર કે નિર્ણયનો દિવસ શું છે ? (૧૫) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (૧૬) શું અમે અગાઉનાઓને નષ્ટ નથી કર્યા? (૧૭) પછી અમે તેમના પાછળ મોકલીએ છીએ પાછળનાઓને. (૧૮) અમે ગુનેગારોની સાથે આવું જ કરીએ છીએ. (૧૯) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.

(૨૦) શું અમે તમને એક તુચ્છ પાણીથી પેદા નથી કર્યા ? (૨૧) પછી તેને એક સુરક્ષિત ઠેકાણે રાખ્યા, (૨૨) એક નિશ્ચિત મુદ્દત સુધી. (૨૩) પછી

અમે એક અંદાજ ઠરાવ્યો. અમે કેટલો સારો અંદાજ ઠરાવનારા છીએ ! (૨૪) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (૨૫) શું અમે ધરતીને સમેટવાવાળી નથી બનાવી, (૨૬) સજીવો માટે અને નિર્જીવો માટે, (૨૭) અને અમે તેમાં ઊંચા પહાડો બનાવ્યા અને તમને મીઠું પાણી પીવડાવ્યું. (૨૮) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.

(૨૯) ચાલો એ વસ્તુ તરફ જેને તમે ખોટી ઠેરવતા હતા. (૩૦) ચાલો ત્રણ શાખાઓવાળા છાંયડા તરફ, (૩૧) જેમાં ન છાંયડો છે અને ન તે ગરમીથી બચાવે છે. (૩૨) તે અંગારાઓ વરસાવશે, જેમ કે ઊંચો મહેલ, (૩૩) લાલ ઊંટોની જેમ. (૩૪) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (૩૫) આ એ દિવસ છે, જેમાં લોકો બોલી નહીં શકે, (૩૬) અને ન તેમને પરવાનગી હશે કે તેઓ બહાના રજૂ કરે. (૩૭) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (૩૮) આ નિર્ણયનો દિવસ છે. અમે તમને અને અગાઉના લોકોને એકત્ર કરી લીધા. (૩૯) પછી જો કોઈ યુક્તિ હોય તો મારા પર યુક્તિ ચલાવો. (૪૦) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.

(૪૧) નિઃશંક ડરવાવાળાઓ છાંયડાઓમાં અને સ્રોતોમાં હશે, (૪૨) અને ફળોમાં, જે તેઓ ઈચ્છશે. (૪૩) આનંદની સાથે ખાવ અને પીવો, એ કર્મોના બદલામાં જે તમે કરતા હતા. (૪૪) અમે સદાચારી લોકોને આવો જ બદલો આપીએ છીએ. (૪૫) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (૪૬) ખાવ અને મજા કરી લો થોડાક દિવસ, નિઃશંક તમે ગુનેગાર છો. (૪૭) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (૪૮) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે ઝૂકો,તો નથી ઝુકતા. (૪૯) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (૫૦) હવે આના પછી તેઓ કઈ વાત પર ઈમાન લાવશે ?

●

# ૭૮. સૂરઃ અન્-નબા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

★ **(૧) લોકો કઈ વસ્તુ વિશે પૂછી રહ્યા છે. (૨) એ મોટા સમાચાર વિશે,** (૩) જેમાં એ લોકો ભિન્ન-ભિન્ન છે. (૪) કદાપિ નહીં, ટૂંક સમયમાં તેઓ જાણી લેશે. (૫) કદાપિ નહીં, ટૂંક સમયમાં તેઓ જાણી લેશે. (૬) શું અમે જમીનને ફર્શ નથી બનાવી, (૭) અને પહાડોને ખીલા, (૮) અને તમને અમે બનાવ્યા જોડા-જોડા, (૯) અને નિદ્રાને બનાવી તમારો થાક દૂર કરવા માટે, (૧૦) અને અમે રાતને પરદો બનાવી (૧૧) અને અમે દિવસને આજીવિકાનો સમય બનાવ્યો, (૧૨) અને અમે તમારા ઉપર સાત મજબૂત આકાશ બનાવ્યા, (૧૩) અને અમે તેમાં એક ચમકતો દીપક મૂકી દીધો, (૧૪) અને અમે પાણી ભરેલા વાદળોથી મુશળધાર પાણી વરસાવ્યું, (૧૫) જેથી અમે તેના વડે ઊગાડીએ અનાજ અને શાકભાજી, (૧૬) અને ઘીચ બગીચાઓ. (૧૭) નિઃશંક, નિર્ણયનો દિવસ એક નિર્ધારિત સમય છે.

(૧૮) જે દિવસે 'સૂર' (રણશિંગું) ફૂકવામાં આવશે, પછી તમે ટોળે-ટોળા આવશો, (૧૯) અને આકાશ ખોલી દેવામાં આવશે, પછી તેમાં દરવાજા જ દરવાજા બની જશે, (૨૦) અને પહાડોને ચલાવવામાં આવશે, તો તે રેતની જેમ બની જશે. (૨૧) નિઃશંક, નર્ક ઘાતમાં છે, (૨૨) વિદ્રોહીઓનું ઠેકાણું, (૨૩) તેમાં તેઓ મુદ્દતો સુધી પડ્યા રહેશે, (૨૪) તેમાં તેઓ ન કોઈ ઠંડકને ચાખશે અને ન પીવાની વસ્તુને, (૨૫) પરંતુ ગરમ પાણી અને પરુ, (૨૬) બદલો તેમનાં કર્મો અનુસાર. (૨૭) તેઓ હિસાબનો ભય નહોતા રાખતા, (૨૮) અને તેમણે અમારી આયતોને તદ્દન ખોટી ઠેરવી દીધી, (૨૯) અને અમે દરેક વસ્તુને લખીને ગણી રાખી છે. (૩૦) પછી ચાખો કે અમે તમારી સજા વધારતા જ જઈશું.

(૩૧) નિઃશંક ડરવાવાળાઓ માટે સફળતા છે. (૩૨) બાગ અને દ્રાક્ષ (૩૩) અને નવયુવાન સમવયસ્ક છોકરીઓ, (૩૪) અને ભરેલા જામ, (૩૫) ત્યાં તેઓ અધમ અને જૂઠી વાત નહીં સાંભળે. (૩૬) બદલો તારા રબ (પ્રભુ-પાલનહાર) તરફથી હશે, તેમના કર્મોના હિસાબથી. (૩૭) રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) તરફથી જે આકાશો અને ધરતી અને તેના વચ્ચેની વસ્તુઓનો રબ છે, કોઈ સામર્થ્ય નથી ધરાવતો કે તેનાથી વાત કરે. (૩૮) જે દિવસે રૂહ (ફરિશ્તા જિબ્રઈલ) અને ફરિશ્તાઓ કતારબદ્ધ ઊભા હશે, કોઈ નહીં બોલે, પરંતુ જેને રહમાન અનુમતિ આપે, અને તે બરાબર વાત કહેશે. (૩૯) આ દિવસ સત્ય છે, પછી જે ઇચ્છે પોતાના રબ પાસે ઠેકાણું બનાવી લે. (૪૦) અમે તમને નજીક આવનારી યાતનાથી ડરાવી દીધા છે. તે દિવસે મનુષ્ય તેને જોઈ લેશે જે તેના હાથોએ આગળ મોકલ્યું છે, અને ઇન્કાર કરનારાઓ કહેશે - કાશ, હું માટી હોત !

●

## ૫૧. સૂરઃ અન્-નાઝિઆત

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે મૂળમાંથી ઉખાડી દેનારી હવાઓના (૨) અને સોગંદ છે ધીમે ચાલવાવાળી હવાઓના (૩) અને સોગંદ છે તરવાવાળા વાદળોના. (૪) પછી એક-બીજાથી આગળ વધી જનારાઓના, (૫) પછી મામલાનો ઉપાય કરનારાઓના, (૬) જે દિવસે હચમચાવી દેનારી હચમચાવી નાખશે, (૭) તેના પાછળ એક વધારે આવનાર વસ્તુ આવશે. (૮) કેટલાય હૃદય એ દિવસે ધ્રુજી રહ્યા હશે. (૯) તેમની આંખો ઝૂકી રહી હશે. (૧૦) તેઓ કહે છે, શું અમે પહેલી હાલતમાં ફરી પાછા જઈશું. (૧૧) શું જ્યારે અમે ઝીર્ણ હાડકાં બની જઈશું. (૧૨) તેમણે કહ્યું કે આ પાછું ફરવું તો મોટા નુકસાનનું હશે. (૧૩) તે તો બસ

એક ઠપકાર હશે. (૧૪) પછી એકાએક તેઓ મેદાનમાં હાજર હશે.

(૧૫) શું તમને મૂસાની વાત પહોંચી છે, (૧૬) જ્યારે તેના રબે (પ્રભુ-પાલનહારે) તેને તૂવાની પવિત્ર ખીણમાં પોકાર્યો, (૧૭) ફિરઔનની પાસે જાઓ, તે વિદ્રોહી થઈ ગયો છે. (૧૮) પછી તેને કહો, શું તને એ વાતની ઇચ્છા છે કે તું સુધરી જાય, (૧૯) અને હું તમને તારા પ્રભુ-પાલનહારનો માર્ગ બતાવું, પછી તું ડરે ? (૨૦) પછી મૂસાએ તેને મોટી નિશાની બતાવી. (૨૧) પછી તેણે ખોટું ઠેરવ્યું અને ન માન્યું. (૨૨) પછી તે પલટ્યો કોશિશ કરીને, (૨૩) પછી તેણે એકઠા કર્યા, પછી તેણે બોલાવ્યા, (૨૪) પછી તેણે કહ્યું કે હું તમારો સૌથી મોટો રબ છું. (૨૫) તેથી અલ્લાહે તેને આખિરત (પરલોક) અને દુનિયાની યાતનામાં પકડ્યો. (૨૬) નિઃશંક, આમાં બોધપાઠ છે દરેક એ વ્યક્તિ માટે જે ડરે.

(૨૭) શું તમને બનાવવું વધારે મુશ્કેલ છે કે આકાશને ? અલ્લાહે તેને બનાવ્યું. (૨૮) તેની છતને ઉચ્ચ કરી, પછી તેને વ્યવસ્થિત કર્યું, (૨૯) અને તેની રાતને અંધારી બનાવી અને તેના દિવસને પ્રગટ કર્યો, (૩૦) અને જમીનને તેના પછી ફેલાવી. (૩૧) તેનાથી તેનું પાણી અને ચારો કાઢ્યો, (૩૨) અને પહાડોને સ્થાપિત કર્યા, (૩૩) જીવન-સામગ્રીના રૂપમાં તમારા માટે અને તમારા ઢોરો માટે.

(૩૪) પછી જ્યારે તે મોટી ઉથલપાથલ આવશે, (૩૫) તે દિવસે માનવી પોતે કરેલાં (કર્મો)ને યાદ કરશે, (૩૬) અને જોવાવાળાઓની સામે નર્ક જાહેર કરી દેવામાં આવશે. (૩૭) પછી જેણે વિદ્રોહ કર્યો, (૩૮) અને દુનિયાના જીવનને પ્રાથમિકતા આપી, (૩૯) તો નર્ક તેનું ઠેકાણું હશે, (૪૦) અને જે વ્યક્તિ પોતાના રબની સામે ઊભા થવાથી ડર્યો અને મનને ઇચ્છાઓથી રોક્યું, (૪૧) તો સ્વર્ગ તેનું ઠેકાણું હશે. (૪૨) તેઓ કયામત વિશે પૂછે છે કે તે ક્યારે

આવશે ? (૪૩) તમને શું કામ છે તેના ઉલ્લેખથી ? (૪૪) આ મામલો તારા રબ (પ્રભુ-પાલનહાર)ના હવાલે છે. (૪૫) તમે તો બસ ડરાવનાર છો એ વ્યક્તિને, જે ડરે. (૪૬) જે દિવસે આ લોકો તેને જોશે, તો જાણે તેઓ દુનિયામાં નથી રોકાયા, પરંતુ એક સાંજ અથવા તેની સવાર !

●

## ૮૦. સૂરઃ અબસ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) ભવાં ચઢાવ્યા અને ઉપેક્ષા કરી (૨) એ વાત પર કે અંધ તેના પાસે આવ્યો, (૩) અને તમને શું ખબર કે તે સુધરી જાય, (૪) અથવા શિખામણને સાંભળે, તો શિખામણ તેના કામ આવે. (૫) જે વ્યક્તિ બેપરવાઈ કરે છે, (૬) તમે તેની ચિંતામાં પડો છો, (૭) જ્યારે કે તમારા પર કોઈ જવાબદારી નથી જો તે ન સુધરે, (૮) અને જે વ્યક્તિ તમારા પાસે ડરતો આવે છે, (૯) અને તે ડરે છે (૧૦) તો તમે તેનાથી બેપરવાઈ દાખવો છો. (૧૧) કદાપિ નહીં, આ તો એક શિખામણ છે, (૧૨) તેથી જે ઈચ્છે અનુસ્મરણ પ્રાપ્ત કરે. (૧૩) તે એવી પુસ્તિકાઓમાં છે, જે પ્રતિષ્ઠિત છે, (૧૪) ઉચ્ચ દરજ્જાવાળું છે, પવિત્ર છે, (૧૫) લહિયાઓના હાથોમાં, (૧૬) સન્માનનીય, સદાચારી.

(૧૭) નાશ થાય માનવીનો, તે કેવો અપકારી અને કૃતઘ્ન છે. (૧૮) તેને અલ્લાહે કઈ વસ્તુથી પેદા કર્યો છે ? (૧૯) એક ટીપાથી, તેને પેદા કર્યો. પછી તેના માટે ભાગ્ય નિશ્ચિત કર્યું. (૨૦) પછી તેના માટે માર્ગ સરળ કરી દીધો. (૨૧) પછી તેને મૃત્યુ આપ્યું, પછી કબરમાં લઈ ગયો. (૨૨) પછી જ્યારે તે ઈચ્છશે તેને ફરીથી જીવંત કરી દેશે. (૨૩) કદાપિ નહીં, તેણે પૂરું ન કર્યું, જેનો અલ્લાહે તેને આદેશ આપ્યો હતો. (૨૪) તેથી માનવી પોતાના ભોજનને જુએ. (૨૫) અમે પાણી વરસાવ્યું સારી રીતે. (૨૬) પછી અમે જમીનને બરાબર ફાડી.

(૨૭) પછી ઊગાડ્યું તેમાં અનાજ (૨૮) અને દ્રાક્ષ અને શાકભાજી (૨૯) અને જૈતુન અને ખજૂર (૩૦) અને ઘીચ બાગ (૩૧) અને ફળો અને વનસ્પતિ, (૩૨) તમારા માટે અને તમારા ઢોરો માટે જીવન-સામગ્રી રૂપે.

(૩૩) પછી જ્યારે કાનને બહેરા કરી નાખે એવો શોર ઉઠશે, (૩૪) તે દિવસે માનવી ભાગશે પોતાના ભાઈથી, (૩૫) અને પોતાની માતા અને પોતાના પિતાથી, (૩૬) અને પોતાની પત્નીથી અને પોતાનાં પુત્રોથી. (૩૭) તેમાંથી દરેકને એ દિવસે એ ચિંતા હશે, જે તેને કોઈ બીજી બાજુ ધ્યાન નહીં કરવા દે, (૩૮) કેટલાક ચહેરાઓ એ દિવસે પ્રકાશિત હશે, (૩૯) હસતા અને આનંદ કરતા હશે, (૪૦) અને કેટલાક ચહેરાઓ પર એ દિવસે ધૂળ ઊડી રહી હશે. (૪૧) તેમના પર કાલિમા છવાયેલી હશે. (૪૨) આ જ લોકો ઈન્કાર કરનારાં છે, બેશરમ.

•

## ૮૧. સૂરઃ અત્-તકવીર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જ્યારે સૂર્યને લપેટી દેવામાં આવશે (૨) અને જ્યારે તારાઓ પ્રકાશહીન થઈ જશે (૩) અને જ્યારે પહાડોને ચલાવવામાં આવશે (૪) અને જ્યારે દસ મહિનાની ગર્ભવતી ઊંટણીઓ નિરંકુશ ફરશે (૫) અને જ્યારે જંગલી પ્રાણીઓ એકત્ર થઈ જશે (૬) અને જ્યારે સમુદ્રોને સળગાવી દેવામાં આવશે (૭) અને જ્યારે દરેક પ્રકારનાં લોકોને એકઠા કરવામાં આવશે (૮) અને જ્યારે જીવતી દાટી દેવામાં આવેલ બાળકીને પૂછવામાં આવશે (૯) કે તેને કયા ગુનાસર મારી નાખવામાં આવી? (૧૦) અને જ્યારે કર્મનોંધો ખોલવામાં આવશે (૧૧) અને જ્યારે આકાશ ખૂલી જશે (૧૨) અને નર્કને (આગથી) ભડકાવવામાં આવશે (૧૩) અને જ્યારે સ્વર્ગને નજીક લઈ

આવવામાં આવશે, (૧૪) દરેક વ્યક્તિ જાણી લેશે કે તે શું લઈને આવ્યો છે ?

(૧૫) પછી નહીં, હું સોગંદ ખાઉં છું પાછળ હટવાવાળા, (૧૬) ચાલવા-વાળા અને છુપાઈ જવાવાળા તારાઓના, (૧૭) અને રાતના જ્યારે તે જવા લાગે, (૧૮) અને પરોઢના જ્યારે આવવા લાગે, (૧૯) કે આ એક પ્રતિષ્ઠિત સંદેશવાહકની લાવેલ વાણી છે, (૨૦) શક્તિશાળી, રાજ-સિંહાસનવાળાના નજીક ઉચ્ચ દરજ્જાવાળો છે, (૨૧) તેની વાત માનવામાં આવે છે અને વિશ્વસનીય છે, (૨૨) અને તમારો સાથી ઉન્માદગ્રસ્ત નથી, (૨૩) અને તેણે તેને ખુલ્લી ક્ષિતિજે જોયો છે, (૨૪) અને તે અદૃશ્યની વાતોનો અતિ-ઉત્સુક નથી, (૨૫) અને આ તિરસ્કૃત શૈતાનનું કથન નથી. (૨૬) પછી તમે ક્યાં જઈ રહ્યા છો ? (૨૭) આ તો બસ જગતવાસીઓ માટે એક શિખામણ છે, (૨૮) તેના માટે જે તમારા પૈકી સીધો ચાલવા માંગે, (૨૯) અને તમે નથી ઈચ્છી શકતા, પરંતુ એ કે સૃષ્ટિનો સ્વામી અને પાલનહાર ઈચ્છે.

## ૮૨. સૂરઃ અલ-ઈન્‌ફિતાર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જ્યારે આકાશ ફાટી જશે (૨) અને જ્યારે તારાઓ વિખેરાઈ જશે (૩) અને જ્યારે સમુદ્રો વહી નીકળશે (૪) અને જ્યારે કબરોને ખોલી દેવામાં આવશે, (૫) દરેક વ્યક્તિ જાણી લેશે કે તેણે આગળ શું મોકલ્યું અને શું પાછળ છોડ્યું. (૬) હે મનુષ્ય ! તને કઈ વસ્તુએ પોતાના કૃપાળુ રબ (પ્રભુ-પાલનહાર) તરફથી ધોકામાં નાખી રાખ્યો છે ? (૭) જેણે તને પેદા કર્યો, પછી તારા અંગો સુદૃઢ કર્યા, પછી તને સપ્રમાણ બનાવ્યો. (૮) તેણે જે સ્વરૂપમાં ઈચ્છ્યો, તને જોડીને તૈયાર કરી દીધો. (૯) કદાપિ નહીં, બલ્કે તમે ન્યાયના દિવસને ખોટું ઠેરવો છો, (૧૦) જ્યારે કે તમારા પર નિરીક્ષકો નિયુક્ત છે, (૧૧) સન્માનનીય લખવાવાળા, (૧૨) તેઓ જાણે છે જે કંઈ તમે કરો છો.

(૧૩) નિશ્ચિતપણે સદાચારી લોકો આનંદમાં હશે, (૧૪) અને નિશ્ચિતપણે ગુનેગારો નર્કમાં હશે. (૧૫) ન્યાયના દિવસે તેમને તેમાં નાખવામાં આવશે. (૧૬) તેઓ તેનાથી અલગ થવાવાળા નથી, (૧૭) અને તમને શું ખબર કે ન્યાયનો દિવસ શું છે ? (૧૮) પછી તમને શું ખબર કે ન્યાયનો દિવસ શું છે ? (૧૯) એ દિવસે કોઈ જીવ કોઈ બીજા જીવ માટે કંઈ નહીં કરી શકે, અને મામલો એ દિવસે અલ્લાહના જ અધિકારમાં હશે.

●

## ૮૩. સૂરઃ અલ-તત્ફીફ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) વિનાશ છે તોલ-માપમાં ઘટાડો કરનારાઓ માટે, (૨) જેઓ લોકોથી માપીને લે તો પૂરું લે, (૩) અને જ્યારે તેમને માપીને કે તોલીને આપે તો ઘટાડીને આપે. (૪) શું આ લોકો નથી સમજતા કે તેમને ઉઠાવવામાં આવશે, (૫) એક મોટા દિવસ માટે, (૬) જે દિવસે તમામ લોકો સૃષ્ટિના સ્વામીની સામે ઊભા હશે. (૭) કદાપિ નહીં, નિશ્ચિતપણે ગુનેગારોની કર્મનોંધ 'સિજ્જીન'માં હશે, (૮) અને તમે શું જાણો કે 'સિજ્જીન' શું છે ? (૯) એક લખેલું પત્રક છે. (૧૦) વિનાશ છે એ દિવસે ખોટું ઠેરવનારાઓ માટે, (૧૧) જેઓ ન્યાયના દિવસને ખોટો ઠેરવે છે, (૧૨) અને તેને એ જ વ્યક્તિ ખોટો ઠેરવે છે, જે હદ વટાવી જનારો હોય, ગુનેગાર હોય. (૧૩) જ્યારે તેને અમારી આયતો સંભળાવવામાં આવે છે, તો તે કહે છે કે આ અગાઉના લોકોની કથાઓ છે. (૧૪) કદાપિ નહીં, બલ્કે તેમનાં હૃદયો પર તેમનાં કર્મોનો કાટ ચઢી ગયો છે. (૧૫) કદાપિ નહીં, બલ્કે એ દિવસે તેમને પોતાના રબ (પ્રભુ-પાલનહાર)થી આડમાં રાખવામાં આવશે. (૧૬) પછી નર્કમાં દાખલ થશે. (૧૭) પછી કહેવામાં આવશે કે આ જ એ વસ્તુ છે જેને તમે ખોટી ઠેરવતા હતા.

(૧૮) કદાપિ નહીં, નિઃસંદેહ સદાચારીઓની કર્મનોંધ 'ઇલ્લિયીન'માં છે, (૧૯) અને તમે શું જાણો 'ઇલ્લિયીન' શું છે. (૨૦) લખેલું પત્રક છે, (૨૧) નિકટવર્તી ફરિશ્તાઓના નિરીક્ષણમાં. (૨૨) નિઃશંક સદાચારી લોકો આરામમાં હશે, (૨૩) તેઓ આસનો પર બેસીને જોતા હશે. (૨૪) તેમના ચહેરાઓ પર તમે આરામની તાજગી અનુભવશો. (૨૫) તેમને વિશુદ્ધ મદિરા, મહોરબંધ પીવડાવવામાં આવશે, (૨૬) જેના પર કસ્તૂરીની મહોર હશે, અને આ વસ્તુ છે જેની કામના કરનારાઓએ કામના કરવી જોઈએ, (૨૭) અને આ મદિરામાં 'તસ્નીમ'નું મિશ્રણ હશે. (૨૮) એક એવું ઝરણું, જેમાંથી નિકટવર્તી લોકો પીશે. (૨૯) નિઃશંક જે લોકો ગુનેગાર હતા તેઓ ઈમાનવાળાઓ પર હસતા હતા (૩૦) અને જ્યારે તેઓ તેમના સામેથી પસાર થતા, તો તેઓ પરસ્પર આંખોથી ઈશારાઓ કરતા હતા, (૩૧) અને જ્યારે તેઓ પોતાના લોકોમાં પાછા ફરતા તો ખૂબ મજા લઈને પાછા ફરતા હતા, (૩૨) અને જ્યારે તેઓ તેમને જોતા તો કહેતા કે આ બહેકી ગયેલા લોકો છે, (૩૩) જો કે તેમને તેમના પર નિરીક્ષક બનાવીને મોકલવામાં નથી આવ્યા. (૩૪) હવે આજે ઈમાનવાળા ઈન્કાર કરનારાઓ પર હસતા હશે. (૩૫) તેઓ આસનો પર બેસીને જોઈ રહ્યા હશે. (૩૬) ખરેખર ઈન્કાર કરનારાઓને તેમણે પોતે કરેલા (કર્મો)નો બદલો મળી ગયો.

●

## ૮૪. સૂરઃ અલ-ઈન્શિકાક

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જ્યારે આકાશ ફાટી જશે (૨) અને તે પોતાના પ્રભુ-પાલનહારનો આદેશ સાંભળી લેશે અને તે એના જ યોગ્ય છે, (૩) અને જ્યારે ધરતીને ફેલાવી દેવામાં આવશે (૪) અને તે પોતાના અંદરની વસ્તુઓને બહાર કાઢી

નાખશે અને ખાલી થઈ જશે (૫) અને તે પોતાના પ્રભુ-પાલનહારનો આદેશ સાંભળી લેશે અને તે એના જ યોગ્ય છે. (૬) હે માનવી ! તું ધીમે-ધીમે પોતાના પ્રભુ-પાલનહાર તરફ જઈ રહ્યો છે, પછી તેનાથી મળવાનો છે. (૭) તો જેને તેની કર્મનોંધ તેના જમણા હાથમાં આપવામાં આવશે (૮) તેનાથી સરળ હિસાબ લેવામાં આવશે (૯) અને તે પોતાના લોકોની પાસે ખુશ-ખુશ આવશે, (૧૦) અને જેની કર્મનોંધ તેની પીઠ પાછળથી આપવામાં આવશે, (૧૧) તે મૃત્યુને પોકારશે (૧૨) અને નર્કમાં દાખલ થશે. (૧૩) તે પોતાના લોકોમાં નિશ્ચિંત રહેતો હતો. (૧૪) તેણે વિચાર્યું હતું કે તેને પાછા ફરવાનું નથી. (૧૫) કેમ નહીં, તેનો પ્રભુ-પાલનહાર તેને જોઈ રહ્યો હતો. (૧૬) પછી નહીં, હું સોગંદ ખાઉં છું સંધ્યાની લાલિમાના (૧૭) અને રાતના અને એ વસ્તુઓના જેને તે સમેટી લે છે (૧૮) અને ચંદ્રના જ્યારે તે પૂર્ણ થઈ જાય, (૧૯) કે તમને અવશ્ય એક સ્થિતિથી પછી બીજી સ્થિતિએ પહોંચવાનું છે. (૨૦) તો તેમને શું થઈ ગયું છે કે તેઓ ઈમાન નથી લાવતા, (૨૧) અને જ્યારે તેમના સામે કુર્આન પઢવામાં આવે છે તો તેઓ અલ્લાહ સામે ઝુકતા નથી, (૨૨) બલ્કે ઈન્કાર કરનારાઓ ખોટું ઠેરવી રહ્યા છે, (૨૩) અને અલ્લાહ જાણે છે જે કંઈ તેઓ એકત્ર કરી રહ્યા છે. (૨૪) તેથી તેમને એક પીડાદાયક યાતનાની શુભસૂચના આપી દો. (૨૫) પરંતુ જે લોકો ઈમાન લાવે અને તેમણે સદ્કાર્યો કર્યા, તેમના માટે ક્યારેય સમાપ્ત ન થનાર વળતર છે.

●

## ૮૫. સૂરઃ અલ-બુરૂજ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે બુરૂજોવાળા આકાશના (૨) અને વચન આપવામાં આવેલ દિવસના (૩) અને જોવાવાળાઓના અને જે જોવામાં આવે છે તેના. (૪) નાશ

પામ્યા ખાડાવાળા, (૫) જેમાં ભડકે બળતા ઈંધણની આગ હતી, (૬) જયારે તેઓ તેના પર બેસેલા હતા (૭) અને જે કંઈ તેઓ ઈમાનવાળાઓની સાથે કરી રહ્યા હતા, તેઓ તેને જોઈ રહ્યા હતા (૮) અને તેમના સાથે તેમની દુશ્મની એ સિવાય કોઈ અન્ય કારણસર નહોતી કે તેઓ ઈમાન લાવ્યા અલ્લાહ પર, જે પ્રભુત્વશાળી છે, પ્રશંસનીય છે. (૯) તેની જ સત્તા આકાશો અને ધરતીમાં છે, અને તે દરેક વસ્તુને જોઈ રહ્યો છે. (૧૦) જે લોકોએ ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને સતાવ્યા, પછી પ્રાયશ્ચિત ન કર્યું, તો તેમના માટે નર્ક છે, (૧૧) અને તેમના માટે બળવાની યાતના છે. નિઃશંક જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા તેમના માટે બાગ છે, જેના નીચે નહેરો વહી રહી હશે, આ મોટી સફળતા છે. (૧૨) નિઃશંક, તારા રબની પકડ ખૂબ કઠોર છે. (૧૩) એ જ આરંભ કરે છે અને એ જ પાછું ફેરવશે, (૧૪) અને તે ક્ષમાશીલ છે, પ્રેમ કરવાવાળો છે, (૧૫) અર્શનો માલિક, (૧૬) કરી નાખનારો જે ઇચ્છે. (૧૭) શું તમને લશ્કરોના સમાચાર પહોંચ્યા છે ? (૧૮) ફિરઔન અને સમૂદના ? (૧૯) બલ્કે આ ઈન્કાર કરનારાઓ ખોટું ઠેરવવામાં લાગેલા છે, (૨૦) અને અલ્લાહે તેમને દરેક બાજુથી ઘેરી રાખ્યા છે, (૨૧) બલ્કે તે એક મહિમાવાન કુર્આન છે, (૨૨) લૌહે-મહફૂઝ (સુરક્ષિત પાટી)માં લખેલ.

●

## ૫૧. સૂરઃ અત્-તારિક

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે આકાશના અને રાત્રે પ્રગટ થનારના, (૨) અને તમે શું જાણો કે એ રાત્રે પ્રગટ થનાર શું છે ? (૩) ચમકતો તારો. (૪) કોઈ મનુષ્ય એવો નથી જેના પર નિરીક્ષક ન હોય. (૫) તો મનુષ્યએ જોવું જોઈએ કે તેને કઈ વસ્તુથી પેદા કરવામાં આવ્યો છે. (૬) તેને એક ઉછળતા પાણીથી પેદા

કરવામાં આવ્યો છે, (૭) જે નીકળે છે પીઠ અને છાતીની વચ્ચેથી. (૮) નિઃશંક તે તેને ફરીથી પેદા કરવા પર સમર્થ છે. (૯) જે દિવસે છૂપી વાતોને પારખવામાં આવશે, (૧૦) તે દિવસે મનુષ્યની પાસે કોઈ જોર નહીં હોય અને ન કોઈ મદદગાર. (૧૧) સોગંદ છે પરિભ્રમણ કરતા આકાશના (૧૨) અને ફૂટી નીકળનાર જમીનના. (૧૩) નિઃશંક આ સ્પષ્ટ અને ચોખ્ખી વાત છે, (૧૪) અને તે હસવાની વાત નથી. (૧૫) તેઓ યુક્તિઓ કરવામાં લાગેલા છે, (૧૬) અને હું પણ યુક્તિ કરવામાં લાગેલો છું. (૧૭) પછી ઇન્કાર કરનારાઓને ઢીલ આપ, તેમને ઢીલ આપ થોડાક દિવસ.

●

## ૮૭. સૂરઃ અલ-આ'લા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ના નામની પવિત્રતાનું વર્ણન કરો, જે સર્વોચ્ચ છે, (૨) જેણે બનાવ્યું, પછી ઠીકઠાક કર્યું, (૩) અને જેણે થોભાવ્યું, પછી માર્ગ બનાવ્યો, (૪) અને જેણે ચારો કાઢ્યો, (૫) પછી તેને કાળું ભૂસું બનાવી દીધું. (૬) અમે તમને પઢાવીશું, પછી તમે નહીં ભૂલો, (૭) પરંતુ અલ્લાહ ઇચ્છે. તે જાણે છે જાહેરને પણ અને તેને પણ જે છુપાયેલ છે, (૮) અને અમે તમને લઈ જઈશું સરળ રસ્તા પર. (૯) તેથી શિખામણ આપો, જો શિખામણ લાભ પહોંચાડે. (૧૦) એ વ્યક્તિ શિખામણ સ્વીકારશે જે ડરે છે, (૧૧) અને તેનાથી ઉપેક્ષા કરશે તે જે દુર્ભાગી હશે. (૧૨) એ પડશે મોટી આગમાં, (૧૩) પછી ન તે તેમાં મરશે અને ન જીવશે. (૧૪) સફળતા પ્રાપ્ત કરી જેણે પોતાને પવિત્ર કર્યો, (૧૫) અને પોતાના રબનું નામ લીધું, પછી નમાઝ પઢી, (૧૬) બલ્કે તમે દુનિયાના જીવનને પ્રાધાન્યતા આપો છો, (૧૭) અને આખિરત શ્રેષ્ઠ છે અને સ્થાયી છે. (૧૮) આ જ અગાઉના

પુસ્તકોમાં પણ છે, (૧૯) મૂસા અને ઈબ્રાહીમના પુસ્તકોમાં.

•

## ૮૮. સૂરઃ અલ-ગાશિયહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) શું તમને એ છૂપાઈ જનારના સમાચાર પહોંચ્યા છે ? (૨) કેટલાક ચહેરાઓ એ દિવસે અપમાનિત હશે, (૩) મહેનત કરવાવાળા થાકેલાં, (૪) તેઓ ભડકે બળતી આગમાં પડશે, (૫) ઉકળતા ઝરણાઓથી પાણી પીવડાવવામાં આવશે. (૬) તેમના માટે કાંટાવાળી ઝાડીઓ સિવાય કોઈ ભોજન નહીં હોય, (૭) જે ન હૃષ્ટપુષ્ટ કરે અને ન ભૂખ મટાડે. (૮) કેટલાક ચહેરાઓ એ દિવસે ઝળહળતા હશે. (૯) પોતાની કમાણી પર ખુશ હશે. (૧૦) ઊંચા બગીચાઓમાં, (૧૧) તેઓ તેમાં કોઈ નકામી અને અભદ્ર વાત નહીં સાંભળે. (૧૨) તેમાં વહેતા ઝરણાઓ હશે. (૧૩) તેમાં આસનો હશે ઊંચાઈ પર બિછાવેલા (૧૪) અને જામ મૂકેલા, ચૂંટેલા, (૧૫) અને બરાબર બિછાવેલા ગાદલાં (૧૬) અને ગાલીચા દરેક બાજુ પડેલા. (૧૭) તો શું તેઓ ઊંટને નથી જોતા કે તેમને કેવી રીતે પેદા કરવામાં આવ્યા ? (૧૮) અને આકાશને કે તેમને કેવી રીતે ઉચ્ચ કર્યા ? (૧૯) અને પહાડોને કે તેમને કેવી રીતે ઊભા કરવામાં આવ્યા ? (૨૦) અને જમીનને કે તેને કેવી રીતે બિછાવવામાં આવી ? (૨૧) તેથી તમે સ્મરણ કરાવો, તમે બસ અનુસ્મરણ કરાવનાર છો, (૨૨) તમે તેમના પર દરવાન નથી. (૨૩) પરંતુ જેણે અવગણના કરી અને ઈન્કાર કર્યો, (૨૪) તો અલ્લાહ તેને મોટી યાતના આપશે. (૨૫) અમારા જ તરફ તેમને પાછા ફરવાનું છે. (૨૬) પછી અમારા શિરે છે તેમનો હિસાબ લેવો.

•

# ૮૯. સૂરઃ અલ-ફજ્ર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે પરોઢના (૨) અને દસ રાતોના (૩) અને એકી અને બેકીના (૪) અને રાતના જ્યારે ચાલવા લાગે. (૫) કેમ, આમાં બુદ્ધિશાળીઓ માટે પર્યાપ્ત સોગંદ નથી ? (૬) તમે નથી જોયું, તમારા પ્રભુ-પાલનહારે આદની સાથે શું મામલો કર્યો, (૭) સ્તંભોવાળા ઈરમની સાથે (૮) જેના સમાન કોઈ જાતિ દેશોમાં પેદા કરવામાં નથી આવી, (૯) અને સમૂદની સાથે જેમણે ખીણોમાં પર્વતો કોતર્યા, (૧૦) અને ખૂંટાવાળા ફિરઔનની સાથે, (૧૧) જેમણે દેશોમાં વિદ્રોહ કર્યો, (૧૨) પછી તેમાં ખૂબ ઉપદ્રવ ફેલાવ્યો. (૧૩) તો તમારા પ્રભુ-પાલનહારે તેમના પર યાતનાનો કોરડો વરસાવ્યો. (૧૪) નિઃશંક તમારો રબ ઘાતમાં છે. (૧૫) પછી માનવીની સ્થિતિ એવી છે કે જ્યારે તેનો પાલનહાર તેની પરીક્ષા કરે છે અને તેને પ્રતિષ્ઠા અને કૃપાઓ પ્રદાન કરે છે, તો તે કહે છે કે મારા પાલનહારે મને પ્રતિષ્ઠા પ્રદાન કરી.

(૧૬) અને જ્યારે તે તેની પરીક્ષા કરે છે અને તેની આજીવિકા તેના પર તંગ કરી દે છે, તો તે કહે છે કે મારા પાલનહારે મને અપમાનિત કરી દીધો. (૧૭) કદાપિ નહીં, બલ્કે તમે અનાથનું સન્માન નથી કરતા, (૧૮) અને તમે ગરીબને ભોજન કરાવવા બીજાઓને પ્રોત્સાહન નથી આપતા, (૧૯) અને વારસાને સમેટીને ખાઈ જાઓ છો, (૨૦) અને તમે ધનથી ખૂબ વધારે પ્રેમ કરો છો. (૨૧) કદાપિ નહીં, જ્યારે જમીનને તોડીને કણ-કણ બનાવી દેવામાં આવશે, (૨૨) અને તમારો રબ આવશે અને ફરિશ્તાઓ આવશે કતારબદ્ધ, (૨૩) અને એ દિવસે નર્કને લાવવામાં આવશે, એ દિવસે મનુષ્યને સમજ આવશે, અને હવે સમજ આવવાનો અવકાશ કેવો ! (૨૪) તે કહેશે, કાશ ! હું મારા જીવનમાં કંઈક આગળ મોકલતો ! (૨૫) પછી એ દિવસે ન તો અલ્લાહ

જેવી કોઈ યાતના આપશે, (૨૬) અને ન તેના બાંધવા જેવું કોઈ બાંધશે. (૨૭) હે સંતુષ્ટ આત્મા ! (૨૮) ચાલ પોતાના રબ તરફ, તું તેનાથી ખુશ, તે તારાથી ખુશ. (૨૯) અને દાખલ થઈ જા મારી જન્નતમાં.

●

## ૯૦. સૂરઃ અલ-બલદ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) નહીં, હું સોગંદ ખાઉં છું આ શહેરના, (૨) અને તમે આમાં રહો છો, (૩) અને સોગંદ છે પિતાના અને તેની સંતાનના. (૪) અમે મનુષ્યને કષ્ટમાં પેદા કર્યો છે. (૫) શું તે વિચારે છે કે તેના પર કોઈનું જોર નથી ? (૬) કહે છે કે મેં પુષ્કળ ધન ખર્ચી નાખ્યું. (૭) શું તે એમ સમજે છે કે કોઈએ તેને નથી જોયો ? (૮) શું અમે તેને બે આંખો નથી આપી ? (૯) અને એક જીભ અને બે હોઠ ? (૧૦) અને અમે તેને બંને માર્ગો બતાવી દીધા. (૧૧) પછી તે ચડાવ પર ન ચઢ્યો (૧૨) અને તમે શું જાણો કે શું તે ચડાવ ? (૧૩) ગરદનને છોડાવવું , (૧૪) અથવા ભૂખના ગાળામાં ભોજન કરાવવું, (૧૫) નજીકના અનાથને (૧૬) અથવા ધૂળમાં રગદોળાતા નિર્ધનને. (૧૭) પછી તે એ લોકોમાં સામેલ હોય જેઓ ઈમાન લાવ્યા અને એક-બીજાને ધૈર્યની અને સહાનુભૂતિની શિખામણ આપી. (૧૮) આ જ લોકો સૌભાગ્ય-શાળી છે (૧૯) અને જેઓ અમારી આયતોનો ઈન્કાર કરનારાં બન્યા, તેઓ દુર્ભાગી લોકો છે. (૨૦) તેમના પર આગ છવાયેલ હશે.

●

## ૯૧. સૂરઃ અશ્-શમ્સ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે સૂર્યના અને તેનો તડકો ચઢવાના, (૨) અને ચંદ્રના, જ્યારે

તે સૂર્યના પાછળ આવે, (૩) અને દિવસના, જ્યારે તે તેને પ્રકાશિત કરે, (૪) અને રાતના, જ્યારે તે તેના છુપાવે, (૫) અને આકાશના અને જેવું તેણે બનાવ્યું, (૬) અને ધરતીના, જેવી તેણે ફેલાવી, (૭) અને આત્માના, જેવો તેણે તેને ઠીકઠાક કર્યો. (૮) પછી તેને સૂઝબૂઝ આપી, તેની બૂરાઈની અને તેની ભલાઈની. (૯) સફળ થયો, જેણે તેને પવિત્ર કર્યો, (૧૦) અને નિરાશ થયો, જેણે તેને દૂષિત કર્યો. (૧૧) સમૂદે પોતાના વિદ્રોહના કારણે ખોટું ઠેરવ્યું, (૧૨) જ્યારે ઊભો થયો તેમનો સૌથી મોટો દુર્ભાગી, (૧૩) તો અલ્લાહના પયગંબરે તેમને કહ્યું કે અલ્લાહની ઊંટણી અને તેના પાણી પીવાથી સાવધાન. (૧૪) તો તેમણે તેને ખોટો ઠેરવ્યો, પછી ઊંટણીને મારી નાખી, પછી તેમના પ્રભુ-પાલનહારે તેમના પર વિનાશ ઉતાર્યો, પછી સૌને બરાબર કરી દીધા. (૧૫) તે નથી ડરતો કે તેના પાછળ શું થશે ?

●

## ૯૨. સૂરઃ અલ-લૈલ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે રાત્રિના જ્યારે તે છવાઈ જાય, (૨) અને દિવસના જ્યારે તે પ્રકાશિત થાય, (૩) અને તેના, જે તેણે પેદા કર્યા નર અને માદા (૪) કે તમારા પ્રયત્નો ભિન્ન-ભિન્ન છે. (૫) પછી જેણે આપ્યું અને તે ડર્યો (૬) અને તેણે ભલાઈને સત્ય માની, (૭) તો તેને અમે સરળ માર્ગ માટે સહુલત કરી આપીશું, (૮) અને જેણે કંજૂસી કરી અને બેપરવા રહ્યો, (૯) અને ભલાઈને ખોટી ઠેરવી, (૧૦) તો અમે તેને મુશ્કેલ માર્ગ માટે સહુલત કરી આપીશું. (૧૧) અને તેનું ધન તેને કંઈ કામ નહીં લાગે, જ્યારે તે ખાઈમાં પડશે. (૧૨) નિઃશંક, અમારા શિરે છે માર્ગ બતાવવો, (૧૩) અને નિઃશંક, અમારા અધિકારમાં છે આખિરત (પરલોક) અને દુનિયા. (૧૪) પછી મેં તમને ડરાવી

દીધા ભડકે બળતી આગથી, (૧૫) તેમાં એ જ પડશે જે મોટો દુર્ભાગી છે, (૧૬) જેણે ખોટું ઠેરવ્યું અને મોઢું ફેરવ્યું, (૧૭) અને અમે તેનાથી બચાવી લઈશું વધારે ડરવાવાળાને, (૧૮) જે પોતાનું ધન આપે છે પવિત્રતા પ્રાપ્ત કરવા માટે, (૧૯) અને તેના પર કોઈનો ઉપકાર નથી જેનો બદલો તેને આપવાનો હોય, (૨૦) પરંતુ કેવળ પોતાના સર્વોચ્ચ પ્રભુ-પાલનહારની પ્રસન્નતા માટે, (૨૧) અને ટૂંક સમયમાં તે ખુશ થઈ જશે.

●

## ૯૩. સૂરઃ અઝ્-ઝુહા

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે પ્રકાશિત દિવસના, (૨) અને રાત્રિના જ્યારે તે છવાઈ જાય. (૩) તમારા પ્રભુ-પાલનહારે તમને છોડ્યા નથી, અને ન તમારાથી નારાજ થયો, (૪) અને ચોક્કસ આખિરત (પરલોક) તમારા માટે દુનિયાથી શ્રેષ્ઠ છે (૫) અને ટૂંક સમયમાં અલ્લાહ તમને આપશે, પછી તું રાજી થઈ જઈશ. (૬) શું અલ્લાહે તમને અનાથ ન જોયા, પછી તેણે તમને ઠેકાણું આપ્યું, (૭) અને તમને અભિલાષી જોયા, તો તમને માર્ગ બતાવ્યો, (૮) અને તમને નિર્ધન જોયા, તો તમને સંપન્ન કરી દીધા. (૯) તેથી તમે અનાથ પર સખ્તાઈ ન કરો, (૧૦) અને તમે માંગનારનો અનાદર ન કરો, (૧૧) અને તમે પોતાના રબ (પ્રભુ-પાલનહાર)ની કૃપાને પ્રગટ કરો.

●

## ૯૪. સૂરઃ અલ-નશરાહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) શું અમે તમારું હૃદય ખોલી નથી દીધું, (૨) અને તમારો એ બોજ ઉતારી દીધો, (૩) જેણે તમારી પીઠ ઝુકાવી દીધી હતી, (૪) અને અમે તમારી

કીર્તિ ઉચ્ચ કરી. (૫) પછી મુશ્કેલીના સાથે આસાની છે. (૬) નિઃશંક, મુશ્કેલીની સાથે આસાની છે. (૭) પછી જ્યારે તમે નિવૃત્ત થઈ જાઓ, તો મહેનત કરો, (૮) અને પોતાના રબની તરફ એકાગ્રચિત્ત થાઓ.

●

## ૯૫. સૂરઃ અત્-તીન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે અંજીર અને જૈતૂનના, (૨) અને સીના પર્વતના, (૩) અને આ શાંતિવાળા શહેરના. (૪) અમે માનવીને સર્વોત્તમ બંધારણ પર પેદા કર્યો. (૫) પછી તેને સૌથી નીચે ફેંકી દીધો. (૬) સિવાય એ લોકો જેઓ ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા, તો તે તેમના માટે ક્યારેય સમાપ્ત ન થનાર વળતર છે, (૭) તો હવે શું છે, તમે બદલો મળવાની વાતને ખોટી ઠેરવો છો ? (૮) શું અલ્લાહ સૌ શાસકોથી મોટો શાસક નથી ?

●

## ૯૬. સૂરઃ અલ-અલક

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) પઢો પોતાના રબના નામ સાથે, જેણે પેદા કર્યો, (૨) પેદા કર્યો માનવીને થીજેલા લોહીના લોચાથી. (૩) પઢો અને તારો રબ અત્યંત કૃપાળુ છે, (૪) જેણે જ્ઞાન શીખવાડ્યું કલમથી. (૫) માનવીને એ શીખવાડ્યું જે તે જાણતો નહોતો. (૬) કદાપિ નહીં, માનવી વિદ્રોહ કરે છે, (૭) એ કારણે કે તે પોતાને નિરપેક્ષ જુએ છે. (૮) નિઃશંક તારા રબના તરફ જ પાછા ફરવાનું છે. (૯) શું તમે જોયો એ વ્યક્તિને જે મનાઈ કરે છે, (૧૦) એક બંદાને જ્યારે તે નમાઝ પઢતો હોય. (૧૧) તમારો શું વિચાર છે, જો તે માર્ગદર્શન પર હોય, (૧૨) અથવા ડરવાની વાત શિખવાડતો હોય. (૧૩) તમારો શું વિચાર છે, જો તેણે ખોટું ઠેરવ્યું

અને અવગણના કરી. (૧૪) શું તેને ખબર નથી કે અલ્લાહ જોઈ રહ્યો છે. (૧૫) કદાપિ નહીં, જો તે અટક્યો નહીં, તો અમે કપાળના વાળ પકડીને તેને ખેંચીશું, (૧૬) એ કપાળને જે જૂઠું, ગુનેગાર છે. (૧૭) હવે તે બોલાવે પોતાના સમર્થકોને, (૧૮) અમે પણ નર્કના ફરિશ્તાઓને બોલાવીશું. (૧૯) કદાપિ નહીં, તેની વાત ન માન, અને સિજદો કર અને નિકટવર્તી બની જા.

●

## ૯૭. સૂરઃ અલ-કદ્ર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અમે આને અવતરિત કરેલ છે શબે-કદ્રમાં, (૨) અને તમે શું જાણો કે શબ-કદ્ર શું છે? (૩) શબે-કદ્ર હજાર મહિનાઓથી ઉત્તમ છે. (૪) ફરિશ્તાઓ અને રૂહ (જિબ્રઈલ) આમાં પોતાના રબની અનુમતિથી ઉતરે છે દરેક આદેશ લઈને. (૫) તે રાત્રિ સરાસર સલામતી છે, પરોઢ નીકળવા સુધી.

●

## ૯૮. સૂરઃ અલ-બય્યિનહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) ગ્રંથવાળા અને અનેકેશ્વરવાદીઓમાંથી જે લોકોએ ઈન્કાર કર્યો, તેઓ અટકવાના નથી, જ્યાં સુધી તેમના પાસે સ્પષ્ટ દલીલ ન આવી જાય, (૨) અલ્લાહ તરફથી એક પયગંબર, જે પવિત્ર પૃષ્ઠો વાંચી સંભળાવે, (૩) જેમાં ઉચિત વિષયો લખેલા હોય. (૪) અને જે લોકો ગ્રંથવાળા હતા, તેઓ સ્પષ્ટ દલીલ આવી ગયા પછી જ મતભેદોમાં પડી ગયા, (૫) જો કે તેમને એ જ આદેશ આપવામાં આવ્યો હતો કે તેઓ અલ્લાહની ઉપાસના કરે, તેના માટે દીન (ધર્મ)ને વિશુદ્ધ કરી દે, એકાગ્રચિત્ત થઈને અને નમાઝ સ્થાપિત કરે અને ઝકાત આપે, અને આ જ યોગ્ય દીન છે. (૬) નિઃશંક, ગ્રંથવાળા

અને અનેકેશ્વરવાદીઓમાંથી જે લોકોએ ઇન્કાર કર્યો, તેઓ નર્કની આગમાં પડશે, તેઓ હંમેશા તેમાં રહેશે. આ લોકો સૌથી ખરાબ સર્જનો છે. (૭) જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા, એ લોકો સૌથી સારા સર્જનો છે. (૮) તેમનો બદલો તેમના રબના પાસે શાશ્વત બાગ છે, જેના નીચે નહેરો વહી રહી હશે. તેમાં તેઓ હંમેશા-હંમેશા રહેશે. અલ્લાહ તેમનાથી રાજી થયો અને તેઓ અલ્લાહથી રાજી, આ એ વ્યક્તિ માટે છે, જે પોતાના રબથી ડરે

●

## ૯૯. સૂરઃ અલ-ઝીલઝાલ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જ્યારે ધરતી સંપૂર્ણ તીવ્રતાથી હલાવી નાખવામાં આવશે (૨) અને ધરતી પોતાનો બોજ બહાર કાઢી નાખશે, (૩) અને માનવી કહેશે કે તેને શું થયું. (૪) એ દિવસે તે પોતાની સ્થિતિ વર્ણવશે. (૫) કેમ કે તમારા રબનો તેને આ જ આદેશ હશે. (૬) એ દિવસે લોકો અલગ-અલગ નીકળશે, જેથી તેમના કર્મો તેમને બતાવવામાં આવે. (૭) પછી જે વ્યક્તિએ કણ બરાબર ભલાઈ કરી હશે, તે તેને જોઈ લેશે, (૮) અને જે વ્યક્તિએ કણ બરાબર બૂરાઈ કરી હશે, તે તેને જોઈ લેશે.

●

## ૧૦૦. સૂરઃ અલ-આદિયાત

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે એ ઘોડાઓના જે હાંફતા દોડે છે, (૨) પછી ટાપો મારીને ચિંગારીઓ કાઢવાવાળા, (૩) પછી પરોઢના સમયે છાપો મારવાવાળા, (૪) પછી તેમાં ધૂળની ડમરીઓ ઉડાવનારાં, (૫) પછી તે વખતે સૈન્યમાં ઘૂસી જવાવાળાં. (૬) નિઃશંક માનવી પોતાના રબનો કૃતઘ્ન છે, (૭) અને તે સ્વયં

તેના પર સાક્ષી છે, (૮) અને તે ધનના પ્રેમમાં ખૂબ ગ્રસ્ત છે. (૯) શું તે એ વખતને નથી જાણતો જ્યારે તેને કબરોમાંથી કાઢવામાં આવશે, (૧૦) અને કાઢવામાં આવશે જે કંઈ હૃદયોમાં છે. (૧૧) નિઃશંક એ દિવસે તેમનો રબ તેમનાથી બરાબર વાકેફ હશે.

●

## ૧૦૧. સૂરઃ અલ-કારિઆ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) ખડખડાવનાર ! (૨) શું છે ખડખડાવનાર ? (૩) અને તમે શું જાણો કે શું છે એ ખડખડાવનાર ? (૪) જે દિવસે લોકો પતંગોની જેમ વિખેરાયેલા હશે, (૫) અને પહાડો પીંજેલા રંગીન ઊનની જેમ થઈ જશે. (૬) પછી જે વ્યક્તિનું પલ્લું ભારે હશે, (૭) તે મનપસંદ આરામમાં હશે, (૮) અને જે વ્યક્તિનું પલ્લું હલકું હશે, (૯) તો તેમનું ઠેકાણું ખાઈ છે, (૧૦) અને તમે શું જાણો કે તે શું છે ? (૧૧) ભડકે બળતી આગ !

●

## ૧૦૨. સૂરઃ અત્-તકાસુર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અધિકથી અધિકની લાલચે તમને ગફલતમાં રાખ્યા, (૨) ત્યાં સુધી કે તમે કબરોમાં જઈ પહોંચ્યા. (૩) કદાપિ નહીં, તમે ખૂબ જલ્દી જાણી લેશો. (૪) પછી કદાપિ નહીં, તમે ખૂબ જલ્દી જાણી લેશો. (૫) કદાપિ નહીં, જો તમે વિશ્વાસપૂર્વક જાણતા (૬) કે તમે અવશ્ય નર્કને જોશો. (૭) પછી તમે તેને વિશ્વાસની આંખોથી જોશો. (૮) પછી એ દિવસે ચોક્કસ તમને કૃપાઓ વિશે અવશ્ય પૂછવામાં આવશે.

●

## ૧૦૩. સૂરઃ અલ-અસ્ર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) સોગંદ છે યુગના ! (૨) નિઃશંક, માનવી નુકસાનમાં છે, (૩) સિવાય એ લોકોના, જેઓ ઈમાન લાવ્યા અને સદ્કાર્યો કર્યા અને તેમણે એક-બીજાને સત્યની શિખામણ આપી અને તેમણે એક-બીજાને ધૈર્યની શિખામણ આપી.

●

## ૧૦૪. સૂરઃ અલ-હુમઝહ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) વિનાશ છે દરેક મહેણા મારનારનો, દોષ કાઢવાવાળાનો, (૨) જેણે ધન સમેટ્યું અને ગણી-ગણીને રાખ્યું. (૩) તે વિચારે છે કે તેનું ધન હંમેશા તેના સાથે રહેશે. (૪) કદાપિ નહીં, તેને ફેંકી દેવામાં આવશે રગદોળી નાખનાર જગ્યામાં, (૫) અને તમે શું જાણો કે રગદોળી નાખનાર જગ્યા શું છે ? (૬) અલ્લાહે ભડકાવેલ આગ ! (૭) જે હૃદયો સુધી પહોંચશે. (૯) તે તેમના પર બંધ કરી દેવામાં આવશે, (૯) ઊંચા-ઊંચા સ્તંભોમાં.

●

## ૧૦૫. સૂરઃ અલ-ફીલ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) શું તમે જોયું નહીં કે તમારા રબે હાથીઓવાળાની સાથે શું કર્યું ? (૨) શું તેણે તેમની યુક્તિને નિષ્ફળ ન કરી દીધી ? (૩) અને તેમના પર પક્ષીઓ મોકલ્યા ટોળે-ટોળા, (૪) જે તેમના પર કાંકરીઓના પથ્થરો ફેંકતા હતા. (૫) પછી અલ્લાહે તેમને ખાધેલા ભૂસાની જેમ કરી દીધા.

●

## ૧૦૬. સૂરઃ કુરૈશ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) એ કારણે કે કુરૈશ ટેવાઈ ગયા (૨) ઠંડી અને ગરમીના સફરથી ટેવાઈ ગયા. (૩) તો તેમણે આ ઘરના રબ (પ્રભુ-પાલનહાર)ની ઉપાસના કરવી જોઈએ, (૪) જેણે તેમને ભૂખમાં ભોજન આપ્યું અને ભયથી તેમને શાંતિ પ્રદાન કરી.

●

## ૧૦૭. સૂરઃ અલ-માઊન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) શું તમે જોઈ એ વ્યક્તિને, જે ન્યાયના દિવસને ખોટો ઠેરવે છે ? (૨) એ જ તો છે જે અનાથને ધક્કા મારે છે, (૩) અને નિર્ધન-ગરીબનું ભોજન આપવા પ્રોત્સાહન નથી આપતો. (૪) પછી વિનાશ છે એ નમાઝ પઢવા-વાળાઓ માટે (૫) જેઓ પોતાની નમાઝથી બેપરવા છે, (૬) એ જે દેખાડો કરે છે (૭) અને મામૂલી જરૂરતની વસ્તુઓ પણ નથી આપતો.

●

## ૧૦૮. સૂરઃ અલ-કૌસર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અમે તમને 'કૌસર' આપી દીધી, (૨) તેથી પોતાના રબ માટે નમાઝ પઢો અને કુરબાની કરો. (૩) નિઃશંક તમારો શત્રુ જ મૂળ કપાયેલો (નિર્મૂળ) છે.

●

## ૧૦૯. સૂરઃ અલ-કાફિરૂન

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કહો કે હે કાફિરો (ઈન્કાર કરનારઓ) ! (૨) હું તેમની ઉપાસના નહીં કરું જેની ઉપાસના તમે કરો છો, (૩) અને ન તમે તેની ઉપાસના કરવા-વાળા છો જેની ઉપાસના હું કરું છું, (૪) અને હું તેમની ઉપાસના કરવાવાળો નથી જેની ઉપાસના તમે કરી છે, (૫) અને ન તમે તેની ઉપાસના કરવાના છો જેની ઉપાસના હું કરું છું. (૬) તમારા માટે તમારો દીન (ધર્મ) અને મારા માટે મારો દીન.

●

## ૧૧૦. સૂરઃ અન્-નસ્ર

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) જ્યારે અલ્લાહની મદદ આવી જાય અને વિજય, (૨) અને તમે જોશો કે લોકો અલ્લાહના દીન (ધર્મ)માં દાખલ થઈ રહ્યા છે ટોળે-ટોળા. (૩) તો પોતાના રબ (પ્રભુ-પાલનહાર)નો મહિમાગાન કરો તેની પ્રશંસાની સાથે અને તેનાથી ક્ષમાયાચના કરો. નિઃશંક, તે અત્યંત ક્ષમાશીલ છે.

●

## ૧૧૧. સૂરઃ અલ-લહબ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) અબૂ લહબના હાથ તૂટી ગયા અને તે નાશ પામે. (૨) ન તેનું ધન તેને કામ લાગ્યું અને ન તે જે તેણે કમાવ્યું. (૩) તે ટૂંક સમયમાં ભડકે બળતી આગમાં પડશે, (૪) અને તેની પત્ની પણ, જે ઈંધણ લઈને ફરે છે માથા પર. (૫) તેની ગરદનમાં રસ્સી છે બાંધેલી.

●

## ૧૧૨. સૂરઃ અલ-ઈખ્લાસ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કહો અલ્લાહ એક છે. (૨) અલ્લાહ નિરપેક્ષ-નિસ્પૃહ છે. (૩) ન તેની કોઈ સંતાન છે અને ન તે કોઈની સંતાન. (૪) અને કોઈ તેના સમકક્ષ-સમાન નથી.

●

## ૧૧૩. સૂરઃ અલ-ફલક

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કહો, હું શરણ માંગું છું પરોઢના રબ (પ્રભુ-પાલનહાર)નું, (૨) દરેક એ વસ્તુની બૂરાઈથી જે તેણે પેદા કરી, (૩) અને અંધકારની બૂરાઈથી, જ્યારે તે છવાઈ જાય, (૪) અને ગાંઠોમાં ફૂંક મારનારાઓની બૂરાઈથી, (૫) અને ઈર્ષ્યા કરનારની બૂરાઈથી, જ્યારે તે ઈર્ષ્યા કરે.

●

## ૧૧૧. સૂરઃ અન્-નાસ

શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ, અત્યંત દયાળુ છે.

(૧) કહો, હું શરણ માંગું છું લોકોના રબ (પ્રભુ-પાલનહાર)નું, (૨) લોકોના બાદશાહનું, (૩) લોકોના ઉપાસ્યનું, (૪) તેની બૂરાઈથી જે વસવસો (શંકા-કુશંકા) નાખે અને છુપાઈ જાય, (૫) જે લોકોના મનમાં વસવસો નાખે છે, (૬) જિનમાંથી અને મનુષ્યમાંથી.

–★–★–★–

# પવિત્ર કુર્આન

કુર્આન અલ્લાહનો ગ્રંથ છે. તે પોતાની મૂળ અરબી ભાષામાં સંપૂર્ણ સુરક્ષિત છે. આવા ગ્રંથનો અનુવાદ કદાપિ મૂળ ગ્રંથનો વિકલ્પ બની શકતો નથી. કુર્આનના અનુવાદનો ઉદ્દેશ્ય જે લોકો તેને નથી સમજી શકતા તેઓ સરળતાથી સમજી શકે એ રીતે તેને માત્ર સરળ બનાવવાનો છે. પરંતુ તેનો અર્થ એ નથી કે જે વ્યક્તિ અરબી ભાષા ન જાણતો હોય, તે કુર્આનને સમજી શકતો નથી. કુર્આન, અરબી ભાષા ન જાણતા વ્યક્તિ માટે પણ એક બોધદાયક ગ્રંથ છે. કુર્આન પ્રત્યક્ષ રૂપે અરબી ભાષામાં છે, પરંતુ હકીકત એ છે કે તે પ્રાકૃતિક ભાષામાં છે,

દરેક પુસ્તકનો એક વિષય હોય છે. કુર્આનનો વિષય એ છે કે સૃષ્ટિના નિર્માણની અલ્લાહની યોજનાથી મનુષ્યને માહિતગાર કરવામાં આવે, અર્થાત્ મનુષ્યને એ બતાવવામાં આવે કે અલ્લાહે આ સૃષ્ટિ કેમ બનાવી છે, મનુષ્યને આ ધરતી પર વસાવવાનો ઉદ્દેશ્ય શું છે, મૃત્યુ પહેલાના જીવન-કાળમાં મનુષ્યથી શું અપેક્ષિત છે, અને મૃત્યુ પછીના જીવનમાં મનુષ્યની સાથે શું થવાનું છે. મનુષ્ય એક અમર સર્જન છે. તેની જીવન-યાત્રા મૃત્યુ પછી પણ ચાલુ રહે છે. કુર્આન આ સંપૂર્ણ જીવન-યાત્રા માટે એક માર્ગદર્શક ગ્રંથની હેસિયત ધરાવે છે. મનુષ્યને આ વાસ્તવિકતાથી માહિતગાર કરવો એ જ કુર્આનનો ઉદ્દેશ્ય છે અને આ જ કુર્આનની ચર્ચાનો વિષય છે.

GOODWORD

www.goodwordbooks.com
www.cpsglobal.org

ISBN 978-93-5179-170-6

9 789351 791706